શ્રી

# ભોજપ્રબંધ.

બલ્લાલ કવિ વિરચિત મૂળ સહિત ગુજરાતી
ભાષાંતર બન્ને ભાગ સાથે

ભોજ અને કાલિદાસની સંખ્યાબંધ વાર્ત્તાઓ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.**

મહાભારતસાર, અધ્યાત્મરામાયણ, સતીધર્મ-પતિસેવા,
દ્વારકાંમહાત્મ્ય, શ્રીકૃષ્ણજન્મખંડ, અષ્ટોત્તરખંડ, વલ્લભ-
દિગ્વિજય, દેવીમહાત્મ્ય, વ્યવહારદર્પણ અને પંચ-
રત્નગીતા ઇત્યાદિ ઇત્યાદિનો પ્રસિદ્ધ કર્ત્તા.

નિવાસી જામનગર.

હજાર શ્લોકના સુધારા વધારા સાથે-આવૃત્તિ બીજી.



સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

મુલ્ય રૂ. ૧—૮—૦

બન્ને ભાગ જુદા દરેક ભાગનો રૂ. ૧-૦-૦

અખંડ પ્રૌઢપ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ
નેકનામદાર મહારાજાધિરાજ
ભાવસિંહજી સાહેબ બહા-
દુર કે. સી. એસ. આઈ.

સંસ્થાન ભાવનગર.

ખુદાવંદ મહારાજા સાહેબ—

આપ મહારાજા આર્યાવર્તના મહારાજાઓની પંક્તિમાં શ્રેષ્ઠ ગણાઓ છો. વિદ્યાજ્ઞાન મેળવી તેનો યોગ્ય ઉપયોગ કરો છો. સરસ્વતિ અને તેના સેવકોનો સત્કાર કરવામાં પ્રિતિમાન છો. વળી વિવિધ પ્રકારનું વિદ્યાદાન આપવા આગ્રહી છો, સર્વ વિદ્યાદાનમાં પણ દેવ ભાષાની એટલે સંસ્કૃત ભાષાની વિદ્યાનું દાન ઉત્તમ છે. એમ માની કેટલાએક સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર કરાવી ગુર્જર ભાષાની વૃદ્ધિને પુષ્ટિ આપો છો. તેમ આપ " आत्मा वै जायते पुत्रः " એ શ્રુતિ અનુસારે પિતાને પગલે ચાલી, મહારાજાનું સ્વરૂપ હોઇ તેમના સ્વસ્થાનમાં મુખ્ય અધિકારી છો, જેથી આ રાજ્યનીતિદર્શક અને સાહિત્ય વિષયના અમુલ્ય પુસ્તકના ગુજરાતી ભાષાંતરનો ગ્રંથ અંતઃકરણથી આપ નામદાર સાહેબની વર્ષગાંઠ મહોત્સવ પ્રસંગની મહાન્ ખુશાલીમાં અર્પણ કરી અત્યાનંદ પામું છું. તે સ્વિકારવા કૃપા કરશો.

હું છું.

આપ નામદારના સદ્ગુણનો પ્રસંશક અને આશ્રિત.

વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

અખંડ પ્રૌઢપ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ

નેકનામદાર મહારાજાધિરાજ

ભાવસિંહજી સાહેબ બહા-

દુર કે. સી. એસ. આઈ.

સંસ્થાન ભાવનગર.

ખુદાવંદ મહારાજા સાહેબ—

આપ મહારાજા આર્યાવર્તના મહારાજાઓની પંક્તિમાં શ્રેષ્ટ ગણાઓ છો. વિદ્યાજ્ઞાન મેળવી તેનો યોગ્ય ઉપયોગ કરો છો. સરસ્વતિ અને તેના સેવકોનો સત્કાર કરવામાં પ્રિતિમાન છો. વળી વિવિધ પ્રકારનું વિદ્યાદાન આપવા આગ્રહી છો, સર્વ વિદ્યાદાનમાં પણ દેવ ભાષાની એટલે સંસ્કૃત ભાષાની વિદ્યાનું દાન ઉત્તમ છે. એમ માની કેટલાએક સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર કરાવી ગુર્જર ભાષાની વૃદ્ધિને પુષ્ટિ આપો છો. તેમ આપ " आत्मावै जायते पुत्रः " એ શ્રુતિ અનુસારે પિતાને પગલે ચાલી, મહારાજાનું સ્વરૂપ હોઇ તેમના સ્વસ્થાનમાં મુખ્ય અધિકારી છો, જેથી આ રાજ્યનીતિદર્શક અને સાહિત્ય વિષયનો અમુલ્ય પુસ્તકના ગુજરાતી ભાષાંતરનો ગ્રંથ અંતઃકરણથી આપ નામદાર સાહેબની વર્ષ ગાંઠ મહોત્સવ પ્રસંગની મહાન્ ખુશાલીમાં અર્પણ કરી અત્યાનંદ પામું છું. તે સ્વિકારવા કૃપા કરશો. હું છું.

આપ નામદારના સદ્દગુણનો પ્રસંશક અને આશ્રિત.

વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

# અનુક્રમણિકા.

દ્વિતીય ખંડની અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| ધારાધિપતિ ભોજની રાજનીતિ. | ૧ |
| રાજામાં કેવા ગુણ જોઇએ ? | ૩ |
| રાજાને પરમેશ્વરે કેવીરીતે ઉત્પન્ન કર્યા છે ? | ૪ |
| રાજ્યનાં સાત અંગ, | ૧૩ |
| રાજાનાં આઠ કામ. | ૧૩ |
| રાજાનું વર્તન | ૧૪ |
| રાજગુણો. | ૧૪ |
| મંત્રી કેવા જોઇએ ? | ૧૮ |
| મંત્રી ધર્મ | ૨૧ |
| મિત્ર કેવા જોઇએ ? | ૨૨ |
| કોશ સંગ્રહની વ્યવસ્થા. | ૨૩ |
| દેશ પ્રજા વર્ગ. | ૨૬ |
| પ્રજાએ કરેલા ઉત્સવોમાં રાજાએ ભાગ લેવો. | ૨૭ |
| દુર્ગ વિચાર. | ૨૭ |
| સેના ( ચાર પ્રકારની ) | ૨૮ |
| સૈન્ય કેવું જોઇએ ? | ૨૮ |
| સેનાધિપતિ કેવો જોઇએ ? | ૨૯ |
| શૂરવીરનાં લક્ષણ. | ૩૦ |
| દૂત કેવા જોઇએ ? | ૩૦ |
| કોશાધ્યક્ષ કેવો જોઇએ ? | ૩૧ |
| ધર્માધ્યક્ષ કેવા જોઇએ ? | ૩૧ |
| સભાસદ કેવા જોઇએ ? | ૩૨ |
| લેખક કેવો જોઇએ ? | ૩૨ |
| પ્રતિહાર કેવા જોઇએ ? | ૩૨ |
| ચારો ( ડીટેકટીવ ) | ૩૩ |
| અંતઃપુર પર કેવાઓને યોજવા | ૩૩ |
| રસોઇઓ કેવો જોઇએ ? | ૩૩ |
| રાજકૃત્ય. | ૩૩ |
| દ્વારપાળ અથવા છડીદાર. | ૩૩ |
| રાજસભાની રીતભાત. | ૩૪ |
| અધિકારીની નીમણુક. | ૩૬ |
| રાજાના અધિકારીઓનાં લક્ષણો. | ૩૮ |
| સેનામાં કોને રાખવાને અધિકારી બનાવવા ? | ૪૦ |
| રાજાઓએ વિદ્વાનોને સત્કાર કરવો | ૪૦ |
| રાજ્યવહીવટ. | ૪૩ |
| ભોજરાજાનો ન્યાય. | ૪૪ |
| ન્યાય દાખલો બીજો. | ૪૭ |
| ન્યાય દાખલો ત્રીજો. | ૫૪ |
| ન્યાય દાખલો ચોથો. | ૫૭ |
| લશ્કરની કવાયત. | ૬૧ |
| યશોદા નામની કુમારીની વાત. | ૬૩ |
| ભોજને જીતવા આવેલ પંડિતોની વાત. | ૬૭ |
| નગર શિંગડાના પશુની વાત. | ૬૮ |
| ચાર કુમારિકાની ચતુરીની વાત. | ૭૧ |
| દાન કરનાર બ્રાહ્મણ | ૮૨ |
| ભોજની ચઢાઇની તૈયારી. | ૮૫ |
| સેનાધિપતિ વીમલ દંડ નાયક. | ૮૬ |
| પાનાધિની પત્નિ. | ૧૦૩ |
| ઉદ્યોગ ઉત્તમ કે કર્મ ? | ૧૧૫ |
| ઉદ્યોગ કર્મ વિષે બે ભાઇઓનો વાદવિવાદ. | ૧૧૫ |
| પ્રાગ્જ્યહિન મંત્રી. | ૧૧૭ |
| રોગી વણિક. | ૧૧૮ |
| બન્ને બાંધવોને ન્યાય. | ૧૧૯ |
| અણહિલપુર પાટણનો પ્રલય. | ૧૨૬ |
| ભોજનાં બીજીવખત લગ્ન. | ૧૨૮ |
| વણિક સ્ત્રીઓની વાત. | ૧૩૩ |
| ધનવાન અને વિદ્વાનનું મહત્વ. | ૧૩૫ |
| પાદ પૂર્તીની ચમત્કૃતી. | ૧૪૫ |
| ગ્નાતીભાઇ તે કોને કહેવો ? | ૧૪૭ |
| દીનમણીનું ડહાપણ. | ૧૪૮ |
| ધનંજયની દેશ બુદ્ધ | ૧૫૦ |
| બુદ્ધિ કોના બાપની છે ? | ૧૫૨ |
| દાન આપવાનો દાખલો. | ૧૫૪ |
| પતિવ્રતનો મહિમા. | ૧૫૬ |
| વચનમાંજ વશીકરણ છે ? | ૧૬૦ |

# ઉપોદ્‌ઘાત.

આ મહાન કવિ **બલ્લાલનો** રચેલો સર્વોત્કૃષ્ટ સંસ્કૃત ભાષામાં ગુણમય અને રસિક **ભોજપ્રબંધ** ( ભોજરાજાના જીવનચરિત્રનો ગ્રંથ ) છે, જેમાં ભોજની સભાના પંડિતોના ચાતુર્યથી, સંસ્કૃત વિદ્યાની પૂર્ણ ઉન્નતિના અને તેમને આપેલાં **ભોજના** દાનવીરપણાના અસંખ્ય દાખલા તેમજ તેના દીર્ઘદર્શી વિચારોના સંખ્યાબંધ દાખલા જગજાહેર છે. **ભોજ** પોતાના કાકાના હાથમાં કેવી સ્થિતિમાં આવ્યા હતા, અને તે વખતે કેવી ધૈર્યતા રાખવાથી તથા રાજ્યાસન પ્રાપ્ત થવાની હકીકત લખી પછી તેના દાનવીરપણાનું, વિદ્યાને ઉત્તેજકપણાનું, કવિતાના પરીક્ષકપણાનું, કવિતા ઉપર અત્યંત પ્રેમીપણાનું અને મહાકવિ **કાલિદાસની** સાથે મૈત્રી વગેરેનું અત્યંત સુંદર વર્ણન આપ્યું છે. આ ગ્રંથ સાહિત્યમાં **અગ્ર** ગણાયાથી પ્રથમ મેં સને ૧૮૮૬ માં નામદાર ભાવનગરના મરહુમ મહારાજા **તખ્તસિંહજીના** આશ્રયથી છપાવેલો; તે પછી પાટણના **જૈન ભંડારમાંથી** મને એક નવો ગ્રંથ મળ્યો, જે ગ્રંથ જૈનમતના કોઇ **યતિએ** રચેલો છે. પણ તેનું નામ ગ્રંથમાં નથી. તેણે તે ગ્રંથના છ અધિકાર પૂરેપૂરા સમાવેલા છે; **સાતમા** અધિકારનો આરંભ પણ થોડો આવેલો છે, પરંતુ તે ગ્રંથ ત્યાંથી ત્રુટક હોવાને લીધે આગળ શો વૃત્તાંત **હશે** તે જાણવાથી આપણે એ નશીબ રહીએ છીએ.

આ બન્ને ગ્રંથો જુદા જુદા ગ્રંથકારોના લખવાથી તેમાંના વિષયો છિન્નભિન્ન હોવાથી પ્રથમનો ગ્રંથ સંસ્કૃત શ્લોક પોણાચારસે ગદ્યપદ્યાત્મક છે, એટલે તે **વિદ્યાર્થીઓને** વધારે ઉપયોગી થાય તે માટે એમજ રાખી પ્રથમ ભાગ ગણી આ નવા ગ્રંથનો બીજો ભાગ ગણ્યો છે જેમાં શ્લોક છસેં ઉપર છે એ બન્નેના વૃત્તાંતનો સાર નીચે મુજબ—

**સિંધુલને** એક **ભોજ** નામે પુત્ર થયો હતો. તે પણ તેના પિતા સદૃશ બળવાન તથા તે ઉપરાંત અનેક શાસ્ત્રકળા ઇત્યાદિથી નિપુણ અને પરાક્રમી થયો. તેની સત્કીર્તિ સાંભળીને, તથા તેના ગ્રહયોગ અતિ ઉગ્રભાગી થવાનો જાણીને તેના કાકા **મુંજને** ઘણો પરિતાપ થયો. એટલે બંગાલાના રાજા **વત્સરાજને** એ ભોજને સોંપી મારી નાખવા આજ્ઞા આપી. **વત્સરાજનો** તેને મારતાં જીવ ન ચાલ્યો એટલે તેને ગુપ્ત રાખી **મુંજ** પાસે આવી અમોએ **ભોજને** હણ્યો

જ્યાં ન પહોંચે રવી ત્યાં પહોંચે કવિ. ૧૬૧
અનુભવ એજ મહાન શિક્ષણ છે. ૧૬૪
કુલીનતા બોલતાં વેતજ કળાયછે. ૧૬૫
અક્કલ ઇશ્વરી બક્ષીસ છે. ૧૬૬
અક્કલ અંધારે વહેંચાયલી છે. ૧૬૬
એકજ ઉત્તમ ગુણ મહત્ત પદ્દિએ પહોંચાડે છે. ૧૬૮
કામદેવે કોની વડાઇ કાયમ રાખેલી છે. ૧૬૯
વિદ્વાનના વચનનો ભાવ સમજવોજ વિકટ છે. ૧૭૩
ખરીવાતમાં ખાર કરવો નહી. ૧૭૪
વિદ્વાનનીગતી વિદ્વાનજ જાણેછે. ૧૭૫
પરિક્ષકોની બલિહારી છે. ૧૭૮
વિદ્વાનની ચતુરાઇ. ૧૮૨
ગુદમર્મ સમજનાર મહારાજા ૧૮૨
બુદ્ધિની બાહુલ્યતા. ૧૮૩
બુદ્ધિવંતની બલિહારી. ૧૮૫
વિદ્વાન પુરૂષોની વડાઇ. ૧૮૬
સ્ત્રી ચરિત્રરૂપી સમુદ્રનો પાર નથી ૧૮૮
વિષ્ટાથી લિપ્ત છતાં સુવર્ણનો સદા આદર કરવો ૧૮૯
પૃથ્વીને ભારેમારનાર કોણ છે. ૧૯૧
રાજા જવાબી પણ અમુલ્ય હીરો છે ૧૯૨
બે રાજકુમારની વાત. ૧૯૪
જાદુગરનો તમાસો. ૨૧૫
પરકાયા પ્રવેશની વિદ્યા. ૨૨૫
દીવાની ચોરી કરનાર નીમકહલાલ નોકર ૨૨૬
સુંદરસિંહનું સાહસ પશ્ચાતાપ. ૨૨૮
ઉપકારને બદલે અપકાર. ૨૩૦
રક્ષણ કરનારનો નાશ. ૨૩૨
લાકડાંનો છોકરો. ૨૩૭
સહદેવ અનેમૃગદેવ પ્રબંધ. ૨૪૧
ચંદ્રકેતુ અને વીરભદ્ર. ૨૬૧
ચંદ્રસેન અને રત્નમંજરી ૨૭૧
સુદામાનામના બ્રાહ્મણની વાત ૨૭૮
જ્ઞાનધર નામના મૂર્ખ પંડિતની વાત ૨૮૦
દારિદ્રનું પુતળું. ૨૮૬
ભાગ્યવાનનાં શુભ પગલાં. ૨૮૮
રતિ સુંદરી રાણીની વાત, ૨૯૫
સુધરજી નામના બ્રાહ્મણની વાત. ૩૦૬
પ્રભાકર નામના વિદ્યાર્થીની વાત. ૩૧૦
ચૂડામણી નામના રાજકુમારની વાત. ૩૧૪
સોમશર્મા પંડિતની વાત. ૩૧૮
કામદેવની વાત. ૩૩૧
સ્ત્રીચરિત્ર-કળાવતીની ચતુરાઇ. ૩૩૬
તસ્કર બનેલો વિદ્વાન બ્રાહ્મણ ૩૪૧
ભોજરાજાનો પુર્વભવ. ૩૪૩
રાજયકાન અને પ્રધાનની ચાતુર્યતા. ૩૫૪
હિંડોલાનો શબ્દ ૩૫૭
હાથે તેજ સાથે. ૩૫૮
નામભટની વાત. ૩૫૯
બનાવટી પુત્ર. ૩૬૧
કાલિદાસનો સન્યાસ. ૩૬૨
બ્રહ્મચર્યમાં ભંગ. ૩૬૭
વિદ્વાન પંડીતની વાત. ૩૭૦
મૂર્ખ બ્રાહ્મણનો આશીર્વાદ. ૩૭૨
દારિદ્રની દુર્દશા. ૩૭૨
વામદેવ અને રૂપદેવની વાર્તા ૩૭૩
લીલાવતીનું ચિત્ર. ૩૭૭
કાલિદાસને શિક્ષા. ૩૭૮
કાલિદાસની શોધ. ૩૭૯
વિશ્વાસઘાત મહા પાપ. ૩૮૨
ભોજની ઘેલછા પાપનું પ્રાયશ્ચીત ૩૮૫
રત્નોની શોધ-સેત્રંજની રમત ૩૮૮
રાજારૂપી કલ્પવૃક્ષ ઉપર ઘોકાનો ઘા. ૩૯૧
ભોજરાજાનો મસીયાઇ ભાઇ. ૩૯૩
કાલીદાસે મચ્છ પકડયા. ૩૯૬

# ઉપોદ્ઘાત.

આ મહાન કવિ **બલ્લાલનો** રચેલો સર્વોત્કૃષ્ટ સંસ્કૃત ભાષામાં ગુણમય અને રસિક **ભોજપ્રબંધ** ( ભોજરાજાના જીવનચરિત્રનો ગ્રંથ ) છે, જેમાં ભોજની સભાના પંડિતોના ચાતુર્યથી, સંસ્કૃત વિદ્યાની પૂર્ણ ઉન્નતિના અને તેમને આપેલાં **ભોજના** દાનવીરપણાના અસંખ્ય દાખલા તેમજ તેના દીર્ઘદર્શી વિચારોના સંખ્યાબંધ દાખલા જગજાહેર છે. **ભોજ** પોતાના કાકાના હાથમાં કેવી સ્થિતિમાં આવ્યા હતા, અને તે વખતે કેવી ધૈર્યતા રાખવાથી તથા રાજ્યાસન પ્રાપ્ત થવાની હકીકત લખી પછી તેના દાનવીરપણાનું, વિદ્યાને ઉત્તેજકપણાનું, કવિતાના પરીક્ષકપણાનું. કવિતા ઉપર અત્યંત પ્રેમીપણાનું અને મહાકવિ **કાલિદાસની** સાથે મૈત્રી વગેરેનું અત્યંત સુંદર વર્ણન આપ્યું છે. આ ગ્રંથ સાહિત્યમાં અગ્ર ગણાયાથી પ્રથમ મેં સને ૧૮૮૬ માં નામદાર ભાવનગરના મરહુમ મહારાજા **તખ્તસિંહજીના** આશ્રયથી છપાવેલો; તે પછી પાટણના **જૈન ભંડારમાંથી** મને એક નવો ગ્રંથ મળ્યો, જે ગ્રંથ જૈનમતના કોઇ **યતિએ** રચેલો છે. પણ તેનું નામ ગ્રંથમાં નથી. તેણે તે ગ્રંથના છ અધિકાર પૂરેપૂરા સમાવેલા છે; **સાતમા** અધિકારનો આરંભ પણ થોડો આવેલો છે, પરંતુ તે ગ્રંથ ત્યાંથી ત્રુટક હોવાને લીધે આગળ શો વૃત્તાંત હશે તે જાણવાથી આપણે એ નશીબ રહીએ છીએ.

આ બન્ને ગ્રંથો જુદા જુદા ગ્રંથકારોના લખવાથી તેમાંના વિષયો છિન્નભિન્ન હોવાથી પ્રથમનો ગ્રંથ સંસ્કૃત શ્લોક પોણાચારસે ગદ્યપદ્યાત્મક છે, એટલે તે **વિદ્યાર્થીઓને** વધારે ઉપયોગી થાય તે માટે એમજ રાખી પ્રથમ ભાગ ગણી આ નવા ગ્રંથનો બીજો ભાગ ગણ્યો છે જેમાં શ્લોક છસેં ઉપર છે એ બન્નેના વૃત્તાંતનો સાર નીચે મુજબ—

**સિંધુલને** એક **ભોજ** નામે પુત્ર થયો હતો. તે પણ તેના પિતા સદશ બળવાન તથા તે ઉપરાંત અનેક શાસ્ત્રકળા ઇત્યાદિથી નિપુણ અને પરાક્રમી થયો. તેની સત્કીર્તિ સાંભળીને, તથા તેના ગ્રહયોગ અતિ ઉગ્રભાગી થવાનો જાણીને તેના કાકા **મુંજને** ઘણો પરિતાપ થયો. એટલે બંગાલાના રાજા **વત્સરાજને** એ ભોજને સોંપી મારી નાખવા આજ્ઞા આપી. **વત્સરાજનો** તેને મારતાં જીવ ન ચાલ્યો. એટલે તેને ગુપ્ત રાખી **મુંજ** પાસે આવી અમોએ **ભોજને** હણ્યો

એમ કહ્યું. **ભોજે વત્સરાજને** એક શ્લોક પોતાના લોહીવતે વડના પાંદડાં ઉપર લખી આપ્યો હતો. તે **વત્સરાજે** રજુ કર્યો. તો તે શ્લોક વાંચી **મુંજને** પોતાના અવિચારી કૃત્યનો બહુ ખેદ થયો. તે શ્લોકની મતલબ એ હતી કે **માંધાતા, યુધિષ્ઠિર અને રામ** આદિ મ્હોટા ચક્રવર્તિ થઇ ગયા તેમની સાથે તો આ પૃથ્વી ગઈ નથી, પણ તે તમારી સાથે જવાની હોય તેમ લાગે છે. એવી રીતે સંસારની અનિત્યતાનો બોધ થતાં ભોજકુમારના યૌવન ચારિત્ર ચાતુર્ય આપત્તિ સમયની હિમ્મત, આદિ વિચારતાં મુંજને પશ્ચાતાપ થયો એટલે પોતે બળી મરવાને તૈયાર થયો પણ **વત્સરાજે ભોજને** પ્રગટ કરી **મુંજને** સંતોષ્યો. જેથી **મુંજે ભોજને** રાજ્ય સોંપ્યું અને પોતે રાજ્યભારથી છુટો થયો. **ભોજને** રાજ્ય પ્રાપ્તિ થયા પછી તેમની રાજ્યનીતિ, રાજ્યવહીવટ, તેમનું અસાધારણ ઔદાર્ય, વિદ્વાનો તથા જુદા જુદા ઉત્તમ કવિશ્વરોએ પોતપોતાના સરસ કાવ્યોમાં, રાજ્યસભામાં, વિદ્વન્મંડળમાં જુદે જુદે અવસરે અનુભવેલા હૃદયના ઉદ્‌ગારોનો સંગ્રહ છે. **ભોજરાજા** વિક્રમ સંવત ૧૦૭૮ માં માળવાનું રાજ્ય કરતા હતા એમ તેણે કરેલા એક દાન સંબંધી શિલાલેખ ઉપરથી જણાય છે.

## ભોજના પુર્વજોનું વૃત્તાંત.

**માળવા**-ઉજ્જયિનીમાં **શ્રી હર્ષ** રાજા રાજ્ય કરતો હતો, તેને પેટે સંતાન ન હતું તેથી તે રાજ્ય તેના ભાયાતો મેળવવા પ્રયત્ન કરતા હતા. દરમ્યાન એક વખત શિકાર ખેલવા જતાં તેને સરકટના વનમાં મુંજના ભોથામાંથી તુરતનુંજ જન્મેલું બાળક દેખી બહુ હર્ષ પામ્યો. પોતાને પુત્રની અપેક્ષા હતી માટે અતિ પ્રેમથી તેને ઉચકી લીધું. તેને ગુપ્ત રીતે ઘેર લાવી પોતાની મુખ્ય પટરાણી **શૃંગારસુંદરીને** તે બાળક સોંપ્યું. પ્રાતઃકાળે પુત્ર જન્મોત્સવ પ્રવર્ત્યો. તેથી બંદીવાનોને મુક્ત કીધા, તથા સૌ મહોત્સવ માનવા લાગ્યાં, અને તેનું નામ તેની ઉત્પત્તિને અનુસાર તેના માતાપિતાએ પોતાના અંતરમાં ગૂઢ રાખી તેનું **મુંજ** એવું નામ પાડ્યું. આ બાળક દિવસે દિવસે વૃદ્ધિ પામતો આઠ વર્ષનો થયો. તેજ વયમાં તેણે આચાર્ય પાસેથી વિદ્યાસંપાદન કરવાનું શરૂ કર્યું. એ અરસામાં બીજી રાણીને એક ઔરસ પુત્ર થયો. તેનું નામ **સિંધુલ** પાડ્યું. આ પુત્ર નાનપણથીજ ઘણોજ ઉત્કૃષ્ઠ અને બળવાન હતો પણ **શ્રીહર્ષ** રાજા **મુંજનેજ**

વધારે ચાહતો હતો. વળી **મુંજ સિંધુલ** કરતાં રૂપમાં કામદેવની કાંતિ સમાન રૂપાળો હતો; તેથી તથા મ્હોટો અને રાણી **શૃંગારસુંદરીના** આગ્રહથી **મુંજનેજ** રાજ્ય આપવા નક્કી કીધું. **મુંજને** રાજ્યાભિષેક કર્યા પછી થોડા કાળે **શ્રીહર્ષ** રાજા સ્વર્ગવાસી થયા.

**શ્રીહર્ષ** તથા **મુંજરાજાની** વચ્ચે થએલી ગુપ્તવાત **મુંજની** રાણીએ સાંભળી હતી તેથી પ્રસંગોપાત **મુંજને** રાણીએ મેણું માર્યું કે-'તમે **શ્રીહર્ષના** પુત્ર ક્યાં છો ?' આથી **મુંજને** અતિ માઠું લાગ્યું. તેથી તે રાણીને તેણે મારી નાખી. **મુંજ** રાજાએ પોતાના પરાક્રમથી સ્વરાજ્યને ઘણું વિસ્તીર્ણ કર્યું, પણ પોતાને કુસંગત પ્રાપ્ત થવાથી તે રાજા કુમાર્ગે દોરાયો, અને રાજ્યનો સઘળો કારભાર સમસ્ત સજ્જનોના સમક્ષ **રૂદ્રાદીત્ય** નામના મંત્રીને સોંપી પોતે સ્વચ્છંદપણે કાળવ્યય કરવા લાગ્યો. તેને પોતાના ખંડિયા રાજાના ગામમાં કોઈ નીચ વર્ણની સ્ત્રીથી દોસ્તી થઈ તેથી તે દરરોજ સાંઢણી પર સ્વાર થઇ ત્યાં જતો અને પ્રાતઃકાલે પાછો આવતો, તેથી શહેરનાં લોકો તેની અપકીર્તિ કરવા લાગ્યાં.

**મુંજરાજાએ ભોજને** રાજ્ય સોંપ્યું તે અરસામાં કર્ણાટક દેશનો રાજા **માળવા** ઉપર હુમલો કરવા આવ્યો પણ **મુંજે** આગળ સાત વખત તેને હરાવેલો, તે ફરીને ચઢાઇ કરવાને આવતો જાણી **મુંજરાજા** પોતાનું લશ્કર એકઠું કરી તેની સામો ચાલ્યો. આ વખતે તેના પ્રધાન **રૂદ્રાદિત્યે** ના કહિ પણ તેણે પ્રથમ મેળવેલી જીતના અહંકારથી માન્યું નહિ, ત્યારે ફરીને પ્રધાને કહ્યું કે **ગોદાવરીને** પહેલે તીરે જતા નહિ કેમકે તે શૂરવીર ભૂમી છે; તેથી શત્રુને વિજય પ્રાપ્ત થશે. **મુંજે રૂદ્રાદિત્યનું** વચન ન માનતાં **ગોદાવરીના** સામા ત્રટપર જઇ પડાવ નાખ્યો; આથી તે વૃદ્ધ પ્રધાને વિચાર્યું કે **મુંજને** શત્રુના હાથમાં સપડાયેલો જોવો તેના કરતાં બળી મરવું એ વધારે શ્રેષ્ટ છે, એમ ધારી ચિતા ખડકાવી તે જીવતો બળી મુવો. **વાહ! નિમકહલાલ નોકર પણ આવાજ જોઇએ !!!** આ વખતે ઠંડું યુદ્ધ થયું. તેમાં **મુંજનો** પરાજય થયો અને તેને કેદ કરી લીધો, કેટલાએક દિવસ ભોયરામાં કેદ રાખ્યો, અને તેની સંભાળ માટે પોતાની વિધવા બેન **મૃણાલવતીને** રાખી તે મુંજની કંદર્પ સમાન કાંતિ અને ભરપૂર યુવાવસ્થા જોઇ તે તેના ઉપર અતિ આસક્ત થઇ પોતાના મોહમાં **મુંજને ફસાવી તેની અર્ધાંગના થઇ** માં

રહી. કામવશ પુરૂષ કાર્ય કે અકાર્ય વિચારતો નથી કેમકે **'કામાંધો નૈવપશ્યંતિ'** એ પ્રમાણે **મુંજરાજાને મૃણાલવતીના** સંયોગ થયા પછી તે તેનામાં એટલો બધો લપટાઇ ગયો કે પોતાનું સઘળું દુઃખ વિસરી જઇ સુખાનંદમાં તેની સાથે મોજ વિલાસથી કાળ વિતાવવા લાગ્યો. થોડાએક દિવસો જતાં મુંજના મંત્રીઓએ **ઉજ્જયિનીથી** ત્યાં આવી એ કેદખાના સુધી **સુરંગ** ખોદાવી અને રથ ઘોડાઓ આદિ તૈયાર કરાવી **મુંજરાજાને** લઈ જવા માટે યુક્તિ કરી પણ **મૃણાલવતીના** પ્રેમ પાસમાં પરવશ થઇ ગયેલા **મુંજે** મંત્રીઓને કહ્યું કે, એક ક્ષણવાર ઉભા રહો હું તૈયાર થઇ આવું છું. એમ કહીને **મૃણાલવતીની** પાસે જઇ તેને સાથે લઇ જવાનો તથા પોતાનો નાશી છુટવાનો વિચાર તે **મૃણાલવતીને** કહ્યો. તે સાંભળી **મૃણાલવતીએ** વિચાર્યું કે અહિં છે ત્યાં સુધી તો આનો પ્રેમ મારા ઉપર છે, પણ પોતાને ઘેર જઇ અંતઃપુરની **પદ્મણીઓમાં** મહાલતાં મારા જેવી અરધી ઘરડી થયેલીની દરકાર પણ કરશે નહિ. આમ વિચારીને 'તમે ઉભા રહો હું મારા આભૂષણોનો કરંડીયો લાવું આવું મિષ કાઢી પોતાના ભાઈ **તૈલપને મુંજની** સુરંગ વિગેરેની વાત કહી આપી. **તૈલપે મુંજના** બહુ બહુ હાલ કરી અત્યંત માર મરાવી સાત દિવસ ખાવા આપવું નહિ. એ પછી શહેરમાં ઘેર ઘેર ભીખ મગાવી માથું કાપી નાંખી ખોપરી એક થાંભલે ભરાવરાવીને તે ઉપર દહીં મુકી નિત્ય તેને કાગડા કોચે એમ કરાવરાવ્યું.

**સિંધલ મુંજથી** શહાણો તથાપિ તામસિ મનોવૃત્તિવાળો, તોફાની અને અવિચારી હોવાથી મુંજની મરજી વિરૂદ્ધ વર્ત્તવામાં રાજાની આજ્ઞાનો ભંગ થાય છે, એવો તેના મનમાં ખ્યાલ આવ્યો નહિ. **સિંધુલને** તેની રીતભાત સુધારવાને **મુંજે** તેને ઘણોજ સમજાવ્યો પણ તે સઘળું વ્યર્થ, પણ **મુંજે** દરરોજનું દુઃખ ટાળવા માટે **સિંધુલને** આખરે દેશનિકાલ કર્યો. દેશનિકાલ પદને પામેલો **સિંધુલ ગુજરાતમાં** આવ્યો અને **કાશહૃદ** નગરની પાસે ન્હાનાં ન્હાનાં ઝુંપડાનું ગામ વસાવી ત્યાં ધાડ પાડવા તથા વાટ રોકવા લાગ્યો. તેણે એમ સાંભળ્યું હતું કે **આશ્વિન કૃષ્ણ પક્ષની ચતુર્દશીની** રાત્રીએ શિકાર કરવામાં મોટૂં મહાત્મ્ય છે, તેથી હાથમાં બાણ લઈ રણુવગડામાં નિકળી પડયો ત્યાં ચોર લોકોને ફાંશીએ દેવાને સ્થાને આવ્યો. ને નજર કરે છે તો તારાના સ્વલ્પ પ્રકાશથી ચોડે છેટે એક સુંદર

વરાહ જેવા પશુનો આભાશ દીઠો. તેવોજ પોતે ધુટણીયાવાળી શિકાર કરવા સારૂ ધનુષ્યપર બાણ ચઢાવ્યું તેમાં એવો તો એકાએક બનીઈ ગયો કે પોતાના ધુટણ હેઠે પડેલા આ શબમાં કોઇ વનચારી ભૂતે પ્રવેશ કરી જરા શરીર હલાવી સંકેત કીધો તથા અટ્ટહાસ્ય પૂર્વક કાંઈ કહ્યું, પણ તેણે સાંભળ્યુ નહિ. સિંધુલનું ચિત્ત શિકારમાં એટલું તો લીન થયેલું હતું કે પોતાના ધુટણ તળે કોણ છે ? અને તે શું કરે છે ? તે વિષેની તપાસ કરવાનો પણ જેના મનમાં ખ્યાલ સરખો પણ ઉત્પન્ન થયો નહોતો. આવી રીતે વજ્ર જેવા હૃદયવાળા સિંધુલે પ્રેતના સંકેતને લક્ષમાં ન લેતાં શિકારની મોટી લહેરમાં એક હાથે પોતાના ધુટણ તળે આવેલા શબને દબાવી ધનુષ બાણથી તે વરાહને હણ્યો. પછી ત્યાંથી છલંગ મારી તે શિકારને ઘસડી લાવ્યો. એટલામાં તેણે સુતેલા શબને ઉભું થઇ ખડખડ હાસ્ય કરતાં જોયું. આ વખતે સિંધુલ મનમાં કોઇપણ પ્રકારની શંકા ન લાવતાં તેની સન્મુખ જઇ ઉભો રહ્યો. તેને જોઇ શબ વળી વધારે હસી પડ્યું, અને બોલ્યું કે વાહ વાહ ! ખૂબ મોટો શિકાર માર્યો. આ સાંભળી સિંધુલ બોલ્યો કે મારા ધારેલા સંકેત પ્રમાણે વરાહનો સારો શિકાર થયો કે નહિ ? સિંધુલને હિમત ગર્ભિત ભાષણ કરતો જોઇ તે છિદ્રાન્વેષી શબ બોલ્યું કે ધન્ય છે તુંને ! ! તારૂં ધૈર્ય ગર્ભિત સાહસિકપણું જોઈ હું તારાપર પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તે વર મારી પાસેથી માગીલે. સિંધુલે જવાબ દીધો કે મારૂં બાણ પૃથ્વી ઉપર ના પડે, એવો વર આપ તથાસ્તુ. કહી ફરી બીજો વર માગવા કહ્યું આથી કહ્યું કે મને એવો વર આપ કે આખા જગતની લક્ષ્મી મારે સ્વાધીન થાય. ( આથીજ ભોજનો ભંડાર અખૂટ હતો. ) આ પ્રમાણે વર માગવામાં પણ તેનું સાહસિકપણું જોઈ ચમત્કાર પામેલું પ્રેત બોલ્યું કે માળવાના મુંજરાજનો વિનાશ હવે નજીક આવ્યો છે, માટે હવે તારે ત્યાં જવું જોઇએ, કારણ કે એ રાજ્ય નિશ્ચય તનેજ પ્રાપ્ત થનાર છે. આથી સિંધુલ માળવાની પાસેના કોઇએક ગામમાં જઈ વસ્યો પણ એ વાત તથા તેના શિકારની અને વરદાનની વાત મુંજના જાણવામાં આવતાં કેટલાક દિવસ પછી મુંજરાજે તેને બોલાવ્યો, તે ઉપરથી તે ત્યાં તરત મોટી ધામધુમથી ગયો. આ વખતે સિંધુલ પાસે ધનની વૃદ્ધિ થઈ હતી અને તેથી તેણે અક્ષદ ઉદ્દિદળ એકઠું કર્યું હતુ.

**સિંધુલ** ફરીને **ધારામાં** વસવા લાગ્યો. એક દિવસે તે તેલીને ઘેર તેલ લેવા ગયો ત્યાં તેણે તરત તેલ ન આપ્યું, તેથા તેના ગળાની આસપાસ એક કોસને ભરાવીને વાળી દીધી. તે કેમે નિકળે નહિ. તેલીએ રાજા આગળ ફરીયાદ કરી તો ત્યાં પણ **સિંધુલ** વગર તે કોશ કોઈથી નિકળી નહિ. આવું તેનું બળ જોઈ **મુંજને** વળી પોતાના નિર્ભયપણાની ધાસ્તી લાગી. એટલે **સિંધુલની** આખો ફોડાવી નાખી, અપંગ બનાવી વિદાય કર્યો. એટલું છતાં પણ એક સમયે માત્ર શબ્દના અનુસંધાનથી **સિંધુલે** એક પક્ષીને તીર માર્યું તે રાજાના પગ આગળ જઈ પડ્યું. તે વૃત્તાંત જાણતાં રાજાને પૂર્વેની ચિંતા પાછી જાગ્રત થઈ તેથી **સિંધુલને** પાંજરામાં કેદ કીધો. કેટલાએક દિવસે તેને શુભ સ્વપ્ન થયું અને **સિંધુલની** રાણીને પેટે પુત્રનો પ્રસવ થયો. ( તેજ આ ભોજ. )

**ધારાનગરની** ઉત્પત્તિ—પ્રાચીનકાળમાં **ઉજ્જયિની** નગરીમાં આકાશ ગમન વિદ્યાનો જાણનાર અને મહાવિદ્વાન અગ્નિવૈતાળ નામનો કોઈ ચમત્કારી દૈવી પુરૂષ રહેતો હતો. તે એક વખતે **કાશમિર** દેશમાંથી આવીને તેજ નગરમાં વસનાર મહાસ્વરૂપવાન, ગુણવાન તથા વિદ્વાન એવી **ધારા** નામની ગુણિકા રહેતી હતી તેની સાથે એટલો તો વિષય લુબ્ધ થઈ ગયો હતો કે પોતાની લાજ આબરૂ તજી તથા પૈસાટકા સઘળું તે ગુણિકાનેજ અર્પણ કરી, તેનોજ જાણે વેચાણ દાસ હોય તેની પેઠે તેનાજ ઘરમાં કાળ વિતાવવા લાગ્યે. **ઉજ્જયિનીય** નગરના રાજાએ એક વખતે કોઈ એક પુરાણમાંથી **લંકાપુરીનું** અતિશયોક્તિ વર્ણન શ્રવણ કીધું તેથી તેને તેવુંજ એક નૂતન નગર વસાવવાની અભિલાષા થઇ પછી **લંકાપુરીની** રચનાનું ચિત્ર જે કોઈ માણસ આણી આપે તેને મ્હો માગી બક્ષીસ આપવી. એવી રાજાએ આખા નગરમાં ડાંડી પીટાવી. આ કામ કરવા બીજા કોઈ પણ પુરૂષની હિમત ચાલી નહિ. પણ **ધારા નગરીની** ગુણિકાએ એ કામ પોતે કરી આપવા કબુલાત આપી. પછી પોતાના પતિ **અગ્નિવૈતાળના** ખભા ઉપર બેસી લંકાપુરીમાં જઇ તેનો આબેહુબ ચિતાર ( નકશો ) લઈ તે પાછી આવી, અને કરેલું ચિત્ર રાજાને બતાવ્યું. આથી **ભોજરાજા** પ્રસન્ન થયો અને મરજી મુંજબ ઇનામ માગવા **ભોજે** સૂચવ્યું. આ ગુણિકા બહુ ધનાઢ્ય હોવાથી આ રાજ્યનો સઘળો વૈભવ તથા સમૃદ્ધિ એની ગણત્રીમાં

નહોતી. તેથી તેણીએ પોતાનું નામ અજર તથા અમર રાખવા **રાજા ભોજને** વીનવ્યું, અને કહ્યું કે એ **નગરનું** નામ મારે નામે રાખવું એમ કહી ચિત્ર આપ્યું એ પ્રમાણે **ધારાનગરીની** ઉત્પત્તિ થઇ અને ત્યાં **ભોજરાજાએ** રાજ્યધાની સ્થાપી.

**ધારાનગરીની** ઉત્પત્તિ વિષે એક દંત કથા આમ પણ ચાલે છે કે **ભોજના** રાજ્યનો વહીવટ બહુ ઉત્તમ નીવડ્યો. દેશમાં આબાદી સંપૂર્ણ થઈ અને લક્ષ્મીનો પાર રહ્યો નહી. દેશ વિદેશમાં એમ કહેવાવા લાગ્યું કે **ઉજ્જયિનીમાંથી** કરોડ વાતે કશું બહાર જઈ શકતું નથી, તે ઉપરથી તે ખ્યાતિને ખોટી પાડવા માટે કોઇ વેહેવારીઓ પરદેશથી ઘણાક પોઠીયા ધુળ ભરીને વેચવા આવ્યો, તે નગરીમાં ચોરાશી ચૌટા હતા તે સર્વેમાં ભમ્યો પણ સર્વે જોઈ જોઇને પાછાં જવા લાગ્યાં, કોઇએ પાવલીની પણ રેતી ખરીદી નહિ. પછી તે વેહેવારીઓ ગુણિકા પાટમાં થઇ પોતાનાં માણસો સાથે વાત કરતો ચાલ્યો જતો હતો, તે બોલ્યો કે **ઉજ્જયિનીમાં** જે માલ આવે છે તે ખરીદાઈજ જાય છે એ તો અફવા માત્ર છે કોઈ પૂર્વનાં પુ-ણ્યથી **ઉજ્જયિની** નગરીનો યશ ગવાઈ ગયો છે. પણ ખરી રીતે તેવું કાંઈ નથી મારે મારો માલ વેહેંચ્યા વગરજ પાછું જવું પડે છે, તેનો ખરીદદારજ મને તો મળ્યો નહિ, ત્યારે નગરીની નિંદા કરતો દરવાજા બહાર જતો હતો, તે વાત એક **ધારાનામની** ગણિ-કાએ સાંભળી તેથી વેપારીના માગ્યા પ્રમાણે નાણાં આપી ધુળ રાખી લીધી અને નગરીનું નાક રાખ્યું. આ વાતની **ભોજરાજાને** જાણ થતાં તે એ ગણિકાને મળવા ગયો અને પૂછ્યું તો તેણીએ સઘળું વૃત્તાંત સવિસ્તર સંભળાવ્યું, આથી ભોજે ખુશીથી વરદાન માગવા કહ્યું. તેથી ગુણિકાએ તે ધુળના ઢગલા ઉપર મારા નામથી નગર સ્થાપો. તે ઉપરથી થોડા દિવસ પછી ભોજે ત્યાં **ધારાનગરી** વસાવી.

આ **ધારાનગરીમાં** માત્ર ખરીતો બેજ સ્ત્રીઓ વસતી હતી. **વદનમાં ભારતી** અને મંદિરમાં **લક્ષ્મી** અવિદ્વાન એવું કોઇ પણ **ધારામાં** વસી શકતું નહિં. આવી ઉન્નતિથી પ્રસન્ન થઈ એકવાર **ભોજરાજા** પોતાની સભામાં પોતાના રાજ્યનાં વખાણ કરતો હતો તે સાંભળી ગુજરાતથી આવેલા એક **વૈતાલિકે** કહ્યું કે એટલો બધો ગર્વ શા માટે કરો છો ? **અણહિલ્લપુર** આગળ કોઈ પણ **શેહેરની** શોભા વ્યર્થ છે ! એ વાતની પ્રતિતીથી **ભોજરાજાએ** ચાર **સ**

સ્યા એક બ્રાહ્મણદ્વારા **ભીમદેવને** મોકલાવી તો તે સમસ્યાની પૂરનાર એક વેશ્યા રૂબરૂ હાજર થઈ, તે જોઈ પોતે ઘણો આશ્ચર્યમાં પડ્યો. એ સાંધ ગયા પછી એકવાર દક્ષિણથી કોઇ પંડિતો આવ્યા તેમને પોતાની સભાએ પરાસ્ત કર્યા તેથી વળી **ભોજ** રાજાને સભાના પાંડિત્યનો ગર્વ થયો. તે વખતે કાર્યવશાત્ **ભીમનો** પ્રધાન **ડામર** ત્યાં આવ્યો હતો તેણે રાજાના ગર્વને, પોતાના રાજ્યની વિદ્વતાની વાર્ત્તાથી ઉતાર્યો.

આવી રીતે ગુજરાતની સમૃદ્ધિની વાત સાંભળવાથી અતિ કૌતુકવાન થઈ **ભોજરાજા** ગુપ્તરીતે અણહિલ્લપુર જોવા ગયો. ભાગોળે પહોંચતાંજ ચાર પાણીઆરીઓની ચતુરાઇ જોઈ તેમને સવા લક્ષ ધન આપી જતો રહ્યો. તેના એ પ્રમાણે આવ્યા ને ગયાની વાત **ભીમને** ખબર પડી એટલે તે લશ્કર લઈ પાછળ લાગ્યો, પણ **ભોજ** ધારા ભેળો થઈ ગયો. આવા પ્રસંગોથી ચીરડાઈ રહેલા **ભોજે** ગુજરાત ઉપર ઘણી ધામધુમથી ચઢાઈ કરી, પણ જે યુદ્ધ થયું તેમાં તેની હાર થઈ, ને પોતે જેમ તેમ નાશીને ધારામાં પાછો આવ્યો, પણ આવી રીતે જે પરાજય થયો તે એને બહુ સાલવા લાગ્યો. બીજીવાર ચઢાઈ કરવા માટે તૈયારી કરવા લાગ્યો જેની ખબર એક વાણીયાએ યુક્તિથી **અણહિલ્લપુર** પહોંચાડી.

**ભીમદેવનો** દંડનાયક અથવા સેનાધિપતિ **વિમળ** નામનો વાણીઓ હતો, તે ધનુર્વિદ્યામાં નિપુણ હતો, અને એક વખતે તે વિદ્યાનો પ્રયોગ જોઈ રાજાએ તેને સેનાધિપતિ બનાવ્યો હતો. એ **વિમળના** બળથી **ભીમદેવ** અદ્યાપિ ઝુઝતો હતો, પણ હાલ કાંઈક કારણસર **વિમળ** રીસાઈ ગયો હતો એટલે **ભીમદેવને** ભોજની ચઢાઈની વાતો સાંભળી ચિંતા થઈ. **વિમળ** સાથે વષ્ટિ કરાવી પણ વિમળ આવ્યો નહિ, ત્યારે એમ વિચાર ચાલ્યો કે જે તે પ્રકારે આ-

છે તેને આવતાં વેંતજ મારી નાખજો. આ સંદેશો **ભોજને** પહોંચ્યો, અને તે પછી **ડામર** પણ જઈ પહોંચ્યો; એને **ભોજના** દરબારમાં હાજર થયો. **ભોજ** ઘણો દીર્ઘદર્શી **અને** વિચારવાન હતો તેથી તેણે **તર્ક** કર્યો કે શત્રુએ **આવું** કાર્ય કરવાનું કહ્યું છે તે વગર વિચારે કરવું ઉચિત **નહીં**, તે ઉપરથી **ડામરને** પૂછ્યું કે તારો રાજા આવો સંદેશો કહાવે છે એ શું ? હાજર જવાબી **ડામરે** કહ્યું કે મહારાજ ? એ જે કહે છે તે યોગ્ય છે, આપ સત્વર તેમ કરાવો. આવું સાંભળીને તો **ભોજને** વધારે કૌતક થયું અને **ડામરને** આગ્રહ કરી એ વાતનું રહસ્ય પુછવા માંડ્યું. **ડામરે** કહ્યું મહારાજ ! મારા પિતા બહુ સારા જોતિષી હતા, તેમણે મારા ગ્રહ ઉપરથી એમ નિર્માણ કાઢ્યું છે કે જ્યાં મારૂં રૂધિર પડશે ત્યાં ઉજ્જડ થઈ જશે. આ ઉપરથી ઘણો પ્રસન્ન થયો અને **ડામરને** કહ્યું કે જે માગવો હોય તે વર માગ. **ડામરે** વિચાર કર્યો કે આ અવસર કાર્ય સાધવાનો છે, પરંતુ બુદ્ધિમાન્ થઈ આવા પ્રસંગનો લાભ લઉ એ ઠીક નહીં એમ સમજી, તેણે કહ્યું કે મહારાજ ! વખત આવશે ત્યારે આગળ માગીશ.

રાત્રિ દિવસ સેવા કરતો **ડામર ભોજનો** પ્રિય થઈ પડ્યો છે ને **ગુજરાતની** ચઢાઈની તૈયારીઓ પણ થયા કરે છે, એમ કરતાં એક વાર સારો દિવસ જોઈ સૈન્ય ઉપડ્યું ને એક ઉપર એક મુકામ કરતું **ગુજરાત** તરફ ચાલ્યું. ડામરે વિચાર કરવા માંડ્યો કે હવે શી યુક્તિ યોજવી. એટલામાં એક સ્થળે મુકામ થયેલો છે, ને કેટલાક નાટક કરનારા આવી લાગ્યા; તેમણે રાજાની આજ્ઞાથી **"રાજવિડમ્બન"** નામનું નાટક આરંભ્યું તેમાં જુદા જુદા રાજાઓના વેશ આવે છે ને તેમનો ઉપહાસ્ય થતો ચાલે છે, તેવામાં **કર્ણાટકના તૈલપદેવનો** વેશ, મોંમાં તરણું લઈ **ભોજને** નમતો નમતો આવ્યો. આ જોઈ પ્રસન્ન થઈ **ભોજે** ડામરને કહ્યું કેમ ડામર ? વેશ બરાબર ભજવાયો છે કે નહિ ! **ડામરે** લાગ સાંધી કહ્યું કે મહારાજ બધું બરાબર છે, પણ એક **મુંજના** મસ્તકની ખામી છે ! **મુંજને તૈલપે** મરાવી ખોપરી કાગડા પાસે કોચાવેલી તે વૃત્તાંત **આ** રીતે યાદ આવવાથી **ભોજનો** ક્રોધાગ્નિ સળગી ઉઠ્યો, અને પોતાના કાકાનું વૈર લેવાનો આવેશ ઉભરાઈ આવ્યો. નાટક બંધ કરાવી તુરતજ ત્યાંથી **કર્ણાટક** તરફ જવાની નોબત કરાવી. સેના **કર્ણાટક** જઈ પોહોચી અને યુદ્ધ મચ્યું, એ પ્રસંગે **ડામરે** વળી યુક્તિ રચી. એક કાગળ બનાવટનો

કરીને તે પોતાના ઉપર આવેલો હોય ને પોતે બહુ **વિશ્વાસથી** **ભોજરાજાને** બતાવતો હોય તેવો ધાટ આણ્યો. કાગળની મતલબ એ હતી કે **ભીમદેવે માળવા** ઉપર ચઢાઈ કરી છે માટે તમે પાછા આવો. **ભોજ** આ કાગળ દેખી ગભરાયો અને **ડામરની** સલાહ પૂછવા લાગ્યો તો **ડામરે** કહ્યું કે મહારાજ ? અહિં વિજયની તૈયારી છે તે મૂકીને જવું સારૂં નહિં, તેમ આખો દેશ ઉજ્જડ થઈ જશે એ પણ સંભાળવાનું છે, પરંતુ આપ એક ઉપાય કરો કે મને થોડું ક દ્રવ્ય અને કેટલાક ઘોડા આપો તો હું **ભીમદેવને** રીઝાવી પાછો વાળી દઉં **ભોજરાજે** આ વાત કબુલ કરી એટલે **ડામર** તેટલો દંડ લઈને **અણહિલ્લપુર** ગયો, અને **ભીમદેવને** નમસ્કાર કરી બોલ્યો કે મેં મારી પ્રતિજ્ઞા સંપૂર્ણ કરી છે, ને હજુ કાંઈ મરજી હોય તો એક વરદાનનો કોલ **ભોજની** તે જુરીમાં જમા રખાવ્યો છે. આવું સાંભળી **ભીમદેવે** બહુ પ્રસન્ન થઈ, પોતાના સંતોષ માટે, તથા પૂર્વે **ડામર** પ્રતી કરેલા આચરણના પ્રસ્તાવારૂપે, તેને બહુ સરપાવ આપ્યો.

કર્ણાટક દેશ જીતી **ભોજ** પાછો આવ્યો અને **ધારામાં** રાજ્ય ચલાવવા લાગ્યો. તેવામાં નગર ચરચા જોતાં એક **કુલચંદ** નામે યતિ મળી આવ્યો, જેને સંસાર કરવાની ઇચ્છા થઈ હોય એમ લાગ્યું. તે ઉપરથી તેને રાજાએ બોલાવ્યો તો તે ઘણો શૂર અને નીતિનિપૂણ હતો એટલે તેને સેનાપતી બનાવ્યો. ગુજરાત પ્રતિ પોતાનું વૈર હજુ શમ્યું ન હતું એટલે આ સેનાપતિની સાથે એક મોહોટી સેના ગુજરાત ઉપર **ભોજરાજે** મોકલી. **ભીમદેવ** આ વખતે **સિંધુદેશ** ઉપર ચઢેલો હતો એટલે કુલચંદે **અણહિલપુર** લીધું અને ભોય ખેડાવી ત્યાં કોડીઓ વવરાવી. આ વૃત્ત તથી **ભોજરાજા** પ્રસન્ન થયો પણ કોડી વવરાવી એથી નાખુશ થયો. ખરી રીતે અંગારા વવરાવવા જોયતા હતા, કેમકે કોડી તો નાણું છે એટલે અપશુકનને બદલે શુકન થયા.

આ લેખથી **ભોજરાજાનો** ઇતિહાસ અટકે છે, ને ગ્રંથ છેવટે ત્રૂટક છે એટલે તે ઇતિહાસની સમાપ્તિ આપણા જાણવા બહાર રહી જાય છે. પછીના જે ચાર અધિકાર છે તેમાં માત્ર **ભોજના** ઔદાર્યની, અને તેની પાસેના પંડિતોની વિદ્વતાની અવર્ણિય કથાઓ તથા વિધાતા ગુ નું વર્ણન અનાદીકાળથી જુદા જુદા સ્વરૂપમાં થતું આવ્યું છે તેના ચમત્કૃતિની સંખ્યાબંધ વાર્તાનો મહોટો સંગ્રહ છે. **પરંતુ** તે વાર્તાઓ છે માટેજ નીરસ કે નિરૂપયોગી છે એમ નથી.

પ્રત્યેક કથા, વાર્ત્તા કે વૃત્તાંત કોઈ કાવ્ય ચમત્કારનો, કોઇ ઉત્તમ શિક્ષણનો, કોઇ ઇતિહાસના ટુચકાનો, કે કોઈ રમુજી બનાવનો, બોધ આપે છે, અને વાંચતાં સાલ્હાદ ઉપદેશ કરે તેવો છે, કેમકે વિદ્યા દેવીને કોઇનો પક્ષપાત નથી. વિદ્યાને વશીલે ગયો કે તે મોહોટો ને બીજા ન્હાના, તે કુલીન ને બીજા અકુલીન, તે રાજા ને બીજા રંક, તે સ્વામી ને બીજા સેવક, અર્થાત આખું જગત તેને વસ છે. આ વિદ્યાના વશીલા ભોજરાજાનો દાન મહિમા બતાવવા સારૂજ આ ગ્રંથનો આરંભ છે, ને તેમ કરી ધર્મ સાધવો તેજ જીવિતનું કર્તવ્ય છે, ધર્મમાં દાન ઉત્તમ છે, એ દાન પાંચ પ્રકારનાં છે અભય, પાત્ર, અનુકંપા, ઉચિત્ત, કીર્ત્તિ જેમાના ઉચિત્તદાન અને કીર્ત્તિદાનના ઉદાહરણ રૂપે ભોજનું વૃત્તાંત જગ જાહેર છે. જેને માટે સાંપ્રત કાળના અને આધુનિક વિદ્વાનો તથા કવિશ્વરોનું ઉંચુ મત છે એથી તે ગ્રંથ જગત્પ્રસિદ્ધ છે.

**સંસ્કૃત કવિ કાલિદાસ**—મહા કવિ કાલિદાસની વિખ્યાતિ ઘણી ચાલેલી છે. એટલો પ્રખ્યાત છતાં એ મહા કવિના જન્મ વૃતાંતની, કવિત્વ શક્તિ વિષે, એને સરસ્વતી કેમ પ્રસન્ન થઇ, એ કોની ઉપાસના કરતો અને ભોજની સભામાં એ કેનો ગણાતો વિગેરે બાબનોમાં જુદી જુદી દંત કથાઓ ઘણી ચાલે છે. તથાપિ તે કઇ સાલમાં તથા કયા સૈકામાં જનમ્યો કે મરણ પામ્યો, અને કયા ભોજના વખતમાં થઇ ગયો તેનો હજુ સુધી યથાસ્થિત નિર્ણય થયો નથી. કેટલાએક કહે છે કે તે વીરવિક્રમાદિત્યના વખતમાં, કેટલાક કહે છે કે વૃદ્ધ ભોજના સભામાં અને કેટલાક કહે છે કે લઘુ ભોજની સભાના હતો. પરંતુ તે ત્રણુમાંથી કોના વખતમાં કાલિદાસ હશે તેનુ નિરાકરણ થઇ શકે તેવા પ્રમાણો મળ્યાં નથી. તેમ તેનું જન્મ વૃત્તાંત પણ હજુ હાથ લાગ્યું નથી. પરંતુ કાલિદાસ ઉજ્જયિની મધ્યે રહેતો હતો ખરો. પણ તેની જન્મભૂમી કાશ્મિરમાં હોય તેવું જણાય છે, એની ઉપમા તથા અલંકારહિમાલય પર્વત સંબંધી તેના ગ્રંથોમાં ઘણા નજરે પડતા હોવાથી સહજ જણાય છે કે તેની જન્મભૂમી કાશ્મિરમાં હશે.

તે સમયે કોઇ એક રાજાની કન્યા તથા તેજ રાજાના પ્રધાનનો પુત્ર એ બન્ને એકજ વિદ્યાશાળામાં વિદ્યાભ્યાસ કરતાં હતાં. તેઓ જેમ જેમ વય લાયક અને વિશેષ પરિચયવાન થતાં ગયાં

તેમ તેમ તે બન્નેનો પ્રેમભાવ પણ વિશેષ વધતો ગયો. એક સમય એવો બનાવ બન્યો કે, **પ્રધાનપુત્રે રાજકન્યાને** એકાંતના સમયમાં કહ્યું કે, 'હે રાજપુત્રી ! તારા અને મારા વચ્ચે ગાઢ પ્રીતિ બંધાયેલ છે માટેજ મારા મનમાં ઘણાક દિવસ થયા ઘોળાઇ રહેલી વાર્તા આજે સ્પષ્ટપણે કહું છું. હવે થોડા વખત પછી તારા માતા પિતા તારા માટે યોગ્ય વર શોધવાની તજવીજ કરશે, તે વખતે તારે એમ કહેવું કે જેનાં જાત, કુળ, સ્વભાવ અને ગુણ વિષેની ખબર ન હોય તેની સાથે લાકડે ગાંટડાંની પેઠે સંબંધ કરી આખો જન્મારો દુઃખમાં કહાડવો પડે તે કરતાં તો જાતે જેનો અનુભવ થયેલ છે એવા આપણા પ્રધાનપુત્ર સાથે મારાં લગ્ન થાય તો હું માનું કે મારો સંસાર સુધર્યો ગણાય ? આ પ્રમાણે તારે બોલવું, કેમ કે અજાણ્યા સાથે વ્યવહાર બાંધવા કરતાં જાણીતા સાથે સંબંધ બાંધવો એજ વધારે ડહાપણ ભરેલું છે. એવું પ્રધાન પુત્રનું વચન સાંભળી રાજકન્યા ઘણાજ ક્રોધથી બોલી કે ગમે તેટલો ખાનદાન તો પણ મારા પિતાના નોકરનો તું દીકરો છે તેથી મારો પણ નોકરજ ગણાય ? તો શું હું રાજપુત્રી તારા જેવા સેવક સાથે લગ્ન કરી અકલંકિત કુળને કાળો ડાઘ લગાડું ? શું રાજપુત્રોનો પૃથ્વીમાં અભાવજ થયો છે ? લાયક ભરથાર નહિ મળે તો કુમારિકા રહી ઇશ્વરાધનામાં જીવન ગાળીશ. પણ તારા જેવાની સાથે તો પ્રાણાંતે પણ તેમ કરીશ નહિ. માટે આજ તો આ અવિચારી બોલ બોલ્યો પણ હવે ફરી એવો એક પણ શબ્દ બોલતો નહિ. જો કે આ વખત તો સહવાસને લીધે જવા દઉં છું. પરંતુ બીજી વખત જો કંઇ બોલીશ તો શિક્ષાને પાત્ર થઇશ. રાજપુત્રીના આવેશ ભર્યા શબ્દો સાંભળી પ્રધાનપુત્રે કહ્યું કે દીર્ઘ દૃષ્ટિ પહોંચાડી મારૂં કહેવું માન્ય કર્યું હોત તો સ્વર્ગ સમાન સુખ સંપાદન કરત. હું ધારૂં છું કે તારા નશીબમાં તેવું સુખ ભોગવવું ઇશ્વરે નહિ સરજ્યું હોય પણ આટલું તો યાદ રાખજે કે આ નિત્યના સહવાસીને છોડી તું અન્યની સાથે લગ્ન કરીશ પણ કદાચ તે પુરૂષ સર્વ પ્રકારે મૂર્ખ અને અપ્રબદ્ધ મળશે, તો પછી શું કરીશ. માટે પ્રથમથીજ મારૂં માનવું એ ઠીક છે, નહિતર પછીથી બહુ પશ્ચાતાપ થશે. રાજપુત્રીએ કહ્યું " બેસ બેસ નાદાન ! જેવો પતિ મળશે તેવો હું વેઠી લઇશ. પરંતુ પણ એવી દુષ્ટ ઇચ્છા નહિ કરૂં.

કેટલાક વખત પછી રાજકન્યાના પિતાએ પ્રધાનને કહ્યું કે, હે સચિવ ! કન્યા વર પ્રાપ્તિ લાયક થઇ છે. માટે યોગ્ય મારા બરોબરીયો રાજકુમાર શોધી કહાડવો કે જેથી દંપતિનો ગૃહસંસાર સુખીઓ નીવડે. રાજાની આજ્ઞાથી પ્રધાન જવા તૈયાર થયો આ વાતની પ્રધાન પુત્રને ખબર મળતાં પિતા પાસે કહ્યું કે આપની વૃદ્ધાવસ્થા છે, માટે હું રાજકન્યા યોગ્ય વર શોધવા સારૂં જાઉં છું. આ પ્રમાણે પુત્રનું વચન સાંભળી તે વાર્તા રાજાને નિવેદન કરી કે રાજકન્યા માટે વર શોધવા મારા પુત્રને વિદાય કર્યો છે પ્રધાનપુત્રે કુંવરીના તિરસ્કારના શબ્દોનો ડંખ મનમાં રાખી દેશ દેશના મૂર્ખ રાજકુમારો જોતાં તેવો મૂર્ખ નહિ મળવાથી છેવટે ગમે તે જાતિનો પણ મૂર્ખ શિરોમણી પુરૂષ ખોળી કાઢવા યત્ન કરતાં, દેશો દેશમાં નિહાળતાં એક અરણ્યમાં થઇ ચાલ્યો જતો હતો. તે વખતે એક નવ યુવાન રૂષ્ટ પુષ્ટ પુરૂષ ઝાડની ડાળીને વિચિત્ર રીતે કાપતો દીઠો તેથી તેને મહા મૂર્ખ જાણી પૂછ્યું કે અરે ભાઇ ! આ ડાળને તું થડમાંથી કાપે છે પણ તું ડાળના છેડા ઉપર બેઠો છે તેથી ડાળ કપાતાંની સાથે તું પણ પડીશ. તેનો તને વિચાર નથી કે શું ? એ સાંભળી તે મૂર્ખ બોલ્યો કે હું નીચે પડવા માટે તો આ ડાળ કાપું છું. કેમ કે મને ઉતરતાં આવડતું નથી. તેથી આ સ્હેલો ઉપાય શોધી કહાડયો છે કે ડાળ કાપતાં વેંતજ નીચે ઉતરાઇ જવાશે. આ અતિ મૂર્ખતા ભર્યું બોલવું સાંભળી પ્રધાન પુત્રને ખાત્રી થઇ કે આના જેવો મૂર્ખધિરાજ હવે કયાંય બીજો મળશે નહિ. માટે એનેજ સમજાવી તેડી જવો. યુક્તિથી સમજાવી તુરત પોતાના નગર ભણી વળ્યો અને મૂર્ખરાજને નાતાં, ધોતાં અને વસ્ત્ર પહેરતાં તથા બોલતાં ચાલતાં અને ક્ષત્રિયની રીતભાત વગેરે શુક પાઠની પેઠે શિખવાડી. કેટલેક દિવસે પ્રધાનપુત્ર પોતાને નગર જઇ પહોંચ્યો. અને પિતાજીને ભેટી કહ્યું કે, રાજ્યકન્યાને યોગ્ય રૂપ, ગુણ, વિગેરેથી સંપન્ન આ બ્રહ્મદેશના રાજકુમારને સાથે તેડી આવ્યો છું. પ્રધાને સઘળી હકિકત રાજાને નિવેદન કરી, તેથી રાજાએ થનાર જામાતાની મુલાકાત લીધી. શુકપાઠી મૂર્ખરાજના વાચાળપણાથી પ્રસન્ન થઇ લગ્ન સમારંભ કરી કન્યાદાન આપ્યું કે મૂર્ખરાજનું રાજકન્યાના મહેલમાં જવું થયું. રાજમહેલ જોઇ તે દિવાના સરખો બની એક ખુણે નિંદ્રા લઇ ગયો. થોડી વાર પછી રાજકન્યા સોળે શણુગાર સજી અતિ હોંશથી પ્રિય પતિ સાથ નાના પ્રકારના વિલાસ કરવા આજ સુધી જે અપરિ-

ચીત વસ્તુ છે તેનો ઉપયોગ લેવા આવી; પણ પતિને એક ઝુલે વસ્ત્રાલંકાર સહિત નિંદ્રાવશ થયેલા જોઈ સ્તબ્ધ બની જઈ વિચાર કર્યો કે આ મહા મૂર્ખ છે. નક્કી પેલા દુરાત્મા પ્રધાન પુત્રે દ્વેષભાવથી આ પ્રસંગ આણેલો છે. એમ વિચારી તે શી જાતિનો છે તેની ખાત્રી કરવા માટે તેને જગાડયો કે તે ઝબકી જાગ્યો. તે કોઇ દિવસ નહિ નિહાળેલી રાજકન્યાને જોઇ થરથર કંપવા લાગ્યો, તેથી ચતુર રાજકન્યાએ તેને કહ્યું કે બ્હીશો નહિ હું તમારી સ્ત્રી છું. ત્યારે જરા કંપતો બંધ પડયો. એટલે રાજકન્યાએ કહ્યું કે ચાલો આ મહેલમાં રંગબેરંગી ચિત્રો છે તે જોઇએ. એમ કહી તેને ભીંત ઉપર ન્હાનાં પ્રકારનાં ચિત્રો હતાં તે દેખાડવા લાગી. પરંતુ તેને એક પણ ગમ્યું નહિ, પણ જયારે ગોકુળમાં વાંસળી વગાડતા અને ગાયો ચારતા ગોપ ગોપીયો સાથે શ્રી કૃષ્ણની છબી જોઇ ત્યારે હર્ષમાં આવી બોલ્યો કે વાહ ! આ લીલાની મજાતો જુદીજ છે ! ! રાજકન્યા આ શબ્દથી સમજી કે મારો પતિ ગોવાળીઓ છે. એમાં જરા સંદેહ નથી. તેથી ક્રોધાગ્નિ પ્રબળ થયો અને પોતાના પતિને પૂછવા લાગી કે બોલ તું શી જાત છે? અને પ્રધાન પુત્રે તને કેવી રીતે ફંદામાં ફસાવી અહિં આણ્યો છે. તે સર્વ સાચે સાચું બોલી દે, નહિતર તને જીવથીજ મારી નાંખીશ. એ સાંભળી તેણે ઉત્તર આપ્યો કે હું બ્રાહ્મણ છું. આથી ક્રોધ કરી રાજકન્યા બોલી કે બસ અહીંથી ગમે ત્યાં ચાલ્યો જા. પણ ફરીથી આ શહેરમાં કોઇની નજરે પડયો છે તો તારી વાત તેં જાણી. આ પ્રમાણે ધમકી આપી તેને ગુપ્ત માર્ગે બહાર કાઢી મુકયો. બિચારો મોતથી બચીને શહેર બ્હાર ગયો. અને કાલિકાનું મંદિર હતું ત્યાં જઇ પહોચ્યો; ને ત્યાં જઇ પોતાની મતિ પ્રમાણે સ્તુતિ કરી કે, હે માતાજી! મને પ્રસન્ન થાઓ અને બુદ્ધિ વૈભવ આપો. માતા પ્રસન્ન થયાં નહી, તેથી વિચાર્યું કે હવે મુર્ખપણામાં જીવવું શું કામનું? એમ વિચારી પોતાની અર્ધાંગનાની સર્વ વિધાઓમાં કુશળતા જોઇ પોતાની મૂર્ખતાનો પસ્તાવો કરી પોતાની જીભ દાંત વચ્ચે દાબી પ્રાણ કહડવા તયાર થયો એટલે માતાએ જાણ્યું કે આ બ્રાહ્મણ નક્કી આત્મહત્યા કરશે તેથી મને બ્રહ્મહત્યા લાગશે માતાએ હાથ પકડી કહ્યું કે-શા માટે મરે છે? મૂર્ખરાજ બોલ્યો કે ભણતર વગર જીવતર શા કામનું? માટે મરૂં છું. આવું બ્રાહ્મણનું

વચન સાંભળી માતાએ કહ્યું કે—જીભ બ્હાર કાઢ બ્રાહ્મણે જીભ બ્હાર કાઢી એટલે સરસ્વતિનો બીજ મંત્ર લખી દીધો. અને કહ્યું કે મારા પ્રસાદથી તારૂં બોલવું અત્યારથી સત્ય ઠરશે. તથા તું મહા સમર્થ પંડિતરાજ થઇશ અને આખા ભૂમંડલમાં તારી યશ કીર્તિ વિસ્તરશે હું કાલિ અને તું મારો ભક્ત તેથી તારૂં નામ કાલિદાસ એમ પ્રસિદ્ધિમાં આવશે તું ઉજયિની પતિ પાસે જજે જેથી તારૂં સકલ કલ્યાણ થશે, અને સર્વે તારી વિદ્યા પ્રખ્યાતિ પામશે. અંતે કામ પડે હું તારી વ- હારે ચઢવા તૈયાર છું એમ વરદાન આપી દેવી અલોપ થઇ ગયાં. પહેલો મૂર્ખ તેજ વખતે બૃહસ્પતિ સમાન મહા વિદ્વાન થયો. એ- ટલામાં તે રાજકન્યા દાસી સહિત દેવીનું પૂજન કરવા પોતાના નિત્ય નિયમ પ્રમાણે ત્યાં આવી જુએ છે તો મંદિરમાં કોઇ પુરૂષ એકાગ્રહ ચિત્તે સ્તુતિ કરતો હતો ત્યાંથી ખસ્યો નહિ તેથી રાજકન્યા એ પોતાની સખીઓ પ્રત્યે કહ્યું કે—अनिलस्यागमोनास्ति द्विपदानैव- दृश्यते । जलमध्येस्थितं पद्मं कंपितं केनहेतुना ॥ "આ વખતે પવન સુદલ વાતો નથી અને પક્ષી અથવા માણસ કોઇ અત્રે દેખાતું નથી તે છતાં પાણીમાંનું કમળ કેમ હાલે છે?" કાલિદાસના કાનમાં આ- શ્લોકના ધ્વની જતાંજ તે ચોંકયો પાછું વાળી જોતાં પોતાની વિ- વાહીત સ્ત્રીને દીઠી. તેણેજ આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો છે જાણી તે બોલ્યો કે पावकोच्छिष्टवर्णस्य शर्वर्याचंधनंकृतं ! मोक्षों न लभतेकान्ते कंपितं तेन हेतुना ॥ અર્થ કૃષ્ણ વર્ણવાળો ભમરો રાત્રી પડવાના કારણથી કમળમાં બંધાઇ ગયો છે જેથી હે કાન્તે ! તે ભ્રમર સૂર્યોદય થવાની પહેલાં મુક્ત થવા સમર્થ નથી; માટે એ ભ્રમરના કારણથી કમળ કંપાયમાન થતું જોવામાં આવે છે. ઉપરના શ્લોકથી રાજકન્યા વિસ્મય પામી તેની સન્મુખ ઉભી રહી અને વિચાર કરવા લાગી કે એમણે દેખાડેલી મુર્ખાઇ તો માત્ર મારી પરિક્ષા કરવા વાસ્તેજ હશે. આથી પોતાના પતિને વળગી પડી. અને પૂછ્યુ કે अस्ति कश्चित् वाग्विशेषः એટલે વાણીમાં કાંઇ વિશેષતા છે ? અર્થાત્ કંઇ સુંદર કાવ્ય કર્યા છે ? તે ઉપરથી તેણે તેણીના મુખમાંથી નિકળેલા ત્રણ શબ્દોમાંથી પ્રારંભમાં એક એક શબ્દ ઉપર કુમારસંભવ, મેઘદૂત અને રઘુ- વંશ એવાં ત્રણ કાવ્ય અનુક્રમે રચ્યાં. વળી એમ પણ ક આવે છે કે પોતાનો પતિ વિદ્વાન થયો છે કે નહિ તે જાણવા

કાંઇ પ્રશ્નો પુછી બોલી કે હે નાથ ! મારો કંઇ અપરાધ થયો હોય તો આપ તે સર્વ ક્ષમા કરજો. મેં મારી મૂર્ખાઇથી આપને કષ્ટ આપવામાં પાછું વાળી જોયું નથી. આથી કાળીદાસે કહ્યું. રાજકન્યા ! આમાં તારો કંઇ અપરાધ નથી, જે કાંઇ બન્યું છે તે શ્રી મહાકાળીની કૃપાથીજ બન્યું છે. હવે હું તારે ત્યાં નહિ આવું કારણ કે જે દેવીનાં મને દર્શન થયાં છે તે માર્ગ તેંજ બતાવ્યો છે, તેથી તું ગુરૂ થઇ, માટે હવે મારે તથા તારે પતિ પત્નિનો સંબંધ રહ્યો નથી. આમ કહી કાલિદાસ ત્યાંથી ચાલી નિકળ્યો.

એમ પણ કહેવાય છે કે સંસ્કૃત કવિમાં કાલિદાસ ચાર કે પાંચ થઇ ગયા છે પણ ભોજની વખતમાં કયા કાલિદાસ હતા તે હજુ મળી શકયું નથી. તેમ ઉપલા વૃત્તાંતમાં બતાવ્યા તે કાલિદાસજી ભોજની વખતમાં હતા એમ માનવું તે પણ સંદેહવાળું છે.

આ ગ્રંથમાં સમાયલી કેટલીએક બાબત એવી છે કે સામ્પ્રત કાળની માની શકાય. પરંતુ આટલું તો માન્ય કરવા યોગ્ય છે કે બીજા સાહિત્ય અને નીતિના ગ્રંથોના પ્રમાણમાં, આ ગ્રંથ સર્વોત્તમ છે. એમાં માત્ર રાજનીતિજ દર્શાવી નથી, પણ વ્યવહારમાં ઉપયોગી સઘળી નીતિ, રાજા, પ્રજાના, ગૃહસ્થ અને વિદ્વાન આદિના ધર્મ તથા આપત્કાળમાં કેવી ધીરજ રાખીને કેવા પ્રકારથી વર્તવું, એ સારી રીતે સમાવ્યું છે. આ ગ્રંથ ગુર્જર પ્રજાને તેમજ વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડશે તેવો પૂર્ણ સંભવ હોવાથી તેનું ભાષાંતર કર્યું છે. આ ગ્રંથના લેખમાં કયાંય મારો બુદ્ધિદોષ અથવા હસ્તદોષ કે પ્રેસવાળાએ દરેકશન કરવામાં રાખેલી સંખ્યાબંધ ચૂકો ઉપર ધ્યાન નહિ આપતાં વિદ્વજ્જનોએ તે સુધારી વાંચતાં રહેલી ભૂલોને માટે દરગુજર કરશે એવી મારી નમ્ર પ્રાર્થના છે.

આ પુસ્તક બહાર પડવામાં વિલંબ થવાનું કારણ કે ગયા ભાદ્રપદમાં હું દુષ્ટ પ્લેગમાં સપડાયાથી તથા તેવી બીજી કેટલીક આફતનાં કારણો આવી પડવાથી મોડું થયું છે તેથી મારા માનવંતા આશ્રયદાતાઓ દરગુજર કરશે એવી આશા રાખવામાં આવે છે.

લિ૦ વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

પ્રસિદ્ધ કર્ત્તા.

श्री गणेशायनमः ॥

# ॥ भोजप्रबन्धः ॥

१ आदौ धाराराज्ये सिन्धुलसंज्ञो राजा चिरं प्रजाः पर्य्यपालयत् तस्य वृद्धत्वे भोज इति पुत्रः समजनि, स यदा पञ्चवार्षिकः, तदा पिता ह्यात्मनो जरां ज्ञात्वा मुख्यामात्यानाहूय अनुजं मुञ्जं महाबलमालोक्य, पुत्रञ्च बालं वीक्ष्य विचारयामास । यदाहं राजलक्ष्मीभारधारणसमर्थं सोदरमपहाय राज्यं पुत्राय प्रयच्छामि, तदा लोकापवादः । अथवा बालं मे पुत्रं मुञ्जो राज्यलोभाद्विषादिना मारयिष्यति, तदा दत्तमपि राज्यं वृथा, पुत्रहानिर्वंशोच्छेदश्च ।

लोभःप्रतिष्ठा पापस्य प्रसूतिर्लोभ एव च ।
द्वेषक्रोधादिजनको, लोभः पापस्य कारणम् ॥ १ ॥
लोभात् क्रोधः प्रभवति, क्रोधाद्द्रोहः प्रवर्त्तते ।
द्रोहेण नरकं याति, शास्त्रज्ञोऽपि विचक्षणः ॥ २ ॥
मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदरम् ॥ ३ ॥

### ભોજ પ્રબંધનું ગુજરાતી ભાષાંતર.

૧ પ્રથમ ધારા નગરીમાં સિંધુલ નામનો રાજા રાજ્ય કરતો હતો અને તેણે લાંબા કાળ સુધી પ્રજાઓનું પાલન કર્યું હતું. એ રાજાને ઘડપણમાં ભોજ નામનો કુંવર જન્મ્યો હતો. એ કુંવર પાંચ વર્ષનો થયો ત્યારે સિંધુલે પોતાનું ઘડપણ જાણી પોતાના મુંજ નામના નાહાના ભાઇને પ્રબળ જોઈ અને કુંવરને બાલક જોઇ મુખ્ય મંત્રીઓને બોલાવી વિચાર કર્યો કે "આ મારો સહોદર, ३ ॥ જે રાજ્ય લક્ષ્મીનો ભાર ઉપાડવામાં સમર્થ છે તેને

આપતાં જો હું મારા કુંવરને રાજ્ય આપીશ તો લોકો મારી નિંદા કરશે અથવા મુંજજ રાજ્યના લોભને લીધે ઝેર દેવા આદિ ઉપાયથી મારા બાલક પુત્રને મારી નાખશે અને જો એમ થાય તો પછી પુત્રને રાજ્ય આપ્યા છતાં પણ વ્યર્થ થાય, પુત્રનું મરણ થાય અને મારા વંશનું ઉચ્છેદન થાય.

કહ્યું છે કે—"લોભ એ પાપના નિવાસ રૂપ છે, લોભજ પાપની જન્મભૂમિ રૂપ છે, લોભજ દ્વેષ તથા ક્રોધ આદિને ઉત્પન્ન કરનારે છે અને લોભજ પાપના કારણ રૂપ છે. ॥ ૧ ॥

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી દ્રોહ કરવામાં આવેછે. અને દ્રોહ કરવાથી શાસ્ત્રોને જાણનારો વિચક્ષણ પુરૂષ પણ નરકમાં પડે છે. ॥ ૨ ॥

લોભથી ઘેરાએલો માણસ માને, બાપને, દીકરાને, અત્યંત પ્યારા મિત્રને, પોતાના સ્વામીને કે સગા ભાઇને પણ મારી નાખેછે. ॥ ૩ ॥

२ इति विचार्य्य राज्यं मुञ्जाय दत्त्वा तदुत्सङ्गे भोजमात्मजं मुमोच । ततः क्रमाद्राजनि दिवङ्गते सम्प्राप्तराज्यसम्पत्तिर्मुञ्जो मुख्यामात्यं बुद्धिसागरनामानं व्यापारमुद्राया दूरीकृत्य, तत्पदे अन्यं निवेश, ततो गुरुभ्यः क्षितिपालपुत्रं वाचयति, ततः क्रमेण सभायां ज्योतिः शास्त्रपारङ्गतः सकलविद्याचातुर्य्यवान् ब्राह्मणः समागमत्, राज्ञे स्वस्तीत्युक्त्वा उपविष्टः । स चाह, देव ! लोकोऽयं मां सर्वज्ञं वक्ति, तत् किमपि पृच्छ ।

**कण्ठस्था या भवेद्विद्या सा प्रकाश्या सदा बुधैः ।**
**या गुरौ पुस्तके विद्या, तया मूढः प्रतार्य्यते ॥ ४ ॥**

૨ એ પ્રમાણે વિચાર કરી **સિંધુલ** રાજાએ પોતાનું રાજ્ય **મુંજને** આપ્યું અને પોતાના કુંવર **ભોજને** તેને ખોળે બેસાડયો. પછી કેટલેક દિવસે **સિંધુલ** રાજા સ્વર્ગવાસી થતાં જેના હાથમાં રાજ્ય લક્ષ્મી આવી એવા **મુંજે** બુદ્ધિસાગર નામના મુખ્ય મંત્રીને કામથી દૂર કરી તેની પદવીપર બીજાને રાખ્યો અને પોતે ગુરૂ જનપર્યું કે ભોજ કુમારનું ભવિષ્ય પુછવા લાગ્યો. કેટલાક દિવસ પછી લાગરો માતા જ્યોતિઃશાસ્ત્રના પારને પોહોચેલો અને સઘળી વિદ્યાઓની ચાતુરીકે જાણતર વગર કોઇ સભામાં આવ્યો. એ બ્રાહ્મણે રાજાને આશિર્વાદ

દઈ, બેસીને રાજાને કહ્યું કે "રાજા! લોકો મને સર્વજ્ઞ કહેછે માટે આપ મને કાંઈક પુછો.

જે વિદ્યા કંઠસ્થ હોય (મોહોડે હોય) તેનો પંડિતોએ સર્વદા સભામાં પ્રકાશ કરવો જોઈએ. જો મૂર્ખતાથી વિદ્યાને ગુરૂ પાસે કે પુસ્તકમાં રેહેવા દીધી હોય તો તે વિદ્યા સભામાં અટકાવે છે." ॥ ૪ ॥

२ ततो राजापि विप्रस्याहंभावमुद्रया चमत्कृतां त द्वार्त्तां श्रुत्वा अस्माकं जन्मारभ्यैतत्क्षणपर्य्यन्तं यद्यन्मयाचरितं यद्यत्कृतं, तत्सर्वं वदसि यदि, भवान् सर्वज्ञ एवेत्युवाच । ततो ब्राह्मणोऽपि राज्ञा यद्यत्कृतं तत्सर्वमुवाच गूढव्यापारमपि, ततो राजापि सर्वाण्यभिज्ञानानि ज्ञात्वा तुतोष । पुनश्च पञ्जषट्पदानि गत्वा पादयोः पतित्वा, इन्द्रनीलपुष्परागमरकतवैदूर्य्यखचितसिंहासने उपविश्य, राजा प्राह ।

**मातेव रक्षति पितेव हिते नियुङ्क्ते**
**कान्तेव चाभिरमयत्यपनीय खेदम् ।**
**कीर्तिंश्च दिक्षु विमलां वितनोति लक्ष्मीम्**
**किं किन्न साधयति कल्पलतेव विद्या ॥ ५ ॥**

૩ એ પ્રમાણે તે બ્રાહ્મણની અહંકારી ઢબ ભરેલી ચમત્કારી વાત સાંભળી મુંજ રાજાએ તેને કહ્યું કે "જન્મથી માંડીને આ ઘડી સુધીમાં જે કાંઇ મારૂં આચરણ થયું છે અને જે કાંઇ મેં કર્યું છે તે સઘળું કહી આપો તો તમને સર્વજ્ઞ માનું" પછી રાજાએ જે કાંઈ કર્યું હતું તે સઘળું તે બ્રાહ્મણે કહી આપ્યું અને તેની સાથે કેટલાંક તેણે કરેલાં ગુપ્ત કામો પણ કહી આપ્યાં. સઘળી નીશાનીઓ મળતી આવવાથી રાજા પ્રસન્ન થયો. પછી પાંચ કે છ પગલાં ચાલી પગમાં પડી તે બ્રાહ્મણને નીલવી, પુખરાજ, મરકત અને વૈદૂર્ય મણિથી જડેલા સિંહાસન પર બેસાડી રાજાએ કહ્યું કે—

"વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીની પેઠે ખેદ મટાડીને મોજ કરાવે છે, દેશો દેશમાં નિર્મલ કીર્તિ વિસ્તારે છે અને ધન પણ આપે છે માટે વિદ્યા કે જે કલ્પ વૃક્ષની લતા સરખી છે તે શું શું નથી આપતી? ( આપે છે. ॥ ૫ ॥

४ ततो विप्रवराय दशाश्वानाजानेयान् ददौ, ततः सभायामासीनो बुद्धिसागरः प्राह राजानं, देव ! भोजस्य जन्मपत्रिकां ब्राह्मणं पृच्छेति । ततो मुञ्जः प्राह, भोजस्य जन्मपत्रिकां विधेहीति, ततोऽसौ ब्राह्मण उवाच, अध्ययनशालाया भोज आनेतव्य इति । मुञ्जोऽपि ततः कौतुकादध्ययनशालामलङ्कुर्वाणं भोजं भटैरानाययामास । ततः साक्षात्पितरमिव राजानम् आनम्य सविनयं तस्थौ । ततस्तद्रूपलावण्यमोहिते राजकुमारमण्डले प्रभूतसौभाग्यं महीमण्डलमागतं महेन्द्रमिव साकारं मन्मथमिव मूर्तिमत् सौभाग्यमिव भोजं निरूप्य राजानं प्राह दैवज्ञः, राजन् ! भोजस्य भाग्योदयं वक्तुं विरिञ्चिरपि नालम्, कोऽहमुदरम्भरिर्ब्राह्मणः ? किंचित्तथापि वदामि स्वमत्यनुसारेण । भोजमितोऽध्ययनशालायां प्रेषय, ततो राजाज्ञया भोजेह्यध्ययनशालाङ्गते विप्रः प्राह ।

**पञ्चाशत् पञ्च वर्षाणि सप्तमासदिनत्रयम् ।**
**भोजराजेन भोक्तव्यः सगौडो दक्षिणापथः ॥ ६ ॥**

૪ પછી **મુંજ** રાજાએ તે ઉત્તમ બ્રાહ્મણને ઊંચી જાતના દશ ઘોડા આપ્યા. તે સમયે સભામાં બેઠેલા **બુદ્ધિસાગરે** રાજાને કહ્યું કે "મહારાજ ! આ બ્રાહ્મણને **ભોજની** જન્મપત્રી વિષે પુછો." તે ઉપરથી **મુંજે** તે બ્રાહ્મણને કહ્યું કે "ભોજની જન્મપત્રી જોઇને ભવિષ્ય કહો." બ્રાહ્મણે કહ્યું કે, "ભોજને પાઠશાળામાંથી બોલાવો." પછી ભોજ કે જે પાઠશાળામાં હતો તેને **મુંજ** રાજાએ કૌતુકને લીધે માણસો મોકલીને પોતાની પાસે બોલાવી લીધો. **ભોજ** ત્યાં આવી પોતાના સગા બાપની પેઠે તે રાજાને પગે લાગી વિનયથી ઉભો રહ્યો અને તેના રૂપથી તથા વાણીથી સઘળાં રાજકુમારોનું મંડળ વિસ્મિત થયું. ઘણા સૌભાગ્યવાળા અને જાણે પૃથ્વીપર ઇંદ્ર ઉતરી આવ્યો હોય, દેહ ધારી કામદેવ હોય અને શરીરવાળું સૌભાગ્ય હોય એવા તે **ભોજને** સારી પેઠે જોઇને તે જોશી બોલ્યો કે "રાજા ! **ભોજના** ભાગ્યોદયનું વર્ણન કરવાને બ્રહ્માપણ શક્તિમાન નથી; ત્યારે હું કે જે પેટભરો બ્રાહ્મણ છું તે તો કેમજ સમર્થ થાઉં? તોપણ ઉત્તર વગર પણ મારી બુદ્ધિ પ્રમાણે કાંઇક કહું છું. **ભોજને**

અહીંથી પાઠશાળામાં પાછો મોકલી આપો." પછી રાજાની આ-
જ્ઞાથી ભોજ પાઠશાળામાં જતાં તે બ્રાહ્મણે રાજાને કહ્યું કે—

"પંચાવન વર્ષ, સાત મહિના અને ત્રણ દિવસ સુધી ભોજ-
રાજા ગૌડ દેશ સહિત દક્ષિણ દેશને ભોગવશે. ॥ ૬ ॥

૬ इति तत्तदाकर्ण्य राजा चातुर्य्यादपहसन्निव सुमुखोऽपि विच्छा-
यवदनोऽभूत्, ततो राजा ब्राह्मणं प्रेषयित्वा निशीथे शयनमासाद्य एकाकी
सन् व्यचिन्तयत्, यदि राज्यलक्ष्मीभोजकुमारं गमिष्यति, तदाहं जीव-
न्नपि मृतः ।

तानीन्द्रियाण्यविकलानि तदेव नाम
सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।
अर्थोष्मणा विरहितः पुरुषः क्षणेन
सोऽप्यन्य एव भवतीति विचित्रमेतत् ॥ ७ ॥
किञ्च । शरीरनिरपेक्षस्य दक्षस्य व्यवसायिनः ।
बुद्धिप्रारब्धकार्य्यस्य नास्ति किञ्चन दुष्करम् ॥ ८ ॥
असूयया हतैरेवा पूर्वोपायोद्यमैरपि ।
भर्तृणां गृह्यते सम्पत्सुहृद्भिर्मन्त्रिभिस्तथा ॥ ९ ॥

ततोद्यमे किं दुःसाध्यम् ।

अतिदाक्षिण्ययुक्तानां शङ्कितानां पदे पदे ।
परापवादभीरूणांदूरतो यान्ति सम्पदः ॥ १० ॥
किञ्च । आदानस्यय प्रदानस्य कर्त्तव्यस्य च कर्म्मणः ।
क्षिप्रमक्रियमाणस्यकालःपिबति सम्पदः ॥ ११ ॥
अवमानं पुरस्कृत्य मानं कृत्वा च पृष्ठतः ।
स्वार्थं समुद्धरेत्प्राज्ञः स्वार्थभ्रंशो हि मूर्खता ॥ १२ ॥
न स्वल्पस्य कृते भूरि नाशयेन्मतिमान्नरः ।
एतदेवातिपाण्डित्यं यत् स्वल्पात् भूरिनाशनम् ॥ १३ ॥
जातमात्रं न यः शत्रुं व्याधिं वा प्रशमन्नयेत् ।

अतिपुष्टाङ्गयुक्तोऽपि स पश्चात्तेन हन्यते ॥ १४ ॥
प्रज्ञागुप्तशरीरस्य किं करिष्यन्ति संहताः ।
हस्तन्यस्तातपत्रस्य वारिधारा इवारयः ॥ १५ ॥
अफलानि दुरन्तानि समव्ययफलानि च ।
अशक्यानि च वस्तूनि नारभेत विचक्षणः ॥ १६ ॥

૫ એ પ્રમાણે તે બ્રાહ્મણનું બોલવું સાંભળી મુંજ રાજા ચાતુરીથી સારૂં મોહોડું રાખીને હસી કાહાડવાનો ડોલ બતાવવા લાગ્યો તોપણ તેનું મોહોડું કાંતિ રહિત થઇ ગયું, પછી તે જોશીને રજા આપી શયનમાં આવીને મધરાતે પોતે એકલો વિચાર કરવા લાગ્યો કે "જો રાજ્યની લક્ષ્મી ભોજની પાસે જશે તો પછી હું જીવતોજ મુવો.

કહ્યું છે કે—અકુંઠિત શક્તિવાળી ઇંદ્રિયો એનીએ હોય, નામ એનુંએ હોય પ્રતિઘાત નહી પામેલી બુદ્ધિ એનીએ હોય અને બોલવું પણ એનુંએ હોય તો પણ ધનની ગરમીથી રહિત થએલો

પણ પોતાનો સ્વાર્થ કાહાડી લેવો જોઇએ કારણ કે સ્વાર્થથી ભ્રષ્ટ થવું એજ મૂર્ખપણું છે. ॥ ૧૨ ॥

બુદ્ધિમાન માણસે થોડાને વાસ્તે ઝાઝાનો નાશ નહી કરવો જોઇએ. થોડાને વાસ્તે ઝઝુ ખોઇ દેવું એ નકામું ડાહાપણુછે.॥૧૩॥

જે માણસ શત્રુને કે રોગને તે ઉત્પન્ન થતાંજ ટાળી નાખે નહી તે માણસ બહુજ પુષ્ટ અંગવાળો હેય તો પણ છેવટ તેઓથી માર્યો જાય છે. ॥ ૧૪ ॥

જેમ હાથમાં છત્ર રાખનારા માણસને વરસાદની ધારાઓ સઘળી મળીને પણ કશું કરી શકતી નથી તેમ બુદ્ધિથી પોતાનો બચાવ કરનારા માણસને શત્રુઓ એકઠા થઇને પણ કશું કરી શકતા નથી. ॥ ૧૫ ॥

"જે ક્રિયાઓ ફળ વગરની, દુષ્ટ પરિણામ વાળી, અશક્ય અથવા જેઓમાં હાનિ તથા લાભ સમતોલ રેહે એવી હોય તેઓનો વિચક્ષણ પુરૂષે આરંભ નહી કરવો જોઇએ." ॥ ૧૬ ॥

६ ततश्चैवं विचिन्तयन्नभुक्त एव दिनस्य तृतीये यामे एक एव मन्त्रयित्वा वङ्गदेशाधीश्वरस्य महाबलस्य वत्सराजस्य आकारणाय स्वमङ्गरक्षकं प्राहिणोत्, स चाङ्गरक्षको वत्सराजमुपेत्य प्राह, राजा त्वामाकारयतीति । ततः स रथमारुह्य परिवारेण परिवृतः समागतो रथादवतीर्य्य राजानमवलोक्य प्रणिपत्योपविष्टः राजा च सौधं निर्ज्जनं विधाय वत्सराजं प्राह,

**राजा तुष्टोऽपि भृत्यानां मानमात्रं प्रयच्छति ।**
**ते तु सम्मानितास्तस्य प्राणैरप्यु पकुर्वते ॥ १७ ॥**

ततस्त्वया भोजो भुवनेश्वरीविपिने हन्तव्यः प्रथमयामे निशायाः, शिर श्चान्ते पुरमानेतव्यमिति ।

૬ આ પ્રમાણે વિચારમાં પડેલો **મુંજ** રાજા બીજા દિવસના છેક બપોર સુધી જમ્યો પણ નહી. પછી તે દિવસને ત્રીજે પોહોરે તેણે એકલાએજ મનસુબો કરીને મહાબલવાન **વત્સરાજ** કે જે બંગાલાનો રાજા હતો તેને બોલાવવાને વાસ્તે પોતાના હજુરીને મોકલ્યો, હજુરીએ **વત્સરાજ**ની પાસે જઇને તેને કહ્યું કે " આ-

પને રાજા બોલાવે છે." પછી તે વત્સરાજ રથમાં બેસી પોતાનાં માણસોની સાથે દરબારમાં આવ્યો અને ત્યાં રથમાંથી ઉતરી મુંજ રાજાનાં દર્શન કરી પ્રણામ કરીને બેઠો. મુંજે મોહોલમાંથી બીજાં સઘળાં માણસોને દૂર કરી વત્સરાજને કહ્યું કે—

"રાજા પ્રસન્ન થાય તો પણ પોતાના નોકરોને માત્ર માનજ આપે છે પરંતુ માન પામેલા તે નોકર લોકો પોતાના પ્રાણ જતાં કરીને પણ રાજાનો ઉપકાર કરે છે. ॥ ૧૭ ॥

એટલા માટે આજની રાતના પેહેલાજ પોહોરમાં તમારે ભુવનેશ્વરી દેવીના વનમાં ભોજને મારી નાખવો અને અંતે તેનું માથું ગામમાં લાવવું."

૭ स चोत्थाय नृपं नत्वाह, देवादेशः प्रमाण, तथापि भवल्लालनाल्कितनपि वक्तुकामोऽस्मि, ततः सापराधमिति मे वचः क्षन्तव्यम् ॥

भोजे द्रव्यं न सेना वा परिवारो बलान्वितः।
परम्योत इवास्तेऽद्य स हन्तव्यः कथं प्रभो ? ॥ १८ ॥
पारम्पर्यैइवासक्तस्त्वत्पादउदरम्भरिः।
तद्वधे कारणं नैव पश्यामि नृपपुङ्गव ॥ १९ ॥

त्रैलोक्यनाथो रामोऽस्ति वसिष्ठो ब्रह्मपुत्रकः।
तेन राज्याभिषेके तु मुहूर्त्तः कथितो भवत् ॥ २० ॥
तन्मुहूर्तेन रामोऽपि वनं नीतोऽवनीं विना।
सीतापहारोऽप्यभव द्वैरिञ्चिवचनं वृथा ॥ २१ ॥
जातः कोऽयं नृपश्रेष्ठ किञ्चिज्ज्ञ उदरम्भरिः।
यदुक्त्या मन्मथाकारं कुमारं हन्तुमिच्छसि ॥ २२ ॥
किञ्च। किन्नु मे स्यादिदं कृत्वा किन्नु मे स्याद कुर्वतः।
इति सञ्चिन्त्य मनसा प्राज्ञः कुर्वीत वा न वा ॥ २३ ॥
उचितमनुचितं वा कुर्वता कार्यजातं
परिणतिरवधार्या यत्नतः पण्डितेन।
अतिरभसकृतानां कर्म्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ २४ ॥
किञ्च।
येन सहासितमशितं हसितं कथितञ्च रहसि विस्रब्धम्।
तं प्रति कथमसतामपि निवर्त्तते चित्तमामरणात् ॥२५॥

किञ्च। अस्मिन् हते वृद्धराज्ञः सिन्धुलस्य परमप्रीतिपात्राणि महावीरास्त्वैवानुगते स्थिताः ते त्वन्नगरमुल्लोलकल्लोलाः पयोधय इव प्लावयिष्यन्ति चिराबद्धमूलेऽपि त्वयि प्रायः पौराः भोजं भुवोभर्त्तारं भावयन्ति।

सत्यपि च सुकृतकर्म्मणि दुर्नीतिश्चेत् श्रियं हरत्येव।
तैलसदोपयुक्तां दीपशिखां विदलयति हिवातालिः ॥ २६ ॥

देव! पुत्रवधः क्वापि न हिताय।

૮ પછી મુંજ રાજાએ તે વત્સરાજને સવારે સભામાં જે કાંઈ થયું હતું તે સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. એ સાંભળી હસતાં હસતાં વત્સરાજ બેલ્યો કે—

રામચંદ્રજી ત્રૈલોક્યના નાથ હતા, વસિષ્ઠમુનિ બ્રહ્માના પુત્ર હતા અને તેમણેજ રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત્ત જોયું હતું. ॥ ૨૦ ॥

એમ છતાં પણ તેજ મુહુર્ત્તમાં રામચંદ્રજીને રાજય નહી મળતાં ઉલટું વનમાં જવું પડયું અને ત્યાં વળી સીતાજીનું હરણુ પણ થયું તો એ પ્રમાણે બ્રહ્માના પુત્રનું વચન પણ વૃથા થયું. ॥૨૧॥

ત્યારે હે રાજાધિરાજ ! એ કાંઇક ભણેલો પેટભરો જોશી તે કોણ માત્ર છે કે જેના કેહેવા ઉપરથી તમે કામદેવ સરખા કુમારને મારી નાખવા ઇચ્છોછો. ॥ ૨૨ ॥

કહ્યું છે કે—આ કરવાથી મને શું થશે અને નહી કરવાથી શું થશે એમ મનથી વિચાર કરીને પછી સમજુ પુરૂષે તે કામ કરવું યા નહી કરવું. ॥ ૨૩ ॥

યોગ્ય અથવા અયોગ્ય કામ કરવા પેહેલાં સમજુએ પ્રયત્ન પૂર્વક તેના પરિણામનો વિચાર કરવો જોઇએ. કારણ કે જે કામો વિચાર્યા વગર બહુ વેગથી કરવામાં આવે તેઓનો પરિણામ સાલ જેવો અને મરતાં સુધી હૃદયને બાળનારો થાય છે. ॥૨૪॥

વળી પણ કેહેવાય છે કે—જે માણસની સાથે બેઠક, ભોજન, હાસ્ય અને એકાંતમાં વિશ્વાસથી વાતો કરી હોય તે માણસ ઉપરથી મરતાં સુધી નીચ માણસોનું મન પણ કેમ રૂચિ રહિત થાય. ॥ ૨૫ ॥

વળી વિચારવું જોઇએ કે ભોજને મારી નાખવામાં આવશે તો વૃદ્ધ (મરહુમ) સિંધુલ રાજાની પરમ પ્રીતિના પાત્રરૂપ મહાવીરો કે જેઓ તમારાજ સંમતમાં રહેલા છે તેઓ પ્રચંડ મોજાં વાળા સમુદ્રોની પેઠે તમારા નગરને ડુબાવી દેશે. લાંબા કાળથી તમારાં મૂળ જામી ગયાં છતાં પણ ઘણું કરીને ગામના લોકો ભોજનેજ રાજા ધારે છે.

પુણ્યકર્મ અવશેષ છતાં પણ જો અનીતિ કરવામાં આવતી હોય તો તે અનીતિ લક્ષ્મીને અવશ્ય હરી લેછે. દીવાની જ્વાળાને સર્વદા તેલનો સંબંધ રાખતાં છતાં પણ પવનનો ઝપાટો બુઝવી નાખે છે. ॥ ૨૬ ॥

મહારાજ ! પુત્રનો વધ કરવો એ કોઇ રીતે પણ હિતકારી નથી.

૧ इत्युक्तं वत्सराजवचनमाकर्ण्य राजा कुपितः प्राह । त्वमेव राज्याधिपतिः न तु सेवकः

स्वाम्युक्ते यो न यतते स भृत्यो भृत्यपाशकः ।
तज्जीवनमपि व्यर्थं अजागलकुचाविव ॥ २७ ॥

૯ એ પ્રમાણે વત્સરાજનું વચન સાંભળી મુંજરાજા રીસ કરીને બોલ્યો કે " તુંજ મારા રાજ્યનો ધણી દેખાય છે. તું કાંઇ સેવક નથી ! ! !

જે નોકર ધણીનું કહ્યું માનવામાં કાળજી ન રાખે તે નોકર નહી પણ અધમ નોકર કહેવાય. બકરીના ગળાના આંચળની પેઠે તે નોકરનું જીવવું પણ વ્યર્થ છે. ॥ २७ ॥

१० ततो वत्सराजः कालोचितमालोचनीयमिति मत्वा तूष्णीं बभूव । अथ लम्बमाने दिवाकरे उत्तुङ्गसौधोत्सङ्गादवतरन्तं कुपितमिव कृतान्तं वत्सराजं वीक्ष्य समेता अपि विविधेन मिषेण स्वभवनानि प्रापुर्भीताः सभासदः । ततः स्वसेवकान् स्वागारपरित्राणार्थं प्रेषयित्वा रथं भुवनेश्वरीभवनाभिमुखं विधाय भोजकुमारोपाध्यायाकारणाय प्राहिणोदेकं वत्सराजः । सचाह पण्डित तात ! त्वामाकारयति वत्सराज इति । सोऽपि तदाकर्ण्य वज्राहत इव भूताविष्ट इव ग्रहग्रस्त इव तेन सेवकेन करेण धृत्वानीतः पण्डितः । तज्ज बुद्धिमान् वत्सराजः सप्रणाममित्याह, पण्डित ! तात ! उपविश, राजकुमारं जयन्तं अध्ययनशालाया आनयेति । आयान्तं जयन्तंकुमारं पृष्ठेऽनैषीत् पुनः प्राह पण्डितं, विप्र ! भोजकुमारमानयेति ततो विदितवृत्तान्तो भोजः कुपितो ज्वलन्निव शोणितेक्षणः समेत्य प्राह, आः पाप ! राज्ञो मुख्यकुमारम् एकाकिनं मां राजभवनात् बहिरानेतुं तव का नाम शक्तिरिति वामचरणपादुकामादाय भोजेन तालुदेशे हतो वत्सराजः । ततो वत्सराजः प्राह, भोज ! वयं राजादेशकारिण इति बालं रथे निवेश्य, खड्गमपकोशं कृत्वा जगामाशु महामायाभवनं; ततो गृहीते भोजे लोकाः कोलाहलं चक्रुः, हुंभावश्च प्रवृत्तः किं किमिति ब्रुवाणा भटा विक्रोशन्त आगत्य सहसा भोजं वधाय नीतं ज्ञात्वा हस्तिशालामुष्ट्रशालां वाजिशालां रथशालां प्रविश्य सर्वान् जघ्नुः ततः प्रतोलीषु राजभवनप्राकारवेदिकासु बहिर्द्वारविटङ्केषु पुरममीपेषु भेरिपटहमुरजमड्डुक-

डिण्डिमादिनिनदाडम्बरेणाम्बरं विडम्बितमभूत् केचिद्विमलासिना केचिद्दि-पेण केचित् कुन्तेन केचित् पाशेन केचिद्वह्निना केचित्परशुना केचिद्ग-ड्गेन केचित्तोमरेण केचित्तोप्रासेन केचिदम्भसा धारायां ब्राह्मणयोषिता राजपुत्राराज सेवका राजानः पौराश्च प्राणपरित्यागं दधुः, ततः सावित्रीसंज्ञा भोजस्य जननी विश्वजननीव स्थिता दासीमुखात् स्वपुत्रस्थितिमाकर्ण्य कराभ्यां नेत्रेऽपिधाय रुदती प्राह, पुत्र ! पितृव्येन कान्दशां गमितोसि ? ये मया नियमा उपवासाश्चत्वत्कृते कृताः, तेऽद्य मे विफला जाताः, दशापि दिशामुखानि शून्यानि, पुत्र ! देवेन सर्वज्ञेन सर्वशक्तिनामृष्टाः श्रियः पुत्र ! एनन्दासीवर्म सहसा विच्छिन्नशिरसम्पश्येत्युक्त्वा भूमावपतन्॥

૧૦ એ વચન સાંભળી 'કાળને અનુસરતો વિચાર કરવો જો-ઇએ' એમ ધારીને વત્સરાજ ચૂપ રહ્યો. પછી સૂર્ય પશ્ચિમ દિશામાં લટકતાં જાણે કોપ પામેલો કાળ હોય એવા વત્સરાજને ઉંચા મે-હેલના ભાગ ઉપરથી ઉતરતો જોઇ સભાસદો કે જેઓ ભેળા થયા હતા તેઓ પણ સઘળા ભયને લીધે જુદાં જુદાં બાહાનાં કાહાડી પોત પોતાને ઘેર જતા રહ્યા. વત્સરાજે પોતાના ઘરના રક્ષણને વાસ્તે પોતાના સેવકોને મોકલી અને રથને ભુવનેશ્વરીના મંદિરની દિશા તરફ રાખી ભોજના શિક્ષકને બોલાવવાને વાસ્તે એક સેવકને મોકલ્યો. એ સેવકે જઇને પંડિતને કહ્યું કે 'મહારાજ! આપને વ-ત્સરાજ બોલાવે છે'. એ વચન સાંભળી શિક્ષક તો જાણે વજ્રથી ઘવાયો હોય અને કોઇ ભૂતે કે ઝોડે પકડેલો હોય એમ ગભરાઇ જતાં તેનો હાથ પકડીને વત્સરાજનો સેવક વત્સરાજની પાસે તેડી ગયો. ચાતુરીવાળા વત્સરાજે તેને પ્રણામ કરીને કહ્યું કે 'પંડિત મ-હારાજ! બેસો અને રાજકુમાર જયંતને* પાઠશાળામાંથી બોલાવો' પંડિતે જયંતને બોલાવવાને વાસ્તે માણસ મોકલતાં જયંત ત્યાં આવ્યો તેને કાંઇક પાઠ વિષે પુછીને પાછો મોકલી આપ્યો. પછી વત્સરાજે પંડિતને કહ્યું કે 'ભોજ કુમારને બોલાવો.' ભોજને બોલાવવા માણસ મોકલતાં જેના જાણવામાં સઘળું વૃત્તાંત આવ્યું હતું એવા ભોજે કોપથી જાણે સળગતો હોય તેમ લાલ આંખથી ત્યાં આવી 'અરે પાપી! હું કે જે રાજાનો મુખ્ય કુમાર છું તેને રા-

* મુંજના સગા દીકરાનું નામ જયંત હતું.

જાના ઘરમાંથી બહાર બોલાવી મંગાવવાની તારી શી શક્ત છે ?' એમ કહી ડાબા પગની મોજડી ઉપાડીને **વત્સરાજના** માથામાં મારી પછી વત્સરાજ બોલ્યો કે "ભોજ! અમે તો રાજાની આજ્ઞા પ્રમાણે કરનરા છીએ." એમ કહી **ભોજને** રથમાં બેસાડી તરવાર ઉઘાડી કરીને **વત્સરાજ** તુરત ભુવનેશ્વરીના મંદિર તરફ ચાલતો થયો. ભોજ પકડાઇ જતાં લોકો કોલાહલ કરવા લાગ્યા અને ભારે હોકારો થઇ રહ્યો, સીપાઇઓ 'શું છે શું છે' એમ બરકતા બરકતા આવી **ભોજને** મારવા લઇ જવાએલો જાણી હાથીઓની શાળામાં ઉંટોની શાળામાં, ઘોડારમાં અને રથોની શાળામાં પેસીને સઘળાએ ન મારવા લાગ્યા. પછી દરવાજાઓમાં, દરબાર ગઢની ઉપરની જગાઓમાં દરવાજાઓથી બાહારની જગાઓમાં અને શેહેરના આસપાસના ભાગોમાં ભેરી, ઢોલ, મુરજ, મુહુલ અને ડકા આદિ વાજાઓના શબ્દના આડંબરથી આકાશ ગાજવા લાગ્યું. ધારા નગરીમાં બ્રાહ્મણીઓ, રાજકુમારો, રાજાના સેવકો, રાજાઓ અને ગામના લોકોમાં કેટલાએક નિર્મલ તરવારથી, કેટલાએક ઝેરથી, કેટલાએક ભાલાંઓથી, કેટલાએક તોમરથી, કેટલાએક પ્રાસથી અને કેટલાએક જળમાં બુડીને પોતનાં પ્રાણ છોડવા માંડયા. **સાવિત્રી** નામનાં **ભોજના** માતા કે જે જગદંબા જેવાં હતાં તે, દાસીના કેહેવાથી પોતાના પુત્રની એ પ્રમાણે સ્થિતિ થએલી સાંભળી બે હાથવતે આંખ્યો ઢાંકીને રોતાં રોતાં વિલાપ કરવા લાગ્યાં કે "દીકરા! આજ તને તારા કાકાએ કઇ દશાએ પોચાડયો? મેં તારે વાસ્તે જે નિયમો અને ઉપવાસો કર્યા હતા તેઓ આજ વ્યર્થ થયા. આજ દશ દિશાઓ મને ઉજડ લાગે છે દીકરા! સર્વજ્ઞ અને સર્વ શક્તિઓવાળા ઇશ્વરે આજ સંપત્તિઓનો નાશ કરી નાખ્યો. દીકરા! આજ આ દાસીઓનાં માથાં કપાઇ ગયાં તે તું જો." એમ વિલાપ કરીને **સાવિત્રી** ધરતી પર પડયાં.

११ ततोऽप्रदीप्तवैश्वानरसमुद्भुतधूमस्तोमेनैव मलीमसे नभसि पा त्रासादिव पश्चिमपयोनिधौ लग्ने मार्तण्डमण्डले महामायाभवन मासाद्य प्राह भोजं वत्सराजः, कुमार भृत्यानां दैवतं राजैव ज्योतिःशास्त्रविशारदेन केनचिद्ब्राह्मणेन तत्र राज्यप्राप्तावुदीरितायां राज्ञा भवद्वधो व्यादिष्ट इति ।

૧૧ પછી જાણે ધુંધવતા અગ્નિથી ઉત્પન્ન થએલો ધુમાડાનો સમૂહ હોય એવા અંધારાથી આકાશ મેલું થતાં અને જાણે પાપ કર્મ જોવાથી બીતા હોય તેમ સૂર્ય નારાયણ પશ્ચિમ સમુદ્રમાં ડુબતાં (અસ્ત પામતાં) જગદંબાના મંદિરમાં આવીને વત્સરાજે ભોજને કહ્યું કે " કુમાર! સેવક લોકોના ઇષ્ટદેવ રૂપ રાજાજ છે તો તે રાજાની પાસે કોઈ જ્યોતિઃશાસ્ત્રમાં નિપુણતા ધરાવનારા બ્રાહ્મણે તમને રાજ્યની પ્રાપ્તિ થવાનું ભવિષ્ય કહેતાં રાજાએ તમારો વધ કરવાની આજ્ઞા કરી છે. "

१२ भोजः प्राह।

रामे प्रव्रजनं बलेर्नियमनं पाण्डोः सुतानां वनम् ।
वृष्णीनां निधनं नलस्य नृपते राज्यात्परिभ्रंशनम् ।
कारागारनिषेवणञ्च मरणं सञ्चिन्त्य लङ्केश्वरे
सर्वः कालवशेन नश्यति नरः कोऽत्र परित्रायते ॥ २८ ॥
लक्ष्मीकौस्तुभपारिजातसहजस्सन्नुसुधाम्भोनिधेर्दैवेन ॥
प्रणयप्रसादविधिना मूर्ध्ना धृतः शम्भुना ।
अद्याप्युज्झति नैव दैवविहितं क्षैण्यं क्षपावल्लभः
केनान्येन विलङ्घ्यते विधिगतिः पाषाणरेखा सखी ॥ २९ ॥
निकटार्णवमप्यटनं शैलशिलारोहणमपांनिधेस्तरणम् ।
निगडं गुहाप्रवेशो विधिपरिपाकः कथन्नु सन्तार्यः ॥ ३० ॥
अम्भोधिः स्थलतां स्थलं जलधितां धूलीलवः शैलतां
मेरुर्मृत्कणतां तृणं कुलिशतां वज्रं तृणप्रायताम् ।
वन्हिः शीतलतां हिमं दहनतामायाति यस्येच्छया
लीलादुर्ललिताद्भुतव्यसनिने देवाय तस्मै नमः ॥ ३१ ॥

થી મરવું પડયું હતું તો એ સઘળાનો વિચાર કરીને હું ધારૂં છું કે સર્વે લોકો કાળને લીધેજ દુખી થાય છે. કાળના કર્ત્તવ્યમાંથી કોઇ પણ રક્ષણ કરી શકતું નથી. ॥ ૨૮ ॥

ચંદ્ર કે જે લક્ષ્મી, કૌસ્તુભમણિ અને કલ્પવૃક્ષનો સહોદર છે, ક્ષીર સમુદ્રનો પુત્ર છે અને વળી જેને મોટા દેવ સદાશિવે સ્નેહ પૂર્વક પ્રસન્ન થઇને પોતાને માથે ધરેલો છે તે પણ હજુ સુધી દૈવે આપેલી ક્ષીણતાને છોડી શકતો નથી. ત્યારે પથરામાં પડેલી રેખા જેવી દૃઢતા વાળી દૈવની ગતિનું બીજો તો કોણજ ઉલ્લંઘન કરી શકે. ॥ ૨૯ ॥

દૈવના પરિણામને લીધે વિકટ ભૂમિમાં ફરવું પડે, પર્વતોની શિલાઓ પર ચડવું પડે, સમુદ્રને તરવો પડે, બેડીમાં પડવું પડે અને ગુફામાં પણ બેસવું પડે માટે દૈવની ગતિનું કોઇ રીતે પણ ઉલ્લંઘન થઇ શકતું નથી. ॥ ૩૦ ॥

અઘટિત ઘટના કરવાના અદ્ભુત વ્યસનવાળા ઇશ્વર કે જેમની ઇચ્છાથી સમુદ્ર સ્થલરૂપ થઈ જાય છે, સ્થલ સમુદ્રરૂપ થઇ જાયછે, રજની કણી પાહાડરૂપ થઈ જાયછે, મેરૂ પર્વત માટીની કણી રૂપ થઇ જાય છે, ખડ વજ્રરૂપ થઇ જાય છે, વજ્ર ખડ જેવું થઇ જાય છે, અગ્નિ શીતલ થઇ જાયછે અને હિમ આગરૂપ થઇ જાયછે તેમને પ્રણામ કરૂંછું. ॥ ૩૧ ॥

१३ ततो वटवृक्षस्य पत्रमादाय तृणेन पुटीकृत्य जङ्घच्छुरिकया च्छित्वा तत्र पुटके रक्तमारोप्य तृणेन एकस्मिन् पत्रे कञ्चन श्लोकं लिखित्वा वत्सं प्राह, महाभाग ! एतत्पत्रं नृपाय दातव्यं, त्वमपि राजाज्ञां विधेहीति ततो वत्सराजस्यानुजो भ्राता भोजस्य प्राण परित्यागसमये दीप्यमानमुखश्रियमवलोक्य प्राह,

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समन्नाशं सर्वमन्यत्तु गच्छति ॥ ३२ ॥
न ततो हि सहायार्थे माता भार्या च तिष्ठति ।
न मित्रपुत्रौ न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ ३३ ॥

श्रुतवानपि मूर्खश्च यो धर्मविमुखो जनः ॥ ३४ ॥
इहैव नरकव्याधेश्चिकित्सां न करोति यः ।
गत्वा निरौषधस्थानं स रोगी किं करिष्यति ॥ ३५ ॥
जरां मृत्युं भयं व्याधिं यो जानाति स पण्डितः
स्वस्थस्तिष्ठेन्निषीदेद्वा स्वपेद्वा केनचिद्धसेत् ॥ ३६ ॥
तुल्यजातिवयोरूपान् हतान् पश्यसि मृत्युना ।
न हि तत्रास्ति ते त्रासो वज्रवत् हृदयन्तव ॥ ३७ ॥

૧૩ પછી ભોજે વડના ઝાડનું એક પાનડું લઇ સળીથી તેનો પડીઓ બનાવી છરી વતે પોતાની જાંઘ કાપી તે પડીઆમાં લોહી નાખી તે લોહીથી સળી વતે એક પાનડામાં એક શ્લોક લખીને વત્સરાજને કહ્યું કે " ભાગ્યશાળી રાજા ! આ પાનડું મારા કાકા મુંજરાજાને દેજો. હવે સુખેથી તમે રાજાની આજ્ઞા પ્રમાણે કરો." આ સમયે વત્સરાજનો નાહાનો ભાઇ કે જે વત્સરાજની સાથે હતો તેણે ભોજની મરવાના સમયમાં પણ પ્રદીપ્ત રહેલી મુખની કાંતિ જોઇ વત્સરાજને નીચે પ્રમાણે કહ્યું.

સાચો સંબંધી તો એક ધર્મજ છે કે જે મરણ થતાં પણ સાથે આવેછે. એ વિના બીજું સઘળું તો શરીરની સાથે નાશ પામેછે. ॥ ૩૨ ॥

મુવા પછી મા, સ્ત્રી, મીત્ર, પુત્ર કે જ્ઞાતિ કોઇ પણ સહાયતા દેવા ઉભતાં નથી. કેવળ ધર્મજ સહાયતા કરવા સારૂ ઉભો રેહેછે. ॥ ૩૩ ॥

જે માણસ ધર્મથી વિમુખ હોય તે માણસ બળવાન છતાં પણ નિર્બલ છે, ધનવાન્ છતાં પણ નિર્ધન છે અને શાસ્ત્રોના અભ્યાસવાળો છતાં પણ મૂર્ખ છે. ॥ ૩૪ ॥

જે માણસ પોતે જીવતાંજ નરક રૂપ રોગને મટાડવાનો ઉપાય કરતો નથી તે માણસ જે સ્થલમાં ઔષધજ મળતું નથી ત્યાં જઇને પછી શું કરી શકશે. ॥ ૩૫ ॥

ભલે સ્વસ્થ થઇને કોઇની સાથે ઊભતો હોય, બેસતો હોય, સુતો હોય કે વસતો હોય પણ જે માણસ જરાને, મરણને, ભયને

અને વ્યાધિને ભવિષ્યમાં આવવાનાં જાણતો હોય તેને પંડિત સમજવો. ॥ ૩૬ ॥

તમે તમારા જેવાંજ જાતિ રૂપ અને અવસ્થાવાળા માણસોને મરણ પામેલા દેખો છો તે છતાં પણ તેથી તમને ત્રાસ થતો નથી માટે તમારૂં હૃદય વજ્ર જેવું કઠણ જણાય છે. ॥ ૩૭ ॥

१४ ततो वैराग्यमापन्नो वत्सराजः भोजं क्षमस्वेत्युक्त्वा प्रणम्य तञ्च रथे निवेश्य नगराद्बहिर्वने तमसि गृहमागमय्य भूमिगृहान्तरे निक्षिप्य भोज ररक्ष । स्वयमेव कृत्रिमविद्याविद्भिः सुकुण्डलं स्फुरद्वक्त्रं निमीलितनेत्रं भोजकुमारमस्तकं कारयित्वा तच्चादाय स कनिष्ठो राजाभवनं गत्वा राजानं नत्वा प्राह, श्रीमता यदादिष्टं तत्साधितमिति । ततो राजा च पुत्रवधं ज्ञात्वा तमाह, वत्सराज ! खड्गप्रहारसमये तेन पुत्रेण किमुक्तमिति ? वत्सस्तत्पत्रमदात् । राजा स्वभार्याकरेण दीपमानीय तानि पत्राक्षराणि वाचयति ।

**मान्धाता च महीपतिः कृतयुगालङ्कारभूतो गतः**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः**
**अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते ।**
**नैकेनापि समङ्गता वसुमती नूनं त्वया यास्यति ॥ ३८ ॥**

राजा च तदर्थं ज्ञात्वा शय्यातो भूमौ पपात, ततश्च देवी करकमलचालितचैलाञ्चलानिलेन ससंज्ञो भूत्वा, देवि ! मां मा स्पृश हा हा पुत्रघातिनमिति विलपन् कुरर इव, द्वारपालानानाय्य ब्राह्मणानानयतेत्याह, ततःस्वाज्ञया समागतान् ब्राह्मणान्नत्वा मया पुत्रो हतः तस्य प्रायश्चित्तं वदध्वमिति वदन्तं ते तमूचुः राजन् ! सहसा वन्हिमाविशेति ततः समेत्य बुद्धिसागरः प्राह, यथा त्वं राजाधमस्तथैव अमात्याधमो वत्सराजः, तत्र किल राज्यं दत्त्वा सिन्धुलेनृपेण तेन त्वदुत्सङ्गे भोजः स्थापितः तच्च त्वचा पितृव्येणान्यत्कृतम् ।

**कतिपयदिवसस्थायिनि मदकारिणि यौवने दुरात्मानः ।**
**विदधति तथापराधं जन्मैव यथास्य वृथा भवति ॥ ३९ ॥**

એ વચનનો અભિપ્રાય સમજવામાં આવતાં મુંજ રાજા શય્યામાં-થી ધરતી પર પડી ગયો. પછી રાણીએ પોતાના હસ્તકમળથી હલા-વેલા વસ્ત્રના છેડાના પવનથી સુધ આવતાં વિલાપ કરવા લાગ્યો કે "રાણી ! હાય હાય હું કે જે પુત્રનો ઘાત કરનાર છુ તેનો તું સ્પર્શ નહી કર. „ આવી રીતે ટીટોડાની પેઠે વિલાપ કરતાં તેણે દ્વારપાલોને બોલાવીને બ્રાહ્મણોને બોલાવી લાવવાની આજ્ઞા કરી. પોતાની આ-જ્ઞાથી બ્રાહ્મણો આવતાં તેઓને પ્રણામ કરીને મુંજે કહ્યું કે " મેં પુત્રને માર્યો છે માટે તે પાપનું પ્રાયશ્ચિત્ત કહો. " બ્રાહ્મણો બોલ્યા " રાજા ! તમે તુરત અગ્નિમાં પ્રવેશ કરો. " તે સમયમાં **બુદ્ધિ-સાગરે** આવીને રાજાને કહ્યું કે " તમે જેમ રાજાઓમાં અધમ છો તેમ **વત્સરાજ** મંત્રીઓમાં અધમછે." **સિંધુલ** રાજાએ તમને રાજ્ય આપીને **ભોજને** તમારા ખોળામાં મુક્યો હતો પણ તે વાતને તમે કાકા છતાં વિપરીત કરી નાખી.

મદ ઉત્પન્ન કરનારી જુવાની કે જે ચાર દિવસજ રહે છે તેમાં દુરાત્મા લોકો એવો અપરાધ કરેછે કે જે અપરાધને લીધે તેઓનો જન્મારો વૃથા થાયછે. ॥ ૩૯ ॥

સત્પુરૂષો પોતાના માથા પરથી કોઇએ તણખલું ખસેડયું હોય તો તેટલા ઉપકારને પણ કરોડ સોના મોહોર દીધા જેવો ગણે છે અને બીજા ખળ પુરૂષો તો કોઇએ પ્રાણ આપીને ઉપકાર કરેલો છતાં પણ તેઓની સાથે વૈરભાવ જેવું રાખેછે. ॥૪૦॥

જે માણસ ઉપકારને અને અપકારને ભુલી જાયછે તે પથરા જે-વા હૃદય વાળો માણસ ' જીવે છે, એમ કહેવું પણ ખોટું છે. (જીવતે મુવોજ છે. ) ॥ ૪૧ ॥

જેમ અંકુર અત્યંત ઝીણો છતાં પણ જો તેની કાળજીથી સારી પેઠે રક્ષા કરવામાં આવે તો તે અંકુર સમય પ્રાપ્ત થતાં ફલદાયી થાય છે તેમ કોઇ માણસ નિર્બલ છતાં પણ જો તેનું રક્ષણ કર્યું હોય તો તે સમય પ્રાપ્ત થતાં ફલ આપે છે. ॥ ૪૨ ॥

સોનું, ધાન્યો, રત્નો, અનેક પ્રકારનાં ધનો અને બીજી પણ સઘળી વસ્તુઓ રાજાઓને પ્રજાઓની પાસેથીજ મળે છે. ॥ ૪૩ ॥

રાજા ધર્માત્મા હોય તો પ્રજાઓ સર્વદા ધર્માત્મા થાય છે. અને રાજા પાપી હોય તો પ્રજાઓ પણ પાપી થાય છે. પ્રજાઓ રાજાનેજ અનુસરે છે એટલે જેવો રાજા હોય તેવી પ્રજાઓ થાય છે ॥ ૪૪ ॥

सन्तस्तृणोत्सारणमुत्तमाङ्गात्
सुवर्णकोट्यर्पणमामनन्ति ।
प्राणव्ययेनापि कृतोपकाराः
खलाः परे वैरमिवोद्वहन्ति ॥ ४० ॥

उपकारश्चापकारो यस्य व्रजति विस्मृतिम् ।
पापाणहृदयस्यास्य जीवतीत्यभिधा मुधा ॥ ४१ ॥
यथाङ्कुरः सुसूक्ष्मोऽपि प्रयत्नेनाभिरक्षितः ।
फलप्रदो भवेत्काले तथा लोकः सुरक्षितः ॥ ४२ ॥
हिरण्यधान्यरत्नानि धनानि विविधानि च ।
तथान्यदपि यत्किञ्चित्प्रजाभ्यः स्युर्महीभृताम् ॥ ४३ ॥
राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापपराः सदा ।
राजानमनुवर्त्तन्ते यथा राजा तथा प्रजाः ॥ ४४ ॥

૧૪ એ વચન સાંભળી વૈરાગ્ય પામેલા **વત્સરાજે** 'ક્ષમા કરજો એમ ભોજને કહી પ્રણામ કરી તેને રથમાં બેસાડી ઘાડા અંધારામાં પોતાનું એક ઘર કે શહેરથી બાહાર હતું ત્યાં લાવીને ભોંયરાની અંદર રાખ્યો. પછી પોતેજ કૃત્રિમ વિદ્યા જાણનારાઓની પાસે ઉત્તમ કુંડલ વાળું, ચળકતા મોહોડા વાળું અને વીચાઈ ગએલી આંખો વાળું ભોજનું માથું કરાવી તે માથાને લઇ પોતાના નાહાના ભાઇ સહિત દરબારમાં આવ્યો. ત્યાં આવી મુંજ રાજાને પ્રણામ કરીને તેણે કહ્યું કે " મહારાજ ! આપે આજ્ઞા કરી હતી તે પ્રમાણે કરી આવેલો છું. " મુંજે દીકરાનો વધ થએલો જાણી વત્સરાજને પૂછ્યું કે " વત્સરાજ ! તરવારનો ઘા કરવાના સમયમાં ભોજ શું બોલ્યો ? " **વત્સરાજે** રાજાના હાથમાં પાનડું આપતાં રાજાએ પોતાની રાણીના હાથથી દીવો મગાવી તે પાનડામાં લખેલા અક્ષરો વાંચ્યા તો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

' હે રાજા ! માંધાતા રાજા સઘળી પૃથ્વીનો પતિ અને સત્યયુગના ઘરેણા જેવો હતો તો પણ મરી ગયો છે. રામચંદ્રજી કે જેણે મહાસાગરમાં પાજ બાંધી અને રાવણને માર્યો તે પણ હમણાં કયાં છે ? બીજા યુધિષ્ઠિર આદિ રાજાઓ પણ સ્વર્ગવાસી થયા છે. એઓમાંના કોઇની સાથે પૃથ્વી ગઇ નથી પણ તમારી સાથે આવશે ખરી.' ॥ ॥ ૩૮ ॥

એ વચનનો અભિપ્રાય સમજવામાં આવતાં મુંજ રાજા શય્યામાંથી ધરતી પર પડી ગયો. પછી રાણીએ પોતાના હસ્તકમળથી હલાવેલા વસ્ત્રના છેડાના પવનથી સુધ આવતાં વિલાપ કરવા લાગ્યો કે "રાણી ! હાય હાય હું કે જે પુત્રનો ઘાત કરનાર છુ તેનો તું સ્પર્શ નહી કર. „ આવી રીતે ટીટોડાની પેઠે વિલાપ કરતાં તેણે દ્વારપાળોને બોલાવીને બ્રાહ્મણોને બોલાવી લાવવાની આજ્ઞા કરી. પોતાની આજ્ઞાથી બ્રાહ્મણો આવતાં તેઓને પ્રણામ કરીને મુંજે કહ્યું કે " મેં પુત્રને માર્યો છે માટે તે પાપનું પ્રાયશ્ચિત્ત કહો. " બ્રાહ્મણો બોલ્યા " રાજા ! તમે તુરત અગ્નિમાં પ્રવેશ કરો. " તે સમયમાં બુદ્ધિસાગરે આવીને રાજાને કહ્યું કે " તમે જેમ રાજાઓમાં અધમ છો તેમ **વત્સરાજ** મંત્રીઓમાં અધમછે." **સિંધુલ** રાજાએ તમને રાજ્ય આપીને **ભોજને** તમારા ખોળામાં મુક્યો હતો પણ તે વાતને તમે કાકા છતાં વિપરીત કરી નાખી.

મદ ઉત્પન્ન કરનારી જુવાની કે જે ચાર દિવસજ રહે છે તેમાં દુરાત્મા લોકો એવો અપરાધ કરેછે કે જે અપરાધને લીધે તેઓનો જન્મારો વૃથા થાયછે. ॥ ૩૯ ॥

સત્પુરૂષો પોતાના માથા પરથી કોઇએ તણખલું ખસેડલું હોય તો તેટલા ઉપકારને પણ કરોડ સોના મોહોર દીધા જેવો ગણે છે અને બીજા ખળ પુરૂષો તો કોઇએ પ્રાણ આપીને ઉપકાર કરેલો છતાં પણ તેઓની સાથે વૈરભાવ જેવું રાખેછે. ॥૪૦॥

જે માણસ ઉપકારને અને અપકારને ભુલી જાયછે તે પથરા જેવા હૃદય વાળો માણસ ' જીવે છે, એમ કહેવું પણ ખોટું છે. (જીવતે મુવોજ છે. ) ॥ ૪૧ ॥

જેમ અંકુર અત્યંત ઝીણો છતાં પણ જો તેની કાળજીથી સારી પેઠે રક્ષા કરવામાં આવે તો તે અંકુર સમય પ્રાપ્ત થતાં ફલદાયી થાય છે તેમ કોઇ માણસ નિર્બલ છતાં પણ જો તેનું રક્ષણ કરયું હોય તો તે સમય પ્રાપ્ત થતાં ફલ આપે છે. ॥ ૪૨ ॥

સોનું, ધાન્યો, રત્નો, અનેક પ્રકારનાં ધનો અને બીજી પણ સઘળી વસ્તુઓ રાજાઓને પ્રજાઓની પાસેથીજ મળે છે. ॥ ૪૩ ॥

રાજા ધર્માત્મા હોય તો પ્રજાઓ સર્વદા ધર્માત્મા થાય છે. અને રાજા પાપી હોય તો પ્રજાઓ પણ પાપી થાય છે, પ્રજાઓ રાજાનેજ અનુસરે છે એટલે જેવો રાજા હોય તેવી પ્રજાઓ થાય છે ॥ ૪૪ ॥

सन्तस्तृणोत्सारणमुत्तमाङ्गात्
सुवर्णकोट्यर्पणमामनन्ति ।
प्राणव्ययेनापि कृतोपकाराः
खलाः परे वैरमिवोद्वहन्ति ॥ ४० ॥

उपकारश्चापकारो यस्य व्रजति विस्मृतिम् ।
पाषाणहृदयस्यास्य जीवतीत्यभिधा मुधा ॥ ४१ ॥
यथाङ्करः सुसूक्ष्मोऽपि प्रयत्नेनाभिरक्षितः ।
फलप्रदो भवेत्काले तथा लोकः सुरक्षितः ॥ ४२ ॥
हिरण्यधान्यरत्नानि धनानि विविधानि च ।
तथान्यदपि यत्किञ्चित्प्रजाभ्यः स्युर्महीभृताम् ॥ ४३ ॥
राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापपराः सदा ।
राजानमनुवर्त्तन्ते यथा राजा तथा प्रजाः ॥ ४४ ॥

૧૪ એ વચન સાંભળી વૈરાગ્ય પામેલા **વત્સરાજે** 'ક્ષમા કરજો એમ ભોજને કહી પ્રણામ કરી તેને રથમાં બેસાડી ઘાડા અંધારામાં પોતાનું એક ઘર કે શહેરથી બાહાર હતું ત્યાં લાવીને ભોંયરાની અંદર રાખ્યો. પછી પોતેજ કૃત્રિમ વિદ્યા જાણનારાઓની પાસે ઉત્તમ કુંડલ વાળું, ચળકતા મોહોડા વાળું અને વીંચાઈ ગએલી આંખો વાળું ભોજનું માથું કરાવી તે માથાને લઇ પોતાના નાહાના ભાઇ સહિત દરબારમાં આવ્યો. ત્યાં આવી મુંજ રાજાને પ્રણામ કરીને તેણે કહ્યું કે " મહારાજ ! આપે આજ્ઞા કરી હતી તે પ્રમાણે કરી આવેલો છું. " મુંજે દીકરાનો વધ થએલો જાણી **વત્સરાજને** પૂછ્યું કે " વત્સરાજ ! તરવારનો ઘા કરવાના સમયમાં ભોજ શું બોલ્યો ? " **વત્સરાજે** રાજાના હાથમાં પાનડું આપતાં રાજાએ પોતાની રાણીના હાથથી દીવો મગાવી તે પાનડામાં લખેલા અક્ષરો વાંચ્યા તો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

' હે રાજા ! માંધાતા રાજા સઘળી પૃથ્વીનો પતિ અને સત્યયુગના ઘરેણા જેવો હતો તો પણ મરી ગયો છે. રામચંદ્રજી કે જેણે મહાસાગરમાં પાર બાંધી અને રાવણને માર્યો તે પણ હમણાં કયાં છે ? બીજા યુધિષ્ટિર આદિ રાજાઓ પણ સ્વર્ગવાસી થયા છે. એઓમાંના કોઇની સાથે પૃથ્વી ગઇ નથી પણ તમારી સાથે આવશે ખરી.' ॥ ॥ ૩૮ ॥

એ વચનનો અભિપ્રાય સમજવામાં આવતાં મુંજ રાજા શય્યામાં-થી ધરતી પર પડી ગયો. પછી રાણીએ પોતાના હસ્તકમળથી હલા-વેલા વસ્ત્રના છેડાના પવનથી સુધ આવતાં વિલાપ કરવા લાગ્યો કે "રાણી ! હાય હાય હું કે જે પુત્રનો ઘાત કરનાર છું તેનો તું સ્પર્શ નહી કર. „ આવી રીતે ટીટોડાની પેઠે વિલાપ કરતાં તેણે દ્વારપાલોને બોલાવીને બ્રાહ્મણોને બોલાવી લાવવાની આજ્ઞા કરી. પોતાની આ-જ્ઞાથી બ્રાહ્મણો આવતાં તેઓને પ્રણામ કરીને મુંજે કહ્યું કે " મેં પુત્રને માર્યો છે માટે તે પાપનું પ્રાયશ્ચિત્ત કહો. " બ્રાહ્મણો બોલ્યા " રાજા ! તમે તુરત અગ્નિમાં પ્રવેશ કરો. " તે સમયમાં બુદ્ધિ-સાગરે આવીને રાજાને કહ્યું કે " તમે જેમ રાજાઓમાં અધમ છો તેમ **વત્સરાજ** મંત્રીઓમાં અધમછે." **સિંધુલ** રાજાએ તમને રાજ્ય આપીને **ભોજને** તમારા ખોળામાં મુક્યો હતો પણ તે વાતને તમે કાકા છતાં વિપરીત કરી નાખી.

મદ ઉત્પન્ન કરનારી જુવાની કે જે ચાર દિવસજ રહે છે તેમાં દુરાત્મા લોકો એવો અપરાધ કરેછે કે જે અપરાધને લીધે તેઓનો જન્મારો વૃથા થાયછે. ॥ ૩૯ ॥

સત્પુરૂષો પોતાના માથા પરથી કોઇએ તણખલું ખસેડલું હોય તો તેટલા ઉપકારને પણ કરોડ સોના મોહોર દીધા જેવો ગણે છે અને બીજા ખળ પુરૂષો તો કોઇએ પ્રાણ આપીને ઉપકાર કરેલો છતાં પણ તેઓની સાથે વૈરમાત્ર જેવું રાખેછે. ॥૪૦॥

જે માણસ ઉપકારને અને અપકારને ભુલી જાયછે તે પથરા જે-વા હૃદય વાળો માણસ ' જીવે છે, એમ કહેવું પણ ખોટું છે. (જીવતે સુવોજ છે. ) ॥ ૪૧ ॥

જેમ અંકુર અત્યંત ઝીણો છતાં પણ જો તેની કાળજીથી સારી પેઠે રક્ષા કરવામાં આવે તો તે અંકુર સમય પ્રાપ્ત થતાં ફ્લદાયી થાય છે તેમ કોઇ માણસ નિર્બલ છતાં પણ જો તેનું રક્ષણ કર્યું હોય તો તે સમય પ્રાપ્ત થતાં ફ્લ આપે છે. ॥ ૪૨ ॥

સોનું, ધાન્યો, રત્નો, અનેક પ્રકારનાં ધનો અને બીજી પણ સઘળી વસ્તુઓ રાજાઓને પ્રજાઓની પાસેથીજ મળે છે. ॥ ૪૩ ॥

રાજા ધર્માત્મા હોય તો પ્રજાઓ સર્વદા ધર્માત્મા થાય છે. અને રાજા પાપી હોય તો પ્રજાઓ પણ પાપી થાય છે. પ્રજાઓ રાજાનેજ અનુસુરે છે એટલે જેવો રાજા હોય તેવી પ્રજાઓ થાય છે ॥ ૪૪ ॥

१९ ततो रात्रावेव वन्हिप्रवेशनं निश्चिते राज्ञि सर्वे सामन्ताः पौराश्च मिलिताः पुत्रं हत्वा पापभयात् भीतो नृपतिर्वन्हि प्रविशतीति किंवदन्ती सर्वत्राजनि । ततो बुद्धिसागरो द्वारपालमाहूय न केनापि भूपालभवनं प्रवेष्टव्यमित्युक्त्वा नृपमन्तःपुरे निवेश्य सभायामेकाकी सन् उपविष्टः ततो राजमरणवार्ता श्रुत्वा वत्सराजो गृहमागत्य बुद्धिसागरं नत्वा शनैः प्राह तात ! मया भोजराजो रक्षित इति ! बुद्धिसागरः कर्णे तस्य किमप्यकथयत्, ततो वत्स राजश्च निष्क्रान्तः । ततो मुहूर्त्तेन कोऽपि करंकालितदन्तीन्द्रदन्तदण्डो विरचितप्रलम्बजटाकलापः कर्पूरकरम्बितभसितोद्वर्तितसकलतनुर्मूर्त्तिमान्प्रन्मथ इव स्फटिककुण्डलमण्डितकर्णयुगलः कौशेयकौपीनो मूर्त्तिमांश्चन्द्र चूड इव सभां कापालिकः समागतः तंवीक्ष्य बुद्धिसागरः प्राह, योगीन्द्र ! कुत आगम्यते, कुत्र ते निवेशश्च ? कथं तवाग्रे कश्चन विभवोनवर्त्तते । कापालिके त्वयि यच्चमत्कारकारी कलाविशेष औषधविशेषोऽप्यस्ति ? योगी प्राह,

देशे देशे भवनं भवने भवने तथैव भिक्षान्नम् ।
सरसि च नद्यां सलिलं शिवशिवतत्त्वार्थयोगिनां पुंसाम्॥४५॥
ग्रामे ग्रामे कुटी रम्या निर्झरे निर्झरे जलम् ।
भिक्षायां सुलभं चान्नं विभवैः किं प्रयोजनम् ? ॥ ४६ ॥

देव ! अस्माकं नैको देशः, सकलभूमण्डलं भ्रमामः, गुरूपदेशे तिष्ठामः, निखिलं भुवनतलं करतलामलकवत्पश्यामः, सर्पदष्टं विषव्याकुलं रोगग्रस्तं शस्त्रभिन्नशिरस्कङ्कालशिथिलितं तात ! तत्क्षणादेव विगतसकलव्याधिसञ्चयं कुर्म्म इति ।

૧૫ પછી રાજાએ તે રાતમાંજ અગ્નિમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કરતાં સઘળા સામંતો તથા શેહેરના લોકો એકઠા થયા અને 'રાજા પુત્રને મારીને પાપની બીકથી અગ્નિમાં પ્રવેશ કરેછે' એવી ખબર કાનોકાન સઘળી જગોમાં ફેલાઇ ગઇ. તે સમયે બુદ્ધિસાગર, દારપાલને બોલાવી 'દરબારમાં કોઇને પણ નહી પેસવા દેવો' એવી આજ્ઞા કરી રાજાને અંતઃપુરમાં રાખીને પોતે એકલોજ સભામાં બે-

હો. તેટલીવારમાં રાજા મરવા તૈયાર થયાની વાત સાંભળી વત્સરાજે દરબારમાં આવી બુદ્ધિસાગરને પ્રણામ કરીને ધીરેકથી કહ્યું કે " બાપા ! ભોજ કુમારને મેં જીવતો રાખ્યો છે." આ વચન સાંભળી બુદ્ધિસાગરે કાનમાં કાંઇક વાત કહી, તે સાંભળીને વત્સરાજ તુરત નીકળી ગયો. પછી થોડીવારમાં એક કાપાલિક જોગી ત્યાં આવ્યો. એ જોગીએ હાથમાં એક હાથી દાંતનો ઘોકો લીધો હતો. માથે નવી જટાનો ઝુડો બાંધ્યો હતો. કપૂરના ચૂર્ણ વાળી ભસ્મથી આખા શરીરમાં ઉદ્ધૂલન કર્યું હતું. જાણે દેહધારી કામદેવ હોય એવો દેખાતો હતો. બન્ને કાન સ્ફટિક મણિના કુંડલોથી શોભી રહ્યા હતા. રેશમનું કોપીન પેહેર્યું હતું અને સાક્ષાત્ સદાશિવ જેવો જણાતો હતો. એને જોઇ બુદ્ધિસાગરે પુછ્યું કે " જોગીરાજ ! ક્યાંથી પધારો છો ? આપનું રેહેઠાણ ક્યાં છે ? આપની પાસે કશો વૈભવ કેમ નથી ? આપ કાપાલિક છો તો આપની પાસે કોઇ ચમત્કારી કળા કે ઔષધ છે ? જોગી બોલ્યો કે,—

" શિવ ! શિવ ! સત્ય વસ્તુને જાણનારા યોગિઓનાં ઘર દેશો દેશમાં છે, ઘેરે ઘેર ભિક્ષાનું અન્ન તૈયાર હોય છે અને પ્રત્યેક તળાવમાં તથા પ્રત્યેક નદીમાં જળપણ તૈયારજ હોયછે. ॥ ૪૫ ॥

ગામો ગામમાં સુંદર ઝુંપડી મળે છે, ઝરણે ઝરણામાં જળ મળેછે અને ભીખ માગવાથી અન્ન પણ સેહેજ મળેછે તો અમ લોકોને વૈભવોનું શું પ્રયોજન હોય. ॥ ૪૬ ॥

અમારો કોઈ અમુક દેશ નથી. અમો તો સઘળા પૃથ્વીના મંડલમાં ફરીએ છીએ, ગુરૂની આજ્ઞામાં રહીએ છીએ અને સઘળા બ્રહ્માંડને હસ્તામળની પેઠે જોઇએ છીએ. બાપા ! અમો સર્પે કરડેલાને, ઝેરથી વ્યાકુળ થએલાને, રોગથી ઘેરાએલાને જેનું માથું શસ્ત્રથી છેદાઈ ગયું હોય તેને અને કાળે શિથિલ કરી નાખેલાને પણ તુરતજ સઘળી પીડાઓથી મુક્ત કરી, દઇએ છીએ. "

१६ राजापि कुड्यान्तर्हित एव श्रुतसकलवृत्तान्तः समामागतः कापालिकं दण्डवत्प्रणम्य योगीन्द्र ! रुद्रकल्प ! परोपकारपरायण ! महापापिना मया हतस्य पुत्रस्य प्राणदानेन मां रक्षेत्याह ! अथ कापालिकोऽपि राजन् ! माभैषीः, पुत्रस्ते न मरिष्यति, शिवप्रसादेन गृहमेष्यति । परं श्मशानभूमौ बुद्धिसागरेण सह होमद्रव्याणि प्रेषयेत्यवोचत्, ततो राज्ञा कापालिकेन यदुक्तं, तत्सर्वं तथा कुर्वीति बुद्धिसागरः प्रेषितः,

ततो रात्रौ गूढरूपेण भोजोऽपि तत्र नंदीपुलीने नीतः योगिना भोजो जीवितः इति प्रथा च समभूत् । ततो गजेन्द्रारुढो वन्दिभिःस्तूयमानो भेरीमृदङ्गादिघोषैर्जगद्बधिरीकुर्वन् पौरामात्यपरिवृतो भोजराजो राजभवनमगात्, राजा च तमालिङ्ग्य रोदिति, भोजोऽपि रुदन्तं मुञ्जं निवार्य्य अस्तौषित्, ततः सन्तुष्टो राजा निजसिंहासने तस्मिन्निवेशयित्वा छत्रचामराभ्यां भूषयित्वा तस्मै राज्यं ददौ, निजपुत्रेभ्यः प्रत्येकमेकैकं ग्रामं दत्त्वा परमप्रेमास्पदं जयन्तं भोजनिकाशे निवेशयामास । ततः परलोकपरित्राणो मुञ्जोऽपि निजपट्टराज्ञीभिः सह तपोवनभूमिं गत्वा परन्तपस्तेपे ततो भोजभूपालश्च देवब्राह्मणप्रासादाद्राज्यं पालयामास ।

॥ इति भोजराजस्य राज्यप्राप्तिप्रबन्धः ॥

૧૬ જેને માત્ર એક ભીતજ આડી હતી એવા **મુંજ** રાજાએ યોગીની આ સઘળી વાત પોતાના સાંભળવામાં આવતાં તુરતજ સભામાં આવી તે કાપાલિક યોગીને દંડવત્પ્રણામ કરી કહ્યું કે" હે યોગિરાજ ! હે સદાશિવ જેવા ! હે પરોપકાર કરવામાં તત્પર ! હું કે જે પાપીષ્ઠું તેણે પુત્રને મારી નાખ્યો છે પણ હવે તે પુત્રને જીવતો કરીને મારૂ રક્ષણ કરો. " કાપાલિક બોલ્યો કે " રાજા ! ધાસ્તી નહી કર. તારો પુત્ર નહી મરે અને શદાશિવની કૃપાથી ઘેર આવશે. પરંતુ **બુદ્ધિસાગર**ની સાથે મસાણમાં હોગ કરવાના પદાર્થો મોકલી આપ. " રાજાએ " આ કાપાલિક જેમ કહે છે તે પ્રમાણે કરો. " એમ કહીને **બુદ્ધિસાગર**ને મોકલ્યો. **બુદ્ધિસાગર** રાતે ગુઢ વેષે **ભોજ**ને પણ નદીને કાંઠે લઇ ગયો અને તે પ્રમાણે કરવાથી 'ભોજને જોગીએ જીવતો કરયો' એવી વાત ફેલાવ પામી. પછી શહેરના લોકોથી અને મંત્રીઓથી વીંટાએલો **ભોજ** મોટા હાથીપર બેસીને દરબારમાં આવ્યો. આવવાના સમયમાં બંદિજનો તેમની સ્તુતિ કરતા હતા અને ભેરી તથા મૃદંગ આદિ વાજાંઓના શબ્દોથી સઘળું આકાશ વ્યાપ્ત થયું હતું. મુંજ રાજા ભોજનું આલિંગન કરીને રોઇ પડયો અને ભોજે તેને રોતો અટકાવીને તેનાં વખાણ કરયાં પછી રાજી થએલા રાજાએ ભોજને પોતાના સિંહાસનપર બેસાડી છત્ર ચામરથી શણગારીને તેને રાજ્ય આપી દીધું પોતાના પ્રત્યેક પુત્રને એક એક ગામ આપી પરમપ્રીતિના પાત્રરૂપ **જયંત** કુમારને **ભોજ**ની પા-

સેજ રાખ્યો. એ પ્રમાણે કરી પરલોકમાં શુભ થવાની ઇચ્છાથી મુંજ પોતાની પટરાણીઓની સાથે તપોવનમાં ભારે તપ કરવા લાગ્યો અને ભોજરાજા દેવ તથા બ્રાહ્મણોની કૃપાથી રાજ્ય કરવા લાગ્યો. ઇતિ શ્રી ભોજને રાજ્ય મળવાનો પ્રબંધ પુરો થયો.

१७ ततो मुञ्जे तपोवनं याते बुद्धिसागरं मुख्यामात्यं विधाय स्वराज्यं बुभुजे भोजराजभूपतिः, एवमतिक्रामति काले कदाचिद्राज्ञा क्रीडतोद्याने गच्छता कोऽपि धारानगरवासी विप्रो लक्षितः स च राजानं वीक्ष्य नेत्रे निमील्य आगच्छन् राज्ञा पृष्टः, द्विज ! त्वं मां दृष्ट्वा न स्वस्तीति जल्पसि, विशेषेण लोचने निमीलयसि, तत्र को हेतुरिति ? विप्र आह, देव ! त्वं वैष्णवोऽसि, विप्राणां नोपद्रवं करिष्यसि, ततस्त्वत्तो न मे भीतिः. किन्तु कस्मैचित् किमपि न प्रयच्छसि, तेन तव दाक्षिण्यमपि नास्ति. अतस्ते किमाशीर्वचसा ? किञ्च प्रातरेव कृपणमुखावलोकनात् परतोऽपि लाभहानिः स्यात्, इति लोकोक्त्या लोचने निमीलिते ।

अपिच । प्रसादो निष्फलो यस्य कोपश्चापि निरर्थकः ।
न तं राजानमिच्छन्ति प्रजाः पण्डमिव स्त्रियः ॥ ४७ ॥
अप्रगल्भस्य या विद्या कृपणस्य च यद्धनं ।
यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत्त्रयं भुवि ॥ ४८ ॥

देव ! मत्पिता वृद्धः काशीं प्रतिगच्छन् मया शिक्षां पृष्टः, तात मया किं कर्त्तव्यमिति ? पित्रा चेत्थमभ्यधायि ।

यदि तव हृदयं विद्वन् ! सुनयं, स्वप्नेऽपि मास्म सेविष्ठाः ।
सचिवजितं षण्डजितं युवतिजितं चैव राजानम् ॥ ४९ ॥
पातकानां समस्तानां द्वे परे तात ! पातके ।
एकं दुःसचिवो राजा, द्वितीयश्च तदाश्रयः ॥ ५० ॥
अविवेकमतिर्नृपतिर्मन्त्रिषु गुणवत्सु वक्रितग्रीवः ।
यत्र खलाश्च प्रबलास्तत्र कथं सज्जनावसरः ॥ ५१ ॥
राजा सम्पत्तिहीनोऽपि सेव्यः सेव्यगुणाश्रयः ।
भवत्याजीवनं तस्मात् फलं कालान्तरादपि ॥ ५२ ॥

अदातुर्दाक्षिण्यं न हि भवति देव ! पुरा कर्णशिबिविक्रमप्रमुखाः क्षितिपतयो दधीचिप्रमुखा मुनयश्च यथा परलोकमलंकुर्वाणाः निजदानसमुद्भूतदिव्यभवगुणैर्निवसन्ति महीमण्डले, तथा किमपरे राजानः ?

देहे पातिनि का रक्षा यशो रक्ष्यमपातवत् ।
नरः पतितकायोऽपि यशः कायेन जीवति ॥ ९३ ॥
पण्डिते चैव मूर्खे च बलवत्यपि दुर्बले ।
ईश्वरे च दरिद्रे च मृत्योः सर्वत्र तुल्यता ॥ ९४ ॥
निमेषमात्रमपि ते वयो गच्छन्न तिष्ठति ।
तस्माद्देहेष्वनित्येषु कीर्तिमेकामुपार्जय ॥ ९५ ॥
जीवितं तदपि जीवितमध्ये गण्यते सुकृतिभिः किमु पुंसा ।
ज्ञानविक्रमकलाकुललज्जात्यागभोगरहितं विफलं यत् ॥९६॥

૧૭ મુંજ તપોવનમાં ગયા પછી ભોજરાજા બુદ્ધિસાગરને મુખ્ય મંત્રી કરીને પોતાનું રાજ્ય ભોગવવા લાગ્યો. એ પ્રમાણે કેટલોક સમય વીતતાં કોઇ દિવસે ભોજ રાજા ક્રીડા કરવા સારૂ બગીચામાં જતો હતો ત્યાં ધારાનગરનો રેહેવાશી એક બ્રાહ્મણ તેના જોવામાં આવ્યો. એ બ્રાહ્મણ રાજાને જોઇ પોતાની આંખો વીચીને ચાલ્યો આવતો હતો તેને જોઇ રાજાએ પુછ્યું કે "મહારાજ ! તમે મને જોઇને આશિર્વાદ દેતા નથી એટલુંજ નહી પણ ઊલટી આંખો વીચી ગયા તેનું શું કારણછે ?" બ્રાહ્મણ બોલ્યો કે "તમે વૈષ્ણવ હોવાથી બ્રાહ્મણોને ઉપદ્રવ કરશો નહી તેથી હું તમારાથી ભય પામીને આંખો વીંચી ગયોછું એમ નથી પરંતુ તમે કોઇને કાંઈ પણ દેતા નથી અને તેથી તમારામાં ચાતુરી પણ નથી માટે તમને આશિર્વાદ દેવાથી શું વળે ? વળી સવારમાંજ લોભીનું મોહોડું જોવામાં આવે તો પછી પણ લાભ થતો અટકે' એમ લોકો કહેછે. માટે મેં આંખો વીંચી છે.

કહ્યુ છે કે—જેમ સ્ત્રીઓ નપુંસકને ઇચ્છે નહી તેમ પ્રજાઓ જે રાજાની કૃપા નિષ્ફલ હોય અને કોપ પણ નિષ્ફલ હોય તેને મનમાં ઇચ્છે નહી. ॥ ૪૭ ॥

ચાતુરી વગરના માણસની પાસે વિદ્યા, લોભીને પાસે ધન અને બીકણની પાસે બાહુબળ એ ત્રણ વ.નાં પૃથ્વીમાં વ્યર્થજ છે.॥૪૮॥

રાજા! મારો પિતા ઘડપણમાં કાશી જતા હતા તે સમયમાં મેં તેમને શીખામણ વિષે પુછ્યું કે 'પિતાજી? મારે શું કરવું.' ત્યારે તેમણે મને કહ્યું છે કે—

'વિદ્વાન્ પુત્ર? જો તારૂં હૃદય વિચક્ષણતાવાળું હોય તો રાજા મંત્રીઓને વશ્ય, નંપુસકોને વશ્ય કે સ્ત્રીઓને વશ્ય હોય તે રાજાની સ્વપ્નમાં પણ સેવા કરીશ માં. ॥ ૪૯ ॥

જેના મંત્રિઓ સારા ન હોય એવો રાજા અને તે રાજાનો આશ્રય લેવો એ બે વાનાં સઘળાં પાપોમાં મોટાં પાપ રૂપ છે. ॥ ૫૦ ॥

જ્યાં રાજા પોતે અવિવેકી હોવાની ગુણવાન્ મંત્રિઓની વાત સાંભળતા આડું જોતા હોય અને ખળ લોકો પ્રબળ હોય ત્યાં સારા માણસોને અવસર ક્યાંથીજ મળે? ॥ ૫૧ ॥

જે રાજા સંપત્તિ વગરનો છતાં પણ સારા ગુણવાળો હોય તેની સેવા કરવી. એવા રાજા પાસેથી કાળાંતરે પણ આજીવિકારૂપ ફળ મળે છે.' ॥ ૫૨ ॥

રાજા! અદાતમાં ચાતુરી હોતીજ નથી. પૂર્વે થએલા કર્ણ, શિબિ અને વિક્રમ આદિ રાજાઓ તથા દધીચિ આદિ ઋષિઓ કે જેઓ હમણાં સ્વર્ગ લોકના અલંકાર રૂપ છે તેઓ પોતે દીધેલાં દાનોથી ઉત્પન્ન થએલા દિવ્ય અને અભિનવ ગુણોથી જેવી રીતે પૃથ્વીપર વસતા હતા તેવી રીતે બીજા રાજાઓ વસે છે?

દેહ કે જે અવશ્ય પડનાર છે તેની શી રક્ષા કરવી? વાસ્તવિક રીતે તો યશ કે જેનો નાશજ થતો નથી તેની રક્ષા કરવી જોઇએ. કારણ કે દેહ પડી જતાં પણ માણસ યશ રૂપી દેહથી જીવે છે. ॥ ૫૩ ॥

પંડિત, મૂર્ખ, બળવાન્, દુર્બલ, સમર્થ અને દરિદ્ર એ સઘળાઓને મોત તો સરખી રીતેજ આવે છે. ॥ ૫૪ ॥

તમારૂં આયુષ્ય વહ્યુંજ જાય છે. તે ક્ષણ માત્ર પણ સ્થિર રેહેતું નથી એટલા માટે શરીર કે જે અનિત્યજ છે તેમાં એક કીર્ત્તિનેજ મેળવી લ્યો ॥ ૫૫ ॥

પુરૂષોનું જે જીવતર જ્ઞાન, પરાક્રમ, કળા, કુલની લાજ, દાન અને ભોગથી રહિત હોય તે જીવતરો વિદ્વાન લોકો જીવતરોની પ-

ક્તિમાં ગણે છે ? નથીજ ગણતા કારણ કે એવું જીવતર વ્યર્થજ છે. ॥ ૫૬ ॥

१८ राजापि तेन वाक्यन पीयूषपूरस्त्रात इव परब्रह्मणि लीन इव लोचनाभ्यां हर्षाश्रूणि मुमोच प्राह च द्विजं विप्रवर ! शृणु ।

**सुलभाः पुरुषा लोके सततं प्रियवादिनः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ ५७ ॥**

**मनीषिणः सन्ति न ते हितैषिणो**
**हितैषिणः सन्ति न ते मनिषिणः**
**सुहृच्च विद्वानपि दुर्लभो नृणां**
**यथौषधं स्वादु हितञ्च दुर्लभम् ॥ ५८ ॥**

इति विप्राय लक्षं दत्वा किं ते नामेत्याह, विप्रः स्वनाम भूमौ लिखति गोविन्द इति राजा वाचयित्वा, विप्र प्रत्यहं राजभवनमागन्तव्यं न ते कश्चिन्निषेधः, विद्वांसः कवयश्च कौतुकात् सभामानेतव्याः, कोऽपि विद्वान् न खलु दुःखभागी भवति एनमधिकारं प्राप्येत्याह,

૧૮ એ પ્રમાણે બ્રાહ્મણનાં વચન સાંભળી પોતે જાણે અમૃતના પૂરમાં નાહ્યો હોય અને જાણે પરબ્રહ્મમાં લીન થયો હોય તેમ પોતાના નેત્રમાંથી આનંદનાં આંસુ ચાલવા લાગતાં તુરત ભોજે પેલા બ્રાહ્મણને કહ્યું કે "મહારાજ સાંભળો.

જગતમાં પ્રિય બોલનારાં માણસો જેટલાં જોઇએ તેટલાં સર્વદા મળે છે પરંતુ અપ્રિય લાગવાનો ભય નહી રાખતાં હિતકારી વચનોને કહેનારો મળી શકતો નથી અને સાંભળનારો પણ મળતો નથી. ॥ ૫૭ ॥

કેટલાએક વિદ્વાનો હોય છે પણ તેઓ સામાનું હિત ઇચ્છનારા હોતા નથી અને કેટલાએક હિત ઇચ્છનારા હોય છે તો તેઓ વિદ્વાન હોતા નથી માટે જેમ હિતકારી અને વળી મીઠું ઔષધ દુર્લભ છે તેમ માણસોમાં હિતેચ્છુતા અને વિદ્વત્તા એ બન્ને ગુણવાળો પુરૂષ દુર્લભ છે." ॥ ૫૮ ॥

એ પ્રમાણે કહી તે બ્રાહ્મણને લાખ પૈસા આપીને રાજાએ પુછ્યું કે ' તમારૂં નામ શું છે ? બ્રાહ્મણે ધરતીપર 'ગોવિંદ ' એ-

વું પોતાનું નામ લખ્યું. રાજાએ વાંચી તેને કહ્યું કે "તમારે નિત્ય દરબારમાં આવવું. તમને કોઇ જાતનો અટકાવ નથી. વિદ્વાનોને અને કવિઓને ઉત્સાહથી તમારે સભામાં તેડી આવવા. તમને અધિકાર આપું છું તો હવે પછી કોઇ પણ વિદ્વાન્ દુખી નહી રહેવો જોઇએ." (બ્રાહ્મણે તે પ્રમાણે હા પાડી ને તે દિવસથી વિદ્વાન્ અને કવિઓનું સન્માન કરવા માંડયું)

---

૧ પોતાનું નામ પોતાના મોહોડાથી લેવાનો શાસ્ત્રમાં નિષેધ છે તેથી ધરતીપર લખ્યું.

१९ एवं गच्छत्सु कतिपयदिवसेषु राजा विद्वत्प्रियः दानवीर इति प्रथासगात् । ततो राजानं दिदृक्षवः कवयो नानादिग्भ्यः समागताः । एवं वित्तादिव्ययं कुर्वाणं राजानं प्रति कदाचित् मुख्यायात्येनेत्थमभ्यधायि, देव ! राजानः कोशबला एव विजयिनो नान्ये ।

**स जयी कोशनिचयो यस्य तस्यास्ति मेदिनी ।**
**कोशो यस्य सुदुर्धर्षो दुर्गतस्य सुदुर्जयः ॥ ५९ ॥**

देव ! लोकं पश्य !

**प्रायो धनवतामेव धने तृष्णा गरीयसी ।**
**पश्य कोटिद्वयासक्तं लक्षाय प्रवणं धनुः ॥ ६० ॥**

इति, राजा च तमाह !

**दानोपभोगधन्या या सुहृद्भिर्या न भुज्यते**
**पुंसां समाहिता लक्ष्मीरलक्ष्मीः क्रमशो भवेत् ॥ ६१ ॥**

इत्युक्त्वा राजा तं मन्त्रिणं निजपदाद् दूरीकृत्य तत्पदेऽन्यन्दिदेश आह च तम् ।

**लक्षं महाकवेर्देयं तदर्धं विबुधस्य च ।**
**देयं ग्रामैकमर्धस्य तस्याप्यर्धं तदर्थिनः ॥ ६२ ॥**

यश्च मे अमात्यादिषु वितरणनिषेधमनाः स हन्तव्यः। उक्तञ्च !

**यद्ददाति यदश्नाति तदेव धनिनान्धनम् ।**
**अन्ये मृतस्य क्रीडन्ति दारैरपि धनैरपि ॥ ६३ ॥**

प्रियः प्रजानां दातैव न पुनर्द्रविणेश्वरः ।
अगच्छन् काङ्क्ष्यते लोकैर्वारिदो न तु वारिधिः ॥ ६४ ॥
संग्रहैकपरः प्रायः समुद्रोऽपि रसातले ।
दातारं जलदं पश्य गर्जन्तं भुवनोपरि ॥ ६५ ॥

૧૯ એ પ્રમાણે કેટલાએક દિવસો જતાં ભોજરાજા વિદ્વત્પ્રિય અને દાનવીર કહેવાવા લાગ્યો અને દેશમાંથી કવિઓ રાજાનું દર્શન કરવા સારૂ આવવા લાગ્યા. એ રીતે રાજા ધન વગેરેનું ખરચ કરવા લાગતાં કોઇ દિવસે ખજાનચીએ આવીને તેને કહ્યું કે " જે રાજાઓને ભંડારનું જોર હોય તેઓજ જય મેળવે છે. બીજાઓ મેળવી શકતા નથી.

જેની પૃથ્વી પણ તેથીજ થાય છે જેનો ભંડાર અખુટ હોય તેનો કિલ્લો બીજાને જીતવો બહુ કઠણ પડે છે. ॥ ૫૯ ॥

મહારાજ ? જગતમાં જુવો કે–

ઘણું કરીને નાણાવાળાઓનેજ ધનની ભારે તૃષ્ણા હોય છે. જુવો કે–ધનુષ જડ છતાં પણ લક્ષમાં[1] લાગવાના સમયમાં બે કોટિમાં[2] આશક્ત થાય છે. ॥ ૬૦ ॥

એ સાંભળીને રાજાએ મંત્રીને કહ્યું કે–

" પુરૂષોની પાસે ભેળી થએલી જે લક્ષ્મી દાન તથા ઉપભોગથી રહિત હોય અને સ્નેહીઓના ઉપભોગમાં પણ ન આવે તે લક્ષ્મી અનુક્રમે અલક્ષ્મી રૂપે પરિણામ પામે છે. " ॥ ૬૧ ॥

એમ કહી ભોજ રાજાએ તે ખજાનચીને અધિકાર ઉપરથી દૂર કરી તેની જગો પર બીજાને રાખ્યો અને તેને કહ્યું કે–

મહા કવિને લાખ ધન, પંડિતને અધ લાખ, અરધા પંડિતને એક ગામ અને તેથી અરધાને અર્ધું ગામ દેવું. ॥ ૬૨ ॥

મારા મંત્રી વગેરેમાં જે કોઇ મને દાનથી અટકાવવાનું મન કરશે તેને મારી નાખીશ.

કહ્યું છે કે–જે દેવાયું અને જે ખવાયુ તેજ નાણાવાળાઓનું નાણું છે. નાણાવાળો મરી ગયા પછી તેની સ્ત્રીઓથી અને ધનથી પણ બીજા લોકો મોજ કરે છે. ॥ ૬૩ ॥

---

૧ લાખ અને નીશાન. ૨ બે કરોડ અને બે અણીઓ.

લોકોને નાણાવાળો પ્રિય લાગતો નથી પણ દાતાજ પ્રિય લાગે છે. સઘળા લોકો વરસાદ આવવાની વાટ જુવે છે પણ સમુદ્ર આવવાની વાટ જોતા નથી. ॥ ૬૪ ॥

જુવો કે-સમુદ્ર કે જે જલનો સંગ્રહ કરવામાંજ તત્પર છે તે પાતાલમાં રહ્યો છે અને જલ દેનારો મેઘ સર્વની ઉપર ગાજે છે. ॥ ૬૫ ॥

२० एवं वितरणशालिनं भोजराजं श्रुत्वा कश्चित् कलिङ्गदेशात् कविरेत्य मासमात्रं तस्थौ न च क्षोणीन्द्रदर्शनं भवति, आहारार्थं पाथेयमपि नास्ति ततः कदाचिद्राजा मृगयाभिलाषी बहिर्निर्गतः, स कविर्दृष्ट्वा राजानमाह,

**दृष्टे श्रीभोजराजेन्द्रे गलन्ति त्रीणि तत्क्षणात् ।**
**शत्रोः शस्त्रं कवेः कष्टं नीवीबन्धो मृगीदृशाम् ॥ ६६ ॥**

राजा लक्षं ददौ ततस्तस्मिन् मृगयारसिके राजनि कश्चन पुलिन्दपुत्रो गायति तद्गीतमाधुर्येण तुष्टो राजा तस्मै पुलिन्दपुत्राय पञ्चलक्षं ददौ, तदा कविः तद्दानमत्युन्नतं किरातपोतश्च दृष्ट्वा नरेन्द्रपाणिकमलस्थपङ्कजमिषेण राजानं वदति ।

**एते गुणाः पङ्कज ! सन्तोऽपि न ते प्रकाशमायान्ति ।**
**यल्लक्ष्मीवसतेस्तव मधुपैरुपभुज्यते कोशः ॥ ६७ ॥**

भोजस्तमभिप्रायं ज्ञात्वा पुनर्लक्षमेकं ददौ, ततो राजा ब्राह्मणमाह ॥

**प्रभुभिः पूज्यते विप्र ! कलैव न कुलीनता**
**कलावान् मान्यते मूर्ध्नि सत्सु देवेषु शम्भुना ॥ ६८ ॥**

૨૦ આ પ્રમાણે ભોજને મોટો દાતા સાંભળી કોઇ કવિ કલિંગ દેશમાંથી ધારાનગરીમાં આવ્યો તેને ત્યાં રેહેતાં એક મહિનો થઇ ગયો પણ રાજાનું દર્શન મળ્યું નહી અને ખાવાને વાસ્તે ખરચી પણ રહી નહી. પછી કોઇ દિવસે રાજા મૃગયા કરવાની ઇચ્છાથી બાહાર નીકળતાં તે રાજાને જોઇને કવિ બોલ્યો કે—

" આ રાજાધિરાજ ભોજનું દર્શન થતાં તુરતજ શત્રુનું શસ્ત્ર કવિનું કષ્ટ અને સ્ત્રીઓના વસ્ત્રનું બંધન એ ત્રણ વાના છુટી જાય છે. " ॥ ૬૬ ॥

રાજાએ તેને લાખ ધન આપ્યું. પછી તે રાજા મૃગયામાં લાગતાં કોઇ ભીલનો છોકરો ગાતો હતો તેના ગાવાની મધુરતાથી રાજી થઇને રાજાએ તેને પાંચ લાખ ધન આપ્યું તે સમયે કવિએ તે દાનને બહુજ ભારે જોઇ અને ભીલના છોકરાને બહુજ હલકો જોઇ રાજાના હાથમાં રહેલાં કમળની અન્યોક્તિથી રાજાને કહ્યું કે—

' હે કમળ ! તારામાં ઘણા ગુણો છે પણ તેઓ પ્રકાશ પામતા નથી, કારણ કે તું કે જે લક્ષ્મીના નિવાસરૂપ છે તેના કોશને[1] મધુપીનારાઓ[2] ભોગવે છે. ॥ ૬૭ ॥

ભોજ રાજાએ કવિનો અભિપ્રાય જાણી લઇને પેલા ભીલના છોકરાને ફરી વાર એક લાખ ધન આપ્યું. પછી કવિને કહ્યું કે "

' હે બ્રાહ્મણ ! સમર્થ લોકો કળાનેજ પૂજે છે પણ કુલીનપણાને પૂજતા નથી. જુવો કે-સઘળા દેવોને છોડીને ચંદ્રમા કે જે કળા વાળો છે તેને સદાશિવ પોતાના માથાપર ધરે છે. ॥ ૬૮ ॥

२१ एवं वदति भोजेऽपि कुतोऽपि पञ्चषाः कवय समागताः, तान् दृष्ट्वा राजा विलक्षण इवासीत् , अद्यैव मया एतावद्वित्तं दत्तमिति, ततः कविस्तमभिप्रायं ज्ञात्वा नृपं पद्ममिषेण पुनः प्राह ॥

**किं कुप्यसि लोकेस्मिन् सौरभसाराय निजमधुने ।**
**यस्य कृते शतपत्र प्रतिपत्रं भ्रम्यते भ्रमरैः ॥ ६९ ॥**

ततः प्रभु प्रसन्नवदनमवलोक्य प्रकाशेन प्राह ।

**न दातुं नोपभोक्तुञ्च शक्नोति कृपणः श्रियं**
**किन्तु स्पृशति हस्तेन नपुसंक इव स्त्रियम् ॥ ७० ॥**
**याचितो यः प्रहृष्येत दत्त्वा च प्रीतिमान् भवेत्**
**तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः स्वर्गमवाप्नुयात् ॥ ७१ ॥**

---

૧ અંદરનો ભાગ અને ખજાનો, ૨ ભ્રમરો અને મધ પીનારાઓ.

ततस्तुष्टो राजा पुनरपि कालिङ्गदेशवासिकवये लक्षं ददौ, ततः पूर्वकविः पुरःस्थितान् षट्कवीन्द्रान् दृष्ट्वाह, हे कवयोत्र महासरसस्तुभूमौ वासा राजा यदा भवन गामिष्यति । तदा किमपि ब्रूतेति त च सर्वे महाकवयोऽपि सर्वं राज्ञः प्रथमचेष्टितं ज्ञात्वा वर्त्तन्ते तेष्वेकः सरोमिषेण नृपं प्राह ।

**आगतानामपूर्णानां पूर्णानामपिगच्छताम् ।**
**यदध्वनि न सङ्कटो घटानां तत् सरोवरम् ॥ ७२ ॥**

इति । तस्य राजा लक्षं ददौ ततो गोविन्दपण्डितस्तान् कवीन्द्रान् दृष्ट्वा चुकोप, तस्य कोपाभिप्राय ज्ञात्वा द्वितीयः कविराह ।

**कस्य तृषं न क्षपयसि पिबति न कस्तव पयः प्रविश्यान्तः ।**
**यदि सन्मार्गसरोवर ! नक्रो न क्रोडमधिवसति॥ ७३ ॥**

राजा तस्म लक्षद्वयं ददौ, तञ्च गोविन्दपण्डितं व्यापारपदाद्दूरीकृत्य त्वयापि सभायामामन्तव्यं, परन्तु केनापि दौष्ट्यं न कर्त्तव्यम्, इत्युक्त्वा ततस्तेभ्यः प्रत्येकं लक्षं दत्वा स्वनगरमागतः त च यथायथं गताः,

૨૧ એ પ્રમાણે રાજા બોલતો હતો ત્યાં કયાંયથી પાંચ છ કવિઓ આવી નીકળ્યા. તેઓને જોઈ રાજા ભોઠો પડી ગયો કે 'મેં આજ આટલું બધું આપી દીધું હવે કેમ કરવું.' રાજાનો એ અભિપ્રાય જાણી જઈને કવિએ ફરીવાર કમળની અન્યોક્તિથી રાજાને કહ્યું કે—

'હે કમલ ! તારો પોતાનો રસ કે જે આ જગતમાં સઘળા સુંગધોથી અધિક છે અને જેને વાસ્તે ભમરો તારી પાંખડીએ ભમે છે તેના પર તું શા માટે કોપ કરે છે ?' ॥ ૬૯ ॥

પછી રાજાને મોહોડાના રંગ ઉપરથી રાજી થએલો જાણીને તે કવિ ખુલ્લી રીતે બોલ્યો કે—

'લોભી માણસ લક્ષ્મીને આપી કે ભોગવી શકતો નથી પણ જેમ નપુંસક સ્ત્રીના શરીરપર હાથજ ફેરવ્યા કરે તેમ લક્ષ્મી ઉપર હાથજ ફેરવ્યા કરે છે. ॥ ૭૦ ॥

જે પુરૂષ કોઇએ માગવાથી રાજી થાય અને માગેલું આપીને પણ પ્રસન્ન રહે તે પુરૂષનું દર્શન કરવાથી અથવા નામ સાંભળવા-

થી પણ બીજાને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે.' ॥ ૭૧ ॥

પછી રાજી થએલા રાજાએ એ કલિંગ દેશના કવિને ફરીવાર પણ લાખ ધન આપ્યું. પછી એ કવિ રાજાની આગળ ઉભેલા છ કવિઓને જોઇને બોલ્યો કે-'કવિઓ ! હમણાં આ સરોવરની પાળ ઉપર રાજા બેઠા છે તે જ્યારે દરબાર તરફ જાય ત્યારે કાંઇક બોલજો.' એ સઘળા મહાકવિઓ પણ રાજાની પેહેલાંની રીત ભાત જાણીને ઉભા હતા તેઓમાંથી એકે તળાવની અન્યોક્તિથી રાજાને કહ્યું કે—

'જે ઘડાઓ ખાલી હોવાથી આવેછે અને જે ઘડાઓ ભરાઇને પાછા જાય છે તેઓની જેના માર્ગમાં ભીડ થતી નથી તેજ સરોવર કેહેવાય છે.' ॥ ૭૨ ॥

એ પ્રમાણે તે કવિનું બોલવું સાંભળીને રાજાએ તેને એક લાખ ધન આપ્યું. પછી એ મહાકવિઓને જોઇને ગોવિંદ પંડિતને ક્રોધ ચડતાં તેના ક્રોધનો અભિપ્રાય જાણીને બીજા કવિએ તલાવનીજ અન્યોક્તિથી રાજાને કહ્યું કે—

'હે માર્ગના ઉત્તમ તળાવ ! જો તારા પડખામાં ઝૂંડ ન રેહે તો હોય તો તારાથી કોની તરશ ન મટે અને અંદર પેસીને તારૂં પાણી કોણ ન પીએ ?' ॥ ૭૩ ॥

પછી રાજાએ તે કવિને બે લાખ ધન આપ્યું અને ગોવિંદ પંડિતને તેના અધિકાર ઉપરથી દૂર કરીને કહી આપ્યું કે 'તમારે સભામાં આવવું પણ કોઇની સાથે ભુંડાઇ નહી કરવી.' એમ કહી તે સઘળા કવિઓને લાખ લાખ આપી રાજા પોતાના દરબારમાં આવ્યો અને તેઓ જ્યાં જવું હતું ત્યાં ગયા.

२२ ततः कदाचिद्राजा मुख्यामात्यं प्राह ।

**प्रियोऽपि यो भवेन्मूर्खः स पुराद्बहिरस्तु मे ।**
**कुम्भकारोऽपि यो विद्वान्स तिष्ठतु पुरे मम ॥ ७४ ॥**

इति । अतः कोऽपि न मूर्खोऽभूत् धारानगरे, ततः क्रमेण पञ्चशतानि विदुषां वररुचिबाणमयूररेफणहरिशङ्करकालिङ्गकर्पूरविनायकमदनविद्याविनोदकोकिलतारेन्द्रमुख्याः सर्वशास्त्रविचक्षणाःसर्वे सर्वज्ञाः श्रीभोजराजसभामलञ्चकुः, एवं स्थिते कदाचिद्विद्वद्वृन्दमंडिते सिंहासनासीने कविशिरोमणौ कवित्वप्रिये विप्रप्रियबान्धवे भोजेश्वरे द्वारपाल

एत्य प्रणम्य व्यजिज्ञपत्, देव ! कोऽपि विद्वान् द्वारि तिष्ठतीति, अथ राजा प्रवेशय तामीत आक्षेसे सोऽपि दक्षिणेन पाणिना समुन्नतेन विराजमानो विप्रः प्राह ।

**राजन्नभ्युदयोस्तु, शङ्करकवे ! किं पत्रिकायामिदम् ?**
**पद्यं, कस्य ? तवैव भोजनृपते ! तत् पठ्यतां, पठ्यते ।**
**एतासामरविन्दसुन्दरदृशां द्राक्चामरान्दोलना -**
**दुद्वेल्लद्भुजवल्लिकङ्कणझणत्कारः क्षणं वार्यताम् ॥ ७८ ॥**
**यथा यथा भोजयशो विवर्द्धते सितं त्रिलोकीमिव**
**कर्त्तुमुद्यतम् । तथा तथा मे हृदयं विदूयते प्रियालकालीधव-**
**लत्वशङ्कया ॥ ७९ ॥**

૨૨ પછી કોઈ દિવસે રાજાએ મુખ્ય મંત્રીને કહ્યું કે-

' જે બ્રાહ્મણ છતાં પણ મૂર્ખ હોય તેને મારા ગામમાંથી બાહાર કાહાડી મુકવો અને જે કુંભાર છતાં પણ વિદ્વાન હોય તેને મારા ગામમા રહેવા દેવો.' ॥ ૭૮ ॥

મંત્રીએ આ આજ્ઞા પ્રમાણે કરવાથી ધારાનગરીમાં કોઇ પણ મૂર્ખ રહ્યો નહી. પછી અનુક્રમે વરરૂચિ, બાણ, મયુર, રેફણ, હરિશંકર, કલિંગ,કર્પૂર, વિનાયક, મદન, વિદ્યાવિનોદ, કોકિલ અને તારેંદ્ર આદિ સઘળા સર્વ શાસ્ત્રોમાં વિચક્ષણ અને સઘળું જાણનારા પાંચસો વિદ્વાનો ભોજની સભાને શોભાવવા લાગ્યા.

આ પ્રમાણે ચાલ્યા કરતું હતું ત્યાં કોઇ દિવસે વિદ્વાનોનો શિરોમણિ, કવિત્વ ઉપર પ્રેમ રાખનાર, વિદ્વજ્જનોથી શોભી રહેલ અને બ્રાહ્મણોનો પ્રિય બાંધવ રૂપ **ભોજ** રાજા સિંહાસનપર બેઠો હતો તે સમયમાં દ્વારની ચોકી કરનારાએ આવી પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે " મહારાજા કોઇ વિદ્વાન દ્વારમાં ઉભો છે, " રાજાએ 'તેને અંદર આવવા દે ' એમ આજ્ઞા કરતાં દ્વારપાલના કહેવાથી તે વિદ્વાન અંદર આવી પોતાનો કાગળ વાળો જમણો હાથ ઉંચો કરીને બોલ્યો કે-

" રાજા તમારૂં કલ્યાણ થાઓ. " રાજાએ પુછ્યું કે " શંકરકવિ ! આ કાગળમાં શું છે ? કવિ બોલ્યો કે " હે ભોજરાજા !

તમારોજ શ્લોક છે." રાજાએ કહ્યું કે "એ શ્લોક બોલો." કવિ બોલ્યો કે "બોલું છું. પણ આ કમળ સરખાં સુંદર નેત્રો વાળી દાસીઓ ચમરના ઝપાટા દે છે તેથી તેઓના હાથ હલતાં કંકણોનો ઝણકાર થઈ રહયો છે તે જરાવાર બંધ પાડો." ॥ ૭૫ ॥

એટલું બોલી શંકરકવિ પોતાનો શ્લોક બોલ્યો તે એવા અર્થ વાળો હતો કે–

'જાણે સઘળા ત્રૈલોક્યને ધોળું કરી દેવાને તૈયાર થયો હોય એવો ભોજ રાજાનો યશ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ મારૂં હૃદય મારી સ્ત્રીનો ચોટલો ધોળો થઇ જવાની શંકાથી દુવાય છે.' ॥ ૭૬ ॥

६२ ततो राजा शङ्करकवये द्वादशलक्षं ददौ, सर्वे विद्वांसश्चविच्छायवदना बभूवुः परं कोऽपि राज्यभयान्नावदत्, राजा च कार्य्यवशात् गृहं गतः ततो विभूपालां सभां दृष्ट्वा विबुधगणस्तं निनिन्दअहो नृपतेरक्षता, किमस्य सेवया? वेदशास्त्रविचक्षणेभ्यः स्वाश्रयकरिभ्यः लसमदात् किमनेन वितुष्टेनापि, असौ च केवलं ग्राम्यः कविः शङ्करः, किमस्य प्रागल्भ्यम्, इत्येवं कोलाहलरवे जाते कश्चिदभ्यगात् कनकमणिकुण्डलशाली दिव्यांशुकप्रावरणो नृपकुमार इव मुगमपदपङ्काङ्कितगात्रो नवकुसुमसमभ्यर्चिताशिराश्चन्दनाङ्गरागेण विलोभयन् विलास इव मूर्तिमान् कवितेव तनुमाश्रितः शृङ्गाररसस्य स्यन्द इव सस्यन्दो महेन्द्र इव महीवलयं प्राप्तो विद्वान्, तं दृष्ट्वा सा विद्वत्परिषत् भवकौतुकयो- पात्रमासीत्, स च सर्वान् प्रणिपत्य प्राह! कुत्र भोजनृप इति? ते तमूचुरिदानीमेव सौधान्तरगत इति। ततोसौ प्रत्येकं तेभ्यस्तम्बूलं दत्वा गजेन्द्रकुलगतो मृगेन्द्र इवासीत्, ततः स महापुरुषः शङ्करकविप्रदानेन कुपितान् तान् बुद्ध्वा प्राह, भवद्भिःशङ्करकवये द्वादशलक्षाणि प्रदत्तानीति न मन्तव्यम्, अभिप्रायस्तु राज्ञो नैव बुद्धः यतः शङ्करपूजने प्रारब्धे शंकर रकविस्त्वेकेनैव लक्षेण पूजितः, किन्तु तन्निष्ठान् तन्नाम्ना विभ्राजितानेकादशरुद्रान् शङ्करानपरान् ज्ञात्वा तेषां प्रत्येकमेकैकं लक्षं तस्मै शङ्करकवय एव शङ्करमूर्तये प्रदत्तमिति राज्ञोऽभिप्राय इति सर्वेऽपि चमत्कृतास्तेन। ततः कोऽपि राजपुरुषः तद्विद्वत्स्वरूपं

द्राग् राज्ञे निवेदयामास । राजा च स्वमभिप्रायं साक्षाद्विदितवन्तं तं महेशमिव महापुरुषं मन्यमानः सभामभ्यगात् स च स्वस्तीत्याह । राजानं, राजा च तमालिङ्ग्य प्रणम्य निजकरकमलेन तत्करकम,लमय-लम्ब्य सौधान्तरं गत्वा प्रोत्तुङ्गगवाक्षे उपविष्टः प्राह, विप्र ! भवन्नाम्ना कान्यक्षराणि सौभाग्यावलम्बितानि, कस्य वा देशस्य भवद्विरहः सुजनान् वाधत इति ? ततः कविर्लिखति राज्ञो हस्ते कालिदास इति राजा वाचयित्वा पादयोः पतति ततस्तत्रासीनयोः कालिदासभोजराजयोरासीत् सन्ध्या राजा सखे सन्ध्यां वर्णयेत्यवादीत् । ततः कालिदासो वर्णयतिस्म ।

व्यसनिन इव विद्या क्षीयते पङ्कजश्रीः
गुणिन इव विदेशे दैन्यमायान्ति भृङ्गाः ।
कुनृपतिरिव लोकं पीडयत्यन्धकारो
धनमिव कृपणस्य व्यर्थतामेति चक्षुः ॥ ७७ ॥

पुनश्च राजानं स्तौति कविः,

उपचारः कर्त्तव्यो यावदनुत्पन्नसौहृदाः पुरुषा ।
उत्पन्नसौहृदानामुपचारः कैतवं भवति ॥ ७८ ॥
दत्त्वा तेन कविभ्यः पृथ्वी सकलापि कनकसम्पूर्णा ।
दिव्यां सुकाव्यरचनां क्रमं कवीनाञ्च यो विजानाति॥ ९७॥
सुकतेः शब्द सौभाग्यं सत्कविर्वेत्ति नापरः ।
वन्ध्या न हि विजानाति परां दौहृदसम्पदम् ॥ ८० ॥

૨૩ આ શ્લોક સાંભળી રાજાએ તે શંકરકવિને બાર લાખ આપતાં સઘળા વિદ્વાનોનાં મોહોડાં લેવાઇ ગયાં પણ રાજાની બીક-ને લીધે કોઇ બોલી શકયો નહી. રાજાતો કોઇ કામના પ્રસંગને લીધે ઘરની અંદર ગયો, પછી સભાને રાજા વગરની જોઇ વિદ્વાનો તે રાજાની પાછળથી નિંદા કરવા લાગ્યા કે "અહો ? રાજાની મૂર્ખાઇ કેવી છે? આ રાજાની સેવા કરવામાં શો સાર છે. વેદ તથા શાસ્ત્રો-માં વિચક્ષણુતા ધરાવનારા પોતાના આશ્રિત કવિઓને લાખ આપેછે અને આને બાર લાખ આપી દીધું. આ રાજા રાજી થાય તો પણ શું? આ શંકરકવિતો કેવળ ગામડીઓછે. એની વાણીમાં શી ચતુ-રાઇ છે." આ પ્રમાણે કોલાહલ થતાં ત્યાં એક બીજો વિદ્વાન્ આવી

નીકળ્યો. તેણે સોનામાં જડેલા મણિઓનાં કુંડલ પેહેર્યાં હતાં. વસ્ત્રો દિવ્ય પેહેર્યાં હતાં. રાજકુમારની પેઠે શરીરમાં કસ્તૂરી લગાવી હતી. માથે નવાં પુષ્પોની માળા ધરી હતી. ગાત્રપર ચંદનનું લેપન કર્યું હતું તેથી બીજાઓના મનનું આકર્ષણ કરતો હતો. જાણે દેહધારી વિલાસ હોય, મૂર્ત્તિવાળી કવિતા હોય, શૃંગાર રસનો ઝરો હોય અને જાણે વરસાદ સહિત ઇંદ્ર ધરતીપર આવ્યો હોય એવો લાગતો હતો. એ વિદ્વાનને જોઈ સઘળી સભા ભય અને કૌતુકના પાત્ર રૂપ થઇ ગઇ એ વિદ્વાને સઘળાઓને પ્રણામ કરીને પુછયું કે– ભોજ રાજા કયાં છે?' તેઓએ કહ્યું કે " હમણાંજ મેહેલની અંદર પધાર્યા છે " પછી એ વિદ્વાને પ્રત્યેકને પાનબીડી આપી અને પોતે હાથીઓના સમૂહમાં સિંહની પેઠે શોભવા લાગ્યો એ મહાપુરૂષ પંડિતોને શંકરકવિને ઝાઝું મળવાથી કચવાયેલા જાણીને બોલ્યો કે " શંકરકવિને બાર લાખ આપ્યાનું તમ લોકોએ માનવું નહી. એ વિષયમાં રાજાનો અભિપ્રાય જુદોજ છે તે તમ લોકોના સમજવામાં આવ્યો નથી. શંકરકવિના પૂજનનો આરંભ કરતાં તેની તો એક લાખથીજ પૂજા કરવામાં આવી છે પણ બીજા અગીયાર શંકરો (રૂદ્રો) ને તેમાં રહેલા જાણી રાજાએ તેઓ પ્રત્યેકને એક એક લાખ આપ્યું તેથી શંકરરૂપ શંકરકવીને બાર લાખ મળેલ છે." આ વાત સાંભળી સઘળા કવિઓના મનમાં ચમત્કાર આવ્યો, પછી કોઇ હજુરીએ તે વિદ્વાન સંબંધી વાત તુરત રાજાની પાસે નિવેદન કરતાં રાજા પોતાના અભિપ્રાયને યથાર્થ જાણી જનારા તે મહાપુરૂષને સદાશિવ જેવો માનીને તુરત સભામાં આવ્યો તેણે રાજાને 'કલ્યાણ થાઓ' એમ કહ્યું રાજા તો તેનું આલિંગન કરી પ્રણામ કરી પોતાના હાથથી તેનો હાથ ઝાલી તેને મોહોલની અંદર લઇ જઇને ઉંચા ગોખમાં બેઠો ત્યાં રાજાએ તેને પુછયું કે " આપના નામે કયા અક્ષરોને શોભાવ્યા છે અને આપનો વિરહ કયા દેશના સજ્જનોને દુખદાયી થયો છે. આપનું નામ શું છે અને આપ કયા દેશમાંથી પધારયા છો. " કવિએ રાજાના હાથમાં 'કાળીદાસ' એટલા અક્ષર લખ્યા તે વાંચીને રાજા પગમાં પડયો પછી તે કાલીદાસ અને ભોજરાજા સાંજ બેઠા હતા ત્યાં સંધ્યાકાળ થતાં રાજાએ કાળિદાસને કહ્યું કે મિત્ર ! " સંધ્યનું વર્ણન કરો. " રાજાનું વચન સાંભળી કાળિદાસે નીચે પ્રમાણે વર્ણન કર્યું

'આ સમયમાં જેમ વ્યસની માણસની વિદ્યા ક્ષીણ થાય તેમ કમળની શોભા ક્ષીણ થાય છે, જેમ પરદેશમાં ગુણિજનો દીન થઈ જાય તેમ ભ્રમરાઓ દીન થઇ જાય છે, જેમ દુષ્ટ રાજા લોકને પીડે તેમ અંધકાર લોકને પીડે છે અને જેમ કંજુસ માણસનું ધન વ્યર્થ થાય તેમ ચક્ષુ વ્યર્થ થાય છે.' ॥ ૭૭ ॥

વળી કવિએ રાજાનાં વખાણ કર્યાં કે—

જ્યાં સુધી પુરૂષોને સ્નેહ ઉત્પન્ન ન થયો હોય ત્યાં સુધી નમ્રતા અને વિવેક આદિ ઉપચારો કરવા જોઇએ પણ વાસ્તવિક સ્નેહ ઉત્પન્ન થયા પછી કરવામાં આવતો ઊપચાર એક જાતનું ઢોંગ ગણાય છે.

જે પુરૂષ કાવ્યોની સુંદર દિવ્ય રચનાને અને કવિઓની પદ્ધતિને જાણે છે તેણે કવિઓને સુવર્ણથી ભરપૂર સઘળી પૃથ્વી દીધી એમ માનવું યોગ્ય છે. ॥ ૭૯ ॥

સારા કવિના શબ્દોની લીજતને સારો કવિ હોય તેજ જાણે છે. બીજા કોઇ જાણતા નથી. વાંઝણીને ગર્ભિણીની ગર્ભ સંબંધી ભાવા અભાવાની મજાની ખબર પડે નહી ॥ ૮૦ ॥

२४ ततः क्रमेण भोजकालिदासयोः प्रीतिरजायत, ततः कालिदासं वेश्यालम्पटं ज्ञात्वा तस्मिन् सर्वे द्वेषं चक्रुः, न कोऽपि तं स्पृशति, अथ कदाचित् सभामध्ये कालिदासमालोक्य भोजेन मनसा चिन्तितं, कथमस्य प्राज्ञस्यापि स्मरपीडाप्रमाद इति, सोऽपि तदभिप्रायं ज्ञात्वाप्राह ।

**चेतोभुवश्चापलताप्रसङ्गे का वा कथा मानुषलोकभाजाम् ।**
**यद्दाहशीलस्य पुरां विजेतुः तथाविधं पौरुषमर्धमासीत् ॥८१॥**

ततस्तुष्टो भोजराजः प्रत्यक्षरलक्षं ददौ । ततः कालिदासः भोजं स्तौति ।

**महाराज ! श्रीमन् ! जगति यशसा ते धवलिते**
**परमपुरुषोऽयं मृगयते ।**
**रिवरमभौमं कुलिशभृत्**
**कमलभवनोहंसमधुना ॥ ८२ ॥**

नीरक्षीरं गृहीत्वा निखिलखगततिर्याति नालीकजन्मा तक्रं
धृत्वा तु सर्वानटति जलनिधींश्चक्रपाणिर्मुकुन्दः ।
सर्वानुत्तुङ्गशैलान् दहति पशुपतिः फालनेत्रेण पश्यन् व्याप्त
त्वत्कीर्त्तिकान्तौ त्रिजगति नृपते भोजराज क्षितीन्द्र ॥ ८२ ॥
विद्वद्राजशिखामणे तुलयितुं धाता त्वदीयं यशः
कैलासञ्च निरीक्ष्य तत्र लघुतां निक्षिप्तवान् पूर्त्तये ।
उक्षाणं तदुपर्युमासहचरं तन्मूर्ध्नि गङ्गाजलं
तस्याग्रे फणिपुङ्गव तदुपरि स्फारं सुधादीधितिम् ॥ ८४ ॥
स्वर्गाद्गोपाल ! कुत्र व्रजसि ? सुरमुने ! भूतले कामधेनोः !
वत्सस्यानेतुकामस्तृणचयमधुनामुग्धदुग्धं न तस्याः ।
श्रुत्वा श्रीभोजराजप्रचुरवितरणं व्रीडशुष्कस्तनी सा व्यर्थो
हि स्यात्प्रयासस्तदपि तदरिभिश्चर्वितं सर्वमुर्व्याम् ॥ ८५ ॥

૨૪ પછી અનુક્રમે ભોજને અને કાળિદાસને પ્રીતિ વધતી ગઇ. કેટલેક દિવસે કાળિદાસ વેશ્યાંમાં લંપટ છે એમ જાણવામાં આવતાં સઘળાઓ તેનો દ્વેષ કરવા લાગ્યા અને તેનો સ્પર્શ કરવો પણ છોડી દીધો. પછી કોઇ દિવસે કાળિદાસને સભામાં જોઇ ભોજના મનમાં વિચાર થવા લાગ્યો કે ' આ માણસ વિદ્વાન છતાં પણ તેને કામદેવ સંબંધી પીડા કેમ થતી હશે. ' તે સમયે ભોજનો અભિપ્રાય જાણી લઇને કાળિદાસે કહ્યું કે—

' કામદેવના ધનુષનો માર વાગવાનો પ્રસંગ આવે ત્યારે માણસોની તો શીજ વાત કરવી ! કેમકે કામદેવને બાળી-નાખનારા સદાસિવનું પણ તેવો પ્રંસગ પડતાં અરધુ પુરૂષાતણ રહ્યું હતું.' ॥૮૧॥

પછી કાળિદાસે ભોજની સ્તુતિ કરી કે—

હે શ્રીમન્મહારાજ ? આપના યશે સઘળા જગતને ધોળું કરી મેલવાથી વિષ્ણુ ક્ષીરસમુદ્રને, સદાશિવ કૈલાસને, ઇંદ્ર ઐરાવત હાથીને, રાહુ ચંદ્રને અને બ્રહ્મા હંસને હમણાં શોધ્યા કરે છે.[1] ॥ ૮૨ ॥

---

૧ ક્ષીરસમુદ્ર, કૈલાસ, ઐરાવતહાથી, ચંદ્ર અને હંસ કે જેઓ ધોળા છે તેઓ સઘળું જગત ધોળું થઈ જવાને લીધે ઓળખી શકાતા નથી.

कालिदास ! कलावास ! दासवच्चालितो यदि
मयामार्गे व्रजन्नत्र भवतस्तत्र का तपा ॥ १९८ ॥
धन्यां विलासिनीं मन्ये कालिदासो यदेतया ।
निबुद्धः स्वगुणैरेष शकुन इव पञ्जरे ॥ १५९ ॥

राजा नेत्रयो हर्षाश्रु मार्जयति कराभ्यां कालिदासस्य तत गत-त्प्रातिप्रसन्नो राजा ब्राह्मणेभ्यः प्रत्येक लक्षं ददौ निजतुरगे च कालि-दासमारोप्य मपरिवारो निजगृहं ययौ ।

૩૩ પછી એમ થવાથી કાળિદાસને વિદ્વાનોની સાથે વૈર રૂપી અગ્નિ વધારે પ્રદીપ્ત થયો કેટલાએક બુદ્ધિમાન્ વિદ્વાનોએ સઘળા મળી વિચાર કરીને ભોજરાજાની પાનદાનીને ઉપાડનારી એક દાસી-ને ધન અને સોનું આપવા વગરેથી માન આપી રાજાથી કાળિદાસ ને દૂર કરાવવાની ભલામણ કરી કે "બાઇ! દીકરી! આ કાળિદાસ અમારી કીર્ત્તિને ગળી જાય છે અને અમારામાંથી કોઇ જણ પણ કળામાં એની બરાબરી કરી શકે એમ નથી માટે જે રીતે રાજા એને દેશમાંથી કાહાડી મુકે એવી તારે ગોઠવણ કરવી." દાસી બોલી કે "તમારી પાસેથી એક હાર લીધા પછી હું તમારૂં કામ કરીશ માટે તમો પ્રથમ મને હાર આપો." આ ઉપરથી પંડિતોએ હાર આપતાં તે હાર લઇને એ દાસીએ વિચાર કરયો કે 'ઘણાં માણ-સોથી ન બની શકે એવું કયું કામ છે? કશું નથી.' પછી કેટલાક દિવસ વીતતાં દૈવગતિથી રાજા એકલો સુતો હતો તે સમયે તેની પગ ચાંપવા આદિ સેવા કરી ત્યાંજ કપટથી આંખો મીચીને તે દા-સી સુઇ રહી સુતેલા રાજાના પગ હાલવાથી તેને 'કાંઇક જાગે છે' એમ સારી રીતે જાણી ને દાસી બોલી કે "સખિ! મદન માલિ-ની! એ દુરાત્મા કાળિદાસ દાસીનો વેષ પેહેરી અંતઃપુરમાં આવીને લીલાદેવી (રાણી) ની સાથે રમણ કરે છે." આ વાત સાંભળી. રાજાએ ઉઠીને તેને પુછ્યું કે "તરંગવતી! તું જાગે છે?" તરંગ-વતીએ (દાસીએ) સાંભળતાં છતાં પણ નિદ્રાથી ઘેરાએલપણાનો ડોળ બતાવી ન સાંભળ્યા જેવું કરયું. રાજાએ એ ખરાબ વાત સાં-ભળી વિચાર કરયો કે "આ તરંગવતીને ઊંઘમાં સ્વપ્ન આવ્યું છે અને તેમાં વાસનાને લીધે રાણીના વિક્રમની વાત કરે છે. કાળિ-દાસ સ્ત્રીનો વેષ પેહેરી અંતઃપુરમાં આવતો હોય એ પણ સંભવિ-

ત છે. સ્ત્રીઓના ચરિત્રની કોને ખબર પડે" એ પ્રમાણે વિચાર કરી બીજે દિવસે સવારે રાજા પોતાને ખોટો તાવ આવવાનો ડોળ ઘાલી સુતો અને દાસી મોકલી કાળિદાસને પોતાની પાસે બોલાવ્યો કાળિદાસ આવ્યા પછી તેજ દાસી મોકલી રાણી **લીલાવતીને** પોતાની પાસે બોલાવીને રાજાએ કહ્યું કે "પ્યારી! 'હમણાંજ મારે પથ્ય જમવાનું છે.' રાણીએ તે આજ્ઞાને માથે ચડાવી પથ્ય લઇ રૂપાના પાત્રમાં આપીને તેમાં રાજાને મગની દાળ પીરસી. તે સમયે રાણીનો અને કાળિદાસનો અભિપ્રાય જાણવાની ઇચ્છાથી રાજાએ કાળિદાસને પુછ્યું કે—

'મહા કવિ! રોગને મટાડનારી આ મગની દાળ ફોતરાં વગરની કેમ છે?'

રાજાનું પુછવું સાંભળી કાળિદાસે રાણી પાસે ઉભેલી છતાં પણ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.

'મગની દાળે ભાત રૂપ પતિનો સંયોગ મળતાં પોતાનો કમખો (કાંચળી) ઉતારી નાખ્યો છે.' ॥ ૧૪૧ ॥

આ વચન સાંભળી તે વિષયનું સ્વરૂપ જેના જાણવામાં આવ્યું એવી રાણી સરસ્વતીની પેઠે તેને અર્થ સમજીને જરાક હસી. એ જોઈને રાજાને વિચાર આવ્યો કે 'આ રાણીને કાળિદાસની સાથે લાગતું છે ખરૂં. કારણ કે આ પાસે ઉભેલી છતાં પણ કાળિદાસ આ પ્રમાણે બોલ્યો અને તે સાંભળીને આનું મોહોડું પણ જરા હાસ્ય યુક્ત થયું સ્ત્રીઓના ચરિત્રની કોને ખબર પડે છે.

'ઘોડાની ઠેકને, મેઘની ગર્જનાને, સ્ત્રીઓના ચિત્તને, પુરૂષના ભાગ્યને, અવૃષ્ટિના ભવિષ્યને અને અતિવૃષ્ટિના ભવિષ્યને દેવ પણ જાણતો નથી ત્યારે મનુષ્ય તો કેમજ જાણી શકે' ૧૪૨

પણ આ કાળિદાસ બ્રાહ્મણ છે અને વળી સરસ્વતીનો જાણે પુરૂષરૂપે અવતાર હોય એવોછે માટે ભારે અપરાધી છતાં પણ તેનો વધ કરવો તો યોગ્ય નથી" એ પ્રમાણે વિચારીને રાજાએ કાળિદાસને કહ્યું કે "કવિ! તમારે સર્વથા અમારા દેશમાં રેહેવું નહી. હું ઝાઝું શું કહું. આજ્ઞાનો તમારે કાંઈ પણ પ્રત્યુત્તર નહી દેવો." એ પ્રમાણે રાજાની આજ્ઞા થતાં કાળિદાસે તુરત ત્યાંથી ઉઠી વેશ્યાને ઘેર આવીને વેશ્યાને કહ્યુ કે 'પ્યારી! તું મને જવાની અનુજ્ઞા દે. રાજાએ મારાપર કોપ કરીને મને દેશમાં નહી રેહેવાની આજ્ઞા કરી છે. અરે રે!!

'દૈવ અઘટિતનો સંયોગ કરે છે અને ઘટિતના સંયોગને વીખી નાખેછે. જે વિષયો કદી પુરૂષના વિચારમાં પણ ન આવેલા હોય તે વિષયોને દૈવ ગોઠવી કાહાડેછે.' ॥ ૧૪૩ ॥

આ સઘળું વિદ્વાનોના ટોળાંએ કરેલું છે એમ મને લાગે છે કેમકે—

'ઘણાં નબળાંઓનો એકસંપ થાય તો તે પણ ભારે વિષમ થઇ પડેછે. રાંઢવું જો કે ખડથી બનેછે તો પણ તે રાંઢવાથી હાથીઓ પણ બંધાય છે' ॥ ૧૪૪ ॥

પછી **વિલાસવતી** વેશ્યાએ કાળિદાસને કહ્યું કે—"

'દર્પણમાં પ્રતિબિંબની પેઠે દેખતાંવેતજ જેમાં સુખ અને દુઃખનો પ્રતિભાસ પડે તેજ માણસનો પરમમિત્ર કેહેવાયછે.' ૧૪૫

પ્યારા! હું છતાં તમારે એ રાજાનું કે એ રાજાએ આપેલા ધનનું શું પ્રયોજન છે. સુખે મારા ઘરની અંદરના ભોંયરામાં નિર્ભય રીતે રહો.

એ પ્રમાણે વેશ્યાના વચનથી કાળિદાસ પણ તે ભોંયરામાંજ રહીને કેટલાક દિવસ કાહાડવા લાગ્યો. કાળિદાસ ગયા પછી **લીલાવતી** રાણીએ રાજાને કહ્યું કે "મહારાજ! કાળિદાસની સાથે આપને ધાડી મિત્રતા હતી તે છતાં હમણાં આપે તેને દેશમાં રેહેવાની પણ **મનાહ** કરી એ અનુચિત શા માટે કર્યું?

જેમ શેલડીના અગ્ર ભાગથી અનુક્રમે દરએક કાતળીમાં વધારે વધારે રસ હોય છે તેમ સજ્જનની મૈત્રીમાં અનુક્રમે વધારે વધારે રસ હોય અને જેમ શેલડીના થડથી અનુક્રમે દર-એક કાતળીમાં ઓછો ઓછો રસ હોયછે તેમ દુર્જનોની મૈત્રીમાં અનુક્રમે ઓછો ઓછો રસ હોય છે. ॥ ૧૪૬ ॥

શોક તથા શત્રુથી રક્ષણ કરનાર અને પ્રીતિ તથા વિશ્વાસના પાત્ર રૂપ 'મિત્ર' એ બે અક્ષરનું આ રત્ન કોણે ઉત્પન્ન કર્યું છે જેને ઉત્પન્ન કર્યું છે તે વિધાતાને ધન્યછે.) ॥ ૧૪૭ ॥

એ પ્રમાણે લીલા રાણીનું વચન સાંભળી રાજાએ કહ્યું કેરાણીજી કોઇએ મારી પાસે કહ્યું હતું કે કાળીદાસ દાસીનો વેશ ધરી અન્તઃપુરમાં આવીને માહારાણીની સાથે રમણ કરેછે તે ઉપરથી કાળીદાસની ક્રિયા જોવા સારૂ ખોટા તાવનો ડોળ કરી મેં તમને અને કાળીદાસને જોયાં તમે પાસે ઉભા છતાં પણ તેણે આ પ્રમાણે ઉત્તરાર્દ્ધ કહ્યું અને

તે સાંભળીને તમે પણ હસ્યાં. એ સઘળી વાત નજરે જોઈ તો પણ બ્રહ્મહત્યા લાગવાની બીકથી મેં કાળિદાસને દેશમાંથી કાહાડ્યો અને તમને પણ સ્ત્રી હત્યાની બીકથી મારતો નથી." રાજાનું એ વચન સાંભળી રાણી હસવા લાગી અને નિ:શંક રીતે બોલી કે "મહારાજ? હુંજ ભાગ્યશાળી કે જેને તમે આવા પતિ મળ્યા છો. હું કે જેના સ્વભાવનો તમને અનુભવ છે તેનું મન બીજા પતિ પર કેમ જાય? નજ જાય. કારણ કે પતિનો ઉપભોગ કરવાના સમયમાં બીજી સઘળી સ્ત્રીઓ પણ મનમાં આપની ભાવના કરે એવા આપ છો. અરેરે ? ? મહારાજ! હવે જો તમે મને સતી કે અસતી. મુકરર કરયા વિના અહીંથી પધારશો તો સર્વથા હું મરી પુરૂ દઈશ." રાજાએ કહ્યુ કે "પ્યારી! તમે સાચુ કહો છો?" એમ કહીને પછી રાજાએ પોતાનાં માણસોની પાસે એક સર્પ મગાવ્યો, લોઢાનો ગોળો ધગાવ્યો અને ધનુષ પણ સજ્જ કરયું. પતિવ્રત રૂપ અગ્નિથી દીપતી અને સુકોમળ શરીરવાળી રાણીએ નાહી સૂર્યની સામુ જોઈને કહ્યું કે "હે સૂર્ય નારાયણ! તમે જગતના ચક્ષુરૂપ છો, સર્વના સાક્ષી છો અને સઘળુ જાણો છો એટલા માટે—

જો જાગ્રતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તિમાં પણ મારો પતિ ભોજ હોય અને બીજો કોઇ ન હોય તો તુરત આ ત્રણ શપથોમાં મને સાચી ઠરાવીને દુ:ખમાંથી કાહાડજો. ॥ ૧૪૮ ॥"

એટલાં વચન બોલીને રાણીએ, ઉપર કહેલા ત્રણ શપથ લીધા અને તેઓમાં રાણીને કાંઇ પણ હરકત થઈ નહી. અંત:પુરમાં રાણી શુદ્ધ ઠરતાં રાજા લાજથી નીચુ માથું કરીને બોલ્યો કે "રાણી! હું કે જે પાપી છું તેના પર ક્ષમા કરજો. હવે હું વધારે શું કહું." પછી તે સમયથી રાજાએ સુવું, ખાવું, તથા કોઇની સાથે વાતો કરવી પણ છોડી દેતાં કેવળ ઉદ્વિગ્ન થઇને રાત દિવસ વિલાપ કરવા માંડયો કે "મારી શી લાજ, શી ચતુરાઇ, શું ગંભીરપણું. હાય હાય! કરોડો કવિઓના શિરોમણિ કાળિદાસ કવિ! હાય હાય! મારા પ્રાણ સમાન! મેં મૂર્ખતા કરીને તમને શું ન સંભળાવવાનું સંભળાવ્યું અને ન કેહેવાનું કહ્યું." એમ વિલાપ કરતાં જાણે ઉંઘી ગયો હોય, ઝોડે પકડેલો હોય કે કોઇની માયાથી મૂઢ થઇ ગયો હોય તેમ રાજા ધરતી પર પડયો, રાણીએ પોતાના હાથથી તેના શરીર પર પાણી છાંટતાં તેને માંડ માંડ સુધ આવી તો પણ તે, રાણીને જોઇને પોતાનેજ ધિક્કારવા લાગ્યો. રાજાની આ

પ્રમાણે સ્થિતિ થતાં અને કાળિદાસ વેશ્યાના ઘરમાં ગુપ્ત રેહેતાં ભોજરાજાની સભા ચંદ્ર વગરની રાત્રિની પેઠે, સૂર્ય વગરના દિવસની લક્ષ્મીની પેઠે, પતિના વિયોગવાળી સ્ત્રીની પેઠે, અને ઈંદ્ર વગરની દેવ સભાની પેઠે શોભા રહિત થઇ ગઈ ત્યારથી કોઇના મોહોડામાં કવિતા ન રહી અને વિનોદ કરાવે એવાં વચનો પણ ન રહ્યાં. આ પ્રમાણે કેટલાક દિવસો જતાં રાજા કોઇ દિવસે પુનમના પૂર્ણ ચંદ્રનું મંડલ જોઇ અને સામે લીલાવતીના મુખ રૂપ ચંદ્રને જોઇ બોલ્યો કે—

'આ ચંદ્ર આના મુખરૂપી ચંદ્રની તુલનાને પાછળ પાછળ અનુસરતો આવેછે.'

પછી રાજાએ સવારમાં ઉઠી પ્રાતઃકાલની ક્રિયાઓને પોહોંચી લઇ સભામાં આવીને મોટા મોટા વિદ્વાનોને કહ્યું કે "અહો ! કવિઓ ! આ સમસ્યાને પૂર્ણ કરો. એમ કહી 'આ ચંદ્ર આના મુખ રૂપી ચંદ્રની તુલનાને પાછળ પાછળ અનુસરતો આવે છે' એ સમસ્યા બોલી દેખાડી ફરીવાર કહ્યું કે 'આ સમસ્યા જો તમ લોકથી પુરાય નહી તો તમોએ મારા દેશમાં નહી રેહેવું" રાજાના આ વચન સાંભળી ભય પામેલા સર્વે કવિઓ પોતપોતાને ઘેર ગયા અને લાંબા સમય સુધી વિચાર કરવા લાગ્યા પણ કોઇને એ સમસ્યાનો અર્થ મેળવી દેવાની યુક્તિ સ્ફુરી નહી. પછી સઘળાઓએ મળી રાજાની પાસે મોકલેલા બાણ કવિએ સભામાં આવી રાજાને કહ્યું કે "મહારાજ ! સઘળા વિદ્વાનોએ મને મોકલ્યો છે તો આઠ દિવસની મુદત આપો. નવમે દિવસે સમસ્યા પુરી નહી કરી શકાય તો સર્વે કવિઓ દેશમાંથી નીકળી જશે." રાજાએ આ વાતનો સ્વીકાર કરતાં બાણ કવિ ત્યાંથી પાછો ફરી સઘળા વિદ્વાનોને રાજાની આજ્ઞાનું નિવેદન કરીને પોતાને ઘેર ગયો. પછી આઠ દિવસ વીતતાં આઠમા દિવસની રાતે સઘળા પંડિતો ભેળા થયા તેઓમાં બાણ કવિ બોલ્યો કે "અહો ! જુવાનીના મદથી, રાજમાનના મદથી અને કાંઇક વિદ્યાના મદથી આપણે કાળિદાસને કહડાવ્યો છે. તમો સઘળા કવિઓ એક સ્થિતિમાં છો ઊંચી સ્થિતિમાં તો એક કાળિદાસજ હતો તેને કહડાવીને હમણાં આપણને શી મોટાઇ મળી. જો કાળિદાસ અહીં હોતતો આપણી આ અવસ્થા થાત નહી. કાળિદાસને કહડાવવામાં જે વિચાર કરયો હતો તે વિચારનો અનુભવ હવે તમારેજ કરવો પડે છે.

'સામાન્ય માણુસનો દ્વેષ કરવામાં કુલનો નાશ થાય છે ત્યારે કાળિદાસ કે જે પાર્વતી રૂપ છે તેનો દ્વેષ કરવાથી કવિઓના કુલનો નાશ થાય તેમાં આશ્ચર્ય શું' ॥ ૧૪૯ ॥

આ પ્રમાણે બોલચાલથી મયુરાદિ સઘળા કવિઓમાં ભારે કજીઓ થયો. માંડ માંડ કજીઓ અટકાવીને તેઓ તુરત બોલ્યા કે "સમસ્યા પૂરવાનું કાળિદાસ વિના બીજા કોઇનામાં પણ સામર્થ્ય નથી.

'મોટા યોદ્ધાઓની સંગ્રામમાં અને કવિઓની કવિઓના મંડલમાં દીપ્તિ કે દીપ્તિની હાનિ થોડીવારમાંજ થઇ જાય છે.' ॥ ૧૫૦ ॥

જો સર્વેનો મત મળે તો આજજ મધરાતે ચંદ્રમા ઉગે ત્યારે આપણે આપણી સઘળી માલમત્તા લઇને ગુપ્ત રીતે નીકળી જઇએ. જો નહી નીકળીએ તો રાજાના સેવકો આવતી કાલે બલાત્કારે સઘળાઓને કાહાડશે અને સઘળાઓને માત્ર પોતાનાં શરીર લઇને નીકળવું પડશે." પછી આજજ રાધરાતે નીકળી જવું એમ સઘળાઓ નિશ્ચય કરી ઘેર આવી પોતપોતાના સરસામાન બલધની ગાડીઓ પર નાંખીને રાતેજ નીકળી ચાલતા થયા. તે રાતે કાળિદાસ કે જે **વિલાસવતીના** ઘરના બગીચામાં રહ્યો હતો તેણે તે કવિઓની વાતચિત સાંભળી વિલાસવતીની એક દાસીને કહ્યું કે "ભલી દાસી ! જો તો ખરી કે આ બ્રાહ્મણ જેવા લોકો કોણ જાય છે." કાળિદાસના વચનથી ત્યાં જઇ સર્વેને જોઇ પાછી આવીને દાસીએ કાળિદાસને કહ્યું કે—"

'એક રાજહંસથી તલાવને જે શોભા મળે છે તે શોભા ચારે કોર કાંઠાઓમાં રહેનારા હજારો બગલાઓથી પણ મળતી નથી.' ॥ ૧૫૧ ॥

**બાણ અને મયુર** આદિ સઘળા પંડિતો ભાગી જાય છે એમાં સંશય નથી." કાળિદાસે કહ્યું કે "પ્યારી ! તુરત ઘરમાંથી કપડાં લાવી દે કે જેથી હું આ ભાગતા બ્રાહ્મણોની રક્ષા કરૂં."

'જેથી પીડિત લોકોનું રક્ષણ ન થાય તે કાંઇ પુરૂષાર્થ કહેવાય ? જે અર્થ લોકોને કામ ન આવે તે કાંઈ ધન કહેવાય ? જેથી પરિણામે હિત ન થાય તે કાંઇ ક્રિયા કહેવાય અને જેથી સજ્જનોની સાથે વિરોધ થાય તે કાંઇ જીવતર કહેવાય ? નજ કહેવાય.' ॥ ૧૫૨ ॥

પછી કાળિદાસે ચારણનો વેષ લઇ, હાથમાં તરવાર લઇ, અ-ર્ધો કોસ આગળ જઇ, તેઓની સામે આવી સર્વેને જોઈ જયનો આશિર્વાદ દઇને ચારણની બોલીથી પુછ્યું કે " અહો ! વિદ્યાના સમુદ્રો ? ભોજની સભામાં બૃહસ્પતિ જેવા અને ઘણી મોટાઇ મેળવનારા તમ લોકો મળીને ક્યાં જવા ઇચ્છોછો ? તમો કુશલ છો ? રાજા કુશલ છે ? અમો ભોજના દર્શનની ઇચ્છાથી અને ધનની લાલચથી કાશી દેશમાંથી આવીએ છીએ. " કાળિદાસને ઉત્તર નહી દેતાં સર્વે લોકો હાંસી કરતા કરતા ચાલવા લાગ્યા તેઓમાંથી એક વિદ્વાને તેની ભાષા સાંભળી ચારણ જાણીને કહ્યું કે " અહો ! ચારણ ! પાછળથી તારા સાંભળવામાં આવશે માટે હમણાંજ કહું છું. સાંભળ. રાજાએ આ વિદ્વાનોને એક સમસ્યા પૂરવા આપી છે પણ તે પૂરવાનું સામર્થ્ય નહી હોવાથી રાજાના કોપને લીધે કોઇ દેશાંતરમાં જવાની ઇચ્છાથી આ લોકો નીકળેલા છે. " ચારણે કહ્યું કે "એ સમસ્યા કઇછે ? " વિદ્વાને બોલી દેખાડી કે " આ ચંદ્ર આના મુખ રૂપી ચંદ્રની તુલનાને પાછળ પાછળ અનુસરતો આવે છે. " ચારણ બોલ્યો કે " આ ગૂઢ અર્થવાળી સમસ્યા બહુ સારી છે. આ પૂર્વાર્ધ્ધ પૂર્ણ ચંદ્રના મંડલને જોઇને રાજાએ રચેલ છે તો એનું ઉત્તરાર્ધ્ધ આ પ્રમાણે હોવું જોઇએ.

'પાછળ પાછળ અનુસરતો આવે છે એમ કેમ કેહેવાઈ શકે ? કારણ કે પુનમ પછી પડવેનો ચંદ્ર એની તુલનાને કેમ અનુસરી શકશે.

એ સાંભળી સર્વે કવિઓના મનમાં ચમત્કાર આવ્યો. અને એ ચારણ સઘળાઓને પ્રણામ કરી ચાલતો થયો. પછી સર્વે કવિઓ વિચાર કરવા લાગ્યા કે " અહો ! એ ચારણ મનુષ્ય નહી હોવો જોઇએ. એતો સાક્ષાત્ સરસ્વતી દેવી પુરૂષનું રૂપ ધરી આપણી રક્ષા કરવા સારૂ આવ્યાં હશે. હજી કોઇને આ વાતની કાંઈ ખબર પડી નથી તેટલામાં આપણે સઘળાઓએ તુરતજ પાછા ઘેર જઇ ગાડીઓ પરથી બોજો ઉતારી નાંખીને સવારે દરબારમાં જવું. જો એમ નહી કરીએ તો એ ચારણજ ત્યાં પોચીને સમસ્યાનું ઉત્તરાર્ધ્ધ બોલી દેશે. " હવે તુરત ચાલો એમ બોલી ગાડીઓ પાછી વાળીને તેઓ સર્વે ઘેર ગયા. પછી સવારે રાજાની સભામાં જઇ રાજાના દર્શન કરી આશિર્વાદ દઇ સઘળાઓ બેસતાં બાણ કવિ બોલ્યો કે " મહારાજ ! સઘળું જાણનારા આપે જે સમસ્યા કહી છે તેના

અભિપ્રાયને ઇશ્વરજ જાણે. અમો બીચારા પેટભરા બ્રાહ્મણ કોણ માત્ર છીએ તો પણ કહીએ છીએ તે સાંભળો.

આ ચંદ્ર આના મુખરૂપી ચંદ્રની તુલનાને પાછળ પાછળ અનુસરતો આવે છે. (પણ) પાછળ પાછળ અનુસરતો આવે છે એમ કેહેવાઇ શકે ? કારણ કે પુનમ પછી પડવેનો ચંદ્ર એની તુલનાને કેમ અનુસરી શકશે. ॥ ૧૫૩ ॥

રાજાએ પોત્તાના ધાર્યા પ્રમાણે સમસ્યાને અભિપ્રાય આવ્યો જોઇ મનમાં વિચાર કર્યો કે " કાળીદાસ સર્વથા એક દિવસથી પોહોચાય તેટલા પ્રદેશની અંદર રેહેછે અને ઉપાયો કરવાથી સઘળું બની શકશે. " પછી બાણ કવિને પનર લાખ સોના મોહોર આપતાં બાકીના વિદ્વાનોને પોતાનો સંતોષ બતાવીને સહુ સહુને ઘેર પાછા મોકલ્યા. વિદ્વાનો ગયા પછી રાજાએ દ્વારપાલના કાનમાં કહ્યું કે " જો કોઇ બ્રાહ્મણો આવે તો તેઓને ઘરની અંદર બોલાવી લાવજે " પછી સઘળું ધન લઇને બાણ કવિ પોતાને ઘેર જતાં કેટલાએક પંડિતો બડબડવા લાગ્યા કે " કે અહો ! બાણે અયોગ્ય કર્યું. બાણ પણ આપણી સાથે ગામમાંથી નીકલ્યો હતો તે છતાં સઘળું ધન પોતેજ લઇ ગયો. સર્વથા આપણે ભોજની પાસે જઇ બાણનું સ્વરૂપ જણાવી દેશું કે જેમ કરવાથી વિદ્વાનો ઉપર કોઇ માણસ પણ અન્યાય નહિ કરી શકે. " એ પ્રમાણે વિચાર કરી સર્વે પંડિતો દરબારમાં જઇને રાજાને મળ્યા. રાજાએ તેઓને કહ્યું કે " તમારી ફરીયાદનું સ્વરૂપ મારા જાણવામાં આવ્યું પણ હવે તમો જે હકીકત થઇ હોય તે સાચે સાચી કહી આપો. " રાજાની આજ્ઞા પ્રમાણે તેઓએ સઘળી હકીકતનું નિવેદન કરતાં રાજાએ વિચાર કર્યો કે " સર્વથા કાળિદાસ મારી બીકથી ચારણનો વેષ લઇને મારા ગામમાંજ રહ્યો છે. " પછી પોતાના હજુરીઓને આજ્ઞા કરી કે " સહુ સહુના ઘોડા તૈયાર કરો. " રાજાની આજ્ઞાથી બગીચામાં જવાનો ડંકો થતાં ' રાજા હમણાંજ દેવ પૂજનના કામમાં લાગ્યા છે એમ સાંભળ્યું છે અને વળી હમણાંજ પાછા ક્રીડા કરવાના બગીચામાં જશે તો હવે આપણે કેવી રીતે તેમની સાથે પોહોચી શકીશું ' એમ વ્યાકુલ થએલા સર્વે સીપાઇઓ ભેગા થઇને કેડામોર ચાલતા થયા. રાજા તો તે વિદ્વાનોને સાથે લઇ ઘોડાપર ચડીને જ્યાં રાતે તેઓને ચારણનો સમાગમ થયો હતો તે સ્થલમાં પોહોચ્યો. પછી રાજાએ ચોરલોકોનાં પગલાં ઓળખવામાં નિપુણતાવાળા

પગી લોકોને બોલાવીને આજ્ઞા કરી કે ' આ રસ્તે થઇને જે કોઇ રાતે નીકળેલો છે તેનાં પગલાં હજુ સુધી દેખાય છે માટે તે ઉપરથી તે ધણીને શોધી કાહાડી મને ખબર આપજો. ' એ પ્રમાણે પગીઓને આજ્ઞા કરી પ્રત્યેક પંડિતને લાખ લાખ ધન આપી પાછા મોકલીને રાજા પોતાના દરબારમાં આવ્યો. પગી લોકો રાજાની આજ્ઞા પ્રમાણે ચારેકોર ફરવા લાગ્યા પણ તે ધણીનો પત્તો નહિ મળતાં બેભાન જેવા થઇ ગયા. તેટલામાં સૂર્ય પશ્ચિમ દિશામાં લટકતાં કોઇ એક દાસી ફાટેલું પગરખું લઇને મોચીને ઘેર જતી હતી તેને જોઇને તે લોકો રાજી થયા. દાસીએ તે પગરખું મોચીના હાથમાં દેતાં તેના હાથમાંથી કોઇ બાહાનું બનાવી તે પગરખાને લઇ પગી લોકોએ રજવાળા માર્ગમાં મુકી જોયું ત્યાં ' એ ધણીનુંજ આ પગરખું છે ' એમ નિશ્ચય થયો. પછી તે દાસીને અનુક્રમે વેસ્યાના ઘરમાં પેસતી જોઇ તેઓએ તે વેસ્યાના ઘરને ચારે કોરથી ઘેરી લીધું અને થોડીવારમાંજ તે નીશાની મળવાની ખબર ભોજરાજાને પોહોંચાડી દીધી. ભોજરાજાએ ખબર મળતાંજ શેહેરના લોકોને અને કારભારીઓને સાથે લઈ પગે પાળોજ વિલાસવતી વેસ્યાને ઘેર ગયો. આ વાત સાંભળી કાળીદાસે વિલાસવતીને કહ્યું કે " પ્યારી! જો મારે વાસ્તે તને કેવું કષ્ટ આવ્યું. વિલાસવતી બોલી કે " મહાકવિ!

જ્યારે દુઃખ આવે ત્યારેજ માણસોના સઘળા અંતઃકરણની પરીક્ષા થાય છે. વાયુ વાતો ન હોય ત્યાં સુધીના રૂના ઢગલા અને પાહાડ વચે કશો ભેદ જણાયજ નહિ. ॥ ૧૫૪ ॥

વિપત્તિની કસોટીના પથરા રૂપ થએલો માણસજ મિત્રોની, સ્વજનોની, બંધુઓની, બુદ્ધિની, ધનની અને પોતાની મજબુતીની પરીક્ષા કરી શકે છે. ॥ ૧૫૫ ॥

હું ધારૂંછું કે પ્રાણીઓને દુઃખ જેમ માગ્યા વગર આવે છે તેમ સુખ પણ માગ્યા વગરજ આવે છે. તેમાં સુખને વાસ્તે દીનતા કરવામાં આવે છે. એટલું વધારે છે. ॥ ૧૫૬ ॥

મહાકવિ ? રાજા તરફથી તમારૂં વચનથી પણ જરાક અપમાન થશે તો મારી સાથે આ દાસીઓ પણ સળગતા અગ્નિમાં પડશે. " કાળિદાસ બોલ્યો કે " પ્યારી ? તારે એમ ધારવું નહી. ભોજ મને દેખી પ્રફુલ્લિત મોહોડાથી મારા પગમાંજ પડશે. " પછી ભોજરાજા વેસ્યાના ઘરમાં પેસી કાળિદાસને દેખી મારે સંભ્રમથી

તેનું આલિંગન કરી પગમાં પડીને બોલ્યો કે " મહાકવિ ! જતાં, ઊઠતાં, જાગતાં કે સુતાં પણ મારૂં મન કદી પણ તમારાથી જુદું નહી પડશે. ॥ ૧૫૭ ॥ "

એ વચન સાંભળી કાળિદાસ લાજથી નીચું મોહોડું કરીને ઉભતાં રાજાએ પોતાના હાથથી તેનું મોહોડું ઊંચુ કરીને કહ્યું કે "

હે કાળિદાસ ! હે કલાઓના નિવાસ રૂપ ? તમે તમારા માર્ગમાં ચાલતાં છતાં પણ મેં તમને દાસની પેઠે કાહાડી મુકયા તો તેમાં તમને શી લાજ છે. ॥ ૧૫૮ ॥

હું તો વિલાસવતીનેજ ધન્ય માનું છું કે જેણે તમને પાંજરામાં પક્ષીની પેઠે પોતાના ગુણોથી અહીં બાંધી રાખ્યા. ૧૫૯

પછી રાજાએ પોતાના હાથથી કાળિદાસની આંખોમાંથી આનંદનાં આંસુ લુઇ નાખી તેમના મિલાપથી પ્રસન્ન થઇને પ્રત્યેક બ્રાહ્મણોને લાખ લાખ ધન આપ્યું અને પોતે પોતાના ઘોડાપર કાળિદાસને બેસાડીને પરિવાર સહિત પોતાને ઘેર ગયો.

३४ कियत्यपि कालेऽतिक्रान्ते राजा कदाचित् सन्ध्यामालोक्य प्राह ।

**परिपतति पयोनिधौ पतङ्गः ।**

ततो बाणः प्राह,

**सरसिरुहामुदरेषु मत्तभृङ्गः ।**

ततो महेश्वर कविः ।

**उपवनतरुकोटरे विहङ्गः ।**

ततः कालिदासः प्राह,

**युवतिजनेषु शनैः शनैरनङ्गः ॥ १६० ॥**

तुष्टो राजा लक्षं लक्षं ददौ चतुर्थचरणस्य लक्षद्वयं ददौ ॥

૩૪ કેટલેક કાળ વીત્યા પછી કોઈ દિવસે સંધ્યાકાલને જોઇને રાજા બોલ્યો કે (આ સમયે) 'સૂર્ય સમુદ્રમાં પ્રવેશ કરે છે.'

બાણ કવિ બોલ્યો કે 'મદોન્મત્ત ભ્રમર કમળોના ગર્ભમાં પ્રવેશ કરે છે.'

મહેશ્વર કવિ બોલ્યો કે " પક્ષી બગીચાના ઝાડની કોતરમાં પ્રવેશ કરે છે.'

પછી કાળિદાસ બોલ્યો કે " કામદેવ ધીરે ધીરે કામિનીઓમાં પ્રવેશ કરે છે. ' ॥ १६० ॥

રાજાએ પ્રસન્ન થઇને બે ચરણનું લાખ લાખ ધન આપ્યું. અને ચોથા ચરણનું બે લાખ ધન આપ્યું.

३९ कदाचिद्राजा बहिरुद्यानमध्ये मार्गे प्रत्यागच्छन्तं कमपि विप्रं ददर्श तस्य करे चर्म्ममयं कमण्डलुं वक्षिय तञ्चातिदरिद्रं ज्ञात्वा मुखश्रिया विराजमानं चावलोक्य तुरङ्गं तदग्रे निधायाह, विप्र ! चर्म्मपात्रे किमर्थं पाणौ वहसीति स च विप्रो नूनं मुखशोभया मृदूक्त्या च भोज इति विचार्य्याह, देव ! वदान्यशिरोमणौ भोजे पृथ्वीं शासति लोहताम्राभावः समजनि तेन चर्म्ममयं पात्रं वहामीति ॥ राजा प्राह भोजे शासति लोहताम्राभावे को हेतुः ? तदाविप्रः पठति ।

**अस्य श्रीभोजराजस्य द्वयमेव सुदुर्लभम् ।**
**शत्रूणां शृङ्खलैर्लोहं ताम्रं शासनपत्रकैः ॥ १६१ ॥**

ततस्तुष्टो राजा प्रत्यक्षरं लक्षं ददौ ॥

३५ કોઈ દિવસે રાજા શેહેર બાહારના બગીચામાં હતો ત્યાં માર્ગમાં ચાલ્યો આવતો એક બ્રાહ્મણ તેના જોવામાં આવ્યો. એ બ્રાહ્મણના હાથમાં ચામડાનું કમંડલુ જોઇ તેને અત્યંત કંગાલ જાણ્યો પણ તેની મુખની શોભાને દીપતી જોઇ તેની પાસે ઘોડો ઉભો રાખીને રાજાએ પુછ્યું કે " મહારાજ ! તમે ચામડાનું પાત્ર હાથમાં કેમ રાખ્યું છે ? " મુખની શોભા ઉપરથી અને કોમલ ભાષણ ઉપરથી ' અવશ્ય આ ભોજરાજા હોવો જોઇએ ' એમ વિચારીને બ્રાહ્મણ બોલ્યો કે " રાજા ! ઉદાર પુરૂષોના શિરોમણિ રૂપ ભોજરાજા રાજ્ય કરે છે તેથી આ સમયમાં લોઢું અને ત્રાંબુ મળતાં નથી માટે હું ચામડાનું પાત્ર રાખુંછું. " રાજાએ પુછ્યું કે ' ભોજના રાજ્ય સમયમાં લોઢું અને ત્રાંબું મળતાં નથી તેનું શું કારણ છે. " બ્રાહ્મણ બોલ્યો કે—

ભોજરાજાના રાજ્યમાં ઘણુંખરૂં લોઢું શત્રુઓના પગમાં બેડી ઠોકવામાં ખપી ગયું છે અને ઘણુંખરૂં ત્રાંબુ દાન સંબંધી ત્રાંબા પતરાનાં લેખો કરવામાં ખપી ગયું છે તેથી એ બે વસ્તુ બહુજ દુર્લભ થઇ પડી છે. ॥ १६१ ॥

આ ઉપરથી પ્રસન્ન થઈને રાજાએ તેને એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપ્યું.

३६ कदाचि द्वारपालः प्राह धारेन्द्र ! दूरदेशादागतः कश्चिद्विद्वान् द्वारि तिष्ठति तत्पत्नी च तत्पुत्रः सपत्नीकः अतः अतिपवित्रं विद्वन् कुटुम्बं द्वारि तिष्ठतीति ॥ राजा अहो गरीयसी शारदाप्रसाद पद्धतिः । तस्मिनवसरे गजेन्द्रपाल आगत्य राजानं प्रणम्य प्राह, भोजेन्द्र । सिंहलदेशाधीश्वरेण सपादशतं गजेन्द्राः प्रेषिताः षोडश महामणयश्च ततो बाणः प्राह ।

**स्थितिः कवीनामिव कुञ्जराणां स्वमन्दिरे वा नृपमन्दिरे वा।**
**गृहे गृहे किं मशका इवैते भवन्ति भूपालविभूषिताङ्गाः ॥**
**॥ १६२ ॥**

ततो राजा गजावलोकनाय बहिरगात्, ततस्तद् विद्वत्कुटुम्बं वीक्ष्य चोलपण्डितो राज्ञः प्रियोऽहमिति गर्वं दधार ; यन्मया राजभवनमभ्यं गम्यते विद्वत्कुटुम्बं तु द्वारपालज्ञापितमपि बहिरास्ते तदा राजा तच्चेतसि गर्वं विदित्वा चोलपण्डितं सौधाङ्गणात् निःसारितवान् । काशीदेशवासी कोऽपि तण्डुलदेवनामा राज्ञे स्वस्तीत्युक्त्वातिष्ठत्, राजा च तं पप्रच्छ सुमते ! कुत्र निवासः ? । तंडुलदेवः प्राह—

**वर्त्तते यत्र सा वाणी कृपाणीरिक्तशाखिनः ।**
**श्रीमन्मालवभूपाल ! तत्र देशे वसाम्यहम् ॥ १६३ ॥**

तुष्टो राजा तस्मै गजेन्द्रसप्तकं ददौ ॥

૩૬ કોઈ દિવસે દ્વારપાલે આવીને વિજ્ઞપ્તિ કરી કે " ધારાના સ્વામી ! દૂર દેશથી આવેલો કોઈ વિદ્વાન દ્વારમાં ઉભો છે. એ વિદ્વાનની સ્ત્રી, તેનો દીકરો, અને દીકરાની વહુ પણ દ્વારમાં ઉભાં છે અને સઘળું કુટુંબ વિદ્વાન છે. " રાજા બોલ્યો કે " સરસ્વતીની કૃપાની પદ્ધતિ બહુ ભારેછે. " એટલી વારમાં હાથીઓના અધ્યક્ષે આવી પ્રણામ કરીને રાજાને કહ્યું કે " મહારાજ ! સિંહલદેશના અધિપતિએ સવાસો મોટા હાથી અને સોળ મણિઓ મોકલ્યા છે." એ સાંભળી બાણ કવિ બોલ્યો કે—

" હે રાજા ! કવિઓની પેઠે હાથીઓની સ્થિતિ પણ પોતાના સ્થાનકમાં થાયછે અથવા રાજદ્વારમાં થાયછે. સઘળાં અંગોને શોભા આપનારા કવિઓ અને હાથીઓ કાંઇ ઘેરઘેર હોય છે ? " ॥૧૬૨॥

પછી રાજા તે હાથીઓને જોવા વાસ્તે બહાર નીકળતાં તેની સાથેના ચોલ પંડિતે પેલા વિદ્વાન્ કુટુંબને જોઇ મનમાં ગર્વ કર્યો કે " હું રાજાને પ્યારો છું તેથી રાજાની સભામાં જઇ શકું છું અને આ વિદ્વાન કુટુંબ તો દ્વારપાલે જાહેર કરયા છતાં પણ બાહાર ઉભું છે. " પછી રાજાએ તેના ચિત્તમાં ગર્વ આવ્યો જાણી તે ચોલ પંડિતને દરબારમાંથી કાહાડી મુકયો. એટલીવારમાં કાશી દેશનો રેહેવાશી તંડુલદેવ નામનો કોઈ વિદ્વાન આવી રાજાને આશિર્વાદ આપી ઉભો રહ્યો. રાજાએ તેને પુછયું કે " વિદ્વાન ! આપ ક્યાં રહોછો ? " તંડુલદેવ બોલ્યો કે—

હે શ્રીમાન માળવાના રાજા ! જે દેશમાં વાણી દારિદ્રયરૂપ વૃક્ષ ખડ્ગરૂપ (કાપી નાખનારી).છે તે દેશમાં હું રહું છું. ૧૬૩.

રાજાએ પ્રસન્ન થઇને તેને સાત મોટા હાથીઓ આપ્યા.

३७ ततः कोऽपि विद्वानागत्य प्राह ।

**तपसः सम्पदः प्रायास्तत्तपोऽपिन विद्यते ।**
**येन त्वं भोजकल्पद्रु दृग्गोचरमुपैष्यसि ॥ १६४ ॥**

तस्मै राजा दशगजेन्द्रान् ददौ,

૩૭ એટલામાં કોઇ વિદ્વાને આવીને રાજાને કહ્યુ કે—

હે ભોજરાજા ! સંપત્તિઓ તપથી મળે છે પણ તે તપ પણ અમારી પાસે નથી કે જેથી કલ્પવૃક્ષરૂપ આપ અમારી નજરે તે પડો. ॥ ૧૬૪ ॥

રાજાએ તે વિદ્વાનને દશ હાથીઓ આપ્યા.

३८ ततः कश्चित् ब्राह्मणपुत्रः भूम्भारवं कुर्वाणोऽभ्येति ततः सर्वे सम्भ्रान्ताः । कथं भुम्भारवं करोषीति राज्ञः स्वदृग्गोचरमानीतः पृष्टः स प्राह ।

**देव ! त्वद्दानपाथोधौ दारिद्रस्य निमज्जतः ।**
**न कोऽपि हि करालम्बदन्ते मत्तेभदायक ॥ १६५ ॥**

ततस्तुष्टो राजा तस्मै त्रिंशत्गजेन्द्रान् प्रादात्

૩૮ તેટલામાં કોઇ બ્રાહ્મણનો પુત્ર ભુંભાટ કરતો કરતો ત્યાં આવતાં તેને જોઇ સઘળાઓ સંભ્રમમાં પડ્યા. પછી તેને પોતાની પાસે બોલાવરાવીને રાજાએ પુછ્યું કે " તું ભુંભાટ કેમ કરેછે ? " બોલ્યો કે—

હે મદોન્મત્ત હાથીઓ આપનારા રાજા ! તમારાં દાનરૂપી સમુદ્રમાં દારિદ્રય ડુબી જાયછે તેને હમણાં કોઇ પણ હાથનો ટેકો દેતું નથી. ॥ ૧૬૫ ॥

રાજાએ પ્રસન્ન થઇને તેને ત્રીશ મોટા હાથીઓ આપ્યા.

३९ ततः प्रविशति पत्नीसहितः कोऽपि विलोचनो विद्वान् स्तीत्युक्त्वा प्राह ।

नेजानपि गजान् भोजं ददानं प्रेक्ष्य पार्वती ।
गजेन्द्रवदनं पुत्रं रक्षत्यद्य पुनः पुनः ॥ १६६ ॥

ततो राजा सप्तगतान् तस्मै ददौ,

૩૯ તેટલામાં કોઇ એક આંધળા વિદ્વાને પોતાની સ્ત્રી સહિત આવી રાજાને આશિર્વાદ દઇને કહ્યું કે—

ભોજરાજા પોતાના ઘરના હાથીઓને પણ આપી દેવા લાગેલ તેને જોઈ ' રખેને આ હાથી જેવા મોહોડાવાળા મારા ગણપતિને પણ આપી દીએ ' એવી શંકાયથી, પાર્વતી પોતાના પુત્ર ગણપતિનું હમણાં વારંવાર રક્ષણ કરયા કરેછે. ૧૬૬

આ સાંભળી રાજાએ તેને સાત હાથીઓ આપ્યા.

४० ततो राजा विद्वत्कुटुम्बं तदैव पुरतः स्थितं वीक्ष्य ब्राह्मणं प्राह ।

क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ।

वृद्धद्विजः प्राह ।

घटो जन्मस्थानं मृगपरिजनोभूर्जवसनम्
वने वासः कन्दादिकमशनमेवंविधगुणः ।
अगस्त्यः पाथोधिं यदकृतकराम्भोजकुहरे
क्रियासिद्धिः सत्त्वे भवति महतान्नोपकरणे ॥ १६७ ॥

ततो राजा बहुमूल्यानपि षोडशमणीन् तस्मै ददौ . ततस्तत्पत्नीं राजा, अम्ब ! त्वमपि पठ ।

देवी । रथस्यैकं चक्रं भुजगयमिताः सप्ततुरगा
निरालम्बो मार्गश्चरणविकलः सारथिरपि ॥
रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे ॥ १६८ ॥

राजा तुष्टः सप्तदशगजान् सप्तरथांश्च तस्यै ददौ । ततो विप्रपुत्र प्राह राजा, विप्रसुत ! त्वमपि पठ ।

विप्रसुतः । विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि
र्विपक्षःपौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
पदातिर्मर्त्योऽसौ सकलमवधीद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे ॥ १६९ ॥

तुष्टो राजा विप्रसुताय अष्टादशगजेन्द्रान् प्रादात् ततः सुकुमारमनोज्ञनिखिलावयवालङ्कृतां शृङ्गाररसोपजातमूर्त्तिमिव चम्पक लतामिव लावण्यगात्रयष्टिं विप्रस्नुषां वीक्ष्य मूनं भारत्याः कापि लीलाकृतिरियमिति चेतसि नमस्कृत्य राजा प्राह, मा ! त्वमप्याशिषं वद । विप्रस्नुषा देव ! शृणु ।

धनुः पौष्पं मौर्वी मधुकरमयी चञ्चलदृशाम्
दृशां कोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः ।
स्वयं चैकोऽनङ्गः सकलभुवनं व्याकुलयति
क्रियासिद्धिः सत्वे भवति महतां नोपकरणे ॥ १७० ॥

चमत्कृतो राजा लीलादेवीभूषणानि सर्वाण्यादाय तस्यै ददौ अनर्घ्याश्च सुवर्णमौक्तिकवैदूर्यप्रवालांश्च प्रददौ ॥

૪૦ પછી રાજાએ પેલા વિદ્વત્તાવાળા કુટુંબને તે સમયેજ સામે ઉભેલું જોઇ તેમાંના વૃદ્ધ બ્રાહ્મણને નીચે પ્રમાણે સમસ્યા કહી.

‘ કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમાંજ રેહે છે પણ આસપાસનાં સાધનોમાં રેહેતી નથી.’

વૃદ્ધ બ્રાહ્મણે એ સમસ્યા પુરી કરી કે—

જો કે અગસ્ત્ય મુનિને પરિવારમાં મૃગોજ હતા, જન્મ ભૂમિ ઘડો હતો, વસ્ત્ર ભોજપત્રનાંજ હતાં, નિવાસ વનમા હતો અને ભો-

જનમાં કુંદ. મૂળજ હતાં તો પણ તેમણે આખા સમુદ્રને અંજલિમાં લઇ લીધો હતો. માટે કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમાંજ રહે છે પણ આસપાસનાં સાધનોમાં રેહેતી નથી. ૧૬૭

એ સાંભળી રાજાએ પેલા સોળ મણિઓ ઘણી કીમતના હતા તો પણ તે વૃદ્ધ બ્રાહ્મણને આપી દીધા. પછી રાજાએ તે વૃદ્ધ બ્રાહ્મણની સ્ત્રીને કહ્યું કે ' મા ! તમે પણ એ સમસ્યા પુરી કરો.' એ ઉપરથી તેણે સમસ્યા પુરી કરી કે—

જો કે સૂર્યના રથનું પઇડું એકજ છે, સાતે ઘોડા સર્પોથી બંધાએલા છે, આકાશ માર્ગ આધાર વગરનો છે અને તેનો સારથિ અરૂણ પણ પગ વગરનો છે તો પણ તે સૂર્ય પ્રત્યેક દિવસે અપાર આકાશનો છેડો લીએ છે માટે કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમાંજ રહેછે પણ આસપાસના સાધનોમાં રેહેતી નથી. ॥ ૧૬૮ ॥

આ સાંભળી રાજાએ પ્રસન્ન થઇને તે વૃદ્ધ બ્રાહ્મણીને સત્તર હાથી અને સાત રથ આપ્યા. પછી તે બ્રાહ્મણના પુત્રને રાજાએ કહ્યું કે " બ્રાહ્મણના પુત્ર ! તું પણ એ સમસ્યા પૂરી કર.'

એ ઉપરથી તેણે સમસ્યા પુરી કરી કે—

જો કે રામચંદ્રજીને લંકા જેવી મોટી નગરી જીતવી હતી દક્ષિણ સમુદ્રને તરવાનું પગવિના બીજું સાધન ન હતું, રાવણ જેવો મોટો શત્રુ હતો રણ ભૂમિમાં સહાયતા કરનારા વાનરાઓજ હતા અને પોતે પણ પાળા તથા માણસજ હતા તો પણ તેમણે સઘળા રાક્ષસોનો નાશ કરી નાખ્યો માટે કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમાંજ રેહે છે પણ આસપાસના સાધનોમાં રેહેતી નથી. ॥ ૧૬૯ ॥

એ ઉપરથી રાજી થઇને રાજાએ તે બ્રાહ્મણના પુત્રને અઢાર હાથીઓ આપ્યા. પછી એ બ્રાહ્મણના પુત્રની વહુ કે જે સુકોમળ અને મનને ગમે એવા સઘળા અવયવોથી સુશોભિત હતી, જાણે શ્રૃંગાર રસથીજ સઘળી બનેલ હોય એવી હતી, જાણે ચંપકની લતા હોય એવી હતી અને સર્વે ગાત્રોમાં લાવણ્યથી ભરેલી હતી તેને જોઇ ' આ કોઇ સરસ્વતીનોજ ઇચ્છાવતાર છે' એમ ધારી મનથી પ્રણામ કરીને રાજાએ કહ્યું કે " મા ! તમે પણ આશિર્વચન બોલો. ' વહુ બોલી કે ' રાજા ! સાંભળો.'

જો કે કામદેવનું ધનુષ ફુલનું છે, ધનુસ દોરી ભ્રમર રૂપેછે વનિતાઓના નેત્રોની અણીજ બાણ રૂપ છે, મિત્ર પણ જડ શરીર વાળો ચંદ્રમા છે અને કામદેવ પોતે એકલોજ છે તથા શરીર વગ-

...તો પણ તે કામદેવ સઘળા બ્રહ્માંડને વ્યાકુલ કરી શકે છે માટે કાર્યની સિદ્ધિ મહાત્મા પુરૂષોના સામર્થ્યમાંજ રેહે છે પણ આસપાસનાં સાધનોમાં રહેતી નથી. ॥ ૧૭૦ ॥

એ સાંભળી રાજાએ બહુજ વિસ્મિત થઇ લીલાવતી રાણીનાં સઘળાં ઘરેણાં ઉતારીને તે બ્રાહ્મણની વહુને આપ્યાં અને તે ઉપરાંત ભારે કીમતનાં સુવર્ણ મોતી, વૈદુર્ય અને પરવાળાં પણ આપ્યાં.

४१ ततः कदाचित् सीमन्तनामा कविः प्राह ।

**पन्थाः संहर दीर्घतां त्यज निजं तेजः कठोरं रवे !**
**श्रीमन् विन्ध्यगिरे ! प्रसीदसदयं सद्यः समीपे भव ।**
**इत्थं दूरपलायनश्रमवती दृष्ट्वा निजप्रेयसीः**
**श्रीमन् भोज ! तव द्विषः प्रतिदिनं जल्पन्ति मूर्च्छन्ति च ॥**
**॥ १७१ ॥**

तस्मिन्नेव क्षणे कश्चित् सुवर्णकारः प्रान्तेषु पद्मराममणि मण्डितं सुवर्णभाजनमादाय राज्ञः पुरो मुमोस, ततो राजा सीमन्तकविं प्राह, सुकव ! इद भाजनं कामपि श्रिय दर्शयति ततः कविराह ।

**धारेश ! त्वत्प्रतापेन पराभूतास्त्विषां पतिः ।**
**सुवर्णपात्रव्याजेन देव त्वामेव सेवते ॥ १७२ ॥**

ततस्तुष्टो राजा तदेव पात्रं मुक्ताफलैरापूर्य्य प्रादात् ॥

૪૧ કોઇ દિવસ **સીમંત** નામનો કવિ રાજાની પાસે કવિતા બોલ્યો કે—

હે શ્રીમાન ભોજરાજા ! તમારા શત્રુઓ ઘણા દુર સુધી ભાગવાને લીધે થાકી ગએલી પોતાની સ્ત્રીઓને જોઇને બોલવા લાગે છે કે "હે માર્ગ ? તું તારી લંબાઇને ઓછી કર, હે સૂર્ય ! તમે તમારા કઠોર તેજને છોડી દિયો, હે શ્રીમાન વિંધ્યાચલ ! દયા કરીને રાજી થા અને તુરત પાસે આવ." એ પ્રમાણે બોલતાં તુરત મૂર્છા પામી જાયછે. ॥ ૧૭૧ ॥

એ વખતેજ કોઇ સોનીએ કાંઠાઓમાં જડેલાં માણકોથી શોભી રહેલું સોનાનું વાસણ લાવીને પોતાની પાસે મુક્યું તે જોઇને ભોજે સીમંત કવિને કહ્યું કે ' મહાકવિ ! આ વાસણ કોઇ ભારે શોભા દેખાડે છે. " કવિ બોલ્યો કે—

હે ધારાનગરીના સ્વામી ! હે રાજા ! સૂર્ય તમારા પ્રતાપથી પરાભવ પામેલ છે તેથી સોનાના વાસણનું રૂપ ધરીને તમારી સેવા કરવાજ આવેલ છે. ॥ ૧૭૨ ॥

આ ઉપરથી પ્રસન્ન થઇ રાજાએ તે વાસણ મોતીથી ભરપૂર કરીને તે કવિને આપી દીધું.

४२ कदाचिद्राजा मृगयारसेन पुरःपलायमानं वराहं दृष्ट्वा स्वयमेकाकितया दूरं वनान्तमासादितवान् तत्र कञ्चन द्विजवरमवलोक्य प्राह, द्विज ! कुत्र गन्तासि ? द्विजः धारानगरम् । भोजः, किमर्थं ? द्विजः, भोजं द्रष्टुं द्रविणेच्छया सपण्डिताय दत्ते, अहमपि मूर्खे न याचे। भोजः, विप्र ! तर्हि ! त्वं विद्वान् कविर्वा, द्विजः महाभाग ! कविरहं । भोजः, तर्हि किमपि पठ, द्विजः, भोजं विना मत्पदसरणिं न कोऽपि जानाति । राजा ममाप्यमरवाणीपरिज्ञानमस्ति, राजा च मयि स्निह्यति, त्वद्गुणाञ्श्रावयिष्यामि, किमपि कलाकौशलं दर्शय, विप्रः, किं वर्णयामि ? राजा कलमानेतान् वर्णय, विप्रः ।

**कलमाः पाकविनम्राः मूलतलोत्पन्नसुरभिकल्हाराः ।**
**पवनाकम्पितशिरसा प्रायः कुर्वन्ति परिमलश्लाघाम् ॥१७३॥**

राजा तस्मै सर्वाभरणान्युत्तार्य्य ददौ

૪૨ કોઇ દિવસે રાજા મૃગયા કરવામાં લાગ્યો હતો ત્યાં પોતાની આગળથી એક સૂવરને ભાગતો જોઇ પોતે એકલોજ તેની પછવાડે દોડતાં દોડતાં દૂર વનમાં નીકળી ગયો. ત્યાં એક બ્રાહ્મણને જોઇ રાજાએ તેને પુછ્યું કે " મહારાજ ! આપ ક્યાં જશો ? " બ્રાહ્મણે કહ્યું કે " મારે ધારા નગરીમાં જવાનું છે. " ભોજે પુછ્યું કે " ત્યાં શા વાસ્તે જાઓછો. " બ્રાહ્મણે કહ્યું કે " ધનની લાલચને લીધે ભોજરાજનું દર્શન કરવા જાઉંછું ભોજરાજા પંડિતનેજ ધન આપે છે અને હું પણ કોઇ મૂર્ખની પાસે યાચના કરતો નથી. " ભોજે પૂછ્યું કે " મહારાજ ? ત્યારે તમે કવિ છો કે વિદ્વાન છો ? " બ્રાહ્મણે કહ્યું કે " હે ભાગ્યશાળી હું કવિ છું. " ભોજે કહ્યું કે " ત્યારે કાંઇક કવિતા બોલો. બ્રાહ્મણે કહ્યું કે " ભોજરાજા વિના મારી કવિતામાં પદો મુકવાની પદ્ધતિને બીજો કોઇ જાણે નહિ. " ભોજે કહ્યું કે " મને પણ સંસ્કૃત ભાષાનું જ્ઞાન છે અને

મારા ઉપર ભોજરાજા પ્રેમ રાખે છે તેથી હું તમારા ગુણનું ભોજ-રાજાની પાસે નિવેદન કરીશ માટે કાંઇક તમારૂં કલાકૌશલ્ય દેખાડો." બ્રાહ્મણ બોલ્યો કે "ત્યારે કહો. કોનું વર્ણન કરૂં." રાજાએ કહ્યું કે "આ ચોખાની શાળો ઉગી છે તેઓનું વર્ણન કરો." બ્રાહ્મણ બોલ્યો કે—

પાકવાથી નમી ગએલી અને જેઓના મૂળોની પાસે સુગંધિરાતાં કમળ ઉગેલાં છે એવી આ ચોખાની શાળો પવનથી હલતા ઓતાનાં મસ્તકોવતે, હું ધારૂંછું કે કમળોના સુગંધનાં વખાણ કરે છે. ॥ ૧૭૩ ॥

એ સાંભળી રાજાએ પોતાનાં સઘળાં ઘરેણાં ઉતારીને તેને આપી દીધાં.

४३ ततः कदाचित् कुम्भकारवधुः राजगृहमेत्य द्वारपालं प्राह, द्वारपाल ! राजा द्रष्टव्यः, स आह किं ते राज्ञा कार्य्यम् ? सा चाह न तेऽभिपास्यामि । नृपाग्र एव कथयामि ; स सभायामागत्य प्राह, देव ! कुम्भकारप्रिया काचिद्राज्ञो दर्शनाकाङ्क्षिणी न वक्ति मत्पुरः कार्य्यं, त्वत्पुरतः कथयिष्यति, राजा—प्रवेशय । सा चागत्य नमस्कृत्य वक्ति देव ! मृत्खननाद्दृष्टं निधानं वल्लभेन मे, स मश्यन् एव तत्रास्ते त्वां ज्ञापयितुमभ्यगां, राजा च चमत्कृतो निधानकलशमानयामास तद्-द्वारमुदघाव्य यावत् पश्यति राजा, तावत्तदन्तर्वर्त्ति द्रव्यमणिप्रभामण्डल-मालोक्य कुम्भकारं पृच्छति, किमेतत् ? कुम्भकार !—स चाह ।

राजश्चंद्र समालोक्य त्वां तु भूतलमागतम् ।
रत्नश्रेणिमिषान्मन्ये नक्षत्राण्यभ्युपागमन् ॥१७४॥

राजा कुम्भकारमुखात् श्लोकं लोकोत्तरमाकर्ण्य चमत्कृत स्तस्मै सर्वं ददौ ॥

૪૩ કોઇ દિવસ એક કુંભારણે દરબારમાં આવીને દ્વારપાલને કહ્યું કે "દ્વારપાલ ? મારે રાજાનું દર્શન કરવું છે." દ્વારપાલે પુછ્યું કે "તારે રાજાનું શું કામ છે ?" કુંભારણે કહ્યું કે "તને નહી કહુ. મારે રાજાની પાસેજ કહેવાનું છે." આ ઉપથી દ્વારપાલે સભામાં આવીને રાજાને કહ્યું કે "રાજાધિરાજ ! કોઇ કુંભારણ આપના દ-

શનની ઇચ્છાથી આવી છે. એ મારી પાસે પોતાનું કામ કહેતી નથી- આપની પાસેજ કહેશે." રાજાએ કહ્યું કે "આવવા દે." કુંભારણે આવી રાજાને પ્રણામ કરીને કહ્યું કે "મહારાજા! માટી ખોદતાં ખોદતાં ધરતીમાં ધનથી ભરેલો એક દાટેલો કલશ મારા ધણીના જોવામાં આવ્યો છે તેથી મારો ધણી ત્યાં નજર રાખી ઉભો છે અને હું આપને ખબર દેવા આવી છું." એ સાંભળી બહુ રાજી થએલા રાજાએ તે કલશ પોતાની પાસે મગાવી લીધો. કળશનું ઢાંકણું ખોલી જોયું. ત્યાં તે કલશની અંદર રહેલા મણિઓનો ભારે ચમત્કાર નજરે પડતાં રાજાએ કુંભારને પુછ્યું કે "આ શું છે?" કુંભાર બોલ્યો કે—

રાજા! નક્ષત્રો તમને જોઈ 'આ પૃથ્વીમાં ચંદ્ર આવેલો છે' એમ માની રત્નની પંક્તિઓનું રૂપ ધરીને તમારી સેવા કરવા આવેલાં છે. ॥ ૧૭૪ ॥

કુંભારના મોહોડાથી એ સર્વોત્તમ શ્લોક સાંભળી વિસ્મય પામેલા રાજાએ તેનેજ આખો કલશ એમને એમ આપી દીધો.

४९ ततःकदाचिद्राजा रात्रावेकाकी सर्वतो नगरचेष्टितं पश्यन् पौरगिरमाकर्णयन् चचार, तदा क्वचिद्वैश्यगृहे वैश्यः स्वप्रियां प्राह, प्रिये! राजा स्वल्पदानरतोऽपि उज्जयिनीनगराधिपतेर्विक्रमार्कस्य दानप्रतिष्ठां काङ्क्षते सा किं भोजेन प्राप्यते? कैश्चित्स्तोत्रपरायणैर्मयूरादिकात्रिभिर्महिमानं प्रापितो भोजः—परन्तु भोजो भोज एव। प्रिये! शृणु।

आबद्धकृत्रिमसटाजटिलांसभित्तिरारोपितो यदि पदं मृगवैरिणः श्वा।
मत्तेभकुम्भतटपाटनलम्पटस्य नादं करिष्यति कथं हरिणाधिपस्य? १७५

राजा श्रुत्वा विचारितवान्, असौ सत्यमेव वदति; ततः पुनः पुनर्वदन्तं शृणोति।

आपन्न एव पातं देहीत्युच्चारणं च वैदुष्यं
उपपन्नमेव देयं त्यागस्ते विक्रम[illegible]! किमु वर्ण्यः ॥१७६॥
विक्रमार्क! त्वया दत्तं श्रीमद् ग्रामशताकष्टं
अर्थिने द्विजपुत्राय भोजे त्वन्माहिमा कुतः ॥१७७॥

राजा तस्यै प्रत्यक्षरं लक्षं प्रादात् सर्वाभरणान्युत्तार्य्य तस्य तुरगं ददौ ॥

૪૬ એક દિવસે રાજા ક્રીડા કરવાના બગીચામાં જતો હતો ત્યાં માર્ગમાં મેલાં વસ્ત્રવાળી, સૂર્યની પ્રચંડ કિરણોથી બહુજ તપી ગએલા મુખવાળી અને સુંદર નેત્રવાળી કોઇ સ્ત્રી જોવામાં આવતાં રાજાએ તે સ્ત્રીને પૃછયું કે "દીકરી! તું કોણ છે?" મુખની શોભા ઉપરથી તેને 'ભોજ રાજા છે' એમ જાણી લઇ રાજીથઇને તે સ્ત્રીએ કહ્યું કે "રાજા! હું પારાધીની સ્ત્રી છું." હર્ષ પામેલા રાજાએ તેના હાથમાં લુગડાથી બાંધેલું કાંઇ જોઇને તેને પુછયું કે "તારા હાથમાં આ શું છે?" સ્ત્રીએ કહ્યું કે "માંસ છે." રાજાએ પુછયું કે "થોડું કેમ છે?" સ્ત્રીએ અરધા શ્લોકથી ઉત્તર આપ્યો કે—

તમારા શત્રુઓની સ્ત્રીઓના આંસુઓથી ઉત્પન્ન થયેલી નદીઓના કાંઠાઓપર સિદ્ધ લોકોની સ્ત્રીઓ ગાયન કરે છે તેથી મૃગો કે જેઓ જાતે ગાયતની મધુરતાના અનુભવી છે તેઓ તે ગાયતમાં આસક્તિને લીધે ખડ ચરતા નથી માટે મૃગોનું માંસ દુર્લભ થઇ પડયું છે. ॥ ૧૮૦ ॥

એ સાંભળી રાજાએ તેને એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપવા ઉપરાંત પોતાનાં સઘળાં આભરણો ઉતારીને આપી દીધાં અને પોતાનો ઘોડો પણ આપી દીધો.

૪૭ ततो गृहमागत्य गवाक्षे उपविष्टः तत्र चासीनं भोजं दृष्ट्वा राजवर्त्मनि स्थित्वा कश्चिदाह, देव ! सकलमहीपाल ! आकर्णय ।

इतश्चेतश्चाद्भिर्विघटिततटः सेतुरुदधे
र्धरित्री दुर्लङ्घ्या बहुलहिमपङ्को गिरिरयम् ।
इदानीं निर्वृत्ते करितुरगनीराजनविधौ
न जाने यातारस्तव च रिपवः केन च पथा १८१

तुष्टो भोजः वर्त्मनि स्थितस्यैव तस्य वंश्यान् पञ्च गजान् ददौ ॥

૪૭ પછી દરબારમાં આવી ભોજરાજા ગોખમાં બેઠો હતો તેને જોઈ રાજમાર્ગમાં ઉભો રહીને કોઇ કવિ ... ધિરાજ! સાંભળો.

હમણાં હાથીઓની અને ઘોડાઓની ... પૂર્ણ થતાં (તમારી સેનાનો કુચ

इति पुण्यपत्रे लिखित्वा सर्वं दत्वा कोशाधिकारी शुकं प्रस्थापयामास, राजा स्वदेशं प्रति गतं शुकं ज्ञात्वा तुतोष, सा च परिषत् सन्तुष्टा ।

૪૯ એક દિવસે ભોજરાજા સિંહાસન પર બેઠો હતો ત્યાં દ્વારપાલે આવીને કહ્યું કે ' મહારાજ ! દારિદ્રયે દુખી કરેલો કોઇ શુકદેવ નામનો કવિ દ્વારમાં ઉભોછે. " રાજાએ બાણપંડિતને પુછ્યું કે " મહાપંડિત ! એ શુકદેવ કવિ કેવો છે તે તમે જાણો છો ? ' બાણે કહ્યું કે " મહારાજ! શુકદેવના સામર્થ્યને કાળિદાસજ જાણે છે. બીજો કોઇ જાણતો નથી. " રાજાએ કાળિદાસને પુછ્યું કે " મિત્ર કાળિદાસ કવિ! આપ શુકદેવ કવિને જાણો છો ? " કાળિદાસે કહ્યું કે " મહારાજ !

હું ધારૂં છું કે આખા ભૂગંડલમાં ભવભૂતિ અને આ શુકદેવ એ બેજ ઉત્તમ કવિ છે. ત્રીજા વાલ્મિકિ હતા તે તો હાલ સ્વર્ગલોકમાં છે ॥ ૧૮૯ ॥

પછી સર્વ વિદ્વાનો જેને પ્રણામ કરતા હવા એવી સીતા નામની વિદુષી બોલી કે–

રખડતા કાગડાઓ જ્યાંત્યાં ચીંચી ચીચી નથી કરતાં શું ? કરેજછે. પણ સારાં વચન બોલવાની કળા તો રાજાઓના હાથથી લાડ પામતા શુકમાંજ શુકદેવ કવિમાં અને પોપટમાંજ ) છે. ॥ ૧૯૦ ॥

તે સમયે મયૂર કવિ બોલ્યો કે— " રાજા !

જે માણસ પુછ્યા વગર રાજાની સભામાં કાંઇક બોલી નાખે તેને માત્ર અપમાન મળે છે એટલુંજ નહી પણ કેટલીક વિટંબના પણ પ્રાપ્ત થાય છે. ॥ ૧૯૧ ॥

તો પણ બોલું છું કે—

હે ભોજરાજા ? જો એ શુકદેવ કવિ રાજી ન થાય તો સભા શા કામની, કવિઓની કદર શા કામની, રસિક કવિઓ શા કામના અને આપનું દેવું પણ શા કામનું ? ॥ ૧૯૨ ॥

એટલા માટે ઘરના દ્વારમાં આવેલા શુકદેવને સભામાં બોલાવવોજ જોઇએ." એ પ્રમાણે શુકદેવનું સામર્થ્ય સાંભળી વિચાર કરીને રાજાને હર્ષ અને ખેદ બન્ને ઉત્પન્ન થયા. મહાકવિનું દર્શન થશે એમ જાણીને હર્ષ થયો અને એવા કરોડો કવિઓના શિરોમણિને શું આપી શકાશે એમ ખેદ પણ થયો પછી 'ભવા દિયો' એમ બોલી રાજા

એ દ્વારપાલને કહ્યું કે 'અંદર આવવા દે.' દ્વારપાલના કહેવાથી શુ-કદેવને આવતો જોઇ રાજા સિંહાસન પરથી ઉભો થયો અને સઘળા પંડિતોએ તે શુકદેવને પ્રણામ કરી વિનયપૂર્વક બેસાડવા માંડયો. તે-ટલામાં એ શુકદેવને પોતાના સિંહાસન પર બેસાડી રાજા પોતે તેની આજ્ઞાથી સિંહાસનપર બેઠો. પછી શુકદેવ બોલ્યો કે 'હે ધારાનગ-રીના અધિપતિ રાજા શ્રી વીરવિક્રમ રાજાની જે દાનની શોભા હતી તે શોભા હમણાં આપનેજ સેવે છે. ભાગ્યશાળી આપજ છો. બીજા કોઇ રાજાઓ એવા ભાગ્યશાળી નથી. કારણ કે કાળિદાસ આદિ મ-હાકવિઓ દોરાથી બાંધેલા પક્ષિઓની પેઠે આપની સભામાં રેહે છે. " પછી શુકદેવ કવિતા બોલ્યો કે

ભોજરાજાના પ્રતાપથી ભય પામીને સૂર્ય મિત્ર[1] થયો છે, સમુદ્રનો અગ્નિ વાડવ[2] થયો છે અને વીજળી ક્ષણિક થયેલી છે. ॥ ૧૯૩ ॥

એ સાંભળી રાજાએ કહ્યું કે ' ઉત્તમ કવિ ! ઉભા રહો હવે બીજો શ્લોક નહી બોલશો " એમ કહી.

રાજી થએલા ભોજરાજાએ શુકદેવને દિવ્ય માણિક્યોથી ભરેલો એક સોનાનો કળશ અને ચારસો હાથીઓ આપ્યા. ૧૯૪

ખજાનચીએ પણ ધર્માદાના લેખમાં એ પ્રમાણે લખી શુકદેવને સઘળું આપીને સ્વદેશમાં પાછો મોકલ્યો. શુકદેવને સ્વદેશમાં ગએલો જાણી રાજા પ્રસન્ન થયો અને સભા પણ રાજી થઈ.

૯૦ अन्यदा वर्षाकाले वासुदेवो नाम कविः कश्चिदागत्य राजानं दृष्टवान्, राजा सुकवे ! पर्जन्यं स्तुहि, ततः कविराह ॥

नो चिन्तामणिभिर्न कल्पतरुभिर्नो कामधेन्वादिभिर्नो देवैश्च परोपकारनिरतैः स्थूलैर्न सूक्ष्मैरपि ।
अम्भोदेन निरन्तरं जलभरैस्तामुर्वरां सिञ्चता धौरेयेण धुरं त्वयाद्य वहता मन्ये जगज्जीवति ॥ १९५ ॥

राजा लक्षं ददौ ॥

૫૦ પછી વર્ષા ઋતુમાં વાસુદેવ નામનો કોઇ કવિ આવીને રાજા-ને મળ્યો. રાજાએ તેને કહ્યું કે " ઉત્તમ કવિ ! મેઘના વખાણ ક-રો. " કવિ બોલ્યો કે—

૧ સખા અને સૂર્ય ૨ વડવાગ્નિ અને બ્રાહ્મણ.

ચિંતામણિઓથી, કલ્પવૃક્ષોથી, કામધેનુ આદિથી કે પરોપકાર કરવામાં તત્પર રેહેનારા નાહાના મોટા દેવતાઓથી જગત જીવતું નથી. પણ હે મેઘ! હુ માનુંછું કે તું કે જે અગ્રણી, સઘળા બોજો ઉઠાવનાર અને જલના સમૂહોથી ખારી ધરતીને પણ નિરંતર પલાળી દેનારછો તેથીજ જગત જીવે છે. ૧૯૫

એ સાંભળી રાજાએ તેને લાખ ધન આપ્યું.

९१ कदाचिद्राजानं निरन्तरं ददतमालोक्य मुख्यामात्यो वक्तुमशक्तो राज्ञः शयनभवनाभित्तौ व्यक्तान्यक्षराणि लिखितवान् ।

आपदर्थे धनं रक्षेत् ।

राजा शयनादुत्थितो गच्छन् भित्तौ तान्यक्षराणि वीक्ष्य स्वयं द्वितीयचरणं लिलेख ।—श्रीमतामापदः कुतः ?

अपरेद्युरमात्यो द्वितीयं लिखितं दृष्ट्वा स्वयंतृतीयं लिलेख ।

सा चेदपगतालक्ष्मीः ।

परेद्यूराजा चतुर्थ लिखाति । सञ्चितोर्थो विनश्यति ॥१९६॥

ततः मुख्यामात्यो राज्ञः पादयोः पतति । देव ! क्षन्तव्योऽयं ममापराधः, ॥

૫૧ એ પ્રમાણે રાજાને નિરંતર ધન વાપરી નાખતો જોઇ મોહોડાથી નહી કહી શકતા મુખ્ય મંત્રીએ કોઇ દિવસે રાજાના સુવાના ઓરડાની ભીતપર મોટા મોટા અક્ષરોથી લખ્યું કે—

'આપત્કાલને વાસ્તે ધનનું રક્ષણ કરવું જોઇએ'

રાજાએ શયનમાંથી ઉઠીને જવાના સમયમાં ભીતપર તે અક્ષરો જોઇને એ શ્લોકનું બીજું ચરણ લખ્યું કે—

'સંપત્તિવાળાઓને આપત્કાલ કેમજ આવે.'

બીજે દિવસે મુખ્ય મંત્રીએ એ બીજું ચરણ લખાએલું જોઇને પોતે ત્રીજું ચરણ લખ્યું કે—

'એ લક્ષ્મી જતી રહેતો ( પછી શું કરવું. )'

ત્રીજે દિવસે એ વાંચવામાં આવતાં રાજાએ ચોથું ચરણ લખ્યું કે—

'લક્ષ્મી સંચી રાખી હોય તો પણ જતી રહે છે.' ૧૯૬

પછી એ વાંચી રાજાના પગમાં પડીને મુખ્ય મંત્રીએ કહ્યું કે 'મહારાજ ! મારા અપરાધની ક્ષમા કરશો.'

९२ अन्यदा धाराधीश्वरमुपरिसौधभूमौ शयानं मत्वा कश्चिद्द्विजचौरः खातपातपूर्वं राज्ञः कोशगृहं प्रविश्य बहूनि विविधरत्नानि वैदूर्यादीनि हृत्वा तानि तानि परलोककण्टकानि मत्वा तत्रैव वैराग्यमग्नो विचारयामास ।

ये व्यङ्गाः कुष्ठिनश्चान्धाः पङ्गवश्च दरिद्रिणः ।
पूर्वोपार्जितपापस्य फलमश्नन्ति देहिनः ॥ १९७ ॥

ततो राजा निद्राक्षये दिव्यशयनस्थितो विविधमणिकङ्कणालङ्कृतं दयितवर्गं दर्शनीयमालोक्य गजतुरगरथपदातिसामग्रीं च चिन्तयन् राज्यसुखसन्तुष्टःप्रमोदभरादाह ।

चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः ।
सद्बान्धवाः प्रणयगर्भगिरश्च भृत्याः ।
वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरङ्गाः ॥

इति चरणत्रयं राज्ञोक्तं चतुर्थचरणं राज्ञो मुखान्नोनिःसरति, तत्तदा चौरेण श्रुत्वा पूरितम् ।

संमीलने नयनयोर्नहि किञ्चिदस्ति ॥१९८॥

ततो ग्रथितो ग्रन्थः, राजा चौरं वीक्ष्य तस्मै वीरवलयमदात्, ततस्तस्करो वीरवलयमादाय ब्राह्मणगृहं गत्वा शयानं ब्राह्मणमुत्थाप्य तस्मै दत्त्वा प्राह, विप्र ! एतद्राज्ञः पाणिवलयं बहुमूल्यं अल्पमूल्येन न विक्रेयं ततो ब्राह्मणः पण्यवीथ्यां तद्विक्रीय दिव्यभूषणानि पट्टदुकूलानि च जग्राह, ततो राजकीयाः केचन एनं चौरं मन्यमानाः राज्ञो निवेदयन्ति ततो राजनिकटे नीतः राजा पृच्छति, विप्र ! धार्य्यं पटमपि नास्ति अद्य प्रातरेव दिव्यकुण्डलाभरणपट्टदुकूलानि कुतः ? विप्रः प्राह।

भेकैः कोटरशायिभिर्मृतमिव क्ष्मान्तर्गतं कच्छपैः
पाठीनः पृथुपङ्कपीठलुठनाद्यस्मिन् मुहुर्मूर्च्छितम् ।
तस्मिन् शुष्कसरस्यकालजलदेनागत्य तच्चेष्टितं
यत्राकुम्भनिमग्नवन्यकरिणां यूथैः पयः पीयते॥१९९॥

तुष्टो राजा तस्मै वीरवलयं चोरप्रदत्तं निश्चिल स्वयञ्च लक्षं ददौ ॥

પર કોઇ દિવસે રાજાને મેહેલના ઉપરના ભાગમાં સુતેલો જાણી કોઇ બ્રાહ્મણ ચોરી કરવા સારૂ ભીંતને ફાડી તોડીને રાજાના ખજાનામાં પેઠો અને ત્યાંથી વૈદૂર્ય આદિ ઘણા પ્રકારનાં રત્નો લીધાં પણ પછી 'આ સઘળાં પરલોકમાં કરજ રૂપ થશે' એમ માની વૈરાગ્ય આવતાં તે ચોર ત્યાંજ વિચાર કરવા લાગ્યો કે—

જે પ્રાણીઓ ઓછા અંગવાળા, કોઢીઆ આંધળા પાંગળા કે કંગાલ છે તેઓ સઘળા પોતે પૂર્વજન્મમાં કરેલાં પાપોનાં ફળને ભોગવે છે. ॥ ૧૯૮॥

તેટલામાં રાજાની આંખ ઉઘડી ગઇ. નિદ્રા ગયા પછી દિવ્ય શયનમાં સુતેલો રાજા પોતાની સ્ત્રીઓને દિવ્ય મણિઓના કંકણોથી શણગારેલી તથા રૂપાળી જોઇ અને હાથી, ઘોડા રથ તથા પ્યાદલોની ભરપૂર સામગ્રી જોઇ તેનો વિચાર કરતાં કરતાં રાજ્યના સુખથી સંતુષ્ટ થઇને આનંદનાં ઊભરાથી શ્લોકનાં ત્રણ ચરણ બોલ્યો કે—

'સ્ત્રીઓ અત્યંત સુંદર છે, મિત્રો પણ અનુકૂલ છે, બાંધવો સારા છે, નોકર લોકો પ્રેમ ભરેલી વાણી બોલે છે, અનેક હાથીઓ અને ચપલતાવાળા ઘોડાઓ શોભી રહ્યા છે.'

એ પ્રમાણે ત્રણ ચરણ બોલાયા પછી ચોથું ચરણ રાજાના મોહોડામાંથી નીકળ્યું ન હતું તેટલામાં તે સાંભળીને પેલા ચોર બ્રાહ્મણે ચોથું ચરણ પુરી દીધું કે—

'આંખો મીંચાઈ જાય ત્યારે એઓમાનું કાંઇ નથી.' ૧૯૮

જે, રાજાને કેહેવાનું હતું તેનું બરાબર ચોકઠું બેસી ગયું અને તે ઉપરથી રાજાની નજર ચોરના ઉપર પડી. ચોરને જોઇ રાજાએ તેને પોતાનું વીરકંકણ આપી દીધું. પેલા ચોર બ્રાહ્મણે તે કંકણ લઇ બીજા કોઈ બ્રાહ્મણને ઘેર જઇ તેને સુતો ઉઠાડી તે કંકણ આપી દઇને કહ્યું કે "બ્રાહ્મણ! આ રાજાના હાથનું કંકણ ઘણી કીમતનું છે માટે થોડી કીમતમાં વેચવું નહી." એમ કહી ચોર બ્રાહ્મણ પોતાને ઘેર જતાં પેલા બ્રાહ્મણે બજારમાં આવી તે કંકણ વેચીને તેમાંથી દિવ્ય ઘરેણાં અને ઉત્તમ ઉત્તમ વસ્ત્રો ખરીદ્યાં. એ ઉપરથી કેટલાએક ભોજના સીપાઇઓએ તેને ચોર માની રાજાને

ખબર આપીને રાજાની પાસે હાજર કર્યો. રાજાએ તેને પુછ્યું કે "બ્રાહ્મણ ! આટલા દિવસ સુધી તો તારી પાસે પહેરવાનું લુગડું પણ નહી હતું અને આજ સવારમાંજ તારી પાસે દિવ્ય કુંડલ, આભરણ અને વસ્ત્રો ક્યાંથી આવ્યાં?' બ્રાહ્મણ બોલ્યો કે—

જે સુકાએલા તળાવમાં અંદર રેહેનારા દેડકાએ મરી ગયાં જેવાં થઇ ગયા હતા, કાચબાઓ ધરતીની અંદર પેસી ગયા હતા અને માછલાંઓ ભારે કાદવના જથા પર લોટી લોટીને વારંવાર મૂર્છા પામતાં હતાં તે તળાવમાં ભાવઠાના વરસાદે આવીને એવું કરી દીધું કે વગડાના હાથીઓ ત્યાં આવી પોતાનાં કુંભસ્થલો સુધી તેમાં ડુબીને પાણી પીવા લાગ્યા છે. ॥ १९८ ॥

એ ઉપરથી રાજાએ પ્રસન્ન થઇ, પેલું વીરકંકણ તેને ચોર બ્રાહ્મણે આપ્યું હતું એવો નિશ્ચય કરી તે ઉપરાંત પોતે પણ લાખ ધન આપ્યું.

९३ अन्यदा कोऽपि कवीश्वरो वीरभ्वाख्यो राजद्वारि समागत्य तैः प्रवेशितो राजानं दृष्ट्वा स्वस्तिपूर्वकं प्राह ।

**धाराधीशधरा महेन्द्रगणना कौतूहलीयामयं**
**वेधास्तद्गणनेचकार खटिकाखण्डेन रेखां दिवि ।**
**सैवेयं त्रिदशापगा समभवत्त्वत्तुल्यभूमीधरा**
**भावात्तुत्यजति स्मसोऽयमवनीपीठेतुषाराचलः २००**

राजा लोकोत्तरं श्लोकमाकर्ण्य किं देयमिति व्यचिन्तयत्, तस्मिन् क्षणे तदीयकवित्वमप्रतिद्वन्द्वमाकर्ण्य सोमनाथाख्यकवेर्मुखं विच्छायमभवत् ततः स दौष्ट्याद्राजानं प्राह, देवासौ सुकविर्भवति परमनेन कदापि वीक्षितास्ति राजसभा यतो दारिद्र्यवारिधिरयम् अस्य च जीर्णमपि कौपिनं नास्ति ततो राजा सोमनाथं प्राह,

**निरवद्यानि पद्यानि यद्यनाथस्य का क्षतिः ?**
**भिक्षुणा कक्षनिक्षिप्तः किमिक्षुर्नीरसो भवेत् २०१**

ततः सर्वेभ्यस्ताम्बूलं दत्त्वा राजा सभाया उदतिष्ठत्, ततः सर्वैरप्यन्योऽन्यमित्यभिधायि, अद्य विष्णुकवेः कवित्वमाकर्ण्य सोमनाथेन दौष्ट्यमकारि, ततः समुत्थिता विद्वत्परिषत् । ततो विष्णुकविरेकं पद्यं

पत्रे लिखित्वा सोमनाथकविहस्ते दत्त्वा अत्र सभायां त्वमेव चिरं नन्दे-त्युक्त्वा प्रणम्य गंतुमारभत ॥ ततो वाचयति सोमनाथकविः ।

एतेषु हा ! तरुणमारुतधूयमान-
दावानलैः कवलितेषु महीरुहेषु ।
अम्भो नचेत् जलद ! मुञ्चसि मा विमुञ्च
वज्रं पुनः क्षिपसि निर्दय ! कस्य हेतोः ? २०२

ततः सोमनाथकविर्निखिलामपि पट्टदुकूलवित्तहिरण्यतुरङ्गमादिसम्पत्तिं कलत्रवस्त्रावशेषां दत्तवान्, ततो राजा मृगयारसप्रवृत्तो गच्छन् तं विष्णुकविमालोक्य व्यचिन्तयत्, मया अस्मै भोजनमपि न प्रदत्तं, मामनादृत्य अयं सम्पत्तिपूर्णः स्वदेशं प्रतिं यास्यति, पृच्छामि, विष्णुकवे ! कुतः सम्पत्तिः प्राप्ता ? कविराह, सोमनाथेन राजेन्द्रदेव ! त्वद्गृहभिक्षुणा अद्य शोच्यतमे पूर्णे मयि कल्पद्रुमायितं, राजा पूर्वं सभायां श्रुतस्य श्लोकस्य अक्षरलक्षं ददौ, सोमनाथेन च यावद्दत्तं तावदपि सोमनाथाय दत्तवान् सोमनाथः प्राह,

किसलयानि कुतः कुसुमानि वा
क्व च फलानि तथा वनवीरुधाम् ।
अयमकारणकारुणिकोयदा-
नतरतीह पयांसि पयोधरः ॥ २०३ ॥

तदा सीमन्तकविः प्राह ।

वहति भुवनश्रेणीं शेषः फणाफलकस्थितां
कमठपतिना मध्येपृष्ठं सदा स च धार्यते ।
तमपि कुरुते क्रोडाधीनं पयोनिधिरादरात्
अह ह ? महतां निःसीमानश्चरित्रविभूतयः ॥ २०४ ॥

५३ કોઇ દિવસે વિષ્ણુ નામનો કોઈ કવીશ્વર રાજદ્વારમાં આવી દ્વારપાળોની આજ્ઞાથી અંદર જઇ રાજાનું દર્શન કરી આશિર્વાદ દઈને બોલ્યો કે—

હે ધારાનગરીના સ્વામી ! બ્રહ્માને ઉત્તમ ઉત્તમ રાજાઓની ગ

તરી કરવાનો ઉત્સાહ થતાં તેણે એક ખડીનો કકડો લઇને પ્રથમ આકાશમાં તમારા નામની જે લીટી કાઢી છે તે આકાશ ગંગારૂપી થઇ છે. પછી તમારા જેવો કોઇ રાજા નહી મળવાથી બ્રહ્માએ જે પાછળ રહેલો ખડીનો કકડો ધરતી પર ફેંકી નાખ્યો તે આ હિમાલય રૂપે દેખાય છે. ॥ ૨૦૦ ॥

એ સર્વોત્તમ શ્લોક સાંભળી 'આ કવિને શું દેવું' એમ રાજા વિચાર કરતો હતો તેટલી વારમાં એ અસાધારણ કવિતા સાંભળવાથી **સોમનાથ** કવિના મોહોડાનો રંગ બદલાઇ ગયો. સોમનાથે દુષ્ટતાથી રાજાને કહ્યું કે "મહારાજ ! આ સારો કવિ છે પરંતુ તેણે કદી પણ રાજાની સભા જોઈ નથી કે જેથી એ દારિદ્રયના સમુદ્ર રૂપજ રહ્યો છે અને તેની પાસે જુની લંગોટી પણ નથી." રાજાએ સોમનાથને કહ્યું કે—

કવિતા નિર્દોષ થતી હોય તો પછી દારિદ્રય છતાં પણ કશી હાનિ નથી. શેલડીને ભીખારી કાખમાં ઘાલે તો તેથી તે શેલડી રસ વગરની થાય કે ? ॥ ૨૦૧ ॥

પછી સઘળાઓને પાનબીડાં આપી રાજા સભામાંથી ઉઠી નીકળ્યો. 'આજ વિષ્ણુકવિની કવિતા સાંભળીને સોમનાથે ભુંડાઈ કરી' એમ પરસ્પરમાં વાતો કરીને સઘળા વિદ્વાનોની સભા પણ ઉઠી નીકળી. તે સમયે વિષ્ણુકવિ કાગળમાં એક શ્લોક લખી સોમનાથના હાથમાં આપી 'આ સભામાં તુંજ લાંબા કાળ સુધી ખુશી રેહેજે' એમ કહી પ્રણામ કરીને જવા લાગ્યો. સોમનાથે એ શ્લોક વાંચ્યો કે—

હાય હાય ! હે મેઘ ! પવનના ઝપાટાથી વૃદ્ધિ પામતા દાવાનલોએ ઘેરી લીધેલાં આ વૃક્ષો ઉપર તું પાણી નાખતો નથી તેનું કાંઇ નહી નાખીશ માં. પરંતુ નિર્દય થઇને એ વૃક્ષોની ઉપર તું કડાકા સહિત વીજળી શા માટે નાખે છે ? ॥ ૨૦૨ ॥

એ વાંચી સોમનાથે માત્ર પોતાની સ્ત્રીનાં વસ્ત્ર અવશેષ રાખી બાકીની ઉત્તમ વસ્ત્ર, ધન, સુવર્ણ અને ઘોડા વગેરે સંપત્તિ તે વિષ્ણુકવિને આપી દીધી. રાજા તો સભામાંથી ઉઠીને મૃગયા કરવા જતો હતો ત્યાં માર્ગમાં વિષ્ણુકવિને જોઇ વિચાર કરવા લાગ્યો કે 'મેં આને ખાવાનું પણ આપ્યું નથી તે છતાં આ સંપત્તિથી ભરપૂર થઇને સ્વદેશમાં જાય છે એ આશ્ચર્ય છે અને એમ થવાથી આ કવિ મને તુચ્છ ગણી અનાદાર કરી જાય છે એ ઠીક નહી માટે પુછું તો

ખરો. " એમ વિચારી રાજાએ તેને પુછ્યું કે " વિષ્ણુ કવિ ? તમને આ સંપત્તિ ક્યાંથી મળી ? " વિષ્ણુ કવિ બોલ્યો કે— " રાજાધિરાજ ? હું કે જે અત્યંત દરિદ્ર હતો તેના ઉપર તમારા ઘરના ભિક્ષુકે કલ્પવૃક્ષના જેવું આચરણ કર્યું છે. " એ સાંભળી રાજાએ તે કવિનો જે પેહેલો શ્લોક સભામાં સાંભળ્યો હતો તેના એક એક અક્ષરને બદલે તેને લાખ લાખ ધન આપ્યું અને સોમનાથે તેને જેટલું આપ્યું હતું તેટલું બીજું સોમનાથને પણ આપ્યું. એ મળવાથી સોમનાથ બોલ્યો કે—

જો આ કોઇ જાતના સ્વાર્થ બગરની કરૂણા વાળો મેઘ જળના સમૂહ ન આપે તો વનની લતાઓમાં કુંપળીઓ, ફુલ કે ફળો ક્યાંથીજ હોય. ॥ ૨૦૩ ॥

તે સમયે **સીમંત** કવિ બોલ્યો કે—

શેષનાગ પોતાની ફણરૂપ પાટીઆ ઉપર સઘળાં ભુવનોને ધરી રહેલ છે, શેષનાગને પણ પોતાની પીઠપર મોટો કાચબો ધરી રહેલ છે અને તે કાચબાને પણ સમુદ્રે પ્રેમથી પોતાના પેટમાં રાખેલ છે માટે મહાત્મા પુરૂષોનાં ચરિત્રોની વિભૂતિઓ ભારે આશ્ચર્ય રૂપ અને સીમાડા વગરની છે ॥ ૨૦૪ ॥

९४ कदाचित् सौधतले राजानमेत्य भृत्यः प्राह, देव ! अखिलेष्वपि कोशेषु यद्वित्तजातमस्ति तत्सर्वं देवेन कविभ्यो दत्तं, इदानीं कोशगृहे धनलशोऽपि नास्ति कोऽपि कविः प्रत्यहं द्वारि तिष्ठति। इतः पर कविर्विद्वान् वा कोऽपि राज्ञा न प्रापयितव्य, इति मुख्यामात्येन देवसन्निधौ विज्ञापनीयमित्युक्तं, राजा कोशस्थं सर्वं दत्तमिति जानन्नपि प्राह, अद्य द्वारस्थं कविं प्रवेशय ततो विद्वानागत्य स्वस्तीति वदन् प्राह।

नभसि निरवलम्बे सीदता दीर्घकालं
त्वदभिमुखविसृष्टोत्तानचञ्चूपुटेन ।
जलधर ! जलधारा दूरतस्तावदास्तां
ध्वनिरपि मधुरस्ते न श्रुतश्चातकेन ॥ २०५ ॥

राजा तदाकर्ण्य धिग् जीवितं यद्विद्वांसः कवयश्च दारमागत्य सीदन्तीति तस्मै विप्राय सर्वाण्याभरणान्युत्तार्य्य ददौ ।

૫૪ કોઇ દિવસે મોહોલ ઉપર રાજાની પાસે આવીને કોઈ નોકરે કહ્યું કે "મહારાજ ! સઘળા ખજાનાઓમાં જે કાંઇ ધન હતું તે સઘળું આપે કવિઓને આપી દીધું તો હવે ખજાનામાં જરા પણ ધન રહ્યું નથી અને રોજ કોઇ કોઈ કવિ તો દ્વારમાં ઉભોજ રેહેછે માટે હવે પછી કોઇ કવિને અથવા વિદ્વાનને આપે આપની પાસે આવવા દેવોજ નહી એમ વિજ્ઞપ્તિ કરવા મુખ્ય મંત્રીએ મને આપની પાસે મોકલ્યો છે." રાજા જો કે ખજાનામાંનું સઘળું ધન અપાઇ ગયુંછે એમ જાણતો હતો તોપણ એ નોકરની વાત સાંભળીને રાજાએ તેને કહ્યું કે "હમણાં એક કવિ દ્વારમાં ઊભોછે તેને બોલાવી લાવ." પછી તે નોકરના કેહેવાથી તે વીદ્વાને અંદર આવી આશિર્વાદ દઇને કહ્યું કે—

હે મેઘ ! બપૈયો કે જે નિરાધાર આકાશમાં લાંબા કાળથી સીદાયા કરેછે અને પોતાની ચાંચ ઊંચી કરીને તારી સામી રાખી બેઠોછે તેને જળની ધારા મળવી તો દૂર રહી પણ અફસોસ છે કે તારો મધુર અવાજ પણ તેના સાંભળવામાં આવ્યો નહી. ॥ ૨૦૫॥

એ સાંભળી 'મારા જીવિતને ધિક્કાર છે કે વિદ્વાનો અને કવિઓ મારા દ્વારમાં આવીને સીદાય છે, એમ વિચાર કરી રાજાએ પોતાનાં સઘળાં ઘરેણાં ઊતારીને તે બ્રાહ્મણને આપી દીધાં.

५९ ततो राजा कोशाधिकारिणमाहूय आह, भाण्डारिक ! मुञ्जराजस्य तथा मे पूर्वेषाञ्च ये कोशाः सन्ति तेषां मध्ये रत्नपूर्णाः कलशाः कुत्र ? ततः काश्मीरदेशान्मुचुकुन्दकविरागत्य स्वस्तीत्युक्त्वा प्राह ।

त्वद्यशोजलधौ भोज ! निमज्जनभयादिव ।
सूर्येन्दुबिम्बमिषतो धत्ते कुम्भद्वयं नभः ॥ २०६ ॥

राजा तस्मै प्रत्यक्षरं लक्षं ददौ, पुनः कविराह ।

पतितानि तु यावन्ति चातकाश्रूणि तेऽम्बुद ।
तावन्तोऽपि त्वयोदारं न मुक्ता जलबिन्दवः २०७ ॥

ततः राजा तस्मै शतंतुरगानपि ददौ, ततः भाण्डारिको लिखति।

मुचुकुन्दाय कवये जात्यानश्वान् शतं ददौ ।
भोजः प्रदत्तलक्षोऽपि तेनासौ याचितः पुनः ॥२०८॥

૫૫ પછી રાજાએ ખજાનચીને બોલાવીને કહ્યું કે " ખજાનચી ! મુંજરાજાના તથા મારા વડવાઓના જે ખજાનાઓ હતા તેઓમાં રત્નોથી ભરેલા જે કલશો હતા તે ક્યાં છે ? " તેટલામાં કાશ્મીર દેશથી આવેલા કોઈ મુચુકુંદ નામના કવિએ રાજાની પાસે આવિ આશિર્વાદ દઈને કહ્યું કે—

હે ભોજ ! આકાશને જાણે તમારા યશ રૂપી સમુદ્રમાં ડુબી જવાની બીક લાગી હોય તેમ તે આકાશ સૂર્યબિંબ અને ચંદ્રબિંબના મિષથી બે ઘડાને ધરી રહ્યું છે ॥ ૨૦૬ ॥

એ સાંભળી રાજાએ તેને એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપ્યું. વળી એ કવિ બોલ્યો કે—

હે મેઘ ! તારે વાસ્તે બપૈયાનાં જેટલાં આંસુંનાં ટીપાં પાડ્યાં તેટલાં પાણીના છાંટા પણ તેં ઉદાર મનથી આપ્યા નહી. ॥૨૦૭॥

એ સાંભળી રાજાએ તેને વળી સો ઘોડા પણ આપ્યા. તે ઉપરથી ખજાનચીએ લખ્યું કે—

લાખો આપ્યા છતાં પણ મુચુકુંદ કવિએ બીજીવાર માગ્યું તેથી ભોજરાજાએ વળી તેને ઇરાની જાતના સો ઘોડા આપ્યા ॥૨૦૮॥

९६ ततो राजा सर्वानपि वेश्म प्रेषयित्वान्तर्गच्छति । ततो राज्ञश्चामरग्राहिणी प्राह ।

राजन् ! मुञ्जकुलप्रदीप ! सकलक्ष्मापालचूडामणे !
युक्तं सञ्चरणं तवाद्भुतमणिच्छत्रेण रात्रावपि ।
माभूत्त्वद्वदनावलोकनवशात् व्रीडाभिनम्रः शशी
माभूच्चेयमरुन्धती भगवती दुःशीलताभाजनम् ॥ २०९ ॥

राजा तस्यै प्रत्यक्षरं लक्षं ददौ ॥

૫૬ પછી સઘળાઓને ઘેર મોકલીને રાજા જનાનામાં ગયો ત્યાં ચમર ઢોળનારી દાસી કવિતા બોલી કે—

હે રાજા ! હે મુંજના કુલના દીવા રૂપ ! હે સઘળા રાજાઓના શિરોમણિ ! તમારે રાતના સમયમાં પણ અદ્ભુત મણિઓ વાળું છત્ર માથે ધરાવીને ફરવું જોઇએ છે કે જેથી તમારૂં મુખ જોવાને લીધે ચંદ્રમાને લાજથી નમી રેહેવું ન પડે અને આ ભગવતી અરૂંધતીનું પણ પતિવ્રતા પણું અખંડિત રહે. ॥ ૨૦૯ ॥

ततो राजा माघं विपन्नं ज्ञात्वा निजनगराद्विप्रशतावृतो मौनी रात्रावेवत्र तत्रागात्, ततो माघपत्नी राजानं वीक्ष्य प्राह, राजन्! यतः पण्डितवरस्त्वद्देशं प्राप्तः परलोकमगात्, ततोऽस्य कृत्यशेषं सम्यक् करणीयं भवतेति, ततो राजा माघं विपन्नं नर्मदातीरं नीत्वा यथोक्तेन विधिना तस्य संस्कारमकरोत्। तत्र च माघपत्नी वन्हौ प्रविष्टा। तयोश्च पुत्रवत् सर्वं चक्रे भोजः। ततो माघे दिवं गते राजा शोकाकुलो विशेषेण कालिदासवियोगेन पण्डितानां प्रवासेन च कृशोऽभूत् दिने दिने बहुलपक्षशशीव। ततोऽमात्यैर्मिलित्वा चिन्तितम् बल्लालदेशे कालिदासो वसति। तस्मिन्नागते राजा सुखी भविष्यतीति। एवं विचार्यामात्यैः पत्रे किमपि लिखित्वा तत् पत्रञ्चैकस्यामात्यस्य हस्ते दत्त्वा प्रेषितं। स कालक्रमेण कालिदासमासाद्य राज्ञोऽमात्यैः प्रेषितोऽस्मीति नत्वा तत् पत्रं दत्तवान्। ततस्तत्कालिदासो वाचयति।

**न भवति सभवति न चिरं भवति चिरञ्चेत्फलेविसंवादी।**
**कोपः सत्पुरुषाणां तुल्यः स्नेहेननीचानाम् ॥२८२॥**
**सहकारे चिरं स्थित्वा सलीलं बालकोकिल!।**
**तं हित्वा धान्यवृक्षेषु विचरन्न विलज्जसे ॥ २८३ ॥**
**कलकण्ठ! यथा शोभा सहकारे भवद्गिरः।**
**खदिरे वा पलाशे वा किं तथा स्याद्विचारय ॥ २८४ ॥**

ततः कालिदासः प्रभाते तं भूपालमापृच्छ्य मालवदेशमागत्य राज्ञः क्रीडोद्याने तस्थौ। ततो राजा च तत्रागतं ज्ञात्वा स्वयं गत्वा महता परिवारेण तमानीय सम्मानितवान्। ततः क्रमेण विद्वन्मण्डले च समायाते सा भोजपरिषत् प्रागिव रेजे।

८६ પછી કોઇ દિવસે સઘળા વિદ્વાનોને યાત્રા કરવા ગએલ અને કાળિદાસને નિરંતર વેશ્યામાં લંપટ થએલો જાણી રાજા વિચાર કરવા લાગ્યો કે "અરેરે બાણ અને મયુર વગેરે પંડિતોએ મારી આજ્ઞા માની અને કાળીદાસ તો વેશ્યામાં લંપટ હોવાને લીધે મારી આજ્ઞાને માન આપતો નથી. હવે શું કરવું." પછી

રાજાએ કાળિદાસ ઉપર અપમાન ભરેલી નજરથી જોવા માંડ્યું; એ પ્રમાણે પોતાનો અનાદર થતો જાણી કાળિદાસે બલ્લાલ દેશમાં જઇ ત્યાંના રાજાને મળીને કહ્યું કે “ મહારાજ! હું કાળિદાસ નામનો કવિ માળવાના રાજા ભોજની અવજ્ઞાને લીધે તમારા દેશમાં આવ્યો છું ” પછી તે રાજાએ તેને આસનપર બેસાડીને કહ્યું કે “ મહાકવિ ! ભોજની સભા જોઇને અહીં આવેલા પંડિતોએ ઘણી ઘણીવાર તમારાં વખાણ કર્યાં છે. લોકો તમને સરસ્વતી રૂપ કહેછે માટે કાંઇક કવિતા બોલો ” કાળિદાસ બોલ્યો કે—

હે બલ્લાલ દેશના રાજા ! તમારા શત્રુના નગરમાં ફરતી એક ભીલડીને ત્યાં વીખરાએલાં ઘણાં રત્નો જોવામાં આવતાં તેઓને ભેગાં કરી ‘ આ ઘણા ઘણા ખેરના લાકડાના ટાંડા છે ’ એવી ભ્રાંતિથી તેઓના ઉપર સુખડનો કટકો મુકી આધી આધી આંખો વીચીને તે ભીલડી ફુંકવા લાગી ત્યાં તેના શ્વાસની સુગંધી લેવા ભ્રમરોનાં ટોળાં આવતાં તે ભીલડીને ભ્રમરાઓમાં પણ ધુવાડીની ભ્રાંતિ થઇ. ॥ ૨૭૩ ॥

એ સાંભળી બલ્લાલના રાજાએ કાળિદાસને એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપ્યું. કોઇ દિવસે એ રાજાએ કાળિદાસને કહ્યું કે “ મહાકવિ ! આ એકશિલા નગરીનું વર્ણન કરો. ” કાળિદાસ બોલ્યો કે—

આ એકશિલા નગરીમાં મૃગના સરખાં નેત્રવાળી સ્ત્રીઓ જુદા જુદા મિષથી પોતાનાં નેત્રોની અણીઓના કટાક્ષો નાખે છે તે કટાક્ષો પડવાથી ગલીએ ગલીએ અપરાધ વગર પણ જુવાન લોકો પગલે પગલે બંધાઇ જાય છે. ॥ ૨૭૪ ॥

એ સાંભળી વળી તે રાજાએ એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપ્યું. વળી કાળિદાસ બોલ્યો કે—

આ નગરીની અંદર સમુદ્ર જેવી મોટી મોટી વાવ્યોમાં ભેળી થએલી કમળ પત્ર સરખા વિસ્તીર્ણ નેત્રવાળી સ્ત્રીઓની કામદેવના બાણોરૂપ વાંકી નેત્રોની અણીઓથી જુવાન લોકો માર્યા જાય છે. ॥ ૨૭૫ ॥

એ સાંભળી ત્રીજીવાર પણ તે રાજાએ એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપ્યું. એ પ્રમાણે કાળિદાસ બલ્લાલદેશની રાજધાનીમાં રહ્યો હતો તે અરસામાં ધારાનગરીમાં દ્વારપાલે આવીને

ભોજરાજાને કહ્યું કે " મહારાજ ! ગુજરાતમાંથી માઘ નામનો કોઇ મહા પંડિત આવ્યો છે તે ગામથી બાહાર ઉતરેલો છે અને તેણે પોતાની સ્રીને રાજદ્વારમાં મોકલી છે તે દ્વારમાં ઉભી છે " રાજાએ કહ્યું કે " અંદર મોકલ્ય " પછી દ્વારપાલે અંદર મોકલેલી તે માઘની સ્રીએ ભોજની પાસે આવી તેના હાથમાં એક ચીઠી આપી. રાજાએ તે ચીઠી લઇને વાંચી ત્યાં તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

કુમુદનું વન શોભા વગરનું થાયછે અને પદ્મનું વન શોભાવાળું થાયછે; ઘુડ આનંદને છોડી દેછે અને ચક્રવાક આનંદ કરેછે; ચંદ્ર અસ્ત પામે છે અને સૂર્ય ઉદય પામે છે, અહો ! દુષ્ટ દૈવનાં ચરિત્રોનો આ કેવો વિચિત્ર પરિણામ છે. ॥ ૨૭૬ ॥

રાજાએ એ અદ્ભુત પ્રભાત કાલનું વર્ણન જોઇ ત્રણ લાખ આપીને માઘની સ્રીને કહ્યું કે " માજી ! આ ધન તમને ખાધા ખરચને વાસ્તે આપું છું બાકી હું પોતે સવારે માઘ પંડિતની પાસે આવી પ્રણામ કરીને તેમના મનોરથ પરિપૂર્ણ કરીશ " પછી એ ધન લઇને જતાં માઘની સ્રીએ માર્ગમાં યાચક લોકોના મોહોડાથી પોતાના પતિના શરદ્ઋતુંના ચંદ્રની કિરણોની પેઠે ઉજળા ગુણો સાંભળીને તે સઘળું ધન યાચક લોકોનેજ આપી દીધું. પછી પોતાના પતિની પાસે જઇને કહ્યું કે " પ્રાણનાથ ! ભોજરાજાએ મને ઘણું માન આપીને ત્રણ લાખ ધન આપ્યું હતું પણ મેં માર્ગમાં યાચકોના મોહોડાથી તમારા ગુણો સાંભળીને સઘળું તેઓને આપી દીધું. " માઘ બોલ્યો કે સુંદરી ! બહુ ઠીક કર્યું પણ આ બીજા યાચક લોકો આવેછે. તેઓને હવે શું દેવું. " તેટલામાં માઘપંડિતની પાસે કેવલ લુગડાંજ બાકી રહેલાં જાણીને કોઇ યાચક બોલ્યો કે—

હે મેઘ! તું સુર્યની ગરમીથી તપેલા પર્વતોને તથા ભયંકર દાવાનલથી બળતાં વનોને આશ્વાસિત કરી અને અનેક અનેક નદીઓ તથા નદોને પૂર્ણ કરીને ખાલી થઇ ગયો છે તો એજ તારી મોટી શોભા છે. ॥ ૨૭૭ ॥

એ સાંભળીને માઘ બોલ્યો કે—

હે મારાં પ્રાણો! મારી પાસે ધન નથી તે છતાં દુષ્ટ આશા મને છોડતી નથી અને કઠોરી પ્રકૃતિવાળું મન દાન દેવામાં રૂચિ

ધરાવે છે. માગવાથી હલકાઇ થાય છે અને આત્મહત્યા કરવામાં પણ પાપ છે માટે તમો પોતાની મેળે જતાં રહો. હું કેટલોક વિલાપ કરૂં. ॥ ૨૭૮ ॥

દારિદ્રયરૂપી અગ્નિથી થએલો મારો તાપ સંતોષરૂપી જળથી શાંત થયો છે પણ યાચક લોકોની આશાનો ભંગ થવાથી થતો અંદરનો દાહ શાથી મટે ॥ ૨૭૯ ॥

પછી તે સમયે માઘ પંડિતની એવી સ્થિતિ થએલી જોઇને સઘળા યાચકો પોત પોતાને ઠેકાણે ગયા યાચક લોકો પોત પોતાને ઠેકાણે જવા લાગ્યા તે સમયે માઘ બોલ્યો કે—

હે મારાં પ્રાણો ! આ નિરાશ જતા અર્થીઓની સાથે તમો પણ જાઓ તમારે પાછળથી પણ જવું જ છે ત્યારે આવો સથવારો ફરીથી ક્યાં મળશે ॥ ૨૮૦ ॥

આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં માઘપંડિત મરી ગયો એ સમયે માઘની સ્ત્રી પોતાના પતિને મરણ પામેલો જોઇને બોલી કે—

રાજાઓ પણ જેના ઘરને સર્વદા દાસની પેઠે સેવતા હતા તે આ માઘ પંડિત આજ પોતાની સ્ત્રીની સાથે પરલોકમાં જાય છે ॥ ૨૮૧ ॥

પછી ભોજરાજાને માઘપંડિત મરી ગઆની ખબર મળતાં તે પોતે પોતાના શેહેરમાંથી સૈકડો બ્રાહ્મણોને સાથે લઇ મુંગો મુંગો શતેજ તે સ્થલમાં ગયો રાજાને આવેલો જોઈ માઘની સ્ત્રી બોલી કે " મહારાજ ! આ મહાપંડિત તમારા દેશમાં આવીને મરણ પામેલ છે માટે આની હવે પછીની સઘળી ક્રિયા તમારેજ સારી રીતે કરવી જોઇએ " પછી રાજાએ માઘના શબને નર્મદાને કિનારે લઇજઇને શાસ્ત્ર વિધિ પ્રમાણે તેનો દાહ સંસ્કાર કર્યો અને માઘની સ્ત્રી પણ તે ચિતામાં પ્રવેશ કરીને સતી થઇ તેઓની પછવાડે જેમ દીકરો સઘળી ક્રિયાઓ કરે તેમ ભોજરાજાગે કરી.

એ પ્રમાણે માઘ મારી જતાં તેના શોકથી વ્યાકુળ થએલો ભોજરાજા વિશેષે કરી કાળિદાસના વિયોગથી અને પંડિતોના પ્રવાસથી દિવસે દિવસે કૃષ્ણપક્ષના ચંદ્રની પેઠે દુબળો થવા લાગ્યો તે તે સમયે એના મન્ત્રિઓએ મળીને વિચાર કર્યો કે " કાળિદદાસ જે બલ્લાલ દેશમાં હમણાં રેહેછે તે જો આવે તો રાજા સુખી થાય " પછી તે મંત્રિઓએ કાગળમાં કાંઇક લખી તે કાગળ એક

મંત્રીના હાથમાં આપીને તેને કાળિદાસની પાસે મોકલ્યો એ મંત્રીએ ચાલતાં ચાલતાં કેટલેક દિવસે કાળિદાસની પાસે આવી ‘ મને મંત્રીઓએ મોકલ્યો છે’ એમ કહી પ્રણામ કરીને તે કાગળ કાળિદાસને આપ્યો કાળિદાસે તે કાગળ વાંચ્યો ત્યાં તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું

નીચ પુરૂષોના સ્નેહની પેઠે સત્પુરૂષોનો કોપ પ્રથમ તો હોતોજ નથી, જો હોય છે તો લાંબા વખત સુધી રહેતો નથી અને જો લાંબા વખત સુધી રહે તો ફળમાં વાંધા ભરેલો થાય છે ॥ ૨૮૨ ॥

હે બાલ કોયલ ? લીલા ભરેલી રીતે લાંબા વખત સુધી આંબાના ઝાડમાં રહી આજ તેને છોડી દઇને તું બીજાં વૃક્ષોમાં ફરે છે તે લજાતો નથી ? ॥ ૨૮૩ ॥

હે કોયલ જેવી આંબાના વૃક્ષમાં તારી વાણી શોભે તેવી ખેરમાં કે ખાખરામાં શોભે કે ! વિચારી જો ॥ ૨૮૪

એ વાંચી બીજે દિવસ સવારે કાળિદાસ બલ્લાલના રાજાની આજ્ઞા લઇ માળવામાં આવીને ભોજરાજાના ક્રીડા કરવાના બગીચામાં ઊતર્યો કાળિદાસને આવેલો જાણી ભોજરાજાએ પોતે મોટા પરિવાર સહિત ત્યાં જઇ ધામ ધુમથી ગામમાં લાવીને તેનું સન્માન કર્યું એ પ્રમાણે કાળિદાસ આવતાં અને અનુક્રમે તીર્થયાત્રામાંથી બીજા વિદ્વાનોનું મંડળ પણ પાછું આવતાં ભોજની સભા આગળની પેઠે શોભવા લાગી.

૮૭ ततः सिंहासनमलङ्कुर्वाणं भोजं द्वारपाल आगत्य प्रणम्याह, देव ! कोऽपि विद्वान् जालन्धरदेशादागत्य द्वार्य्यास्त इति । राजा प्रवेशयेत्याह । स च विद्वानागत्य सभायां तथाविधं राजानं जगन्मान्यान् कालिदासादीम् कविपुङ्गवाश्च वीक्ष्य बद्धजिह्व इवाजायत । सभाषा किमपि तस्य मुखान्न निःसरति, तदा राज्ञोक्तं विद्वन् ! किमपि पठेति । स आह,

**आरनालगलदाहशङ्कया मन्मुखादपगता सरस्वती ।**
**तेन वैरिकमलाक्ष च ग्रहण्यग्रहस्त न कवित्वमस्ति मे २८५**

राजा तस्मै महिषीशतं ददौ ।

૮૭ કોઇ દિવસે ભોજરાજા સિંહાસનપર બેઠો હતો ત્યાં દ્વારપાલે આવી પ્રણામ કરીને વિજ્ઞપ્તિ કરી કે " મહારાજ ! જાલંધર દેશથી આવેલો કોઇ વિદ્વાન દ્વારમાં ઊભો છે. " રાજાએ કહ્યું કે " તેને અંદર મોકલ્યા. " પછી તે વિદ્વાન્ સભામાં આવી તેવા રાજાને જોઇ અને જગતમાં માન પામેલા કાળિદાસ વગેરે કવિઓને જોઈ જાણે જીભજ બંધાઇ ગઇ હોય એવો થઇ જતાં સભામાં તેના મોહોડામાંથી કાંઇ પણ વચન નીકળ્યું નહીં. તે સમયે રાજાએ કહ્યું કે " પંડિતજી ! કાંઇક કવિતા બોલો. " વિદ્વાન્ બોલ્યો કે—

હે શત્રુઓની સ્ત્રીઓના ચોટલા પકડવામાં વ્યગ્ર હાથવાળા ભોજરાજા ! આ બ્રાહ્મણનું ગળું કાંજી પીપીને બળતરાવાળું છે તો તેમાં જવાથી રખેને બળી જાઉ ' એવી શંકાને લીધે મારા મોહોડામાંથી સરસ્વત્તી જતી રહી છે તેથી મારામાં કવિત્વશકિત નથી. ॥ ૨૮૫ ॥

એ સાંભળી રાજાએ તે વિદ્વાનને સો ભેંસો આપી.

८८ अन्यदा राजा कौतुकाकुलः सीतां प्राह । देवि ! सुरतं पठेति । सीता प्राह ।

**सुरताय नमस्तस्मै जगदानन्दहेतवे ।**
**अनुषङ्गिफलम् यस्य भोजराज ! भवादृशं ॥ २८६ ॥**

ततस्तुष्टो राजा तस्यै हारं ददौ । ततो राजा चामरग्राहिणीं वेश्यामवलोक्य कालिदासं प्राह । सुकवे ! वेश्यामेनां वर्णयेति तामवलोक्य कालिदासः प्राह ।

**कचभारात्कुचभारः कुचभाराद्भीतिमेति कचभारः**
**कचकुचभाराज्जघनं कोऽयं चन्द्रानने ! चमत्कारः ॥२८७॥**

भोजस्तुष्टः सन् स्वयमपि पठति ।

**वदनात्पदयुगलं ते घ्राणादधरश्चदन्तपंक्तिश्च ॥**
**कचतः कुचयुगलं वै लोचनयुगलं च मध्यत स्त्रसति॥२८८॥**

૮૮ કોઇ દિવસે રાજાએ કૌતુકથી સીતા નામની પંડિતાને કહ્યું કે "બાઇ ! સંભોગનું વર્ણન કરો." સીતા બોલી કે—

હે ભોજરાજા ! જગતને આનંદ આપનારા સંભોગને પ્રણામ કરૂં છું કે જે સંભોગના પેટાના ફળરૂપે તમ જેવાએ ઉત્પન્ન થાય છે. ॥ ૨૮૬ ॥

એ સાંભળી રાજાએ પ્રસન્ન થઇને તેને એક હાર આપ્યો પછી રાજાએ પોતાને ચમર ઢોળનારી વેશ્યાને જોઇને કાળિદાસને કહ્યું કે "મહાકવિ ! આ વેશ્યાનું વર્ણન કરો." કાળિદાસ બોલ્યો કે—

હે ચંદ્ર સરખાં મુખવાળી ! તારા ચોટલાનો ભારે બોજો પોતા ઉપર આવી પડવાની શંકાને લીધે ચોટલાથી તારાં સ્તન બીએ છે, દિવસે દિવસે ઉપડતાં આવતાં સ્તન રખેને ઉંચાં ચડીને દબાવી દીએ એવી શંકાને લીધે સ્તનથી ચોટલો બીએ છે અને સ્તન તથા ચોટલાનો બોજો પડવાની શંકાથી તારો મધ્યભાગ પણ બીએ છે તો આ તે શો ચમત્કાર? ॥ ૨૮૭ ॥

એ સાંભળી ભોજે પોતે પણ કવિતામાં તેનું વર્ણન કર્યું કે—

તારા મોહોડાથી તારા બે પગ બીએ છે, ( કારણ કે મોહોડું ચંદ્ર જેવું છે અને પગ કમળ જેવા છે. ) તારા નાકથી હેઠલો હોઠ અને દાંતની પંક્તિ બીએ છે, ( કારણ કે નાક પોપટની ચાંચ જેવું છે અને હોઠ ઘોલા નામના ફળ જેવો છે તથા દાંત દાડિમના બીજ જેવા છે ) તારા ચોટલાથી બે સ્તન બીએ છે, ( કારણ કે ચોટલો અંધકાર જેવો છે અને સ્તન ચક્રવાક પક્ષી જેવાં છે ) અને કેડથી બે નેત્ર બીએ છે. ( કારણ કે કેડ સિંહ જેવી છે અને નેત્ર મૃગ સરખાં છે. ) ॥ ૨૮૮ ॥

૮૯ अन्यदा राजाभोजो धारानगरे एकाकी विचरन् कस्यचिद्द्विजप्रवरस्य गृहं गत्वा तत्र काञ्चनपातिव्रतां स्वाङ्के शयानं भर्त्तारमुद्वहन्तीमपश्यत् । ततः तस्याः शिशुः सुप्तोत्थितो ज्वालायाः समीपमगच्छत् । इयं च पतिधर्म्मपरायणा स्वपतिं नोत्थापयामास । शिशुश्च वन्हौ पतन्ते नागृह्णत् । राजा चाश्चर्य्यमालोक्यातिष्ठत् ततः सा पतिधर्म्मपरायणा वैश्वानरमप्रार्थयत् , यज्ञेश्वर ! त्वं सर्वकर्म्मसाक्षी सर्वधर्मान् जानासि, मां

पतिधर्म्मपराधीनां शिशुमगृह्णन्तीं च जानासि। ततो मदीयशिशुमनुगृह्य त्वं मा दहेति। ततः शिशु र्वैश्वानरं प्रविश्य अर्द्धघटिकापर्य्यन्तं तत्रैवातिष्ठत्, ततो नारोदीत् प्रसन्नमुखश्च शिशुः; सा च ध्यानारूढातिष्ठत्, ततो यदृच्छया समुत्थिते भर्त्तरि सा झटिति शिशुं जग्राह। ते च परमधर्म्ममालोक्य विस्मयाविष्टो नृपतिराह। अहो! मम समे भाग्ये कस्यास्ति, यदीदृश्यः पुण्यस्त्रियोऽपि मन्नगरे वसन्तीति। ततः प्रातः सभायामागत्य सिंहासने उपविष्टो राजा कालिदासं प्राह। सुकवे! महदाश्चर्य्यं मया पूर्व्वेद्युरात्रौ दृष्टमस्तीत्युक्त्वा राजा पठति।

हुताशनश्चन्दनपङ्कशीतल इति।

कालिदास स्ततश्चरणत्रयं ज्ञात्वेति पठति।

**सुतं पतन्तं प्रसमीक्ष्य पावके न बोधयामास पतिं पतिव्रता।**
**तदाभवत्तत्पतिभक्तिगौरवात् हुताशनश्चन्दनपङ्क**
**शीतलः ॥ २८९ ॥**

राजा च स्वाभिप्रायमालोक्य [illegible]मालिङ्ग्य पादयोः पतति स्म।

૮૫ કોઇ દિવશે ભોજરાજા ધારા નગરીમાં એકલો ફરતો હતો ત્યાં કોઇ ઉત્તમ બ્રાહ્મણના ઘરમાં, સુતેલા પતિનું માથું ખોળામાં લઇને બેઠેલી કોઇ પતિવ્રતા તેના જોવામાં આવી જુવે છે તેટલામાં તે સ્ત્રીનો બાલક સુતો ઉઠીને બળતા અગ્નિની પાસે ગયો આમ થયા છતાં પણ તે પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને નહી જગાડતાં, બાલક કે જે અગ્નિમાં પડતો હતો તેને ઉઠીને પકડ્યો નહી. એ આશ્ચર્ય જોઇને રાજા જરાવાર ત્યાં થોભ્યો. તે સમયે પેલી પતિવ્રતાએ અગ્નિની પ્રાર્થના કરી કે "હે યજ્ઞોના સ્વામી! તું સઘળા કર્મોનો સાક્ષી હોવાથી સઘળા ધર્મોને જાણે છે અને હું કે જે પતિની સેવારૂપ ધર્મમાં તત્પર હોવાથી બાલકને પકડતી નથી. તે પણ તું જાણે છે એટલા માટે મારા બાલકપર અનુગ્રહ કરીને તેને તું બાળીશમાં." પછી એ બાલક અગ્નિમાં પ્રવેશ કરીને તેમાં અરધી ઘડી સુધી રહ્યો તો પણ રોયો નહી તથા તેનું મોહોડું પ-

ણુ પ્રસન્ન રહ્યું અને પેલી પતિવ્રતા પણ ધ્યાન ધરીને તેમની તેમ બેસી રહી થોડી વાર પછી યદૃચ્છાથી પતિ જાગીને ઉઠયો તે પછી તે સ્ત્રીએ તુરત ઉઠીને તે બાલકને અગ્નિમાંથી લઇ લીધો એ પરમ ધર્મ જોઇને બહુજ વિસ્મય પામેલો રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે "મારા જેવું કોનું ઉત્તમ ભાગ્ય છે ? કોઇનું પણ નથી. કારણ કે મારા શેહેરમાં આવી પતિવ્રતા સ્ત્રીઓ પણ રેહે છે." પછી સવારે સભામાં આવી સિંહાસનપર બેસીને રાજાએ કાલિદાસને કહ્યું કે "મહાકવિ ! ગઇ રાતે મે મોટું આશ્ચર્ય દીઠું છે." એટલું બોલીને રાજા શ્લોકનું એક ચરણ બોલ્યો કે—

'અગ્નિ ચંદનના ગારા જેવો શીતલ થઇ ગયો.'

એ સાંભળી કાળિદાસ તુરતજ તેનાં ત્રણ ચરણ બોલ્યો કે—

પતિવ્રતાએ પુત્રને અગ્નિમાં પડતો જોયો તો પણ પતિને ઊઠાડયો નહી ત્યારે એ પતિની ભક્તિના પ્રભાવથી અગ્નિ ચંદનના ગારા જેવો શીતલ થઇ ગયો. ॥ ૨૮૯ ॥

એ સાંભળી તેમાં પોતાનો અભિપ્રાય બરાબર આવેલો જોઇ વિસ્મય પામેલો રાજા કાળિદાસનું આલિંગન કરી તેના પગમાં પડયો.

९० एकदा ग्रीष्मकाले राजा अन्तःपुरे विरहन् घर्मतापतप्तः आलिंगनादिकमकुर्वन् ताभिः सह सरससल्लापाद्युपचारमनुभूय तत्रैव सुप्तः । ततः प्रातरुत्थाय राजा सभां प्रविष्टः कुतूहलात् पठति ।

**मरुदागमवार्त्तयापि शून्ये समयेजाग्रतिसंप्रवृद्धधर्मे ।**

भवभूतिराह—

**उरगी शिशवे बुभुक्षते स्वामदिशत् फूत्कृतिमान**
**नानिलन ॥ २९० ॥**

राजा प्राह, भवभूते ! लोकोक्तिः सम्यगुक्तेति ।

ततोऽपाङ्गेन राजा कालिदासं पश्यति । ततः स आह ।

**अवलास्तु विलासिनोऽन्वभूवन्नयनैरेव नवोपगूहनानि २९१**

तदा राजा स्वाभिप्रायं ज्ञात्वा तुष्टः कालिदासं विशेषेण सम्मानितवान् ।

૯૦ એક દિવસે ઉનાળાના સમયમાં રાજા અંતઃપુરમાં વિહાર કરવા ગયો હતો પણ ત્યાં ઘામનો પરિતાપ થવાને લીધે સ્ત્રીઓનું આલિંગનાદિક નહી કરતાં તેઓની સાથે રસભરેલી વાતો કરવા વગેરે સુખોનો અનુભવ કરીને ત્યાંજ સુઇ ગયો. પછી સવારે ઉઠી સભામાં આવી કૌતુકને લીધે રાજા બોલ્યો કે—

' બહુજ વધેલી ગરમીવાળો અને જેમાં પવન આવવાની વાત પણ ન હતી એવો સમય પ્રાપ્ત થતાં, '

એ પૂર્વાર્દ્ધ સાંભળી ભવભૂતિ તેનું ઉત્તરાર્દ્ધ રચીને બોલ્યો કે—

' ભુખ્યા થએલાં બચ્ચાંને નાગણીએ મોહોડાના પવનથી પોતાની ફુંક દીધી. ' એ સાંભળી રાજા બોલ્યો કે " ભવભૂતિ બહુ સારી સ્વભાવોક્તિ કહી. ॥ ૨૯૦ ॥

પછી રાજાએ નેત્રની અણીથી કાળિદાસની સામું જોતાં કાળિદાસ બોલ્યો કે—

બહુજ વધેલી ગરમીવાળો અને જેમાં પવન આવવાની વાર્તા પણ નહતી એવો સમય પ્રાપ્ત થતાં વિલાસી લોકો પોતાનાં નેત્રોથીજ સ્ત્રીઓનાં આલિંગનના સુખ લેવા લાગ્યા. ૨૯૧

એ સાંભળી પોતાનો બરાબર અભિપ્રાય આવ્યો જાણી પ્રસન્ન થએલા રાજાએ કાળિદાસનું વધારે સન્માન કર્યું.

९१ अन्यदा मृगयापरवशो राजा अत्यन्तमार्त्तः कस्यचित् सरोवरस्य तीरे निविडच्छायस्य जम्बूवृक्षस्य मूलमुपाविशत् । तत्र शयाने राज्ञि जम्बोरुपरि बहुभिः कपिभि र्जम्बुफलानि सर्वाण्यपि चालितानि । तानि सशब्दं पतितानि पश्यन् घटिकामात्रं स्थित्वा श्रमं परिहृत्य, उत्थाय तुरङ्गमवरमारुह्य गतः । ततः सभायां राजा पूर्वानुभूतकपिचलितफलपतनरवमनुकुर्वन् समस्यामाह ।

गुलुगुग्गुलुगुग्गुलु ।

तत आह, कालिदासः ।

**जम्बू फलानि पक्वानि पतन्ति विमले जले ।**
**कपिकम्पितशाखाभ्यो गुलुगुग्गुलु गुग्गुलु ॥ २९२ ॥**

राजा तुष्ट आह, सुकवे ! अदृष्टमपि परहृदयं कथं जानासि ॥ साक्षाच्छारदासीति मुहुर्मुहुः पादयोः पतति स्म ।

૯૧ એક દિવસે રાજા બહુજ મૃગયા કરવાથી થાકી જઇને કોઈ સરોવરને કાંઠે ઘાટી છાયાવાળા જાંબુના ઝાડની છાયામાં બેસીને પડખું વાળી ગયો હતો. એ સમયે તે ઝાડની ઉપર કુદતા ઘણા વાનરાઓએ સઘળાં જાંબુઓને ચલાયમાન કરતાં તે ફળો અવાજની સાથે પડવાં લાગ્યાં એ વિનોદ જોવામાં આવતાં ઘડીવાર ત્યાં રહી પરિશ્રમ મટાડી ઊઠી ઘોડાપર ચડીને રાજા ધારા નગરીમાં આવ્યો, પછી સભામાં જઇ, વાનરાઓએ હલાવેલાં ફલો પડવાનો શબ્દ કે જે પોતાના અનુભવમાં આવ્યો હતો તેનું અનુકરણ કરીને રાજા સમસ્યા બોલ્યો કે—

' ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ '

એ સાંભળિ કાળિદાસ બોલ્યો કે—

વાનરાઓએ હલાવેલી શાખાઓમાંથી પાકેલાં જાંબુઓ નિર્મળ જળમાં ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ એવો શબ્દ કરતાં કરતાં પડે છે. ॥ ૨૯૨ ॥

એ સાંભળી રાજાએ રાજી થઇને કહ્યું કે " મહાકવિ ! નહી દીઠા છતાં પણ તમને પરાયા હૃદયની કેમ ખબર પડી. તમે તો સાક્ષાત સરસ્વતીજ છો. " એમ કહીને તે રાજા કાળિદાસના પગમાં પડ્યો.

९२ एकदा धारानगरे प्रच्छन्नवेशो विचरन् कस्यचित् वृद्धब्राह्मणस्य गृहं राजा मध्यान्हसमये गत्वा तत्र तिष्ठतिस्म । तदा वृद्धविप्रो वैश्वदेवं कृत्वा काकबलिं गृह्णन् गृहान्निर्गत्य भूमौ जल शुद्धायां निक्षिप्य काकमाव्हयतिस्म । तत्र हस्तविस्फालनेन हाहेति शब्देन च काकाः समायाताः । तत्र कश्चित् काकस्तारं रटतिस्म तच्छ्रुत्वा तत्पत्नी तरुणी भीतेव हस्तौनिजोराति निवाय अये मातः ! । इति चक्रन्द । ततो ब्राह्मणः प्राह, प्रिये साधुशीले ! किमर्थं विभेषीति । सा प्राह, नाथ मादृशीनां पतिव्रतानां क्रूरध्वनिश्रवणं न सह्यम् साधुशीले ! तथाभवेद्देवेति विप्र आहे । ततो राजा तच्चरितं सर्वं दृष्ट्वा व्यचिन्तयत् अहो ! इयं तरुणी दुःशीला नूनं, यतो निर्व्याजं बिभेति । स्वपातिव्रत्यं स्वयमेव कीर्त्तयति च नूनमियं ति निर्भीता सती अत्यन्तं दारुणं कर्म

रात्रौ करोत्येव । एवं निश्चित्य राजा तत्रैव रात्रावन्तर्हित एवातिष्ठत्, अथ निशीथे भर्त्तरि सुप्ते सा मांसपेटिकां वेश्याकरेण वाहयित्वा नर्मदातीरमगच्छत् राजाप्यात्मानं गोपयित्वाऽनुगच्छतिस्म । ततः सा नर्मदां प्राप्य तत्र समागतानां ग्राहाणां मांसं दत्वा नदीं तीर्त्वा अपरतीरस्थेन शूलाग्रारोपितेन वसनारेमेण सह रमतेस्म । तच्चरित्रं दृष्ट्वा राजा गृहं समागत्य प्रातः सभायां कालिदासमालोक्य प्राह, सुकवे ! शृणु ।

दिवाकाकरुताद्भीता,

तत कालिदास आह ।

रात्रौ तरति नर्म्मदाम् ।

तपः तुष्टो राजा पुनः प्राह ।

तत्र सन्ति जले ग्राहा,

तपः कविराह ।

मर्म्मज्ञा सैव सुन्दरी ॥ २९३ ॥

ततो राजा कालिदासस्य पादयोः पतति ।

૯૨ એક દિવસે રાજાધારાનગરીમાં ગુપ્ત વેષથી ફરતાં મધ્યાન્હ સમયે કોઇ વૃદ્ધ બ્રાહ્મણને ઘેર જઇને ત્યાં ઉભો રહ્યો તે સમયે પેલો વૃદ્ધ બ્રાહ્મણ વૈશ્વદેવ કરી કાગડાની વાશ લઇ ઘરથી બાહાર નીકળી જળથી શુદ્ધ કરેલી પૃથ્વીપર તે વાસ નાખીને કાગડાને હાકલ કરતો હતો. ત્યાં હાથ ઉંચા નીચા કરવાથી અને 'હો હો ' એવા શબ્દથી કાગડાઓ ભેગા થતાં તેઓમાં એક કાગડો બહુજ ઉંચા સ્વરથી બોલતો હતો. એ સાંભળી પેલા વૃદ્ધ બ્રાહ્મણની જુંવાન સ્ત્રીએ જાણે પોતે બી ગઇ હોય એવી ઢબથી છાતીપર હાથ મુકીને ' હાયરે મા ' એવી ચીસ નાખી. બ્રાહ્મણે કહ્યું કે "ભલા સ્વભાવવાળી પ્યારી ! તું શા માટે બીએ છે ? " સ્ત્રી બોલી કે " પ્રાણનાથ ! હું જેવી પતિવ્રતાઓથી ક્રુરે શબ્દ સહન કરી શકાય નહી. " બ્રાહ્મણ બોલ્યો કે " હે પતિવ્રતા ! તારા જેવી સ્ત્રીઓને એમ થાય એ સ્વાભાવિક છે. " પછી રાજાએ એ સઘળું ચરિત્ર જોઇને વિચાર કર્યો કે " અહો ? આ જુવાન

સ્ત્રી અવશ્ય ખરાબ સ્વભાવવાળી છે કે જેથી અમથી અમથી બીએછે અને પોતાનું પતિવ્રતાપણું પોતાને મોહોડેજ કહી દેખાડે છે. જરૂર આ સ્ત્રી રાતે નિર્ભયપણાથી અત્યંત દારૂણ કર્મ કરતી હશે.” એ પ્રમાણે નિશ્ચય કરી રાજા રાતે પણ ત્યાંજ ગુપ્ત રીતે છુપાઇને ઉભો. પછી મધરાતે ધણી સુઇ ગયા પછી પેલી સ્ત્રી વેશ્યાના હાથથી માંસની પેટી ઉપડાવીને નર્મદાને કીનારે ગઇ, રાજા પણ ગુપ્ત રીતે તેની પછવાડે ચાલ્યો ગયો. પેલી સ્ત્રીએ નર્મદાને કીનારે આવી ત્યાં ભેળાં થએલાં ઝુડોને માંસ આપી નદી તરી બીજે કાંઠે જઇને, ત્યાં સુળીએ ચડેલા પોતાના યારની સાથે ક્રીડા કરી. રાજા એ સઘળું ચરિત્ર જોઇ ઘેર આવ્યો પછી સવારે સભામાં આવી કાળિદાસને જોઇ બોલ્યો કે ' મહાકવિ ! સાંભળો.

' દિવસે કાગડાના શબ્દથી બીનેલી '

કાળિદાસ બોલ્યો કે—

' રાતે નર્મદાને તરી જાય છે. '

એ ઉપરથી રાજી થઇને રાજા બોલ્યો કે—

' ત્યાં પાણીમાં ઝુડા છે,

કાળિદાસ બોલ્યો કે—

' ઝુડોના મર્મને એ સુંદરી જાણતીજ હતી ' ! ॥ ૨૯૩ ॥

એ સાંભળી રાજા કાળિદાસના પગમાં પડ્યો.

९३ एकदा धारानगरे विचरन् वेश्यावध्यां राजा कन्दुकलीलातत्परां तद्भ्रमणवेगेन पादयोः पतितावतंसां काञ्चनसुन्दरीं दृष्ट्वा सभायामाह, कन्दुकं वर्णयन्तु कवय इति ! तदा भवभूतिराह ।

**विदितं ननु कन्दुक ! ते हृदयं प्रमदाधरसङ्गमलुब्ध इव ॥**
**वनिताकरतामरसाभिहतः पतितः पतितः पुनरुत्पतसि ॥२९४॥**

ततो वररुचिः प्राह ।

**एकोऽपि त्रय इव भाति कन्दुकोऽयं**
**कान्तायाः करतलरागरक्तरक्तः**
**भूमौ तच्चरणनखांशुगौरगौरः**
**स्वस्थः सन्नयनमरीचिनीलनीलः ॥२९५॥**

ततः कालिदास आह ।

पयोधराकारधरो हि कन्दुकः
करेण रोषादभिहन्यते मुहुः
इतीव नेत्राकृतिभीतिमुत्पलं
स्त्रियः प्रसादाय पपात पादयोः ॥२९६॥

तदा राजा तुष्टस्त्रयाणामक्षरलक्षं ददौ । विशेषेण च कालिदासं मद्दृष्टावतंसकुसुमपतनबोद्धारं सम्मानितवान् ।

૯૩ એક દિવસે રાજા ધારાનગરીમાં ફરતો હતો ત્યાં વેશ્યાઓની ગલીમાં એક રૂપાળી વેશ્યા દડે રમવા લાગી હતી તે સમયે દડાને પકડવા સારૂ ફરવાના વેગથી કાન ઉપરનું ફુલ તેના પગમાં પડેલું રાજાના જોવામાં આવ્યું " એ જોઇ રાજાએ સભામાં આવીને કહ્યું કે " કવિઓ ! દડાનું વર્ણન કરો. " એ સાંભળી ભવભૂતિ બોલ્યો કે—

હે દડા ! તને સુંદર સ્ત્રી પોતાના હસ્ત કમળવતે પછાડતાં તું પડી પડીને પાછો વારંવાર ઉછળેછે તો તેમાં તારો જે અભિપ્રાય છે તે મારા જાણવામાં આવ્યો કે તું તે સ્ત્રીના હેઠલા હોઠના ચુંબન કરવાની લાલચથીજ ઉછળે છે. ॥ ૨૯૪ ॥

પછી વરરૂચિ બોલ્યો કે—

આ દડો એક છતાં પણ ત્રણ જેવો લાગે છે. સ્ત્રીના હાથમાં હોય છે તેટલી વાર હાથની રતાશથી રાતો રાતો લાગે છે, ધરતી પર પડે છે ત્યારે તેના પગના નખોની કિરણોથી ધોળો ધોળો લાગે છે અને ઊંચે જાય છે ત્યારે તેનાં નેત્રોની કિરણોથી કાળો કાળો લાગે છે. ॥ ૨૯૫ ॥

પછી કાળિદાસ બોલ્યો કે—

" દડો સ્ત્રીના સ્તનના જેવા આકારને ધરે છે એટલા માટે ક્રોધને લીધે સ્ત્રી તેને વારંવાર પછાડયા કરે છે તો એવી રીતે હું પણ સ્ત્રીના નેત્રના જેવા આકારને ધરૂં છુ માટે મને પણ રખેને આ સ્ત્રી માર મારે એવી બીકને લીધે કમલપુષ્પ તે સ્ત્રીને પ્રસન્ન કરવા સારૂ તેના પગમાં પડ્યું. ॥ ૨૯૬

એ સાંભળી અત્યંત પ્રસન્ન થએલા રાજાએ ત્રણે કવિઓ-ને એક એક અક્ષરને બદલે લાખ લાખ ધન આપ્યું અને તેઓ-માં કાળિદાસ કે જેણે નહી દીઠા છતાં પણ ફુલ પડવાની વાત સમજી લીધી તેને વિશેષ માન આપ્યું.

९४ ततः कदाचित् चित्रकर्मावलोकनतत्परो राजा चित्रलिखितं महाशेषं दृष्ट्वा सम्यक् लिखितइत्यवदत् । तदाकश्चिच्छिवशर्मा नाम कविः शेषमिषेण राजानं स्तौति ।

अनेके फणिनः सन्ति भेकभक्षणतत्पराः
एक एव हि शेषोऽयं धरणीधरणक्षमः ॥ २९७ ॥

तदानीं राजा तदभिप्रायं ज्ञात्वा तस्मै लक्षं ददौ ।

૯૪ કોઇ દિવસે ચિત્રનું કામ જોવામાં તત્પર થએલા રાજાએ ચિત્રમાં આળખેલા શેષનાગને જોઇ " આ ઠીક ચીતરા એલ છે " એમ કહ્યું. તે સમયે શિવશર્મા નામના કોઇ કવિએ શેષનાગના મિષથી રાજાની સ્તુતિ કરી કે—

દેડકાઓનું ભક્ષણ કરવામાં તત્પર રેહેનારા સર્પો તો અ-નેક છે પરંતુ પૃથ્વીનું ધારણ કરવામાં સમર્થ સર્પ તો એક આ શેષનાગજ છે.

એ સાંભળી તેનો અભિપ્રાય જાણીને રાજાએ તે કવિને લાખ ધન આપ્યું,

९५ कदाचिद्धेमन्तकाले समागते ज्वलन्तीं हसन्तीं संसेवयन् राजा कालिदासं प्राह । सुकवे । हसन्तीं वर्णयेति ततः सुकविराह

कविमतिरिव बहुलोहा सुघटितचक्रा प्रभातवेलेव ।
हरमूर्तिरिव हसन्ती भाति विधूमानलोपेता ॥ २९८ ॥

राजा अक्षरलक्षं ददौ ।

૯૫ કોઇ દિવસે હેમંત ઋતુ પ્રાપ્ત થતાં રાજા બળતી સઘ-ડીનું સેવન કરતો હતો તે સમયે તેણે કાળિદાસને કહ્યું કે " મ-હાકવિ આ સઘડીનું વર્ણન કરો " એ ઉપરથી કાળિદાસ બોલ્યો કે—

કવિની ભક્તિની પેઠે બહુલોહ[1] વાળી, પ્રભાતની વેળાની પેઠે સારી રીતે મળેલાં ચક્રોવાળી[2] અને સદાશિવની મૂર્ત્તિની પેઠે વિધુમાનલ[3] વાળી આ સધડી શોભે છે. ॥ ૨૯૮ ॥

એ સાંભળી રાજાએ તેને એક એક અક્ષરનું લાખ લાખ ધન આપ્યું.

९६ एकदा भोजराजोऽन्तुर्गृहे भोगार्हास्तुल्यगुणाश्चतस्रो निजाङ्गना अपश्यत् । तासु च कुन्तलेश्वरपुत्र्यां पद्मावत्यां च ऋतुस्नानं, अङ्गराजस्य पुत्र्यां चन्द्रमुख्यां क्रमप्राप्तिं, कमलानाम्न्याश्च द्यूतपणजयलब्धप्राप्तिं, अग्रमहिष्यां च लीलादेव्यां दूतीप्रेषणमुखेनाह्वानं एवं चतुरो गुणान् दृष्ट्वा तेषु गुणेषु न्यूनाधिकभावं चिन्तयन् तत्र सर्व्वत्र दाक्षिण्यनिधी राजराजः श्रीभोज स्तुल्यभावेन द्वित्रघटिकापर्य्यन्तं विचिन्त्यविशेषानवधारणेन निद्रां गतः । प्रातश्चोत्थाय कृताह्निकः सभामगात् । तत्र च सिंहासनमलङ्कुर्व्वाणःश्रीभोजः सकलविद्वत्कविमण्डलमण्डनं कालिदासमालोक्य सुकवे ! इमा मक्षरत्रयोन तुरीयचरणां समस्यां शृणु इत्युक्त्वा पठति ।

अप्रतिपत्तिमूढमनसा द्वित्राः स्थिता नाडिकाः ।

इति पठित्वा राजा कालिदासमाह सुकवे ! एतत्समस्यापूरणं कुरु । ततः कालिदास स्तस्य हृदयं करतलामलकवत् प्रपश्यन् अक्षरत्रयाधिकचरणत्रयविशिष्टां तां समस्यां पठति ।

**स्नाता तिष्ठति कुन्तलेश्वरसुता वारोऽङ्गराजस्वसु**
**र्द्यूतैरात्रिरियं जिता कमलयादेवी प्रसाद्याधुना ।**
**इत्यन्तः पुरसुन्दरीजनगुणे न्यायाधिकं ध्यायता**
**देवेनाप्रतिपत्तिमूढमनसा द्वित्राः स्थिता नाडिकाः ॥२९९॥**

---

૧ બહુ લોહ—બહુલ ઊહ ઘણા તર્કો બહુ લોહ—ઘણું લોહોડું. ૨ ચક્રવાક પક્ષી અને પૈડાં. ૩ વિધૂમાનલ—વિધુ એટલે ચંદ્ર, ઉમા એટલે પાર્વતી અનલ એટલે અને ત્રીજા નેત્રનો અગ્નિ **વિધૂમાનલ** —ધુંવાડા વગરનો અગ્નિ.

तदा राजा स्वहृदयमेव ज्ञातवतः कालिदासस्य पादयोः पतातिस्म । कविमण्डलञ्च चमत्कृतमजाय ।

૯૬ એક દિવસે ભોજરાજાએ પોતાના અંતઃપુરમાં સરખા હકને લીધે એક રાતમાંજ ભોગવવા લાયક ચાર રાણીઓને જોઇ એઓમાં કુંતલપુરના રાજાની દીકરી પદ્માવતીએ ઋતુસ્નાન કર્યું હતું. અંગદેશના રાજાની દીકરી ચંદ્રમુખીનો વારો હતો, કમળા નામની રાણી 'જુગારમાં રાજા હારે તો તેણે વારો આવ્યા વિના પણ વારો દેવો ' એવી સરત કરીને તે સરતમાં જીતી હતી અને મહારાણી લીલાવતીએ દૂતી મોકલીને તેડું કર્યું હતું. આ પ્રમાણે ચારે જણીઓના સરખા હક જોઇ તેઓમાં ન્યુનાધિકનો વિચાર કરતો અને કોઇ પણ રાણીને નહી કચવાવવાની ધારણાવાળો રાજાધિરાજ શ્રી ભોજરાજા તુલ્યભાવથી બે ત્રણ ઘડી સુધી વિચાર કરી કોઇના પણ હકનું આધિક્ય નહી જણાયાથી એમનેએમ સુઇ રહ્યો પછી સવારે ઉઠી નિત્ય નિયમ પોહોચી લઇ સભામાં આવી સિંહાસનપર બેસીને ભોજરાજાએ સઘળા કવિઓ અને વિદ્વાનોના મંડલના શણગાર સરખા કાળિદાસની સામું જોઇ કહ્યું કે " મહાકવિ ! હું એક ચોથા ચરણ રૂપ સમસ્યામાં ત્રણ અક્ષર ઓછા રાખીને બોલું છું તે સાંભળો. " એમ કહીને બોલ્યો કે—

' વિશેષ નહી જણાયાને લીધે મનમાં કોઇ પ્રકાર નહી સુજવાથી બે ત્રણ ઘડી સુધી એમને એમ રેહેવું પડયું. "

એ બોલી રાજાએ કાળિદાસને કહ્યું કે " મહાકવિ ! આ સમસ્યા પુરી કરો. " પછી કાળિદાસ કે જે ભોજના હૃદયને હસ્તામળની પેઠે જાણતો હતો તેણે ત્રણ ચરણ અને ત્રણ અક્ષરો નવાં રચીને નીચે પ્રમાણે તે સમસ્યા પુરી કરી.

' કુંતલદેશના રાજાની પુત્રીએ ઋતુસ્નાન કર્યું છે અંગ દેશના રાજાની બેનનો વારો છે, કમલારાણી જુગારની સરતમાં આ રાતને જીતેલ છે અને હમણાં મહારાણીને પણ રાજી કરવાં યોગ્ય છે તો હવે એ રાણીઓમાં ન્યાયને માર્ગે કોનો હક અધિક છે ?' એમ વિચાર કરતાં ભોજરાજાને વિશેષ નહી જણાયાને લીધે મનમાં કોઇ પ્રકાર નહી સુજવાથી બે ત્રણ ઘડી સુધી એમને એમ રેહેવું પડયું. ॥ ૨૯૯ ॥

એ સાંભળિ રાજા " કાળિદાસે પોતાનું હૃદય જાણી લીધું" એમ પ્રસન્ન થઇને તેના પગમાં પડયો અને કવિઓના મંડલને પણ ભારે વિસ્મય થયો.

९७ एकदा राजा धारानगरे विचरन् क्वचित् पूर्णकुम्भन्धृत्वा समायान्तीं पूर्णचन्द्राननां काञ्चित्दृष्ट्वा तत्कुम्भजले शब्दश्च कञ्चन श्रुत्वा नूनमेतस्याः कण्ठगृहेऽयं घटो रतिकूजितमिव कूजतीति, मन्यमानः सभायां कालिदासंप्राह ।

कूजितं रतिकूजितमिति । कविराह
विदग्धे सुमुखे रक्ते नितम्बोपरि संस्थिते ।
कामिन्याश्लिष्टसुगले कूजितं रतिकूजितम् ॥३००॥
तदा तुष्टो राजा प्रत्यक्षरलक्षं ददौ ननामच ।

૯૭ એક દિવશે ધારા નગરીમાં ફરતાં ફરતાં રાજાએ કોઇ સ્થલમાં પાણીથી ભરેલા ઘડાને કાખમાં લઇ આવતી કોઇ પુનમના ચંદ્ર સરખા મુખવાળી સ્ત્રીને જોઇ અને તે ઘડાના પાણીમાં કાંઇક શબ્દ થતો હતો તે સાંભળી ઉત્પ્રેક્ષા કરી કે " અવશ્ય આ સુંદરીએ ગળામાં હાથ નાખ્યો છે તેથી આ ઘડો સંભોગ સમયના શબ્દ જેવો શબ્દ કરે છે, " પછી રાજાએ સભામાં આવીને કાળિદાસને કહ્યું કે—

' જે શબ્દ થાય છે તે સંભોગના સમયનો શબ્દ છે. '

એ સાંભળી કાળિદાસ બોલ્યો કે—

વિદગ્ધ,[1] સુંદર મુખ વાળા, રક્ત,[2] નિતંબ ઉપર રહેલા અને જેના ગળામાં કામિનીએ હાથ નાખ્યો છે એવા ઘડામાં જે શબ્દ થાય છે તે સંભોગના સમયનો શબ્દ છે. ॥ ૩૦૦ ॥

એ સાંભળી રાજાએ કાળિદાસને એક એક અક્ષરનું લાખ લાખ ધન આપ્યું અને પ્રણામ પણ કર્યો.

९८ एकदा नर्मदायां महाहृदे जालिकैरेकः शिलाखण्ड ईषद्घर्षितान्क्षरः कश्चिद्दृष्टः । तैश्चपरिचिन्तितं इदमत्रालिखितमिव किञ्चिद्भाति । नूनमिदं राजनिकटं नेयमिति बुध्वा भोजसदसि समानीतं

૧ ચતુર અને અગ્નિથી જરાક બળેલ. ૨ પ્રેમવાન અને રાતો.

तदालोक्य भोजः प्राह । पूर्व्वं भगवता हनुमता श्रीमद्रामायण कृतं, तदत्र ह्रदे प्रक्षिप्तमिति श्रुतमस्ति । ततः किमिदं लिखितमित्यवश्यं विचार्य्यमिति लिपिज्ञानं कार्य्यम् । जतुपरीक्षयाक्षराणि परिज्ञाय पठति। तत्र चरणद्वयमानुपूर्व्या लब्धम् ।

**अयि ! खलु विषमः पुराकृतानाम्**
**भवति हि जन्तुषु कर्म्मणां विपाकः ॥**

ततो भोजः प्राह, एतस्य पूर्व्वार्द्धं कथ्यतामिति । तदा भवभूतिराह ।

**क नु कुलमकलङ्कमायताक्ष्याः**
**क न रजनीचरसङ्गमापवादः ॥ ३०१ ॥**

ततो भोजस्तत्र ध्वनिदोषं मत्वानस्तदेव पूर्वार्द्धमन्यथा पठतिस्म ।

**क जनकतनया क रामजाया**
**क च दशकन्धरमन्दिरे निवासः ॥ ३०२ ॥**

अयि ! खलु विषम इत्यादि । ततः भोजः कालिदास प्राह, कवे ! त्वमपि कवि-हृदयं पठेति । स आह,—

**शिवशिरसि शिरांसि यानि रेजुः**
**शिव ! शिव ! तानि लुठन्ति गृध्रपत्सु ॥ ३०३ ॥**

अयि खलु विषम इत्यादि । ततस्तस्य शिलाखण्डस्य पूर्वपुटे जतुशोधनेन कालिदासोयत् पठति । तदेव दृष्ट्वा राजा भृशं तुतोष ।

૯૮ કોઇ દિવસે મછીમાલ લોકો નર્મદાના મોટા ધ્રોમાં જાલ નાખતા હતા ત્યાં જરાક બગડી ગએલા અક્ષરો વાળો એક શિલાનો કટકો તેઓના જોવામાં આવ્યો. તેઓએ વિચાર કર્યો કે " આમાં કાંઇક લખેલું હોય એમ જણાય છે માટે આ કટકાને જરૂર રાજાની પાસે લઇ જવો જોઇએ. " પછી તેઓ તે કટકાને સભામાં લઇ આવતાં તે જોઇને ભોજે ધાર્યું કે " પૂર્વે મહાત્મા હનુમાનજીએ સુંદર રામાયણ કરેલું છે તે આ ધ્રોમાં નાખેલું છે એમ મેં સાંભળ્યું છે માટે આમાં શું લખેલું છે તે

અવશ્ય જાણવું જોઇએ અને તે વાસ્તે આ અક્ષરોનું નક્કી કરવું જોઇએ." પછી સંદેહવાળા અક્ષરોને લાખમાં ઉઠાડી વાંચ્યું ત્યાં અનુક્રમથી શ્લોકનાં બે ચરણ નીચે પ્રમાણે જણાયાં.

'અરેરે ! પ્રાણિઓમાં પૂર્વે કરેલાં કર્મોનો પરિણામ વિષમજ છે.'

પછી ભોજે કવિઓને કહ્યું કે "આનું પૂર્વાર્દ્ધ તમો કહો." ભવભૂતિ બોલ્યો કે—

વિસ્તીર્ણ નેત્રાવાળાં સીતાજીનું નિષ્કલંક કુલ ક્યાં અને તેમની ઉપર રાક્ષસના સમાગમનો અપવાદ આવ્યો તે ક્યાં? અરેરે! પ્રાણિઓમાં પૂર્વે કરેલાં કર્મોનો પરિણામ વિષમજ છે. ॥ ૩૦૧ ॥

પછી ભોજરાજાએ 'એ કવિતામાં ધ્વનિનો[1] દોષ રહેલો છે' એમ માનીને તેવાજ અર્થવાળું પૂર્વાર્દ્ધ નીચે પ્રમાણે રચીને બોલી દેખાડ્યું.

જનકની પુત્રી ક્યાં, રામની સ્ત્રી ક્યાં અને તેને રાવણના ઘરમાં રેહેવું પડ્યું એ ક્યાં ? અરેરે! પ્રાણિઓમાં પૂર્વે કરેલાં કર્મોનો પરિણામ વિષમજ છે. ॥ ૩૦૨ ॥

પછી ભોજે કાળિદાસને કહ્યું કે "એ કવિતામાં જે હનુમાનજીનો અભિપ્રાય હોય તેને અનુસરીને તમે પણ બોલો" પછિ કાળિદાસ બોલ્યો કે—

'શિવ ! શિવ ! રાવણનાં જે માથાંઓ મહાદેવના મસ્તકના અલંકાર રૂપ થયાં હતાં તે માથાંઓ આજ ગરજ પક્ષીઓના પગોમાં લોટેછે. અરેરે ! પ્રાણિઓમાં પુર્વે કરેલાં કર્મોનો પરિણામ વિષમજ છે. ॥ ૩૦૩ ॥

પછી તે શિલાના ઉપરના ભાગમાં જે અક્ષરો હતા તેઓને લાખમાં ઉઠાડીને વાંચતાં, જે પૂર્વાર્દ્ધ કાળિદાસે કર્યું તેજ તેમાં નીકળ્યું. એ જોઇને રાજા બહુજ પ્રસન્ન થયો.

૯૯ कदाचिद्भोजेन विलासार्थं नूतनगृहान्तरं निर्मितम् । तत्र गृहान्तरे गृहप्रवेशात् पूर्वमेकः कश्चित् ब्रह्मराक्षसः प्रविष्ट । स च रात्रौ तत्र ये वसन्ति तान भक्षयति । ततो मान्त्रिकान् समाहूय

---

[1] ધ્વનિથી કુલ જણાવુ જોઇએ તો તેમ નહી થતાં એ કવિતામાં કુલ શબ્દ પ્રત્યક્ષ આવ્યો એ ધ્વનિનો દોષ જણાયો હશે.

तदुच्चाटनाय राजा यततेस्म। स च आगच्छत एव मान्त्रिकान् भक्ष
ति। किञ्च स्वयं कवित्वादिकं पूर्वाभ्यस्तमेव पठंस्तिष्ठति। एवं स्थि
तत्रैव रक्षसि राजा कथमस्य निवृत्तिरिति व्यचिन्तयत्। तदा क
लिदासः प्राह, देव! नूनमयं राक्षसः सकलशास्त्रप्रवीणः सुकवि
भाति। अतस्तमेव तोषयित्वा कार्य्यं साधयामि, मान्त्रिकास्तिष्ठ
मम मन्त्रं पश्येत्युक्त्वा स्वयं तत्र रात्रौ गत्वा शेतेस्म। ततः प्रथ
यामे ब्रह्मराक्षसः समागतः। स चापूर्वं पुरुषं दृष्ट्वा प्रतियाममेकैक
समस्यां पाणिनिसूत्रमेव पठति। येनोत्तर तत् हृदयगतं नोक्तमयं
ब्राह्मणोऽतो हन्तव्य इति निश्चित्य हन्ति। तदानीमपि पूर्ववदयमपूर्व
पुरुषः, अतो मया समस्या पठनीया, न चेद्वक्ति सदृशमुत्तरं तर
स्तदा हन्तव्य इति बुद्ध्या पठति।

सर्वस्य द्वे

इति। तदा कालिदासः प्राह,

सुमतिकुमति सम्पदापत्तिहेतू

इति ततः स गतः। पुनरपि द्वितीययामे समागत्य पठति

वृद्धो यूना

इति तदा कविराह,

सह परिचयात् त्यज्यते कामिनीभिः।

इति। तृतीययामे स राक्षसः पुनस्तमागत्य पठति।

एको गोत्रे

इति। ततः कविराह,

प्रभवति पुमान् यः कुटुम्बं विभर्त्ति

ततश्चतुर्थयामे आगत्य स राक्षसः पठति।

स्त्रीपुंवच्च

इति। ततः कविराह,

प्रभवति यदा तद्धि गेहं विनष्टम् ॥३०४॥

इति । ततः स राक्षसो यामचतुष्टयेऽपि स्वाभिप्रायमेव ज्ञात्वा तुष्टः प्रभातसमये समागत्य तमाश्लिष्य प्राह । सुमते ! तुष्टोऽस्मि किं तवाभीष्टमिति । कालिदासः प्राह, भगवन्नेतद्गृहं विहायान्यत्र गन्तव्यमिति । सोऽपि तथेति गतः । अनन्तरं तुष्टो भोजः कविं बहुमानितवान् ।

૭૯ કોઇ સમયે ભોજરાજાએ વિલાસને વાસ્તે એક નવું ઘર બંધાવ્યું તેમાં વાસ્તુકર્મ કુંભ મુકાયા પહેલાંજ કોઇ બ્રહ્મરાક્ષસ પેશી ગયો હતો તે, જે કોઇ માણસો રાતે તે ઘરમાં રહે તેઓને ખાઇ જવા લાગ્યો. પછી રાજાએ મંત્રવાળાઓને બોલાવીને તે રાક્ષસને કાહાડવાનું યત્ન કરવા માંડ્યું પણ તે રાક્ષસે મંત્રવાળાઓને તે ઘરમાં પગ દેતાંજ ખાવા માંડ્યા. એ રાક્ષસ પોતે પૂર્વજન્મમાં અભ્યાસ કરેલી કવિતાઓનેજ બોલ્યા કરતો હતો. આ પ્રમાણે એ રાક્ષસ ઘરને નહી છોડતાં ' હવે એને કેમ કાહાડવો એવી ચિંતાથી રાજા ઘેરાઇ ગયો. તે સમયે કાળિદાસે રાજાને કહ્યું કે "મહારાજ! આ રાક્ષસ અવશ્ય સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ અને ઉત્તમ કવિ લાગે છે માટે હું તેનેજ રાજી કરીને કામ કરી આપીશ. મંત્રવાળાઓને એક કોર મુકી હવે મારો મંત્ર જોજો." એમ કહી કાળિદાસ પોતે રાતે તે ઘરમાં જઇને સુતો અને ત્યાં પેહેલે પોહોરેજ બ્રહ્મરાક્ષસ આવ્યો. એ રાક્ષસે હમેશ એવી ટેવ રાખી હતી કે કોઇ નવો માણસ આવે ત્યારે પ્રત્યેક પોહોરમાં પાણિનિમા સુત્રરૂપજ એક એક સમસ્યા બોલવી અને તેનો જવાબ જેવો પોતાના હૃદયમાં છે તેવોજ જો તે માણસથી ન અપાય તો તે બ્રાહ્મણ નથી એવો નિશ્ચય કરીને તેને ખાઇ જવો. એ ટેવ પ્રમાણે તે સમયે પણ એ રાક્ષસે ધાર્યું કે " આગળની પેઠે આ પણ કોઇ નવો માણસ છે માટે મારે સમસ્યા બોલવી અને તેનો સાચો ઉત્તર ન આપે તો આને પણ મારી નાખવો. " એમ ધારીને એ બ્રહ્મરાક્ષસ બોલ્યો કે—

'**सर्वस्य द्वे** ८ । १ । १ ' ( સર્વને બે )

એ સમસ્યા સાંભળી કાળિદાસ બોલ્યો કે—

સઘળાં માણસોને સુમતિ અને કુમતિ એ બેજ સંપત્તિ તથા વિપત્તિના કારણ રૂપ છે.

એ સાંભળી તે સમયે તે રાક્ષસ જતો રહ્યો. તે પાછો બીજે પોહોર આવીને બોલ્યો કે—

' वृद्धोयूना ' १ २ ६५ ( વૃદ્ધ જુવાનની સાથે )

કાળિદાસ બોલ્યો કે—

જુવાનની સાથે પરિચય થાય તો સ્ત્રીઓ વૃદ્ધને છોડી દેછે.

એ સાંભળી તે સમયે તે રાક્ષસ જતો રહ્યો તે પાછો ત્રીજે પોહોરે આવીને બોલ્યો કે–

' एको गोत्रे ४ । १ । ७३ ' ( વંશમાં એક )

કાળિદાસ બોલ્યો કે—

આખા વંશમાં કુટુંબનું પોષણ કરે એવો એકજ પુરૂષ થાય છે અથવા જે કુટુંબનું પોષણ કરે તેનેજ પુરૂષ સમજવો.

એ સાંભળી તે સમયે તે રાક્ષસ જતો રહ્યો તે પાછો ચોથે પોહોર આવીને બોલ્યો કે—

' स्त्री पुंवच्च १ । २ । ६६ ' સ્ત્રી પુરૂષની પેઠે )

કાળિદાસ બોલ્યો કે—

જ્યારે સ્ત્રી પુરૂષના જેવી સ્વતંત્ર થાય ત્યારે તે ઘરને નાશ પામ્યુંજ સમજવું. ॥ ૩૦૪ ॥

એ પ્રમાણે ચાર પોહોરની ચારે સમસ્યાઓમાં બરાબર પોતાનોજ અભિપ્રાય આવ્યો જાણી તે રાક્ષસ રાજી થઇ સવારે આવી કાળિદાસનું આલિંગન કરીને બોલ્યો કે " મહાકવિ ! હું રાજી થયો છું. તમારે શું જોયે છે ? " કાળિદાસે કહ્યું કે—" મહારાજ ! આ સ્થલને છોડીને બીજા સ્થલમાં પધારો. " એ સાંભળી તે પ્રમાણે સ્વીકારીને રાક્ષસ ત્યાંથી જતો રહ્યો અને એ જોઇ રાજાએ કાળિદાસનું ઘણું સન્માન કર્યું.

१००एकदा सिंहासनमलङ्कुर्वाणे श्रीभोज सकलभूपालशिरोमणौ द्वारपाल आगत्य प्राह, देव ! दक्षिणदेशात् कोऽपि मल्लिनाथनामा कविः कौपीनावशेषो द्वारि वर्त्तते । राजा प्रवेशयेत्याह । ततः कविरागत्य स्वस्तीत्युक्त्वा तदाज्ञया चोपविष्टः पठति ।

नागो भाति मदेन, खं जलधरैः, पूर्णेन्दुना शर्वरी
शीलेन प्रमदा, जवेन तुरगो, नित्योत्सवैर्मन्दिरम् ।

**वर्णा व्याकरणेन. हंसमिथुनैर्नद्यः, सभा पण्डितैः**
**सत्पुत्रेणकुलं, त्वयावसुमती, लोकत्रयं भानुना ॥ ३०५ ॥**

ततो राजा प्राह, विद्वन् । तवोद्देश्यं किमिति । ततः कविराह

**अम्बा तुष्यति, न मया, न स्नुषया; सापि नाम्बा, न मया ।**
**अहमपि न तया न तया, वद राजन् ! कस्य दोषोऽयम् ॥ ३०६ ॥**

इति राजा च दारिद्र्यदोषं ज्ञात्वा कविं पूर्णमनोरथं चक्रे ।

૧૦૦ કોઇ દિવસે સઘળા રાજાઓનો શિરોમણિ ભોજરાજા સિંહાસનપર બેઠો હતો ત્યાં દ્વારપાળે આવીને વિજ્ઞપ્તિ કરી કે "મહારાજ ! દક્ષિણ દેશથી આવેલો અને જેની પાસે લંગોટીજ અવશેષ છે એવો મલ્લિનાથ નામનો કવિ દ્વારમાં ઉભો છે." રાજાએ કહ્યું કે "તેને અંદર આવવા દે." પછી તે કવિ અંદર આવી આશિર્વાદ દઇ રાજાની આજ્ઞાથી બેસીને બોલ્યો કે—હાથી મદથી, આકાશ મેઘથી, રાત્રિ પૂર્ણ ચંદ્રથી, સ્ત્રી શીલથી, ઘોડો વેગથી, ઘર સર્વદા ઉત્સવોથી, અક્ષરો વ્યાકરણથી, નદીઓ હંસોનાં જોડાંથી, સભા પંડિતોથી, કુલ સુપુત્રથી, પૃથ્વી તમથી અને ત્રણે લોક સૂર્યથી શોભા પામે છે. ॥ ૩૦૫ ॥

એ સાંભળી રાજાએ તેને પુછ્યું કે "પંડિતજી ! તમારો શો ઉદ્દેશ છે?" કવિ બોલ્યો કે—

મારી મા મને અને મારી વહુને જોઇને રાજી થતી નથી. મારી વહુ પણ મારી માને અને મને જોઇને રાજી થતી નથી અને હું પણ મારી માને કે વહુને જોઇને રાજી થતો નથી માટે હે રાજા ! કહો કે એમાં કોનો દોષ છે. ॥ ૩૦૬ ॥

એ સાંભળી 'એ સઘળો દારિદ્ર્યનોજ દોષ છે' એમ જાણી રાજાએ તે કવિનો મનોરથ પૂર્ણ કર્યો.

१०१ एकदा द्वारपाल आगत्य राजानं प्राह, देव ! कविशेखरो नाम महाकवि द्वारि वर्त्तते । राजा प्रवेशयेत्याह । ततः कविरागत्य स्वस्तीत्युक्त्वा पठति ।

**राजन् ! दौवारिकादेव प्राप्तवानस्मि वारणम् ।**
**मदवारणमिच्छामि त्वत्तोऽहं जगतीपते ! ॥ ३०७ ॥**

तदा प्राङ्मुखस्तिष्ठन् राजाऽतिसन्तुष्टस्तं प्राग्देशं सर्वं कवये दत्तं मत्वा दक्षिणाभिमुखोऽभूत् ततः कविश्चिन्तयति, किमिदं राजा मुखं परावृत्य मां न पश्यतीति । ततो दक्षिणदेशं समागत्याऽभिमुख कविः पठति ।

अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कथम् ।
मार्गणौघः समायाति गुणो याति दिगन्तरम् ॥३०८॥

ततो राजा दक्षिणदेशमपि मनसा कवये दत्वा स्वयं प्रत्यङ्मुखोऽभूत् । कविस्तत्रागत्य प्राह ।

सर्वज्ञ इति लोकोऽयं भवन्तं भाषते मृषा ।
पदमेकन्नजानीषे वक्तुं नास्तीति याचके ॥ ३०९ ॥

ततो राजा तमपि देशं कवेर्दत्तं मत्वा उदङ्मुखोऽभूत् । कविस्तत्रापि आगत्य प्राह ।

सर्वदा सर्वदोऽसीति मिथ्या त्वं स्तूयसे बुधैः ।
नारयो लेभिरे पृष्ठं, न वक्षः परयोषितः ॥ ३१० ॥

ततो राजा स्वां भूमिं कवेर्दत्तां मत्वा ऊत्तिष्ठतिस्म । कविश्च तदभिप्रायमज्ञात्वा पुनराह ।

राजन् ! कनकधाराभि । स्त्वयि सर्वत्र वर्षति ॥
अभाग्यच्छत्रसंच्छन्ने मयि नायान्ति बिन्दवः ॥३११॥

तदा राजा च अन्तःपुरं गत्वा लीलादेवीं प्राह देवि ! सर्वं राज्यं कवये दत्तं, ततस्तपोवनं मया सहागच्छेति । अस्मिन्नवसरे विद्वान् बहि र्निर्गतः । बुद्धिसागरेण वृद्धामात्येन पृष्टः, विद्वन् । राजा किं दत्तवानिति । स आह, न किमपीति । तदा । अमात्यः प्राह, तत्रोक्तं श्लोकं पठ । ततः कविः श्लोकचतुष्टयं पठति । अमात्यस्ततः प्राह, सुकवे ! तव कोटिद्रव्यं दीयते परं राज्ञा यदत्र तव दत्तं भवति, तत्पुनर्विक्रीयतामिति । कविस्तथा करोति । ततः कोटिद्रव्यं दत्वा कवि

प्रेषयित्वा अमात्यो राजनिकटमागत्य तिष्ठतिस्म । तदा राजा च तमाह, बुद्धिसागर ! राज्यमिदं सर्वं दत्तं कवये, पत्नीभिः सह तपोवनं गच्छामि । तत्र तपोवने तवापेक्षा यदि मया सहागच्छेति । ततोऽमात्यः प्राह, देव ! तेन कविना कोटिद्रव्यमुल्येन राज्यमिदं विक्रीतं, कोटिद्रव्यश्च विदुषे दत्तम्. अतो राज्यं भवदीयमेव भुङ्क्ष्वेति । तदा राजा च बुद्धि-सागरं विशेषेण सम्मानितवान् ।

૧૦૧ એક દિવસે દ્વારપાલે આવીને રાજાને કહ્યું કે " મહારાજ ! કવિશેખર નામનો મહાકવિ દ્વારમાં આવી ઊભો છે. " રાજાએ કહ્યું કે " તેને અંદર મોકલ્ય. " પછી કવિ અંદર આવી આશિર્વાદ દઇને બોલ્યો કે—

હે રાજા ! હે પૃથ્વીના પતિ ! મને વારણ* તો તમારા દ્વારપાલ પાસેથી મળી ચુકેલ છે માટે હવે તો હું તમારી પાસેથી મદોન્મત્ત વારણ મેળવવા ઇચ્છું છું. ॥ ૩૦૭ ॥

તે સમયે બહુજ રાજી થએલો રાજા પોતે પૂર્વ દિશામાં મુખ રાખી બેઠો હતો તેથી સઘળી પુર્વદિશા તે કવિને અપાઇ ચુકી જાણીને દક્ષિણ દિશામાં મુખ રાખી બેઠો. એ જોઇ કવિ વિચાર કરવા લાગ્યો કે " આ શું ? રાજા મારૂં સામું નહી જોતાં મોહોડું કેમ ફેરવે છે. ? " પછી દક્ષિણમાં આવી રાજાની સામો ઉભીને કવિ બોલ્યો કે—

ધનુર્વિદ્યાથી તો ૧માર્ગણના સમૂહ દૂર જાય છે અને ગુણ૨ સમીપમાં આવે છે પણ આ અપૂર્વ ધનુર્વિદ્યા કે જેથી માર્ગણના૩ સમૂહ સમીપમાં આવે છે અને ગુણ૪ ઘણા દૂર સુધી જાય છે તે તમે શી રીતે શીખ્યા ? ॥ ૩૦૮ ॥

એ સાંભળી દક્ષિણ દેશ પણ મનથી કવિને આપી દઇ રાજા પોતે આથમણું મુખ રાખીને બેઠો. તે સમયે કવિ આથમણો આવીને બોલ્યો કે—

લોકો ' તમે સઘળું જાણોછો ' એ ખોટું કહે છે. કારણ કે ' નથી ' એ એક શબ્દ તમે યાચકોને કહી જાણતા નથી. ૩૦૯

---

* નિવારણ અને હાથી.

૧ બાણ. ૨ દોરી—પણછ. ૩ માગણ. ૪ સદ્દગુણનાં વખાણ.

એ સાંભળી રાજા પશ્ચિમ દેશ પણ મનથી કવિને આપી દઇ ઉત્તરમાં મુખ કરીને બેઠો. તે સમયે કવિ પણ ઉત્તરમાં આવીને બોલ્યો કે—

વિદ્વાનો તમને વખાણે છે ' કે તમે સર્વદા સઘળું આપો છો ' પણ એ ખોટાં વખાણ કરે છે. કારણ કે તમે શત્રુઓને પીઠ આપી નથી અને પરસ્ત્રીઓને વક્ષસ્થલ આપ્યું નથી. ૩૧૦

પછી રાજા પોતાની સઘળી પૃથ્વી કવિને આપી દેવાઇ જાણીને ઊભો થતાં તેનો અભિપ્રાય નહી જાણવાથી ફરીવાર કવિ બોલ્યો કે—

હેં રાજા! તમે સર્વ સ્થલમાં સુવર્ણની ધારાઓ વરસાવો છો તે છતાં હું કે જે દુર્ભાગ્ય રૂપી છત્રથી ઢંકાયો છું તેના પર છાંટા પણ પડતા નથી. ॥ ૩૧૧ ॥

એ સમયે રાજાએ અંતઃપુરમાં જઇને મહારાણી લક્ષીતીવાને કહ્યું કે " રાણીજી! મેં સઘળું રાજ્ય કવિને આપી દીધું માટે હવે તમે મારી સાથે તપોવનમાં આવો " પછી પેહેલો કવિશેખર સભામાંથી બાહાર નીકળતાં બુદ્ધિસાગર નામના વૃદ્ધ મંત્રીએ તેને પુછ્યું કે " પંડિતજી! રાજાએ તમને શું દીધું ? " કવિએ કહ્યું કે " કાંઇ પણ આપ્યું નહી. " બુદ્ધિસાગરે કહ્યું કે " તમે સભામાં જે શ્લોક કહ્યા હોય તે બોલી દેખાડો. " એ ઉપરથી કવિએ ચારે શ્લોક સંભળાવતાં બુદ્ધિસાગરે કહ્યું કે " પંડિતજી! તમને એક કરોડ ધન આપું પણ તેટલાથી રાજાએ જે કાંઇ તમને આપ્યું હોય તેનું વેચાણ થયું સમજવું. " કવિએ તે પ્રમાણે સ્વીકારીને કરોડ ધન લીધું. પછી કવિને ચાલતો કરી બુદ્ધિસાગર રાજાની પાસે જઇને ઉભો. રાજાએ તેને કહ્યું કે બુદ્ધિસાગર! આ સઘળું રાજ્ય કવિને આપી દીધું માટે હવે હું રાણીઓની સાથે તપોવનમાં જાઉં છું તમારે જો ત્યાં આવવાની ઇચ્છા હોય તો મારી સાથે આવો." બુદ્ધિસાગર બોલ્યો કે " મહારાજ! કવિએ કરોડ ધનરૂપ મૂલ્ય ઠરાવીને આ રાજ્ય વેચ્યું છે અને કરોડ ધન તેને આપવામાં આવ્યું છે માટે હવે રાજ્ય તમારૂંજ છે તે તમેજ ભોગવો. " એ વાત જાણી રાજાએ બુદ્ધિસાગરને બહુ માન આપ્યું.

अन्यदा राजा मृगयारसनाटवीमटन् उत्कण्ठन्तेपे तपने धूनदेहः,

पिपासापर्य्याकुलस्तुरगमारुह्य उदकार्थं निकटतटभुवमटन् तदलब्ध्वा परिश्रान्तः कस्यचिन्महातरोरधस्तादुपविष्टः । तत्र काचिद्गोपकन्या सुकुमारमनोज्ञसर्वाङ्गा यदृच्छया धारानगरं प्रति तक्रं विक्रीतुकामा तक्रभाण्डञ्चोद्वहन्ती समागच्छति । तामागच्छन्तीं दृष्ट्वा, राजा पिपासावशोदतद्भाण्डस्थं पेयञ्चेत् पिबामीति बुद्ध्याऽपृच्छत् तरुणि ! किमावहसीति । सा च तन्मुखश्रिया भोजं मत्वा, तत्पिपासाञ्च ज्ञात्वा, छन्दोरूपेणाह ।

हिमकुन्दशशिप्रभशङ्खनिभं परिपक्वकपित्थसुगन्धरसम् ।
युवतीकरनिर्मथितं पिब हे नृप ! तक्रमिदं स्वरुजापहरम् ३१२

राजा तच्च तक्रं पीत्वा तुष्टस्तां प्राह । सुभ्रूः ! किं तवाभीष्टमिति । सा च किञ्चिदाविष्कृतयौवना मदपरवशमोहाकुलनयना प्राह । देव ! मां कन्यामेवावेहि सा पुनराह ।

इन्दुं कैरविणीव, कोकपटलीवाम्भोजिनीवल्लभं,
मेघश्चातकमण्डलीव, मधुपश्रेणीव पुष्पव्रजम् ।
माकन्दं पिकसुन्दरीव, रमणीवात्मेश्वरं प्रोषितं,
चेतोवृत्तिरियं सदा नृपवर ! त्वां द्रष्टुमुत्कण्ठते ॥३१३॥

राजा चमत्कृतः प्राह सुकुमारि ! त्वां लीलादेव्या अनुमत्या स्वीकुर्म्मः इति । धारानगरं नीत्वा तां तथैव स्वीकृतवान् ।

૧૦૨ એક દિવસે મૃગયા કરવાના રસથી વનમાં ફરતાં ફરતાં કપાળને તપાવે એવા સુર્યના તાપથી ' ગ્લાનિ પામેલો અને તરસથી વ્યાકુલ થએલો રાજા ઘોડાપર ચડીને આસપાસ જલાશય શોધવા લાગ્યો પણ તે નહી મળવાથી થાકીને કોઇ મોટા ઝાડની નીચે બેઠો હતો. તે સમયે કોઇ સુકુમાર અને મનોહર અંગોવાળી ગોવાળની દીકરી ધારા નગરીમાં છાશ વેચવાની ઇચ્છાથી છાસનું વાસણ સાથે લઇને જતી હતી તે રાજાના જોવામાં આવી. એને જોઇ તરસને લીધે ' જો આમાં કાંઈ પીવાનું હોય તો પી લઉં" એવી ધારણાથી રાજાએ તેને પુછ્યું કે " આ તારે માથે તેં શું

ઉપાડ્યું છે ? ” એ વચન સાંભળી તે ગોવાળની દીકરી મોહોડાની શોભા ઉપરથી તેને ભોજ જાણી અને તરસ્યો પણ જાણી લઇ કવિતારૂપે બોલી કે—

હે રાજા ! આ છાશ કે જે હિમ ડોલરનાં પુષ્પ ચંદ્ર અને શંખ સરખી ધોળી છે, પાકેલા કોઠના ફળ જેવી સુગંધીવાળી છે, જુવાન સ્ત્રીના હાથથી મથાએલ છે અને તમારા તાપને મટાડે એવી છે તેને પીઓ. ॥ ૩૧૨ ॥

એ સાંભળી છાશ પીને પ્રસન્ન થએલા રાજાએ તેને કહ્યું કે “ સુંદરી ! તારે શું જોયે છે ? ” કાંઇક ફુટેલી જુવાની વાળી અને મદથી પરવશ તથા મોહથી વ્યાકુલ નેત્રવાળી તે ગોવાળની દીકરી બોલી કે “ મહારાજ ! હું કુંવારી છું. ” ફરી પણ બોલી કે—

હે રાજાઓમાં ઉત્તમ ! જેમ કુમુદિની ચંદ્રને જોવા ઉત્કંઠા ધરે છે, ચક્રવાકની પંક્તિ સૂર્યને જોવા ઉત્કંઠા ધરાવે છે, બપૈયાઓની મંડલી મેઘને જોવા ઉત્કંઠા ધરે છે. ભ્રમરાઓની પંક્તિ પુષ્પોના સમૂહને જોવા ઉત્કંઠા ધરે છે, કોયલ આંબાને જોવા ઉત્કંઠા ધરે છે, અને પ્રોષિતપતિકા પરદેશમાં ગએલા પતિને જોવા ઉત્કંઠા ધરે છે તેમ આ મારા ચિત્તની વૃત્તિ સર્વદા તમને જોવા ઉત્કંઠા ધરે છે. ॥ ૩૧૩ ॥

એ સાંભળી ચિત્તમાં ચમત્કાર પામેલા રાજાએ તેને કહ્યું કે “ સુંદરી ! લીલાવતી રાણીની અનુમતિ મળશે તો તારો સ્વીકાર કરીશું. ” પછી તે ગોવાળની દીકરીને ધારાનગરીમાં લઇ જઇને રાજાએ તેનો તે પ્રમાણેજ અંગીકાર કર્યો.

१०२ कदाचिद्राजाभिषेके मदनशरपीडिताया मदिराक्ष्याः करतलगलितो हेमकलशः सोपानपंक्तिषु रटन्नेव पपात । ततो राजा सभामागत्य कालिदासं प्राह, सुकवे ! एनां समस्यां पूरय—ट टं, ट टे टं, ट ट टं, ट टे टं,

तदा कालिदासः प्राह,

राजाभिषेके मदविह्वलाया हस्ताच्च्युतो हेमघटो युवत्याः ।
सोपानमार्गेषु करोति शब्दं ट टं ट टं टं ट ट टं ट टं टं ॥ ३१४ ॥

तदा राजा स्वाभिप्रायं ज्ञात्वाऽक्षरलक्षं ददौ ।

૧૦૩ કોઇ દિવસે રાજાને નવરાવતી વખતે કામદેવના બાણુથી પીડાએલી એક સુંદરીના હાથમાંથી સોનાનો કલશ છટકી ગયો તે પગથીઆઓ ઉપર અવાજ કરતો કરતો નીચે પડયો. તે જોઇ રાજાએ સભામાં આવીને કાલિદાસને કહ્યું કે " મહા કવિ ! ટંટંટટં ટંટટટંટટટ એ સમસ્યાને પુરી કરો. "

કાળિદાસ બોલ્યો કે—

રાજાને નવરાવવાના સમયમાં મદથી વિહ્વલ થએલી યુવતિના હાથમાંથી છટકેલા કલશે પગથીઆંઓ ઉપર ટંટંટટંટંયટટંટટટં એવો ભારે શબ્દ કર્યો. ॥ ૩૧૪ ॥

એ સાંભળી રાજાએ તેમાં ખરો અભિપ્રાય આવ્યો જાણી કાળિદાસને એક એક અક્ષરનું લાખ લાખ ધન આપ્યું.

१०४ अन्यदा सिंहासनमलङ्कुर्वाणे श्रीभोजे कश्चिच्चोर आरक्षकै राजनिकटं नीतः । राजा तं दृष्ट्वा कोऽयमित्यपृच्छत् । तदा आरक्षकाः देव ! अनेन कुमिल्लकेन कस्मिंश्चिद्वेश्यागृहे घातपातमार्गेण द्रव्याणि अपहृतानीति । तदा राजा प्राह अयं दण्डनीय इति ततो भुकुण्डो नाम चोरः प्राह ।

भट्टिर्नष्टो, भारवीयोऽपि नष्टो,
भिक्षुर्नष्टो, भीमसेनोऽपि नष्टः ।
भुकुण्डोऽहं, भूपतिस्त्वं हि राजन् !
भभ्भापंक्तावन्तकः सन्निविष्टः ॥ ३१५ ॥

तदा राजा प्राह, भो भुकुण्ड ! गच्छ गच्छ यथेच्छं विहर ।

૧૦૪ એક દિવસે ભોજરાજા સિંહાસનપર બેઠો હતો ત્યાં ચોકીવાળાઓ કોઇ ચોરને તેના પાસે લાવ્યા. તેને જોઇને રાજાએ પુછ્યું કે " આ કોણ છે ? " ચોકીવાળાઓ બોલ્યા કે ' આ ચોરે કોઇ વેશ્યાના ઘરમાં તોડફોડ કરીને પદાર્થો ચોર્યા છે. " એ સાંભળી રાજાએ કહ્યું કે " આને શિક્ષા કરવી. " તે સમયે તે ભુકકુંડ નામનો ચોર બોલ્યો કે—

હે રાજા! ભટ્ટિ મુવો, ભારવિ મુવો, ભિક્ષુ મુવો અને ભીમસેન

પણ મુવો તો હવે હું ભૂકકુંડ છું અને તમે ભૂપતિ છો માટે આપણે પણ મરવુંજ જોઇએ. કારણ કે ભભાની પંક્તિમાં કાલ પેસી ચુકેલો છે. ॥ ૩૧૫ ॥

તે સમયે રાજાએ કહ્યું કે " ભકકુંડ ! જા જા (હવે આવું નહી કરતો ) ખુશીથી ફરયા કરજે. "

१०९ कदाचिद्भोजो मृगयापर्य्याकुलो वने विचरन् विश्रमाविष्टहृदयः कञ्चित्तटाकमासाद्य स्थितवान् । श्रमात् प्रसुप्तः । ततोऽपरपयोनिधिकुहरं गते भास्करे ।

तत्रैवारोचत निशा तस्य राज्ञः सुखप्रदा ।
चञ्चच्चन्द्रकरानन्दसन्दोहपरिकन्दला ॥ ३१६ ॥

ततः प्रत्यूषसमये नगरीं प्रति प्रस्थितो राजा चरमगिरिनितम्बलम्बमानशशाङ्कबिम्बमवलोक्य सकुतूहलः सभामागत्य तदा समीपस्थान् कवीन्द्रान्निरीक्ष्य समस्यामेकामवदत् ।

चरमगिरिनितम्बे चन्द्रबिम्बं ललम्बे ॥

तदा प्राह भवभूतिः ।

अरुणकिरणजालैरन्तरिक्षे गतर्क्षे

ततो दण्डी प्राह ।

चलति शिशिरवाते मन्दमन्दं प्रभाते ।

ततः कालिदासः प्राह ।

युवतिजनकदम्बे नाथमुक्तौष्ठबिम्बे
चरमगिरिनितम्बे चन्द्रबिम्बं ललम्बे ॥ ३१७ ॥

ततो राजा सर्वानपि सम्मानितवान्, तत्र कालिदासं विशेषतः पूजितवान् ।

૧૦૫ કોઇ દિવસે રાજા મૃગયામાં લાગીને વનમાં ફરતાં ફરતાં વીસામો લેવાની ઇચ્છા થવાથી કોઇ તળાવને કાંઠે આવીને બેઠો અને બેસતાં વેતજ પરિશ્રમને લીધે સુઇ ગયો. પછી સુર્ય પશ્ચિમ સમુદ્રની અંદર જતાં ( અસ્ત પામતાં )

તે સ્થળમાંજ રાજાને, સુખ આપનારી અને પ્રકાશ પામતા ચંદ્રની કિરણોથી ઉત્પન્ન થતા આનંદના, સમૂહથી ઘેરાએલી રાત પડી. ॥ ૩૧૬ ॥

રાત વીતીને પ્રભાતનો સમય થતાં ધારાનગરીમાં જવા ચાલતો થએલો રાજા ચંદ્રના બિંબને અસ્તાચલના ભાગમાં લટકતું જોઇ કૌતુક પામ્યો. પછી સભામાં આવી ત્યાં પાસે બેઠેલા કવીશ્વરોને જોઇ રાજાએ એક સમસ્યા કહી કે—

' ચંદ્રનું બિંબ અસ્તાચલના ભાગમાં લટક્યું. '

ભવભૂતિ બોલ્યો કે—

' સુર્યના કિરણોના સમૂહથી અંતરિક્ષમાં નક્ષત્રો ગુમ થઇ જતાં '

દંડી બોલ્યો કે—

' પ્રભાતનો થંડો વાયુ મંદ મંદ રીતે ચાલતાં '

કાળિદાસ બોલ્યો કે—

' નાયકો નાયિકાઓનાં હેઠરૂપી ઘોક્ષાંઓને પોતાના હોઠમાંથી છુટાં કરતાં ' ચદ્રનુ બિંબ અસ્તાચલના ભાગમાં લટક્યું. ॥ ૩૧૭ ॥

એ સાંભળી રાજાએ સઘળા કવિઓને માન આપ્યું અને તેઓમાં કાળિદાસને વધારે માન આપ્યું.

१०६ अथ कदाचिद्भोजो नगराद्बहिर्निर्गतो नूतनेन तटाकाम्भसा बाल्यसाधितकपालशोधनादि चकार । तत्र मसा कश्चन शफरशावः कपालं प्रविष्टो विकटकरोटिकानिकटवाटितो ननिर्गतः । ततोराजा स्वपुरीमवाप । तदारभ्य राज्ञः कपाले वेदना जाता । साचतत्रत्यैर्भिषग्वरैः सम्यक्चिकित्सितापि न शान्ता एवचर्हीन शान्तिरामन्त्रस्ये राज्ञि अमानुषाविदितेन महारोगेण,

क्षामं क्षाममभूद्वपुर्गतसुखं हेमन्तकालेऽजवत्
वक्त्रं निर्गतकान्ति राहुवदनाक्रान्ताब्जबिम्बोपमम्
चेतः कार्यपदेषु तस्य विमुखं, क्लीवस्य नारीष्विव
व्याधिः पूर्णतरो बभूव, विपिने शुष्के शिखावानिव ।
एवमतीते संवत्सरेऽपि न केनापि निवारितः स गदः । ततः

भोजो नानाविधौषधप्रसनः रोगदुःखितमनाः समीपस्थं शोकसागरनिमग्नं बुद्धिसागरं कथमपि संयताक्षक्षरमुवाच वाचम्। बुद्धिसागर। इतः परमस्मद्विषये न कोऽपि भिषग्वरो वसेत् भेषजकोशान् भिखिलाम् स्रोतसि निरयागच्छ। मम देवसमागमसमयः समागत इति।। तच्छ्रुत्वा सर्व्वेऽपि पौरजना कवयश्च अवरोधसमाताश्च विगलदश्रुधारासारनयना बभूवुः। ततः कदाचिद्देवसभायां पुरन्दरः सकलमुनिवृन्दमध्यस्थं वीणामुनिमाह। मुने! इदानीं भूलोके का नाम वार्त्तेति? ततो नारदः प्राह, सुरनाथ! न किमप्याश्चर्य्यं किन्तु धारानगरवासी श्रीभोज भूपालो रोगपीडितो नितरामस्वस्थो वर्त्तते। स तस्य रोगः केनापि न निवारितः। तदनेन भोजनृपालेन भिषग्वरा अपि स्वदेशान्निष्कासिताः वैद्यशास्त्रमपि अनृतमिति निरस्तमिति। एतदाकर्ण्य पुरुहूतः समीपस्थौ नासत्याविदमाह। भोः स्वर्व्वैद्यौ! कथमनृतं धन्वन्तरीयं शास्त्रम्। तदा तावहतु रमरेश देव! न व्यलीकमिदं शास्त्रं, किन्त्वमरविदितेन रोगेण बाधितोऽसौ भोज इति। इन्द्रः कोऽसौ रोगः? किं भवतोर्दितः? ततस्तावूचतुः देव! भोजेन कपालशोधने कृते तदा प्रविष्टः पाठीनस्तन्मूलोऽयं रोग इति। तदा इन्द्रः स्मयमानमुखः प्राह। तदिदानीमेव युवाभ्यां गन्तव्यं नचेदितः परं भूलोके भिषक्छास्त्रस्यासिद्धिर्भवेत् स खलु सरस्वतीविलासस्य निकेतनं शास्त्राणामुद्धर्त्ता चेति। ततः सुरेन्द्रादेशेन तावभावपि धृतद्विजन्मवेषौ धारानगरं प्राप्य द्वारस्थं प्राहतुः। द्वारस्थ! आवां भिषजौ काशीदेशादागतौ श्रीभोजाय विज्ञापय। तेनानृतमित्यङ्गीकृतं वैद्यशास्त्रमिति श्रुत्वा तत् प्रतिस्थापनाय तद्रोगनिवारणाय चेति। ततो द्वारस्थः प्राह भो विप्रौ! न कोऽपि भिषक् प्रवेष्टव्य इति राज्ञोक्तम्। राज तु केवलमस्वस्थः, नायमवसरो विज्ञापनस्येति। तस्मिन् क्षणे कार्य्यवशाद्बहिर्निर्गतो बुद्धिसागरस्तौ दृष्ट्वा को भवन्तावित्यपृच्छत्। ततस्तौ यथागत मूचतुः! ततो बुद्धिसागरेण तौ राज्ञः समीपं नीतौ ततो राजा तावलोक्य मुखश्रिया महाभिषजाविति बुध्वा

आभ्यां शक्यतेऽयं रोगो निवारयितुमिति निश्चित्य तौ बहुमानितवान् ।
ततस्तावूचतुः राजन्! न भेतव्यं रोगो निर्गतः । किन्तु कुत्रचिदेकान्ते त्वया भवितव्यमिति । ततो राज्ञापि तथा कृतम् । ततस्तावपि राजानं मोहचूर्णेन मोहयित्वा शिरःकपालमादाय तत्करोटिकापुटे स्थितं शफरकुलं गृहीत्वा कस्मिंश्चिद्भाजने निक्षिप्य सन्धानकरण्या कपालं यथावदारचय्य सञ्जीवन्या च तं जीवयित्वा तस्मै तदर्शयताम् । तदा तद्दृष्ट्वा राजा विस्मितः किमेतदिति तौ पृष्टवान् । तदा तावूचतुः राजन्! त्वया बाल्यादारभ्य परिचितकपालशोधनतः संप्राप्तमिदमिति । ततो राजा किमस्माकं पथ्यमिति ततस्तावूचतुः ।

अशीतेनाम्भसा स्नानं
पयः पानंनव स्त्रियः ।
एतद्वो मानुषाः पथ्यम्

इति । तत्रान्तरे राजा मध्ये मानुषा इति सम्बोधनं श्रुत्वा, वयञ्चेम्मानुषाः कौ युवामिति ? तयो र्हस्तौ झटिति स्वहस्ताभ्यां अग्रहीत् । तत स्तत्क्षणएव तावन्तर्धत्तां ब्रुवन्तावेव कालिदासेन पूरणीयस्तुरीयचरणइति । ततो राजा विस्मितः सर्वानाहूय तद्वृत्तमब्रवीत् । तत् श्रुत्वा सर्वेऽपि चमत्कृता विस्मिताश्च बभूवुः। ततः कालिदासेन तुरीयचरणः पूरितः ।

स्निग्धमुष्णञ्च भोजनम् ॥ ३१९ ॥

ततो भोजोऽपि कालिदासं लीलामानुषं मत्वा परं सम्मानितवान् । अथ भोजनृपालः प्रतिदिनं सञ्जातबल कान्तिर्ववृद्धे कृष्णेतरपक्षे चन्द्र इव ।

૧૦૬ કોઈ દિવસે ભોજરાજા ગામથી બાહાર ગયો હતો ત્યાં તેણે કપાળ સાફ કરવા વિગેરેની ક્રિયા (નેતી) કે જેનો પોતે બા-

भोजो नानाविधौषधमसन रोगदुःखितमनाः समीपस्थं शोकसागरनिमग्नं बुद्धिसागरं कथमपि संयताक्षक्षरमुवाच वाचम् ! बुद्धिसागर ! इतः परमस्मद्विषये न कोऽपि भिषग्वरो वसेत् भेषजकोशान् भिखिलाम् स्रोतसि निरयागच्छ । मम देवसमागमसमयः समागत इति । । तच्छुत्वा सर्व्वेऽपि पौरजना कवयश्च अवरोधसमाताश्च विगलदस्रासारनयना बभूवुः । ततः कदाचिद्देवसभायां पुरन्दरः सकलमुनिवृन्दमध्यस्थं वीणामुनिमाह । मुने ! इदानीं भूलोके का नाम वार्त्तेति ? ततो नारदः प्राह, सुरनाथ ! न किमप्याश्चर्य्यं किन्तु धारानगरवासी श्रीभोज भूपालो रोगपीडितो नितरामस्वस्थो वर्त्तते । स तस्य रोगः केनापि न निवारितः ... राज्ञा जनपालित भिषग्वरा अपि स्वदेशान्निष्कासिताः वैद्यशा... समीपस्थौ नास-

વગરતુ થઇ ગયું અને એવી રીતે સુકલ...
રોગ બહુજ ભરપૂર થયો. ॥ ૩૧૮ ॥

આ યોગ થયે એક વરસ વીતી ગયું તોપણુ કોઇથી તેનું નિવારણુ થયું નહી. પછી અનેક પ્રકારનાં ઔષધોના ભક્ષણુથી અને રોગથી કાયર થએલા રાજાએ પાસે બેઠેલા અને શોકરૂપી સમુદ્રમાં ડુબેલા બુદ્ધિસાગરને માંડ માંડ થોડાક અક્ષરથી કહ્યું કે 'બુદ્ધિસાગર !' હવે પછી કોઇપણુ વૈદ્ય આપણા દેશમાં ન રહે એવો બંદોબસ્ત કરી સઘળા વૈદ્યક ગ્રંથોને પાણીમાં ડુબાવી દઇને તમે પાછા અહી આવો. મારો દેવલોકમાં જવાનો સમય આવ્યો છે. એ સાંભળી સઘળા ગામના લોકોના કવિઓનાં અને અંતઃપુરનાં માણુસોના નેત્રોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી. એ સમયમાં કોઇ દિવસે ઇંદ્રે દેવતાઓની સભાની અંદર સઘળા મુનિઓના સમૂહમાં બેઠેલા નારદજીને પુછ્યું કે " મુનિ ! પૃથ્વીલોકમાં શી નવી ખબર છે ? " નારદજી બોલ્યા કે " કોઈ નવી ખબર નથી. પરંતુ ધારાનગરીનો રેહેવાશી ભોજરાજા ભારે મંદવાડથી બહુજ અસ્વસ્થ થયો છે અને તેનો મંદવાડ કોઇ પણુ મટાડી શકતું નથી. એટલા માટે તે રાજાએ સઘળા વૈદ્યોને પોતાના દેશમાંથી કાહાડી મુકયા છે અને વૈદ્યશાસ્ત્રને ખોટું સમજીને નંખાવી દીધું છે." એ સાંભળી ઇદ્રે પોતાની પાસે બેઠેલા અશ્વિનીકુમારોને પુછ્યું કે " હે સ્વર્ગના વૈદ્યો ! ધન્વંતરિનું

आभ्यां शक्यतेऽयं रोगो निवारयितुमिति निश्चित्य तौ बहुमानितवान् । ततस्तावूचतुः राजन् ! न भेतव्यं रोगो निर्गतः । किन्तु कुत्रचिदेकान्ते त्वया भवितव्यमिति । ततो राज्ञापि तथा कृतम् । ततस्तावपि राजानं मोहचूर्णेन मोहयित्वा शिरःकपालमादाय तत्करोटिकापुटे स्थितं शफरकुलं गृहीत्वा कस्मिंश्चिद्भाजने निक्षिप्य सन्धानकरण्या कपालं यथावदारचय्य सञ्जीवन्या च तं जीवयित्वा तस्मै तदर्शयताम् । तदा तदृष्ट्वाराजा विस्मितः किमेतदिति तौ पृष्टवान् । तदा तावूचतुः राजन् ! त्वया बाल्यादारभ्य परिचितकपालशोधनतः संप्राप्तमिदामिति । ततो राजा किमस्माकं पथ्यमिति ततस्तावूचतुः ।

अशीतेनाम्भसा [illegible]

[illegible] ...એ બ્રાહ્મણે [illegible] આવી દ્વારપાલને કહ્યું કે " દ્વારપાલ ! [illegible] વૈદ્ય કાશીથી આવેલા છીએ તો તે વાત રાજાને જાહેર કરો. રાજાએ વૈદ્યશાસ્ત્રને ખોટું માનેલું છે તો તેને સાચું ઠરાવવા સારૂ અને રાજાનો રોગ મટાડવા સારૂ અમો આવ્યા છીએ. " દ્વારપાલ બોલ્યો કે " હે બ્રાહ્મણો ! કોઇ પણ વૈદ્યને આવવા દેવો નહી એમ રાજાએ આજ્ઞા કરી છે અને વળી હમણાં રાજા બહુજ અસ્વસ્થ છે માટે જાહેર કરવાનો આ સમય નથી. " તે વખતે કોઇ કામને બાહાર આવેલા બુદ્ધિસાગરે તેઓને જોઇને પુછ્યું કે " તમો કોણ છો ? " અશ્વિનીકુમારોએ પોતાની વાત કહી સંભળાવી. પછી બુદ્ધિસાગર તેઓને અંદર લઇ આવતાં તેઓને જોઇ તેઓના મોહોડાની શોભા ઉપરથી રાજાએ, " આ કોઇ મોટા વૈદ્યો છે અને એઓથી મારા રોગનું નિવારણ થઇ શકશે. " એમ ધારી તેઓને ઘણું માન આપ્યું. અશ્વિનિકુમારો બોલ્યા કે " રાજા ! તમારે બીવું નહી. રોગ મટી ગયો સમજવો. હવે તમે કોઇ એકાંત સ્થળમાં આવો. " એ સાંભળી રાજા એકાંતમાં ગયો. પછી અશ્વિનીકુમારોએ મોહનું ચૂર્ણ સુંઘાડી તેને બેભાન કરી માથાની ખોપરીનો એક ભાગ જુદો કાહાડી તેના હાડકાના સંપુટમાં રહેલાં માછલાંઓને પકડી કોઇ વાસણમાં નાંખી સંધાનકરણી નામની ઔષધીથી પાછી ખોપરી બરાબર સાંધી દઇ સંજીવની નામની ઔષધીથી પાછી ચેતના આપીને તે રાજાને પેલાં માછલાં દેખાડયાં.

એ જોઇ વિસ્મય પામેલા રાજાએ પુછ્યું કે " આ શું છે ? " અશ્વિનીકુમાર બોલ્યો કે " રાજા ! તમે બાલ અવસ્થાથી નેતી કરવાનો અભ્યાસ કર્યો હતો તેમાંથી આ થયું હતું. " પછી રાજાએ તેઓને પુછ્યું કે " હવે અમારે વાસ્તે જે પથ્ય હોય તે કહો. " અશ્વિનીકુમાર બોલ્યા કે—

'માણસો ! ઊના પાણીથી નાહાવું, દુધ પીવું, જુવાન સ્ત્રીઓને ભોગવવી એ તમે લોકોને વાસ્તે પથ્ય છે.'

એવા અર્થનાં ત્રણ ચરણ બોલી હજી ચોથું ચરણ બોલવું બાકી રહ્યું હતું તેટલામાં વચમાં 'માણસો !' એ સંબોધન સાંભળી 'અમો માણસ છીએ ત્યારે તમો કોણ છો?' એમ કહી રાજાએ પોતાના બે હાથ વતે તુરત તેઓના હાથ પકડ્યા પણ નહી પકડવા દેતાં અશ્વિનીકુમારો ઝડપથી અંતર્ધાન થઇ ગયા અને કહેતા ગયા કે "ચોથું ચરણ કાળીદાસ રચી દેશે" પછી રાજાએ વિસ્મય પામી સઘળાઓને બોલાવીને તે હકીકત કહી સંભળાવી એ સાંભળી સઘળા લોકો ચમત્કાર ભરેલો વિસ્મય પામ્યા પછી કાળીદાસે અશ્વિનીકુમારના શ્લોકનું ચોથું ચરણ રચી આપ્યું કે—

'તથા સ્નિગ્ધ અને ઉનું ભોજન કરવું એ પણ પથ્ય છે.
॥ ૩૧૫ ॥

આ ઉપરથી ભોજરાજાએ કાળીદાસને કોઇ દેવ છતાં લીલાથી મનુષ્ય રૂપે અવતરેલો માનીને તેનું બહુજ સન્માન કર્યું પછી ભોજરાજા બલ અને કાંતિ દિવસે દિવસે પ્રાપ્ત થતાં શુકલપક્ષના ચંદ્રની પેઠે વધવા લાગ્યો.

१०७ ततः कदाचित् सिंहासनमलङ्कुर्वाणे श्रीभोजे कालिदास-भव-भूति-दण्डि-बाण-मयूर-वररुचिप्रभृतिकवि-तिलककुलालङ्कृतायां सभायां द्वारपाल एत्याह देव ! कश्चित्कविर्द्वारि तिष्ठति । तेनेयं प्रेषिता गाथासनाथा चीठिका देवसभायां निक्षिप्यतामिति तान्दर्शयति । राजा गृहीत्वा तां वाचयति ।

काचिद्बाला रमणवसतिं प्रेषयन्ती करण्डम्

दासीहस्तात्सभयमलिखद् व्यालमस्योपरिस्थम् ।
गौरीकान्तं पवनतनयं चम्पकश्चास्यभावं,
पृच्छत्यार्यो निपुणतिलको मल्लिनाथः कविन्द्रः॥३२०॥

तत् श्रुत्वा सर्वापि विद्वत्परिषच्चमत्कृता । ततः कालिदासः प्राह, राजन्! मल्लिनाथः शीघ्रमाकारयितव्य इति । ततो राजादेशाद् द्वारपालेन स प्रवेशितः कवी राजानं स्वस्तीत्युक्त्वा तदाज्ञयोपविष्टः । ततो राजा प्राह तं कवीन्द्रं, विद्वन्माल्लिनाथकवे! साधु रचिता गाथा । तदा कालिदासः प्राह किमुच्यते साध्विति । देशान्तरगतकान्तायाश्चारित्रयवर्णनेन श्लाघनीयोऽसि विशिष्य तत्तद्भावप्रतिभटवर्णनेन । तदा भवभूतिः प्राह, विशिष्यते इयं गाथापंक्तिकण्ठोद्यानवैरिणो वातात्मजस्य वर्णनादिति । ततः प्रीतेन राज्ञा तस्मै दत्तं सुवर्णानां लक्षं, पञ्च गजाश्च दश तुरगाश्च दत्ताः । ततः प्रीतोविद्वान् स्तौति राजानम् ।

देव भोज! तवदानजलौघैः सोऽयमब्धिरजनीति विशङ्के ।
अन्यथा तदुदितेषु शिलागोभूरुहेषु कथमीदृशदानम् ?॥३२१॥

ततो लोकोत्तरम् श्लोकं श्रुत्वा राजा पुनरपि तस्मै लक्षत्रयं ददौ । ततो लिखतिस्म भाण्डारिको धर्म्मपत्रे ।

प्रीतः श्रीभोजभूपः सदसि विरहिणीगूढनर्मोक्तिपद्यं श्रुत्वा
हेम्नाश्च लक्षं दश वरतुरगान् पञ्चनागानयच्छत् ।
पश्चात्तत्रैव सोऽयं वितरणगुणसद्वर्णनात् प्रीतचेता लक्षं लक्षं
श्चलक्षं पुनरपि च ददौ मल्लिनाथायतस्मै ॥ ३२२ ॥

૧૦૭ કોઇ દિવસે ભોજરાજા સિંહાસનપર બેઠો હતો અને કાળિદાસ, ભવભૂતિ, દંડી, બાણ, મયુર તથા વરરૂચિ વગેરે મોટા મોટા કવીશ્વરોથી સભા શોભતી હતી તે સમયે દ્વારપાલે આવીને રાજાને કહ્યું કે "કોઇ મલ્લિનાથ નામનો કવિ દ્વારમાં ઊભોછે. તે કવિએ આ કવિતાવાળી ચીઠી મોકલી છે અને કહ્યું છે કે 'આ ચી-

કી મહારાજની સભામાં નાખવી." એમ કહી દ્વારપાલે ચીઠી દેખાડતાં રાજાએ તે લઇને વાંચી ત્યાં તેમાં નીચે પ્રમાણે લખ્યુ હતું

"કોઇ નાયિકા પોતાના નાયક પાસે દાસીના હાથથી એક કરંડીઓ મોકલતી હતી તે સમયે તેણે બીકને લીધે કરંડીઆ ઉપર સર્પ, સદાશિવ, હનુમાન અને ચંપકને આળખ્યા તો એ આળખવામાં તેનો શો અભિપ્રાય હતો?" આર્ય અને પ્રવીણોમાં ઉત્તમ મલ્લિનાથ કવીશ્વર પુછે છે.[1] ॥ ૩૨૦ ॥

એ સાંભળી વિદ્વાનોની સઘળી સભા ચમત્કાર પામી. પછી કાળીદાસે કહ્યું કે "રાજા! મલ્લિનાથને તુરત બોલાવવો જોઇએ." કાળીદાસના કહેવા ઉપરથી રાજાએ આજ્ઞા કરતાં દ્વારપાલે અંદર મોકલ્યો તે મલ્લિનાથ આશિર્વાદ દઇ રાજાની આજ્ઞાથી બેઠો પછી રાજાએ તેને કહ્યું કે "વિદ્વાન્ મલ્લિનાથ કવિ! ગાથા બહુ સારી રચી છે." કાળીદાસ બોલ્યો કે 'મલ્લિનાથ! કેટલાંક વખાણ કરૂં. પ્રોષિત પતિકા નાયકાના ચરિત્રનું વર્ણન કરવાથી અને વિશેષે કરી

---

૧ આના અભિપ્રાયની કેટલાએક એવી કલ્પના કરેછે ફુલનો કરંડીઓ મોકલ્યો ફુલવાયુથી વીખેરાઇ જશે. એવી બીકથી વાયુનું ભક્ષણ કરનાર સર્પને આળખ્યો. ફુલને બાણરૂપ કરવા સારૂ કામદેવ લઇ જશે એવી બીકથી કામદેવના શત્રુ સદાશિવને આળખ્યા સૂર્ય કરમાવી નાખશે એવી બીકથી સૂર્યને રોકી રાખનારા હનુમાનજીને આળખ્યા અને ભ્રમરાઓ સુગંધ લઇ જશે એવી બીકથી જેને જોઇને ભ્રમરાઓ ભાગીજ જાય એવું ચંપકનું ફુલ આળખ્યું. આસપાસનું પ્રકરણ જોતાં એમ પણ જણાય છે કે આ કરંડીઆમાં જે દસ્તાવજ છે તે મારૂં હૃદયજ છે એમ નાયિકાએ જણાવ્યું હૃદયને દક્ષિણનો વાયુ પીડા કરે છે તે બીકથી વાયુનું ભક્ષણ કરનારા સર્પને મેં આળખ્યો છે, કામદેવ પીડા કરે છે એ ધાસ્તીથી કામદેવના શત્રુ મહાદેવને આળખ્યા છે. બગીચો પીડા કરેછે એ ધાસ્તીથી બગીચાનો નાશ કરનારા હનુમાનજીને આળખ્યા છે એમ જણાવીને છેલે એમ જણાવ્યું કે એ પ્રમાણે હું કામાતુર છતાં પણ, જેમ આ ચંપક ઉપર ભ્રમરાઓ આવતા નથી તેમ મારા હૃદય પર કોઇ બીજા પુરૂષ આવતા નથી.

તે તે ભાવના સામા વળીઆઓનું વર્ણન કરવાથી વખાણવા લાયક છો. " ભવભૂતિ બોલ્યો કે " રાવણના બગીચાનો નાશ કરનારા હનુમાનજીનું વર્ણન કરવાથી આ ગાથા ઘણી સરસ છે. " પછી પ્રસન્ન થએલા રાજાએ તે મલ્લિનાથ કવિને લાખ સોના મોહોર, પાંચ હાથી અને દશ ઘોડાં આપતાં એ દાનથી પ્રસન્ન થએલા તે કવિએ રાજાની સ્તુતિ કરી કે—

હે ભોજરાજા ! તમે દાન આપોછો તેના સંકલ્પ કરવાના જળના પ્રવાહોથી આ સમુદ્ર ઊત્પન્ન થયો છે એમ ધારૂં છું જો એમ ન હોય તો તે સમુદ્રમાંથી ઉત્પન્ન થએલાં ચિંતામણિ, કામધેનુ અને કલ્પવૃક્ષો ભારે ભારે દાન આપેજ કેમ ? ॥ ૩૨૧ ॥

એ સર્વોત્તમ શ્લોક સાંભળીને રાજાએ ફરીવાર પણ તે કવિને ત્રણ લાખ ધન આપ્યું. તે સમયે ખજાનચીએ ધર્માદાના ચોપડામા લખ્યું કે—

વિરહિણી સ્ત્રીના ગુઢ નર્મ વચનનો શ્લોક સાંભળી રાજી થએલા શ્રી ભોજરાજાએ મલ્લિનાથ કવિને એક લાખ સોના મોહોર, દશ ઘોડા અને પાચ હાથીઓ આપ્યા. એ દાનથી રાજી થઇને મલ્લિનાથે દાનના ગુણનું ઉત્તમ વર્ણન કરયું તેથી વળી પ્રસન્ન થઇને રાજાએ તેને ત્રણ લાખ ધન આપ્યું. ॥ ૩૨૨ ॥

૧૦૮ ततः कदाचिद्भोजराजः कालिदासं प्रति प्राह सुकवे ! त्वमस्माकं चरमग्रंन्थ पठ ।

ततः क्रुद्धो राजानं विनिन्द्य कालिदासः क्षणेन तंदेशमूत्यक्त्वा, विलासवत्या सह एकशिलानगरं प्राप ।

ततः कालिदासवियोगेन शोकाकुलस्तं कालिदासं मृगीयंतु राजा कापालिकवेषं धृत्वा क्रमेण एकशिलानगरं प्राप ।

ततः कालिदासो योगिनं दृष्ट्वा तं सामपूर्ब्बं प्रपच्छ योगिन् ! कुत्र ते स्थितिरिति ? योगी वदति सुकवे ! अस्माकं धारानगरे

वसतिरिति ।

ततः कविराह, तत्र भोजः कुशली किम् ? ततो योगी प्राह, किं मया वक्तव्यमिति ।

ततः कविराहः, तत्रातिशयवार्त्तास्ति चेत् सत्यं कथयेति ; तदा योगी प्राह भोजोदिवं गत इति ।

ततः कवि र्भूमौ निपत्य प्रलपति देव ! त्वां विनाऽस्माकं क्षणमपि भूमौ न स्थितिः, अतस्त्वत्समीपमहमागच्छामीति कालिदासो बहुशो विलप्य चरमश्लोकं कृतवान् ।

**अद्य धारा निराधारा, निरालम्बा सरस्वती ।**
**पण्डिताः खण्डिताः सर्वे, भोजराजे दिवङ्गते ॥३२३॥**

एवं यदा कविना चरमश्लोक उक्तस्तदैव स योगी भूतले विसंज्ञः पपात ।

ततः कालिदासस्तथाविधं तमवलोक्य अयं भोज एवेति निश्चित्य अहह ! महाराज ? तत्र भवताहं वञ्चितोऽस्मीत्यभिधाय झटिति तं श्लोकं प्रकारान्तरेण पपाठ ।

**अद्य धारा सदाधारा, सदालम्बा सरस्वती**
**पण्डितामण्डिताः सर्व्वे, भोजराजेभुवङ्गते ॥३२४॥**

ततो भोजस्तमालिङ्ग्य प्रणम्य, धारानगरं प्रति ययौ ।

૧૦૮ કોઇ દિવસે રાજાએ કાળિદાસને કહ્યું કે " મહાકવિ ! તમે અમારા મરણ પછીના વર્ણનની છેલી કવિતા બોલો. " એ સાંભળી ક્રોધ પામેલો કાળિદાસ તુરતજ તે દેશને છોડી દઇ વિશા-

સવતી નામની વેશ્યાની સાથે એકશિલા નગરીમાં જઇ રહ્યો. એ પ્રમાણે કાળિદાસનો વિયોગ થતાં શોકથી વ્યાકુળ થએલો રાજા કાળિદાસને શોધવા માટે કાપાલિકનો વેષ ધરી એકશિલા નગરીમાં ગયો. ત્યાં કાળિદાસે એ યોગિને જોઇ નમ્રતાથી પુછ્યું કે " યોગી ! તમે ક્યાં રહો છો. " યોગી બોલ્યો કે " મહાકવિ ! અમો ધારાનગરીના રેહેવાશી છીએ. " કાળિદાસે પુછ્યું કે " ધારાનગરીમાં ભોજરાજા કુશળ છે ? " યોગી બોલ્યો કે " હું શું કહું. " કાલિદાસે કહ્યું કે " ત્યાં કોઇ ભારે વાત બની હોય તો સાચે સાચી કેહેજો. " યોગી બોલ્યો કે " ભોજરાજા સ્વર્ગવાસી થયા. " એ સાંભળી કાળિદાસ ધરતીપર પડીને વિલાપ કરવા લાગ્યો કે " હે રાજા ! તમારા વિના અમો ક્ષણમાત્ર પણ પૃથ્વીમાં રહી શકીએ નહી માટે હું તમારી પાસે આવુંછું. " એવી રીતે ઘણા ઘણા વિલાપ કરી કાળિદાસે છેલો શ્લોક રચ્યો કે—

ભોજરાજા સ્વર્ગવાસી થતાં હવે ધારાનગરી નિરાધાર થઇ ગઇ, સરસ્વતી આશ્રય વગરની થઇ ગઇ અને સઘળા પંડિતો ખંડિત થઇ ગયા. ॥ ૩૨૩ ॥

એ પ્રમાણે કાળિદાસે જ્યારે છેલા શ્લોક કહ્યો તે સમયેજ તે યોગી મુર્છિત થઇને ધરતીપર પડી ગયો. પછી કાળિદાસે તે યોગીની તેવી સ્થિતિ જોઇ ' આ ભોજ છે ' એમ નિશ્ચય કરી " અરેરે ! મહારાજ ! આપે મને છેતર્યો છે " એમ કહીને તેજ શ્લોક બીજા પ્રકારથી બોલી દેખાડયો કે—

ભોજરાજા પૃથ્વીમાં હોવાથી હવે ધારાનગરી ઉત્તમ આધારવાળી થઇ, સરસ્વતી શ્રેષ્ટ આશ્રયવાળી થઇ અને સઘળા પંડિતો શોભા પામ્યા. ॥ ૩૨૪ ॥

પછી ભોજરાજા કાળિદાસનું આલિંગન કરી પ્રણામ કરી ( તેને સાથે લઇને ) ધારાનગરીમાં ગયો.

---

## ॥ अथ श्री भोजप्रबन्ध ग्रंथ गुर्जर भाषायाँ ॥

# द्वितीय खण्ड प्रारंभ.

## ધારાધિપતિ ભોજની રાજનીતિ.

ભોજ ભૂપતિ પોતાના બચપણમાંથીજ વિદ્યા પ્રત્યે પ્રેમવાળા બન્યા હતા. સામાન્ય જ્ઞાન સંપાદન કર્યા પછી તેનું મન રાજધર્મ ઉપર દોડ્યું. આથી તેમણે પોતાના વિદ્યા ગુરૂ પ્રત્યે રાજધર્મ શિખવવા પ્રાર્થના કીધી.

વિદ્યાગુરૂએ પ્રસન્ન મુખથી ઉત્તર વાળ્યો કે રાજન્ ! આ અસાર સંસારરૂપી મહાસાગરને તરી પહેલે પાર પહોંચવાને અસંખ્ય જાતનાં વિઘ્નો નડે છે; માટે તે વિઘ્નોને દુર કરવા સદ્જ્ઞાનરૂપી નાવની અગત્ય છે તો દરેક માણસે ( રંકથી રાજા પર્યંત સર્વને ) પોતાના ધર્મ અને વિદ્યાગુરૂઓની આજ્ઞા મુજબ વર્ત્તવું જોઇએ.

### રાજનીતિ.

सर्वाभीष्टकरं नीतिशास्त्रं स्यात्सर्वसम्मतम् ।
अत्यावश्यं नृपस्यापि ससर्वेषां प्रभुर्यतः ॥ १ ॥

નીતિશાસ્ત્ર સર્વના મનોરથો પૂર્ણ કરે છે માટે સર્વે લોકોએ નીતિશાસ્ત્રને માન્ય કર્યું છે; તેમાં પણ રાજાને તો તે અત્યંત ઉપયોગી છે, કારણ કે તે સર્વનો સ્વામી છે–જો રાજા નીતિ જાણતો હોય તો તેની પ્રજા પણ નીતિમાં પ્રવર્ત્તે છે.

शत्रवो नीतिहीनानां यथा पथ्याशिनांगदाः ।
सद्यः केचिच्च कालेन भवन्ति न भवन्ति च ॥ २ ॥

કુપથ્ય કરનારાને જેમ કેટલાએક રોગો ઝટપટ થઇ આવે છે અને કેટલાએક કાળે કરીને નાશ થાય છે તેમજ અનીતિને માર્ગે જનારા રાજાના પણ કેટલાએક શત્રુઓ તુરત ઉત્પન્ન થાય છે અને

કેટલાએક કાળે કરીને પ્રગટ થાય છે. તેમજ પથ્ય પાળનારાના કેટલાએક રોગો જેમ ઝટ નાશ પામે છે અને કેટલાએક કાળે કરીને નાશ પામે છે, તેમજ નીતી માર્ગે ચાલનારા રાજાના પણ કેટલાએક શત્રુઓ ઝટ નાશ પામે છે અને કેટલાએક શત્રુઓ લાંબે કાળે નાશ પામે છે.

नृपस्य परमोधर्मः प्रजानां परिपालनम् ।
दुष्ट निग्रहणं नित्यं न नीत्या ते विना ह्युभे ॥ ३ ॥

પ્રજાનું પાલન અને દુષ્ટ લોકોને શિક્ષા, આ રાજાનો મુખ્ય ધર્મ છે, પરંતુ આ બન્ને કામ નીતિ જાણ્યા વગર રાજાથી થઇ શકતાં નથી.

अनीतिरेव संछिद्रं राज्ञो नित्यं भयावहम् ।
शत्रु संवर्द्धनं प्रोक्तं बलह्रासकरं महत् ॥ ४ ॥

અનીતિ એજ રાજાને સદા ભય આપનારૂં મહા છિદ્ર છે, તે શત્રુને વધારનાર છે, અને બળની મહા હાનિ કરનાર છે.

नीति त्यक्त्का वर्तते यः स्वतन्त्रः सहि दुःख भाक् ।
स्वतन्त्र प्रभुसेवा तु ह्यसि धारावलेहनम् ॥ ५ ॥

જે રાજા નીતિનો ત્યાગ કરીને સ્વચ્છંદતાથી પોતાની ઇચ્છા પ્રમાણે અનીતિને માર્ગે આચરણ કરે છે તે દુઃખી થાય છે. આવા સ્વેચ્છાચારી રાજાની સેવા કરવી તે જીભથી તરવારની ધારને ચાટવા જેવું છે. ( કેમ કે પરિણામે મરણ નિપજે છે. )

स्वाराध्यो नीतिमान् राजा दुराराध्यस्त्व नीतिमान् ।
यत्र नीतिवले चोभे तत्र श्रीः सर्व तो मुखी ॥ ६ ॥

ન્યાયી રાજાની સેવા સહજ રીતે થઇ શકે છે. પણ અન્યાયી રાજાની સેવા થઇ શકતી નથી. જે રાજામાં નીતિ અને બળ બન્ને હોય છે ત્યાં પુષ્કળ લક્ષ્મીનો વાસ હોય છે.

अप्रेरितंहितकरं सर्वराष्ट्रं भवेद्यथा ।
तथा नितिस्तु सन्धार्य्या नृपेणात्महिताय्वै ॥ ७ ॥

રાજાએ પોતાના સુખને માટે એવી રીતે નીતિમાં વર્તવું કે જેમ પોતાના દેશની પ્રજા પ્રેરણા વગર પણ સદાચાર પરાયણ રહીને પોતાના રાજાનું હિત કરે.

भिन्नं राष्ट्रं बलं भिन्नं भिन्नोऽमात्यादिकोगणः ।
अकौशल्यं नृपस्यै तदनीतिर्यस्य सर्वदा ॥ ८ ॥

જે રાજા નિરંતર અનીતિ કરે છે તેનું મુર્ખપણું એજ કે તેનો દેશ, તેનું સૈન્ય અને તેના મંત્રી વગેરે સભાસદો તેનાથી વિમુખ થઇ પડે છે ( રાજાના અન્યાયથી રાજ્ય જાય છે. )

तपसा तेज आदत्ते शास्ता पाता च रञ्जकः ।
नृपः स्वप्राक्तनाद्धत्ते तपसा च महीमिमाम् ।

પુર્વ જન્મનાં સત્કર્મ અને નીતિ શાસ્ત્રનું બળ, એમ બન્ને રાજાને ઉપકારકારી છે. મનુષ્ય પુર્વ જન્મમાં કરેલાં તપના બળથી તેજસ્વી રાજા અવતરે છે. અને બીજા તેના તેજને જીરવી શકતા નથી. તે શાસ્ત્ર પ્રમાણે પ્રજાને શિક્ષા આપે છે, તેનું પાલન કરે છે, અને તેને રંજન કરે છે, માટે રાજા પોતાના પુર્વ જન્મના ત પોબળથી અને આ લોકના તપો બળથી એટલે નીતિ શાસ્ત્રના જ્ઞા નથી આ પૃથ્વીનું રક્ષણ કરે છે.

## રાજામાં કેવા ગુણ જોઇએ ?

राजास्य जगतो वृद्धेर्हेतुर्वृद्धाभिसंगतः ।
नयनानन्द जननः शशाङ्क इव वारिधेः ॥ १० ॥

નેત્રોને આનંદ આપનારો રાજા જો વૃદ્ધ લોકોના સમાગમમાં રહે તો જેમ ચંદ્ર સમુદ્રની વૃદ્ધિના કારણરૂપ થાય છે. તેમ જગતની વૃદ્ધિના કારણરૂપ છે.

धार्मिकं पालन परं सम्यक्पर पुरंजयम् ।
राजानमभिमन्यन्ते प्रजापातिमिव प्रजाः ॥ ११ ॥

જે રાજા ધર્માત્મા, પાલન કરવામાં તત્પર અને સારી રીતે શત્રુઓનાં શહેરને જીતનારો હોય તેને પ્રજા પ્રજાપતિના જેટલું માન આપે છે.

ब्राह्मं प्राते न संस्कारं क्षत्रियेण यथा विधि ।
सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम् ॥ १२ ॥

બ્રહ્મ અર્થાત્ વેદના નિયમો પ્રમાણે શાસ્ત્રના સંસ્કારોથી જેને ઉપનયન એટલે યજ્ઞોપવીત આપવામાં આવ્યું હોય :તેવા ક્ષત્રિયે

પોતાના દેશની રક્ષા બરાબર કરવીજ જોઇએ. આ ઉપરથી એમજ જણાય છે કે રાજ્ય ધારણ કરવાનો પ્રથમ અધિકાર ક્ષત્રિયને છે.

अराजकेहि लोकेऽस्मिन्सर्वतो विद्रुत भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ १३ ॥

રક્ષક વગરની ભૂમી ભયથી ચારે બાજુમાં કંપાયમાન થાય અર્થાત્ સર્વ દિશાઓમાંથી તેના ઉપર દુઃખ આવી પડે. માટે આવાં ચારે પાસનાં દુઃખનો નાશ કરી ચરાચર સૃષ્ટિનું રક્ષણ કરવાને માટેજ અર્થાત્ જીવ નિર્જીવ દુનિયાને અભય આપવાને માટેજ જગત્ કર્તાએ રાજાને ઉત્પન્ન કર્યો છે. માટે રાજ્યાભિષેક થયા પછી રાજાનું પ્રથમ કર્ત્તવ્ય પોતાના દેશનું હિત કરવું તેજ છે.

## રાજાને પરમેશ્વરે કેવી રીતે ઉત્પન્ન કર્યો છે. ?

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्र वित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ १४ ॥

ઇન્દ્ર, પવન, યમ, સૂર્ય, અગ્નિ, વરૂણ, ચંદ્ર અને કુબેર તેઓનો થોડો થોડો અંશ લઇને પરમેશ્વરે રાજાને ઉત્પન્ન કર્યો છે. અર્થાત્ રાજા તે કંઇક અંશે ઉપર ગણાવ્યા તે સ્વર્ગના દેવતાઓનો અવતાર રૂપ છે.

यदि न प्रणयेद्राजा दण्डं दण्ड्येष्व तन्द्रितः ।
शूलेमत्स्यानिवाभक्ष्यन्दुर्बलान्बलवत्तराः ॥ १५ ॥

રાજાએ હમેશાં ગુન્હેગારોને શોધીને કોઇ જાતનું આળસ કર્યા વિના તરતજ શિક્ષા કરવી. જો તેમ ન કરે તો રાજ્યમાં અંધેર ચાલે અને બળવાન માણસો નિરપરાધી અને નિર્બળ માણસોને, જેવી રીતે માછી મારો શુળમાં પરોવીને માછલીઓને રીબાવી રીબાવીને મારી નાખે છે તે પ્રમાણે રીબાવી રીબાવીને પાયમાલ કરે.

अद्यात्काकः पुरोडाशं श्वा च लिह्याद्धविस्तथा ।
स्वाम्यंच न स्यात्कस्मिंश्चित्प्रवर्त्तेता धरोत्तरम् ॥ १६ ॥

કારણ કે જો રાજા પોતાના દંડનો યોગ્ય રીતે ઉપયોગ કરે નહિ તો પછી જેવી રીતે યજ્ઞ કર્મોને માટે તૈયાર કરેલા પુરોડાશ હોય તે કાગડો ખાઇ જાય છે. અર્થાત્ જો કાગડા સરખાને પણ દંડ અથવા હાથવતી શિક્ષા કરવાનો ભય ન આપીએ તો તે આ-

વીને યજ્ઞ જેવા પવિત્ર કર્મના સાધનોને પણ અપવિત્ર કરે છે અને કુતરાં વિગેરે પણ તેજ મુજબ યજ્ઞના હવિને ખાઇ જાય છે. તેજ પ્રમાણે રાજાનો પોતાની પ્રજામાં ભય ન હોય તો બળવાન માણસો ગમે તેવી નીચ પંકિતના હોય, એટલે બળવાન ક્ષુદ્ર ઉંચ પંકિતના નિર્બળ બ્રાહ્મણને પણ પરતંત્ર બનાવે અને આખા રાજ્યમાં સર્વત્ર અન્યાયજ પ્રસરે માટે રાજાએ તો હમેશાં પોતાના રાજ્યમાં શા શા બનાવ બને છે, અધિકારી વર્ગ તરફથી તસ્કર વિગેરે ગુન્હેગારોને યોગ્ય શાસન મળે છે કે નહિ તે સઘળી બારિકાઇથી તપાસ કરવી જોઇએ.

तेभ्योऽधि गच्छेद्विनयं विनीतात्मापि नित्यशः ।
विनीतात्मा हि नृपतिर्न विनश्यति कर्हिचित् ॥ १७ ॥

પોતાનામાં નમ્રતા હોય છતાં પણ આવા અનુભવી અને વૃદ્ધ તથા બહુશ્રુત મંત્રીઓ પાસેથી તેણે વિનય શિખવો જોઇએ, કારણ કે વિનયવાન રાજાનો કોઇપણ કાળે નાશ થતો નથી. મૃત્યુ પછી પણ તે પોતાના વિનય અને સારા કામને માટે જીવતોજ ગણાય છે.

बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।
वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥ १८ ॥

વિનયહીન મહાન્ રાજાઓ થોડાજ વખતમાં તેમના અવિચારી આચરણોને લીધે રાજ્યપાટ, વાહન, ધન, દોલત અને કુટુંબ કબીલા સાથે થોડાજ સમયમાં નાશ પામેલા છે જ્યારે વિનયથી વનમાં રહેનાર પુરૂષો પણ ફરીને રાજ્યને પામેલા છે.

वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ।
सुदासो यवनश्चैव सुमुखो निमिरेव च ॥ १९ ॥

વેન તથા નહુષ પૃથ્વી પતિઓ તેમજ યવનના પુત્રો સુદાસ નિમિ અને સુમુખ પોત પોતાના અવિનયને લીધે નાશ પામ્યા છે.

पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ।
कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥ २० ॥

અને વિનયને લીધેજ પૃથુ અને મનુને રાજ્ય મળ્યાં અને કુબેર તે અક્ષય દ્રવ્યના કોશનો કોષાધિકારી થયો અને ગાધિ પુત્ર વિશ્વામિત્ર ક્ષત્રી હોવા છતાં એજ દેહથી બ્રાહ્મણત્વને પામ્યા.

सदानुरक्त प्रकृतिः प्रजापालन तत्परः ।
विनीतात्माहि नृपतिर्भूयसीं श्रियमश्नुते ॥ २१ ॥

સર્વદા મંત્રીઓ વગેરેના પ્રેમવાળો, પ્રજાઓનું પાલન કરવામાં તત્પર રહેનારો અને સારી રીતે કેળવાયલો રાજા મોટી સંપત્તિને ભોગવે છે.

यो हि स्वधर्मनिरतः प्रजानां परिपालकः ।
यष्टाच सर्वयज्ञानां नेता शत्रुगणस्य च ॥ २२ ॥
दानशौण्डः क्षमीशूरोनिस्पृहो विषयष्वोपि ।
विरक्तः सात्विकः सोहि नृपोऽन्ते मोक्षमान्विपात् ॥२३॥

જે રાજા, રાજાના ધર્મો બરાબર પાળતો હોય પ્રજાનું સર્વ રીતે સંરક્ષણ કરતો હોય, યજ્ઞો કરતો હોય, શત્રુને પોતાને સ્વાધીન રાખતો હોય, ઉદાર મનનો હોય, ક્ષમા શીળ હોય, શુરવીર હોય, અને વૈભવોની ઇચ્છા ન રાખતાં વીરકત રહેતો હોય તે રાજાને સાત્વીક જાણવો અને તે છેવટે મુક્તી મેળવે છે.

विपरीत स्तामसःस्यात् सोऽन्ते नरकभाजनः ।
निर्घृणश्च मदोन्मत्तो हिंसकः सत्वयर्जितः ॥

જે રાજામાં ઉપરના ગુણો ન હોય, ક્રુર હોય, મદીરાપાન કરીને ઉન્મત્ત રહેતો હોય, હીંસક તથા અસત્ય વાદી હોય, તેને તમારે ગુણી રાજા જાણવો અને તે રાજા છેવટે નરકમાં પડે છે.

राजसो दांभिको लोभी विषयी वञ्चकः शठः ।
मनसान्यश्च वचसा कर्मणा कलहांप्रियः ॥ २५ ॥
नीचप्रियः स्वतन्त्रश्च नीतिहीनश्छलान्तरः
स तिर्यक्त्वं स्थावरत्वं भवितान्ते नृपाधमः ॥२६॥

જે રાજા દંભી, લોભી, વીષયી, વંચક તથા શઠ હોય, મન વાણી તથા કર્મથી વારંવાર ફરી જતો હોય, કજીયો કરતો હોય, નીચ લોકોનો સંગ કરતો હોય, સ્વેચ્છાચારી, અને મનનો કપટી હોય તેને રજોગુણી જાણવો અને તે નીચ રાજા પશુ પક્ષીમાં કે વૃક્ષાદિક સ્થાવર જાતિમાં અવતરે છે.

देवांशान् सात्विको भुङ्क्ते राक्षसांशांस्तु तामसः ।
राजसो मानवांशांस्तु सत्वे धार्यं मनस्ततः ॥ २७ ॥

સત્વગુણી રાજા દેવતાનો અંશ ભોગવે છે. તમો ગુણી રાજા રાક્ષસનો અંશ ભોગવે છે અને રજોગુણી રાજા મનુષ્યનો અંશ ભોગવે છે માટે મનુષ્યે સત્વગુણમાં મન રાખવું.

इन्द्रात्प्रभुत्वं ज्वलनात्प्रतापं क्रोधो यमाद्वैश्रवणाच्चवित्तम् ।
पराक्रमं रामजनार्दनाभ्यामादाय राज्ञः क्रियते शरीरम् ॥२८॥

ઇંદ્ર પાસેથી પ્રભુતાને, અગ્નિ પાસેથી પ્રતાપને, યમ પાસેથી ક્રોધને, કુબેરજીની પાસેથી ધનને અને રામ તથા શ્રીકૃષ્ણની પાસેથી પરાક્રમને લઇને વિધાતા રાજાના શરીરને બનાવે છે.

सराजा पुरुषो दंडः सनेता शासिताचसः ।
चतुर्णामाश्रमाणांच धर्मस्य प्रतिभूः स्मृतः ॥ २९ ॥
दण्डः शास्तिप्रजाः सर्वादण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेषु जागर्तिदण्डं धर्मंविदुर्बुधाः ॥ ३० ॥

જે દંડ છે તેજ ખરૂં પુછો તો રાજા છે, તેજ ન્યાયનો પ્રચાર કર્ત્તા અને સર્વ શાસન કર્ત્તા છે, અને તેજ ચાર વર્ણ અને ચાર આશ્રમોના ધર્મનો પ્રતિભૂ (જામીન) છે. તેજ દંડ પ્રજાને શાસન કર્ત્તા, તેમ સર્વ પ્રકારે રક્ષણ કર્તા છે. ઉંઘમાં પડેલા પ્રજાના મનુષ્યોના મધ્યમાં જાગતો છે, તેટલા માટે બુદ્ધિવાન લોક દંડનેજ ધર્મ કહે છે.

तस्यार्थे सर्व भूतानां गोप्तारं धर्ममात्मजं ।
ब्रह्मतेजोमयं दण्ड मसृजत्पूर्व मीश्वरः ॥ ३१ ॥

म. अ. ७.

રાજાને અર્થે ઇશ્વરે સર્વ પ્રાણીનું રક્ષણ કરનાર પોતાનો પુત્ર અને બ્રહ્મ તેજથી ભરેલો એવો એ દંડ પ્રથમ સરજ્યો છે. એ દંડના ભયને લીધે સર્વ સ્થાવર જંગમ પ્રાણી સ્વાભાવિક ઉપભોગ કરવાને સમર્થ છે; અને તેઓ પોતપોતાના ધર્મથી ચલાયમાન થતા નથી.

नरपति हितकर्ता द्वेष्यतां याति लोके ।
जनपदहितकर्ता त्यज्यते पार्थिवेंद्रैः ॥

इति महति विरोधे वर्त्तमाने समाने ।
नृपति जनपदानां दुर्लभः कार्यकर्ता ॥ ३२ ॥

કેવળ રાજાના હિતમાં તત્પર રહેનાર પ્રધાન પ્રજાને અપ્રિય થાય છે અને કેવળ પ્રજાનું હિત કરનાર મંત્રીનો રાજા ત્યાગ કરે છે. એવો મોટો સમાન વિરોધ છતાં રાજા અને પ્રજા બન્નેનું હિત થાય તે રીતે કાર્ય કરનાર પ્રધાન દુર્લભ છે.

यदि न स्यान्नरपतिः सम्यङ्नेता ततः प्रजा ।
अकर्णधारा जलधौ विप्लवेतेह नौरिव ॥ ३३ ॥

સમુદ્રમાં જેમ ખલાસી વિના વહાણુ આડુંઅવળું અથડાઇને ખરાબ થાય છે, તેમજ રાજ્યના વહીવટનો સારી પેઠે તપાસ કર-નાર અને પ્રજા માત્રને નિયમમાં ચલાવનાર રાજા ન હોય તો પ્રજા પણ જગતમાં બહુ દુઃખી થાય છે.

न तिष्ठन्ति स्वस्वधर्मे विना पालेन वै प्रजाः ।
प्रजया तु विनास्वामी पृथिव्यां नैव शोभते ॥ ३४ ॥

પૃથ્વી ઉપર પ્રજાનું પાલણુ કરનાર રાજા ન હોય તો પ્રજા પોતપોતાના ધર્મમાં રહેતી નથી; તેમ જો પ્રજા ન હોય તો રાજા પણ શોભતો નથી અર્થાત્ બન્ને એક બીજા વિના યોગ્ય સ્થિતિએ પોહોચતાં નથી.

न्यायप्रवृत्तो नृपतिरात्मा न मथ च प्रजाः ।
त्रिवर्गेणोपसन्धत्ते निहन्ति ध्रुवमन्यथा ॥ ३५ ॥

રાજા જો ન્યાયને રસ્તે ચાલે છે તો પોતાને અને પોતાની પ્રજાને ધર્મ, અર્થ, અને કામની ભાગી કરે છે અને જો તે અ-ન્યાયને માર્ગે ચાલે છે તો પોતાને અને પોતાની પ્રજાને ધર્માદિકથી ભ્રષ્ટ કરીને અવશ્ય નરકમાં નાંખે છે.

धर्मं द्वैतवने राजाविधाय बुभुजे भुवम् ।
अधर्माच्चैव नहुषः प्रतिपेदे रसातलम् ॥ ३६ ॥

યુધિષ્ઠિર રાજાએ દ્વૈત વનમાં રહીને સ્વધર્મનું સેવન કર્યું તેથી પૃથ્વીનું રાજ્ય કર્યું હતું; અને નહુષે અધર્માચરણ કર્યું તેથી તેને રસાતળ પાતાળમાં જવું પડયું હતું.

यो हि धर्मपरोराजा देवांशोऽन्यश्च रक्षसाम् ।
अंशभूतो धर्मलोपी प्रजापीडाकरो भवेत् ॥ ३७ ॥

જે રાજા ધર્મમાં પરાયણ રહેતો હોય તેનામાં દેવનો અંશ જાણવો. અને જે ધર્મનો લોપ કરતો હોય, તથા પ્રજાને પીડા કરતો હોય તેનામાં રાક્ષસનો અંશ જાણવો.

अराजके हि सर्वस्मिन् सर्वतोविद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ ३८ ॥
इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चापि मात्रानिर्हृत्य शाश्वतीः ॥ ३९ ॥

જ્યારે સમસ્ત પૃથ્વી ઉપર એક પણ પ્રજા પાલક રાજા ન હતો ત્યારે પ્રજા માત્ર ભયથી ત્રાસ પામીને ચારે તરફ ભટકતી ફરતી હતી. પછી બ્રહ્માએ તે સર્વની રક્ષા કરવા માટે ઇંદ્ર, વાયુ, યમ, સુર્ય, અગ્નિ, વરૂણ, ચંદ્ર, અને કુબેર એ આઠ દિગ્પાળોના અંગોમાંથી તેજસ્વી પરમાણુઓ લઇને તેને એકઠા કર્યા અને તેમાંથી રાજાને ઉત્પન્ન કર્યો.

जङ्गमस्थावराणाञ्च हीशः स्वतपसा भवेत् ।
भागभाग्रक्षणे दक्षो यथेन्द्रो नृपतिस्तथा ॥ ४० ॥

ઇંદ્ર જેમ પોતાની તપશ્ચર્યાવડે સ્થાવર અને જંગમરૂપ જગતનો ઇશ્વર થાય છે અને યજ્ઞદ્વારા પોતાનો ભાગ ગ્રહણ કરીને જગતનું રક્ષણ કરે છે; તેમ રાજા પણ પોતાના તપવડે સ્થાવર અને જંગમરૂપ જગતનો ઇશ્વર થયા પછી તેઓની પાસેથી કર લે છે. અને તેના બદલામાં તેની રક્ષા કરે છે.

वायुर्गन्धस्य सदसत्कर्मणः प्रेरको नृपः ।
धर्मप्रवर्त्तकोऽधर्मनाशक स्तमसोरविः ॥ ४१ ॥

વાયુ જેમ જગતમાં સારા અને નરતા ગંધને ફેલાવે છે તેમ રાજા જગતમાં સારાં અને નરતાં કર્માને દર્શાવે છે. સુર્ય જેમ અંધકારનો નાશ કરે છે તેમ રાજા પણ અધર્મનો નાશ કરે છે.

दुष्कर्म दण्डकोराजा यमः स्याद्दण्डकृद्यमः ।
अग्निः शुचिस्तथा राजा रक्षार्थं सर्वभागभुक् ॥४२॥

**યમ** રાજા પાપીઓને શિક્ષા કરે છે, તેમ રાજા પણ પાપીઓને શિક્ષા કરે છે માટે રાજાને **યમ** જાણવો. અગ્નિ જેમ **યજ્ઞમાં** સાત્વિક, રાજસ અને તામસ દેવના યજ્ઞ ભાગનું ભક્ષણ કરે છે, તથાપિ પવિત્ર રહે છે તેમજ રાજા પણ પ્રજા માત્રની રક્ષા કરવા માટે સારા નરતા સર્વની પાસેથી પોતાનો વાર્ષિક કર ગ્રહણ કરેછે, પરંતુ પોતે પવિત્ર રહે છે માટે રાજાને અગ્નિ સમાન જાણવો.

पुष्यत्यर्षा रसैः सर्व वरुणः स्वधनैर्नृपः ।
करैश्चन्द्रो ल्हादयति राजा स्वगुण कर्मभिः ॥ ४३ ॥

વરૂણ દેવ જેમ પોતાના જળથી સમસ્ત જગતનુ પોષણ કરે છે તેમ રાજા પોતાના ધનથી સમસ્ત જગતનું પોષણ કરે છે. માટે રાજાને વરૂણ જાણવો. ચંદ્ર જેમ પોતાનાં કિરણોવડે પ્રજા માત્રને રંજન કરે છે તેમ રાજા પોતાના ગુણો અને કર્મે કરીને પ્રજાને રાજી કરે છે માટે રાજાને ચંદ્ર સમાન જાણવો.

कोशानां रक्षणे दक्षः स्यान्निधीनां धनाधिपः ।
चन्द्रोऽशेन विना सर्वैरशैर्नो भाति भूपतिः ॥ ४४ ॥

જે રાજા ધનનું રક્ષણ કરવામાં ઘણો ડાહ્યો હોય અને **કુબેર** જેવો પુષ્કળ ધનઢય હોય તેને **કુબેર** સમાન જાણવો. **ચંદ્રમા** જેમ એક કળાથી અપૂર્ણ હોય તો શોભતો નથી તેમ રાજા પાસે પણ ઓછું ધન ન હોય તો તે શોભતો નથી. ( ઉપર જણાવેલા આઠ ગુણ જે રાજામાં હોય છે તેજ ખરો રાજા જણાય છે.)

पिता माता गुरुर्भ्राता बन्धुर्वैश्रवणो यमः ।
नित्यं सप्तगुणैरेषां युक्तोराजान चान्यथा ॥ ४५ ॥

પિતા, માતા, ગુરૂ, ભાઈ, બંધુ, **કુબેર** અને **યમ** આ સાત પુરૂષોના સાત ગુણો જેમાં હોય છે તે રાજા ( પ્રજારંજક ) કહેવાય છે. અને જો એ સાત ગુણો ન હોય તો તે રાજા ( પ્રજારંજક ) કહેવાય નહિ.

गुणसाधनसंदक्षः स्वप्रजायाः पिता यथा ।
क्षमयित्त्य पराधानां माता पुष्टिविधायिनी ॥ ४६ ॥

રાજાએ પોતાની પ્રજાને નિરંતર ગુણ શીખવવામાં પિતાની પેઠે તત્પર રહેવું, અને પુત્રના અપરાધ માત્ર સહન કરીને માતા

જેમ પોતાના પુત્રોનું પોષણ કરે છે, તેમ પ્રજાના અપરાધોને ક્ષમા આપી તેનું પોષણ કરવું.

हितोपदेष्टा शिष्यस्य सुविद्याध्यापको गुरुः ।
स्वभागोद्धारकृद्भ्राता यथाशास्त्रं पितुर्धनात् ॥ ४७ ॥

ગુરૂ જેમ પોતાના શિષ્યને ઉત્તમ પ્રકારની વિદ્યા ભણાવીને તેને હિતોપદેશ કરે છે તેમ રાજાએ પણ પોતાની પ્રજાને વિદ્યાદાન આપીને હિતોપદેશ કરવો. અને ભાઇ જેમ પોતાના પિતાના ધનમાંથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાનો ભાગ જુદો કાઢી લે છે તેમ રાજાએ પોતાની પ્રજાના ધનમાંથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાનો વાર્ષિક કર કાઢી લેવો.

आत्मस्त्रीधनगुह्यानां गोप्ता बन्धुस्तु मित्रवत् ।
धनदस्तु कुबेरःस्याद्यमः स्याच्च सुदण्डकृत् ॥ ४८ ॥

મિત્ર જેમ આપણી રક્ષા કરે છે; આપણી સ્ત્રીની રક્ષા કરે છે, ધન ઉરાડવા દેતો નથી, અને ગુપ્ત વાર્તા ઉઘાડી પાડતો નથી, પણ ગુપ્તજ રાખે છે; તેમ રાજાએ પણ પોતાની પ્રજાનું રક્ષણ કરવું, તેઓની સ્ત્રીઓનું રક્ષણ કરવું, પ્રજાના ધનનો ગેર ઉપયોગ થવા દેવો નહિ અને પ્રજાની ગુહ્ય વાર્તા ઉઘાડી પાડવી નહિ. આ પ્રમાણે જે રાજા વર્તે છે તેને મિત્ર જાણવો, ધનની મદદ કરનારા રાજાને કુબેર જાણવો અને દંડ (શિક્ષા) કરનારા રાજાને યમ જાણવો.

प्रवृद्धिमति संराज्ञि निवसन्ति गुणा अमी ।
एते सप्तगुणाराज्ञा नहातव्याः कदाचन ॥ ४९ ॥

ઉપર ગણાવેલા સાત ગુણો અભ્યુદયશાળી એવા ઉત્તમ રાજામાં વસે છે. માટે અભ્યુદયની ઇચ્છા રાખનારા રાજાએ કોઇ પણ દિવસ એ સાત ગુણો ત્યાગવા નહિ.

क्षमन्ते योऽपराधं स शक्तः सुदमने क्षमी ।
क्षमया तु विना भूपो न भात्यखिलसद्गुणैः ॥ ५० ॥

જે રાજા પોતે સમર્થ હોય છતાં પણ અપરાધ કરનારી પ્રજાના અપરાધોને ક્ષમા કરે છે તે રાજા પ્રજાને શિક્ષા પણ કરી શકે છે. (રાજામાં બીજા અનેક સદ્‌ગુણો હોય તો પણ જો તેમાં ક્ષમા ગુણ ન હોય તો તે રાજા રાજા ગણાતો નથી. માટે રાજાએ ક્ષમા ભૂષણ ધારણ કરી બીજા સદ્‌ગુણોને પણ શોભા આપવી જોઇએ.

स्वान् दुर्गुणान् परित्यज्य ह्यतिवादांस्तितिक्षते ।
दानैर्मानैश्च सत्कारैः स्वप्रजा रञ्जकः सदा ॥ ९१ ॥

दान्तः शुरश्च शस्त्रास्त्र कुशलोऽरिनिषूदनः ।
अस्वतन्त्रश्च मेधावी ज्ञानविज्ञानसंयुतः ॥ ९२ ॥

नीचहीनो दीर्घदर्शी वृद्धसेवी सुनीतियुक् ।
गुणिजुष्टस्तु यो राजा स ज्ञेयो देवतांशकः ॥ ९३ ॥

જે રાજા પોતાના દુર્ગુણનો ત્યાગ કરીને બીજાએ કરેલી નિંદા સહન કરતો હોય, નિરંતર દાન, માન અને સત્કારે કરી પોતાની પ્રજાને રંજન કરતો હોય, જિતેંદ્રિય હોય, શૂરવીર હોય, શસ્ત્રવિદ્યામાં અને અસ્ત્રવિદ્યા મંત્રના હથિયાર જેવાં કે નારાયણાસ્ત્ર વગેરેમાં કુશળ હોય, શત્રુનો નાશ કરવા શક્ત હોય, નીતિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આચરણ કરતો હોય, બુદ્ધિમાન્ હોય, સામાન્ય અને વિશેષ જ્ઞાનવાળો હોય, નીચ લોકોનો સંગ કરતો ન હોય, દીર્ઘદર્શી હોય, વૃદ્ધજનોના વિચાર પ્રમાણે વર્તતો હોય, ન્યાયી હોય અને ગુણવાનને પોતાની પાસે રાખતો હોય તેવા રાજાને દેવાંશી જાણવો. ( તેવા રાજામાં દેવનો અંશ છે એમ સમજવું. )

विपरीतस्तु रक्षोऽक्षः स वै नरकभाजनः ।
नृपांशसदृशो नित्यं तत्सहायगणः किल ॥ ९४ ॥

ઉપર ગણાવેલા ગુણોથી વિપરીત-ઉલટા ગુણો જે રાજામાં હોય તે રાજામાં રાક્ષસનો અંશ જાણવો અને તેને નરક પાત્ર ગણવો. રાજાની પાસે રહેનારાં મનુષ્યોને પણ જે અંશ રાજામાં હોય તે અંશનાં માની લેવાં ( રાજાના પાસવાનો રાજાના સ્વભાવને મળતાજ હોય છે.)

तत्कृतं मन्यते राजा सन्तुष्यति च मोदते ।
तेषामाचरणैर्नित्यं नान्यथा नियतेर्बलात् ॥ ९५ ॥

રાજા હમેશાં પોતાના જેવા પોતાના પાસવાનોનું કહેવું કબુલ રાખે છે અને પોતાનાં મનુષ્યો જેવો વ્યવહાર કરે છે તે વ્યવહાર જાઇને પોતે પણ દૈવબળથી તેમાં સંતોષ પામીને તેનાથી ખુશી થાય છે. પણ બીજી કોઇ વસ્તુથી પ્રસન્ન થતો નથી.

## રાજ્યનાં સાત અંગ.

स्वाम्यमात्यसुहृत्कोशराष्ट्रदुर्गबलानि च ।
सप्ताङ्गमुच्यते राज्यं तत्र मूर्द्धा नृपः स्मृतः ॥ ५६ ॥
दृगमात्यः सुहृच्छ्रोत्रं मुखं कोशो बलं मनः ॥
हस्तौ पादौ दुर्गराष्ट्रौ राज्याङ्गानि स्मृतानि हि ॥ ५७ ॥

૧ રાજા, ૨ મંત્રી, ૩ મિત્ર, ૪ ભંડાર, ૫ દેશ-પ્રજા વર્ગ, ૬ દુર્ગ, (કિલ્લા ખાઈ વિગેરે) અને ૭ સેના આ સાત રાજ્યનાં અંગ કહેવાય છે. તેમાં રાજાને રાજ્યના મસ્તકને ઠેકાણે જાણવો, મંત્રિને નેત્ર જાણવો, મિત્રને કાન જાણવા, ભંડારને મુખ માનવું, સેનાને મન જાણવું, દુર્ગ રચનાને હાથ જાણવા અને દેશ-પ્રજાને ચરણ જાણવા આ પ્રમાણે રાજ્યનાં અંગો જાણવાં અર્થાત્ તે અંગોમાંનું એક અંગ ન હોય અથવા તો તેમાંના એક અંગમાં વિકાર થાય તો રાજ્ય હીનાંગ કહેવાય છે.

अङ्गानां क्रमशो वक्ष्ये गुणान् भूतिप्रदान् सदा ।
यैर्गुणैस्तु सुसंयुक्ता वृद्धिमन्तो भवन्ति हि ॥ ५८ ॥

હવે હું તમને રાજ્યાંગના નિત્ય વૈભવ આપનારા ગુણો ક્રમ પ્રમાણે કહી બતાવું છું; કારણ કે તે ગુણો ગ્રહણ કરવાથી રાજાઓ સંપત્તિવાળા થાય છે.

राजास्य जगतो हेतुर्वृद्धयै वृद्धाभिसम्मतः ।
नयनानन्द जनकः शशाङ्क इव तोयधेः ॥ ५९ ॥

શંકરના મસ્તક ઉપર રહેનાર અને મનુષ્યોનાં નેત્રને આનંદ આપનાર ચંદ્ર જેમ સમુદ્રમાં જેમ ભરતી ઓટ કરે છે તેમ વૃદ્ધ પુરૂષના મતને અનુસરીને ચાલનાર રાજા આ જગતનો અભ્યુદય કરનાર થઇ પડે છે.

## રાજાનાં આઠ કામ.

दुष्टनिग्रहणं दानं प्रजायाः परिपालनम् ।
यजनं राजसूयादेः कोशानां न्यायतोऽर्जनम् ॥ ६० ॥
करदीकरणं राज्ञां रिपूणां परिमर्दनम् ।
भूमेरुपार्जनं भूयो राजवृत्तं तु चाष्टधा ॥ ६१ ॥

૧ દુષ્ટને દંડ આપવો, ૨ સુપાત્રને ધન આપવું, ૩ પ્રજાનું પાલન કરવું, ૪ રાજસૂય વગેરે યજ્ઞ કરવા, ૫ ન્યાયથી ધન મેળવવું. ૬ બીજા રાજાઓને કર આપતા કરવા, ૭ શત્રુઓનો સંહાર કરવો, ૮ પૃથ્વીમાં વારંવાર વધારો કરવો–રાજ્યની સીમામાં વધારો કરવો–આ આઠ રાજાનાં કર્મ છે.

नवर्धितं बलं यैस्तु न भूपाः करदीकृताः ॥
न प्रजाः पालिताः सम्यक् ते वै षष्ठतिला नृपाः ॥६१॥

જે રાજાઓ ૧ સેનામાં વધારો કરતા નથી. ૨ બીજા રાજાઓને ખંડીયા કરતા નથી. ૩ પ્રજાનું સારી રીતે પાલન કરતા નથી, તે રાજાઓને વનતિલની માફક અવશ્ય નિષ્ફળ જાણવા.

## રાજાનું વર્તન.

श्रुतिरास्तिक्यपूतात्मा पूजयेद्देवतां सदा ॥
देवतावद्गुरुजनमात्मवच्च सुहृज्जनान् ॥ ६२ ॥

રાજાએ ઇશ્વર ઉપર એક નિષ્ઠા રાખી પવિત્ર મનથી નિત્ય તેની પૂજા કરવી; વડિલોને દેવતા સમાન ગણવા અને બંધુઓને પોતાના સમાન ગણવા આ સામવેદનાં વચન છે.

प्रणिपाते न हि गुरून् सतोऽनूचानचेष्टिताः ॥
कुर्वीताभिमुखान्देवान् भूत्यै सुकृत कर्मणा ॥ ६४ ॥

રાજાએ વેદ પારંગત સારા પંડિતોનો સમાગમ કરી પોતાના ઉદય માટે સત્પુરૂષોને અને વડિલોને પ્રણામ કરીને અનુકુળ કરવા તથા યજ્ઞાદિક સત્કર્મ કરીને દેવોને અનુકૂળ કરવા.

सद्भावेन हरेन्मित्रं सद्भावेन च बान्धवान् ।
स्त्री भृत्यौ प्रेममानाभ्यां दाक्षिण्येनेतरं जनम् ॥ ६५ ॥

સજ્જનતાથી મિત્રને અને બંધુ વગેરેને વશ કરવા; પ્રેમ દર્શાવીને સ્ત્રીને વશ કરવી; માન આપીને ચાકર વર્ગને વશ કરવા અને ઉદારતાથી બીજા મનુષ્યોને વશ કરવા.

## રાજગુણો.

बलवान् बुद्धिमान् शूरो यो हि युक्तपराक्रमी ।
वित्तपूर्णां महीं भुंक्ते स भूपो भूपतिर्भवेत् ॥ ६६ ॥

જે રાજા બળવાન્ બુદ્ધિમાન્ અને શુરવીર હોય, પરાક્રમનો યોગ્ય ઉપયોગ કરી જાણતો હોય તે રાજા ચક્રવર્તી થઇને ધનથી પૂર્ણ સમસ્ત પૃથ્વી ઉપર રાજ્ય કરે છે.

पराक्रमो बलं बुद्धि शौर्यमेते वरा गुणाः ।
एभिर्हीनोऽन्यगुणयुङ्महीं भुक्तवनोऽपि च ॥ ६७ ॥
महीं स्वल्पा नैवभुंक्ते द्रुतं राज्याद्विनश्यति ।
महाधनाच्च नृपतेर्विभात्यस्योऽपि पार्थिवः ॥ ६८ ॥
अव्याहताज्ञस्तेजस्वी एभिरेव गुणैर्भवेत् ।
राज्ञः साधारणा स्त्वन्ये न शक्ता भूप्रसाधने ॥ ६९ ॥

પરાક્રમ, બળ, બુદ્ધિ અને શૌર્ય આટલા ઉત્તમ ગુણો કહેલા છે. રાજા ધનવાન્ હોય અને તેનામાં બીજા ગુણો પણ હોય, પરંતુ પરાક્રમાદિ ગુણો જો તેનામાં ન હોય તો તે રાજા નાનું રાજ્ય પણ ચલાવી શકતો નથી, પણ રાજ્યપદ ઉપરથી તુરત ભ્રષ્ટ થાય છે. પણ જે રાજામાં ઉપર જણાવેલાં ચાર ગુણો હોય છે તે અસ્ખલિત આજ્ઞાવાળો અને પ્રતાપી નિવડે છે, અને તે રાજા સાધારણ હોય તો પણ મહા ધનવંત છતાં ઉપરના ચાર ગુણ રહિત રાજાઓ કરતાં અધિક પ્રકાશે છે; ચાર ગુણ રહિત સાધારણ રાજાઓ પૃથ્વીને સંપાદન કરવા શક્તિમાન થતા નથી.

खनिः सर्वधनस्येयं देव दैत्यविमर्दिनी ।
भुम्यर्थे भुमिपतयः स्वात्मानं नाशयन्त्यपि ॥ ७० ॥

હજારો દેવ અને દૈત્યનો સંહાર કરનારી જેને માટે પરસ્પર યુદ્ધ કરીને હજારો દેવ દૈત્યો મરણ પામ્યા છે. એવી આ પૃથ્વી સર્વ ધનની એક ખાણ છે. તે પૃથ્વી સંપાદન કરવા માટે રાજાઓ પોતાના દેહનો પણ ત્યાગ કરે છે. લડીને મરણ પામે છે.

उपभोगाय च धनं जीवितं येन रक्षितम् ।
न रक्षिता तु भूर्येन किं तस्य धनजीवितैः ॥ ७१ ॥

જે રાજા ઉપભોગ માટે ધનનું અને જીવનનું રક્ષણ કરે છે, પરંતુ પૃથ્વીનુ રક્ષણ કરતો નથી, તે રાજાનાં ધન અને જીવિત શું કામનાં?

न यथेष्टव्ययायलं संञ्चितं तु धनं भवेत् ।
सदागमाद्विना कस्य कुबेरस्यापि नाञ्जसा ॥ ७२ ॥

સારી આવક વિના કોઇ મનુષ્ય સંગ્રહ કરી મૂકેલા ધનને એકદમ ઇચ્છા અનુસાર ખર્ચી શકતો નથી મનુષ્યતો શું પણ કુબેરનું સંગ્રહ કરેલું ધન પણ સારી આવક વિના એકદમ ખર્ચી શકાતું નથી.

पूज्यस्त्वेभिर्गुणैर्भूपो न भूपः कुल सम्भवः ।
न कुले पूज्यते याद्दग्बल शौर्य्य पराक्रमैः ॥ ७३ ॥

જે રાજામાં ઉપર જણાવેલા પરાક્રમ, બળ, બુદ્ધિ અને શૌર્ય આ ચાર ગુણો હોય છે તે રાજા પ્રતિષ્ઠિત ગણાય છે, પરંતુ રાજકુળમાં જન્મ ગ્રહણ કરવાથી રાજા પ્રતિષ્ઠા પામતો નથી. ( માનનું કારણ પરાક્રમાદિક છે. )

धार्मिकं पालनपरं सम्यक्पर पुरंजयं ।
राजानमभिमन्यंते प्रजापतिमिव प्रजाः ॥ ७४ ॥

પ્રજા, ધાર્મિક અને પાલન કરવામાં તત્પર તથા સારી રીતે શત્રુના સૈન્યને જીતનાર એવા રાજાનેજ પ્રજાપતિની પેઠે માને છે.

पर्जन्य इव भूतानामाधारः पृथिवीपतिः ।
विकलेऽपिहि पर्जन्ये जीव्यते नतुभूपतौ ॥ ७५ ॥

રાજા મેધની પેઠે પ્રાણી માત્રને આધાર છે. કદી મેઘ વિકળ હોય તો જીવાય છે, પરંતુ રાજા વિકળ ( કોપાયમાન ) હોય તો જીવાતું નથી.

बुद्धिशस्त्रः प्रकृत्यंगो घनसंवित्ति कंचुकः ।
चारे क्षणो दूत मुखः पुरुषः कोऽपिपार्थिव ॥ ७६ ॥

જેનામાં બુદ્ધિ રૂપી હથિયાર, મિત્ર, પ્રધાન, કોષ ( ખજાનો ) દેશ, કિલ્લો, બળ એ જેનાં અંગ છે, દૃઢ વિચાર યુક્ત બુદ્ધિરૂપી જેનું બખ્તર છે, ગુપ્ત ફરનાર મનુષ્ય રૂપી જેનાં નેત્ર છે અને દૂત દ્વારાએ જે કામકાજ કરે છે એવા પુરૂષને રાજા સમજવો.

कृतानि सर्व कार्याणि यस्य पारिषदाविदुः ।

धर्मेचार्थेचकामे च संराजा राज सत्तमः ॥
गूढ मंत्रस्य नृपते स्तस्य सिद्धिर संशयं ॥ ७७ ॥

જે રાજાના ધર્મ, અર્થ અને કામ સંબંધી સર્વે કાર્યોને તેના સભાસદો પણ સિદ્ધ થયા પછી જાણે છે ( પહેલાથી જાણી શકતા નથી ) તે રાજા સર્વે રાજાઓમાં શ્રેષ્ટ છે, વળી જે રાજાના રાજ્યકીય વિચારો ગુપ્ત રહે છે તેને સિદ્ધિ થવામાં કંઇ પણ શંકા રહેતી નથી.

नाम मात्रेण तुष्येत छत्रेण च महीपतिः ।
भृतेभ्योविसृजेदर्था नैकः सर्वहरो भवेत् ॥ ७८ ॥

" રાજા " એવા નામથી અને છત્રથીજ રાજાએ સંતોષ રાખવો; બાકીના સઘળા ભવ પોતાના સમાન પુરૂષોની સાથે જ ભોગવવા, પોતે એકલાએજ સઘળું ભોગવવું અથવા લઇ લેવું નહિ કારણ કે—

राज्ञि धर्मणी धार्मिष्ठाः पापेपापास्समेसमाः ।
राजातमनु वर्तते यथा राजा तथा प्रजाः ॥ ७९ ॥

જો રાજા ધર્મિષ્ટ હોય છે તો તેની પ્રજા પણ ધર્મિષ્ટ, રાજા પાપી હોય તો પ્રજા પણ પાપી અને સમ હોય તો પ્રજા પણ સમ માટે જેવો રાજા તેવીજ પ્રજા બને છે. આમ પ્રજા રાજાનેજ અનુસરે છે.

अमोच क्रोध हर्षस्य स्वयंकृत्वा ह्य वेक्षिणः ।
आत्मप्रत्यय कोषस्य वसुदैव वसुंधरा ॥ ८० ॥

જે રાજાનો ક્રોધ કે હર્ષ નિષ્ફળ થતો નથી, જે પોતાનું કરેલું પોતે જુએ છે અને જે પોતે પોતાના ખજાનાને જાણે છે અથવા પોતાનો જ્ઞાનરૂપ ભંડાર જેણે ભર્યો છે તેને પૃથ્વી દ્રવ્ય આપનારી છે.

हस्तीस्थूलतनुःसचांकुशवशः किंहस्तिमात्रोंऽकुशो ।
वज्रेणाभिहताः पतन्तिगिरयः किंशैलमात्रंपविः ॥
दीपेप्रज्वलिते विनश्यति तमः किंदीपमात्रंतम ।
स्तेजोयस्यविराजते सबलवान् स्थूलेषुकः प्रत्ययः ॥८१॥

હાથી ઘણોજ મોટો અને મહા બળિષ્ટ પ્રાણી છે તથાપિ એક નાના હાથભરના અંકુશથી વશ થાય છે; શું અંકુશ હાથીના સમાન છે ? પર્વત ઘણો મોટો છે તથાપિ એક વજ્રના પડવાથી ચૂર્ણ થઈ જાય છે; શું વજ્ર પર્વતના સમાન છે ? તેમજ દિવાથી તમામ અંધકારનો નાશ થઇ જાય છે; શું દિવો અંધારા સમાન છે ? માટે જેનામાં તેજ રહેલું તેજ બલવાન સમજવો મોટો થયો તો શું થયું ?

असंविभागीदुष्टात्मा कृतघ्नोनिरपत्रपः ।
तादृङ्नराधिपो लोके वर्जनीयो नराधिप ॥ ८२ ॥

જે રાજા પોતાને પાળવા યોગ્યને આપ્યા વિના પોતેજ ખાય છે, વળી જે નઠારા મનનો છે અને જે કરેલા ઉપકારને જાણતો નથી તેમજ જે લાજ વગરનો છે તેવા રાજા લોકમાં ત્યાગ કરવાને યોગ્ય છે

प्रसादोनिष्फलोयस्य क्रोधश्चापि निरर्थकः ।
नतंभर्तार मिच्छति षंडं पतिमिव स्त्रियः ॥ ८३ ॥

જે રાજાની મહેરબાનીનું કાંઇ ફળ થતું નથી અને જેનો ક્રોધ પણ કાંઇ ફળ આપતો નથી તેવા રાજાને નપુંસક પુરૂષને સ્ત્રીઓ ઇચ્છતી નથી તેમ પ્રજા ઇચ્છતી નથી.

## મંત્રી કેવા જોઇએ ?

मन्त्रतन्त्रापितप्रीतिर्देश कालो चिता स्थितिः ।
यश्च राज्ञि भवेद्भक्तः सोऽमात्यः पृथिवीपतेः ॥ ८४ ॥

રાજાનો મંત્રી એવો જોઇએ કે જે ગુપ્ત વિચારો ઉપર અને યુક્તિઓ ઉપર પ્રીતિવાળો હોય, દેશને તથા સમયને છાજતી સ્થિતિવાળો હોય અને સંપૂર્ણ રીતે રાજાનો ભક્ત હોય.

स ह्यमात्यः सदा श्रेयान्काकीनीं यः प्रवर्धयेत् ।
कोशः कोशवतः प्राणाः प्राणाः प्राणा न भूपते ॥८६॥

એવો મંત્રી સર્વદા ઉત્તમ ગણાય કે જે અધિક વૃદ્ધિ ન કરી શકાય એમ હોય તો ખજાનામાં નિત્ય એક એક કોડી પણ વધારે કેમકે રાજાના જે પ્રાણ છે તે પ્રાણ નથી પણ જે ખજાનો છે તે ખરા પ્રાણ રૂપ છે.

कमण्डलुपमोऽमात्यस्तनुत्यागो बहु ग्रहः ।
नृपति किं क्षणो मूर्खो दरिद्रः किं वराटकः ॥ ८६ ॥

મંત્રી કમંડલું જેવો જોઇએ, એટલે કે કહાડે થોડું અને લે ઘણું, એવો જોઇએ કેમકે રાજાતો મોજમજાહ કરવામાંજ તત્પર, અજાહને શોધ્યા કરતો, મૂર્ખ, દરિદ્ર અને ધનને કશા હિશાબમાંજ ન ગણે એવોજ હોય છે.

प्राप्तार्थ ग्रहणं द्रव्य परिवर्तोऽनुरोधनम् ।
उपेक्षा बुद्धि हीनत्वं भोगोऽमात्यस्य दूषणम् ॥८७॥

સેહેજ પાપ્ત થયેલા ધનનું ગ્રહણ કરવું, દ્રવ્યની બદલી સદલી કર્યા કરવી, રાજાના અયોગ્ય વિચારને પણ અનુસરવાની ટેવ, રાજ્યના કામકાજોની ઉપેક્ષા, બુદ્ધિથી રહિતપણું અને ભોગ ભોગવવામાં તત્પર–પણું એઓ મંત્રીનાં દૂષણ રૂપ છે.

स्वदेशजं कुलाचारं विशुद्ध मथवा शुचिम् ।
मन्त्रज्ञ मव्यसनिनं व्यभिचार विवर्जितम् ॥ ८८ ॥
अधीतं व्यवहारज्ञं मौलंख्यातं विपश्चितम् ।
अर्थस्योत्पादकं चैव विदध्यान्मान्त्रिणंनृपः ॥ ८९ ॥

રાજાએ જે મંત્રી સ્થાપવા તે એવો સ્થાપવો કે જે સ્વદેશી હોય, કુળની પદ્ધતિ પ્રમાણે સદાચરણ પાળતો હોય, લાંચથી દૂર રહે તેવો હોય પવિત્ર હોય, સૂક્ષ્મ વિચારોને જાણનારો હોય, વ્યસનોથી રહિત હોય, કદીપણ નિમકહરામી કરે નહિ એવો હોય, સારી રીતે ભણેલો હોય, વ્યવહારમાં વિચક્ષણ હોય, કુળ પરંપરાથી નોકર હોય, પ્રખ્યાત હોય, વિદ્વાન હોય અને ધનને સારી રીતે ઉત્પન્ન કરી આપે એવો હોય.

अन्तः सारै रकुटिलै रच्छिद्रैः । सुपरिक्षितैः ।
मन्त्रिभिर्धार्यते राज्यं सुस्तम्भैरिव मन्दिरम् ॥९०॥

જેમ અંદર દ્રઢતા વાળા, કુટિલપણા વગરના, છિદ્રો વગરના અને જેઓની સારી પેઠે પરિક્ષાઓ કરેલી હોય એવા સ્તંભોથી ઘરનું ધારણ થાય છે તેમ અંદર દ્રઢતાવાળી કુટિલપણા વગરની છિદ્રો વગરની અને જેઓની પરીક્ષાઓ સારી પેઠે કરેલી હોય એવા મંત્રીઓથી રાજ્યનું સાધારણ થાય છે.

संग्रहं नाकुलीनस्य सर्पस्येव करोतियः ।
स एव श्लाघ्यते मन्त्री सम्यग्गारुडिको यथा ॥९१॥

જે ગારૂડી રાફડામાં લીન થયેલા સર્પનો સંગ્રહ કરે તેજ ગારૂડી સારી રીતે વખણાય છે તેમ જે મંત્રી કુલીન માણસનોજ સંગ્રહ કરે તેજ મંત્રી સારી પેઠે વખણાય છે.

पृष्टो ब्रूते नुसत्यं यः परिणामे सुखावहम् ।
मन्त्री चेत्प्रिय वक्ता स्यात्के बलं सरिपु स्मृतः ॥९२॥

પૂછવામાં આવતાં જે પરિણામે સુખ આપે એવી સાચી વાતજ કહે તેજ મત્રી કહેવાય છે. જો મંત્રી રાજાને પ્રિય લાગે એવુંજ બોલવાની ટેવ રાખે તો તે મંત્રી નહિ પણ કેવળ શત્રુજ છે.

मूर्खं व्यसनिनं लुब्धम प्रगल्भं भयाकुलम् ।
क्रूरमन्यायकर्तारं नाधिपत्ये नियोजयेत् ॥ ९३ ॥

જે માણસ મૂર્ખ, વ્યસની, લોભી, અપ્રવીણ, બીકણ ક્રૂર કે અન્યાય કરનાર હોય તેને મંત્રીની પદવી આપવી નહિ.

दूरादर्थं घटयति नवं दूरतश्चापशब्दं ।
त्यक्त्वा भूयो भवति निरतः सत्सभारञ्जनेषु ॥
मन्दं मन्दं रचयति पदं लोक चित्यानु वृत्त्या ।
कामं मन्त्री कविरिव सदा खेद भारैरमुक्तः ॥ ९४ ॥

મંત્રી પણ કવિની પેઠે દૂરથી નવીન અર્થની ( વિષયની અને ધનની ) ઘટના કરે છે, અપશબ્દને (અશુદ્ધ શબ્દને અને નિંદાને) દૂરથીજ છોડી દેછે, વારંવાર સજ્જનોની સભાઓને રાજી કરવામાં તત્પર રહે છે. અને લોકોના ચિત્તોને અનુસરીને ધીરે ધીરે પદ (સુખતાદિક રૂપ અને કર્ત્તવ્ય કર્મ ) ગોઠવે છે માટે જેમ કવિ કદિ ખેદોના સમૂહોથી યુક્ત થતો નથી તેમ મંત્રી પણ કદિ ખેદોના સમૂહોથી યુક્ત થતો નથી.

शास्त्रज्ञः कपटानुसार कुशलो वक्ता नच क्रोधन ।
स्तुल्यो मित्र परस्वकेषु चरितं दृष्ट्वैव दत्तोत्तरः ॥
क्लीपान्पालयिता शठान्व्यथयिता धर्म्येऽति लोभान्वितो
द्विर्भावे परतत्त्वबद्धहृदयो राज्ञश्च कोपावहः ॥९५॥

જે મંત્રી શાસ્ત્રોને જાણનારો, કપટી લોકોના કપટોને શોધી કહાડવામાં નિપુણ, સારી રીતે ભાષણ કરનાર, ચાલતાં સુધી ક્રોધ ન કરે એવો, મિત્રો, પોતાના તથા પરાયા એઓમાં તુલ્ય દ્રષ્ટિ રાખનારો, હાજર જવાબી વાળો, અશક્તોનું પાલન કરનારો, દુષ્ટ લોકોને તોડનારો, ધર્મના કામમાં અત્યંત રૂચિવાળો અને દૈવી ભાવ (કાંઇ ખટપટ) થાય તો શત્રુઓના અભિપ્રાયો જાણવામાં તત્પર રહેનારો અને પ્રજાના ક્રોધને શમાવી શકે એવો હોય તે મંત્રી વખણાય છે.

अपंडितो वापि सुहृत् पंडितो वाप्यनात्मवान् ।
ना परीक्ष्य महीपालः कुर्यात् सचिव मात्मानः ॥
अमात्येह्यर्थलिप्साच मंत्र रक्षण मेव चः ॥ ९६ ॥

ભલે પોતાનો સગો હોય તોપણ તે પંડિત છે કે મૂર્ખ છે અને કેવી ચાલનો છે, એ પરીક્ષા કર્યા વિના તેને રાજાએ પોતાનો પ્રધાન કરવો નહિ; કેમકે દ્રવ્યની ઇચ્છા અને વિચારનું લક્ષણ એ પ્રધાનમાંજ રહેલું છે. અર્થાત્ પ્રધાન સારો હોય તોજ દ્રવ્યનું ઉપાર્જન થાય અને રાજ્યના વિચાર ગુપ્ત રીતે રાખી શકાય.

मंत्रिणां भिन्न संधाने भिषजां सन्निपातिके ।
कर्मणि व्यज्यते प्रज्ञा स्वस्थे को वा न पंडित ॥९७॥

ભેદ પામેલું કાર્ય સાધવામાં મંત્રીની અને સન્નિપાત રોગ સમય વૈદ્યની બુદ્ધિ જણાઇ આવે છે. સ્વસ્થ સમયે કોણ પંડિત થતો નથી ।

## મંત્રી ધર્મ.

स्व स्त्री पुत्र धन प्राणैः काले संरक्षयेन्नृपम् ।
उत्कोचं नैव गृह्णीयान्नान्यथा बोधयेन्नृपम् ॥ ९८ ॥

મંત્રીએ આપત્તિ સમય ઉપર પોતાનાં સ્ત્રી, પુત્ર; ધન તથા પ્રાણ જતાં કરીને પણ રાજાનો બચાવ કરવો, તેના દેશમાંથી કે રાજ્યમાંથી લાંચ લેવી નહિ. અને રાજાને અવળું સમજાવવું નહિ.

अन्यथा दण्डकं भूपं नित्यमबलदण्डकम्
निगृह्य बोध येत्सम्यगे कान्ते राज्यगुप्तये ॥९९॥

મંત્રીએ પ્રજાને વૃથા શિક્ષા કરનારા તથા ભયંકર શિક્ષા કરનારા રાજાને પોતાના સ્વાધીન કરવો, સમય ઉપર કેદ પણ કરવો. અને રાજ્યની રક્ષા માટે એકાંતમાં તેને બોધ આપવો.

हितं राज्ञश्चाहितं यल्लोकानां तन्न कारयेत् ।
नवीनकर शुल्काद्यैर्लोक उद्विजते यतः ॥ १०० ॥

જે કામ કરવાથી રાજાનું હિત હતું હોય અને પ્રજાનું અહિત થતું હોય તેવું કામ મંત્રીએ કરવું નહિ. કારણ કે રાજાના હિત માટે પ્રજાની ઉપર નવા કર, જગાત વિગેરે નાખવાથી પ્રજા ઉદ્વેગ પામે છે. તેવા રાજહિતથી મંત્રીએ અળગા રહેવું.

## મિત્ર કેવા જોઇએ.

करावित्र शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी ।
अविचार्य प्रियं कुर्यात्तन्मित्रं मित्र मुच्यते ॥ १०१ ॥

શરીરમાં જેમ બે હાથ છે. અને નેત્રોમાં જેમ બે પાંપણો છે તેમ રહીને જે લાંબા લાંબા વિચારો કર્યા વગરજ ખરેખરો મિત્ર કહેવાય છે.

यस्य मित्रेण संभाषा यस्य मित्रेण संस्थितिः
मित्रेण सह यो भुङ्क्ते ततो नास्तीह पुण्यवान् ॥ १०२ ॥

જેને મિત્રની સાથે નિત્ય ભાષણ છે, જેને મિત્રની સાથે હમેશાં રહેવાનું છે અને જે મિત્રની સાથે ભોજન કરે છે તેનાથી આ લોકમાં કોઇપણ પુણ્યવાન નથી.

शुचित्वं त्यागिता शौर्यं सामान्यं सुख दुःखयोः ।
दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥ १०३ ॥

હૃદયનું નિર્મલપણું, દાન આપવાપણું, શૂરવીરતા, સુખ-દુઃખમાં સમાનપણું, સરલપણું, અનુરાગ અને સત્યતા એ મિત્રના ગુણ કહેલા છે.

उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट्रविप्लवे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥ १०४ ॥

ઉત્સવમાં, દુઃખમાં, દુકાલમાં, દેશની પાયમાલીમાં, રાજદ્વારમાં,

અને સ્મશાનમાં જે ઉભો રહે તે ખરો બાંધવ ( મિત્ર ) કહેવાય છે.

માટે રાજાને સુમિત્ર શોધવાની જરૂર છે. પણ પ્રથમથીજ તેના ગુણો જોઇ પોતા પાસે રાખવો. દુષ્ટ સ્વભાવ વાળાને પોતાની પાસેથી દૂર કરવો કહ્યું છે કે:—

परोक्षे कार्य हन्तार प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्तादृशंमित्रं विषकुम्भं पयोमुखम् ॥ १०५ ॥

પરોક્ષમાં ( નજરની બાહેર ) કાર્યને હણનાર અને પ્રત્યક્ષમાં પ્રિય બોલનાર એવા મિત્રનો ત્યાગ કરવો. કારણ કે-તે મિત્ર અંદર ઝેરથી ભરેલા અને મુખ ઉપર દૂધથી ભરેલા એવા ઘડાના જેવો છે. વળી.

रहस्यभेदो याञ्चा च नैकुर्यं चलचित्तता ।
क्रोधो निःसत्यता द्युतमेतन्मित्रस्य दूषणम् ॥ १०६ ॥

ગુપ્ત વાતને પ્રકાશ કરવી, યાચના કર્યા કરવી, ક્રૂરતા રાખવી, ચિત્ત ચપલ રાખવું, ક્રોધ કરવો, ખોટું બોલવું અને જુગાર રમવો એ મિત્રનાં દૂષણ છે. માટે તેવા મિત્રને દૂર કરવો.

## કોશ સંગ્રહની વ્યવસ્થા.

येन केन प्रकारेण धनं सञ्चिनुयान्नृपः ।
तेन संरक्षयेद्राष्ट्रं वलं यज्ञादिकाः क्रियाः ॥१०७॥

वल प्रजारक्षणार्थं यज्ञार्थं कोश संग्रहः ।
परत्रेहच सुखदो नृपस्यान्यश्च दुखदः ॥ १०८ ॥

स्त्री पुत्रार्थं कृतो यश्च स्त्रोपभोगाय केवलम् ।
नरकायैव स ज्ञेयो न परत्र सुख प्रदः ॥ १०९ ॥

રાજાએ હરકોઇ સદુપાયથી ધનનો સંગ્રહ કરવો, અને તેમાંથી દેશનું રક્ષણ કરવું. સેનામાં વધારો કરવો, તથા યજ્ઞ, યાગ આદિ શુભ કાર્યો કરવાં. સેનાના અને પ્રજાના રક્ષણ માટે તથા યજ્ઞ માટે કરેલો ધન સંગ્રહ રાજાને પરલોકમાં અને આ લોકમાં સુખ આપે છે પરંતુ ન વપરાતો કોશ-ભંડાર દુઃખકર થઇ પડે છે. કેવળ સ્ત્રી પુત્રના પોષણ માટે તથા પોતાના ઉપભોગ માટે એકઠો

કરેલો ધન ભંડાર પરલોકમાં સુખ આપતો નથી. પણ નરકદાયીજ છે એમ જાણવું.

अन्यायेनार्जितो यस्माद्येन तत्पापभाक्‌च सः ।
सु पात्रतो गृहीतं यद्दतं वा वर्धते च तत् ॥ ११० ॥

स्वागमी सद्ययी पात्रमपात्रं विपरीतकम् ।
अपात्रस्य हरेत्सर्वं धनं राजा न दोषभाक् ॥१११॥

अधर्मशीलान्नृपतिः सर्वशः संहरेद्धनम् ।
छलाद्बलाद्दस्यु वृत्त्या परराष्ट्राद्धरे त्तथा ॥ ११२ ॥

त्यक्त्वा नीतिबलं स्वाय प्रजापीडनतोधनम् ।
सञ्चितं येन तत्तस्य सराज्यं शत्रुसाद्भवेत् ॥ ११३ ॥

જે મનુષ્ય અન્યાયથી ધનનો સંગ્રહ કરે છે તે, તે અન્યાયના પાતકનો ભાગી થાય છે. તથા સુપાત્ર પાસેથી જે મેળવેલુ હોય, અથવા તો સુપાત્રને આપેલું હોય તે ધન વૃદ્ધિ પામે છે. જેને નીતિને રસ્તેથી ધનની આવક થતી હોય, તથા જેનું ધન સુમાર્ગે ખરચાતું હોય તે મનુષ્યને સુપાત્ર જાણવો. અને જેને ધનની આવક અન્યાયથી થતી હોય, તથા જેનુ ધન કુમાર્ગે ખર્ચાતું હોય તેને કુપાત્ર જાણવો. રાજાએ કુપાત્રનું સર્વ ધન ખુંચવી લેવું. તેથી રાજા દોષ ભાગી થતો નથી. રાજાએ અધર્મી મનુષ્યોની પાસેથી તથા શત્રુના રાજ્યમાંથી છળબળ અથવા તો ચોરી વિગેરે ઉપાયો કરીને સર્વથા હરી લેવું કારણ કે જ્યાં સુધી તેઓની પાસે ધન રહે છે ત્યાં સુધી તે પોતાનો મદ છોડતો નથી; પણ નિર્ધન થયા પછી શાંત થાય છે. જે રાજા નીતિ બળનો ત્યાગ કરી અન્યાયથી પોતાની પ્રજાને દુઃખી કરીને ધન સંગ્રહ કરે છે, તેનું અનીતિથી મેળવેલું ધન રાજ્ય સહિત શત્રુને આધીન થાય છે.

दण्ड भूभागशुल्कानां माधिक्यात्कोशवर्धनम् ।
अनापादि नं कुर्वीत तीर्थ देव कर ग्रहात् ॥११४॥

यदा शत्रु विनाशार्थं बलसंरक्षणोद्यतः ।
विशिष्ट दण्ड शुल्कादि धनं लोका त्तदा हरेत् ॥११५॥

धनिकेभ्यो भृतिं दत्त्वा स्वापत्तौ तद्धनं हरेत् ।
राजा स्वापत्समुत्तीर्ण स्ततस्वं दद्यात्सवृद्धिकम् ॥११६॥
प्रजान्यथा हीयतेच राज्यं कोशो नृपस्तथा ।
हीना प्रबल दण्डेनं सुरथाद्या नृपा यतः ॥ ११७ ॥
दण्डभूभाग शुल्कैस्तु विना कोशाद्बलस्य च ।
संरक्षणं भवेत्सम्यग्यावद्विंशति वत्सरम् ।
तथा कोशस्तु संधार्यः स्व प्रजा रक्षणम्ः ॥ ११८ ॥

રાજાએ સુખના સમયમાં, દંડમાં, જમીનના કરમાં અને માલ ઉપર લેવાતી જગાતમાં વધારો કરીને તથા તીર્થ અને દેવનાં દર્શન ઉપર કર લઈને કોશ વધારવો નહિ. જ્યારે રાજા શત્રુનો નાશ કરવા માટે સેનામાં વધારો કરવામાં તૈયાર થાય ત્યારે તેણે લોકોની પાસેથી દંડ તથા શુલ્ક વગેરે ધન વિશેષ લેવાં. રાજાએ પોતાની આપત્તિના સમયમાં ધનવાનોને વ્યાજ આપીને તેનું ધન લેવું, અને આપત્તિમાંથી મુક્ત થયા પછી તેનું ધન વ્યાજ સહિત પાછું આપવું. પરંતુ રાજા નિર્ધન થઈને બેસી રહે અને પોતાની સેનાનું રક્ષણ ન કરે તો, જેમ સુરથાદિ રાજા નિર્બળ હોવાથી તેઓનો બળવંત શત્રુઓએ નાશ કર્યો હતો, તેમ રાજ્યકોશ તથા રાજા નાશ પામે છે. દંડનું ધન, જમીન ઉપર લેવાનો વેરો, અને માલ ઉપર લેવાતી જગાત, વગેરે લીધા વિના પણ વીશ વર્ષ સુધી કોશમાંથી સારી રીતે સેનાનું સંરક્ષણ થાય તથા પોતાની પ્રજાનું રક્ષણ થાય તેવો કોશ ભરી રાખવો.

बलमूलो भवेत्कोशः कोशमूलं बलं स्मृतम् ।
बलसंरक्षणात्कोशराष्ट्रवृद्धिरारि क्षयः ॥ ११९ ॥

સેનાના આશ્રયથી ધનનો સંગ્રહ થાય છે, અને ધનને આધારે સેનામાં વધારો કરી શકાય છે. માટે સેનાનું રક્ષણ કરવું ઉચિત છે. સેનાના સંરક્ષણથી ધનના ભંડારમાં અને દેશની સીમામાં વૃદ્ધિ થાય છે તથા શત્રુનો નાશ થાય છે.

जायते तत्त्रयं स्वर्गः प्रजासंरक्षणेन वै ॥ १२० ॥

અને પ્રજાનું સંરક્ષણ કરવાથી કોશમાં અને દેશમાં વૃદ્ધિ થાય છે. તથા સ્વર્ગ મળે છે. આમ ત્રણ વસ્તુ સિદ્ધ થાય છે.

यज्ञार्थं द्रव्य मुत्पन्नं यज्ञः स्वर्गसुखायुषे ।
अर्यभावो बलं कोशो राष्ट्रवृद्धये त्रयंत्विदम् ॥१२१॥

ઉત્પન્ન થયેલું ધન યજ્ઞમાં કામ લાગે છે, યજ્ઞ કરવાથી સ્વર્ગ અને સુખ મળે છે તથા આયુષ્યમાં વૃદ્ધિ થાય છે; તથા શત્રુનો અભાવ, સેના અને કોસ આ ત્રણ દેશની ઉન્નતિ કરનારાં છે.

तद्वृद्धिर्नीति नैपुण्यात्क्षमा शील नृपस्य च ।
जायतेऽतो यतेतैव यावबुद्धि बलोदयम् ॥ १२२ ॥
माला कारस्य वृत्यैव स्वप्रजा रक्षणेन च ।
शत्रुं हि करदीकृत्य तद्धनैः कोशवर्धनम् ॥ १२३ ॥
करोति स नृपः श्रेष्ठो मध्यमो वैश्य वृत्तितः
अधमः सेवया दण्ड तीर्थदेव कर ग्रहैः ॥ १२४ ॥

ક્ષમાશીળ રાજાની નીતિ નિપુણતાથી શત્રુક્ષય આદિમાં વધારો થાય છે, માટે રાજાએ પોતાનું બુદ્ધિબળ ચાલે ત્યાં સુધી શત્રુ વિનાશાદિકની વૃદ્ધિ કરવા માટે પ્રયત્ન ચાલુજ રાખવો, માળી જેમ નાના નાના રોપાને પાણી પાઇને ઉછેરે છે અને મોટાં વૃક્ષને નમાવી તેઆંથી ફળ ગ્રહણ કરે છે, તેમજ રાજા પોતાની પ્રજાનું પાલન કરે છે, નાના નાના રાજાઓને પોષણ કરીને વધારે છે. અને ઉન્નત થયેલા શત્રુઓને નમાવીને કર આપતા કરી તેના ધનવડે કોશમાં વધારો કરે છે તે રાજાને ઉત્તમ જાણવો. વ્યાપાર વૃત્તિથી ધનનો સંગ્રહ કરનારા રાજાને મધ્યમ જાણવો. સેવા કરીને, દંડ કરીને અને દેવનાં દર્શન ઉપર તથા તીર્થ ઉપર કર લઇને કોશમાં વધારો કરે છે તેને અધમ રાજા જાણવો.

## દેશ—પ્રજા વર્ગ.

**પ્રજાને રાજા મળે પણ રાજાને પ્રજા મળવી દુર્લભ.**

नवै नृपविहीनाः स्युर्दुर्गुणाः ह्यपि तु प्रजाः ।
यथा न विधवेन्द्राणी सर्वदा तु तथा प्रजाः ॥ १२५ ॥

પ્રજા દુર્ગુણી હોય ઉપદેશ ગ્રહણ કરતી ન હોય તો પણ ઇન્દ્રાણી જેમ કોઇ દિવસ ઇંદ્ર વગર વિધવા રહેતી નથી તેમ નિર્ગુણી પ્રજા પણ નિરંતર રાજા વગર રહેતી નથી. રાજામાં જો ગુણ ન

હોય તો તે પ્રજા રહિત થાય-પ્રજા તેનો ત્યાગ કરે. પરંતુ પ્રજા ગુણ રહિત હોય તો પણ તે રાજા રહિત-અનાથ રહેતી નથી. માટે રાજાએ તો અવશ્ય ઉપદેશ ગ્રહણ કરી પ્રજાને રંજન કરવી અને પોતાના અધિકારને બરાબર બજાવવો.

## પ્રજાએ કરેલા ઉત્સવોમાં રાજાએ ભાગ લેવો.

प्रजाभिर्विधृता ये ये ह्युत्सवास्तांश्च पालयेत् ।
प्रजानन्दे न सन्तुष्येत्तद्दुःखैर्दुःखितो भवेत् ॥ १२६ ॥

પ્રજા જે જે ઉત્સવો કરે તે સઘળા ઉત્સવો રાજાએ માન્ય રાખવા, પ્રજાના સુખથી સુખી થવું અને તેના દુઃખથી દુઃખી થવું.

## દુર્ગ વિચાર.

રાજ્યગઢની રચના માટે શુક્રનીતિના છઠ્ઠા અધ્યાયમાં નીચે પ્રમાણે કહે છે.

षष्ठं दुर्गप्रकरणं प्रवक्ष्यामि समासतः ।
खातकणक पाषाणै र्दुष्पथं दुर्ग मैरिणम् ॥ १२७ ॥

હવે છઠ્ઠું દુર્ગ પ્રકરણ ટુંકામાં તમને કહીશ. જ્યાં ખાઈ, કાંટા તથા પાષાણને લીધે જઈ શકાય નહિ તેવા દુર્ગસ્થાનને ઐરિણ દુર્ગ કહે છે.

परितस्तु महाखातं पारिखं दुर्गमेव तत् ।
इष्टकोपल मृद्भित्ति प्राकारं पारिघं स्मृतम् ॥ १२८ ॥
महाकण्टकवृक्षौघैर्व्याप्तं तद्वन दुर्गमम् ।
जलाभावस्तु परितो धन्वदुर्गं प्रकीर्त्तितम् ॥ १२९ ॥

જેની ચારે દિશામાં મોટી ખાઈઓ આવેલી હોય તે દુર્ગને પારિખ દુર્ગ, અને જે દુર્ગની આસપાસ ઇટ, પાષાણ અથવા તો મટોડીની ફરતી ભિંતો કરેલી હોય તેને પારિઘ દુર્ગ કહે છે. મોટા કાંટાના ઝાડોથી જે ભાગને વીંટી લેવામાં આવ્યો હોય તેને વન-દુર્ગ; અને જ્યાં આગળ ચારે તરફ પાણી ન હોય તે દુર્ગને ધન્વ દુર્ગ કહે છે.

जल दुर्गं स्मृतं तज्ज्ञैरासमन्तान्महाजलम् ।
सुवारि पृष्ठोच्चधरं विविक्ते गिरिदुर्गमम् ॥ १३० ॥

જેની ચારે દિશાઓમાં મોટાં મોટાં જળાશયો હોય તેવાં દુ-ર્ગને દુર્ગવેત્તાઓ જળદુર્ગ કહે છે; અને જ્યાં એકાંતમાં સારૂં જળ તથા ઉંચી જગા હોય તેવા દુર્ગભાગને ગિરિદુર્ગ કહે છે.

अभेद्यं व्यूह विद्वीर व्याप्तं तत्सैन्य दुर्गमम् ।
सहायदुर्गं तज्ज्ञेयं शुरानुकूल बान्धवम् ॥ १३१ ॥

જેનાં વ્યૂહ રચનામાં કુશળ શૂરાઓ વસતા હોય તેવા અભેદ્ય દુર્ગને સૈન્ય દુર્ગ તથા જેમાં શૂરવીર ભાયાતો સારી પેઠે અનુકૂળતાથી રહેતા હોય તેને સહાય દુર્ગ કહે છે.

पारिखादैरिणं श्रेष्ठं पारिघं तु ततो वनम् ।
ततो धन्व जलं तस्माद्गिरिदुर्गं ततः स्मृतम् ॥ १३२ ॥
सहाय सैन्य दुर्गे तु सर्वदुर्गप्रसाधके ।
ताभ्यां विनान्य दुर्गाणि निष्फलानि महीभुजाम् १३३

પારિખ દુર્ગ કરતાં ઐરિણ દુર્ગને ઉત્તમ, તે કરતાં પારિઘદુર્ગ ઉત્તમ, તે કરતાં વનદુર્ગ શ્રેષ્ટ, વનદુર્ગ કરતાં ધન્વદુર્ગ, અને ધન્વદુર્ગ કરતાં જળદુર્ગ અને તે કરતાં ગિરિદુર્ગ ઉત્તમ છે, સહાયદુર્ગ તથા સૈન્ય દુર્ગ બીજા સઘળા દુર્ગને શોભા આપનારા છે. સહાયકારક છે, જો તે બે દુર્ગ ન હોય તો રાજાઓના બીજા દુર્ગો નિષ્ફળ થઇ પડેછે.

## સેના.

### ચાર પ્રકારની સેના.

चतुर्गुणं हि पादातमश्वेतो धारयेत् सदा ।
पञ्चमांशांस्तु वृषभानष्टांशांश्च क्रमेलकान् ॥१३४॥
चतुर्थांशान्गजानुष्ट्राद्गजार्धांश्चरथान्सदा ।
रथात्तु द्विगुणं राजा बृहन्नालीकमेव च ॥ १३५ ॥

રાજાએ સદા ઘોડેસ્વાર કરતાં ચોગણું પાયદળ રાખવું, એક પંચમાંશ બળદો તથા એક અષ્ટમાંશ ઉંટો રાખવા. ઊંટનો એક ચતુર્થાંશ હાથી અને હાથીની સેના કરતાં અર્ધાઅર્ધ રથ રાખવા, અને નિરંતર રથ કરતાં બમણી જંજાળ (શસ્ત્ર) ધારી સેના રાખવી.

पदातिबहुलं सैन्यं मध्याश्वं तु गजाल्पकम् ।
तथा वृषोष्ट्रसामान्यं रक्षेन्नागाधिकं न हि ॥ १३६ ॥

રાજાએ સેનામાં પાળાઓને વિશેષ રાખવા, ઘોડાઓની સંખ્યા મધ્યમસર રાખવી. થોડા હાથી રાખવા. અને બળદ તથા ઊંટ સામાન્ય રાખવાં. હાથીયો વિશેષ રાખવાજ નહિ.

## સૈન્ય કેવું જોઇએ.

प्रथमं युद्धकारित्वं समस्त बल:पालनम् ।
दिङ् मार्गयोधशोधित्वं, पत्तिकर्म प्रचक्षते ॥ १३७ ॥

આગળ રહી યુદ્ધ કરવું. બધા બળનું (સેનાનું) પાલન કરવું. દિશાઓ. રસ્તો તથા સામા લડવૈયાઓને શોધી કહાડવા. એ પાયદળ લશ્કરનું કામ ગણાય છે.

स्वभावशुरमस्त्रज्ञमविरक्तं जितश्रमम् ।
प्रसिद्धं क्षत्रियप्रायं बलं श्रेष्ठतमांविदुः ॥ १३८ ॥

સ્વભાવથીજ શૂર, અને અસ્ત્ર વિદ્યામાં કુશળ, ઉદાસીનતા વગરનું શ્રમને સહન કરનારૂં, બહુધા કરી જેનામાં પ્રસિદ્ધ ક્ષત્રિયપણું હોય એને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ક્ષત્રિયપણું જાણવું.

## સેનાધિપતિ કેવો જોઇએ.

समस्तनीति शास्त्रज्ञो वाहने पूजितश्रमः ।
शौर्य वीर्य गुणोपेतः सेनाध्यक्षो विधीयते ॥ १३९ ॥

તમામ નીતિ શાસ્ત્રને જાણનારો, વાહનો વિષે વખાણવા લાયક પરિશ્રમવાળો, અને શૌર્ય પરાક્રમ વગેરે ગુણોથી યુક્ત પુરૂષ સેનાધિપતિ થવાને યોગ્ય છે તેમજ—

शुरोऽर्थ शास्त्रनिपुणः कृत शास्त्रकर्मा ।
संग्रामकेलि चतुरश्चतुरंगयुक्तः ॥
भर्तुर्नितांत वशगोऽभिमतश्चतंत्रे ।
सेनापतिर्नरपते विजया गमाय ॥ १४० ॥

શૂરો, અર્થ શાસ્ત્રમાં જાણીતો અને શાસ્ત્ર પ્રમાણે કર્મોને કરવાવાળો વળી સંગ્રામ સંબંધી ક્રિયા ( ગોઠવણોમાં ) એમાં ચતુર, અને ચતુરંગિણી સેનાથી યુક્ત તેમજ સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તનારો અને તંત્રોમાં ( લડાઇ સંબંધી ગોઠવણમાં ) જાણીતો હોય એવો સેનાપતિ રાજાને વિજય અપાવનાર થાય છે.

## શુરવીરનાં લક્ષણ.

विनाप्यर्थै र्वीरः स्पृशति बहुमानोन्नति पदं ।
समायुक्तोऽप्यर्थैः परिभवपदंयाति कृपणः ॥
स्वभावादुद्भूतां गुणसमुदया वाप्तिविषयां ।
द्युतिंसैंहींकिंश्वा धृतकनकमालोऽपिलभते ॥ १४१ ॥

શૂરવીર માણસ અર્થો વિના પણ ઉન્નતિના પદને પામે છે, અને કૃપણ માણસ અર્થોથી યુક્ત હોય છતાં પણ પરાભવ પામે છે. સોનાની માળાને ધારણ કરનાર છતાં પણ કુતરો શું સિંહની સ્વાભાવિક અને શૌર્યાદિક ગુણથી વધતી કાંતિને પામે છે! નથીજ પામતો.

कोवीरस्य मनस्वि नः स्व विषयः कोवा विदेशस्तथा ।
यंदेशं श्रयते तमेवकुरुते बाहु प्रतापाऽर्जितम् ॥
यद्दंष्ट्रानखलां गुलप्रहरणाः सिंहावनं गाहते ।
तस्मिन्नेवहताद्विपेन्द्र रुधिरैस्तृष्णांछिनत्त्यात्मनः ॥१४२॥

મનસ્વી એવા શૂરવીરને પોતાનો દેશ કયો ? અને પારકો દેશ કયો ? એ વીર પુરૂષ તો જે દેશનો આશ્રય લે છે તેનેજ પોતાના બાહુ બળના પ્રતાપથી પોતાનો કરી લે છે. જેમ કે દાઢ, નખ અને પુછડાં રૂપી હથિયારવાળો સિંહ જે વનમાં જાય છે તે વનમાં હાથીયોને હણીને તેના રૂધિરથી પોતાની તૃષ્ણાને શાંત પાડે છે, અર્થાત આવા વીર પુરૂષોનો રાજાઓએ અવશ્ય સત્કાર કરવો જોઇએ.

## દૂત કેવો જોઇએ.

मेधावी वाक्पटुःप्राज्ञः परचित्तोपलक्षकः ।
धीरीयथोक्तवादीच एषदूतो विधीयते ॥ १४३ ॥

પ્રથમથી જાણનારો, ધારણા બુદ્ધિવાળો, બોલવામાં ચતુર, પારકા ચિત્તને વર્તનારો, વળી ધીર, અને કહ્યા પ્રમાણે કરનારો માણસ રાજાનો દૂત થવાને યોગ્ય છે.

उद्यतेष्वपि शस्त्रेषु दूतो वदति नान्यथा ।
सदैवा वध्यभावेन यथार्थस्य हि वाचकः ॥ १४४ ॥

શસ્ત્રોને ઉગામેલાં દેખે તો પણ દૂત યથાર્થ વાતજ કરે છે,

ખોટી વાત કરતો નથી. દૂત સર્વદા પોતાનું અવધ્યપણુંજ જાણે છે તેથી યથાર્થ વાતજ કરે છે.

भक्तो गुणी शुचिर्दक्षः प्रगल्भोऽव्यसनी क्षमी ।
ब्राह्मणः परमर्मज्ञो दूतः स्यात्प्रति भानवान् ॥ १४५ ॥

દૂત એવો હોવો જોઇએ કે જે ભક્ત હોય, ગુણવાન્ હોય, ચતુર હોય, દબાય નહિ એવો હોય, વ્યસન વગરનો હોય, ક્ષમા-વાળો હોય, જાતે બ્રાહ્મણ હોય પરાયા મર્મોને જાણનાર હોય અને હાજર જવાબી વાળો હોય.

स्वाकारो निःस्पृहो वाग्मी नाना शास्त्र विचक्षणः ।
परचित्तावगन्ताच राज्ञो दूतः सइष्यते ॥ १४६ ॥

રાજાનો દૂત સારા દેખાવ વાળો, સ્પૃહા વગરનો, ઉત્તમ ભાષણ કરનારો, શાસ્ત્રોમાં વિચક્ષણ અને પરાયાં ચિત્તોના અભિપ્રાયોને જાણી શકનારો જોઇએ.

नियोगि भिर्विना राज्यं नास्ति भूपे हि केवले ।
तस्मादमी विधातव्या रक्षितव्या प्रयत्नतः ॥ १४७ ॥

રાજા વિદ્યમાન છતાં પણ જો દૂતો ન હોય તો રાજ્ય રહેતું નથી. એટલા માટે રાજાએ પ્રયત્ન પૂર્વક દૂતો રાખવા જોઇએ.

## કોશાધ્યક્ષ કેવો જોઇએ ?

प्रवीणो वाक्यपटुर्धी मान्स्वामि भक्तश्च नित्यशः ।
अलुब्धः सत्यवादी च भाण्डागारी स इष्यते ॥१४८॥

જે પ્રવીણ હોય, બોલવામાં વિચક્ષણ હોય, બુદ્ધિમાન હોય, સર્વદા સ્વામીનો ભક્ત હોય લોભ વગરનો હોય અને સત્યવાદી હોય એવા પુરૂષને રાજાએ પોતાના ખજાનચી તરીકે સ્થાપવો.

## ધર્માધ્યક્ષ કેવો જોઇએ ?

कुलशीलगुणोपेतः सर्व धर्म परायणः ॥
प्रवीणः प्रेवणाध्यक्षो धर्माध्यक्षो विधीयते ॥ १४९ ॥

કુલ, શીલ અને ગુણોથી યુક્ત, સર્વ ધર્મને વિષે જાણીતો, ચતુર અને પ્રેષણાને વિષે મુખ્ય એવો જે પુરૂષ તેને ધર્માધ્યક્ષ કરવો જોઇએ.

## સભાસદ કેવા જોઇએ.

धर्म शास्त्रार्थ कुशलाः कुलीनाः सत्य वादिनः ।
समाः शत्रौच मित्रे च नृपतेस्युः सभासदः ॥ १५० ॥

ધર્મશાસ્ત્ર સંબંધી અર્થ જાણવામાં કુશલ, કુલવાન, સત્ય બોલનાર, અને શત્રુ તથા મિત્રને સમાન દ્રષ્ટિથી જોનાર પુરૂષો રાજાની સભાના સભાસદ થવાને યોગ્ય છે.

श्रुताध्ययन संपन्ना धर्मज्ञाः सत्यवादिनः ।
राज्ञासभासदः कार्या रिपौमित्ते च येसमाः ॥ १५१ ॥

વેદના અધ્યયનથી સંપન્ન, ધર્મને જાણનાર, સત્ય વક્તા અને શત્રુ મિત્ર તરફ સમાન દ્રષ્ટિથી જોનાર પુરૂષોને રાજાએ રાજ્યના સભાસદ કરવા.

## લેખક કેવો જોઇએ ?

शकृदुक्तगृहीतार्थो लघु हस्तो जितेन्द्रियः ।
शब्दशास्त्र परिज्ञाता एष लेखक इष्यते ॥ १५२ ॥

રાજાની પાસે લખનાર એવો જોઇએ કે એકજ વખતે કહેલા તમામ તાત્પર્ય સમજી શકે તેવો હોય, હાથની ઝડપવાળો હોય, જિતેંદ્રિય હોય, અને વ્યાકરણ શાસ્ત્રમાં પ્રવીણ હોય તેવો માણસ લેખક થવા યોગ્ય ગણાય છે.

## પ્રતિહાર કેવા જોઇએ ?

इङ्गिमनाकारतत्त्वज्ञो बलवान् प्रिय दर्शनः ॥
समयज्ञः स्वामि भक्तः प्रतिहारी स इष्यते ॥ १५३ ॥

રાજાએ દ્દારપાલ એવો સ્થાપવો કે જે અભિપ્રાય અને આકાર તત્વને જાણનાર, બલવાન્ સારા સ્વરૂપવાળો સમયને જાણનાર તથા સ્વામી ભક્ત હોય.

सर्वदेव मयोराजा मनुनासंपकीर्तितः ।
तस्मात्तमेवसेवेत नव्यलीके न कर्हिचित् ॥ १५४ ॥

મનુએ રાજાને સર્વ દેવતા સ્વરૂપ કહેલો છે. માટે તેને નિષ્કપટ ભાવથી સેવવો પરંતુ કદી કપટથી સેવવો નહિ.

## ચારો (ડીટેકટીવ)

भवेत्स्वपरराष्ट्राणां कार्या कार्यावलोकने ।
चार चक्षुर्महीभर्तुर्यस्य नास्त्यन्ध एव सः ॥ १५५ ॥

પોતાના અને પારકા રાજ્યના કાર્યા કાર્ય જોવાને જે રાજાને ચાકરરૂપી નેત્રો ન હોય તે આંધળોજ જાણવો.

## અંતઃપુર પર કેવાઓને યોજવા?

काणाः कुब्जाश्च षाण्ढाश्च तथा वृद्धाश्च षङ्गवः ।
एते चान्तः पुरे मित्यं नियोक्तव्याः क्षमाभृता ॥१५६॥

કાણા, કુબડા, નપુસકો, વૃદ્ધ અને પાંગળા, એવાઓનેજ રાજાએ અંતઃપુરમાં યોજવા જોઇએ.

## રસોઇયો કેવો જોઇએ?

पुत्र पौत्रागुणोपेतः शास्त्रज्ञो मृष्टपाचकः ।
शूरश्च कठिनश्चैव सूपकारः स इष्यते ॥ १५७ ॥

રાજાએ રસોઇયો એવો રાખવો કે જે પુત્ર પૌત્રાદિકવાળો હોય, ગુણવાન હોય, શાસ્ત્રોને જાણનારો હોય, સુંદર બોલનાર હોય, શૂરો હોય અને પરિશ્રમને સહન કરી શકે તેવો હોય.

## રાજકૃત્ય.

उत्थाय पश्चिमे यामे गृहकृत्यं विचिन्त्य च ।
कृत्वोत्सर्गन्तु विष्णुं हि स्मृत्वास्नायादनन्तरम् ॥१५८॥
प्रातः कृत्यन्तु निर्वर्त्य यावत्सार्द्धमुहूर्त्तकम् ।
गत्वा स्वकार्य्यशालां वा कार्य्याकार्य्यं विचिंतयेत् १५९

રાજાએ રાત્રિને પાછલે પોહોરે ઉઠીને ગૃહકૃત્યનો વિચાર કરવો. પછી મળ મૂત્રનો ત્યાગ કરી વિષ્ણુનું ધ્યાન અને સ્નાન કરી દોઢ મુહુર્ત (ત્રણ ઘડી સુધી) પ્રાભાતિક ઇશ્વર આરાધન કરવું, પછી પોતાના કાર્ય મંદિરમાં જઇને કાર્યા કાર્યનો વિચાર કરવો.

## દ્વારપાળ અથવા છડીદાર.

विनाज्ञया विशन्तन्तु द्वास्थः सम्याङ्कि रोधयेत् ।
निदेशकार्य्यं विज्ञाप्य तेनाज्ञप्तः प्रमोचयेत् ॥ १६० ।

દ્વારપાળે રાજાની આજ્ઞા વિના અંદર આવતા મનુષ્યને સારી રીતે અટકાવવો; અને પછી રાજાની આજ્ઞા પ્રમાણે આગંતુકનું કાર્ય રાજાને જણાવવું. રાજાની આજ્ઞા થાય ત્યારે તેને અંદર આવવા દેવો.

दृष्ट्वागतान्सभामध्ये राज्ञे दण्डधरः क्रमात् ।
निवेद्य तन्नतीः पश्चात्तेषां स्थानानि सूचयेत् ॥ १६१ ॥

છડીદારે સભામાં આવતા મનુષ્યોને જોઈ ક્રમવાર તેના પ્રણામ રાજાને નિવેદન કરવા અને તેઓને બેસવા માટે યથોચિત સ્થાનો બતાવવા.

## રાજ સભાની રીતભાત.

ततो राजगृहं गत्वाज्ञप्तो गच्छेच्च सन्निधिम् ।
गत्वा नृपं यथान्यायं विष्णुरूपमिवा परम् ॥ १६२ ॥
प्रविश्य सानुरागस्य चित्तज्ञस्य समन्ततः ।
भर्तुरर्द्धासने दृष्टिं कृत्वानान्यत्र निक्षिपेत् ॥ १६३ ॥

છડીદારે બેસવાનું સ્થાન બતાવ્યા પછી, મનુષ્યે રાજ્ય મંદિરમાં જઈ રાજાની આજ્ઞા મેળવીને રાજાની સમીપમાં જવું અને યોગ્યતા પ્રમાણે વિષ્ણુની બીજી મૂર્તિરૂપ રાજાને યથોચિત નમસ્કાર કરવા. પછી પોતાના આસન ઉપર બેસવું; રાજ સભામાં પ્રવેશ કરતી વેળાએ અનુરાગવાળા અને સઘળાના મનનો અભિપ્રાય જાણનારા એવા રાજાના અર્ધ આસન ઉપર દૃષ્ટિ કરવી, પણ આજુ બાજુ જોયા કરવું નહિ. પણ રાજાની સામાજ રહી એકી નજર કરવી.

अग्निं दीप्तमिवासीदेद्राजानमुपशिक्षितः ।
आशीविषमिव क्रुद्धं प्रभुं प्राण धनेश्वरम् ॥ १६४ ॥

અગ્નિ જેવા તેજસ્વી, ઝેરી સર્પસમાન ક્રોધાયમાન, તથા ધન અને જીવનના સ્વામી એવા રાજાની પાસે સારી રીતે વિનીત ભાવથી બેસવું:— બે અદબી કરવી નહિ.

यत्नेनोपचरेन्नित्यं नाहमस्मीति चिन्तयेत् ।
समर्थयंश्च तत्पक्षं साधु भाषेत भाषितम् ।
तान्नियोगन वा ब्रुयादर्थं सुपरिनिश्चितम् ॥ १६५ ॥

(રાજાની) નિરંતર સારી રીતે સેવા કરવી, "હું સ્વતંત્ર થાઉં" આવો વિચાર કરવો નહિ. રાજાના પક્ષને દૃઢ કરવો, તે સંતુષ્ટ થાય તેવાં સારા વચનો બોલવાં અને રાજાની આજ્ઞા લઈ નિર્ણય કરેલી વાર્ત્તા રાજાને કહેવી.

सुखप्रबन्ध गोष्ठीषु विवादे वादिनां मतम् ।
विजानन्नपि नो ब्रूयाद्भर्त्तुः क्षिप्त्वोत्तरं वचः ॥ १६६ ॥

આનંદ માટે મળેલી સભાઓમાં પણ પરસ્પર તર્ક ઉઠાવનારા લોકોના તર્કોના સિદ્ધાંત ઉત્તર જાણવામાં હોય છતાં પણ રાજાના ઉત્તરનો અનાદર કરીને બોલવું નહિ; પણ શાંતિથી સાંભળવું.

सदानुद्धतवेषः स्यान्नृपाहूतस्तु प्राञ्जलिः ।
तद्गां कृतनतिः श्रुत्वा वस्त्रान्तरिसम्मुखः ॥ १६७ ॥
तदाज्ञां धारयित्त्वादौ स्वकर्माणि निवेदयेत् ।
नत्वाऽऽसीताऽऽसने प्रह्वान तत्तार्श्वेनसम्मुखे ॥ १६८ ॥

રાજા બોલાવે ત્યારે મનુષ્યે સાધારણ વસ્ત્ર પહેરી આગળનો ભાગ સારી રીતે ઢાંકી બે હાથ જોડીને—રાજાની સમીપમાં જવું. અને તેને પ્રણામ કરવા, પછી રાજા જે કહે તે પ્રથમ સાંભળવું. ત્યાર પછી તેની આજ્ઞા મસ્તક ઉપર ચઢાવી પોતાનું કાર્ય નિવેદન કરવું, અને પછી નમસ્કાર કરીને રાજાની આજ્ઞા પ્રમાણે સરળ ભાવથી તેની સન્મુખ અથવા તો તેની પડખે બેસવું. રાજા સનમુખ ઉંચા આસન ઉપર બેસવું નહિ:— વિશેષ આગ્રહ કરે તો માન માટે આસનને હાથ અડાડવો.

उच्चै प्रहसनं कासं ष्ठीवनं कुत्सनं तथा ।
जृम्भणं गात्रभङ्गञ्च पर्वोस्फोटञ्च वर्जयेत् ॥ १६९ ॥

રાજાની સમક્ષમાં દાંત દેખાય તેમ હસવું નહિ. ઉધરસ ખાવી નહિ. થુંકવું નહિ. નિંદા આદિક કરવી નહિ. બગાસાં ખાવાં નહિ. અંગ મરોડવું નહિ. અને આંગળીના ટાચકા ફોડવા નહિ.

राज्ञादिष्टन्तु यत्स्थानं तत्र तिष्ठेन्मुदान्वितः ।
प्रवीणोचित मेधावी वर्जयेद् भिमानताम् ॥ १७० ॥

રાજા જે સ્થાન બતાવે તે સ્થાન ઉપર હર્ષથી બેસી જવું

પ્રવીણ પુરૂષને છાજે તેમ બુદ્ધિશાળી બનીને બેસવું. (જડતા જણાય તેમ વર્તવું નહિ ) તથા અભિમાનને ત્યાગ કરવો.

## અધિકારીની નીમણુંક.

एकस्मिन्नधिकारे तु पुरुषाणां त्रयं सदा ।
नियुञ्जित प्राज्ञतमं मुख्यमेकन्तु तेषु वै ॥ १७१ ॥
द्वौ दर्शकौतु तत्कार्ये हायनैस्तान्निवर्त्तयेत् ।
त्रिभिर्वा पञ्चभिर्वापि सप्तभिर्दशभिश्चवा ॥ १७२ ॥
दृष्ट्वा तत्कार्य्य कौशल्ये तथा तो परिवर्त्तयेत् ।
नाधिकारं चिरं दद्याद्यस्मै कस्मै सदा नृपः ॥ १७३ ॥

રાજાએ નિરંતર એક અધિકાર ઉપર ( રાજ્યકાર્ય ઉપર ) ત્રણ પુરૂષની નિમણુંક કરવી. તે ત્રણ પુરૂષમાં એક મહા બુદ્ધિશાળી મનુષ્યની તેના ઉપરી તરીકે નિમણુંક કરવી. તે કાર્ય ઉપર બે દર્શકની નિમણુંક કરવી અને આદર્શકની ત્રણ, પાંચ, સાત કે દશ વર્ષે દેડે બદલી કરવી બદલી કરતી વેળાએ તેના કામ ઉપર તથા નિપુણતા ઉપર દૃષ્ટિ કરીને તેના પ્રમાણમાં બન્ને દર્શકની બદલી કરવી. રાજાએ સદા હરકોઇ પણ મનુષ્યને ચિરકાળ સુધી એક અધિકાર ઉપર રાખવો નહિ.

अधिकार क्षमं दृष्ट्वा ह्यधिकारे नियोजयेत् ।
अधिकारे मदं पीत्वा को न मुह्येत्पुनश्चिरम् ॥ १७४ ॥
अतः कार्य्यक्षमं दृष्ट्वा कार्येऽन्येतं नियोजयेत् ।
तत्कार्य्ये कुशलं चान्यं तत्पदानुगतम् खलु ॥ १७५ ॥
नियोजयेद्वर्त्तने तु तदभावे तथा परम् ।
तद्गुणो यदि तत्पुत्रस्यात्कार्य्ये तं नियोजयेत् ॥१७६॥

અધિકાર-રાજકાર્ય ચલાવી શકે તેવા યોગ્ય મનુષ્યની અધિકાર ઉપર નિમણુંક કરવી લાંબા કાળ સુધી એકના એકજ અધિકાર ઉપર રહેલો કયો મનુષ્ય અધિકાર રૂપી મદિરાનું પાન કરીને મદમત્ત થાય નહિ ? સર્વે થાય. માટે તે અધિકારીઓની ફેર બદલી કરવા માટે અધિકારીની તપાસ કરતાં જે અધિકારી કાર્ય કરવામાં સમર્થ જોવામાં આવે તેની બીજા કાર્ય ઉપર નિમણુંક કરવી. જો

તે કામ કરી શકે તેવો ન હોય તો બીજાં કાર્યકામ અધિકારીની તેના કાર્ય ઉપર નિમણુંક કરવી. પરંતુ પ્રથમના અધિકારીનો પુત્ર જો તેવો ગુણશાળી અને કાર્યક્ષમ હોય તો તે અધિકાર ઉપર તેના પુત્રની નિમણુક કરવી.

यथा यथा श्रेष्ठपदे ह्यधिकारी यदा भवेत् ।
अनुक्रमेण संयोज्योह्यन्ते तं प्रकृतिं नयेत् ॥ १७७ ॥

અધિકારી જેમ જેમ શ્રેષ્ઠ શ્રેષ્ઠ જગ્યાનું કામ કરવાને યોગ્ય થાય તેમ તેમ અનુક્રમે તેને મોટી પદ્વીએ ચઢાવવો. અને છેવટે તે યોગ્ય મનુષ્યને પ્રધાન મંડળમાં દાખલ કરવો.

अधिकार बलं दृष्ट्वा योजयेद्दर्शकान्बहून् ।
अधिकारिणमेकं वा योजयेद्दर्शकै विना ॥ १७८ ॥

કામનું ઘણું બળ જોવામાં આવે તો તેમાં ઘણા દર્શકોની (કાર્ય તપાસનારાઓની) નિમણુંક કરવી, અથવા તો કામ કરવાને સમર્થ એવા એક અધિકારીની નિમણુંક કરવી, પરંતુ દર્શકોની નિમણુંક કરવી નહિ.

येचान्ये कर्मसचिवास्तान्सर्वान्विनियोजयेत् ।
गजाश्वरथ पादात पशुष्ट्र मृग पक्षिणाम् ॥ १७९ ॥
सुवर्ण रत्न रजत वस्त्राणामधि पान्पृथक् ।
वित्ताना मधिपं धान्याधिपं पाकाधिपं तथा ॥ १८० ॥
आरामाधिपतिश्चैव सौध गेहाधिपं पृथक् ।
सम्भारथं देवतुष्टिपतिं दानपतिं सदा ॥ १८१ ॥

ઉપર જણાવ્યા શિવાય બીજા અધિકારીઓ હોય તેઓને યથોચિત હાથીયો, ઘોડાઓ, રથ, પ્યાદાઓ, ગાય, ભેંસ, ઊંટ, પશુઓ, પક્ષિઓ, સુવર્ણ, રત્ન, રૂપું તથા વસ્ત્ર વિગેરે પદાર્થોના જુદા જુદા અધિકારીઓ નિમવા તેમાં કોઇને ધનાધ્યક્ષ બનાવવો, કોઇને ધાન્યાધ્યક્ષ બનાવવો, કોઇને ઉપવનાધ્યક્ષ બનાવવો, કોઇને સૌધાધ્યક્ષ બનાવવો, કોઇને જુદાં જુદાં ગૃહનો અધ્યક્ષ બનાવવો, કોઇને દેવસેવાધ્યક્ષની જગ્યા ઉપર નિમવો આ પ્રમાણે જુદા જુદા મનુષ્યોને જુદા જુદા અધિકારો ઉપર નિમવા,

साहसाधिपतिश्चैव ग्रामने तारमेवच ।
भागहारं तृतीयन्तु लेखकञ्च चतुर्थकम् ॥ १८२ ॥
शुल्कग्राहं पञ्चमञ्च प्रतिहारं तथैवच ।
षट्कमेतन्नियोक्तव्यं ग्रामे ग्रामे पुरे पुरे ॥ १८३ ॥

૧ સંગ્રામાધિપ—સેનાપતિ ૨ ગ્રામાધ્યક્ષ, વહીવટદાર, ૩ કુટુંબાધ્યક્ષ—કર ઉઘરાવનાર અધિકારી, ૪ લેખક (મેહેતા) ૫ જગાત લેનારો તથા ૬ દ્વારપાળ (કોટવાળ) આ ૭ અધિકારીની પ્રત્યેક નગરમાં તથા પ્રત્યેક ગામમાં નિમણુક કરવી.

## રાજાના અધિકારીઓનાં લક્ષણો.

प्रभद्रादि जातिभेदं गजानाञ्च चिकित्सितम् ।
शिक्षां व्याधिं पोषणञ्च तालु जिह्वानखैर्गुणान् ॥१८४॥
आरोहणं गतिं वेत्ति स योज्यो गजरक्षणे ।
तथा विद्या धोरणस्तु हस्ति हृदय हारकः ॥ १८५ ॥

જે મનુષ્ય હાથીની પ્રભદ્ર આદિ જુદી જુદી જાતિઓ જાણતો હોય, તેને ઔષધ કરી જાણતો હોય, તેઓને નાના પ્રકારની ચાલો શિખવી શકતો હોય, તેના રોગ પારખવામાં નિપુણ હોય, તેનું પોષણ કરી જાણતો હોય, તાળવું, જીભ અને નખો ઉપર દ્રષ્ટિ કરીને તેના ગુણો તથા અવસ્થાની પરીક્ષા કરી જાણતો હોય, તેના ઉપર સારી રીતે ચઢી જાણતો હોય અને તેની ગતિની પરીક્ષા કરી જાણતો હોય તેવા મનુષ્યને હસ્તિપાલકનો અધિકાર આપવો, કારણ કે—તેવો હસ્તિપાલક હસ્તિના મનને રંજન કરી શકે છે.

अश्वानां हृदयं वेत्ति जाति वर्ण भ्रमैर्गुणान् ।
गतिं शिक्षां चिकित्साञ्च सत्वं सारं रुजं तथा ॥१८६॥
हिताहितं पोषणञ्च मानंयानं दतो वयः ।
शुरश्च व्युहावित्प्राज्ञः कार्य्योऽश्वाधिपतिश्च सः ॥१८७॥

જે ઘોડાના મનોભીપ્રાયને જાણી શકતો હોય, જાતી, શરીરના રંગ અને કપાળની ભમરી પરથી તેના ગુણો પારખી શકતો હોય તેની જુદી જુદી ગતીઓ જાણતો હોય, તેને શીક્ષા કરીને નીયમમાં રાખી શકતો હોય, તેને દવા દારૂ કરી જાણતો હોય દેહનું

બળ તથા પરાક્રમ સમજતો હોય. તેના રોગની પરીક્ષા કરી જાણતો હોય, અમુક ખવરાવવાથી સારૂં થશે અને અમુક ખવરાવવાથી માઠું થશે તેનું જ્ઞાન ધરાવનારો હોય, અને ઉછેરવાની બાબતમાં કુશળ હોય, તેનું માપ, ચાલ, દાંત અને અવસ્થાની પરીક્ષા કરી જાણતો હોય, અને શૂરવીર, વ્યુહરચનામાં નીપુણ, તથા કેળવાયેલો હોય તેવા મનુષ્યને અશ્વાધીપતી બનાવવો.

एभिर्गुणैश्च संयुक्तो धुर्य्यान् युग्यांश्च वेत्तियः ।
रथस्य सारं गमनं भ्रमणं परिवर्त्तनम् ॥ १८८ ॥
समापतत्सुशस्त्रास्त्र लक्ष्य सन्धान नाशकः ।
रथगत्या स रथपो हयसंयोग गुणिवित् ॥ १८९ ॥

ઉપર જણાવેલા ગુણો જેમાં હોય, તથા આ ઘોડાઓ ભાર ખેંચી શકે તેવા છે એવું જાણતો હોય, રથની દઢતા પારખવામાં, રથને હાંકવામાં, ચારે તરફ ફેરવવામાં અને બીજાની સાથે રથની અદલા બદલી કરવામાં નીપુણ હોય, રથને વીચીત્ર રીતે હાંકીને શત્રુઓએ ફેંકેલાં શસ્ત્રો તથા અસ્ત્રોની ચોટને ચુકાવી જાણતો હોય, શત્રુના ઘોડાઓ સાથે પોતાના રથના ઘોડાઓ ભેટમ ભેટા થાય ત્યારે પોતાના ઘોડાઓનું કેમ રક્ષણ કરવું તે બવિષયમાં નીપુણ હોય, તેવાને સારથી બનાવવો.

सादिनश्च तथा कार्य्याः शुशुरा व्यूह विशारदाः ।
वाजिगतिविदः प्राज्ञाः शशास्त्रैर्युद्ध कोविदा ॥ १९० ॥

શૂરવીર, વ્યૂહ રચનાની બાબતમાં નિપુણ, ઘોડાઓની ચાલને જાણનારા બુધિશાળી અને શસ્ત્ર તથા અસ્ત્ર વડે યુદ્ધ કરવામાં ઘણા કુશલ હોય તેઓને ઘોડેસ્વારો બનાવવા.

चक्रितं रेचितं वल्गितकं धैरितमाप्लुतम् ।
तुरं मन्दश्च कुटिलं सर्पणं परिवर्त्तनम् ॥ १९१ ॥
एकादशास्कन्दितञ्च गतीरश्वस्य वेत्ति यः ।
यथाबलं यथार्थञ्च शिक्षयेत्स च शिक्षकः ॥ १९२ ॥

૧ ચક્રાકાર ફરવું, ( મંડળ ફરવું, ) ૨ જરા ઠેકીને ચાલવું, ૩ મોરની પેઠે ડોક ઉંચી રાખીને અર્ધું શરીર ડોલાવતાં રેવાલ ચાલે ચાલવું, ૪ સરખા પગ કરીને ઉતાવળી ચાલે ચાલવું, ૫ મૃગની

આપક ચાર પગે ઠેકીને ચાલવું, ૬ ઉતાવળું ચાલવું, ૭ ધીરે ધીરે ચાલવું, ૮ વાંકું ચાલવું, ૯ સર્પાકારે ચાલવું, ૧૦ વારંવાર આવજાવ કરવી, ૧૧ આગળના પગ વાંકા કરીને વારંવાર ઠેકીને ચાલવું. આ પ્રમાણે અશ્વાની અગીયાર ગતીઓને જાણતો હોય તેને અશ્વશીક્ષક જાણવો. અને તેને અશ્વનો શીક્ષક બનાવવો. તેણે ઘોડાનું બળ જોઇને તેના પ્રમાણમાં ઘોડાને યથાર્થ શીખવવું.

वाजिसेवासु कुशलः पल्याणादि नियोगवित् ।
दृढाङ्गश्च तथा शुरः स कार्य्यो वाजिसेवकः ॥ १९३ ॥

ઘોડાની સેવા કરવામાં કુશળ. પલાણ ગાદી વીગેરેને સારી રીતે ગોઠવતાં જાણનાર, શરીરે દૃઢ તથા સૂરવીર હોય તેને ઘોડાનો રાવત બનાવવો.

## સેનામાં કોને રાખવા અને કોને અધિપતિ બનાવવા.

नीति शस्त्रास्त्रव्यूहादिनति विद्या विशारदाः ।
अबाला मध्यवयसः शुरादान्ता दृढाङ्गकाः ॥ १९४ ॥
स्वधर्म निरता नित्यं स्वामि भक्तारिपुद्विषः ।
शुद्रा वा क्षत्रिया वैश्या म्लेच्छाः संकर सम्भवाः॥१९५॥
सेनाधिपाः सैनिकाश्च कार्य्या राज्ञा जयार्थिना ॥

વિજયની ઇચ્છા રાખનારા રાજાએ જેઓ કાર્યાકાર્ય વગેરે દર્શાવનારાં નીતિશાસ્ત્રોમાં વ્યુહાદિક રચનામાં તથા શત્રુનો પરાજય કરવામાં કુશળ હોય, નાની અવસ્થામાં નહિ પણ મધ્યમસર અવસ્થાના, શૂરા, વિનયી શરીરે દૃઢ, સ્વધર્મ પરાયણ, નિરંતર રાજ્યભક્ત અને શત્રુની સાથે દ્વેષ રાખનારા આવા ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, મ્લેચ્છ કે પછી વર્ણશંકર ગમે તે જાતિમાં જન્મેલા મનુષ્યોને સેનાપતિઓ તથા સૈનિકો બનાવવા.

## રાજાએ વિદ્વાનોનો સત્કાર કરવો.

तपस्विनो दानशीलाः श्रुतिस्मृति विशारदाः ।
पौराणिकाः शास्त्रविदो दैवज्ञा यान्त्रिकाश्चये ॥ १९६ ॥
आयुर्वेद विदः कर्मकाण्ड ज्ञास्तान्त्रिकाश्चये ।
ये चान्ये गुणिनः श्रेष्ठा बुद्धिमन्तो जितेन्द्रियाः ॥१९७॥

तान्सर्वान्पोषयेद् भृत्या दानैर्मानैः सुपूजितान् ।
हीयते चान्यथा राजा ह्यकीर्तिं चापि विन्दति ॥१९८॥

જે મનુષ્યો તપસ્વી, દાનશીળ, શ્રુતિ તથા સ્મૃતિમાં નિપુણ, પૌરાણિક, શાસ્ત્રવેત્તાઓ, જોશીયો, મંત્રશાસ્ત્રીયો આયુર્વેદ જાણનારા વૈદ્યો, કર્મકાંડ જાણનારા, અને તાંત્રિકો હોય, તથા બીજા જે ગુણવંત સદાચરણી, બુદ્ધિશાળી અને જીતેંદ્રિય હોય તેવા સર્વ પુરૂષોને દાન તથા માન આપીને સત્કાર કરવો; અને માસિક પગાર બાંધી આપીને તેઓનું પોષણ કરવું. જો રાજા ગુણવાન્ મનુષ્યોનું પોષણ કરતો નથી તો રાજ્યપરથી ભ્રષ્ટ થાય છે. અને અપયશ સંપાદન કરે છે.

बहु साध्यानि कार्याणि तेषामप्यधिपांस्तथा ।
तत्तत्कार्येषु कुशला न्ज्ञात्वा तांस्तु नियोजयेत् ॥१९९॥

જે જે કામ ઘણા મનુષ્યોથી બની શકે તેવાં જાણવામાં આવે તે તે કાર્યો ઉપર પ્રથમ જણાવેલા કાર્ય કુશળ પુરૂષોને જાણી લઇને તેઓને અધિપતિ નિમવા.

अमन्त्रमक्षरं नास्ति नास्ति मूलमनौषधम् ।
अयोग्यः पुरुषो योजक स्तत्र दुर्लभः ॥ २०० ॥

મંત્ર ન ગણાય તે કોઇ અક્ષર નથી. ઔષધ ન ગણાય તેવું કોઇ મૂળ નથી અને કોઇ પણ પુરૂષ અયોગ્ય નથી માત્ર તેઓની યોજના કરનાર દુર્લભ હોય છે.

पण्डितेहि गुणाः सर्वे मूर्खे दोषाश्च केवलाः ।
तस्मान्मूर्ख सहस्रेभ्यो प्राज्ञ एको विशिष्यति ॥ २०१ ॥

પંડિતમાં સર્વે ગુણો હોય છે, અને મૂર્ખમાં તો કેવળ દોષજ હોય છે. તેથી હજાર મૂર્ખોથી એક પ્રાજ્ઞ-પંડિત પુરૂષ વિશેષ ગણાય છે.

यत्र विद्वज्जनो नास्ति श्लाघ्यस्तत्राल्पधीरपि ।
निरस्तपादपेदेश एरण्डोपि द्रुमायते ॥ २०२ ॥

જ્યાં વિદ્વજન નથી, ત્યાં અલ્પ બુદ્ધિવાળો પુરૂષ વખાણવા યોગ્ય થાય છે. જે દેશમાં વૃક્ષ નથી ત્યાં એરંડા પણ મોટું વૃક્ષ ગણાય છે.

किंकुलेन विशालेन विद्याहीनस्य देहिनः ।
अकुलीनोऽपि विद्यावान्दैवैरपि स पूज्यते ॥ २०३ ॥

વિદ્યાહીન એવાં પ્રાણીને મોટા કુળમાં જન્મ થવાથી શું છે? કારણ કે કુળવાન હોય નહિ પણ જો વિદ્યાવાન હોય તો તે દેવતાથી પણ પૂજાય છે.

अधिगतपरमार्थान्पण्डितान्माव मंस्था ।
स्तृणमिवलघुलक्ष्मी नैवतान्सरुणद्धि ॥
मदमिलित मिलिन्द श्यामगण्डस्थलानां न भवति ।
बिसतन्तु वरिणं वारणानाम् ॥ २०४ ॥

હે રાજા! પરમાર્થને જાણતા પંડિતોનું તું અપમાન કરીશ નહિ. કારણ કે તૃણના જેવી હલકી લક્ષ્મી તેઓને રોધી શકશે નહિ. ( અર્થાત્ તે તૃણ સમાન લક્ષ્મીને વશ થશે નહિ ) જેમ કે, જેઓના ગંડસ્થળ મદથી એકઠા થયેલા ભમરાઓવડે શ્યામ થઇ ગયા છે એવા હાથીયોને કમળના નાવનો તંતુ રોધ કરીને વારી શકતો નથી.

शास्त्रो पस्कृत शब्दसुन्दर गिरः शिष्य प्रदेयागमा ।
विख्याताः कवयो वसन्ति विषये यस्य प्रभोर्निर्धनाः ॥
तज्जाड्यं वसुधाधि पस्य कवयो ह्यर्थं विनापीश्वराः ।
कुत्स्याः स्युः कुपरीक्षका न मणयो यैरर्घतः पातिताः ॥२०५॥

શાસ્ત્રના સંસ્કારથી શુદ્ધ એવા શબ્દોવડે જેમની સુંદર વાણી છે અને જેઓ શિષ્યોને શાસ્ત્રનું દાન કરે છે, એવા વિખ્યાત પંડિતો જે રાજાના દેશમાં નિર્ધન થઇ રહે છે, તે રાજાનીજ મૂર્ખતા કહેવાય છે. વિદ્વાનો તો ધન વિના પણ ઇશ્વર ( ધનાઢ્ય ) જ છે. કારણ કે જેઓએ ઉત્તમ મણિઓને તેમની કિંમતથી પાડ્યા છે. ( ઓછી કિંમતના કર્યા છે ) તે પરીક્ષકોનીજ મૂર્ખતા ગણાય છે. મણિઓને કાંઇ પણ હાનિ નથી.

हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति सर्वात्मना ।
ह्यर्थिभ्यः प्रतिपाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम् ॥

कल्पान्तेष्वपि न प्रयाति निधनं विद्याख्यमेतद्धनं ।
येषांतान्प्रति मानमुज्झत नृपाः कस्तैः सहस्पर्धते ॥ २०६ ॥

હે રાજાઓ ! જે હરિજનારથી લઇ શકાતું નથી, જે અચિન્ત્ય સુખને સર્વ પ્રકારે પોષણ કરે છે, જે યાચકોને આપવાથી નિત્યે પરમ વૃદ્ધિને પામે છે અને જે કલ્પાંત કાળમાં પણ વિનાશને પામતું નથી એવું વિદ્યા નામનું ધન જેઓની પાસે રહેલું છે એવા વિદ્વાનોની તરફ તમે માન છોડીદો તેઓની સામે કોણ સ્પર્ધા કરી શકે છે ? અર્થાત્ કોઇજ નહિ.

## રાજ્ય વહિવટ.

ધારાધિપતિ ભોજરાજા જેવી રીતે વિદ્યાકળામાં કુશળ હતો તેવીજ રીતે પાછળ જણાવેલી રાજનીતિમાં પણ પૂરો પ્રવીણ હતો રાજ્ય વહિવટ તથા પ્રજાહિત તરફ તે મહારાજા પૂર્ણ રીતે લક્ષ આપતા. તે મહા પરાક્રમી પૃથ્વીપતિને વખતે વખતે એવા એવા ઉદ્ગારો આવતા કે તેનું સમાધાન ખાસ જાતેજ કરવા કોશિશ કરતા. એક દિવસે પોતાના ઉદ્યાનમાં આવી રહેલા રમણીય રંગમહેલના હિંડોળાખાટપર આરામ લેતાં લેતાં રાજ્યનીતિના ગ્રંથો વાંચતા હતા તે પ્રસંગે તેના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે પંડિતો તરફથી અસંખ્ય બાબતોપર ઉત્તમ પ્રકારનો બોધ મળેલ છે; તેમ મેં કેટલીએક દંત કથાઓ પણ સાંભળી છે અને તેમાં કેટલેક પ્રસંગે એવી પણ વાર્તા સાંભળી છે કે–કેટલાએક રાજ્યના સત્તાધિશો અભણ, નિર્માલ્ય, બીકણ, દુર્વ્યસની અને વિષયાસક્ત હોવાથી તે રાજ્યનો વહિવટ ચલાવનાર કારભારીઓ પોતાની ખાયકી સારૂ પોતાના મહારાજાને ઉંધુચિતું સમજાવી તથા તેમનાથી બલિષ્ઠ રાજાનો તાપ દેખાડી તેમને પોતાના સ્વાધીનમાં કરી લઇ પોતાની સત્તા ચલાવી ગરીબ પ્રજા ઉપર જુલમ ગુજારી હજારો મોહરો તર્ક વિતર્કોથી લુંટીને તેઓને પાયમાલ કરે છે એટલુંજ નહિ પરંતુ તેઓ સનાથ છતાં અનાથ બનેલીને રાજા પાસે પહોંચવા પણ દેતા નથી અને પાયમાલ કરે છે. એટલું બધું અંધેર ચલાવવાથી રાજ્યના ખજાનાને બરબાદ કરી દેઇ રાજ્યને જોખમમાં આણી મૂકે છે માટે હું હવેથી મારા રાજ્યનો તથા પ્રજાનો સુખરૂપ સ્તંભ બની સંભાળ લેવા સજ્જ થાઉં. આમ વિચારી પોતાનાં ઉમદાં વસ્ત્રાલંકાર ધારણ કરી કચેરીમાં પધાર્યા.

કચેરીમાં રાજરીત મુજબ સર્વેએ મહારાજા સાહેબને પધારતા જોઇ પોત પોતાને આસનેથી ઉઠી આવકાર આપ્યો ત્યાર પછી ધારાધિપતિ ભોજ પોતાના રત્નજડિત મયુરાસનપર બિરાજ્યા અને સર્વ કાર્યભારી મંડળ પોત પોતાની બેઠકપર બેસી કાર્ય કરવા લાગ્યા.

## ભોજરાજાનો ન્યાય.

એક દિવસે ધારાનગરના આસપાસના ગામડાનો કોઇ એક દલીચંદ નામનો વેપારી ભોજરાજાની સભામાં ફરીયાદ અર્થે આવ્યો પહેલાં તો તેને પહેરેગીરે રોકયો પણ પછીથી રજા મળતાં તે અંદર ભોજરાજા સન્મુખ નમસ્કાર કરી ઉભો અને નિઃશ્વાસ નાંખી રોવા લાગ્યો. આથી મનુષ્યો તેના તરફ તાકીને જોવા લાગ્યા. દ્વારપાળે તેને સમજાવવા માટે કોશેશ કરી પણ તે વ્યર્થ. આથી ભોજરાજાએ સિંહાસન ઉપરથી નીચે ઉતરી તેની પાસે આવી પૂછ્યું કે વણિક ! તું શા માટે રડે છે ? જે સંકટ હોય તે સત્વર કહે જેથી તારા દુઃખનો વિનાશ થાય. તોપણ તે વણિક વધારે વધારે રોવા લાગ્યો અંતે બોલ્યો કે આપની આબરૂ જવાથી હું રડું છું. કારણ કે મને દિવાળું તે આપેજ દેવાનું આથી ભોજરાજા વધારે વિસ્મય થયા અને અતિ આગ્રહથી કારણ પુછવા પ્રયત્ન કીધો. તે વણીક સરળતાથી અને ધીમે સાદે કહ્યું કે મહારાજ ! આજ દિવસ સુધી મારે ત્યાંથી આપના દરબાર સારૂં ત્રણલાખ મોહોરોનું મોદીખાનું ઉપડયું છે તેના રૂપીયા માટે મેં જ્યારે આપના કોશાધ્યક્ષને વિનંતિ કરી ત્યારે તેણે તે મોહોરો માટે હિસાબ બતાવવા કહ્યુ. મેં મારી દુકાનના ચોપડાઓ રજુ કરી બતાવ્યા તેમાં તેઓને બરાબર ન લાગવાથી મને મારા લેણાં નાણાં ન આપ્યાં. તેથી મારે આપ પાસે આવવું પડયું હતું. ખરૂં કહો તો તે મોદીખાના સબબ આપના કોટવાળ ભીમસીંહ મોદીખાનાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે બની પોતાની વસુલાત જમા કરવા માટે દરરોજ મારી પાસે અમુક સીક્કાઓ લેતા. તે મેં આજ દીવસ સુધી તેમની બીકથીજ જાહેર નથી કર્યું પરંતુ નાણાં સંબંધી વાંધો આવવાથી આજરોજ મારે ફરીયાદ કરવી પડે છે. મને તે કોટવાળ સાહેબે આજ દીવસ સુધી ઘણુંક સંકટ આપ્યું તે મેં સમ્પૂર્ણ પ્યારથી સહન કીધું. પણ હવે લાજ રહે તેમ નથી એમ ધારીનેજ આપને રોશન કરવું પડે છે અને મને આશા છે કે આપ એ લાંચીયા ભાઇસાહેબને માટે

બરાબર બંદોબસ્તથી ફેંસલો આપશો કે જેથી અમ જેવી ગરીબ વસ્તી સુખમાં રહે અને એવાં સંકટોથી બચે, આ વખતે ભીમસીંહભાઈનાં સર્વે ગાત્રો શિથિલ થઇ ગયાં અને નીચું મોહોડું કરી ધ્રુજવા લાગ્યો. ધારાધિપતિ ભોજ એકદમ તપી જઈ છંછેડાયેલા સીંહની પેઠે સિંહાસનપરથી છલંગ મારી નીચે ઉતર્યો અને તે ભીમસિંહને ધીટકારનાં વચનો કહી મુસ્કેટાટ બાંધી કેદખાનામાં મોકલી દીધો, અને પોતે કહેવા લાગ્યો કે અરે ! મારો શો ધર્મ છે ? શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

व्यवहारान् दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ।
मन्त्रज्ञैर्मन्त्रि भिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ २०७ ॥

પોતાનેજ હાથે રાજ્યમાં ઇન્સાફ આપવાને માટે આતુર રાજાએ ન્યાયમંદીરમાં શાંતસ્વરૂપ રાખીને, બ્રાહ્મણ મંત્રીઓની સાથે તેમજ સાતમા અધ્યાયમાં કહેવામાં આવ્યા તેવા પોતાના પંચાંગ મિત્રોને લઇને, પોતાના હાથ પગની ચપળતા કર્યા વિના કુશળ મંત્રીઓને પોતાની સાથે લઇને પ્રવેશ કરવો.

तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम् ।
विनीत वेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥२०८॥

ત્યાં વાદી અને પ્રતિવાદીઓના કામ તેણે—જો કામ ભારે હોય અને તેથી ઘણો વખત ચાલે તેવું હોય તો આસન ઉપર બેસીને અને સહેજસાજ હોય અને તેથી થોડાજ વખતમાં તેનો નિર્ણય કરી શકાય તેવું હોય તો ઉભા રહીને જમણો હાથ ઉંચો કરીને તેમજ વસ્ત્રાભૂષણ સાદાં પહેરીને સાંભળવા અને તેમને ન્યાય આપવો.

प्रत्यहं देश दृष्टैश्च शास्त्र दृष्टैश्च हेतुभिः ।
अष्टादशसुमार्गेषु निबद्धानि पृथक् पृथक् ॥ २०९ ॥

જે જે કામો તેના મ્હોં આગળ મુકવામાં આવ્યા હોય તેમને માટે વાદી પ્રતિવાદીનાં ભાષણો સાંભળ્યા પછી તેમના દરેકના ચુકાદા શાસ્ત્રોનાં અઢાર પ્રકરણોમાં જોઇને તેમજ વ્યવહારના નિયમોને અને શાસ્ત્રને વિરૂદ્ધ ન હોય તેમ જાળવીને આપવા નિષ્પક્ષપાત પણે ન્યાય આપવો.

આમ વિચારી તેણે ભીમસિંહ કોટવાળને ફરીને બોલાવ્યો અને જુબાની લેવી શરૂ કીધી. નામઠામ અને જાત પુછયા પછી પુછયું કે—તમોએ દલીચંદના મોદીખાનામાંથી ખાનગી ઉપાડ કીધો છે ? ભીમસીંહ-જી...હા ? રાજા-તે માલનાં નાણાં તમોએ ભર્યાં છે ? ભીમસીંહ-જી......ના ! રાજા-તમારે તેને નાણાં ભરવાં છે કે નહિ ? ભીમસીંહ-તે માલનાં નાણાં દલીચંદે મને માફ કીધાં છે. કારણ કે લાંબી આશાથી. રાજા-તમોએ તેને કોઇ વખત ખોટો ડર દીધો છે કે દાસત્વ દીધું છે. ભીમસીંહ—જી—હા. રાજા—તમે કોઇ વખતે રૂશવત લીધી છે ? ભીમસીંહ નીચું મોઢું કરી ધ્રુજવા લાગ્યો. પછી દલીચંદનું નામઠામ ધંધો રોજગાર વગેરે પૂછી કહ્યું કે-કોટવાળને તમોએ તમારા માલના પૈસા માફ કીધા છે-વેપારી જી હા. મેં જયારે માલના નાણાં બાબત કહ્યું ત્યારે તેણે મને કહ્યું કે મને મુફત માલ આપે તો હું તારા નાણાં તરત ચુકાવી અપાવું તેથી મેં એક વખતના માલના નાણાં માફ જમા કર્યા. બીજી વખતે તેણે મને ખોટી ધમકી આપી અને મને માર માર્યો. મેં તે સહન કર્યું. કેટલેક દીવસે મને ખબર પડી કે મારે ત્યાંથી જે માલ ઉપડે છે તે પરબારો તેને ત્યાં જાય છે, માટે મારે ફરીયાદી બનવું પડયું છે. રાજા—ભીમસીંહ ! દલીચંદ જે કહે છે તે સાચું છે ? કોટવાળ—જી......હા.

यस्य शूद्रस्तु कुरुते राज्ञो धर्मविवेचनम् ।
तस्य सीदति तद्राष्ट्रं पङ्के गौरिव पश्यतः ॥ २१० ॥

જેવી રીતે કાદવમાં ફસાઇ પડવાથી ગાય ગભરાઇ જાય છે અને અંતે થાકી જઇને મરણ પામે છે તેવીજ રીતે જે રાજાના રાજ્યમાં રાજા બેસી રહે છે અને શુદ્ર ન્યાય ચુકવતો હોય છે તે રાજાનું રાજ્ય થોડા વખતમાં નાશ પામે છે.

अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ ।
वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणाम् ॥२११॥

પોતાની પ્રજાના રક્ષણને માટે શું યોગ્ય છે અને શું અયોગ્ય છે તેનો તથા વેદના અર્થ અનર્થનો વિચાર કરીને નિષ્પક્ષપાત ન્યાયથી પરલોકમાં સુખ મેળવવાની આશા રાખીને ખુલાસા સાંભ-

ણીને ન્યાય આપવો અને ન્યાય આપતાં ગુન્હેગારના વર્ણના પણ વિચાર કરવો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્રને તેમના ગુન્હાના તેમજ વર્ણના પ્રમાણમાં શિક્ષા કરવી. આવા શાસ્ત્રના રીવાજ મુજબ ધારાધિપતિ ભોજરાજાએ તે દલીચંદ તથા ભીમસીંહનો ન્યાય ચુકવવા શરૂઆત કીધી.

**येनियुक्तास्तु कार्येषु हन्युः कार्याणि कार्यिणाम् ।**
**धनोष्मणा पाच्यमाना स्तानिः स्वान्कारयेन्नृपः ॥ २१२ ॥**

જે ન્યાયાધિશો પોતાનો ધર્મ ભુલી જઈને " સોનું જોઈને મુનિવર ચળે " એ કહેવત પ્રમાણે પૈસાના લોભથી કોઈનું અહિત કરે તો રાજાએ તેમની સર્વ માલ મિલ્કત પોતાના હસ્તક કરી લેવી. આવા પુરૂષોનાં મન માટીના વાસણ જેવાં સમજવાં અર્થાત્ જે પ્રમાણે કોરા માટીના વાસણમાં ધાન્ય રાંધવામાં આવતાં તેનો લાલ અથવા ધોળો જે મૂળ રંગ હોય છે તે શ્યામ પડી જાય છે તેજ પ્રમાણે આ પુરૂષો ઉજ્વલ મનધનના લોભ જેવા તાપથી શ્યામ પડી જાય છે

માટે આ લુચ્ચા અને નીચ કોટવાલ ભીમસિંહનાં ઘરબાર લુંટી લઈ તેને એકદમ ગામમાંથી બહાર કાઢો આવા હલકા માણસોથીજ રાજ્યની પાયમાલી થાય છે.

**यत्रश्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ।**
**प्रजास्तत्रं न मुह्यति नेताचेत्साधु पश्यति ॥ २१३ ॥**

જે સ્થળે ન્યાય પોતાના શ્યામ રક્તથી અને રક્ત નેત્રથી પોતેજ પ્રત્યક્ષ પાપકર્મની શિક્ષા આપવાને માટે નિષ્પક્ષપણે ન્યાય સાંભળવાને આવે છે અર્થાત્ જ્યાં અધિકારી પોતેજ ન્યાયી હોય છે અને નિષ્પક્ષપાતપણે ન્યાય આપે છે અને ગુન્હેગારને ગુસ્સે થઈને યોગ્ય શિક્ષા કરે છે ત્યાં પ્રજાને કાંઈ પણ હરકત પડતી નથી.

## ન્યાય—દાખલો બીજો.

એક દિવસે કોઈએ રાજસભાનાં દ્વાર ઉપરનો ઘંટ વગાડી પોકાર કર્યો કે મહારાજાધિરાજ ધારાધિપતિ ગોબ્રાહ્મણ પ્રતિપાળ. ભોજરાજાને ફરિયાદ. ફરિયાદ. આ અવાજ શ્રવણ કરી ચોપદારે

સરકારને જાહેર કર્યું. એટલે તુરત તે ડોશીને કચેરીમાં દાખલ કરી મહારાજાની સન્મુખ ઉભી રાખી. રાજાએ પોતાની શાંત વૃત્તિથી તે બાઇને ધીરજ આપી પોતાની પાસેના જુબાની લખનાર માણસને બોલાવ્યો. અને તે બાઇની સર્વ હકીકત લખી લેવા સૂચવ્યું. થોડીવારે તે ડોશીને બોલવાની રજા આપી.

" હું આપના ગામની એક ખેડુત રૈયત છું. અને અત્રેની રહેવાશી છું. મારૂં નામ લાડકી, ઉમર વર્ષ પાંસઠની, મારૂં ખેતર આ ગામની પશ્ચિમ દિશાએ આશરે અરધા કોશપર આવેલું છે. એ ખેતર વાડીપરાના નામથી ઓળખાય છે. તેમાં ચાર મોટાં આંબાનાં ઝાડો વાવેલાં છે તે મારી મિલ્કત છે, તે આંબા માંહેના એક આંબા ઉપર આશરે ત્રણ કળશી (૪૮ મણ) કેરીયો લાગી હશે, તેમાંની કેરીયો પાડી જવાની લાલચે અત્રેના જમીનદાર મણીલાલનો છોકરો પોતાની સાથે બે ચાર સોબતીને લઈ મારા ખેતરની વાડ ભાંગી અંદર દાખલ થયો, અને તે આંબાપર તેમાંના એક છોકરાએ ઉપર ચઢી એક ડાળ ઉપર આશરે બસો કેરી લાગેલી હશે તે ઉતારી લુગડામાં બાંધી લઇ ગયા. આ સમાચાર હું જ્યારે મારા ખેતરમાં ગઇ ત્યારે મારા ખેતરનો પાડોશી ( બીજા ખેતરવાળો ) એક ઘાંચી નામે જુઠો, કે જેનું ખેતર મારા ખેતરની છેક પાસે છે તે પોતાના ખેતરમાં લાકડાંનો માળો બાંધી રાત્રિ દિવસ ત્યાં રખોપું કરે છે. તેણે કહ્યા. તેથી હું તરતજ જમીનદારને ત્યાં ગઇ. ત્યાં મેં વાત કહેવા માંડી તેટલામાં તો તેણે મને ધિક્કારી તથા તિરસ્કારી કાઢી મેલી. પછી હું ગામના તલાટી પાસે અને ફોજદાર પાસે ગઇ પણ તે જમીનદારના તેજથી મારી ફરિયાદ કાન ઉપર ન લેતાં રોજ રખડાવવા લાગ્યા. આ રીતે મને વીશ પચીશ દિવસ સુધી એ બાબતનો બિલકુલ ઇન્સાફ ના મળ્યો અને છેક નિરાશ કરી. પછી કોઇ દયાળુ મનુષ્યે આપને જાહેર કરવાની સુચના આપ્યાથી હું આપ નેકનામ તરફ આવી છું. માટે આપ ધર્મજ્ઞ અને ગોદ્વિજના રક્ષણ કર્તાછો, તેથી મારા માલના નુકસાનીના પૈસા અપાવવા સરકાર સુખત્યાર છે. એટલી બસો કેરીઓ અમોને શહેરમાં વેચતાં અરધો રૂપિયો મળે વળી મારો જીવનગાળો એ ખેતર અને આંબા ઉપર છે. માટે હું દુર્ભાગી આપને શરણે આવી છું " આ જુબાની ફરીને ભોજને વાંચી સંભળાવી પછી પેલા ઘાંચીની સાક્ષી શરૂ કીધી,

"હું ધારા નગરીનો રહેવાશી એક ઘાંચી છું, મારૂં નામ જુંઠો, ઉમ્મર આશરે ચોપન વર્ષની, મારૂં ખેતર લાડકીના ખેતર આંડી એક માત્ર વાડજ આવેલી છે. આશરે વીશ પચીસ દિવસ ઉપર હું મારા ખેતરના માળા ઉપર બપોરની વખતે રખોપે બેઠેલો હતો તેવામાં ત્રણ ચાર છોકરાઓ તે ડોશીના ખેતરની વાડ ભાંગી આંબા તળે જઇ તે આંબા ઉપર ચઢી કેરિયો પાડી તે છોકરાઓ કપડામાં બાંધી લેઇ ગયા. એ છોકરાઓમાંનો એક આપણા ગામના મણિલાલ નામના જમીનદારનો છોકરો હતો એ તેના સાદ ઉપરથી મેં તેને ઓળખ્યો. બીજાઓને હું ઓળખતો નથી. કેરિયો હતી તે મેં ગણી નથી." પછી જમીનદારના છોકરાની જુબાની શરૂ કીધી.

"મારૂં નામ મોતીલાલ, હું મણિલાલ જમીનદારનો છોકરો, ઉમ્મર વર્ષ સોળની આશરે વીશ પચીશ દિવસ ઉપર હું મારા ત્રણ ચાર મિત્રોને લેઇ એક ખેતરમાં ગયો હતો. તે આંબા ઉપરની સરસ ગળેલી શાખો જોઇ મન લલચાયું તેથી તે ઉપરથી કેરિયો પાડી લેઇ ગયો. એ અમારો આંબો નહોતો. મારી મિલ્કત નહિ છતાં ગેરવાજબી કામ મેં કીધું માટે ગુન્હેગાર થયો છું. મારી સાથેના મારા મિત્રોની તેમાં કાંઇ તકસીર નથી. ફકત મારા કહેવાથી એ આવેલા એઓને વિડંબણામાં નાખનાર કારણ હું પોતેજ છું.

ત્યાર પછી ઇન્સાફ જાણનાર જે ધર્મ પતિ ધર્માધ્યક્ષ હતા. તેમને મજકુર કજીયાનું નિરાકરણ કરવાને અને કાયદાની બારીકીથી ગુન્હેગારને શિક્ષા ઠરાવવાને ભોજ રાજાએ સવાલ પુછયો કે શાસ્ત્રમાં મુકદમા કેટલા પ્રકારના હોય છે. એમાં આ મુકદ્દમાની ગણત્રી છે કે નહિ ?

ધર્માધ્યક્ષે કહ્યું કે—હે રાજેન્દ્ર મનુસ્મૃતિના ધોરણ ઉપર જોતાં શાસ્ત્રમાં અઢાર પ્રકારના મુખ્ય મુકદમા છે પણ તેમાંથી ૧૦૮ શાખાઓ ફુટેલી છે; તેમાં આ મુકદ્દમાનો પણ સમાવેશ થઇ જાય છે. ( આ મુકદ્દમાનું રૂપ જોતાં તે ચોરીનો છે. )

તે અઢાર મુકદ્દમાનાં નામ કહું છું તે આપ શ્રવણ કરો.

तेषामाद्य मृणादनिक्षेप स्वामिनिक्रयः ।
सम्भुयच समुत्थानं दत्तस्याऽनपकर्मच ॥ २१५ ॥
वेतनस्यैवचाऽदानं संविदश्च व्यतिक्रमः ।
क्रयविक्रयानुशयो विवादः स्वामि पालयोः ॥२१६॥

सीमा विवाद धर्मश्च पारुष्ये दंडवाचिके ।
स्तेयं च साहसंचैव स्त्री संग्रहण मेवच ॥ २१६ ॥

स्त्रीपुंधर्मो विभागश्च द्यूत माह्वय एवच ।
पदान्यष्टा दशैतानि व्यवहार स्थिताविह ॥ २१७ ॥

पदामेव प्रभेदोऽन्यः शतमष्टोत्तरं भवेत् ।
क्रियाभेदान्मनुष्याणां शतशाखोनिगद्यते ॥ २१८ ॥

૧ કર્જ દેવું ને લેવું, ૨ આપણી દોલત કોઇને ઘેર થાપણ મુકવી. ૩ માલીકની ગેરહાજરીમાં રજા વગર તેની વસ્તુ વેચી નાંખવી. ૪ પોતપોતાની દોલતનો ભંડોળ કરી ઘણા જણે મળી એક વેપાર ઉભો કરવો અને તેમાં બીજા ભાગીદારોને મેળવી પોતાના ધનના હિસ્સા વહેંચી લેવા. ૫ એક વસ્તુ બીજાને આપવી અને પાછી છીનવી લેવી. ૬ નોકરની પાસે નોકરી કરાવી તેનો પગાર ન આપવો. ૭ માલ લેવા વેચવામાં દગો કરવો તથા કરારથી આપેલો માલ બદલવો. ૮ પોતાના પ્રાણીઓને પાળનારની સાથે થતી તકરારો. ૯ એક ગામની બીજા ગામની સીમાની હદના ઝઘડા, ૧૦ કોઇનું અપમાન અપશબ્દ વગેરેથી કર્યું હોય તેને માટેની દંડ વિગેરેની ન્યાય પ્રમાણેની શિક્ષાઓ, ૧૧ કોઇને માર મારીને હેરાન કર્યો હોય તે, ૧૨ ચોરી કરવી, ૧૩ સાહેસ કરવું, ૧૪ જુલમ જાસ્તીથી કોઇનું ધન હરણ કરવું, ૧૫ પારકી સ્ત્રી નગ્ન છેડવી, અથવા કુડી દૃષ્ટિ કરવી, ૧૬ સ્ત્રી પુરૂષના ધર્મ, ૧૭ દાયભાગ, ૧૮ ધન અથવા હરેક જણસ વિષે જુગટું રમવું.

સદરહુ દર્શાવ્યા મુજબ ૧૮ પ્રકારના મુકદ્દમા કહ્યા છે. અને તેના ૧૦૮ જુદા જુદા ભેદો જણાવ્યા છે. એ ભેદ મતવાદ ચાલવાથી થયા છે. પરંતુ ૧૦૮ ભેદનો સમાવેશ તે અઢારમાં થઇ જાય છે છતાં, આજનો મુદ્દો તો અઢાર મુકદ્દમા માંહેનો ચોરી કર્યાનો છે તેથી ચોરી કરનારને કાયદાની કલમની બારીકી તપાસી જોતાં નીચે મુજબ શિક્ષા જણાવેલી છે.

प्रणष्टाधिगतं द्रव्यं तिष्टेद्युक्तैराधिष्ठितम् ।
यांस्तत्र चौरान् गृण्हीयात्तान् राजेभेन घातयेत् ॥२१९॥

કોઇની ખોવાયેલી વસ્તુ રાજાના નોકરને જડે તો તે રાજાએ લઇને પોતાના દરબારમાં વિશ્વાસુ માણસને આપવી અને ત્યાર પછી જે કોઇ માણસે તેની ચોરી કરેલી હોય તેવો પકડાય તો તેને રાજાના હાથી પાસે મરાવી નાંખવો.

शाकानामार्द्रं मूलानां हरणे फलमूलयोः ।
गोरसेक्षुविकाराणां तथा लवण तैलयोः ॥
सर्वेषा मत्स्यमूल्यानां मूलयात्पं च गुणोदयः ॥२२०॥

જમીનમાં નિપજતા કંદ ( રતાળુ, સુરણ, ) બોર અને આંબા તેમજ દુધ, શેરડીનો રસ, અથવા શેરડી, દહીં, મીઠું, તેલ આદિ થોડા મૂલ્યની વસ્તુઓ એમાં કોઇ પણ વસ્તુની કોઇ ચોરી કરે તો તેને વસ્તુની કિમ્મત પૈકી પાંચગણા દામ વધારેના દંડની સજા કરવાનો અધિકાર છે.

વળી યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પણ કહ્યું છે કે—

ग्रामेच्छयागौ प्रचारो भूमिराज वशेनवा ।
द्विजस्तृणैधः पुष्पाणि सर्वतः स्ववदाहरेत् ॥ २२१ ॥

ગામના માણસોની ઇચ્છા પ્રમાણે અથવા પૃથ્વી થોડી ઝાઝી પ્રમાણે અથવા રાજાની ઇચ્છા પ્રમાણે ગાયો વગેરેને ચરવા વાસ્તે કેટલીક વગર ખેડી જમીન રાખવી. અને બ્રાહ્મણો ખડ, કાષ્ટ અથવા પુષ્પ ન હોય. ત્યારે સર્વ ઠેકાણે તે પોતાનાંજ છે એમ સમજીને ગાય, અગ્નિ અને દેવતાને વાસ્તે લઇ શકે છે અને તેવા કારણથી વગર વાડ કરેલા ઝાડના ફળને પણ લઇ શકે છે[1]

માટે રાજાને અધર્મી અને દુષ્ટ કર્મ આચરનારા ગુન્હેગારને સજા કરવાનું સજાવર છે તેથી શિક્ષા કરવામાં રાજાયે ગુન્હેગારપર દયા કદી લાવવી નહિ. પણ ધર્મશાસ્ત્રોના મત મુજબ શિક્ષા આપવી ઉપલા શ્લોકમાં કહ્યું છે કે ફુલ, ફળ તે બ્રાહ્મણેજ લેવાં તે

[1] ખડ, કાષ્ટ, પુષ્પ, અથવા ફળ રજા વગર લીયે તેના હાથ કાપવા એવું જે નારદ મુનિનું વચન છે તે બ્રાહ્મણ શિવાય બીજી જાતિના વિષયમાં અથવા આપત્તિ ન હોય તેવા વખતમાંના વિષયમાં અથવા ગાય વગેરે શિવાયના કારણમાં લાગુ પડે છે.

પણ દેવપૂજા સારૂ. તો આ ગુન્હેગાર બ્રાહ્મણ નથી. તેમ તે ફળો તેણે પોતાના ઉપભોગને માટે લીધેલાં છે. માટે તે સજાને પાત્ર છે વળી કહ્યું કે વાડ વગરની જગ્યાથી લેવામાં બાધ નથી. તે પણ બ્રાહ્મણ વાસ્તે પરંતુ આ ગુન્હેગાર બ્રાહ્મણ નથી, તેમ તેણે જે જગ્યાએથી ફળો લીધાં છે તે જગ્યા વાડવાળી હતી તે તેઓએ ફાડી તેથી તે સજાને પાત્ર છે. વાડ ફાડી તે તેનો બીજો ગુન્હો છે માટે તેને અવશ્ય સજા કરવી. તેના ઉપર દયા લાવવી એ રાજાને નુકશાનકારક છે કહ્યું છે કે—

**शासने यो मृदू राजा सस्वराज्य विनाशकः ।**
**न सूत्रेण मणिर्वेध्यो विनालोहस्य तंतुना ॥ २२२ ॥**

ગુન્હેગારને શિક્ષા કરવામાં રાજાયે દયાળુ થવું એ પોતાના રાજ્યને હાનિ કર્ત્તા છે. જેમકે સુતરના તારથી કંઇ મણી વીંધાતો નથી પણ લોખંડનો તાર કામે લગાડીએ તોજ વિંધાશે તેમજ;

**पशोस्समूहाद्यदिचैक ताडने ।**
**यथा समस्ताः प्रभवंतितण्डिताः ॥**
**तथैव चातकं विधौशु शासिते ।**
**जने समस्ताः प्रभवंति शासिताः ॥ २२३ ॥**

કેટલાંએક ચોપગાં જનાવરનાં ટોળાં ચાલ્યાં જતાં હોય અને એને દૂર કરી રસ્તો કરવો હોય તો આગળના એકને હઠાવ્યાથી અથવા માર માર્યાથી સર્વે જનાવર મારના ભયથી બાજુપર ખસી જશે. એજ રીતે હે રાજા ! એકને શિક્ષા કરવાથી ઘણા જણા એવા ગુન્હા કરતાં ડરશે.

આવાં ન્યાય શાસ્ત્રનાં વચનો ધર્માધ્યક્ષના મુખથી શ્રવણ કરી વૃદ્ધ સ્ત્રીના મુકદ્દમા બાબત તે જમીનદારના છોકરાને તથા તેના બાપને, ગામના ફોજદાર અને તલાટી વિગેરેને પોતાની પાસે બોલાવ્યા બાદ જમીનદારને કહ્યું કે તમો સદ્ગૃહસ્થ અને પ્રતિષ્ઠિત થઇને, તમારો છોકરો ગુન્હેગાર હોવા છતાં તેને ધમકી ન આપતાં તે અનાથ વૃદ્ધાવસ્થાને પામેલી ડોશીને તિરસ્કાર કરી તેને ધમકાવી કહાડી મૂકી. એ કેવળ ગેરવાજબી કામ કર્યું વળી ફોજદારને તથા તલાટીને બોલાવીને કહ્યું કે, હું તમોને પુરો પગાર આપતાં છતાં પણ મારા રાજ્યની પ્રજાનું તમો બરાબર સંરક્ષણ કરતા નથી તેમ

કોઇ ફરીયાદીની દાદ સાંભળતા નથી એ ઉપરથી તમોએ પણ નીતિનો ભંગ કર્યો એ અઘટિત કામ કર્યું.

પછી ગુન્હેગારના પિતાને પોતાની પાસે બોલાવી હુકમ કર્યો કે તમો નિરપરાધી ડોશીને તિરસ્કાર કરી ધમકી આપી તેથી ગુન્હેગારી બદલ ૧૦૦ મોહોર દંડ કરીને તમોને છોડું છું.તે મોહોરો આ બાઇને તુકશાનીની આપવી. અને તમારા દીકરાને ચોરીનો ગુન્હો કર્યો તેથી તેને ચાર માસની કેદની શિક્ષા કરવામાં આવી છે. અને તેના બન્ને સોબતીને નિર્દોષ જાણી બાતલ કીધા છે. વળી તમારા દીકરાએ ખેતરની વાડ ફાડી તે બદલ ૨૫ મોહોરો દંડની તે બાઇને આપવી. ગામના તલાટી અને ફોજદારની બેદરકારી સાબીત થયાથી તેઓને એક એક માસના પગારની દંડની શિક્ષા કરવી.

પછી ભોજરાજા કચેરીમાં બિરાજનારા સર્વ સુજનો સમક્ષ બોલ્યા કે—હમેશાં રાજાનો સ્વભાવ હોય છે કે—

नकश्चिचंड कोपानामात्मीयो नामभूभृताम् ।
होतारमपि जहृतं दहत्येवहुताशनः ॥ २२४ ॥

ક્રોધના આવેશમાં રાજાઓ કોઇને પોતાનો ગણતા નથી તે એટલે સુધી કે જો પોતાનો પુત્ર ગુન્હેગાર હોય તો તેને પણ શાસન કરવાને ચુકતા નથી, જેમ કે હોમ કરવાનો અગ્નિ તે નિત્ય અંત્યે તેમાં હોમ કરનાર મનુષ્યને પણ હાથમાં પકડવાથી બાળ્યા વગર છોડતો નથી. વળી.

प्रसादो निष्फलोयस्य यस्यक्रोधो निरर्थकः ।
नतं राजानमिच्छंति पतिंषंढ मिवाङ्गनाः ॥ २२५ ॥

જે રાજાની પ્રસન્નતા અને ક્રોધ નિષ્ફળ થઇ જાય છે તે રાજાને તેની પ્રજા ચહાતી નથી. જેમકે નપુંસક પુરૂષને સ્ત્રી એટલું કહી રાજા બોલ્યો કેઃ—

अपराधद्वयेक्षान्ति र्गमिष्यति स दांडिकाः ।
अपराधे तृतीयेवै पदच्युतिर संशया ॥ २२६ ॥
इति सर्वे विजानंतु प्रसिद्ध मधिकारिणः ।
अमतो यत्नतः कार्यं भजंतु सु विचार तः ॥ २२७ ॥

આ વાત તમે સર્વે અધિકારીઓ ધ્યાન દઇ શ્રવણ કરો અને યાદ રાખો કે, હું પ્રથમનો ગુન્હો ક્ષમા કરીશ અને બીજી વખતે ગુન્હો થયો તો સજા કરીશ. અને ત્રીજી વખતના ગુન્હા માટે બ-રતરફ્જ કરીશ માટે સર્વે અમલદારો અથવા અન્ય આદમીયોને શિખામણ દેઉંછું કે હમેશાં વિચાર કરી ખરી મહેનતથી સરકારી કામકાજ બજાવવું, નહિ તો તમોને પાછળથી પસ્તાવું પડશે. એમાં કાંઇ સંદેહ નથી.

## ન્યાય દાખલો ત્રીજો.

ધારાનગરીની હદના એક ગામના કોળી હજાનો ઘોડો તેજ ગામના કણબી પાંચાએ પોતાની વાડીમાં ચરવા માટે આવેલ તેને પોતાનો કરી દબાવી મેલ્યો. હજા કોળીએ ઘરમેળે ઘણી ઘણી આ-જીજીથી ઘોડો પાછો આપવા પ્રાર્થના કરી પરંતુ તે સઘળું વૃથા થયું અંતે ભોજરાજાની સભામાં આવવા જરૂર પડી આથી તે કો-ળીએ ભોજની સભામાં ફરીયાદ કીધી. આ વખતે પાંચાને પણ અત્રે બોલાવી જુબાની લેવી શરૂ કરી.

રાજા—કહો ખોટું કહું તો પરમેશ્વર પહોંચે.

કોળી કહે— ,, ,, ,, ,,

રાજા—તમારો ઘોડો આ પાંચાએ દબાવ્યો એ કેમ જાણ્યું ?

કોળી—મારો ઘોડો આઠ દિવસ પહેલાં પાંચા પટેલની વાડી-માં ફરતો ફરતો ગયો હતો. તે ઘોડાને તેણે ત્યાંજ બાંધી રાખ્યો રાત્રિએ અમોએ તે ઘોડાની રાહ જોઇ પરંતુ ઘોડો ન આવવાથી અંતે હું તથા મારો છોકરો જુઠો બન્ને જણા સીમમાં તપાસ ક-રવા માટે ગયા. ત્યાં મારા છોકરાને અમારા ગામનો વજો કુંભાર સામો મળ્યો તેણે એવા સમાચાર આપ્યા કે એ ઘોડાને પાંચા પ-ટેલનો છોકરો ડોહલો પોતાને ઘેર લઇ જતો હતો. આથી અમે તેને ઘેર ગયા તો તેની કોડમાં એ ઘોડાને બાંધેલ અમે જોયો.

રાજા—તેને ઘેર ગયાં ત્યારે તમોએ પાંચા પટેલને શું કહ્યું ?

કોળી—મેં પાંચા પટેલને નમ્રતાથી તે ઘોડો મને પાછો આપવા કહ્યું.

રાજા—ત્યારે તેણે શો ઉત્તર આપ્યો ? કોળી મને તેણે કહ્યું કે એ ઘોડો તારો નથી. એતો અમારો છે. એમ કહી મને કેટલી-એક ગાળો આપવા લાગ્યો રાજા ત્યારે તેં શું કર્યું ?

કોળી— ત્યારે હું રસ્તે પડયો. પટેલને ત્યાં જઈ તે પ્રમાણે કહેતાં તેણે મારી વતી કેટલીએક મહેનત લઈ પાંચા પટેલને સમજુતી આપી પણ તે માન્યો નહિ. તેથી મારે આપની હજુર આવવું પડયું છે.

આ પછી કણબી પટેલ પાંચાની જુબાની શરૂ કીધી.

રાજા— કહો ખોટું કહું તો પરમેશ્વર પહોંચે.

પાંચો કહે " " " "

રાજા—હજા કોળીનો ઘોડો તમે જોયો છે ? પાંચો— હા. રાજા તે ઘોડો તમારી વાડીમાં આવ્યો હતો ? પાંચો—જી ના. રાજા તેનો ઘોડો રંગે કેવો છે ? પાંચો—તે ઘોડો રંગે રાતો છે અને કપાળમાં ધોળું ટીલું છે. રાજા-તમે ઘોડાઓ રાખો છો ? પાંચો—જી હા. આથી સિપાઇઓને કહ્યું કે જાઓ તમો આ પાંચાને ત્યાંથી તેનાં જે ઢોર હોય તે છોડી લાવો. રાજા—આ હજો તમારે ત્યાં ઘોડા માટે આવ્યો હતો. પાચો—જી ના. આ મુજબ તેના સાક્ષીઓ અને છોકરાઓની જુબાની લીધી પછી ઘોડાઓ તથા બીજાં ઢોરોને કચેરીમાં આણ્યા. તથા ગામનાં બીજાં ઢોરોને મંગાવ્યાં. પછી પોતાના સુબુદ્ધિ નામના પ્રધાનને આજ્ઞા કરી કે આ સઘળાં ઢોરોને અત્રેથા હાંકી કહાડી સૌ માણસો તેની પાછળ જઈ કયાં કયાં જાય છે તે મને ખબર આપો.

સુબુદ્ધિ—જેવો મહારાજનો હુકમ-આમ કહી સૌ માણસો ત ઢોર પાછળ વિદાય થયાં સૌ ઢોર પોત પોતાને ઘેર જઈ કોડ પાસે ઉભાં રહ્યાં તેમ આ ઘોડો પણ હજા કોળીને ઘેર જઈ તેની કોડમાં ખીલે જઈ ઉભો રહ્યો. આ ખબર અનુચરે આવી ભોજને કહ્યા. આથી ભોજરાજા અતિ ક્રોધાયમાન થઇ સિંહની પેઠે ગર્જના કરી ઉઠયો અને બોલ્યો કે—

**विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ।**
**संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ २२८ ॥**

જે રાજાઓ તથા મંત્રીઓ પોતાની હયાતી છતાં ચોર વિગેરે લુંટારાઓથી પીડા પામેલી પોતાની પ્રજાને પોતાની આંખ આગળ પોકાર કરતી જુએ છે અને કાંઇ પણ કરી શકતા નથી. તે રાજા તથા મંત્રીઓ જીવતા છતાં મરેલાજ જાણવા.

तस्यार्थे सर्व भूतानां गोप्तारं धर्ममात्मजम् ।
ब्रह्म तेजोमयं दण्डम सृजत्पूर्व मीश्वरः ॥ २२९ ॥

રાજાનાં સર્વ કાર્યો સિદ્ધ કરવાને માટે અને હેની પ્રજાનું સંરક્ષણ કરવાને માટે પ્રજાપતિ—બ્રહ્માએ પહેલ વહેલા પંચમહાભુતોથી બનેલા શરીરને ઉત્પન્ન કર્યું નહોતું પણ દંડ જે પોતાના પુત્ર સમાન અને બ્રહ્મ તેજથીજ પૂર્ણ ભરેલો હતો તે બનાવ્યો.

तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ।
भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥ २३० ॥

આ દંડને લીધેજ સ્થાવર જંગમ સૃષ્ટિ ભોગ વગેરે નિયમ ધર્મ પ્રમાણે કરે છે જો દંડ અર્થાત્ કરેલા વાંકને માટે ભવિષ્યમાં થનાર શિક્ષાથી તેઓ અજ્ઞાત હોતો કોઇ પણ સમર્થ માણસ પોતાનાથી નિર્બલ માણસની માલ મિલ્કત ધન દોલત વગેરેનો જોર જુલમથી ઉપયોગ કરત તેમજ વૃક્ષોના પણ વિના કારણ નાશ કરત પરંતુ આવો અન્યાય દંડના ઉત્પન્ન કરવાથી અટકે છે.

तं देशकालौ शक्तिं च विद्यांचावेक्ष्य तत्वतः ।
यथार्हतः संप्रणयन्नरेष्व न्याय वर्तिषु ॥ २३१ ॥

આ દંડની રૂહે દેશ, કાળ, શક્તિ, વિદ્યા તથા ગુન્હાના પ્રમાણમાં ગુન્હેગારને શાસ્ત્રના નિયમો પ્રમાણે રાજા અર્થાત્ ગામ તથા મ્હોટા સમુદાયનો પાલનારે ઘણી શિક્ષા કરવી.

આ રિવાજ મુજબ આ કણબી પાંચાને શિક્ષા આપવી જ જોઇએ કારણ કે લુચ્ચા માણસને તથા ઘાતકી તથા બંડખોરોને જે રાજા શિક્ષા કરતો નથી તેને માટે માનવ ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે—

पादोऽधर्मस्य कर्तारं पादः साक्षिणमृच्छति ।
पादः सभासदः सर्वान् पादो राजान मृच्छति ॥२३२॥

ન્યાય મંદીરમાં આવેલા કાર્યનો ફેંસલો અન્યાયથી અપાય છે તો અન્યાય મેળવનારને અધર્મનો ચોથો ભાગ મળે છે, પક્ષપાતથી સહાયભૂત થનાર સાક્ષીને પણ ચોથો ભાગ મળે છે ચોથો ભાગ ન્યાય મંદિરના સભાસદો જેઓ પોતાની હાજરીમાં અન્યાય

પ્રવર્તાવવા દે છે તેમને ભોગવવો પડે છે. અને છેલ્લો શેષ રહેલો ચોથો ભાગ રાજાને ભોગવવો પડે છે,

**राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ।**
**एनो गच्छति कर्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ २३३ ॥**

પરંતુ જે રાજાના ન્યાય મંદિરમાં વાદી પ્રતિવાદીનો ન્યાય પ્રમાણે યોગ્ય ચુકાદો કરવામાં આવે છે અને ગુન્હેગારને યોગ્ય શાસન આપવામાં આવે છે. ત્યાં રાજાને કાંઇ પણ અધર્મનો દોષ લાગતો નથી તેમજ તેના સભાસદો પણ અન્યાયના પાપમાંથી મુક્ત રહે છે.

આ માણસને તેની ચોરીની નાકબુલીના બદલામાં જે કાંઈ શિક્ષા કરિયે તે થોડીજ છે પરંતુ પ્રથમ ધર્મ શાસ્ત્રો જાનવરની ચોરી માટે શું કહે છે ?

**महा पशूनां हरणे शस्त्राणा मौषधस्य च ।**
**कालमासाद्य कार्यंच दण्डं राजा प्रकल्पयेत् ॥ २३४ ॥**

હાથી, ઘોડા, ગાયો, ભેંસો વિગેરે મોટાં પ્રાણીની અથવા તરવાર વિગેરે શસ્ત્રોની તેમજ કલ્યાણ ઘૃત જેવી અમૂલ્ય ઓષધીની ચોરી કરનારને તેણે કઇ વખતે અને શા શા કારણથી ચોરી કરી હતી તે સર્વનો બરાબર વિચાર કરીને યોગ્ય લાગે તે પ્રમાણે ફટકા મારવાની અથવા તો તેના અવયવમાં છેદ પાડવાની શિક્ષા રાજાએ કરવી.

આ મુકદ્દમાને અનુસરી તેને તે ઘોડો પાછો માલ ધણીને આપતાં એક માસની સજા ભોગવવી અને ખોટું બોલવા બદલ એક પખવાડીક વધારે સજા તથા ૪૦ ફટકાનો માર તેણે સહન કરવો.

## ન્યાય દાખલો ચોથો.

ધારાનગરના ધનપાળશેઠ નામના વણિકની સ્ત્રી બહુજ વંઠેલ હતી તે દરરોજ ઘરમાંથી ભાગ નાશ કરતી. આખરે તે સ્ત્રી મહંમદખાં નામના પઠાણને ત્યાં તેની સ્ત્રી થઇને રહી. આથી ધનપાળ શેઠે વિચાર્યું કે આપણી સ્ત્રી આવી ખરાબ છે અને ગામમાં વાતો

થાય છે તેથી કાંતો મરવું ને કાં મારવું કારણ કે જે સ્ત્રી નીચ અને હલકી થાય છે તો તેનાં વાલીઓ તથા તેના પતિ આદિનો અનેક કુળનો ભ્રષ્ટ બનાવી નષ્ટ કરે છે માટે ગમે તે ઉપાયે તેને પાછી મેળવવી. આમ વિચાર કરી તે વણિક તથા તેનો એક મિત્ર એ બન્ને ધનપાળ શેઠના સાસુ સસરાના સ્વાંગમાં પેલા મહમદખાં પ-ઠાણના દરવાજા પર ગયાં બાહેરથી મોટો ધાંટો કહાડી બરકવા લા-ગ્યાં કે મણિ ! ઓ મણિ !. તેથી તેણે બાહેર આવી પૂછયું કે તમે કોણ છો ? આ સાંભળી જવાબ મળ્યો કે અમને નથી ઓળખતી ? આ તારો કાકો તથા હું તારી મા છું. કેમ દિકરી ! એટલા દિવ-સમાં સાવ ભુલીજ ગઇ કે ? પણ ખરૂં છે ધણીનું સુખ તો સૌને સારૂં લાગે. આમ વાતો કરે છે ત્યાં મહમદખાં આવી ચડયો અને મોટેથી બોલ્યો કે-કેમ હરામીઓ અત્રે કેમ આવ્યાં છો ? શું મારી સ્ત્રીને તમો ફોસલાવી લઇ જવા ધારો છો ? આટલું સાંભળતાંજ પહેલો ધનપાળ તો રાતોચોળ બની ગયો અને પેલા પઠાણને મા-રવા દોડયો. તેટલામાં ધનપાળ સાથે આવેલો મિત્ર પણ બોલ્યો કે અલ્યા ? શરમાતો નથી કે આ બિચારી મારી સ્ત્રીને તું બૈરી કહી બોલાવે છે આથી તેને પણ મારવા દોડયો. અંતે પરસ્પર મારામારી થઇ. વળી એક બીજા ગાળાગાળીથી સામસામા પથરા ફેંકવા લા-ગ્યા. અંતે પોલીસના માણસોએ આવી તે સર્વને કેદ કીધાં અને ભોજ પાસે લેઇ ગયા.

આ ત્રણે સખ્સો તથા ધનપાળની સ્ત્રીની મોંઢાની આકૃતિ જો-તાં ભોજરાજાને અનેક પ્રકારના તર્કો ઉઠવા માંડયા. અને વિચાર્યું કે આ ત્રણેના મ્હોઢાની લાલી ફીક્કી પડી છે. આ સ્ત્રીનું મુખ શ્યામ-તાથી ઘેરાતું જાય છે તો તેના ચહેરાની અને નેત્રોની કૃતિ ઉપર-થી ન્યાય આપવો. કહ્યું છે કેઃ—

**बाह्यैर्विभावयेल्लिङ्गै र्भावमन्तर्गतं नृणाम् ।**
**स्वरवर्णेङ्गिताकारैश्च क्षुषा चेष्टितेन च ॥ २३९ ॥**

ન્યાય આપનારે સામા માણસના હાથના ચાળા ચટકા તથા આંખના ફેરફાર, તેના બોલતી વખતે સ્વભાવિક સ્વરમાં થતા ફેર-ફાર તેના મુખપરની જતી આવતી ફીકાશ તથા લાલાશ, શરીરપર થતો પશીનો જે તેના મનની અંદરની અસ્થિરતા અને ભય દર્શા-વે છે તથા તેના શરીરના રોમાચનું ઉભા થવું અર્થાત્ જે તેનો

ગુસ્સો દર્શાવે છે તે તથા તેની એવી એવી અનેક ચેષ્ટાઓ બરાબર ધ્યાન આપીને તપાશીને તેના ઉપરથી યોગ્ય અનુમાન કરીને ન્યાય કરવો.

**आकारै रिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।**
**नेत्रवक्त्र विकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ २३६ ॥**

મનમાંની છાની વાતનો ભેદ ઉપર ગણાવ્યા તે ચિન્હો તેમજ હાથ પગનાં તથા નેત્રના ચાળાથી તેમજ મ્હોના ઉપર થતા ફેરફાર ઉપરથી કળી શકાય છે. વળી પણઃ—

**अर्थानर्थौ वभौ बुद्धा धर्माधर्मौ च केवलौ ।**
**वर्ण क्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणाम् ॥२३७॥**

પોતાની પ્રજાના રક્ષણને માટે શું કરવા યોગ્ય છે અને શું અયોગ્ય તેનો તથા વેદના અર્થ અનર્થનો વિચાર કરીને નિષ્પક્ષપાતી ન્યાયથી પરલોક મેળવવાની આશા રાખીને રાજાએ પ્રતિપક્ષીઓના ખુલાસા સાંભળીને ન્યાય આપવો અને ન્યાય આપતાં ગુન્હેગારની વર્ણનો પણ વિચાર કરવો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને તેમના ગુન્હાના તેમજ વર્ણના પ્રમાણમાં શિક્ષા કરવી. આમ વિચારી પોતાના અનુચરને બંદીખાને લઇ જવા હુકમ કીધો. ત્યાર પછી પોતાનાં સૈનિકને સવિનયે કહ્યું કે આપ બંદીખાને જઇ નવાં ચાર બંદીની વાત સાંભળી લખી લેશોજી. કારણ કે મનુસ્મૃતિનાં વાક્યો મુજબ તેવી રીતે ફેસલો અપાય.

આથી સૈનિક ત્યાં ગયા અને કોટડીઓ પાછળ ઉભા રહી સઘળી વાત લખી લીધી.

બીજે દીવસે સવારે તેઓને કચેરીમાં લાવ્યા. અને સૈનિકે કહ્યું કે ગઇ રાત્રિએ આ વણિક નામે ધનપાળશા પોતાના મન સાથે કહેતો હતો કે—આ રાંડ કોઇની સગી ન થઇ. મારે ત્યાં શું દુઃખ હશે તે આ પઠાણ સાથે પ્યાર કર્યો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**व्यभिचारात्तु भर्तुः स्त्रीलोके प्राप्नोतिनिन्द्यताम् ।**
**शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ २३८ ॥**

જે સ્ત્રી લગ્ન થયા પછીનો ગૃહસ્થાશ્રમમાં પોતાના પતિ તરફના નિયમોનું પ્રતિપાલન ન કરતાં કુમાર્ગે વર્તન ચલાવે છે તે આ લોકમાં ઘણીજ નિંદાને પાત્ર થાય છે અને મરણ પછી નિચી પ-

કિતના પ્રાણીઓની યોનિમાંજ જન્મ પામે છે અર્થાત્ શિયાળ વિગેરેના પેટે અવતરે છે. અને કોઢ જેવા મહારોગથી પીડાય છે માટે તે તેનાં કર્મ ભોગવશે કારણ કે,—

अरक्षिता गृहे सद्धाः पुरुषैं राप्तकारिभिः ।
आत्मान मात्मना यास्तुरक्षे युस्ताः सुरक्षिता ॥२३९॥

પુરૂષ કદાપિ વિશ્વાસુ તથા ચોકસી રાખે તેવા માણસોની રખેવાળી નીચે સ્ત્રીઓને ઘરમાં રોકી કબજામાં રાખે તોપણ તેઓ સુરક્ષિત રહેતી નથી, પરંતુ જો તેઓ પોતે પોતાના મનથી સારી રહેવા ધારે છે. તોજ સારી રહે શકે છે. કહેવત છે કે—રહે તો આપથી ને જાય તો સગા બાપથી અર્થાત્ શીયલ સાચવવું. એ સ્ત્રીના પોતાનાજ હાથમાં છે. માટે હે સર્વેશ્વર ? આ બંધનમાંથી મને મુકત કર અને એના પાતકની શિક્ષા એને પૂરેપૂરી કર એમ હું તારી પાસે માગું છું.

ત્યાર પછી બીજા બંદી ફોગટશા તે એમ કહે છે કે "વાગે તો તીર નહિતર તુકો તો છેજ" કયાં આપણે નુકશાન જવાનું હતું. કયાં આપણી હતી ? મહમદખાંએ એમ બબડતો હતો કે—યા અલ્લા ? ક્યા હુવા ! મેરી માશુકકું ઉસકા ખાવિંદ ધનપાળ લે જાયગા. યા ખુદા ! પરવર દિગાર ખરે ગુજારેગા. મણિ બોલતી હતી કે આ મારા યાર મહમદખાંથી આજ વિખુટી પડી. હવે મને મારો જુનો ધણી ધનપાળ લઇ જશે આશુકમાશુકની ખરી ખુબી ખોવાણી, આ પ્રમાણે ચારે માણસો પોતાના મન સાથે વાતો કરતાં હતાં.

આથી ભોજરાજાએ ફરી તે બંદીજનોને રાજકચેરીમાં બોલાવી ન્યાય આપવો શરૂ કર્યો.

રાજા—ધનપાળ શા ! આ મણિ એ તમને શું સગી થાય ? ધન૦—એ મારી પત્ની હતી. રાજા—હવે તે સ્ત્રીને તમો ઘરમાં બેસાડવી ઉચિત ગણો છો ? ધનપાળ—જી ના. એ સ્ત્રી યવન મંદિરમાં જઇ રહી તે દિવસથીજ મેં ઘરમાં ઘાલવા પ્રતિજ્ઞા લીધી છે. આ મહેનત ઉઠાવવાનું કારણ એટલું જ છે કે ગામના લોકો મારે માટે ખોટી શંકાઓ કરતાં તેથીજ આવું સાહસ કરવું પડયું છે. પણ હવે આપ અદલ ન્યાય આપી એ રાંડને તેના કૃત્યની બરોબર શિક્ષા કરશો. કારણ કે આ કાળમાં આવા અધમ બનાવો ઘણાક

બને છે તો તેવા અનીતિ ભર્યા કર્મની સજાથી તેવાં પાપો સર્વ મટી જશે.

આ સાંભળી રાજા બહુ ખુશી થયા. અને તે વણિકને રજા આપી ત્યાર પછી તે મિત્રને પારકી બૈરી ઉપર હક્ક ધરાવવાના બદલામાં ધર્મશાસ્ત્રોને આધારે શિક્ષા કરી. પછી પેલા પઠાણને પણ કેદની શિક્ષા કરી. અને તે વણિક સ્ત્રી મણીનાં નાક, કાન કાપી લઇ પોતાની હદથી બાહાર કાઢી.

## લશ્કરની કવાયદ.

કોઇ વખતે ભોજરાજાના ઉરમાં એવો વિચાર પ્રાપ્ત થયો કે લશ્કરી અમલદારો, જમાદાર, સુબેદાર અને પાયદલ તથા ઘોડેસ્વારનું તમામ લશ્કર તથા હાથીખાનું એ સર્વેની સ્થિતિ કેવા પ્રકારની છે ? તે જોવું. વળી તે પ્રસંગોપાત રાજ્યનું રક્ષણ કરી શકે તેમ છે કે કેમ ? આમ વિચાર કરી પોતાના સેનાધિપતિને બોલાવ્યા. ભોજરાજાએ તેને સત્કારથી બેસાડી કેટલીએક આડી અવળી વાતો કરી ફોજના સમાચાર પુછ્યા. અને હુકમ કર્યો કે આવતી કાલ પ્રભાતમાં સૂર્યોદય પહેલાં આપણા તમામ લશ્કરની કવાયદ જોવા સારૂ હું આવવાનો છું. કારણ કે રાજાઓનું લશ્કર ગમે તે વખતે કામ લાગે તેવું હોવું જોઇએ. અને યુદ્ધનું ખરૂં સ્વરૂપ શું છે તે જાણવું એજ ખરી ખુબી અને એજ રાજાની મુખ્ય રાજનીતિ છે વળી પણઃ—

> अविभ्रतोः शत्रुभावमुभयोः संयतात्मनोः
>
> अस्त्राद्यैः स्वार्थ सिद्धार्थ व्यापारो युद्ध मुच्यते ॥२४०॥

પરસ્પર શત્રુભાવ રાખનાર અને ઘણાજ દૃઢ મનના બન્ને રાજાઓ સ્વાર્થ સાધવા માટે પરસ્પર શસ્ત્રાદિકનો વ્યાપાર કરે છે તે યુદ્ધ કહેવાય છે.

> मन्त्रास्त्रैर्दैविकं युद्धं नालाद्यस्त्रैस्तथाऽसुरम् ।
>
> शस्त्र बाहु समुत्थन्तु मानवं युद्ध मीरितम् ॥२४१॥

મંત્રના અસ્ત્રો વતી લઢે તે દિવ્ય યુદ્ધ કહેવાય, બંદુક આદિ અસ્ત્રો વતી લઢે તે આસુર યુદ્ધ કહેવાય અને તરવાર તથા હાથથી લઢે તે માનવ યુદ્ધ કહેવાય છે.

पुत्रवत्पालितं यत्तु दानमान विवर्द्धितम् ।
युद्ध सम्भार सम्पन्न स्वसैन्यं विजयप्रदम् ॥२४२॥

પોતાના સૈન્યનું પુત્રની પેઠે પાલન કર્યું હોય, દાન તથા સન્માન આપીને અત્યંત વધારેલું હોય અને યુદ્ધ સામગ્રીથી ભરપૂર હોય તો તે સૈન્ય વિજય આપે છે.

માટે તમે લશ્કરને અત્યારેજ ખબર આપો કે પોતાના લશ્કરી પોષાકથી અમુક જગ્યાએ હાજર રહે. તેમ ઘોડેસ્વારો પણ પોતાના જુદાના દમામથી હથિઆર સહિત, તેમજ વાદિત્રો, પાળા અને ગોલંદાજો વિગેરે તમામ લશ્કર હાજર રહે આથી તરતજ સેનાધિપતિએ છાવણીમાં જઇ પોતાના હાથ નીચેના તમામ અમલદારોને લશ્કર તૈયાર રાખવા તથા સૂર્યોદય થતાં પહેલાં અમુક સ્થળે કવાયદ સારૂ સૈન્યને લેઇ જવાની વરધી આપી.

બીજે દિવસ સવારમાં છાવણીમાં તુરીવાળાએ તુરીના નાદથી સર્વને સજ્જ કર્યા કે તરતજ પોતાના લશ્કરી પોષાકો તથા વિદ્યુત સમાન ચકચકિત અને ચળકતાં શસ્ત્રો ધારણ કરી વાદિત્રોના સુંદર અવાજ કરતા જાણે મહાસાગરનું પૂર ઉલટયું ના હોય એમ દેખાતી ભોજરાજાની ચતુરંગિણી સેના સોનેરી પોષાકવાળા અમલદારો સાથે કવાયદ કરવાના સ્થળ ઉપર આવી પહોંચી ધારાધિપતિ ભોજની અસંખ્ય ઘોડેસ્વારોની તથા પાયદલની સંખ્યા તથા ઝુલતા મદોન્મત્ત હાથીઓ અને પઇડાની ઝાંઝરીઓ ઝણકાર કરી રહી છે એવા કેટલાએક રઢીયાળા રથો આ સઘળું કુબેરની સંપત્તિનુંજ સુખ હતું તથા ઇંદ્રની અમરાવતીનો આડંબર હતો.

લશ્કરના અધિકારીઓએ ભોજના આવ્યા પહેલાં તેમને માન આપવા સારૂ દક્ષિણ દિશા તરફ પાયદલ ઉભું રાખ્યું, ઉત્તર દિશાએ હસ્તીઓની હારો દીપાવી દીધી. આવી રીતે તમામ લશ્કર એક

મજબુત કિલ્લાની પેઠે ઉભું કીધું. પશ્ચિમ દિશાએ મહારથીઓ સંહિત રથ ઉભા રખ્યા. તેમજ તોપોના મોરચા બધી દિશાઓમાં ગોઠવી રાખ્યા. માત્ર પૂર્વે દિશાજ જવા આવવા માટે ખુલ્લી રાખી. વાહ ! શી રમણીયતા ! ! કેવો સુંદર દેખાવ ! ! શું સર્વે સેનાનું ગંભીરત્વ ! ! વળી સુવર્ણની રત્ન જડિત્ર અંબાડીઓ જેને માથે શોભી રહી છે એવા ઉત્તુંગ હસ્તીઓ, તથા હણુહણુતા હયોની હારો, અને પાયદલોના ઘેરાવાથી આ આનંદભૂમિ અતિશય શોભી રહી હતી.

આ વેળાએ તમામ વસ્તી લશ્કરની કવાયદ જોવાની આતુરતાથી પોતપોતાના વસ્ત્રાલંકારો સજી પોતાના ધર્મધુરંધર ધારાધિપતિ ભોજનાં પવિત્ર દર્શન કરવા ટમટમી રહ્યાં હતાં. એ અરસામાં ધારાધિપતિ ભોજ મહારાજની સ્વારી આવી પહોંચી. તોપોના બહારો થવા લાગ્યા. અને લશ્કરે વાદિત્રોના સોહામણા ગંભીર નાદથી તેમને માન આપ્યું.

## યશોદા નામની કુમારીની વાત.

આ વખતે એક વૃદ્ધ બ્રાહ્મણની યશોદા નામની પુત્રી બોલી કે—

**चित्रं तपति राजेन्द्र प्रताप तपन स्तव ।**
**अनातपत्र मुत्सृज्य सातपत्रं द्विषद्गणम् ॥ २४३ ॥**

હે રાજેન્દ્ર ! તમારો પ્રતાપ રૂપી સૂર્ય છત્ર વગરનાઓને છોડીદઇને છત્રવાળા શત્રુઓના સમૂહને તપાવે છે એ આશ્ચર્ય છે. વળી પણ—

**राजन्स प्ताप्यकूपारास्त्वत्प्रतापाग्नि शोषिताः ।**
**पुनस्त्वद्वैरिवनिता बाषप पूरेण पूरिताः ॥ २४४ ॥**

હે રાજન્ ! સાતે સમુદ્ર તમારા પ્રતાપ રૂપી અગ્નિથી સૂકાઇ ગયા હતા પણ તમારા શત્રુઓની સ્ત્રીઓના પ્રવાહોથી પાછા ભરપૂર જોવામાં આવે છે.

આ સાંભળી ભોજરાજા વિસ્મય પામ્યો અને પોતાના સેનાધિપતિને કહ્યું કે આ શ્લોકની બોલનાર કોઇ ચતુર સ્ત્રી હોવી જોઇએ માટે તમો તેને શોધી કહાડો. આ હુકમથી સેનાધિપતિએ તે સુંદરીને શોધવા માટે પ્રયાસ કર્યો. થોડીવારે તે સેનાધિપતિએ તેણીના સાદ ઉપરથી ઓળખી અને તેને તથા તેના વૃદ્ધ પિતાને ભોજરાજા પાસે તેડી ગયા. ભોજરાજા આ બાઇને જોઇ પોતાના આસન ઉપરથી ઉતરી તેને તથા તેના પિતાને નમસ્કાર કરી બોલ્યા કે બાઇ ! તમો કોણ છો ? અને આટલી બધી મારી સ્તુતિ કરવાનું કારણ શું ? તેણીએ ઉત્તર આપ્યો કે-મહારાજ હું ધારાના વનની આ વૃદ્ધ પિતાની પુત્રી છું. મેં આપની જે સ્તુતિ કરી છે તે કંઇ અયોગ્ય છેજ નહિ. આપનો ઉજવળ યશ જગતમાં સર્વત્ર આનંદદાયીજ છે. માત્ર આપનું સૈન્ય જોઇ મને ઘણોજ આનંદ થયો છે. મહારાજ ! આપનો સર્વત્ર જગોએ જયજ થજો. આ સાંભળી ભોજરાજાએ દરેક શબ્દ બરોબર લાખ લાખ ધન આપ્યું વળી પણ ભોજ બોલ્યા કે—

બેહેન ! ક્ષત્રિયોનો ધર્મ છે કે યુદ્ધની સામગ્રિઓને સજ્જ રાખવી જોઇએ, કારણું કે તે અકાળેજ ખપમાં આવે છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

> वाजी चारुगतिः शशाङ्कधवलं छत्रं प्रिया पृष्ठतः ।
> प्रोत्तुङ्गस्तन मण्डला विजयिनो भृत्याः पुरः पञ्चषाः ॥
> ताम्बूलं मधुरं सखा सुचतुरः संपद्यते चेत्पथि ।
> प्राहुस्तत्कटक प्रयाणमितरत्प्राण प्रयाणं बुधाः ॥२४९॥

ઉત્તમ રીતે ચાલનારો ઘોડો, ચંદનના જેવું શ્વેત છત્ર, પાછળ ઉત્તુંગ સ્તન મંડળવાળી સ્ત્રીઓ, આગળ પાંચ છ વિજયી સેવકો, મધુર તાંબુલ, અને સુચતુર મિત્ર આટલું સાહિત્ય જો માર્ગને વિષે સાથે હોય તો તેને કટક પ્રયાણ કહે છે. આ શિવાયના પ્રયાણને પંડિતોએ પ્રાણ પ્રયાણ કહ્યું છે. જેથી ઉત્તમ સૈન્ય રાખવું એજ શુદ્ધ ક્ષત્રિયોને વિજય આપનાર છે. વળી પણ વિષ્ણુશર્માએ કહ્યુ છે કે—

उत्तिष्ठ मानस्तु परोनोपेक्ष्यः पथ्यमिच्छता ।
समौहि शिष्टैराम्नातौ वर्त्स्यन्तौ वामयः सच ॥ २४६ ॥

પોતાનું હિત ઇચ્છનાર રાજાએ ઉત્પન્ન થતા શત્રુની ઉપેક્ષા કરવી નહિ કેમકે શિષ્ટ પુરૂષોએ રોગ તથા શત્રુને એક સરખા કહ્યા છે.

ઉપરનાં વાક્યો સાંભળી યશોદા બોલી કે—મહારાજ ! આપ વિદ્વાન્ છો વળી સરસ્વતીના સેવકોને આશ્રય આપવામાં પ્રીતિમાન છો. આપનું ઉત્તમ પ્રકારનું વિદ્યાજ્ઞાન સર્વદા અખંડ રહો. એવી મારી સત્ય આશીષ છે.

થોડીવાર પછી ભોજ રાજાએ સેનાધિપતિને કવાયદ કરવાને માટે ફરમાવ્યું કે પ્રથમ પાયદલનું લશ્કર ઉભું છે તે મારા હસ્તીને ઘેરી લઇ ચોકસ એક ગંજાવર કિલ્લાની માફક થઇ જાય એવો હુકમ કરો. આથી સેનાધિપતિએ તુરીવાળાને કહ્યું કે તેણે તુરી વગાડી અને રાજાના હુકમ મુજબ લશ્કર વર્ત્યું. ક્ષણવારમાં તે લશ્કરે સમયોગ્ય રીતે એક કિલ્લાની માફક ઉભા રહી રાજાના હાથીને ઘેરી લીધો.

ફરીને રાજાએ ફરમાવ્યું કે સામેના મોરચા ઉપર જ્યાં લશ્કર છે ત્યાં તરતજ આપણું લશ્કર જઇ તેને ઘેરી છાપો મારો એટલે તુરીવાળાએ તુરી વગાડી કે તરતજ ત્યાં પહોચી ઘેરો ઘાલ્યો. ત્યાર પછી રાજાએ ઘોડેસ્વારોની પરિક્ષા લેવા માટે સેનાધિપતિને કહ્યુંકે—

चक्रव्यूहेन मांसेना, संवेष्टयतु सर्वतः ।
सावधानं तयाकार्या भेरीवादन तस्त्वया ॥ २४७ ॥

તુરી વગાડીને સર્વ સૈન્યને જાહેર કરો કે ઘણુજ સાવધપણુથી એવી રીતે ગોળાકાર ચક્રવ્યુહ રચો કે કિલ્લાની માફક સર્વ સેના બની જાય અને મને વચમાં ઘેરી લે.

ઉપર મુજબ મહારાજાની ફરમાસથી તુરી વગાડી કે તમામ લશ્કર ગોળ ચક્રવ્યૂહ આકારમાં કિલ્લાની માફક બની જઇ રાજાને એક ક્ષણવારમાં મધ્ય ભાગે ઘેરી લીધો. તે દરમ્યાન સેનાધિપતિએ

એ હાથ જોડી મહારાજાને વિનંતિ કરી કે મહારાજ ! આ સૈન્ય કેવી ચાતુરીથી આપની તરફ ગોળ આવી ઉભું છે. કોઇ પણ બાજુએ એક પા તસુ પણ જગ્યા હોય તેવું જોવામાં આવતું નથી. આ સૈન્યના ઘેરામાંથી નિકળવું એ પ્રાણ સંકટ સમાન સમજવું. મહારાજ ! આ ચાર પ્રકારનો સેનાનો ચક્રવ્યૂહ મહાભારતના દ્રોણ પર્વમાં દુર્યોધને અર્જુનના પુત્ર અભિમન્યુને મારવા સારૂ રચાવ્યો હતો. આથી ભોજરાજા અતિ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે આ તરેહના ચક્રવ્યૂહની રચનાથી કિલ્લો બાંધવો હજુ સુગમ છે; પરંતુ તેનાથી પદ્મદુર્ગ એટલે પદ્માકાર વ્યુહ રચી કિલ્લો બાંધવો એ અતિ વિકટ છે. આ પ્રમાણે કહી ભોજરાજા તુરીવાળાને કહેવા લાગ્યા કે—

पद्माकारेणमांसेना कुरुतातविवरे भृशम् ।
द्विगुणोत्तरवृद्ध्यावै नम्र खड्गैकहस्तया ॥

એવા પ્રકારની તુરી વગાડો કે એક હાથે ઉઘાડી તરવાર પકડી કમળની માફક સર્વ સેના એવી રીતે ઉભી રહે કે મુને મધ્યમાં ઘેરી લેવો અને મને ફરતી પહેલા આઠ પછી સોળ અને તેના પાછળ બત્રીસ એવી દ્વિગુણોતર સર્વ દળની ટુકડીઓ કમળના ફુલની પાંખડીઓવત જોડાઇ જઇ દૂરથી આબેહુબ કમળ સમાન દેખાવામાં આવે.

રાજાનો હુકમ થતાં તેણે તેવા મોટા અવાજથી તુરી વગાડી કે સઘળી સેના તરતજ છુટી પડી જઇ ચાર, આઠ, સોળ, અને બત્રીશ આદિ ઘોડેસ્વારોની ટુકડી બની જઇ જેમ ખીલેલુ કમળ પોતાની સઘળી પાંખડીઓ પસારી કેવું દેદીપ્યમાન શોભા આપે છે. તેવીજ રીતે પાંખડીઓના આકારે વર્તુળાકાર વ્યૂહથી રાજાને મધ્યમાં ઘેરીને ચોગરદમ સેના એક પલવારમાંજ શોભી રહી.

આવી અજાયબી જોઇ તમામ મેદની આનંદ પામી. ભોજ ભૂપતિએ લશ્કરમાં આવી કેળવણીને લઇને દરેક અમલદારોને દરજ્જાવાર બક્ષિસો આપી લશ્કરને છાવણીમાં જવા રજા આપી અને પોતે રજયગઢમાં પધાર્યા.

## ભોજને જીતવા આવેલ પંડિતોની વાત.

એક સમયે તર્ક, વ્યાકરણ, જ્યોતિષ અને વૈદ્યવિદ્યા એ ચારમાં કુશલ એવા સરસ્વતીના અવતાર જેવા અનેક શિષ્યો સહિત, તથા છત્ર વાદિત્રના આડંબર સમેત દક્ષિણ દેશના ચાર પંડિત, દેશ માત્રને જીતી પ્રસિદ્ધિ પામેલા ધારાનગરમાં શ્રી ભોજભૂપતિને જીતવા અર્થે આવ્યા અને પોતપોતાની વિદ્યામાં વાદ કરવા લાગ્યા. ભોજ ભૂપતિએ સર્વ પંડિતોને વિદ્યાના બળથી જીતી તેમના અહંકાર ખંડિત કર્યા. આથી ભોજરાજા હર્ષથી બોલ્યા કે સુરેન્દ્ર સભાને પણ પરાજય પમાડે તેવા મારી સભાના પંડિતો સમાન અન્ય કોઇ નૃપતિના નગરમાં વિદ્વાનો નથી. આ સાંભળી ડામર પ્રધાન બોલ્યો કે—હે નૃપતિ ? વ્યર્થ અભિમાન શામાટે કરો છો ? કહ્યું છે કે—

**परैः प्रोक्ता गुणा यस्यं निर्गुणोऽपि गुणी भवेत् ।**
**इन्द्रोऽपि लघुतां याति स्वय प्रख्यापि तै गुणैः ॥२४८॥**

જેના ગુણો બીજાઓએ કહ્યા હોય તે માણસ નિર્ગુણ હોય તોપણ ગુણી સમજવો, અને ગુણના પોતેજ વખાણ કરે તો પછી ભલે ઇંદ્રરાજા હોય તો તે પણ હલકો પડી જાય છે.

**न सुखं न च सौभाग्यं स्वयं स्वगुण वर्णने ।**
**यथैवच पुरंध्रीणां स्वहस्तकुच मर्दनम् ॥ २४९ ॥**

પોતે પોતાના ગુણ વર્ણન કરે તેમાં સુખ નહિ અને સારૂં ભાગ્ય પણ નહિ જેમ સ્ત્રીઓનાં કુચ મર્દન પોતાના હાથે કરે તેમાં સુખ થતું નથી તેમ.

**स्वयं तथा न कर्तव्यं स्वगुणा ख्यापनं पुनः ।**
**स्वगुणा ख्यापनं युक्तया परद्वारा प्रयोजयेत् ॥२५०॥**

પોતે તે પ્રમાણે ફરીથી પોતાના ગુણની ખ્યાતિ કરવી નહિ. પોતાના ગુણના વખાણ યુકિત કરીને પારકા પાસે કરાવવા જોઇએ.

न सौख्य सौभाग्य करा गुणा नृणां स्वयं गृहिताः सुदृशां स्तना इव । परैर्गृहिता द्वितयं वितन्वते न तेन गृह्णन्ति भिनां गुणं बुधाः ॥ २५१ ॥

સારી સ્ત્રીઓનાં તન પોતે મર્દન કરે અને ગ્રહણ કરે તેણે કરીને જેમ સુખ થતું નથી તેમ પોતાના ગુણો પોતાના મુખથી વખાણ કર્યાથી શ્રેયસ્કર નથી. બીજાઓએ ગ્રહણ કરેલા ગુણો બીજાને વિસ્તારે છે. તે માટે ડાહ્યા માણસો પોતાના ગુણના વખાણ પોતે કરતા નથી.

निजगुण गरिमा सुखाकरः स्यात्स्वयमनुवर्णयतां सतांन तावत् । निजकर कमलेन कामिनीनां कुच कलशाकलनेन को विनोदः ॥ २५२ ॥

સારા પુરૂષો મધ્યે પોતાનાજ ગુણોનું મોટાપણું કહેવા માંડ્યું હોય તો તે સુખકારી નથી જેમ કામિનીના પોતાના હાથવતે સ્તન એંચે અથવા મર્દન કરે તેણે કરીને શું આનંદ થાય ?

## વગર શિંગડાંના પશુની વાત.

અમારા નગરના વગર શિંગડાના પશુ પણ આપની સભાનો સહજમાં ગર્વ ઉતારે તેવા છે. આ સાંભળી ભોજરાજા હર્ષથી બોલી ઉઠયા કે—ડામર ! તેમને સત્વર લાવ. કારણ કે વિદ્વાન પુરૂષના સમાગમથી જે સંતોષ થાય છે તેવો સંતોષ બીજા કોઇ પણ પુરૂષનો સમાગમથી પ્રાપ્ત થતો નથી કહ્યું છે કે—

कवीश्वराणां वचसां विनोदैर्नन्दति विद्यानिधयो न चान्ये। चन्द्रोपला एव करैर्हिमांशोर्मध्ये शिलानां सरसा भवन्ति ॥ २५३ ॥

કવિશ્વરોની વાણિના વિનોદથી વિદ્યાના ભંડાર સરખા પુરૂષો આનંદ પામે છે. તે શિવાય બીજા કોઇ આનંદ પામતા નથી. કારણ

કે ચંદ્રના કિરણોથી શિલાઓના મધ્યમાં ચંદ્રકાન્ત જાતના પાષાણો-જ સરસ થાય છે. ( ઝરે છે ) બીજા પાષાણો થતા નથી.

विद्या विनयोपेता हरतिन चेतांसि कस्य मनुजस्य ।
काञ्चन मणि संयोगो नो जनयति कस्य लोचना
नन्दम् ॥ २५४ ॥

વિનય સહિત વિદ્યા કયા મનુષ્યના ચિત્તને હરતી નથી ? કારણ કે સુવર્ણ અને મણિનો સંયોગ કોના લોચનને આનંદ આ-પતો નથી ?

स्थिरा शैली गुणवतां खल बुद्धया न बाध्यते ।
रत्नदीपस्य हि शिखा वात्य सापि न नाश्यते ॥२५५॥

ગુણવાનની જે સ્થિર રીતિ પડેલી છે તે ખળ પુરૂષની બુ-દ્ધિથી બાધિત થતી નથી અર્થાત્ ફેરવી શકાતી નથી. કારણકે ર-ત્નના દીપકની શિખા મોટા પવનથી પણ નાશ પામતી નથી.

किंकुलेन विशालेन विद्याहीनस्य देहिनः ।
अकुलीनोऽपि विद्यावान्देवै रपि स पूज्यते ॥२५६॥

વિદ્યાહીન એવાં પ્રાણીને વિસ્તારવાળા કુળમાં જન્મ થવાથી શું છે ? કારણ કે કુળવાન હોય નહિ પણ જો વિદ્યાવાન હોયે તો તે દેવતાથી પણ પૂજાય છે.

આ સાંભળી ડામર પ્રધાન પોતાના નગરમાં ગયો. અને ત્યાંથી જેમણે ભોંયરામાં રહી તર્કાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરેલો અને તેથી જેમને સામાન્ય વ્યવહારનું બિલકુલ ભાન નહિ એવા ચાર પંડિતોને લઇ ધારા પાસેના એક ગામડામાં આવ્યો. અહીં તે પંડિતોને કહ્યું કે આપ અત્રે રસોઇ કરી આહાર કરી તૈયાર થઇ બેસજો એટલે ભોજરાજા આપને મોહોટા માન સાથે લેવા આવશે. હું આગળ જઇ તમારા સ્વરૂપ વિષે રાજાને સમજ પાડું છું આમ કહી ડામર ધા-રાનગરમાં ગયો.

પછી પેલા ચાર વિદ્વાનોએ પોતપોતાના કામને માટે વિચાર

કર્યો. તેમાં વૈયાકરણી હતો તેણે ખીચડી રાંધવાનું કામ પોતા માથે લીધું. તાર્કિકે ઘી લાવવાનું, જોશીએ બળદ ચારવાનું, અને વૈદ્યે શાક લાવવાનું કામ સ્વીકાર્યું, અને સહુ પોતપોતાના કામ ઉપર પરવર્યા વૈયાકરણીએ ખીચડી રાંધવી શરૂ કરી. થોડીવારે ખીચડીમાં ખદખદ થવા લાગ્યું. તે સંભળી વૈયાકરણીએ કહ્યું કે—આ તો વ્યાકરણથી અનિષ્પન્ન એવો અપશબ્દ છે. માટે તે ન જોઈએ. એમ કહી ખીચડીની હાંલ્લી ફોડી નાંખી. વાણીઆના હાટેથી ઘી લાવતાં તાર્કિકે તર્ક કરવો શરૂ કર્યો કે " पात्राधारे घृतम् किंवा घृताधारे पात्रं " આમ વિચાર કરતાં ઘૃતાધારે પાત્રં કહી ઘીનું વાસણ ઉંધું વાળી દીધું કે તરતજ વાસણ માંહેનું જમીનપર ઢોળાઇ ગયું. બળદને ચારવા લઇ ગયેલા જોશી મહારાજ તો બળદને ચરતા મુકી ઘણો વખત ઉંઘ્યા તેથી બળદ દૂર જતા રહ્યા. જોશી મહારાજે ઉંઘી રહ્યા પછી ઉઠીને લગ્ન માંડીને જોયું કે બળદ છે કે ગયા ? તો લગ્નમાં જણાયું કે ગયા. વૈદ્યરાજ શાક લેવા અર્થે ગયા હતા તેણે બધા શાકો જોયાં તો તે વાત, પિત્ત, કફાદિ રોગોથી ભરેલ જોયાં તેથી તે પણ લીમડાના પાંદડાંઓથી પોટલી લઇને આવ્યા. આમ ચારે પંડિતો ભુખે મુવા. સાંજ પડી એટલે ગામમાં જવા તૈયાર થયા ગાડું પણ જાતેજ તાણી ચાલતા થયા. પાછળનો બહુ ભાર લાગે છે એમ ધારીને ઘોંસરૂં, સમોલ અને પઇડાંઓ વગેરે બાંધી લઇ ગાડું તાણતા આવતા હતા. તે અરસામાં ભોજ સાથે ડામર અત્રે આવી પહોંચ્યો. ભોજરાજાએ પ્રત્યક્ષ, વગર શિંગડાઓના પશુઓને જોયા.

બીજે દિવસ સવારમાં ભોજરાજાએ સભા ભરી તે વિદ્વાનોને બોલાવ્યા. ઘણા માન સાથે તેઓને બેસવા આસન આપ્યું. આથી ભોજની સભામાંના વૈયાકરણીઓ તો સાવ નિસ્તેજ બની ગયા. તે વિદ્વાનોને સારો શિરપાવ આપી વિદાય કર્યા. અને બોલ્યા કે ખરેખર ! વગર શિંગડાના પશુ તો ખરાજ ? ભણ્યા છે પણ ગણ્યા નથી. "

शास्त्राण्यधीत्यापि भवन्ति मूर्खा यस्तु ।
क्रियावान्पुरुषः स विद्वान् ।

सुचिन्तितं चौषध मातुराणां न नाम
मात्रेण करोत्य रोगम् ॥ २९७ ॥

કેટલાએક શાસ્ત્રો ભણીને પણ મૂર્ખ રહે છે, પણ જે ક્રિયા જાણે છે તે વિદ્વાન સમજવો, કારણ કે ઔષધના ફક્ત નામનુંજ સારી રીતે ચિંતન કરવાથી તે ઔષધ રોગીઓને રોગ રહિત કરતું નથી.

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्यं करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किंकरिष्यति ॥ २९८ ॥

જેનામાં પોતાની બુદ્ધિ નથી તેને શાસ્ત્ર શું કરી શકે ? કારણ કે નેત્ર વિનાના પુરૂષને દર્પણ શું કરી શકશે ?

## ચાર કુમારિકાની ચાતુરીની વાત.

કેટલેક દીવસે શ્રી ભોજે અણહિલપુર જોવાનો નિશ્ચય કરી ૨૦૦ તેજસ્વી ઘોડા, ૪૦૦ પાગા, સહિત તે તરફ પ્રયાણ કર્યું. ચામરાદિ રાજ્યચિન્હ રહેવા દઇ પાંચ છ દીવસ પછી પુરની પાસેના જંગલમાં માણસોને મુકી હજારો યોદ્ધાને પણ શબ્દ વેદ બાણથી પુરા પડે એવા દશ યોદ્ધા સાથે લઇ પુર તરફ ચાલ્યો. માર્ગમાં જતાં બહુ દુરથીજ પચરંગી પતાકાઓને ઉડતી જોઇ, ઢોલ, મૃદંગ, દદામા વગેરેના અવાજ સાંભળી અધીર બની ગયો હોય તેમ દરવાજા પાસે એક માથા વિનાના પુરૂષને શૂળીએ પરોવ્યો હતો તેને જોવા ઉભો. તેવામાં પુરમાંથી અપ્સરાઓ પણ લજ્જિત થાય તેવા સૌંદર્યવાળી ચાર કુમારિકાઓ પાણી ભરવાને નિકળી પોતપોતાનો ઘડો કેડ ઉપર ટેકાવી રાખી, માથા ઉપરનો ઘડો હાથવતી ઝાલી રાખી ચારે બ્હેનપણીઓ ભોજરાજા પાસે આ કૌતુકને જોવા ઉભી રહી. આ ચાર કુમારીકામાંની મહાલક્ષ્મી નામની એક થોડીવાર વિચાર કરીને બોલી કે—બ્હેન સરસ્વતી ! આ પુરૂષની દાઢી લાંબી પહોળી હોય એમ જણાય છે. આ સાંભળી સરસ્વતી બોલી કે—

બ્હેન ! હું પણ એમ ધારૂં છું કે આ પુરૂષને સાત મુખ હોય તેમ જણાય છે. તેમાં પણ એ ભાગ્યશાળીનું મુખ તાંબુલથી પરિપૂર્ણ રેહેતું હોય એમ જણાય છે. કેમકે એના બત્રીશ દાંત રાત્રિ દીવસ તાંબુલ રાગવાળા રહેવાથી તે દાડિમ પુષ્પ જેવા રંગના થઇ ગયા છે. આ સાંભળી ભાગીરથી નામની ત્રીજી કુમારિકા બોલી કે—આ પુરૂષે પોતાની આખી જીંદગીમાં પટકુળ શિવાય બીજું કાંઇ પહેર્યું હોય તેમ જણાતું નથી. ત્યારે થોડીવારે ચંદ્રભાગા નામે ચોથી કુમારિકા બોલી કે આ પુરૂષ સદૈવ ઘોડાપર ચડીનેજ ચાલેલ છે. પોતાના કોમળ પગને જરા પણ તસ્દી આપી હોય તેમ જણાતું નથી. કેમકે—મિત્રની સાથે ખાધું તેજ ખાધું. પ્રિયા સાથે સુવાયું તેજ સુવાયું, ને ઘોડે ચઢી જવાયું તેજ જવાયું, બાકી બીજું તો ખાધું તે ન ખાધું, સુવાયું તે ન સુવાયું, ને જવાયું તે ન જવાયું સમજવું.

આ વાકયો સાંભળી ભોજરાજા અતિ વિસ્મય પામ્યા અને પૂછયું કે—બેહેનો ! આને મોહોડું તો નથી. તો પછી તમોએ શા ઉપરથી જાણ્યું કે તેના મુખ સાત છે. અને તેનું તાંબુલ રાગવાળું મોહોડું છે; બીજું તેને દાઢી હતી એ તમોએ શી રીતે જાણ્યું ? વળી કટિએ પણ કોપીન પહેરેલું છે. તેમ પાસે ઘોડો પણ નથી ત્યારે તમે જે કહો છો તે કયાંથી જાણ્યું ? ત્યારે પેલી કુમારીકાએ જવાબ આપ્યો કે—આપ જરા નજર કરી જુઓ કે તે પુરૂષની તર્જની અને અનામિકા રકત તથા ચૂર્ણથી લીંપાયલી દેખાય છે. તેથી જણાય છે કે એને તાંબુલનું વ્યસન હશે. હૃદયથી નાભિ સુધીનો ભાગ ગૌર છે, ને બીજું શરીર કાળું છે. તેથી તે વિભાગ દાઢીથી ઢંકાયેલો હોવો જોઇએ; તે પુરૂષની કેડનો ભાગ સુકુમાર તથા ગૌર છે. જે વસ્ત્ર પેરે છે તેનો તે વિભાગ મેલથી કાળો પડે છે. પણ પટકુળથી તો ઉલટો મેલ જતો રહે છે તેથીજ પટકુળની વાત સમજાય છે. વળી તેના પગના તળીયાં અરિસા જેવાં સ્વચ્છ સુકોમળ ચળકે છે.

તેથી જણાય છે કે એ પુરૂષ કદિ પણ પગે કરીને ચાલ્યો નથી. આ ચારે કુમારિકાની ચાતુરી જોઇ ભોજે દરેકને સવાલક્ષ સવાલક્ષ ધન આપ્યું.

ભોજભૂપતિ શહેર જોયા વગરજ આટલેથી આ બનાવ જોઇ પાછા ફર્યા કારણ કે જે ચતુર પુરૂષો છે તે એકાદ ભાગથી આખાનો સાર સમજી લે છે.

ભોજ જેમ ચતુર હતો તેમજ સત્પુરૂષોમાં પણ અગ્ર ગણ્ય હતો, અને તેથી સત્પુરૂષોમાં હોવા જોઇએ તે ગુણોની હાજરી તેનામાં સદા જોવામાં આવતી અને તેથી તે આ વખત કુમારિકાઓની ચાતુરીથી ખુશી થઇ તેઓને સવાલક્ષ સવાલક્ષ ધન આપવા રૂપ પોતાના સ્વાભાવિક વિવેકને ચુકયો નહિ કહ્યું છે કે—

उदधिरवधिरुर्व्यास्तं हनूमांस्ततार
निरवधि गगनं चेत्कांण्डकोशे विलीनम् ।
इति परिमिति मन्तो भान्ति सर्वेऽपि भावाः
स तु निरवधिरेकः सज्जनानां विवेकः ॥ २९९ ॥

પૃથ્વીનો અવધિ સમુદ્ર છે, તેને પણ હનુમાન તરી ગયા હતા જો આકાશ નિરવધિ હોય તો તે પણ બ્રહ્માંડનાકોશમાં લીન થાયછે. એવી રીતે સર્વે પદાર્થો અવધિવાળા જણાય છે, પણ સજ્જન પુરૂષોનો જે વિવેક તે ફક્ત અવધિવિનાનો છે.

नहि भवति वियोगः स्नेहविच्छेद
हेतु र्जगति गुणनिधीनां सज्जानानां कदाचित् ।
घनतिमिर निबद्धो दूर संस्थोऽपि चन्द्रः
किमु कुमुद वनानां प्रेमभङ्गं करोति ॥ ३०० ॥

જગતમાં ગુણના ભંડારરૂપ એવા સજ્જન પુરૂષોનો વિવેક કદિ પણ સ્નેહના વિચ્છેદનો હેતુ થતો નથી જેમકે દૂર રહેલો ચંદ્ર કદિ ધાડા અંધકારમાં બંધાઇ ગયો હોય તથાપિ તે કુમુદ વનના પ્રેમનો ભંગ કરતો નથી (અર્થાત્ ચંદ્ર વાદળાંથી છવાઇ જાય તો પણ કુમુદને ખીલાવે છે).

ભોજરાજાને એટલો બધો વિચાર થયો કે આ ગામમાં રહેતા-

ની કામનીઓ તે પણ આવી ચતુર છે તો ગામમાં વસનાર પુરૂષો શું નહિ હોય? આમ વિચાર કરી વનમાં પોતાના માણસો પાસે ગયો. એટલામાં પેલી અબળાઓએ વિચાર કર્યો કે આ પુરૂષ દાનેશ્વરી રાજા ભોજ સિવાય અન્ય કોઇ હોય નહિ કારણ કે આ વખતમાં સવાલક્ષનું દાન કરનાર બીજો કોઇ પણ નૃપ નથી. માટે તેને જઇને પુછીએ આમ વિચાર કરી રાજાને મળી અને પુછવા લાગી કે ભાઇ? તમે ભોજ છો! આ સાંભળી ભોજે કહ્યું કે એ તમે શા ઉપરથી જાણ્યું? કુમારીકાએ ઉત્તર આપ્યો કે આગળ શ્રી વિક્રમ રાજા થઇ ગયા જે કરોડ સવા કરોડ વગર આપતા નહિ ને હાલ તેજ ગુજબ વિદ્વાનોને લક્ષ સવાલક્ષ આપનાર તો માત્ર ભોજ એકજ છે. કદીપુર આવે તેથી વગડામાં વરસાદ થયાનુ અનુમાન બાંધી શકાયછે તેમ આપના અમૂલ્ય દાનથી અમે આપુ ભોજ છો એમ અટકળ બાંધી છે. અને આપને આશીર્વાદ આપીએ છીએ કે—

विद्वन्मानसहंस वैरिकमला संकोचचन्द्रद्युते ।
दुर्गामार्गण नीललोहित समित्स्वीकार वैश्वानर ॥
सत्य प्रीति विधानदक्ष विजयप्राग्भावभीम प्रभो ।
साम्राज्यं वरवीर वत्सरशतं वैरिञ्चमुच्चैः क्रियाः ॥२६१॥

હે વિદ્વાનોનાં અંતઃકરણ રૂપી માનસ સરોવરમાં હંસ રૂપ વૈરિઓ રૂપી કમળોને સંકોચ આપવામાં ચંદ્રના પ્રકાશ રૂપ! દુર્ગાત્માર્ગણમાં ( શત્રુઓના કિલ્લામાં ખોળવામાં ) મહાદેવ તુલ્ય ! શત્રુઓ રૂપી સમિધોનો સ્વીકાર કરવામાં અગ્નિ રૂપ! સત્યની તથા પ્રીતિની ગોઠવણ કરવામાં દક્ષ પ્રજા પતિ રૂપ! આગળ પડી વિજયનો મેળવવામાં ભીમસેન રૂપ ! ઉત્તમ વીર ! મહારાજ ! આપ બ્રહ્માના સે વર્ષ સુધી ચક્રવર્તિ રાજ્ય કરો.

हस्तन्यस्त कुशोदके त्वयिन भूः सर्वं सदा वपते ।
देवागारतया स काञ्चनागिरिश्चित्ते न धत्ते भयम् ॥
अज्ञात् द्विपभिक्ष भिक्षुककुलावस्थानदुस्थाशया ।
वेपन्ते मददन्तिनः परममी भूमीपते तावकाः ॥ २६२ ॥

હે પૃથ્વીપતિ ! તમે દાન દેવાને માટે હાથમાં દર્ભનું તથા જળનું ધારણ કરતાં આ પૃથ્વી પોતે દેવાઇ જવાની બ્હીકથી કંપવી

જોઇએ, પણ સર્વેનું સહન કરનારી હોવાથી કંપતી નથી અને સુવર્ણમય મેરૂપર્વત પણ પોતે દેવાઇ જવાની બ્હીકથી ભયભીત થવો જોઇએ, પણ દેવતાઓના નિવાસરૂપ હોવાને લીધે ભયભીત થતો નથી. પરંતુ હાથીઓને કેટલું બધું ખાવા જોઇએ છે એ વાતથી અજાણ્યા ભિક્ષુક લોકોના ઘરોમાં રખેને રહેવું પડે એવી ચિંતાથી વ્યાકુલ થયેલા આ આપના મદોન્મત હાથીઓ પોતે દાનમાં દેવાઇ જવાની બીકથી કંપે છે.

दाने कल्पतरुर्नये सुरगुरुः काव्ये कविस्तेजसि ।
प्रौढग्रीष्मरविर्धने धनपतिः सत्येदयायां शिबिः ॥
गाम्भीर्ये सरितांपतिर्निरुपमे शौर्ये सुभद्रापतिः ।
श्रीमान्धर्मरातिर्महीपतिरयं जीयात्सहस्त्रं समाः ॥ २६३ ॥

આ રાજા કે જે દાન આપવામાં કલ્પવૃક્ષ રૂપ છે, નીતિમાં બૃહસ્પતિ રૂપ છે, કવિતામાં શુક્રાચાર્ય રૂપ છે, તેજમાં ગ્રીષ્મ ઋતુના મધ્યાન્હ કાળના સૂર્યરૂપ છે, ધનમાં કૂબેર રૂપ, સત્યમાં તથા દયામાં શિબિરાજા રૂપ છે. ગંભીરતામાં સમુદ્ર રૂપ છે, અને અનુપમ શૌર્યમાં અર્જુનરૂપ છે તે આ શ્રીમાન્ ધર્માત્મા રાજા હજાર વર્ષ સુધી વિજય પામો.

આથી સંતોષ પામી ફરીથી ભોજરાજાએ તે ચારેને સવાલક્ષ સવાલક્ષ ધન આપી વિદાય કરી. થોડી વારે પોતે પણ પવન વેગી તોખાર ઉપર સ્વાર થઇ ધારાનગર તરફ વિદાય થયા આ કુમારિકાઓ ગામમાં આવી પોતાના માતા પિતાદિ વાલિઓને ભોજરાજાના દાન વીરપણા વિષે અને અઢી લક્ષ મોહોર લાવ્યાના સમાચાર કહ્યા આથી પોતાનું દરિદ્ર દૂર થયું તેમ હર્ષનો પાર રહ્યો નહિ આ વાત દિવસે દિવસે વધારે વધારે પ્રસરતી ચાલી છેવટે ત્યાં રાજા ભીમદેવને કાને પડી આથી ભીમને ભોજરાજા સાથેનું પૂર્વનું વૈર યાદ આવવાથી પોતાનું સૈન્ય સજ્જ કરી ભોજને પકડવા માટે વિદાય થયો કેટલાક યોજન ગયો પણ ભોજ મળ્યો નહિ તેથી તે પાછો ફર્યો. ભોજે પોતાના નગરમાં આવ્યા પછી ભીમ સાથેનું પૂર્વનું વૈર પ્રગટ કરવા અને ભીમની નગરી પોતે જીતી લેવા માટે એક દૂતને મોકલી કહેવરાવ્યું કે—

उल्लास्य कालकरवाल महाम्बुवाहं
देवेन येन जरठोर्जित गर्जितेन ।
निर्वापितः सकल एव रणे रिपूणां
धारा जलै स्त्रिजगति ज्वलितः प्रतापः ॥ ॥ २६४ ॥

પ્રબલ તથા કઠણ ગર્જના કરતા જે રાજાએ રણમાં વિકરાલ ખડ્ગ રૂપ મોટા મેઘને પ્રગટ કરી ધારાનાં પાણીથી શત્રુઓના ત્રૈલોક્યમાં પ્રજ્વલિત થયેલા સઘળા પ્રતાપને ઠારી નાંખ્યો હતો. વળી પણઃ—

સહજમાંજ જેણે મત્તગજેન્દ્રના કુંભને દળી નાંખી પોતાનો પ્રતાપ પ્રગટ કર્યો છે, એવા સિંહના વૈર કે સંધિ મૃગની સાથે હોઇ શકેજ નહિ.

આ સાંભળી ભીમદેવ મનમાં ખેદ પામ્યો; અને ગામમાં ઢંડો વજડાવ્યો કે આ શ્લોકથી પણ જે ઉત્તમ શ્લોક કરી આપશે તેને સવાલક્ષ ધન આપવામાં આવશે. પ્રાતઃકાળે બ્રાહ્મણાદિ અનેક વિદ્વાનોએ એક એક શ્લોક રચી રચીને ભીમદેવ પાસે આણવા શરૂ કર્યા તે એટલે સુધી કે એક કલાકમાં સાતસે જેટલા વિદ્વાનો તથા શ્લોકો એકઠા થયા. તે બધા શ્લોકમાંથી એક પણ શ્લોક ભીમદેવને ગમ્યો નહિ. ત્યારે શ્રી નાગેન્દ્રગચ્છ રૂપી દધિ સમુદ્રના શ્રી વિષ્ણુ જેવા શ્રી ગોવિંદાચાર્યે એક શ્લોક રચીને બતાવ્યો.

रुधिर विसरप्रसाधितकरा लकरवाल रुचिरभुजपरिघ ।
झटिति भ्रुकुटिविटङ्कि तललाट पट्टो विभाति नृपभीमः॥२६५॥

રૂધિરના પ્રવાહથી શણગારેલા વિકરાલ ખડ્ગથી શોભી રહેલી ભુજારૂપી ભોગળવાળો અને શત્રુઓની ઉપર ક્રોધને લીધે આડી થએલી ભ્રકુટિઓથી ઉદ્દંડ લાગતા લલાટવાળા ભીમરાજા શોભે છે.

આ શ્લોક ભીમરાજાને અતિ પસંદ પડ્યો ખરૂં છે. "વિનાશ કાલે વિપરીત બુદ્ધિ"

न भूतपूर्वो न च केन दृष्टो हेम्नः कुरंगो न कदापि वार्ता ।
तथापि तृष्णा रघुनन्दनस्य विनाशकाले विपरीत बुद्धिः२६६॥

કંચનનો ( સોનાનો ) મૃગ કોઇવાર પૂર્વે થયો નથી કોઇએ

દીઠો પણ નથી અને તેવી વાર્તા પણ સંભળાતી નથી તો પણ તેને માટે રામને તૃષ્ણા થઇ હતી તેથી વિનાશ કાલે વિપરીત બુદ્ધિ થાયછે.

**हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ।**
**ललाटलिखिता रेखा न शक्या परिमार्जितुम् ॥ २६७ ॥**

લલાટમાં જે રેખા લખેલી છે તેને ટાળવાને હરિ હર, (શંકર) બ્રહ્મા અને દેવતાઓ પણ સમર્થ નથી.

**लिखिता चित्रगुप्तेन ललाटेऽक्षर मालिका ।**
**तां देवोऽपि न शक्नोति उल्लिख्य लिखितुं पुनः॥२६८॥**

ચિત્રગુપ્તે મનુષ્યના લલાટમાં જે અક્ષરોની પંક્તિ લખી છે તેને ઉડાવી બીજી વાર લખવાને દેવ પણ સમર્થ નથી.

**आधोरणाङ्कुश भयात्करिकुम्भ युग्मं ।**
**जातं पयोधर युगं हृदयेऽङ्गनानाम् ॥**
**तत्रापि वल्लभनखक्षतभेदभिन्नं ।**
**नैवान्यथा भवति याल्लिखितं विधात्रा ॥ २६९ ॥**

માવતના અંકુશના ભયથી હસ્તિઓના કુંભસ્થળોનું જોડું, સુંદરી હૃદય ઉપર રહેલાં સ્તનના જોડાં રૂપે થયું. (અર્થાત્ હાથીના કુંભસ્થળ સ્ત્રીના સ્તનની ઉપમાને પામ્યા.) ત્યાં પણ તે પતિના નખક્ષતથી ભેદ પામવા લાગ્યું. તેથી વિધાતાએ જે લખેલું છે તે કોઇ દિવસ ફરતું નથી.

**संजातसान्द्रमकरन्दरसां क्रमेण पातुं**
**गतश्च कलिकां कमलस्य भृङ्गः ।**
**दग्धा निपत्य सह सैव हिमेनसैषा**
**वामेविधौ नहि फलन्त्यभिवाञ्छितानि ॥ २७० ॥**

કોઇ ભમરો જેમાં ધાટો મકરંદ (પુષ્પરસ) રહેલો છે એવી કમલની કલિને અનુક્રમે પીવા ગયો. તેવામાં તેજ કલી હિમ પડવાથી બળી ગઇ. તેથી જ્યારે દૈવ અવળો થાય છે ત્યારે ધાર્યા મનોરથો પૂરા થતા નથી.

અર્થાત્ ભાવી કોડ વાતે પણ મિથ્યા થતું નથી. વિધિ ની

વિચિત્રતાને કોઇ પણ પાર પહોચ્યા નથી. ભીમરાજાએ ભોજરાજાનું જ્ઞાનવીરપણું જોઇ તથા ભોજના ઉપર અદેખાઇ કરી પંડિત ગોવિંદાચાર્યને એક એક અક્ષર બદલ સવાલક્ષ સવાલક્ષ ધન આપવા માંડ્યું. એટલે પંડિતે ઉત્તર આપ્યો કે, ભીમરાજ ! અમારે દ્રવ્યનો શો ઉપયોગ છે ? કેમકે–

अर्थार्थी जीवलोकोऽयं स्मशानमपि सेवते ।
जनितारमपि त्यक्त्वा निःस्वं गच्छति दूरतः ॥ २७१ ॥

દ્રવ્યનો અર્થી એવો જીવ લોક સ્મશાનને પણ સેવે છે. અને પોતાને ઉત્પન્ન કરનાર એવો પિતા જો નિર્ધન હોય તો તેને પણ છોડી દૂર જાય છે.

धनं तावद् सुलभं लब्धं कृच्छ्रेण रक्ष्यते ।
लब्धनाशो यथा मृत्यु स्तस्मा देतन्न चिन्तयेत् ॥ २७२ ॥

પ્રથમ તો ધન મેળવવુંજ દુર્લભ છે. તેમ છતાં જો ધન મળ્યું તો તેની કષ્ટથી રક્ષા કરવી પડે છે. અને જો તે મેળવેલા ધનનો નાશ થાય છે, તો મૃત્યુ થયા જેવું લાગે છે માટે એવા ધનનું ચિંતવન કરવું નહિ.

जनयन्त्यर्जने दुःखं तापयन्ति विपत्तिषु ।
मोह यन्ति च संपत्तौ कथमर्थाः सुखावहाः ॥ २७३ ॥

જે ધન ઉપાર્જન કરવામાં દુઃખ આપે છે, વિપત્તિઓમાં પરિતાપ કરે છે અને સંપત્તિમાં મોહ કરે છે તેવું ધન સુખકારી કેમ કહેવાય ?

राजतः सलिला दग्नेश्चोरतः स्वजनादपि ।
भयमर्थवतां नित्यं मृत्योः प्राण भृतामिव ॥ २७४ ॥

જેમ પ્રાણીઓને હમેશાં મૃત્યુનો ભય છે તેવી રીતે રાજાથી, જળથી, અગ્નિથી, ચોરથી અને સ્વજનથી ધનવાનને ભય રહ્યા કરે છે.

धनाशया खलीकारः कस्य नाम न जायते ।
दूरादामिष लोभेन वध्यते खेचरः खगः ॥ २७५ ॥

ધનની આશાથી કોને દુર્જનતા થતી નથી. જેમ માંસના લોભથી આકાશમાં વિચરનારા એવા પક્ષીનો પણ દૂરથી વધ થાય છે.

बधिरयति कर्णविवरं वाचं मूकयति नयनमन्धयति ।
विकृत यति गात्रयष्टिं संपद्रोगोऽयमद्भुतो राजन् ॥ २७६ ॥

હે રાજા ! સંપત્તિ ( પૈસા ) નો રોગ એવો અદ્ભુત છે કે જે કાનનાં છિદ્રને બહેરાં કરી નાંખે છે. વાણીને મૌન કરી દે છે. નેત્રને અંધ કરે છે. અને ગાત્રની લાકડીને વિકારી કરી મૂકે છે ( અર્થાત્ જેને પૈસો મળે તે માણુસ કોઇનું સાંભળતો નથી, કોઇને જવાબ દેતો નથી. નેત્રથી દેખતો નથી. અને છાતીભેર ચાલવા વિગેરેની ચેષ્ટાઓ કરી અનેક વિકારો કરે છે. )

लभेद्यदयुतं धनं तदधनं धनं यद्यपि
लभेतनियुतं धनं निधनमेव तज्जायते ।
तथा धनपराधकं तदपि भावहीनात्मकं
यद क्षर पद दयान्तर गतं धनं तद्धनम् ॥२७७॥

જે ધન અયુત ( દશ હજારની સંખ્યાવાળું પક્ષે अ અકારે યુત-જોડાયલું ) મેળવે છે, તે અધન છે. ( અર્થાત્ ખરૂં ધન નથી. અકારની સાથે ધન શબ્દ જોડવાથી અધન એવું પદ થાય છે. ) જો કદિ નિયુત ( લાખની સંખ્યાવાળું પક્ષે 'નિ' અક્ષરની સાથે યુત-જોડાયલું ) મેળવે છે તે નિધન ( મરણુ ) રૂપ છે. ( અર્થાત્ લાખની સંખ્યાવાળું ધન મેળવે છે તે મરણુ રૂપ થાય છે. નિ અક્ષરની સાથે ધન પદ જોડવાથી નિધન થાય છે. તેનો અર્થ મરણુ છે.) અને જે ધન પરાર્ધ સંખ્યાવાળું ( પક્ષે ધન શબ્દનો જે પરાર્ધ એટલે જે બીજો ભાગ મેળવે છે ) તે અભાવનો બોધ કરે છે. ( અર્થાત્ ધન શબ્દનો બીજો ભાગ न થાય છે. તેનો અર્થ અભાવ થાય છે. એટલે પરાર્દ્ધ સંખ્યાવાળું જે ધન છે તે અભાવ રૂપજ છે ) પણુ જે અક્ષર ( આત્માના ) બે ચરણુમાં રહેલું જે ધન (મોક્ષ) છે, તેજ ખરૂં ધન છે. ( પક્ષે અક્ષર એટલે પકાર અને દકારની મધ્યમાં રહેલું જે બે અક્ષરનું ધન તેજ ખરૂં ધન છે.

ભીમરાજાને એ ભબ્યસૂરિના બુદ્ધિ વૈભવથી એટલું વિસ્મય ન લાગ્યું કે જેટલું પોતે પ્રસન્ન થઈ આપવા માંડેલા વિષે તેમણે વિરાગ જણાવવાથી લાગ્યું. તેથી બહુ પ્રશંસા કરી અતિ પ્રસન્ન થઇ રાજાએ માથે મેઘાડંબર છત્ર ધરાવી, ચાર ચામર કરાવી, માલાદિ પહેરાવી, પ્રતિપદ નટીના નૃત્ય સમેત વાદિત્રનિ નાદ ગર્જનાથી

આકાશ ભરાઈ જાય તેમ બંદિજનો બિરૂદ ઉચ્ચારતે પોતે જાતે સાથે જઈ મહોત્સવ પૂર્વક તેમને શાળામાં પહોંચાડી આવ્યા.

ભીમદેવે પેલો શ્લોક એક દૂત સાથે ભોજને મોકલ્યો. દૂતે આણેલા શ્લોકને જોઇ ભોજને પગથી તે માથા લગી ક્રોધની ઝાળ થઈ. અને ભમર ચઢાવી ત્રિકાળપણું ધારણ કરી ગર્જનાથી સંગ્રામ ભેરી વગાડવી, તે ઉપરથી અનેક રાજા રાણાઓ, માંડલિક મુકુટ બદ્ધ, સામંત સેલવથ્થા, વગેરે વગેરે અનેક ક્ષત્રિય વીરો એકઠા થયા. સપ્તાંગમંડિત, જલ પૂર્ણ જલધર જેવી આકૃતિવાળા, ગળાના નાદથી શત્રુને ધ્રુજાવનારા, પર્વત જેવા, અને ઘંટાટંકાર કરતા હસ્તિ માત્ર તૈયાર થયા. વાયુવેગી, હોંસેથી હણહણતા, પાંચ પ્રકારની ગતિ કરવામાં કુશળ, ખરીવતી પૃથ્વીને ઉખાડી નાંખે તેવા, ડોકે બાંધેલ મોળાની ઘુઘરીઓ ઘમકાવતા, શાલિહોત્રે કહેલાં લક્ષણોથી યુક્ત અંગવાળા, શૂરવીર સમાન સાહસિક, ઘોડાની જાતિ માત્રમાં મળી જાય તેવા, કેકાણુ. પેઠાણ. સિંધ, પારકર, કાશ્મિર, ખુરાશાન, ઉઘથાણિજ્ય, ભાડિજા, પાણિપથા, દક્ષિણપથા, કાંબોજા, બાલ્હિક, તાહી, તાતાર, તુર્કિ, અને તેજીએ આદિ અશ્વો તૈયાર થયા.

अश्वा यस्य जयस्तस्य यस्याश्वास्तस्य मेदिनी ।
अश्वा यस्य यशस्तस्य यस्याश्वास्तस्य काञ्चनम् ॥२७८॥

જેની પાસે ઘોડાઓ હોય તેનેજ વિજય મળે છે, જેની પાસે ઘોડાઓ હોય તેનેજ પૃથ્વી કબજે થાય છે. જેની પાસે ઘોડા હોય તેને કીર્તિ મળે છે. જેની પાસે ઘોડા હોય તેનેજ સુવર્ણ મળે છે.

निपत्य युधि वेगेन मिषतां सर्वधन्विनाम् ।
शत्रुं निहत्य यात्येकः शूरो वाजि प्रभावतः ॥ २७९ ॥

શૂર પુરૂષ એકલો હોય તોપણ તે સઘળા શસ્ત્રધારીઓની નજર આગળ ઘોડાના પ્રભાવને લીધે ઝડપથી શત્રુના સૈન્યમાં જઈ શત્રુને મારી ચાલ્યો જાય છે.

शस्त्रास्त्रैर्भिन्नदेहोऽपि श्रान्तोऽपि गुरुभारतः ।
न मुञ्चति रणे नाथमतः कोऽन्यो हयात्सुहृत् ॥ २८० ॥

ઘોડો શસ્ત્રો તથા અસ્ત્રોથી ભેદાઇ ગયો હોય તોપણ અને ઘણા ભારથી થાકી ગયો હોય તોપણ યુદ્ધમાં પોતાના સ્વામીને છોડી દેતો નથી માટે ઘોડાથી અધિક બીજો કયો બંધુ છે ?

न गजैर्न नरैः कार्यं सिद्धि मभ्येति भूभृताम् ।
तथा निमेष मात्रेण यथा वाहैः सुसाधितैः ॥ २८१ ॥

રાજાઓનું કાર્ય સારી રીતે કળવાયલા ઘોડાથી જેવું ક્ષણમાત્રમાં સિદ્ધ થાય છે તેવું હાથીઓથી કે માણસોથી પણ સિદ્ધ થતું નથી.

राज्यं शतक्रतुसमृद्धि समानमश्वैरश्वैः
श्रियः सकलकामदुघा भवन्ति ।
अश्वैर्यशांसि विपुलानि समुल्लसन्ति नाश्वैः
प्रयान्ति सदृशत्वमि भाद्योऽपि ॥ २८२ ॥

રાજ્ય ઘોડાઓથી ઈંદ્રના રાજ્યના જેવું સમૃદ્ધિવાળું થાય છે. રાજ્યલક્ષ્મી પણ ઘોડાઓથી સઘળી કામનાઓને પૂર્ણ કરનારી થાય છે. અને મોટી કીર્તિઓ પણ ઘોડાઓના પ્રભાવથીજ પ્રકાશિત થાય છે. માટે હાથીઓ વગેરે બીજાં સાધનો ઘોડા સમાન થઇ શકતાંજ નથી.

तीक्ष्णा ग्रहेति हतिभिः स्नुतलोलदन्तं
चञ्चत्का रालकरवालविघट्टि ताङ्घ्रिम् ।
को न्यो विहाय हयमाहवजातमूर्छं
प्राणप्रयाणसमयेऽवतुमीशमीशः ॥ २८३ ॥

તીક્ષ્ણ અણિઓવાળાં શસ્ત્રોના પ્રહારોથી લોહીને સ્ત્રવતા ઉ-લબલી ગયેલા દાંતોવાળા, ચળકતી વિકરાળ તરવારથી છેદાયલા પગોવળા અને યુદ્ધમાં મૂર્છિત થયેલા સ્વામિને એવા પ્રાણ પ્રયાણના સમયમાં બચાવવાને માટે ઘોડા શિવાય બીજો કોણ સમર્થ છે.

તે સમયે છત્રિશ રાજકુલના સુભટો કે જેમના હાથમાં છત્રિશ આયુધ રહેલાં છે, જે શરણાગતને વજ્રના બખ્તર જેવા છે. જે સ્વામિભક્તિમાં આસક્ત છે પરદળ તે ચૂર્ણ કરવાંમાંજ જેમની દૃષ્ટિ છે. કમરકસિને જે, તૈયાર થયા છે. જેમને અંગે, કેસર કપૂરાદિ સુગંધી પદાર્થોનું લેપન કર્યું છે ને સંગ્રામના સમયને ઉદ્દેશી જેમનાં રોમાંચ ઉભા થઇ ગયા છે તે પોતપોતાની માતાને નમ્યા.

પછી માતાની આશીષ લઇને ગંગાજલ, નીલ, હરિતા, કાળા, કિહાડા, પુરાસાણી, સિંહલ, સિંધુ કલહથા, કાશ્મીરીયા, કુંકુણા, ટુકડાકાનિયા, એવી જાતોના તથા પહોળી પીઠવાળો અને ઘોટલા પગવાળા એવા તેજી તોખાર ઉપર ચડીને સાહસિક વીરો ચાલ્યા,

વાદિત્રના નાદથી દિગંતર બધિર થઇ જાય એ પ્રમાણે અનેક વાદિત્ર ઢોલ ભેરી, દદામા, અને દુંદુભિ ઇત્યાદિ વાગવા માંડ્યા ને તેજ કાળે ચતુરંગ સેનાચક્ર ચાલવા લાગ્યું.

देव त्वाद्विजयप्रयाण विलसत्सद्वाजिराजव्रज ।
क्षुण्णक्ष्मात ललीनपांशुपटल व्याप्तोऽनिमेषेक्षणः ॥
सुत्रामा वहु मन्यते फणिपतिं पातालमूलस्थितं ।
सोऽप्युद्दामकरीन्द्र दुर्धरभर क्रान्तः सहस्रेक्षणम् ॥ २८४ ॥

હે રાજા! તમારા વિજય પ્રયાણમાં શોભતા ઉત્તમ ઘોડાઓના સમુહોએ ખેદી નાંખેલી પૃથ્વીમાં ઉડતી રજની ડમરીથી ઇંદ્રના નેત્રો વ્યાપ્ત થઇ જાય છે. અને તે નેત્રો તેનાથી મિંચી શકાતાં નથી. તેથી ઇંદ્ર પાતાળના મૂળમાં રહેલા અને જેને રજનો સંબંધ થતો નથી એવા શેષનાગને ભાગ્યશાળી ગણે છે. અને મોટા ઉધંડ હાથીઓના અપાર ભારનું દબાણ લાગવાને લીધે ગભરાયેલો શેષનાગ જેને બોજો ઉપાડવો પડતો નથી એવા ઇંદ્રને ભાગ્યશાળી ગણે છે.

ચાલતે ચાલતે ગુજરાતની ભૂમિ આવી એટલે પાછો ભોજે વિચાર કર્યો કે જે ગોળથી મરે તેને વિષ દેવાનું કારણ નથી. માટે ભીમને કહેવરાવવું કે જો નગર આપી દેતો સમાધાન કરીએ કેમ —કે પુષ્પથી પણ યુદ્ધ કરવું સારૂં નહિ; તો વળી તીક્ષ્ણ અસ્ત્રથી કરવું તે તો શાનુંજ! કેમકે તેમ છતાં પણ યુદ્ધમાં વિજયનો સંદેહ રહેછે, અને ઉલટો પ્રધાન પુરૂષોનો ક્ષય થાય છે. પછી એ પ્રમાણે એક દૂત સાથે ભીમને કહાવ્યું.

## દાન કરનાર બ્રાહ્મણ.

પેલો દૂત ગયા પછી એક ગરીબ બ્રાહ્મણ ભોજરાજાને આશીર્વાદ આપી ઉભો, ત્યારે ભોજે કહ્યું કે વિપ્ર! આ આમ વિહ્વળ બની કેમ ઉભા રહ્યા. તમોને જે દુઃખ હોય તે સત્વર કહો જેનો હું તરતમાં અંત લાવું. રાજાનો ધર્મ છે કે દુખિયાનું દુઃખ દૂર કરી તેને સુખ આપવું. ત્યારે પેલાએ વિચાર કર્યો કે અકાલે જે બોલવું તે બહુ અનિષ્ટ કર્તા છે માટે કાંઇ પ્રસંગ લાવી બોલવું જોઇએ કેમકે—

अप्राप्तकालं वचनं बृहस्पतिरपि ब्रुवन् ।
प्राप्नुयाद्बुद्ध्यज्ञानमपमानं च शाश्वतम् ॥ २८५ ॥

સમય વિનાનું વચન જો બૃહસ્પતિ બોલે તોપણ તેનામાં ઓછી બુદ્ધિ છે એમ જણાય છે. એટલુંજ નહિ પણ નિરંતર તેનું અપમાન થાય છે. ( સારાંશ સમયાનુસારજ બોલવું. )

આમ વિચારી બોલ્યો કે મહારાજાધિરાજ ! આપની સભાના પંડિતોનું પાંડિત્ય પ્રસિદ્ધિમાં વધારે આવી રહ્યું છે તો મારે એક દાન આપવા વિચાર છે તો જો આપ ક્ષમા કરો તો મારી કલ્પના સર્વ વિદ્વાનોને કહી બતાવું કારણ કે—

द्वाविमौ पुरुषौ लोके स्वर्गस्योपरि तिष्ठतः ।
प्रभुश्च क्षमया युक्तो दरिद्रश्च प्रदानवान् ॥ २८६ ॥

રાજા છતાં ક્ષમાવાન્ અને દરિદ્ર છતાં દાન કરનારો એ બે પુરૂષો સ્વર્ગની પણ ઉપર રહેનારા છે.

માટે મારે એવું દાન કરવું છે કે જે દાન ભોજરાજાથી ઉલટું એટલે દાન લેનારનો હાથ ઉપર રહે માટે એવી કઇ ચીજ છે. એ આપની સભાના સર્વ વિદ્વાનોને હું પૂછુંછું જે પૂરૂષ એ તર્કનો જવાબ આપશે તેને તેજ ચીજ આપવી છે માટે વિદ્વાનો ! આપ સત્વર કહો. આ પ્રશ્નથી સૌ કોઇ વિદ્વાનો વિચારમાં લીન બન્યા. ટગરમગર સૌ સામસામું જોવા લાગ્યા. કોઇથી આ પ્રશ્નનો ઉત્તર અપાયો નહિ જેમ ભોજરાજાએ ફરીને તેને માટે સૌને પડકાર્યા એટલામાં એક પંડિતે આવી કહ્યું કે મહારાજા ! એ દાન તો ઘણુંજ સરસ છે કે જે વગર તેના ભોક્તાને ચાલેજ નહિ. તે ખરી ચીજ સુંઘણી હોવી જોઇએ કારણ કે તેનું દાન લેનાર સામો માણસ દાબડી ઉઘાડી હથેળીમાં રાખી તેની સામે ધરે છે એટલે તે તેમાંથી ચપટી ભરી લેછે એટલે તેનો હાથ ઉપર રહે છે. તેજ ખરો દાખલો આ પ્રશ્નોત્તરથી ભોજ બહુ પ્રસન્ન થયા. અને બન્નેને લાખ લાખ ધન આપ્યું.

આ તરફ દૂતે ભીમ રાજાની સભામાં જઇ નમસ્કારાદિ કરી આ પ્રમાણે કહ્યું કે શૃંગાર કથા, કુતૂહલ કથા, ગીત વાદ્યાદિ કથા, મદમત્ત હસ્તિ કથા, તુરંગ કથા અને બાણ શિક્ષાદિ કથા, એ સઘળી કથાઓ તો ઠીક પણ શ્રી ભોજ ભૂપતિના ભીતિથી ભ્રાંત ચિત્તવાળા શત્રુની તો એકજ પલાયન કથા છે, સ્વપ્નમાં પણ બીજી નથી. શ્રી ભોજ ભૂપે જેને રણયજ્ઞમાં આહુત કર્યા છે એવા તું ! સાંભળ, કે અણુહિલપુર આપી દઇને બીજું રાજ્ય સુખે

ભોગવ. જો હે મૂઢ! નગર નહિ આપે તો તેના આગળ જીવિત આપવું પડશે. અને આખું સિતેર હજાર ગુજરાત ખોવું પડશે. જે ખોટો ગર્વ કરે છે. અને જુજ વાત માગતા સ્વામીનું અપમાન કરે છે, તે કોપ પામેલા સ્વામીને હાથે પોતાના જીવ સહિત સઘળું ખુવે છે. તો એક નગરને માટે તારૂં આખું રાજ્ય તું આજ ખોશે.

એ પ્રમાણે વિવિધ રચના વાળાં વાક્યોરૂપી ઘી હોમવાથી ભીમનો કોપ કાલાનલ પ્રજ્વલી ઉઠયો. અને તેણે દૂતને રજા આપી રણભેરી વગડાવી, ચતુરંગ સેના ભેગી કરી રણોત્સુક થઇ જમણે પગે ભોંય ખોદવારૂપ શુભ શુકન જણાવતા તથા ઉચ્ચૈઃશ્રવા જેવા અશ્વ ઉપર રાજા ચઢયો.

એટલામાં ચંદ્રક નામનો ભાટ કે જે શુકનમાં કુશળ હતો તેણે પાસે આવી કહ્યું કે–ભીમરાય હયવરે ચઢીને ત્વરિત રણમાં જાય છે. ત્યાં ભોજના ભુજનું બલ ભાંગીને જયશ્રીને વેગે વરશે.

આ વાત સાંભળી શકુનથી શબ્દ આગળા એમ નક્કી કરી આનંદ પૂર્ણ થઇ તે ભાટને તેજસ્વી તુરંગમય સુવર્ણ સાંકળ તથા લગામ સહિત આપ્યો. અને વામ તથા દક્ષિણ ભાગે એકેક અશ્વ મૂકી તેને બાવીશ ઘોડાનો ઉપરી સ્થાપ્યો. તે પછી શ્રી વિમલ નામનો દંડનાયક કે જેનું બાણ ભૂમિએ પડયા વિના પાંચ ગાઉ સુધી જતું હતું. તે તુરંગમાં ચઢયો. એમ દમામ તૈયાર કરી સેનાએ ઉડાડેલા રજથી, મેઘાકાર આકાશ થઇ જવાથી રાજહંસોને અકાલે શરદ કરી આપનો એ ચઢયો. મયૂરીનાં પત્રમય છત્ર સહિત એની સેના હાથમાં આવેલી જયશ્રીની જંગમ ઉધાન લેખા હોય તેવી રાજતી હતી

આણી તરફ દૂતે નગર ન આપવાનું અને ભીમનું યુદ્ધ માટે તૈયાર થવાનું કહ્યું ત્યાં ભોજ પણ સંગ્રામ માટે ચાલ્યો. પ્રતિપદ આવતાં અપશુકનોને ન ગણકારતાં તે ચાલ્યો અને ભીમના સૈન્ય નજીક આવ્યો, સેનાની રચના કરવા લાગ્યો; પ્રાતઃકાલે સૂર્યોદય થતાંજ તૈયાર થઇ બન્ને દળ બાઝયાં ત્યાં એવો કોઇ તુમુલ ધ્વની ઉઠયો કે જેના આગળ સમુદ્રની ગર્જના પણ રદ થઇ ગઇ. કોપથી લાલ થયેલા બન્ને સુભટોના ચાપ ફૂટી રહ્યા. પ્રભુનું પ્રોત્સાહન અને ભાટનાં બિરૂદ એ સુભટોનાં પરાક્રમો અધીક વધારનારાંથયાં.

એમ કરતાં ભીમનું દલ ભાંગ્યું ત્યાં ભીમભૂપ પોતે અને વિમલદંડનાયક એ બે શત્રુના સૈન્ય પ્રતિ તે સૈન્યે કરેલા અંધકા-

રને ચીરી નાખતા કિરણ જેવાં બાણ મૂકતા એકદમ ચઢયા. તે બન્નેએ સકલ ભોજદલ ભાંગ્યું; તે કાકપક્ષિ માફક દિશાઓમાં નાસવા લાગ્યું પછી જાતે સંગ્રામ કરવાની ઇચ્છાથી, તેમણે એએ નાખેલા ભાલા તરવાર વગેરેના ઘા ચુકાવવામાં ચતુર ને ઉત્તરાહ જલદની જલધારા પેઠે શરધારા વર્ષાવતો ભોજ પોતે તૈયાર થયો. ને બપોરથી તે સાંજ સુધી લડયો પણ શ્રમથી પાણી પાણી થઈ ગયો. એટલામાં ભીમ તથા દંડનાયક પોતાને મારશે એમ ધારતીથી પોતાના મનોવેગી તુરંગ મને પાછો વાળ્યો. તેવામાં ભીમે શૃંગિની ગુણ તેને ગળે નાખી ઘોડેથી પાડવાનું કર્યું એ ગુણિ છે એમ માનીનેજ જાણે, ભોજના કંઠમાં પડવા તૈયાર થયેલા એવા ગુણજ્ઞાન ધનુષે નાસતાં તેને ઘોડા ઉપરથી પાડયો નહિ. એમ યમના પાશમાંથી ભોજ નાઠો; અને તે પોતાની છાવણીમાં જઇને મળ્યો.

ભીમે વિચાર્યું કે બીકણ બની પલાયન થાય તો, બળવાન રાજાએ પણ તેની પાછળ જવું નહિ. કારણ કે કદિ મરણીઓ બની શૂરથી સર્વને મારી પાડે માટે તેની પાછળ જવાનું મૂકીને પોતાના કટક સહિત ઉત્સવ પુરઃસર પોતાના પુરમાં પેઠો પછી રમતમાં હારેલા દ્યુતકારની પેઠે, ફાલમાં ચૂકેલા વાનરની પેઠે, ઘા કરતાં ભૂલેલા સુભટની પેઠે સંગ્રામમાં ભંગાણ થવાથી મનમાં ખેદ પામી જ્યોતિષ શુકનાદિને ન ગણકારે તેને ક્ષેમ નથી' વૈદ્યકને ન ગણકારે તેને આયુષ્ય નથી, નીતિનો દ્વેષ કરે તેને લક્ષ્મી નથી ને ધર્મનો દ્વેષ કરે તેને એમાનું એકે નથી આમ વિચારતો ભોજ ધારા નગરીમાં આવ્યો.

## ભોજની ચઢાઇની તૈયારી.

એક સમયે વર્ષા ઋતુમાં ભોજરાજા ગોખ ઉપર મેઘાડંબર છત્ર સહવર્તમાન તથા ચકોર લોચનાઓએ ઉરાડેલા ચામર સમેત ચારે દિશા તરફ દૃષ્ટિ કરતો હતો એ અરસામાં ગુજરાત તરફ નજર પડતાં પૂર્વનું વૃતાંત યાદઆવવાથી ફરીથી પણ લેવાની મરજીથી મૂંછપર હાથ નાંખવા લાગ્યો. વેપારાર્થે ત્યાં આવેલા એક વણિક પુત્રે તે કૌતક જોયું તે ઉપરથી તેણે વકી જાણ્યું કે થોડાજ દિવસમાં ભોજ ગુજરાત ઉપર મહાકટક લઇને ચઢશે. કેમકે પાકા લોક હૃદયમાં ફરકતા વિચારોને માછલાની માફક ઝટ પકડી લેછે. તેજ વખતે વણિક પુત્રે કાગળમાં લખ્યું કે અત્રના શેઠ તે ઠામે આવવા માટે થોડા

ક દિવસમાં નિકળશે એમ લાગે છે માટે તમે પેરવીમાં રહેજો પત્ર ગયો. તે ત્યાં વ્યવહારીયાએ વાંચ્યો. ને તેણે વણિક પુત્રની વાત સમજી લીધી પછી તે આખા શેહેરમાં ફેલાઇ ગઈ. લડાઇ થવાની શંકાથી પ્રજામાત્રમાં કોઇ ગૃહારંભ કરતું નથી. કોઇ દાણા સંઘરતું નથી. ને કોઇનું ચિત્ત કોઇપણ પ્રકારે સ્થિર થતું નથી. ધીમે ધીમે એ વાત ભીમદેવને પણ પહોચી એટલે તેણે તે વાત નક્કી કરવા માટે ધારાનગરી તરફ એક દૂત મોકલ્યો. કેમકે પારકું પોતાનું કાર્યાકાર્ય નક્કી કરી લાવવામાં દૂત એજ રાજાઓનાં ચક્ષુ છે. કહ્યું છે કે—

**नियोगिभिर्विना राज्यं नास्ति भूपेहि केवले।**
**तस्मादमी विधातव्या रक्षितव्याः प्रयत्नतः ॥ २९३ ॥**

રાજા વિદ્યમાન છતાં પણ દુતો ન હોય તો રાજ્ય રહેતું નથી, એટલા માટે રાજાએ પ્રયત્ન પૂર્વક દૂતો રાખવા જોઇએ.

આ દૂત ધારામાં આવ્યો તો ત્યાં ફરતા મોચીની દુકાને લશ્કરનો સરંજામ બનતો જોયો. ત્યાં ચાલતાં લુવારને ત્યાં ભાલાં, છરાઓ, તરવાર, વગેરે અનેક જાતનાં હથિઆરો જોયાં. દરજીની દુકાને જઇ નજર કરે છે તો સુથણાં, સાબાણ આદિ અનેક લુગડાંઓનો મોટો ગંજ જોયો. એમ તેણે ચૌટે ચૌટે સૈન્યોપયોગી સામાન જોયે એટલુંજ નહિ પણ ગામમાંથી ગુજરાત ઉપર ચઢાઇ કરવાના ખબર પણ મળ્યા. આમ ફરતો ફરતો તે રાજપટ પાસે આવ્યો ત્યાં તેણે દશ, વીશ ત્રીશ, ચાળીશ, પચાસ, સો અને હજારો અશ્વોની હારો સમેત પ્રત્યેક દેશથી આવેલા રાજા, માંટલિક મુકુટબદ્ધ, અને સામંત આદિને આવતા અવલોકયા. એ સર્વથી નિશ્ચય થયો કે ભોજરાજા તૈયારી કરે છે એમ જાણી તે તુરત પાછો ફર્યો.

## સેનાધિપતિ વિમલ દંડનાયક.

આ દૂત શહેર ભણી વળ્યો તેજ દિવસ વિમલદંડનાયક રાજા સાથે કંઇ વિરોધને લઇને રાતોરાત ભાગી છુટયો. આમ એકદમ જવાનું કારણ એ હતું કે અણુહિલપુરમાં એક પોરવાડ જ્ઞાતિનો વણિક શર,:તોમર અને અક્ષર આદિ ત્રણ કળાઓમાં કુશળ વસતો હતો. એક દિવસ ભિમાદિ અનેક રાજાઓ બાણવિદ્યાની સરતો કરી રમતા હતા. ત્યાં એક ગાઉ જેટલે લક્ષ્ય રાખી તે વણિક

જોતો હતો. તે બાણો ત્યાં એટલે ગામ સુધી પણ ન પહોંચતાં વચમાં પડતાં હતાં. વાણિઓ આ સઘળું જોઇ વારંવાર અરરર ! એમ કર્યા કરતો હતો. આથી રાજાએ તેને પુછ્યું કે હે એવકુફ ! વારે વારે એમ શામાટે ઉચરે છે. વણિકે જવાબ આપ્યો કે મહારાજ ! અમારા જેવા પણ દૂર રહેલા લક્ષ્યને સ્હેલાઇથી ભેદી શકે છે. અને આપ આ યુદ્ધ વિદ્યામાં નિપુણ બની એક ગાઉ પણ ફેંકી શકતા નથી એવો હું ખેદ પામીને અરરર ! એમ કહું છું. ત્યારે રાજાએ કહ્યું કે તે તું એક બાણ માર જોઇએ. આથી તરતજ વણિકે હર્ષસાથે ધનુષ્ય લઇ, પણછ ચઢાવીને ટંકારપૂર્વક બાણ મૂક્યું કે તરતજ લક્ષ્યને ભેદી ચાર પાંચ ગાઉ સુધી ગયું આથી પ્રસન્ન થઇ રાજાએ પુછ્યું કે તારી બાણ કલા કેટલી છે ? તે વણિકે ઉત્તર આપ્યો કે હે પૃથ્વીપતિ ! બાલકના ઉર સ્થલ ઉપર ગણીને એકસો આઠ પત્ર મૂકો તે એકે એકે બાણથી ભેદું પણ તેને જરા પવન પણ લાગવા દઉં નહિ. બાણને હું પાંચ ગાઉ સુધી મૂકી શકું છું. આ સાંભળી રાજાને બહુ ચમત્કાર લાગ્યો. અને વિચારવા લાગ્યો કે મહા પુરૂષોએ કલાવાળાને માન આપવું જોઇએ. શ્રીમાનને નહિ કેમકે શિવપણ વસુપતિને તજી કલાવાન એવા શશિનેજ માથા ઉપર ધારણ કરે છે. મારી પાસે રાજા આદિ અનેક વીરો છે પરંતુ આ દરિદ્રમાં જેવી બાણકલા છે તેવી તેમનામાંના કોઇમાં સ્વપ્ને પણ જોઇ નથી. આથી રાજાએ પ્રસન્ન થઇ સો વાજી, લાખ ટકા અને બધી સેનાનું અધિપત્ય તેને આપ્યું. જેથી તેના આખા ભવનું દારિદ્ર દૂર થયું. કહેવત છે કે “ શેલડીનું વાવેતર, સમુદ્રનું યાન, અને રાજાનો પ્રસાદ એ સઘળાં ક્ષણ માત્રમાં દારિદ્રને દૂર કરે છે. ”

પછી તે વણિકે અરિવર્ગ જીતી ભીમભૂપતિના એક છત્રતળે બધું રાજ્ય આણી મેલ્યું. અને લીધેલા દંડ આદિથી ભીમનો ખજાનો ભરી દીધો. આથી તેની કીર્તિ શરદ્ઋતુના સૂર્યની પેઠે તેજોમય થઇ. એક સમયે તેણે રાજાની કૃપાથી ને હર્ષથી તથા અહંકારમાં પડી જવાથી ક્ષત્રીઓની અવગણના કરવા માંડી; ત્યારે તેનો મદ ઉતારવા અર્થે પુરોહિત વિમલ પ્રતિ કહેવા લાગ્યો કે— સામાન્ય માણસો પણ રાજાનો આશ્રય કરે તો સામંત, મંત્રી, અને પુરોહિત આદિ પદવીને પામે છે અને સ્વીકારે છે. એ બધો સકલ જનના કલ્પતરૂપ પૃથ્વીપતિનોજ પ્રસાદ છે. મહા નાગને માથે ચઢીને

દેડકો નૃત્ય કરે તેમાં કોઇ ગારૂડીનોજ સ્પષ્ટ પ્રભાવ છે. એમાં સં- દેહ નથી. ત્યારે વિમલે કહ્યું કે પુરોહિત ચારે વેદનો જાણુ છતાં મૂર્ખ દેખાય છે. કેમકે એ સર્વ તો પ્રાચીન જે પુણ્ય સંચય હશે તેનું વિલસિત છે; કહ્યું છે કે વિશ્વવંદ્યકુલ, નીરોગી શરીર, શુદ્ધ જાતિ, સુરૂપ, સૌભાગ્ય લલિત લલના ભોગ, કમલા, ચિરાયુ, તારૂ- ણ્ય, અવિરલ બલ, અતુલસ્થાન, કે એવું જે કાંઇ શ્રેય હોય તે આ સંસારમાં આવેલાને ધર્મથી કરીને થાય છે. ત્યારે પુરોહિતે વિચાર કર્યો કે જે દાનમાનાદિ ઉપકાર પરંપરા એના ઉપર પ્રત્યક્ષ વરસે છે તેની પણ અવગણના કરતા આ માણસને ધિક્કારે છે. વામનના આગળ વૃક્ષ ઉપરથી પવનને લીધે ફૂલ પડ્યું, છતાં તે પોતે ગર્વ ધારી અભિમાન કરે તો તે ઉપહાસ જેવું છે. પછી નિ- ર્વેદ પામી ઉઠીને ચાલ્યો ગયો.

એક વખતે ભીમદેવને એકાંતે દેખી પુરોહિત બોલ્યો કે—હે રાજેન્દ્ર! પોતાનીજ જાતિના અનેક રાજરાજાદિને મૂકી સામાન્ય વણિકને દંડનાયક બનાવવો તેમાં આપની કાંઇ વડાઇ નથી. વળી તેણે આધિપત્ય સ્વીકાર્યા પછી તમામ રાજરાજાદિને વશ કરી લી- ધા છે અને પુરંદરની પેઠે આખી રાજ્યલક્ષ્મી એ પણ વગર હ- રકતે ભોગવ્યા જાય છે. અને રાજા તો પ્રતિમામાત્ર છે એમ કહે- વાય છે એની આરાધના માટે આવેલા મહાસામંતોના બાલ્હીક અશ્વોના મુખથી પડેલી લાળથી તેના આંગણાની ભૂમિ રસબસ થઇ રહે છે. એજ અદભુત નથી પણ એને ખબર આપનારાઓના ઘર- માં પણ એની લક્ષ્મી રખડતી જણાય છે. એમ કરતાં કરતાં ચતુ- રંગ સેનાને ફેરવી નાંખી તમારી પણ સામો થવાનું કરશે. કેમકે જ્યારે બહુ સમૃદ્ધ થાય ત્યારે માણસ અસાધ્ય થાય છે. કૃચ્છ સા- ધ્ય થાય છે, કે સ્વામી પદની ઉંડંડા રાખે છે. કેમકે—તુલ્ય અર્થ વાળો, તુલ્ય સામર્થ્યવાળો, મર્મ જાણનારો, વ્યવસાયવાળો, અને અ- ર્ધરાજ્ય હરનારો, એવો મિત્ર હોય તેને જે ન હણે તે જાતેજ હ- ણાય. વળી પણ કહ્યું છે કે—

परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेतादृशं मित्रं विषकुम्भं पयोमुखम् ॥ २८७॥

પરોક્ષમાં ( નજરની બાહેર ) કાર્યને હણનાર, અને પ્રત્યક્ષમાં પ્રિય બોલનાર એવા મિત્રને છોડી દેવો. કારણ કે, તે મિત્ર અંદર

થી ઝેરથી ભરેલા અને મુખ ઉપર દુધથી ભરેલા ઘડાના જેવો છે.

**रहस्य भेदो याञ्चा च नैष्ठुर्यं चलचित्तता ।**
**क्रोधो निः सत्यता द्यूत मतन्मित्रस्य दूषणम् ॥ २८८ ॥**

ગુપ્ત વાતને પ્રકાશ કરવી, યાચના કર્યા કરવી, ક્રૂરતા રાખવી, ચિત્તચપલ રાખવું, ક્રોધ કરવો, ખોટું બોલવું અને જુગાર રમવો એ મિત્રનાં દૂષણ છે.

તો વળી- વણિકની તો વાતજ શી ? માટે આને હણાય કે એના સર્વસ્વનો દંડ થાય તોજ સારૂ. પણ હવે સમય ગુમાવવો સારો નથી. કેમકે સમય જતાં જે નખછેદ્ય હોય તે કુઠારછેદ્ય થઇ પડે. આવી વાણી સાંભળી ભીમ રાજાની વિમલ ઉપરથી પ્રીતિ ઉતરી ગઇ. વિમલે જ્યારે આવીને રાજાએ પ્રણામ કર્યા ત્યારે રોપથી રાતાં નયન કરી રાજાએ અવળું મોં ફેરવ્યું. ત્યારે તેણે વિચાર કર્યો જે કહેવાય છે ' કે રાજા કોઇનો મિત્ર દીઠો સાંભળ્યો નથી, તે બરાબર છે કેમકે આણે કોપ પેદા કરાવ્યાથી મારા જેવા નિરપરાધી ઉપર પણ ભીમદેવને ઉત્કટ કોપ થયો છે. વિશેષમાં વળી વિવિધ કાનહોરીયા કરતારની વાતો સાંભળવાથી અપવિત્ર જેના કાન થયેલા છે એવા ભૂપતિને કોઇ પ્રકારે પણ પ્રસન્ન કરી શકાતો નથી. પૃથ્વીપતિનો એમાં કાંઇ એટલે નિંદક લોગ આગલા માણસને જેવા ગુણ કે અવગુણવાળો બતાવે તેવો તેને તે દેખે છે પછી કુતરાની પેઠે પગ ઉંચો કરીને મૂતરે છે અને સુંદર પટ બગડે તેનો વિચાર રાખતો નથી. પણ એ તો સાહજિક છે. તેમ નિંદકોનો પણ એ સ્વભાવ છે કે નિષ્કારણ પારકાના દોષ નિરૂપવા કહ્યું છે કે—

**नासत्यवादिनः सख्यं न पुण्यं न यशो भुवि ।**
**दृश्येत नापि कल्याणं कालकूट मिवाश्नतः ॥ २८९ ॥**

પૃથ્વીમાં અસત્યવાદિ પુરૂષોની મિત્રતા નહિ કરવી તેનું પુણ્ય કાંઇ નહિ અને તેનો યશ પણ નહિ. વળી જેમ વિપ ખાઇને આપઘાત કરનાર માણસનું કલ્યાણ નથી તેમ અસત્યવાદિનું કલ્યાણ પણ થાય નહિ.

**असत्यमप्रत्यय मूलकारणं कुवासना सद्म समृद्धि चारणम् । विपन्निदानं परवञ्चनोर्जितं कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ २९० ॥**

અસત્ય છે એ અવિશ્વાસનું મૂલ કારણ છે. ખરાબ વાસના શરની સંપત્તિ નાશ થવાનું કારણ છે. પારકાની ચુગલી કરવી એ વિપત્તિનું કારણ છે. કુશળ પુરૂષ વડે ત્યાગ થયેલો અપરાધી સમજવો.

यशो यस्माद्भस्मी भवति वनवह्नेरिव वनं।
निदानं दुःखानां यदवनिरुहाणामिव जलम्
न यत्र स्याच्छाया तपइव तपः संयमकथा।
कथं चित्तन्मिथ्या वचनमभिधत्ते न मतिमान्॥२९१॥

અસત્યથી યશ ભસ્મ થઇ જાય છે. જેમ દાવાનલથી વન ભસ્મ થાય તેમ વૃક્ષોને મોટી રેલ આવે અને તેમાં જલ એ દુઃખનું કારણ છે તેમ અસત્ય દુઃખોનું કારણ છે. જ્યાં તડકા છાયાની પેઠે જેમ તપના નિયમની કથા થતી નથી માટે બુદ્ધિમાન પુરૂષો મિથ્યાવચન કોઇ દિવસ કાંઇ પણ બોલતા નથી.

जिह्वैकैव सतामुभे फणवतां स्त्रष्टुश्चतस्रश्चता।
स्ताः सप्तैव विभाव सोर्नियमिताः षड्कार्तिकेयस्य च॥
पौलस्त्यस्य दशाभवन्फणिपतेर्जिह्वा सहस्रद्वयं।
जिह्वालक्ष शतैक कोटि नियमोनो दुर्जनानां मुखे २९२

સત્પુરૂષોની જીંહ્વા એક છે, નાગસર્પો જે ફેણવાળા સાપો હોય છે. તેની જીંહ્વા બે છે, બ્રહ્માની ચાર છે, અગ્નિની સાત, કાર્તિક સ્વામીની છ, રાવણની દશ, અને શેષ નાગની બે હજાર એ પ્રમાણે જીહ્વા લાખ છે કે કરોડ છે તેનો નિયમ નથી.

જ્યાં નિંદકોનો પ્રચાર છે ત્યાં કદિ પણ સુખનો અવસર આવતો નથી. માટે રાજાને તજી કોઇ પણ બીજા દેશમાં જઈ રહું કેમ કે બખોલોમાં થઇને તેમ કાને થઇને જેનામાં દ્વિજીવ્હા ( સર્પ અથવા નિંદક ) અંદર પેસતા જાય છે; તે વૃક્ષને તથા રાજાને, જીવવાની આશા કરતા હોય તેણે તજવાનોજ વિચાર કરવો આમ નકી કરી બોલ્યો કે મારા જેવા કંગાલને પીઠ આપો છો તેની ફીકર નથી પણ આજ પછી કોઇ શત્રુને તેમ પીઠ આપતા નહિ. એમ રાજા આમું બોલી ઘેર આવ્યો. સર્વ સેવકોને સંકેત સમજાવી રાત્રિને બીજે પહોરે ૫૦૦ સ્વાર તથા કોટિદ્રવ્ય રત્નાદિ લઇ નાઠો, તે બાર ગોજન ગયા પછી અર્બુદાચલની મેખલાના અલંકાર રૂપ, અષ્ટાદશ

સ્રત ગામની શોભા રૂપ, ચૌદસો કરતાં વધારે એવાં જૈન મહેશ્વરનાં મંદિરોથી શોભાયમાન એવા અસંખ્ય જલાશયથી પવિત્ર જેનો સીમાડો છે એવી ચંદ્રાવતી નામની નગરીમાં આવ્યો. તે ગામના રાજાએ તેનું સારી રીતે સન્માન કર્યું. અને તે ત્યાં સુખેથી રહ્યો.

આ વાત બન્યા પછી ધારા તરફ મોકલેલો દૂત પાછો આવી ભીમદેવને નમ્યો. રાજાને કહ્યું કે–મહારાજ ! ધારાપતિની સૈન્ય સામગ્રી કરવાની શી વાત કહું ? ગજ, પદાતિ અને તુરંગમ એમ ત્રણ પ્રકારના બલ સહિત અનેક નૃપો ભેગા થાય છે. અને હાથી સુભટ તથા ઘોડા એ ત્રણથી હાલવાની પણ જગો નથી. વળી કટકમાં મળવા માંટે આવતા અશ્વપતિ, ગજપતિ અને નરપતિઓ ચો તરફ ઘુમી રહેલા હાથી ઘોડા આદિથી નગરીમાં તથા આસપાસ એવી ભીડ થઇ રહી છે કે એક તલ પડવા જેટલી પણ જગો નથી આ ઉપરથી એમ જણાય છે, કે નવ દશ દિવસમાં કલ્પાંત કાલના સાગરની પેઠે નિર્મર્યાદ થઇ ઉલટવા માંડેલું ભોજરાજનું ઉત્કટ કટક આવશે. અને સર્વ ગુજરાતને બરાબર કરી નાંખશે. તે સાંભળી ભય પામેલા ભીમને ચિંતા થઇ કે એકવાર તો મેં જ્યાં ત્યાં ઘુણાક્ષર ન્યાયે કરીને ભોજને હરાવ્યો છે અને સર્વત્ર કીર્તિ મેળવી છે પણ હવે શી વલે થશે, વળી વિષમ તો એ વાત છે કે રણમાં અનન્ય અને સર્વ ધનુર્વેદનો સાર જાણનાર એવો વિમલ પણ છે નહિ. મારા અવિચારીપણાને ધિક્કાર છે. જેનો વિનાશ પાસે હોય તેની મતિ ફરી જાય છે. કેમકે મેંજ તેને અપમાન આપી દૂર કાઢયો. હવે મંત્રીને મોકલી એને મનાવું, કેમ કે—જેના વિના ચાલતું નથી તેને તે અપરાધી હોય તો પણ જે તે પ્રકારે મનાવી લેવો. પછી મંત્રીને ચંદ્રાવતી મોકલ્યો તેણે ત્યાં જઇ વિમલને કહ્યું કે હે પોરવાળ કુળના હીરા ! વિજયના આધાર ! વરવીર શ્રી વિમલ ! સાંભળો મારે આપને ઉપદેશ આપવો પડે તે લંકામાં લહરી કલ્પના કે વસંત ઋતુમાં મોહું બાંધી રાખવું કે સરસ્વતી લેખન કલાબોધ એના જેવું છે. તો પણ કહેવાની રજા લઉંછું કે તમે તે સમયે નાશી ગયા તેમાં વીર પુરૂષને છાજે તેવું કામ કર્યું નથી. માતાપિતા સમાન પૃથ્વીપતિ થોડા માટે કદાપિ બહુને વણસાડે તેવા નથી. તે ક્વચિત્ કોપ કરે તો તેવો પ્રસાદ પણ કરેજ. તેમાં પણ મહારાજ ભીમદેવતો આપની ઉપર અતિ પ્રસન્ન રહેતાં છતાં આ

સમયે જે કાંઇક કોપ કરી ગયા તે કોઇ નિંદકનાં કહેવા ઉપરથી થયું. કેમકે જલનો જે જાતિ સ્વભાવ શીતલતા છે તે માત્ર અગ્નિના સંગથીજ તે તજે છે. એમ મહારાજને કોપ થયો તો તે કાંઇ તમારા જેવા અસમ સાહસ યુક્ત, રણરસિક, ને પ્રતિપદે ઉપકાર કરનાર એવાને મારત તો નહિજ કદાપિ કાંઇક દંડ લેત અને તે પણ લેત તો શું થઇ જાત ! માટે બીજા બધા વિચાર બાજુએ મુકી પાછા ચાલો, તમને પાંચસે ઘોડા તો આપેલા છે પાછા પણ તેના તેજ અને બત્રીશ ગામનું આધિપત્ય આપવાની શ્રી ભીમદેવ ઇચ્છા રાખે છે. મને આપને તેડવા મોકલ્યો છે. આપને પણ એમ કરવું લાભવાળું છે. કેમકે સ્વામીને નારાજ કર્યો તો તેનેજ આરાધવામાં શ્રેય છે. જનનીને દુભાવનારનું જનનીજ જીવિત નીવડે છે. આટલું સાંભળી વિમલે વિચાર કર્યો કે હું કદાપિ જાઉં તો પણ પૂર્વની પેઠે મારા ઉપર રાજાને અંતરનો સ્નેહ આવે નહિ. એકવાર જે સ્ફટિક વલય ભાગ્યો તેને સાંધવાને કોણ સમર્થ છે ? એમ જ્યાં પ્રીતિનો અભાવ રહે ત્યાં રાજાને પાછો વિકાર પામતાં કશી વાર લાગે નહિ. રાજાનું ચિત્ત જ્યાં વિકાર પામ્યું ત્યાં કંઇક આડું અવળું કર્યા વગર રહેજ કેમ ? કદાપિ ન જાઉં તો અત્ર પણ પ્રાચીન પુણ્ય પ્રભાવથી પ્રભુત્વાદિ તો આવી મળશેજ કેમ કે–સત્પુરુષો પોતાનું સ્થાન તજવાથીજ અભ્યુદયને પામે છે. નાગરવેલનાં પત્ર અને ફલ, રાજહંસ, તુરંગમ, સિંહ, ગજ, ને સત્પુરુષ એટલાં

મંડલને બોલાવી વિચાર કરવા બેઠો. હવે કેમ કરીશું ? વિમલનો આવ્યો નહિ. તેથી ધારાધિપ સાથે યુદ્ધ કરવું પાલવશે નહિ. બલવાન્ છતાં સુભટરૂપ બાહુછિન થયેથી ક્યાં સુધી યુદ્ધ કરી શકાય ? પણ જે બલથી ન જીતી શકાય તે વખતે કળાથી જીતી શકાય કેમકે—

गुणानर्चन्ति जन्तूनां न जातिं केवलां क्वचित् ।
स्फाटिकं भाजनं भग्नं काकिन्यापि न गृह्यते ॥ २९३॥

લોકો પ્રાણીઓના ગુણોને પૂજે છે કેવળ જાતિને પૂજતા નથી. સ્ફટિકનું ભાંગી ગયેલું વાસણ કોડીની કિંમતથી પણ કોઇ લેતું નથી. તેમજ જાતિ તો સારી હોય તો પણ ગુણ ન હોય એટલે પૂજાય ક્યાંથી ?

માટે કંઇક યુક્તિ શોધી કાહાડો કે જેથી સાપ મરે અને લાકડી ભાગે નહિ, દંડ આપવો ન પડે ને ભોજ પણ ન આવે. આ સમયે ડામર નામનો દૂત બોલી ઉઠયો કે જો આપની આજ્ઞા હોય તો ગુજરાત તરફ નિકળેલા ભોજને હું પાછો વાળું. એટલુંજ નહિ પણ એની પાસેથી દંડ પણ કઢાવું. રાજાએ હર્ષ પામી કહ્યું કે ત્યારે કોની રાહ જોવી છે ? જે ગાયો વાળે તે અર્જુન માટે તું કરતો હો તો તૈયાર થા.

બીજે દિવસ સવારમાં ભીમરાજે ડામરને બોલાવી કહ્યું કે તું મદદ માટે જે જોઇએ તે સાથે લઇ જા. એક વખત હારી ગયેલો ભોજરાજ ફરી હું છું ત્યાં સુધી ગુજરાતની દિશાનાં શુકન ન જુએ તેમ કર કેમ કે—

भङ्गाकीर्तिमषीमलीमसतया प्रत्यर्थिसेनाभट ।
श्रेणीतिन्दुककाननेषु विलसत्यस्य प्रतापानलः ॥
अस्मादुत्पातिता स्फुरन्ति जगदुत्सङ्गे स्फुलिंगा स्फुटं ।
भालोद्भूतभवाक्षि भानुहुतभुग्जम्भारिदम्भोलयः २९४

પરાજિત થવાની અપકીર્તિ રૂપી આંજણથી શ્યામ થયેલી શત્રુઓની સેનાના યોદ્ધાઓની પંક્તિરૂપી ટિંબરૂનાં વનોમાં આ રાજાનો પ્રતાપ રૂપી અગ્નિ અત્યંત પ્રજ્વલિત થતાં તેમાંથી તણખાઓ ઉડેલા છે તેઓ જગતની અંદર સદાશિવના લલાટના અગ્નિ રૂપે, સૂર્ય રૂપે, જગતના અગ્નિ રૂપે અને ઇંદ્રના વજ્ર રૂપે સ્ફુરે છે.

तादृग्दीर्घविरिञ्चिवासरविधौ जानामि यत्कर्तृतां ।
शङ्केयत्प्राति बिम्बमम्बुधिपयः पूरोदरे वाडवः ॥
व्योमव्यापि विप क्षराजकयश स्तारा परा भावुकः ।
कासामस्य न क प्रतापतपनः पारं गिरां गाहते ॥२९५॥

કદિપણ અસ્ત નહિ પામવાને લીધે બ્રહ્માના દિવસને અત્યંત લાંબો બનાવી દેનારો અને આકાશમાં વ્યાપ્ત થયેલી વિરોધી રાજાઓની કીર્તિ રૂપે તારાઓનો પરાજય કરનારો આ રાજાનો પ્રતાપ રૂપી સૂર્ય કે જેનું પ્રતિબિમ્બ સમુદ્રના જળમાં વડવાગ્નિ રૂપે દેખાય છે તેનું વર્ણન કરવાને કયા કવિઓની ગિરાઓ સમર્થ છે.

માટે જેમ બને તેમ સંધી કરીને શીઘ્ર આવવું. આટલેથી ડામર ચાલ્યો. થોડેક ગયા પછી કંઇ પણ ભલામણ આપવા સારૂ પાછો બોલાવ્યો પાછો આવી વળ્યો. વળી પાછો બોલાવ્યો આમ ઉપરા ઉપર સાત આઠ વખત પાછો બોલાવ્યો. ત્યારે મનમાં ખેદ પામી ડામરે વિચાર કર્યો કે અહો ! આ રાજાની શી સમજ છે ? શિખવેલું તે કેટલુંક ચાલે ? એમ કાંઇ કાર્ય સિદ્ધિ થતી નથી. છતાં મને શામાટે પોપટની પેઠે ભણાવે છે ? ભણાવેલું જાણે તેનાથી કાંઇ કાર્ય સધાવાતું નહિ કેમકે—

विविनक्ति न बुद्धिदुर्विधः स्वयमेव स्वहितं पृथग्जनः ।
यदुदीरितमप्यदः परैर्न विजानाति तदद्भुतं महत् २९६

કદિ બુદ્ધિ વિનાનો પામર પુરૂષ પોતાની મેળેજ પોતાનું હિત વિવેકથી જાણી શકે નહિ. પણ બીજાઓએ કહેલું પોતાનું હિત નથી જાણી શકતો તે મોટું આશ્ચર્ય છે.

ત્યાં ગયા પછી કેવોએ પ્રસંગ હશે. તે કોણ જાણે છે ! જેવો વખત હશે તેવું બોલાશે કેમકે—પ્રસંગ જોઇને કહેલું વાકય, પ્રસંગે વાપરેલું શસ્ત્ર ને પ્રસંગે કરેલી અલ્પ પણ દૃષ્ટિ એ બધાં કોટિ ફલપ્રદ થઇ શકે. આવો વિચાર કરે છે એટલામાં વળી પાછો બોલાવ્યો. ત્યારે ખેદ પામી ગુસ્સાથી બોલ્યો કે જે કહેવાનું હોય તે એકી વખતે કહી નાંખો. એમ કહી ઘોડે ચઢી ચાલતો થયો. આથી રાજાને બહુ ક્રોધ ચઢયો અને અત્રેથી મોકલેલા ડામર નામના દૂતને તમો ત્યાં હણી નાંખજો. આમ ભોજને સંદેશો મોકલ્યો.

બીજે દિવસે સવારમાં ડામર દૂત ભોજ રાજાને જઇ નમ્યો. પછી ભીમનો સંદેશો આવતાં ડામરને મારવાનું લખ્યું હતું તેથી તે વિચાર કરવા લાગ્યો કે આ દૂતને ભીમદેવ શામાટે મરાવે છે? મહાપરાધ કર્યો હોય તો પણ બ્રાહ્મણને મારી શકાય નહિ. શત્રુએ કહાવેલું શાસન કે તેણે બતાવેલો ઉપાય તપાસ કર્યા વિના કરવો નહિ. માટે એ નીચ માણસે જે કહાવ્યું છે તે હું કરવાનો નથી એમ કહીને પેલા દૂતને પાછો મોકલ્યો. ચોથે દિવસે શુભ શુકન સમન ડામરે મધ્યાન્હ સમયે સ્નાન કરી નીગાળવા માટે કાનની પાછળ ભ્રમર જેવા શ્યામ અને સુંવાળા કેશ કરી બીરાજમાન થયેલા શ્રી ભોજને પ્રણામ કર્યા. પછી શ્રી ભોજે તેને કુશળ સ્વાગત પુછી કહ્યું કે ડામર કહો! ભીમના પીતા શું કરે છે? ડામર બોલ્યો કે મહારાજ માથા પલાળેલાં બાહુકો માટે અસ્ત્રા ધરે છે તે ઉપરથી ભોજ ખરા ખેદ પામી તેને કાણો, કાળો અને કુરૂપ, જોઇ જરાક હસ્યો ને બોલ્યો કે—તારા રાજાની પાસે સંધિવિગ્રહાધિકાર ઉપર તારા જેવા કેટલાક દૂત છે? હે માલવપતિ! બહુએ છે. પણ તેમાં ત્રણ પ્રકાર છે. અધમ, મધ્યમ અને ઉત્તમ જે જેવો હોય તેના પ્રતિ તેવા મોકલાય છે. આવો અંતઃસ્મિત પૂર્વક ઉત્તર ડામરે આપ્યો. તે જોઇ ધારાધિપ રંજિત થઇ ગયો. આવા ઉત્તરથી રંજિત થઇ ભોજે ડામરને એક લક્ષ અપાવ્યા. અને ડામરના ગુણની પ્રસંશા કરવા લાગ્યો કે—

कमाढयत्वगुरुत्वाभ्यां चरमोऽपि गुणै गुरुः ।
केतकीकुसमे पश्य लघुपत्रेऽति गौरवम् ॥ २९७ ॥

બહુ સ્થૂલે કરીને શું? અને ઘણા મોટા પણાયે પણ શું! જેનામાં ગુણ હોય તે ગુણોવડે મોટો ગણાય જેમ કેવડાના પાતરામાં મોટાં પાતરાં કરતાં નાનાં પાતરાં ઘણાં સારાં કહેવાય.

शरीरस्य गुणानां च दूरमत्यन्तमन्तरम् ।
शरीरं क्षण विध्वंसि कल्पान्त स्थायिनो गुणाः॥२९८॥

શરીરને અને ગુણોને ઘણુંજ અંતર છે. અર્થાત્ ઘણોજ ફરક છે. શરીર ક્ષણમાં વિનાશ પામે છે અને ગુણો તો કલ્પ પર્યંત રહે છે.

निष्कलङ्क कलयापि जनो यः संयुतः सखलु पूज्यतेजनैः ।
भद्र पस्य जडजोऽपि धार्यते शंकरेण शिरसा निशाकरः २९९

નિર્મલ વિદ્યા વડે યુક્ત પુરૂષ માણસો વડે પૂજાય છે. હે

ભદ્ર ! જો કે જડથી ઉત્પન્ન થયેલો ચંદ્રમા મહાદેવજીએ મસ્તકમાં ધારણ કર્યો છે.

પછી ભોજે વિચાર કર્યો કે આતો મારા પાસે પોતાના રાજાનાં વખાણ કરે છે. આમ વિચારી પુછ્યું કે–હે ડામર ! તારે ભીમ સાથે ખરા મનથી મેળ છે કે નથી ? ડામરે ઉત્તર આપ્યો કે રાજેન્દ્ર ! મન મળવાનું શું કહેવું ? પૂર્વ પુણ્યના પ્રતાપથી સદા પ્રસન્ન મૂર્તિ શ્રી ભીમદેવ પ્રતિદિવસ અન્નવસ્ત્રાદિ પ્રસાદ નિરંતર કર્યાજ જાય છે. આ સાંભળી ભોજ રાજાયે કહ્યું કે જો એમજ હોય તો તને મારી નખાવવા માટે લેખ શા માટે મોકલે. આ સાંભળી ડામરે વિચાર્યું કે ખરેખાત મારા ઉદ્ધત ઉત્તરથી કોપ કરીને રાજાએ મને શિક્ષા કરવા માટે એમ લખ્યું હશે. કેમકે રાજાને તો ઉત્તર સરખો પણ આપી ન શકાય તો વળી એવું ઉદ્ધત વચન કહ્યું ત્યાં તો બાકીજ શું ? કહ્યું છે કે—

तिष्ठतां तपसि पुण्यमासृजन्संपदोऽनु गुणयन्सुखैषिणाम् ।
योगिनां परिणमन्विमुक्तयेकेन नास्तु विनयः सतां प्रियः २००

તપોનિષ્ઠ પુરૂષોનું તપશ્ચર્યાને વિષે, પુણ્ય સંપાદન કરતાં છતાં, સુખને ઇચ્છનારા પુરૂષો મધ્યે સંપત્તિને અનુકૂલ રહેતાં છતાં, અને યોગીઓ મધ્યે મુક્તિને સંપાદન કરવા છતાં સત્પુરૂષોને પ્રિય એવો વિનય કોને નહિ થાઓ ! અર્થાત્ વિનયની દરેકને જરૂર છે.

તેજ વિનય હુંમાં નહિ તેથીજ રાજાનો મારા ઉપર કોપ થયો. પણ મારે મારો જીવ બચાવવો જોઇએ. અને ભીમનું કાર્ય પણ સાધવું જોઇએ. એમ વિચારીને બોલ્યો કે—હે રાજેન્દ્ર ! ભીમ રાજા મને મરાવે છે તેમાં તેનો ઘણોજ સ્વાર્થ સમાયલો છે. ત્યારે ભોજ રાજાએ પુછ્યું કે શી રીતે સ્વાર્થ સમાયેલો છે. ? આથી ડામર બોલ્યો કે આપ મારા ઉપર પ્રેમ રાખો છો તો હું આપને કહુંછું. જ્યારે મારો જન્મ થયો ત્યારે મારા પિતાએ ખરાખર લગ્ન માંડી ગ્રહનિર્માણ કર્યું તેમાં એક કુયોગ આવ્યો. તે એવો કે જ્યાં મારા લોહીનું ટીપું પડે ત્યાં બાર વર્ષ સુધી દુર્ભિક્ષ થાય. સર્વ શાસ્ત્રોમાં અને જ્યોતિષ ગ્રંથોમાં સારી રીતે પ્રવીણ તથા ત્રિકાલજ્ઞ અને સકલ જ્યોતિષીમાં શ્રેષ્ટ મારા પિતાશ્રીનું વચન કદાપિ અન્યથા થયું કે થતું નથી. તેટલા માટે જ્યાં સ્વપ્ને પણ દુકાળ પડ્યો નથી એવા આપના દેશમાં કાળોકાળ પડે એટલા માટેજ રાજા મને મરાવી

નાંખે છે. મને મરાવવાથી તેને કશી ખોટ પડવાની નથી. કારણ કે તેના દેશમાં મારા જેવા અસંખ્ય છે. મને જે સન્માન મળે છે તેનું આજ કારણ છે. આવી વાત સાંભળી રાજા પ્રસન્ન થઇ બોલ્યો કે ફાયદાવાળું કે નુકસાનવાળું કંઇપણ કાર્ય કરતાં પહેલાં પંડિતે યત્ન પૂર્વક તેનું પરિણામ વિચારી જોવું, કેમ કે બહુ સાહસથી કરી નાંખેલા કામનું ફલ ઘણીવાર મરણ પર્યંત સાલનારૂં નીવડે છે. જો મેં તને સહસા માર્યોજ હોત તો મહા અનર્થ થયો હોત, પણ સારૂં કર્યું કે તેં મને યથાર્થ વાત સમજાવી ત્યારે ડામરે કહ્યું કે મહારાજ ! મારા કહ્યા પ્રમાણે કરો. નહિતર આપ હાલમાં જે વર આપવાના છો તે રહેવા દ્યો. હું અવસરે માગીશ. એમ કહી રજા લઇ વિદાય થયો.

ચાર દિવસ પછી ભોજ રાજાએ પોતાની ચતુરંગિણી સેના લઈ ગુજરાત તરફ પ્રયાણ કર્યું. આ વખતે નિજભુવનમાંથી નિકલતાંજ એક પંડિત બોલ્યો કે—

> यो नास्ताचलमस्तकं प्रति गतो दीनत्व मालम्बते ।
> यो नायाति निशासु संशयपदं नोदेति गिर्याश्रयात् ॥
> यो राहोरपि कर्कशेषु दशनेष्वासीन्न वा गोचरः ।
> सोऽयं भूप तव प्रतापतपनो वर्वर्ति सर्वोपरि ॥३०१॥

હે રાજા ! આ આપના પ્રતાપ રૂપી સૂર્ય અસ્તાચલના મસ્તક ઉપર જઇને દીનતા પામતો નથી. રાત્રિઓમાં પણ અસ્ત થતો નથી. ઉદયાચલના આશ્રયથી ઉગતો નથી અને રાહુની કઠોર દાઢની અંદર પણ કદિ આવતો નથી. માટે બારે સૂર્યો કરતાં પણ અધિક છે.

આ પંડિતને ભોજે લક્ષ ધન આપ્યું પછી હજારો વાજિત્રના નાદથી ભેગા થયેલા, કમર કસી તૈયાર થયેલા, ગજ તુરગાદિએ ચઢેલા, રાજાઓ અને મંત્રિઓ સમેત પુરનાં નરનારીના નયનથી પીવાતા અમૃત જેવા, ચમકી રહેલા હજારો સૂર્ય જેવા, કનકકંબ જેમના હાથમાં છે એવા આગળ ચાલતાં કાંબિક લોકે માણસોના સમૂહને દૂર કરતિ કરતિ, તથા સહસાર્જુનના હાથમાંથી છુટેલી નર્મદાના પૂર જેવા ૧૪૭૬ મહા ગજેન્દ્ર તથા એક કરોડ ઘોડા આદિ ચતુરંગ સૈન્યથી પરિવૃત એવો ભોજરાજા નગર બહાર નિકળી પાંચ છ યોજન ગયો અને વિવિધ પ્રકારના રંગથી જાણે સંધ્યાભ્રરેખાનું

અનુકરણ કરેલું છે. એવા તંબુ ઉભા કરવાની તેણે આજ્ઞા આપી. એ કટકમાં ઘણું કરી પ્રત્યેક સ્વાર સાથે ચેટી::બેચેટ અને વેસરી રહેતાં કેમ કે વેસરી તંબુ, વંધ્યા ચેટી, દાતાનરેશ્વર, કાંઇ કુડકપટ ન જાણે એવા બે ચેટ એટલાં પાંચવાનાં સૈન્યમાં સુખ આપનારાં છે. ભોજરાજા બહાર નીકળી ચાલવા માંડયો. ત્યાં ગુજરાતની ભૂમિમાં ત્રાસ વ્યાપી ગયો. તે સમયે ડામરે વિચાર્યું કે હવે ગુજરાત તરફ જતા રાજાને પહેલ વહેલો તો, ગમે તે બુદ્ધિ પ્રપંચથી પાછો વાળવો અને એમ ન ફાવે તો પછી જે વરદાન માગવાનું બાકી રાખ્યું છે, તે માગવું. આવો વિચાર કરે છે એટલામાં બીજેજ દિવસે શ્રી ભોજરાજ એજ મુકામે સંપૂર્ણ લશ્કર ભેગું થવાની રાહ જોતો બેઠો છે ને છત્રીશ રાજકુલના રાજાઓથી સભા ભરાઈ રહી છે. એટલામાં એક તમાસો કરનારો પટરો આણી તમામ બાલગોપાલ તમામ રાજાઓની વિડંબના કરવાનું ચાલુ કર્યું. ત્યાં કામલમંજરી સહચર એવા વેતસના નિયમ નંથો, સુઉક્તિથી મધુર એવી મિત્રોમાં ચાલતી પરસ્પર વાતો પણ બંધ પડી ગઇ. માત્ર તેમનાં મુખ સામું જોવાના રસમાંજ સર્વ નિમગ્ન થઇ ગયું. અથવા બહુ શું કહીએ ? આખી સભા જાણે પ્રતિબિંબમાં જણાતી હોય કે ચિત્રેલી હોય કે ટાંકણાંથી ઘડેલી હોય એવી થઇ રહી. તેવામાં કર્ણાટભૂપતિ તૈલપદેવનું રૂપ ભજવાવા માંડ્યું તે એવું કે છત્રીશ દંડાયુધના શ્રમથી વ્યગ્ર થઇ શ્રી મુંજભૂપતિ આગળ નાસતો, અને તમામ આયુધ તજી મોંમાં ઘાસનો પૂળો લઇને આવતો તેને બતાવ્યો હતો. તે જોઇ ભોજે હસતાં હસતાં કહ્યું કે હે ડામર ! તેં પૂર્વે દીઠેલો કર્ણાટપતિ આ હોય કે ન હોય ? ત્યારે ડામરે કહ્યું કે એમાં સંશય નથી. સર્વ પ્રકારે સંમ્પૂર્ણ છે. પણ માત્ર મુંજનું મસ્તક બાકી છે. એવું સાંભળીને ભોજે પોતાના કાકાનો વધ સંભારી સર્વ રાજાના મોં સામું જોવા માંડ્યું. ત્યારે તેમણે પણ એ વાત ખરી છે. એમ કહ્યું અને ઉમેર્યું કે એ વાત ખરી છે. એ પાપીએ એ પ્રમાણે મુંજરાજની વિડંબના કરી કે તેમને અંત્યજ પાસે મરાવ્યા અને અદ્યાપિ પણ તેમનું મસ્તક સભા સ્તંભે બંધાવી રાખ્યું છે. તેને રોજ દહી ચોપડાવી કાગડા પાસે કોચાવે છે. એટલે આ જે કર્યું છે તે તૈલપનું પુરેપુરૂં સારૂપ્ય નથી. પછી પેલા વેષધારીઓને ઉચિતદાન માનાદિથી સન્માન કરી પોતાના કાકાનો વધ સાંભરી આવ્યાને લીધે બહુ કોપ ચઢવાથી ભોજરાજે કર્ણાટ દેશ પ્રતિ જવા

માટે ભેરી વજડાવી. તે સમયે ગૃહોમાં કોશને મૂકી, હાથી ઘોડાઓને રસ્તામાં મુકી, બાંધવોને અર્ધે માર્ગે મુકી, કિલ્લાઓમાં પોતાના જનાને મુકી, એની અસમ સમર સમારંભ ગંભીર ભેરીનો નાદ કાનમાં પેશી જે જ્વર પેદા કરે છે તેથી તરલ થઇ ગયેલા અને દિશાએ દિશા તજીને જતા, તથા એનાજ ઉદ્યોગમાં ફરતા ભૂપતિઓ પર્વતમાંથી નાઠા. ને પછી કર્ણાટ દેશમાં પણ આવો ઉત્પાત થયો. કર્ણાટ દેશ પ્રતિ કટક ચાલ્યું. તે સમયે ચતુરંગ સેનાએ ઉરાડેલી ધુળના સમૂહથી મોં, આંખો અને વસ્ત્ર વેણી આદિ ભરાઇ જતે જતે ચાલતાં અર્ધે માર્ગે આવી એક તળાવને તીરે રાજાએ સેનાને મુકામ કરાવ્યો. અને સેનાધિપતિ પાસે સર્વને કહેવરાવ્યુ કે અત્ર સ્થાને રાજા નવ દિવસ પડાવ કરનાર છે માટે કોઇએ પણ પ્રાતઃ કાલે આગળ નિકળી જવું નહિ. પછી બે ત્રણ દિવસ રહી સર્વ સેનાને પોતાના રહેવાનો વિશ્વાસ પાડી પોતાને ધૂળ ન લાગે તે માટે સર્વની આગળ જવાની ઇચ્છાથી સંધ્યાકાલે પટરાજ સાથે અંતઃપુરમાં સારિકા પાસથી રમવા લાગ્યો. ત્યાં તેની દીકરી ગ્રહણ માટે તેનું ગૃહ આણે છે. તેવામાં ભોજે અનિષ્ટ ધૂત ખેલ્યું. તે જોઇ પેલી છોકરીએ વિચાર કર્યો કે આ સ્થાને પણ રાજાએ નિરપેક્ષતાથી અનિષ્ટ ધૂત કર્યું તેથી એમ લાગે છે કે જરૂર પ્રાતઃકાલે તે આગળ ચાલશે. તેણે બીજાને કહ્યું. બીજે ત્રીજાને એમ એક પછી એક એમ એ વાત આખા સૈન્યમાં વિસ્તરી ગઇ. એટલે જેવો રાજા ચાલે છે તેવું રાતના પાછલા પહોરે બધું સૈન્ય ચાલી ચૂકેલું જોયું; ને સવાર થતામાં તો તમામને ચાલતાં જોયાં ત્યારે ભોજે પૂછ્યું કે આ શું ? મે મારા ચાલવાની વાત કોઇને કહી નથી. છતાં આ બધાએ શી રીતે જાણ્યું. એવા વિચારથી આશ્ચર્ય પામી આગલે મુકામે પ્રત્યેક સ્વાર પાળા વિગેરેને પૂછવા લાગ્યો. જે ક્ષત્રિયને તેની પુત્રીએ કહ્યું હતું તેને બોલાવી પૂછ્યું, તો તેણે કહ્યું કે મને મારી પુત્રીએ કહ્યું તેને બોલાવી પુછ્યું તો તેણીએ કહ્યું કે મહારાજ ! અંતઃપુર ભૂમિ ઉપર આપે અનિષ્ટ ધૂત કર્યું તે ઉપરથી મેં ધાર્યું. આવું સાંભળી તેની અદ્ભુત બુદ્ધિથી ખુશી થઇ ભોજરાજાએ તે બાળકીને સવા લક્ષ ધન અપાવ્યું. એમ કરતાં સઘળું કટક કર્ણાટ દેશમાં પહોચ્યું ! એટલે તૈલપદેવ પણ સૈન્ય લઇ સામો આવ્યો. પછી પદાતિ પદાતિ સામે, રથ રથ સામે, સ્વાર સ્વારની સામે ગજારૂઢ ગજારૂઢથી એમ તુલ્યે તુલ્યનું બરાબર યુદ્ધ જામ્યું. પરનિંદા

સાંભળવાના રસ ધરનારા કાન, ખલોદય અને સાધુ વિપત્તિ તેનાં સાક્ષીભૂત નયન, કે અયોગ્ય સ્થાને પણ નમતું મસ્તક એ સર્વેથી અમે છુટાં થયાં તે સારૂં થયું એમ ખુશી પામતાં હોય તેમ ધડ નાચવા લાગ્યાં. એમ રૌદ્ર સંગ્રામ ચાલતાં તૈલપ દેવનું સૈન્ય ભાગ્યું તે નાસીને નગરમાં પેઠું જેનો સંઘાત વિખેરાઈ ગયો છે. એવો શત્રુ, જેનું યુથ નસાડી મુકાયું હોય તેવા વનગજની પેઠે સહજમાં પકડાય એમ જાણી શ્રી ભોજે દુર્ગને ઘેરો ઘાલ્યો. તેજ સમયે " તમારે જલદીથી પાછા આવવું, કેમકે અમે માલવ દેશ પ્રતિ પ્રયાણ કર્યું છે. " એવી મતલબનો એક કાગળ ભીમ તરફથી આવ્યો હોય એમ બનાવી ડામરે ભોજને વંચાવ્યો ભોજે વાંચતાંજ પુછયું કે હે ડામર ! આ શું ? ડામરે જવાબ આપ્યો કે મહારાજ ! ભીમદેવ પોતાના કટક સમેત માળવા ઉપર ચઢાઇ કરે છે. તેથી મને પાછો બોલાવવા આ કાગળ મોકલ્યો છે. મહારાજ ! વૈરી હોય તે ઘણું કરીને આ પ્રકારેજ વેર વાળે છે. ભોજરાજાએ કહ્યું કે ડામર ? તું બુદ્ધિનો સાગર છે. તું કહે તેમ કરીએ, ડામરે કહ્યું કે મહારાજ ! આને જીત્યા વિના જો આપ પાછા વળશો તો લોક કહેશે કે આવો મોટા છતાં ભોજરાજા તૈલપ દેવના ભયથી ડરીને નાશી ગયો. લોકને મોઢે તાળું દઇ શકાતું નથી. પણ હવે આને જીવતા રહેશો ને પછી તે તરફ આવશો. તો તેટલામાં એ આવી માળવો ખરાબ કરી નાંખશે. એટલે જ્યારે ચામુંડા કાલાપાનિય કરશે ત્યારે વિનાયકનું પેટ ફુટશે. માટે હે રાજન્ અવસર વિચારી ઉપાય કરવો અને કાંઇક દંડ રૂપે શાંતિ થાય એવું કપટરૂપે મોકલ્યું હોય તો પ્રસન્ન થઇ પાછો હઠશે કારણ કે દાનથી દુરિત માત્ર પાછાં હઠે છે.

दानेन भूतानि वशीभवन्ति दानेन वैराण्यपि यान्ति नाशम् ।
परोऽपि बन्धुत्वमुपैति दानैर्दानं हि सर्वव्यसनानि हन्ति ॥१०२॥

દાનવડે પ્રાણીઓ વશ થાય છે. દાનવડે વૈર વિનાશ પામે છે. અને દાનવડે શત્રુ બાંધવ થાય છે. તેથી દાન સર્વ દુઃખને હરનારૂં છે.

यो न ददाति न भुङ्क्ते सति विभवे नैव तस्य तद्द्रव्यम् ।
तृणमयकृत्रिम पुरुषो रक्षति सस्यं परस्यार्थे ॥ १०३ ॥

વૈભવ છતાં જે ધનને આપતો નથી અને ઉપભોગ કરતો નથી તે ધન તેનું નથી પણ ઘાસનો બનાવેલો કૃત્રિમ પુરૂષ ( ચા-

ડીઓ ) જેમ બીજાને માટે ધાન્યની રક્ષા કરે છે તેમ તે ધનની રક્ષા અન્યને માટે કરે છે.

दातव्यं भोक्तव्यं सति विभवे सग्रहो न कर्त्तव्यः ।
पश्यामि मधुकरीणां संचितमर्थं हरन्त्यन्ये ॥ ३०४ ॥

જો વૈભવ હોય તો દાન અને ઉપભોગ કરવોજ કરવો પણ સંગ્રહ કરવો નહિ કેમકે ભમરીઓનાં સંચય કરેલાં મધને બીજા લઇ જાય છે તે હું નજરે દેખું છું.

એટલું સાંભળી રાજાએ ત્રણ લાખ ટકા અને ૨૦૦ અશ્વ ડામર સાથે મોકલાવ્યા. ડામર કેટલેક દિવસે તે દંડ લઇ પોતાના નગરમાં આવ્યો ભીને તેને મહોત્સવ પૂર્વક પુરમાં આણ્યો. ત્યાં તે ભીમદેવ પાસે ત્રણ લક્ષ ટકા મુકી તથા ૨૦૦ અશ્વોને હારબંધ ઉભા રાખી નમસ્કાર કરી ઉભો રહ્યો. ભીમરાજે વિસ્મય પામી સર્વ હકીકત પુછી તે ઉપરથી તેણે બધી હકીકત વિસ્તારથી કહી બતાવી. ને વિશેષમાં કહ્યું કે મહારાજ ! ભોજને એવો પ્રસન્ન કરી દિધો કે સઘળું સૈન્ય પાછું વાળ્યું. આપ આથી પણ વિશેષ જે આજ્ઞા કરો તે કરવાને હું હામ કરૂં છું. કેમકે મને એ રાજાએ આગળ જે વર આપ્યો છે તેતો હજુ મેં તેમના કોશમાંજ રખાવેલો છે. તેથી અદ્યાપિ પણ આપ આજ્ઞા કરતા હોતો એ ભોજને પણ આપના પાદપીઠ પાસે નમાવું આથી ભીમદેવને ઘણો હર્ષ થયો અને વિચાર કર્યો કે ડામર મારી પાસે જતી વેળાએ અયોગ્ય વર્તણુંક ચલાવી બેઅદબીથી ચાલ્યો ગયો હતો. પણ દુઝણી ગાયની પાટુ પણ મીઠી મધ સરખી જણાય. કેમકે ડામરે જે ઉપકાર કર્યો તે કોઇથી કોટિ પ્રયત્ને પણ થઇ શકે તેમ નથી.

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।
तन्निमित्तो वरं त्यागो विनाशे नियते सति ॥ ३०५ ॥

ડાહ્યા માણસે પરને અર્થે ધન અને જીવિતનો ત્યાગ કરવો. કારણ કે વિનાશ તો અવશ્ય થવાનો છે તો તે નિમિત્તે ત્યાગ કરવો તે સારો છે.

परोपकृतिकैवल्ये तोलयित्वा जनार्दनः ।
गुर्वीमुपकृतिं गत्वा ह्यवतारान्दशाग्रहीत् ॥ ३०६ ॥

વિષ્ણુએ પરોપકાર અને મોક્ષને તોલી જોયા તેમાં ઉપકારને ભારે થયેલો માની દશ અવતાર ગ્રહણ કર્યા.

आत्मार्थे जीवलोकेऽस्मिन्को न जीवति मानवः ।
परं परोपकारार्थं यो जीवति स जीवति ॥ ३०७ ॥

આ લોકમાં પોતાને અર્થે કયો માણસ જીવતો નથી. પણ જે પરોપકારને અર્થે જીવે છે તેજ ખરેખરો જીવે છે.

कृच्छ्रानुवृत्तयोऽपि हि परोपकारं त्यजन्ति न महान्तः ।
तृणमात्रजीवना अपि करिणो दानद्रवार्द्रकराः ॥ ३०८ ॥

મોટા પુરૂષોને આજીવિકામાં સીદાતા હોય તો પણ પરોપકારને છોડતા નથી. હાથીઓ માત્ર તૃણ વડે જીવીને પણ પોતાના કર ( હાથ પક્ષે સુંઢ ) તે દાન ( દાન આપવા પક્ષે મદ ) થી ભીંજેલા રાખે તે. ( અર્થાત્ હાથીઓ તૃણનું ભક્ષણ કરીને પણ ભ્રમરા પ્રમુખને દાન – મદરસ આપવાનો ઉપકાર કરે છે. )

પછી ડામર પોતે લાવેલો સઘળો સામાન આપી પોતાને ઘેર જવા નિકળ્યો. થોડીવારે ભીમદેવે તેને બોલાવી કેટલો એક પોષાક અને એક લક્ષ દ્રવ્ય આપી તેને ઘેર વિદાય કર્યો.

ભોજરાજા પણ છ માક એય લાખ ઘોડા અને એક કોટિ ટકા અને મુંજનું મસ્તક એટલો દંડ લઇ તૈલપદેવને બરાબર વશ કરી. દર વરષે દંડ આપનારો ઠરાવી પાછો વળ્યો. આવતાં આવતાં ધારા નગરને પાંચ છ યોજન રહ્યા તેવામાં તો તે વાત નગરમાં પહોંચી અને ગામમાં બાળકો પોતાના પ્રભાવથી બોલી ઉઠયાં કે —

प्रत्यर्थि वामनयनानयनाम्बुपूरैः सद्यः स्खलद्बहलकज्जलजालनीलैः । युष्मत्प्रताप तपन स्तपनान्महीयान्न रभ्यते । यदमुना यमुनासहस्रम् ॥ ३०९ ॥

હે રાજા ! તમારો પ્રતાપરૂપી સૂર્ય, સૂર્યનારાયણથી પણ અત્યંત મોટો છે કેમ કે સૂર્યનારાયણે તો એકજ યમુના ઉત્પન્ન કરી અને આપના પ્રતાપરૂપી સૂર્યે તો ઘણો અંજનોના સમુહના મિશ્રણથી શ્યામતા ધરાવનારાં તમારા શત્રુઓની સ્ત્રીઓના આંસુઓના પૂરોથી તુરતજ હજારો યમુનાઓ ઉત્પન્ન કરેલી છે.

પછી પુરજનો પોતાના ઘરો ધોળવા લાગ્યાં. જાતજાતના રંગરોગાનથી આખું શહેર ભોજરાજના લશ્કર તથા લડાઇના દેખાવનું ચિતરી શોભાવી મુક્યું. ઘેરઘેર તોરણો, ધજાઓ અને દિવાઓની હારો કરી દીધી. ભોજરાજા અસંખ્ય ગજ, તુરંગમ ઉપર

રત્નજડિત્ર સાજ નાંખી મયંક સમાન પ્રકાશ કરતા નગરમાં પેઠા. આ વખતે અનેક કવિ પંડિતોએ ભોજરાજાને આશિર્વાદ આપી લક્ષ લક્ષ દાનો મેળવ્યાં.

## પારાધનીપત્નિ.

ભોજરાજા ધારામાં આવ્યા પછી એક દિવસે મૃગયા કરવા ગયો. રસ્તે ચાલતા કોઇ સ્ત્રી સામે મળી તેનું સ્વરૂપ જોઇ તે વિસ્મય પામ્યો અને વિચાર કર્યો કે અરે આ શું ? ઇન્દ્રના ઘરની રંભા, ઉર્વેશી કે કોઇ બીજી અપ્સરા મારા પ્રતાપને સાંભળી અહિં આવી છે. આમ થોડીવાર વિચાર કરી બોલ્યો કે–

कात्वं पुत्रि नरेन्द्र लुब्धकवधूर्हस्ते किमेतत्पलं ।
क्षामं किं सहजं ब्रवीमि नृपते यद्यस्ति ते कौतुकम् ॥
गायन्ति त्वदरिप्रिया श्रुतटिनीतीरेषु सिद्धाङ्गना ।
गीतान्धा न तृणं चरन्ति हरिणा स्तेनामिषं दुर्बलम् ॥३१०॥

'હે પુત્રી ! તું કોણ છે ?' 'હું પારાધિની પત્ની છું' 'તારા હાથમાં આ શું છે ?' 'માંસ છે.' 'આ માંસ નબળું કેમ છે ?' 'હે રાજા ! આપને સાંભળવા જો વિચાર હોય તો હું સહેજ વાત કરૂં છું. તમારા શત્રુઓની સ્ત્રીઓની અશ્રુઓની નદિઓના કિનારાઓ ઉપર તમારા યશનું ગાન કરતી સિદ્ધ લોકોની સ્ત્રીઓનાં ગાયનોમાં અત્યંત આસક્ત થઇ જવાને લીધે મૃગો ખડ ચરતા નથી. તેથી માંસ નબળું છે.

આ સાંભળી ભોજરાજા અતિ પ્રસન્ન થયો કે ધન્ય છે. પુત્રી ! તારી બુદ્ધિને આમ કહી તેને દર અક્ષરે લક્ષ લક્ષ ધન આપી વિદાય થયો. જતાં જતાં જૈન મંદિરમાંથી કોઇ એક દિગંબરને બોલતો સાંભળ્યો, તેથી બીજે દિવસે સવારે તેને બોલાવી રાત્રિયે સાંભળેલા સંકેતાનુસાર ગુપ્ત રીતે તમારામાં શી શકિત છે એવું તે દિગંબરને પૂછ્યું તેણે ઉત્તર આપ્યો કે– હે ભોજ ! દીપોત્સવ આવશે અને હાથીઓને મદ ઝરવા માંડશે, ત્યારે ગૌડ સમેત દક્ષિણાપથ એક છત્ર નીચે લાવીશ આવું સાંભળી ભોજે પ્રસન્ન થઇ પોતાના રાજ્યમાં સેનાધિપતિની જગ્યાએ મોટા માન સાથે સ્થાપ્યો.

થોડીવાર પછી દ્વારપાળે આવી ખબર આપ્યા કે દ્વારપર કોઇ ચાર સ્ત્રીઓ આપને મળવા માટે આવવા રજા માગે છે. આવું સાં-

બળી ભોજરાજાએ તેઓને આવવાની રજા આપી કચેરીમાં આવતાં તેઓએ ઘણાજ વિનયથી અને નમ્રતાથી ભોજરાજાને પ્રણામ કર્યા. આ ચારે સુંદરીઓ હજુ કુમારી હતી. તેઓને એવું તો વિદ્યાજ્ઞાન હતું કે તે ચારેએ પ્રતિજ્ઞા કરી હતી કે જે કોઇ અમારી વિદ્યામાં અમને પરાસ્ત કરે તે પુરૂષની સાથે અમારે પાણિગ્રહણ કરવું છે. આ ચારે બેહેનો રૂપ, ગુણ, યશ, કીર્તિ અને વયમાં એકસરખીજ હતી. તેની વિદ્યા પણ કાશી ક્ષેત્રમાં રહેનાર એકજ ગુરૂની હતી. તેના સ્વરૂપ અને વય તરફ જોતાં એ ચારેમાં કોઇ પણ પ્રકારનો ભિન્નભાવ જણાતો નહિ હતો. ઉપરની પ્રતિજ્ઞાથી તેઓ દેશ દેશના વિદ્વાનો સાથે વાદવિવાદ કરી પોતાની મહદ્ વિદ્યાનું મંડન કરી અને તેઓની ખળ વિદ્યાનું ખંડન કરી પ્રતિષ્ઠા મેળવી દેશાન્તરમાં પર્યટન કરી પ્રસિદ્ધ રાજાઓની સભામાં રહેલા પંડિતોનો મદ ઉતારતી ધન દોલતનાં ગાડાંઓ ભરી અહિં આવી હતી. ભોજરાજાએ આ ચારે સુંદરીઓને મોટા માન સાથે બેસવાની જગ્યા આપી અને અહિં આવવાનું કારણ પુછતાં તે ચારમાંથી એક અગ્રણી હતી તે ઉભી થઇ અને બોલી કે—મહારાજ ? અમો ચારે કુમારિકા છીએ. અમારી વિદ્યા સમાન છે. અમારો પરસ્પર પ્રેમ ઘણાજ ઉત્તમ પ્રકારનો છે તે એવો કે અમો ચારે જણીઓ એકજ પતિથી પ્રેમ બાંધી અમારા દિવસો વિદ્યા વિલાસમાં તથા પતિની સાથે સુખ વિલાસમાં ગુજારવા એવી અમારી પરસ્પર પ્રતિજ્ઞા છે. અમો ચારે એક જ્ઞાતિની નથી પણ ચારે ભિન્ન ભિન્ન જ્ઞાતિની છીએ અમોએ દેશોદેશના પંડિતોને જીતવાની મહદ્ પ્રતિજ્ઞા લીધી છે. તેમાં કેટલાંક રાજસ્થાનોના પંડિતોને પરાસ્ત કરી અમારા વિજયનો તેઓના તરફથી તામ્રલેખ લખાવી, તથા દંડમાં કેટલુંએક ધન કે જે ધનનાં ગાડાંઓ અમારી સાથે છે તે સઘળું લઇ અમો અત્રે આવેલ છીએ. વાદવિવાદમાં અમારી શરત એવી છે કે જે કોઇ અમારી વિદ્યાને પરાસ્ત કરે તે મહત્ પુરૂષથી અમે પ્રેમ બાંધી તેની દાસી બની નિશદિન સેવા કરવા તૈયાર છીએ. તથા અમારા ધનનાં ગાડાંઓ તેને આપી દેવા પણ તૈયાર છીએ અને જો પંડિત

આપને નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ એટલીજ કે તેઓની સાથે વિદ્યામાં વાદવિવાદ કરવાની આપના તરફથી આજ્ઞા મળવી જોઇએ. એમાં પણ અમારો પહેલો પક્ષ એ છે કે અમે ચારે ભિન્ન ભિન્ન જ્ઞાતિની છીએ. તેની પરિક્ષા જે પંડિત કરશે તેની સાથે અમે વાદવિવાદ કરીશું. તે શિવાય ઇતરની સાથે અમારે કામ નથી. આ સાંભળી સર્વ પંડિતોનાં ગાત્રો શિથિલ બની ગયાં અને તેઓનું અપૂર્વ રૂપ, ધૈર્ય, વય, વિદ્યા, વાકચાતુર્ય અને લાવણ્ય દેખી ઘણાજ વિસ્મય પામ્યા. ભોજરાજાએ કહ્યું કે હે વિદ્વાનો! તમો મારા તથા ધારાના રત્નરૂપ છો. તો ચૌદસો પંડિતમાંથી કોઇ પણ વિદ્વાન ત્રણ દિવસની અંદર આ કુમારિકાની જ્ઞાતિ વિષે પરિક્ષા નહિ કરી શકે તો સઘળાને આપેલ ધનમાલ વિગેરે ઝુંટી લઇ સર્વને હદપાર કરવામાં આવશે. આમ હુકમ કરી સભા વિસર્જન કરી, તે કુમારિકાને એક સારો ઉતારો કઢાવી આપ્યો, તથા મંત્રીને હુકમ કર્યો કે તેઓને જે ચીજ જોઇએ તેનો બંદોબસ્ત કરી આપશો. સભાના સર્વ વિદ્વાનો પોતપોતાને ઘેર ગયા. તેઓ નિરાશ થઇ વિચાર કરતા બેઠા. એને વિચાર સમુદ્રમાં વખતો વખત એવી ડુબકી મારતો કે સાવ દિડંમૂઢ બની જતા. તે સઘળાઓને ભોજન પણ ભાવ્યું નહિ. એને ચિંતા થવા લાગી કે હવે ભોજ આપણા ઘરબાર, ધન ખજાનો સર્વ લુંટી લઇ આપણને દેશ નિકાલ કરશે. આવા ભયથી તેઓને નિદ્રા પણ ન આવી.

પેલી કુમારિકાઓ તો પોતાના મહેલમાં આનંદથી આભુષણો સજે છે અને પરસ્પર હાસ્યવિનોદ કરે છે અને કહે છે કે—બેહેન! બે દિવસ તો વિત્યા. હવે માત્ર આઠજ પ્રહર બાકી રહ્યા છે જે થવું હશે તે કાલે સવારે જણાઇ આવશે. ભોજની સભાના ચૌદસો પંડિતોમાં કોઇ જો આપણી જ્ઞાતિની પરીક્ષા કાલ સવાર સુધી નહિ કરી શકે તો પછી નક્કી તેનાં ધનમાલ અને ઘરબાર લુંટી બધા પંડિત મહારાજોને ભોજભૂપ ગર્દભારોહણ કરાવશે. અર્થાત્ ગધેડા ઉપર બેસાડી ચોમેર ફેરવી ગામ બહાર કાઢી મૂકશે તે પંડિતોની દુર્દશા આપણે કાલે સવારે જોઇશું.

તેજ દિવસે કાલિદાસના મનમાં વ્યાધિએ પ્રવેશ કરી તેના મગજને મુંઝારો ઉત્પન કર્યો તેના મનમાં ચટપટી થવા લાગી અને તે કહેવા લાગ્યો કે આજ સુધી હજારો પંડિતોને જીતી હું ભોજ-

રાજાના માનથી બહુજ મજાથી રહ્યો છું અને હવે આજ પાછો ભોજનાજ હાથથી અપમાન પામી મારે દેશ બહાર જવું પડશે. વળી આ ચાર કુમારિકાઓ અર્થાત્ અબળાઓ તે પણ સભાના સઘળા પંડિતોને જીતવા સામ્યર્થતા ધરાવે એશું ઓછી વાત છે ? માટે ખચિત તે કુમારિકાઓની ગ્નાતિ પારખવાને માટે મારે પ્રયાસ કરવો જોઇએ કહ્યું છે કે —

उद्योगः खलु कर्त्तव्यः फलं मार्जारव द्भवेत् ।
जन्मप्रभृति गौर्नास्ति पयः पिबति नित्यशः ॥ ३११ ॥

ઉદ્યોગ અવશ્ય કરવો. તેમાં ફલ બીલાડીની પેઠે થાય છે. બિલાડીને જન્મથી આરંભી તે મરણ સુધી ઘેર ગાય, હોતી નથી. અને દૂધ હમેશ પીએ છે. ( અર્થાત્ ગમે તેવી વસ્તુ ઉદ્યમથી પ્રાપ્ત કરી શકાય છે. )

उद्यमेन हि सिद्धयन्ति कार्याणि न मनोरथैः ।
न हि सिंहस्य सुप्तस्य प्रविशन्ति मुखेमृगाः ॥ ३१२ ॥

ઉદ્યમ વડે કાર્યોની સિદ્ધિ થાય છે. મનોરથ કર્યાથી સિદ્ધિ થતી નથી. જેમકે સુતેલો સિંહ હોય તો તેના મુખમાં કાંઇ મૃગો આવીને પેસી જતાં નથી. તે તો પોતે ઉઠીનુ શિકાર કરે ત્યારે ભક્ષ મળે છે.

विहाय पौरुषं यो हि दैवमेवावलम्बते ।
प्रासाद सिंहवत्तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः ॥ ३१३ ॥

જે માણસ પોતાના પુરૂષાર્થનો ત્યાગ કરીને દૈવપર આધાર રાખીને બેસી રહે છે તેને મહેલપર ચિતરેલા અથવા પાષાણના ઘડેલા સિંહ માફક જાણવો. કે જેના માથાપર કાગડાપણ આવીને બેસે છે.

उद्योगिनं पुरुषसिंह मुपैति लक्ष्मीर्दैवं । प्रधान मिति कापुरुषा वदन्ति । दैवं विहाय कुरु पौरुषमात्म शक्त्या यत्नेकृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥ ३१४ ॥

ઉદ્યોગી એવા પુરૂષરૂપ સિંહને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. લક્ષ્મી પ્રાપ્ત થવામાં દૈવનો પ્રધાન છે એમ કહેનારાં કુત્સિત પુરૂષો સમજવા. માટે દૈવનો ત્યાગ કરી પોતાની શક્તિ વડે પુરૂષાર્થ કરવો પછી મહેનત કરવાથી કાર્ય સિદ્ધિ ન થાય તો તેમાં શું દોષ ?

આમ વિચાર કર્યા પછી પંડિત કાલિદાસ પોતાના નિત્ય કર્મથી પરવારી પોતાને પ્રતાપ શાળી બનાવનાર માતા ભુલેશ્વરી કે જેના પ્રસાદથી આવી અત્યુત્તમ પંડિતાઇ પ્રાપ્તાપ થઇ તેની આરાધના કરવા મંદિરે ગયા ત્યાં જઇ એક ચિત્તે સવા પ્રહર સુધી એકજ અંગુષ્ટપર આખી કાયા તોળીને તેની સ્તુતિ કરી એટલે સાક્ષાત્ જગદંબાયે દર્શન આપી અ-
ર્થાત્ વરમાશ, વરમાગ, એવો ઉચ્ચાર કર્યો. તે વખતે કાલિદાસે પેલી ચાર કુમારિકાની જ્ઞાતિ ઓળખવા વિષે સર્વ હકીકત કહી સંભળાવી. આ સાંભળી દેવીએ ઉત્તર આપ્યો કે થોડોશ્રમ કરવાથી તે કુમારિકાઓની જ્ઞાતિ શી છે તે ખાતરી થશે. આ પ્રમાણે વરદાન મેળવી માતાજીને નમસ્કાર કરી ઘેર આવ્યા ભોજન વિગેરે કરી સંધ્યા સમયે સંધી સાધી ચોરની પેઠે તે કુમારિકાઓના મહેલમા પ્રવેશ કરી એકાન્ત સ્થળે છુપાઇરહ્યા.

તેના મનમાં ઇરાદો એવો હતો કે તેઓની બોલી ચાલી અને આ ચરણ ઉપરથી જાત પરખાઇ આવે. પરંતુ આખી રાત્રિ વીતી ગઇ. અને સૂર્યનો ઉદય પણ થવા આવ્યો તેથી કાલિદાસને ચિંતા વધવા લાગી. થોડીવારે એક કન્યા નિદ્રા દેવીને વળાવી ગવાક્ષ તરફ દૃષ્ટિ કરી બોલી કે—

**अभूत्प्राची पिङ्गा रसपतिरिव प्राश्य कनकं ॥**

સૂર્યોદય થવાથી પૂર્વદશા પીળી બની ગઇ. જેમ કનક ગળવાથી પારો પીળો થઇ રહે છે તેમ.

ઉપર પ્રમાણે પહેલી કુમારીનું પદ શ્રવણ કરતાંજ કાળીદાસ કે જે પરીક્ષા માટે ખુણામાં બેઠા હતા તેણે અટકળ કરી કે આ કુમારી ખચિત સોનીની છે.

એક ચરણ શ્રવણે પડતાંજ બીજી કુમારિકા જાગ્રત થઇ અને સૂર્ય સામું જોઇ બોલી કે:—

**गतच्छाय श्चन्द्रो बुधजन इव ग्राम्यसदसि ॥**

ચંદ્રમાનું તેજ ઝાંખું થઇ ગયું. જેમ પંડિત પુરૂષ મૂર્ખની સભામાં જતાં ગ્લાનિ પામે તેમ.

આ બીજા પદથી કાલિદાસે નકકી કર્યું કે આ બ્રાહ્મણની પુત્રી છે.

આ ચરણ શ્રવણે પડતાંજ ત્રીજી કન્યા જાગ્રત થઇને બોલી કે—

**क्षणात्क्षीणास्तारा नृपतय इवानुद्यमपरा ॥**

તરતરમાંજ આકાશમાંના તારાઓ ક્ષીણ થયા. જેમ નિરૂધમી રાજાઓ ક્ષીણતા પામે તેમ.

ઉપરનું ચરણ શ્રવણે પડતાંજ કાલિદાસે નિશ્ચય કર્યો કે જરૂર એ પુત્રી ક્ષત્રિયની છે અર્થાત્ રાજકુમારી છે.

ત્યારે ચોથી કુમારિકા જાગ્રત થઇ બોલી કે—

**न राजन्ते दीपा द्रविण रहिता ना मिव गृहाः ॥**

દીવાઓ તેજ રહિત થયા. જેમ દ્રવ્ય રહિત પુરૂષનાં ઘર શોભા વગરનાં હોય છે તેમ.

કાલિદાસે ખાતરી કરી કે એ વણિક પુત્રી છે. પછી તે કોઇને ખબર ન પડે તેવી રીતે છુપી રીતે મહેલ બહાર નિકળી ગયા.

કુમારિકાઓ પોતાનું નિત્ય કર્મ પરવારી સભામાં આવી. ત્યાં હજી કોઇ આવ્યું નહોતું. તેથી ભોજે બધા બધા પંડિતોને તેડાવ્યા. એટલે એક પછી આવવા લાગ્યા. તે સૌના મોઢાની લાલી જતી રહી હતી. ધીમે ધીમે આવતા અને દિગમૂઢ જેવા દેખાતા પંડિતોનાં ટોળે ટોળાં સભામાં આવી પહોચ્યાં પછી કુમારિકાઓએ પંડિતોના ચહેરા જોઇ કહ્યું કે આ પંડિતો સાવ નિસ્તેજ થઇ રહ્યા આમ આપસ આપસમાં વાત કરે છે તેટલામાં સૂર્ય સમાન શોભતા, કામદેવ સમાન કાંતિવાળા, અને વિધા વિલાસી પંડિત કાલિદાસ આવ્યા. ભોજરાજાયે તેમને પુછ્યું કે કહો પંડિતજી ! આ કુમારિકાઓની જાત શી છે ? એ પ્રશ્ન થતાંજ કાલિદાસ બોલ્યા કે—

**अभूत्प्राची पिङ्गा रसपतिरिव प्राश्य कनकं ।**
**गतच्छायश्चन्द्रो बुधजन इव ग्राम्य सदसि ॥**
**क्षणात्क्षीणास्तारा नृपयय इवानुद्यमपरा ।**
**न राजन्ते दीपा द्रविण रहितानामिव गृहाः ॥ ३१९ ॥**

સૂર્યોદય થવાથી પૂર્વ દિશા પીળી બની ગઇ. જેમ કનક મેળવવાથી પારો પીળો થઇ રહે છે તેમ. ચંદ્રમાનું તેજ ઝાંખું થઇ ગયું જેમ પંડિત પુરૂષ મૂર્ખની સભામાં જઇ ગ્લાનિ પામે તેમ. ક્ષણવારમાંજ આકાશના તારાઓ ક્ષીણ થયા. જેમ નિરૂધમી રાજા ક્ષીણતા પામે તેમ. દીવાઓ તેજ રહિત થયા જેમ દ્રવ્ય રહિત પુરૂષનાં ઘર શોભા વગરનાં હોય છે તેમ.

આ પ્રમાણે મહા કવિ કાલિદાસે હજારો પંડિતો અને અસંખ્ય અમલદારોની સમક્ષ તે ચારે કુમારિકાની જાતિ ઓળખી કહાડી આહા ! શું કાલિદાસનું ચાતુર્ય અને તર્ક શક્તિ !-! કાલિદાસે સર્વને આવા જવાબથી એવાં તો પ્રસન્ન કર્યા કે સર્વ કોઇ કાલિદાસનેજ દેખવા લાગ્યાં. આ ચારે કુમારિકાઓ પોતાના મનથી કાલિદાસને પતિ માની બેઠી તો પણ તેની ચતુરાઇ અને વિદ્વતા જોવા સારૂ દરેક કુમારીએ પ્રશ્ન પુછવા શરૂ કીધાં. તેમાં કનકાવતી નામની સોનીની કન્યા બોલી કે-હે કવિવર કાલિદાસ ! આ સંસારમાં આદરવા લાયક ચીજ કઇ છે? વસંત ઋતુ કેવી સુખદાઇ છે? અને રાજાએ કયા દોષનો હમેશાં ત્યાગ કરવો ? એ પ્રશ્નનો કૃપા કરી ખુલાસો કરશો. ત્યારે કાલિદાસ બોલ્યા કે-સુંદરી ! સાંભળ !

तपस्यन्तः सन्तः किमधि निवसामः सुरनदीं ।
गुणोदारान्दारानुतपरिचरामः सविनयम् ॥
पिबामः शास्त्रौ वाद्युत विविध काव्यामृत रसा ।
न विद्मः किंकुर्मः कतिपय निमेषायुषि जने ॥ ३१६ ॥

ગંગાના તટ ઉપર જઇને તપશ્ચર્યા કરીયે, ઉદાર ગુણવાળી સ્ત્રીઓને સવિનય સેવિયે કે વિવિધ કાવ્યામૃત પૂર્ણ શાસ્ત્રોના રસોને પીયે કે શું કરીયે ? કારણ કે માત્ર અલ્પ નિમિષ યુક્ત આયુષ વાળાજ આ લોકતો છે. માટે મારી બુદ્ધિ પ્રમાણે તો ઇશ્વરની આરાધના કરવા લાયકની બીજી વસ્તુ નથી.

परिमल भृतोवाताः शाखा नवांकुर कोट यो ।
मधुर विरुतोत्कण्ठा वाचः प्रियाः पिकपक्षिणाम् ॥
विरल सुरत स्वेदोद्गारा वधूवदनेन्दवः ।
प्रसरति मधौ रात्र्यां जातो न कस्य गुणोदयः ॥३१७॥

વસંત ઋતુનો ફેલાવો થાય ત્યારે વાયુ સુગંધીને ધારણ કરે છે. અર્થાત્ સુગંધી વાયુ વાય છે. શાખાઓમાં અસંખ્ય નવાં-કુરો આવે છે. કોયલોની મધુરી વાણ હૃદયને આનંદ પમાડે છે. અને રાત્રિના વિશે ચંદ્રમા સમાન સ્ત્રીઓના મુખ કમળ પર કામક્રિડાના પરિશ્રમથી ઝીણાં ઝીણાં પરસ્વેદના મોતી બંધાય છે. માટે વસંત ઋતુમાં કયા ગુણનો ઉદય થતો નથી. અર્થાત્ સર્વ ગુણનો થાય છે.

स्त्रियोऽक्षा मृगया पानं वाक्पारुष्यं च पंचमम् ।
महच्च दंड पारुष्यमर्थ दूषण मेव च ॥ ३१८ ॥
सप्तदोषासदाराज्ञा हातव्या व्यसनोदयाः ।
प्रायशो यौर्विनश्यन्ति कृतमूला अपीश्वरा ॥ ३१९ ॥

स्त्री, જુગાર, મૃગયા, મદિરાપાન, કઠોર વાણી, ભયંકર શિક્ષા; અને દ્રવ્યની ખુવારી થાય તેવું કામ આ દુઃખદાયક સાત દોષ રાજાઓએ હમેશાં તજવાં. કારણ કે જેનાં મૂળ મજબુત હોય છે એવા સમર્થ રાજાઓને પણ ઘણું કરીને આ સાત દોષ માંહેનો એક દોષ પ્રબળ થાય છે તો વિપત્તિ વેઠવી પડે છે તો સાત દોષ શું નહિ કરી શકે ?

આ પ્રમાણે કનકાવતીના ત્રણે પ્રશ્નનો પ્રત્યુત્તર સવિસ્તર મળવાથી પોતે ઘણીજ પ્રસન્ન થઇ પોતાના સ્થાનક ઉપર બેઠી થોડીવારે બ્રાહ્મણની પુત્રી સાવિત્રી બોલી કે મહાકવિ ? આ સંસારમાં મુક્તિનું સાધન શું છે? ભાગ્યશાળી પુરુષો હેમંત ઋતુમાં શાની આશા કરે છે? અધર્મના કામ કરનાર કયા અને કેટલા ધર્મ ભક્ષકે પુરુષો આ પૃથ્વીપર હશે ? કાલિદાસ બોલ્યા કે.

जीर्णा एव मनोरथाः स्वहृदये यातं च तद्यौवनं ।
हन्ताङ्गेषु गुणाश्च वन्ध्यफलतां याता गुणज्ञैर्विना ॥
किं युक्तं सहसाऽभ्युपैति बलवान् कालः कृतान्तोऽक्षमी ।
ह्याज्ञातं स्मरशासनांघ्रियुगलं मुक्त्वाऽस्ति नान्यागतिः ३२०

મનોરથ પોતાના હૃદયમાંજ જીર્ણ થાય છે. જુવાની ચાલી ગઇ, શરીરમાં શૌર્ય વગેરે ગુણો ગુણને જાણનાર વગર નિષ્ફળ થયા. અને બળવાન, સહન ન કરનાર અને નાશ કરનાર એવો યમરૂપી કાળ ત્વરાથી આવે છે તે પરથી હાલ જાણવામાં આવ્યું કે શંકરના ચરણ કમળ સેવવાં એના વિના બીજો કોઇ આરો નથી.

हेमन्ते दधिदुग्ध सर्पिरशना माञ्जिष्ठवासो भृतः ।
काश्मीर द्रवसान्द्रदिग्धवपुषः खिन्ना विचित्रै रतैः ॥
पीनोरुस्तन कामिनी जनकृता श्लेषा गृहाभ्यन्तरे ।
ताम्बूलीदलपूगपूरितमुखा धन्या सुखं शेरते ॥ ३२१ ॥

હેમંત ઋતુમાં જેઓને દુધ, દહીં અને ઘી ખાવાનું હોય છે, જે કસુંબાના વસ્ત્ર પહેરે છે, જેઓ શરીરે જાડા કેશરનો લેપ કરે છે, કામક્રીડાથી ખિન્ન રહે છે અને જેઓનાં મુખ નાગરવેલનાં પાન તથા સોપારીથી ભરેલાં હોય છે. એવી રીતે જે પુરૂષો રહે છે અને ઘરની અંદર સુવે છે તે પુરૂષોને ધન્ય છે.

दश धर्मं न जानंति विप्रबाल निबोधतान् ।
तस्मादेतेषु सर्वेषु न प्रसज्जेत पंडितः ॥ ३२२ ॥२२२॥
मत्तः प्रमत्त उन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
त्वरमाणश्च लुब्धश्च भीतः कामीच ते दश ॥ ३२३ ॥

હે વિપ્રબાળા! આ સંસારમાં દશજણા ધર્મને ચૂકી અધર્મના કર્મ કરનાર છે તે શ્રવણ કરો. મદિરાપાનથી મત્ત થયેલો, બેફિકી ગયેલો, વિકળ થયેલો, થાકી ગયેલો, ક્રોધમાં આવેલો, ક્ષુધાતુર, ઉતાવળો, અતિ લોભી. બીકણ અને કામી પુરૂષ. માટે પંડિતે તેવાઓનો સંગ કદિ પણ કરવો નહિ કેમકે-

अहो दुर्जन संसर्गान्मान हानिः पदे पदे ।
पावको लोह संगेन मुद्गरै रभिहन्यते ॥३२४ ॥

અહો? દુર્જનના સંસર્ગથી પગલે પગલે માન હાનિ થાય છે. લોઢાના સંસર્ગથી અગ્નિ ઉપર મુદ્‌ગરોના ઘા પડે છે. વળી-

असत्सङ्गाद्गुणज्ञोऽपि विषयासक्त मानसः ।
अकस्मात्प्रलयं याति गीतरक्तो यथा मृगः ॥३२५॥

દુર્જનના સંસર્ગથી ગુણને જાણનારા પુરૂષનું ચિત્ત પણ વિષયાસક્ત થાય છે. જેમ ગાયનમાં રાગી થયેલો મૃગ અકસ્માત પ્રલયને પામે છે.

સાવિત્રીના ત્રણે પ્રશ્નોના ઉત્તર સવિસ્તર મળવાથી પોતે પરમ આનંદ પામી પોતાના સ્થાનક પર બેઠી. એટલે રાજકુમારી રતિસુંદરી-ઉભી થઇ કાલિદાસ તરફ જોઇ બોલી કે-હે ધારાના રત્નરૂપ સૃષ્ટિમાં અનિત્ય વસ્તુ કઇ છે? અને નિત્ય વસ્તુ કઇ છે? ઋતુમાં શું શું ચમત્કાર બને છે? સ્વર્ગમાં લઇ જનારી અને કેટલી છે? ત્યારે કાળીદાસ પંડિતે ઉત્તર આપ્યો કે-

प्राप्ता श्रियः सकल कामदुघा स्ततः किं ।
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ॥
संमानिताः प्रणयिनो विभवैस्ततः किं ।
कल्पं स्थितं तनु भृतां तनुभिस्ततः किम् ॥ ३२६ ॥

સર્વ કામનાઓને પુર્ણ કરે એવી લક્ષ્મી પ્રાપ્ત થઇ તેથી શું? તથા શત્રુના માથા ઉપર પગ મૂકયો તેથી શું? તેમ સેવકોને વૈભવથી સન્માન આપ્યાં તેથી શું? અને શરીરથી માણસ કદાપિ એક કલ્પપર્યંત જીવ્યો તો તેથી પણ શું? અર્થાત્ લક્ષ્મી એ અંતે ચપળ છે. તે કયારે પણ જતી રહેશે. શત્રુઓને જીત્યા તેથી શું? કારણ કે છેવટ તો આપણે પણ જવાના છીએ; સેવકોને સન્માન્યા તેથી શું? તે પણ જયાં સુધી પાસે દ્રવ્ય હશે ત્યાં સુધી તાબેદાર થઇને રહેશે, ને માન આપશે. કેમકે–

यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः स पुमाँल्लोके यस्यार्थाः स च पण्डितः ॥३२७॥

જેને ધન તેને મિત્રો મળે છે. જેને ધન તેના બાંધવ થાય છે. જેની પાસે ધન તેજ લોકમાં પુરૂષ કહેવાયછે, અને જેની પાસે ધન તેજ પંડિત ગણાય છે.

को नाम नानुवृत्तिं सुमहानपि धनवतः कुरुते ।
वित्तेशभवनभित्तेः समीपमुपसेवते शंभुः ॥ ३२८ ॥

કયો મોટો પુરૂષ ધનવાનને અનુસરતો નથી? શંકર જેવા મહાત્મા પણ ધનપતિ કુબેરના ગૃહની ભીંતના સમીપ ભાગને સેવે છે.

" વાહ-લક્ષ્મીની મહત્તા તો અપૂર્વ છે. તેમજ કવિ શામળે પણ કહ્યુંછે કે–

### દોહરા.

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દૈવ;
હું બલિહારી દામડા, સમરથ તુંજ સદૈવ.
દુશમન સરખા વશ કર્યા, પરનારી વશ થાય;
જેની ગાંઠે દામડા, તેને શી ચિંતાય.
રૂપ સ્વરૂપ સહુ દામડો, સુલક્ષણો સહુ એહ;
દમડા માગે દેવ જયમ, દાદુર માગે મેહ.

મજ ભારી નિતંબ તથા અલંકારરૂપ ગણાય અને વાણીનું કોમળ પણું મનોહર એ સધળા ગુણો સ્ત્રીયોમાં સ્વાભાવિક અલંકારરૂપ ગણાય છે.

## ઉદ્યોગ ઉત્તમ કે કર્મ

नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः ।
स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ॥
इत्यैश्वर्य बलान्वितोऽपि बलभिद्भग्नः परैः संगरे ।
तद्युक्तं ननु दैवमेव शरणं धिग्धिग्वृथा पौरुषम् ॥ २३५ ॥

જેના મુખ્ય કારભારી બૃહસ્પતિ છે, જેને વજ્રનું શસ્ત્ર છે. દેવતા સરખા જેના સૈનિકો છે. સ્વર્ગના સરખો કિલ્લો છે. જેની ઉપર વિષ્ણુ ભગવાનનો અનુગ્રહ છે અને જેના દરબારમાં ઐરાવત સરખો તો હસ્ત ઝલી રહ્યો છે. એવા અશ્વર્ય અને બળવાળા ઇન્દ્રને પણ યુદ્ધમાં શત્રુએ જીતી લીધો તો પ્રારબ્ધજ રક્ષણ કરનાર છે એ નિશ્ચય છે. માટે પ્રારબ્ધ ન હોય તો માણસનો ઉદ્યોગ નિષ્ફળ થાય છે. એમાં કાંઇ પણ સંદેહ નથી.

खल्वाटो दिवसेश्वरस्य किरणैः सन्तापितो मस्तके ।
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ॥
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः ।
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ॥२३६॥

એક તો ટાલ પડેલો અને વળી સૂર્યના કિરણોથી તેનું મસ્તક તપ્યું ત્યારે તે છાયાવાળા સ્થળની ઇચ્છાથી નસીબયોગે તાડના વૃક્ષના મૂળ પાસે ગયો. તો ત્યાં પણ તાડપરનું મોટું ફળ તેમના મસ્તકપર પડવાથી તેનું માથું ફુટ્યું. ભાગ્ય રહિત મનુષ્ય જ્યાં જાય ત્યાં અવશ્ય આપત્તિઓ પણ જાયજ છે.

## ઉદ્યોગ કર્મ વિષે બે ભાઇઓનો વાદવિવાદ.

ઉપર પ્રમાણે હું કર્મને ઉત્તમ માનુંછું. પરંતુ ઉદ્યોગથીજ. કેમકે ઉદ્યોગથીજ કર્મફળ મળે છે. પૂર્વે કોઇ એક વણિક ગૃહસ્થે પોતાની મુડીનો સધળો હિસ્સો પોતાના બે દીકરાઓને વહેચી આપ્યો. ભાગ વેહેચી આપ્યા પછી તે વણિક થોડા વરસે મૃત્યુ પામ્યો. ત્યાર પછી તે બન્ને બાંધવો સ્વેચ્છા મુજબ ધન ઉડાવવા તથા મોજમજા

રી સ્ત્રી ક્ષણવાર પણ જેના કંઠને આલિંગન કરતી નથી. તે તરુણ પુરૂષોની સ્ત્રી મોટા પ્રહરવાળી અને યમના ઘર સરખી થાય છે. એટલે અત્યંત દુઃખ કરનારી થઇ પડે છે.

सत्यं रूपं श्रुतं विद्या कौलयं शीलं बलं धनम् ।
शौर्यं च चित्रंभाष्यं च दशैतेस्वर्ग योनयः ॥ ३३२ ॥

સત્ય, વિનયમુદ્રા, શાસ્ત્રાભ્યાસ, વિદ્યા, કુલીનતા, શીલ, બલ, ધન, શૌર્ય અને યુક્તિવાળું વચન એ દશ મનુષ્યને સ્વર્ગ આપનાર છે.

રાજકુંવરી રતિસુંદરી ત્રણ પ્રશ્નોના ઉમદા ઉત્તરથી પોતે આનંદ પામી પછી ચોથી વણિક કન્યા શીલવતી ઉભી થઈ અને બોલી કે- હે મહાકવિ ! આ દુનિયામાં કયા પુરૂષને ધન્ય કહેવો. વળી સ્ત્રીઓના સ્વાભાવિક શણગાર કયા? તેમજ પરાક્રમ અને પ્રારબ્ધ એમાં વધારે પરિબળ કોનું ? આ ત્રણ પ્રશ્નોના આપ શાંતિકારક જવાબ આપશોજી. કાલિદાસ બોલ્યા કે—

सखे धन्याः केचित् त्रुटितभवबन्ध व्यतिकरा ।
वनान्ते चिन्तान्तर्विषम विषयाशी विषगताः ॥
शरच्चन्द्रज्योत्स्ना धवलगगना भोग सुभगा ।
नयन्ते ये रात्रिं सुकृत चयचित्तैक शरणाः ॥३३३॥

જેમના ભવબંધ તુટી ગયેલાં છે તથા અંતરમાં રહેલા વિષયરૂપી ઝેરી સર્પ નાશ પામેલા છે એવા તથા શરદ્ચંદ્રની જ્યોત્સ્ના અર્થાત્ ચાંદનીથી ધવળ થયેલા આકાશથી અત્યંત સુશોભિત ભાગની રાત્રિને વનાન્તમાં ગાળે છે, તથા સુકૃતમાં લાગેલું ચિત્તજ જેનું શરણ છે, એવા વનવાસી મહાત્મા પુરૂષોને ધન્ય છે.

वक्त्रं चन्द्रविडम्बि पङ्कजपरीहासक्षमे लोचने ।
वर्णः स्वर्णमपा करिष्णु रलिनी जिष्णुः कचानां चयः ॥
वक्षोजाविभकुम्भ विभ्रम हरौ गुर्वी नितम्बस्थली ।
वाचो हारि च मार्दवं युवतिषु स्वाभाविकं मण्डनम् ॥३३४॥

ચંદ્ર સરખું મુખાર્વિંદ, કમળથી પણ ઉત્તમ નેત્ર, સુવર્ણ કરતાં પણ અધિક સરસ અંગનો વર્ણ, ભ્રમરના જેવા શ્યામ કેશ, હાથીના ગંડ સ્થળ કરતાં પણ અતિ ઉત્તમ અને ભરાઉ સ્તન તે-

મજ ભારી નિતંબ તથા અલંકારરૂપ ગણાય અને વાણીનું કોમળ પણું મનોહર એ સધળા ગુણો સ્ત્રીયોમાં સ્વાભાવિક અલંકારરૂપ ગણાય છે.

## ઉદ્યોગ ઉત્તમ કે કર્મ

नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः ।
स्वर्गो दुर्ग मनुग्रहः किल हरे रैरावतो वारणः ॥
इत्यैश्वर्य बलान्वितोऽपि बलभिद्भग्नः परैसंगरे ।
तद्युक्तं ननुदैव मेवशरणं धिग्धिग्वृथा पौरुषम् ॥ ३३९ ॥

જેના મુખ્ય કારભારી બૃહસ્પતિ છે, જેને વજ્રનું શસ્ત્ર છે. દેવતા સરખા જેના સૈનિકો છે. સ્વર્ગના સરખો કિલ્લો છે. જેની ઉપર વિષ્ણુ ભગવાનનો અનુગ્રહ છે અને જેના દરબારમાં ઐરાવત સરખો તો હાસ્ત ઝલી રહ્યો છે. એવા ઐશ્વર્ય અને બળવાળા ઇન્દ્રને પણ યુદ્ધમાં શત્રુએ જીતી લીધો તો પ્રારબ્ધજ રક્ષણ કરનાર છે એ નિશ્ચય છે. માટે પ્રારબ્ધ ન હોય તો માણસનો ઉદ્યોગ નિષ્ફળ થાય છે. એમાં કાંઇ પણ સંદેહ નથી.

खल्वाटो दिवसेश्वरस्य किरणैः सन्तापितो मस्तके ।
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ॥
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः ।
प्रायो गच्छतियत्र भाग्यरहित स्तत्रैव यान्त्यापदः ॥३३६॥

એક તો ટાલ પડેલો અને વળી સૂર્યના કિરણોથી તેનું મસ્તક તપ્યું ત્યારે તે છાયાવાળા સ્થળની ઇચ્છાથી નસીબયોગે તાડના વૃક્ષના મૂળ પાસે ગયો. તો ત્યાં પણ તાડપરનું મોટું ફળ તેમના મસ્તકપર પડવાથી તેનું માથું ફુટયું. ભાગ્ય રહિત મનુષ્ય જ્યાં જાય ત્યાં અવશ્ય આપત્તિઓ પણ જાયજ છે.

## ઉદ્યોગ કર્મ વિષે બે ભાઇઓનો વાદવિવાદ.

ઉપર પ્રમાણે હું કર્મને ઉત્તમ માનુંછું. પરંતુ ઉદ્યોગથીજ. કેમકે ઉદ્યોગથીજ કર્મફળ મળે છે. પૂર્વે કોઇ એક વણિક ગૃહસ્થે પોતાની પુંજીનો સધળો હિસ્સો પોતાના બે દીકરાઓને વહેચી આપ્યો. ભાગ વેહેચી આપ્યા પછી તે વણિક થોડા વરસે મૃત્યુ પામ્યો. ત્યાર પછી તે બંન્ને બાંધવો સ્વેચ્છા મુજબ ધન ઉડાવવા તથા મોજમજા

અને એશ આરામ માણવા લાગ્યા. પાંચ છ વરસ થયાં કે તેમાંથી મોટાની પુંજી ખુટી તેથી બિચારો ચુપ અને આળસુ બની બેસી રહ્યો. તેનો નાનો ભાઇ જરા વિચાર શીળ, દયાળુ અને ઉદ્યોગી હતો તેથી તેને એ વાતની જાણ થતાં તેણે વિચાર કર્યો કે ગમે તેવો તો પણ પોતાનો ભાઇ છે. આપણા ઘરનું કલંક આપણેજ ઢાંકવું જોઇએ. માટે ગમે તેમ કરી એ ભાઇના કુટુંબને નિભાવવું એ મારી ફરજ છે. તેથી ભાઇ પાસે જઇ વિનતિ કરી તેના કુટુંબને પોતાને ઘેર રાખવા કહ્યું અને અંતે પોતાની સાથે રાખ્યાં. થોડા દીવસ તો નાનો ભાઇ પણ ધીરતા ધરી બેઠો રહ્યો. પણ એક દિવસ કહ્યું કે—ભાઇ ! આપ આવી રીતે બેસી રહી ખુબ ખાઓ છો અને મોજ ઉડાવો છો તે સારૂં નહિ કેમ કે હજુ વાંસે દીકરા, દીકરીઓ પરણાવવાં છે તો આપણો વ્યવહાર શી રીતે ચાલશે. માટે કોઇપણ પ્રકારનો ઉદ્યોગ કરો તો સારૂં. આટલું સાંભળતાંજ મોટો ભાઇ બોલ્યો કે જોયો જોયો હવે ઉદ્યોગ કરી નાખે છે તે. બોલતું રાત્રિ દિવસ માથું ફોડે છે તો શું લાવ્યો ઘરમાં? એતો પ્રારબ્ધનેજ આધીન છે. પારબ્ધ વગર એક ફુટી કોડી પણ મળવાની નથી. જો શાસ્ત્રમાં પણ આ પ્રમાણે છે, સાંભળ !

पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।
शङ्खो रोदिति भिक्षार्थी फलं भाग्यानुसारतः ॥ ३३७ ॥

જેનો પિતા રત્નાકર સમુદ્ર છે અને લક્ષ્મી જેની બહેન છે, તથાપિ ભિક્ષાને અર્થે શંખ રૂદન કરે છે. માટે ભાગ્યને અનુસરીનેજ ફલ મળે છે. ત્યારે નાનો ભાઇ બોલ્યો કે—

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥ ३३८ ॥

આલસ્ય છે એ એક માણસના શરીરમાં રહેલો મોટો શત્રુ છે. અને ઉદ્યમના જેવો બીજો કોઇ મિત્ર નથી, કે જે કર્યાથી માણસ દુઃખી થતો નથી.

ખરેખર ! ઉદ્યોગ એજ માણસના સુખમાં વૃદ્ધિ કરનાર રામબાણ દવા છે. સુખ કોને કહેવું ? દુનિયામાં સાચું સુખ સર્વ પ્રકારની સંપત્તિ, હરિભજનમાં ભાવ, સારી લાજ આબરૂ અને છોકરા છૈયાંનું તેજ સુખ વળી પણ મહાભારતના ઉદ્યોગ પર્વમાં ધૃત-

રાષ્ટ્રે વિદુરજીને પુછ્યું હતું કે-સમૃદ્ધિ પામવાનાં મૂળ શું છે તે કહો. આથી વિદુરજીએ કહ્યું કે-ઉદ્યમી થવું, વિનયથી ચાલવું, ચતુરાઇ રાખવી, સાવધાનપણું રાખવું, ધૈર્ય રાખવું, સ્મરણ શક્તિ રાખવી, વિચાર શક્તિ રાખવી અને વિચારીને કાર્ય કરવા નિરંતર ટેવ રાખવી. ઉપરના ગુણો સમૃદ્ધિ વધારવાનાં અને લક્ષ્મી ઉપાર્જન કરવાનાં મૂળ છે. આ સાંભળી મોટો ભાઇ રાતોચોળ થઇ જઇ મોટેથી બોલ્યો કે-બસ ! બસ ! તારે વધારે બોલવું નહિ. અમે જાણીએ છીએ કે ઉદ્યોગ કરતાં કર્મ અઢીગણું ઉત્તમ ગણાય છે. નશીબમાં હોયતોજ ઉદ્યોગ કરવો સૂઝે છે સમજ્યો ?

> सा सा संपद्यते बुद्धिः सामतिः सा च भावना ।
> सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥३३९॥

જેવી ભવિતવ્યતા હોય તેવી બુદ્ધિ, તેવી મતિ, તેવી ભાવના અને તેવા સહાય પ્રાપ્ત થાય છે.

## પ્રારબ્ધહિન મંકી.

પ્રારબ્ધજ પ્રબળ છે એ વિષે એક પુરાતન કથા કહુંછું. સાંભળ મંકી નામનો પુરૂષ ધનની ઇચ્છાથી વારંવાર ઉદ્યોગ કરવા લાગ્યો. પણ તેમાં તે દર વખતે નિષ્ફળ નિવડ્યો. છેવટમાં કાંઇક બાકી રહેલા ધનમાંથી તેણે બે બળદો લીધા. તે બળદોને કાંધપર ધોંસરૂં નાખી હાંકવા લાગ્યો. તેવામાં સામા બેઠેલા ઉંટને જોઇ બળદો ભડક્યા. અને ઉંટ પણ ભડકી ઉભો થઇ આગળ આવ્યો. એટલે અદૃષ્ટને લીધે પેલી ધોંસરી ઉંટની ડોકપર આવી જતાં બેઉ બળદો લટકી રહ્યા. છેવટ એ બળદોનું મરણ નિપજવાથી દુઃખી થયેલા મંકીએ આ પ્રમાણે કહ્યું કે પુરૂષ ગમે તેવો નિપુણ હોય તો પણ દૈવ તરફથી જે દ્રવ્ય તેને મળવાનું નિર્માણ થયું નથી તે તેને કોઇ પણ પ્રકારે પ્રાપ્ત થઇ શકતું નથી કહ્યું છે કે—

> कर्मणा बाध्यते बुद्धिर्न बुद्ध्या कर्म बाध्यते ।
> सुबुद्धिरपि यद्रामो हैमं हरिणमन्वगात् ॥ ३४० ॥

કર્મથી બુદ્ધિનો બાધ થાય છે. પણ બુદ્ધિથી કર્મનો બાધ થતો નથી. સારી બુદ્ધિવાળા પણ રામ સુવર્ણના મૃગની પછવાડે ગયા હતા. (તેથી કર્મથી બુદ્ધિનો બાધ થાય છે. એ સિદ્ધ છે,) માટે—

અને એશ આરામ માણવા લાગ્યા. પાંચ છ વરસ થયાં કે તેમાંથી મોટાની પુંજી ખુટી તેથી બિચારો ચુપ અને આળસુ બની બેસી રહ્યો. તેનો નાનો ભાઈ જરા વિચાર શીળ, દયાળુ અને ઉદ્યોગી હતો તેથી તેને એ વાતની જાણ થતાં તેણે વિચાર કર્યો કે ગમે તેવો તો પણ પોતાનો ભાઈ છે. આપણા ઘરતું કલંક આપણેજ ઢાંકવું જોઈએ. માટે ગમે તેમ કરી એ ભાઈના કુટુંબને નિભાવવું એ મારી ફરજ છે. તેથી ભાઇ પાસે જઇ વિનતિ કરી તેના કુટુંબને પોતાને ઘેર રાખવા કહ્યું અને અંતે પોતાની સાથે રાખ્યાં. થોડા દીવસ તો નાનો ભાઇ પણ ધીરતા ધરી બેઠો રહ્યો. પણ એક દિવસ કહ્યું કે—ભાઇ ! આપ આવી રીતે બેસી રહી ખુબ ખાઓ છો અને મોજ ઉડાવો છો તે સારૂ નહિ કેમ કે હજુ વાંસે દીકરા, દીકરીઓ પરણાવવાં છે તો આપણો વ્યવહાર શી રીતે ચાલશે. માટે કોઇપણ પ્રકારનો ઉદ્યોગ કરો તો સારૂં. આટલું સાંભળતાંજ મોટો ભાઇ બોલ્યો કે જોયો જોયો હવે ઉદ્યોગ કરી નાખે છે તે. બોલતું રાત્રિ દિવસ માથું ફોડે છે તો શું લાવ્યો ઘરમાં? એતો પ્રારબ્ધનેજ આધીન છે. પારબ્ધ વગર એક ફુટી કોડી પણ મળવાની નથી. જો શાસ્ત્રમાં પણ આ પ્રમાણે છે, સાંભળ !

> पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।
> शङ्खो रोदिति भिक्षार्थी फलं भाग्यानुसारतः ॥ ३२७॥

જેનો પિતા રત્નાકર સમુદ્ર છે અને લક્ષ્મી જેની બહેન છે, તથાપિ ભિક્ષાને અર્થે શંખ રૂદન કરે છે. માટે ભાગ્યને અનુસરીનેજ ફલ મળે છે. ત્યારે નાનો ભાઈ બોલ્યો કે—

> आलस्यं हि मनुष्याणां शरीरस्थो महान्रिपुः ।
> नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥ ३२८ ॥

આલસ્ય છે એ એક માણસના શરીરમાં રહેલો મોટો શત્રુ છે. અને ઉદ્યમના જેવો બીજો કોઇ મિત્ર નથી, કે જે કર્યાથી માણસ દુઃખી થતો નથી.

ખરેખર ! ઉદ્યોગ એજ માણસના સુખમાં વૃદ્ધિ કરનાર રામબાણ દવા છે. સુખ કોને કહેવું ? દુનિયામાં સાચું સુખ સર્વ પ્રકારની સંપત્તિ, હરિભજનમાં ભાવ, સારી લાજ આબરૂ અને છોકરા છૈયાનું તેજ સુખ વળી પણ મહાભારતના ઉદ્યોગ પર્વમાં ધૃત-

ઓ આથી તે શેઠ ઔષધી ઘેર લઇ આવી તેનું સેવન કરવા લાગ્યા થોડા દિવસે તે રોગથી મુક્ત થયા. તો તે શેઠ કર્મને લઇને ઉદ્યોગમાં ફત્તેહ મંદ થયા.

## બન્ને બાંધવોને ન્યાય.

માટે હે ભાઇ! ઉદ્યોગજ ઉત્તમ છે. ભાઇ કહે છે કે કર્મજ ઉત્તમ છે. આમ કરતા બન્ને ભાઇ બાઝી રહ્યા. અંતે રાજા પાસે ફરિયાદ ગઇ જેમાં આ પ્રમાણે ન્યાય મળ્યો. આ બને ભાઇઓને એક અંધારી ઓરડીમાં ગોંધ્યા. તેમને ખાવા માટે મોભારામાં ૧ એક લાડુ રાખ્યો. અને પાસેના અંધારીયા ખુણામાં એક પાણીનું ઠામ મુકી રાખ્યું. નાનો ભાઇ ઉદ્યોગી હતો તેથી ખોરડા ઉપર ચડવા માટે અનેક તરેહની યુક્તિ કરતો હતો. થોડીવારે ઉપર પણ ચઢયો. અને મોભારે ચઢી નળીયાં ઉખેડવા માડયાં આમ કરતાં કરતાં એક મોભારેથી તેને લાડુ મળ્યો. આ લાડુ લઇ તે નીચે આવ્યો અને પોતાના ભાઇને અરધો લાડુ ભાંગી આપ્યો તેમ અજવાળું થયું હતું તેથી પેલું પાણીનું ઠામ પણ નજરે આવ્યું. નાનો ભાઇ અરધો લાડુ ખાઇ ગયો. મોટાભાઇને લાડુ ભાંગતાંજ એક રત્ન મળ્યું તેથી તે ફુલાવા લાગ્યો કે કેમ? જો, ઉદ્યોગ અધિક કે કર્મ તો તે દિવસે પણ નાનાભાઇએ ઉદ્યોગ અધિક કહ્યો. મોટાભાઇ લાડુ ખાઇ ગયા પછી પાણી પી બન્ને જણા સુઇ રહ્યા. પાછળથી રાજાનો માણસ આવી પેલું રત્ન કે જે મોટાભાઇએ પાઘડીમાં રાખ્યું હતું તે છુપી રીતે લઇ ગયો. બીજે દિવસે સવારે રાજાએ કચેરીમાં બોલાવ્યા. ત્યારે તેણે પુછ્યું કે કેમ! કર્મ ખરૂં કે ઉદ્યોગ? તેથી મોટાભાઇએ ઉત્તર આપ્યો કે કર્મ. રાજાએ કહ્યું કે કેવી રીતે ત્યારે તેણે ઉત્તર આપ્યો કે વગર પ્રયત્ને કોઇ પણ ચીજ પ્રાપ્ત કરવી તેને કર્મ કહે છે તો તે મુજબ મને પણ વગર ઉદ્યોગે એક કિંમતી રત્ન મળ્યું છે ત્યારે રાજાએ કહ્યું કે તે રત્ન કેવું છે? બતાવો જોઇએ. ત્યારે તેણે પાઘડીમાં હાથ નાંખ્યો પણ નિષ્ફળ થયો. આથી સહુ હસવા લાગ્યા. વળી પુછ્યું કેમ કર્મ સફળ કે ઉદ્યોગ? ત્યારે તેણે નીચું મુખ રાખી ધીમેથી કહ્યું કે કર્મતો ઉદ્યોગ ખરૂં છે કે કર્મને લઇને ઉદ્યોગ સફળ થાય છે. કવિ દલપતરામ ડાહ્યાભાઇએ કહ્યું છે કે—

माधाव माधाव विनैव दैवं नो धावनं साधन मस्ति लक्ष्म्याः।
चेद्धावनं साधनमस्ति लक्ष्म्याः श्वा धावमानोऽपि लभेत
लक्ष्मीं ॥ ३४१ ॥

હે પુરૂષ ! તું ભાગ્ય વિનાનો દોડાદોડ કર નહિ. દોડાદોડ કરવી એ લક્ષ્મીનુ સાધન નથી. જો તે લક્ષ્મીનું સાધન હોય તો શ્વાન પણ દોડાદોડ કરીને લક્ષ્મીને પ્રાપ્ત કરી શકે

આમ વિચારી તે મંત્રી ઇશ્વરના ધામને પામવા ઇશ્વિર ભજન કરવા બેઠો. બોલ ભાઇ ! હવે કર્મ સારૂં કે ઉદ્યોગ ? નાનાભાઇએ કહ્યું કે ભાઇ ! કર્મ સાચું પણ પ્રારબ્ધના યોગે કરીને ઉદ્યોગ આરંભવાની બુદ્ધિ આવે છે અને ઉદ્યોગ કર્યા પછીજ કર્મફળ મળેછે. માટે હું તો ઉદ્યોગનેજ સર્વોત્તમ માનુંછું. જો વળી પણ કર્મને લઇને ઉદ્યોગ કેવું સારૂં કામ કરે છે. અને ઉદ્યોગ લાભદાયી થઇ પડે છે. તે સાંભળ—

## રોગિ વણિક.

એક ધનપતિ કે જે ધરમા ઘણોજ ગૃહસ્થ હતો તે સર્વે પ્રકારની સંપત્તિથી યુક્ત તથા છોકરાં છૈયાંથી સુખી હતો એટલુંજ નહિ પણ તેના ઉપર રાજાનો પણ પ્રેમ હતો. માત્ર તે શરીરે પીડાતો હતો તેણે અનેક વૈદ્ય ડાક્ટરોની દવાઓ લીધી અનેક વનસ્પતિઓ મેળવી, પણ તેનું શરીર સુધર્યું નહિ તેમાં તે હજારો રૂપીઆ ખોઇ બેઠો પણ શરીરે સાજો થયો નહિ તેને રોગ દિવસે દિવસે વધવા લાગ્યો આખરે સાવ અશક્ત બન્યો. થોડા દિવસ પછી નશીબના યોગને લઇને એક જોગી તેને ત્યાં આવી ચડ્યો. અને કાંઇ વસ્તુની યાચના કરી. આથી તે શેઠે તે વસ્તુ અપાવવા પોતાના માણસને હુકમકીધો. પછી તે યોગીએ તે શેઠનું શરીર જોઇ કહ્યું કે તમારો લાંબા દિવસનો મંદવાડ તમને બહુ દુઃખ આપે છે. ત્યારે તે શેઠે વિનતિ કરી કહ્યું કે મારૂં દુઃખ કોઇ મટાડી શકતું નથી. માત્ર શ્રી હરી તે દુઃખ મટાડવા સમર્થ છે. પણ કર્મ યોગે કરીને શ્રી હરી પણ સંતાઇ ગયા છે. આથી તે યોગીએ આ શેઠને પોતાની સાથે લીધા અને વગડામાં તેને કાંઇ ઔષધી બતાવી કે આ ઔષધીથી તમારો રોગ જાશે. માટે તે લઇ ઘેર જા-

ઓ આથી તે શેઠ ઔષધી ઘેર લઇ આવી તેનું સેવન કરવા લાગ્યા થોડા દિવસે તે રોગથી મુક્ત થયા. તો તે શેઠ કર્મને લઇને ઉદ્યોગમાં ફત્તેહ મંદ થયા.

## બન્ને બાંધવોને ન્યાય.

માટે હે ભાઇ! ઉદ્યોગજ ઉત્તમ છે. ભાઇ કહે છે કે કર્મજ ઉત્તમ છે. આમ કરતા બન્ને ભાઇ બાઝી રહ્યા. અંતે રાજા પાસે ફરિયાદ ગઇ જેમાં આ પ્રમાણે ન્યાય મળ્યો. આ બને ભાઇઓને એક અંધારી ઓરડીમાં ગોંધ્યા. તેમને ખાવા માટે મોભારામાં ૧ એક લાડુ રાખ્યો. અને પાસેના અંધારીયા ખુણામાં એક પાણીનું ઠામ મુકી રાખ્યું. નાનો ભાઇ ઉદ્યોગી હતો તેથી ઓરડા ઉપર ચડવા માટે અનેક તરેહની યુક્તિ કરતો હતો. થોડીવારે ઉપર પણ ચઢયો. અને મોભારે ચઢી નળીયાં ઉખેડવા માડયાં આમ કરતાં કરતાં એક મોભારેથી તેને લાડુ મળ્યો. આ લાડુ લઇ તે નીચે આવ્યો અને પોતાના ભાઇને અરધો લાડુ ભાંગી આપ્યો તેમ અજવાળું થયું હતું તેથી પેલું પાણીનું ઠામ પણ નજરે આવ્યું. નાનો ભાઇ અરધો લાડુ ખાઇ ગયો. મોટાભાઇને લાડુ ભાંગતાંજ એક રત્ન મળ્યું તેથી તે ફુલાવા લાગ્યો કે કેમ? જો, ઉદ્યોગ અધિક કે કર્મ તો તે દિવસે પણ નાનાભાઇએ ઉદ્યોગ અધિક કહ્યો. મોટાભાઇ લાડુ ખાઇ ગયા પછી પાણી પી બન્ને જણા સુઇ રહ્યા. પાછળથી રાજાનો માણસ આવી પેલું રત્ન કે જે મોટાભાઇએ પાઘડીમાં રાખ્યું હતું તે છુપી રીતે લઇ ગયો. બીજે દિવસે સવારે રાજાએ કચેરીમાં બોલાવ્યા. ત્યારે તેણે પુછ્યું કે કેમ! કર્મ ખરૂં કે ઉદ્યોગ? તેથી મોટાભાઇએ ઉત્તર આપ્યો કે કર્મ. રાજાએ કહ્યું: કે કેવી રીતે ત્યારે તેણે ઉત્તર આપ્યો કે વગર પ્રયત્ને કોઇ પણ ચીજ પ્રાપ્ત કરવી તેને કર્મ કહે છે તો તે મુજબ મને પણ વગર ઉદ્યોગે એક કિંમતી રત્ન મળ્યું છે ત્યારે રાજાએ કહ્યું કે તે રત્ન કેવું છે? બતાવો જોઇએ. ત્યારે તેણે પાઘડીમાં હાથ નાંખ્યો પણ નિષ્ફળ થયો. આથી સહુ હસવા લાગ્યા. વળી પુછ્યું કેમ કર્મ સફળ કે ઉદ્યોગ? ત્યારે તેણે નીચું મુખ રાખી ધીમેથી કહ્યું કે કર્મતો ઉદ્યોગ ખરૂં છે કે કર્મને લઇને ઉદ્યોગ સફળ થાય છે. કવિ દલપતરામ ડાહ્યાભાઇએ કહ્યું છે કે—

દોહરા.

ઇશ્વર પણ ઉદ્યોગથી, દે છે બક્ષિસદાન;
આ અવસર યુરોપના, લોકજ ચડે વિમાન.

સોરઠો.

કોઇ કહે છે કર્મ, કો ઇશ્વર ઇચ્છા કહે;
મર્મી જાણે મર્મ, કાંઇક પણ તે છે ખરૂં.

દોહરા.

નશિબ નશિબ સૌકો કહે, પણ નક્કી નહિ આશ;
ચૂલા શા માટે કરે, જો નશીબ વિશ્વાસ,
શોધ કર્યાથી સાંપડે, નહિ નશિબ આધાર;
શોધ કર્યાથી સાંપડ્યાં, આગગાડિ ને તાર.

કુંડળિયો.

આદરવો ઉદ્યોગ પણ, ઇશ્વર પર આધાર;
રાખીને રહેવું ખુશી, લલચાવું ન લગાર,
લલચાવું ન લગાર, ધારવી ધીરજ ધરથી;
સજિ સંતોષ સદૈવ, ન ડરવું જોખમ ડરથી,
દાખે દલપતરામ, કલેશ લવલેશ ન કરવો;
ઇશ્વર પર આધાર, ધરી ઉદ્યમ આદરવો.

તેમજ કવિ શામળભટનો પણ મત છે.

દોહરા.

મેલ મૂર્ખ વાતો ઘણી, ગત્ય ગઇ ઘેલા મૂઢ;
અવળો જે ઉદ્યમ કરે, પામે પીડા પોઢ,
ઉદ્યમ કરતા નિરખિયા, રાંક અને વળી રાય;
કોણ રહ્યા એવું કહી, કર્મ કરે તે થાય,
ઉદ્યમ ઉદ્યમ એજ છે, અદકો સહુથી આપ;
કર્મ બિચારૂં શું કરે, ઉદ્યમ પૂર્ણ પ્રતાપ,
નરનારી પ્રીતે વરે, કરે કર્મ શું કામ:
ઉદ્યમથી સૃષ્ટિ નભે, જો જો ઠામો ઠામ,
ઉછેરે ગજ ઘોડલા, ધોળી ધવળ સમર્થ;
ખરિદદાર ખોળે ખરો, જે કો આપે અર્થ.
સુરજ ચંદ્ર નવે ગ્રહો દાનવ દેવ અનેક
કર્મ ઉપર કો નવ રહે, જુવો નરી વિવેક.

મુંગો તે બોલે નહિ, પંગુ તે ન પળાય;
બાકી સો ઉધમ કરે, કર્યા પ્રમાણે ખાય.

### ચોપાઈ

બ્રાહ્મણને આવે છોકરો, કહેશે નિશાળે મોકલો;
ઉધમ કરીને વિધા ભણે, ત્યારે પંડીત માં કો ગણે.
બીજા જે અષ્ટાદશ વરણ, કુળ કુળનાં જેવાં આચરણ;
તે જન તેવો ઉધમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે.
લોહ પથર ચકમક જે જાગ્ય, મથ્યા વિના ન પડે કદી આગ્ય
થાળીમાં પીરસે છે અન્ન, જોયે તમ ન થાયે તન્ન.
વાસણ ચુલા આગળ અડે, ઉધમ વણ ચુલે નવ ચડે;
તાંબુલ બીડાં હોયે સંગ, વણ આરોગ્યે નાવે રંગ
આયુદ્ધ કરમાં જો ધરે, માર્યા વણ શત્રુ નવ મરે;
દવાત, લેખણ, કાગળ હાથ, મુકી છાંડો દિનને રાત.
લખ્યા વિના અક્ષર નવ થાય, ઉધમ પાખે કેમ ભણાય
કથા પુરાણ અને વળી વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ;
ત્યારે સહુને જાણજ થયાં, ઉધમ કરી કથાંતર કહ્યા.

આ ત્રણે પ્રશ્નોતર સાંભળી કુમારિકા ઘણી જ પ્રસન્ન થઈ. બાદ ચારે કન્યાઓ મર્યાદા પૂર્વક ઉભી થઇ બોલી કે—હે ભારત ભૂમિના ભૂષણ! પરમાર કુળ પ્રદિપ! ધારાધિપતિ ભોજ! અમો ચાર કુમારિકાઓએ અનેક રાજાઓ અને હજારો પંડિતો પાસેથી જીત મેળવી છે. પણ આજ આપના રાજ્યના મુખ્ય પંડિતજી કાલિદાસ કે જેના ઉત્તરોથી અમો ચારે નેની જન્મભર દાસી થઇ રહીયેં છીએ તે પંડિતની વિદ્વતાથી આખું જગત તેમને આધીન છે આમ કહી કેટલાએક અલંકારો તે ચારેએ પંડિત કાલિદાસને પહેરાવ્યા. પછી શાસ્ત્રની રીત મુજબ કાલિદાસ સાથે લગ્ન કરવા વિચાર કરી ભોજરાજાએ તે ચારેના ગામ, ઠામ, મા બાપનું નામ વિગેરે પુછી તેનાં સગાં સહોદરોને તેડાવી તેઓનું મન પ્રસન્ન થાય એ રીતે મોટો મંડપ કરી વિધિ પ્રમાણે તેઓનાં લગ્ન કર્યા અને પહેરામણીમાં લાખોનો શિરપાવ આપ્યો.

લગ્ન થઇ રહ્યા પછી તે ચારેએ દેશોદેશનું એકઠું કરેલું ધન કાલિદાસને અર્પણ કરી દીધું, અને તે ચારે પોતાના પતિ કાલિદા-

સ્વની મન, વચન અને કર્મથી સેવા ચાકરી અને ઇષ્ટદેવ સમાન ઉપાસના કરવા લાગી, સ્ત્રીને પતિ શિવાય અન્ય ઇષ્ટ નથી.

> भर्त्ता देवो गुरुर्भर्त्ता धर्मतीर्थ व्रतानि च ।
> तस्मात्सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥ ३४२ ॥

સ્ત્રીઓને સ્વામી છે તેજ દેવ છે, સ્વામી છે તેજ ગુરૂ છે, સ્વામી છે તેજ ધર્મ તીર્થ અને વ્રત છે માટે સતી સ્ત્રીઓએ સર્વેની ઇચ્છા છોડી ફક્ત સ્વામીનુંજ સેવન કરવું.

સંધ્યાકાલનો સમય થયો તે વખતે ચારેએ મળી વિચાર કર્યો કે આપણો પતિ સર્વ શાસ્ત્ર વિદ્યામાં અને કળાઓમાં અતિ ચતુર અને વિચક્ષણ છે. તથાપિ સ્ત્રી વિલાસની બાબતમાં ચતુર છે કે નહિ ? અને ચતુર છે તો પોતાના વિષય રૂપી મદને અંકુશમાં રાખી શકવાની શક્તિ ધરાવે છે કે નહિ એની પરીક્ષા લેવી પછી તે માટે એવો ઠરાવ કર્યો કે જેની પાસે પ્રથમ આવે તેણે કાંઇ પણ નિમિત્ત કહાડી વિલાસથી અનાદર દર્શાવવો. જો ચતુર અને વિલાસી હશે તો ગમે તે પ્રકારથી આપણા મનનું સમાધાન કરશે આ ઠરાવથી એકમત થઇ સર્વે પોતપોતાના શયનગૃહમાં ગઇ બાદ નિદ્રા સમય થયો એટલે કાલિદાસ પ્રથમ બ્રહ્મન્તનયાને ત્યાં ગયા. તેથી તેણી ઉભી થઇ સન્મુખ જઇ માન સહિત ઘરમાં લાવી. કાળીદાસે કેટલીકવાર સુધી હાસ્ય વિનોદ કરી વિલાસની ઇચ્છા દર્શાવી. તે પ્રસંગે સહેજ રીસાયલીના જેવું મુખ કરી બોલી કે પ્રાણનાથ ! જ્યારે ગ્રહયોગ અનુકૂલ હશે ત્યારે તમારી સાથે રમણ કરીશ. આ સાંભળી કાળીદાસ બોલ્યા કે—

> वक्त्रेन्दुःकबरी भरस्तवतमः सीमन्त सूर्योगुरू ।
> वक्षोजावधरः सचावनिजनिः केतुर्भ्रुवो सुन्दरि ॥
> वाक्यंकाव्य मयं शनैश्चर गतिर्मध्यस्तु सौम्योऽपरः ।
> सात्वं चेत्कुरुषे कृपांमयितदा सर्वेनुकूला ग्रहाः ॥३४४॥

તારૂં મુખરૂપી કમળ તે ચંદ્રગ્રહ છે, અને કાળો કેશપાશ રાહુ નામે ગ્રહ છે. તેમજ સેથો પાડી ઓળેલા કેશ વચ્ચે કરેલું જે હિંગળોકનું ટપકું તે સૂર્ય નામે ગ્રહ છે. તારી ભ્રકુટી એ કેતુ નામે ગ્રહ

છે તથા લાલ હોઠ એ મંગલ નામે ગ્રહ છે. વળી ઉપડતાં મોટાં સ્તન એતો ગુરૂ નામે ગ્રહ છે. તથા કાવ્ય એટલે શુક્ર તેતો તારાં મધુર વાક્ય એટલે વાણીમાંજ વસિ રહ્યો છે. અને મંદ ગતિ એ શનિશ્ચર નામે ગ્રહ છે. તે તારી સેવામાં સહેજ સ્વભાવે રહ્યો છે. તેમજ તારો મધ્ય ભાગ એટલે કટિતટ તે અત સુંદર છે. અને તે સૌમ્ય એટલે સોમ અથવા ચંદ્રમાના પુત્ર બુધની ઉપમાને લાયક છે. આ રીતે સર્વ ગ્રહ તારા શરીરમાં નિવાસ કરી રહેલા છે. માટે જો તું મને અનુકૂળ થાય તો મારા સર્વ ગ્રહ પાધરા પડયા અને જો તું પ્રતિકૂળ થઇ તો મારા સર્વે ગ્રહ વાંકા પડયા એટલે આકાશમાં લટકતા ગ્રહનું મારે કાંઇ પ્રયોજન નથી. ફક્ત તારી કૃપા થવી જોઇએ. આ પ્રકારનું કાલિદાસનુ વચન શ્રવણ કરતાંજ બ્રહ્મ તનયા પ્રસન્ન થઇ અને માનવંતીપણું છોડી દીધું.

વળી એજ પ્રમાણે રૂચિવાળી વણિક પુત્રીએ નાના પ્રકારની યાત્રા કરવા વિષે પોતાના શરીરને સ્પર્શ કરવાને જીજ્ઞાસુ એવા કાલિદાસને કહ્યું કે—તમો એક મોટી તીર્થ યાત્રા કરી આવી પવિત્ર થાઓ બાદ તમને મ્હારો સ્પર્શ કરવા દઇશ. હાલ સ્પર્શ કરવા દેવાની મારી ઇચ્છા નથી. ત્યારે તેણીનું મન પ્રસન્ન કરવાને કાલિદાસ બોલ્યા કે,—

मध्यं विष्णु पदं कुचौशिवपदं वक्त्रं त्रिधातुः पदं ।
धम्मिल्लः सुमनः पदं मत्रिल सत्काञ्ची नितम्बस्थली ॥
वाणिचेन्मधुरा धरोरुणधरः श्री रङ्ग भूमिर्वपुः ।
किंते स्त्री कथयामि पुण्य चरितं त्वं निर्जरैः सेव्यसे।२४८।

તારી અતિશય પાતળી કમ્મર છે તેની ઉપમા આપવામાં ઝીણામાં ઝીણી વસ્તુનો તપાસ કરતાં વિષ્ણુપદ ( આકાશ ) આવે છે. માટે વિષ્ણુનાં પદ કહેતાં તીર્થ સ્થાનમાત્ર તે તીર્થ યાત્રાઓ તો તારા કટિભાગમાં નિવાસ કરી રહેલી છે. અને શિવ સંબંધી જેટલી યાત્રાઓ છે તે શિવના સ્થાનમાંજ કહેવી સંભવે છે માટે તે શિવના સ્થાનરૂપ કૈલાસ પર્વતનાં ઉંચાં બે શિખરોની ઉપમા સ્તનને અપાય છે. તેથી શિવજીની સઘળી તીર્થ યાત્રાઓનો સમાવેશ તારા હૃદય ઉપર કહેવા અશક્ય નથી. તથા બ્રહ્મા સંબંધી

સઘળી તીર્થ યાત્રાઓ તેના સ્થાનરૂપ કમલ વિષે છે. એમ કહેવું અઘટિત નથી માટે તારા મુખ કમલમાં બ્રહ્મ તીર્થનો સમાવેશ સ્હેજ થાય છે. વળી તેત્રીશ કોટિ દેવતાઓનો નિવાસ તારા કેશ પાશમાં છે. કેમકે કેશમાં ગુંથેલા પુષ્પના સબંધથી જાણે સત્પુરૂષોએ ગરકાવ કરેલા દેવના સમૂહ જેવો તે કેશપાશ દેખાય છે માટે સુમનસ ( પુષ્પ તથા દેવતાજ ) નું સ્થાન કહેવું યોગ્ય છે. વળી નિતંબ ઉપર રહેલી શોભતી કટિમેખલા એજ શિવકાંચી, વિષ્ણુ કાંચી નામની બે પુરીઓ મોક્ષ આપનારી તીર્થ યાત્રા છે અને તે વિષે પુરાણમાં પણ કહ્યું છે કે —

**अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका।**
**पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायका: ॥ २४६ ॥**

અયોધ્યા, મથુરા, માયા, કાશી, કાંચી, અવન્તિકા એટલે ઉજ્જન અને દ્વારિકા એ સાત પુરી મોક્ષને આપનારી છે.

એટલે તારા નિતંબ ભાગ ઉપર કાંચી તો અથડાયા કરેછે; વળી તારી મધુરી વાણી એજ મથુરા નગરીની તીર્થયાત્રા છે. અને અધરોષ્ઠ એટલે નીચેનો હોઠ ઘણો લાલ છે એજ અરૂણધર ( લાલાશને ધારણ કરતો ) અરૂણહૃદ નામે મોટું તીર્થ છે વળી શ્રીરંગ ક્ષેત્ર નામે તીર્થ ભૂમિ તો તારૂં શઘળું શરીર છે, એટલે શોભાયમાન રંગભૂમિ છે માટે તારા પુણ્ય ચરિત્રનું કેટલું વર્ણન કરૂં સમગ્ર તીર્થ તારા પોતાનાજ શરીરમાં વસી રહ્યાં છે. નિર્જર પુરૂષો ( દેવ અથવા યુવાન ) તારી નિરંતર સેવા કરે છે એટલે હવે મારે બીજી કઇ તીર્થ યાત્રા કરવી બાકી રહી છે. કે તુંને મૂકી અન્ય તીર્થ યાત્રા કરવા જાઉં ! આ પ્રકારનાં કાલિદાસનાં અતિ પ્રેમ યુક્ત અને ગર્ભિત વચનો શ્રવણ કરી તે વણિક પુત્રીએ પણ મોટા સત્કારથી તેને સુખ આપ્યું.

ત્યારબાદ ત્રીજી સોનીની પુત્રીનો પ્રથમ સમાગમ થતાં ક્રોધનું નિવારણ કરી તેને ઘણીજ પ્રસન્નતામાં લાવવા સારૂ કાલિદાસ બોલ્યા કે—

**कान्ते रोमालिवल्ली तव तु समुदिता नाभिनिम्नालवाला।**
**चित्रं वक्षोजहेमाचलयुग फलापीक्षते पुष्पशून्या ॥**

किंवान्तर्भूम्यमुष्याः पनसवद्दुदितं मूलदेशेस्ति पुष्पं ।
तद्दृष्टुं मेतिवाञ्छेत्यभिवदति कवौ सा नतास्याहसच्च ।३४७।

હે સુંદરી તારી નાભિ રૂપી ગંભીર ક્યારામાંથી ઉગેલી મનોહર ઝીણાં રૂવાડાંની પંક્તિરૂપી નાભિને આરંભી હૃદય પર્યંત વેલ વૃદ્ધિ પામીને જોત જોતાં થોડા કાળમાં તે વેલને મોટાં મોટાં બે ( સ્તન રૂપી ) ફળ બેઠાં જે ફળને હેમાચળ પર્વતનાં શિખરની ઉપમા અપાય છે. પરંતુ એવી સુંદર ચમત્કારી વેલનું પુષ્પ પણ જરૂર હોવું જોઇએ તે જણાતું નથી. એ મોટું આશ્ચર્ય છે. માટે પનસા વૃક્ષની પેઠે ને વેલનું પ્રફુલ્લિત થયેલું ફુલ મૂળ ભૂમિમાંજ હશે. તે જોવાની મારી બહુ ઇચ્છા છે. આ પ્રમાણે શ્રૃંગાર સહિત પ્રેમરસ ભરેલાં કાલિદાસનાં મૃદુ વચન શ્રવણ કરતાંજ નિચું મુખ કરી, ત્રીજી એટલે સોનીની કન્યા પણ હસી પડી.

ચોથી રાજકન્યાનું મન આકર્ષિત કરવાને નિચે મુજબ બોલ્યા કે હે પ્રાણવલ્લભે ! આજ મારી એક મોટી વસ્તુ ચોરાઇ ગઇ છે એમ કહી કાવ્ય સંભળાવવાને સાવધાન કરી કાલિદાસ બોલ્યા—

पद्मेन्दीवर कुन्द चम्पक जपा जातीषु जातस्पृहं ।
क्रीडा काञ्चन शैलतुङ्ग शिखरारोहान्तरो हालसम् ॥
मार्गे प्रस्खलितं तथापि विषमे मग्नं लरोमण्डले ।
दुःखादुद्धृत मङ्गनेऽत्र कदली मूले मनोमूर्छितम् ॥ ३४८ ॥

એક મારી પ્રાણ સમાન અતિશે વ્હાલી અને ચંચળ ( મન રૂપી ) વસ્તુ આ દેખાતા ( તારા શરીરરૂપી ) મહા અરણ્યમાં ગુમ થઇ ગઇ છે; તેની શોધ કરતાં એમ જાણ થઇ છે કે આ ખિલેલા તારા મુખરૂપી બાગમાં લોભ પામી ઘણીવાર અથડાઇ અંદર દીચાઇ તેમાં પ્રથમ તો તેણે તારા મુખરૂપી કમળમાં, ત્યાર પછી નેત્ર રૂપી કાળા કમળમાં, ત્યાર પછી મોગરાની ( તારા દાંત રૂપી ) કળીઓમાં, ત્યાર પછી નાસિકા રૂપી ચંપાની કળીમાં, પછી જાસુદીના પુષ્પ રૂપી લાલ ઓઠ તેમાં બાદ જાઇની ફુલ સરખા તારી હાસ્યજનક કાન્તિમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે આખા બગિચામાં ફરી ફરી ત્યાંથી નડું તે એજ વનમા રહેલા ક્રીડા પર્વતનાં ઉંચા બે સુવર્ણનાં ( તારાં સ્તન રૂપિ ) શિખરો હતાં તે ઉપર ઘણી

આઠ હિતર કરી તેથી થાકી ગયું. પછી હળવે હળવે ત્યાંથી નીચે ઉતરતાં નીચા ઉંચા વિકટ માર્ગમાં તારા ઉદરનાં ત્રિવલી ભાગના તટ ઉપર મનરૂપી વસ્તુએ ઘણી ઠોકરો ખાધી પછી ત્યાંથી નિચે ઉતરી જુએ છે તો એક સુંદર ઉંડો કુંડ ( નાભી મંડળ ) દેખી તેમાં ન્હાવા પેઠું તેમાં ડુબી જતાં મહા બલાત્કારે નિકળી આગળ આવ્યું ત્યાં આવેલા કદલી સ્તંભોના મધ્ય ભાગમાં થઇ ચાલતાંજ તેના મૂળમાં ચકરી ખાઇ એવું પડયું કે અદ્યાપિ સુધી નિકળી શકાતું નથી. આ પ્રકારનાં શ્રંગારનાં રસગર્ભિત વચનો શ્રવણ કરી તે વચનામૃતમાંજ તલ્લીન થઇ ગઇ. પછી એ રાજકન્યાએ વિચાર કર્યો કે આ મારો પતિ સ્ત્રીઓના વિષયમાં આસક્ત થઇ છેક હદપાર જતો રહ્યો છે એમ ધારી ક્રોધના આવેશમાં સામી આવી ઓચિંતી એવી તો લાત મારી કે કાલિદાસે ભૂમિપર પડી જઇ તેની સામું નિહાળી નીચે પ્રમાણે કહ્યું.

> दासेकृतागसि भवेदुचितः प्रभूणां पादप्रहार ।
> इति सुंदरि नास्मि दूये ॥
> उद्यत्कठोर पुलकाङ्कित कंटकाग्रै र्यद्विद्यते ।
> तव पदं ननुसा व्यथा मे ॥ ३४९ ॥

હે સુંદરિ ! દાસ અપરાધ કરે ત્યારે ઘરધણી લાત મારી કાઢી મુકે એ વાત ઘટિત છે એટલે ગૃહેશ્વરી ( ઘર ધણિયાણી ) તું છે કેમકે તારી સેવા કરવામાં અમારે સાવધાન રહેવું પડે એમ છતાં સેવામાં ચૂક પડી માટે તેં મને લાત મારી એ વાતનું મારા મનમાં લગારે દુઃખ નથી. પરંતુ તારા ચરણ કમળના સ્પર્શથી પ્રફુલિત થયેલા ઘણા બર્છટ થઇ ગયેલા મારી છાતીના વાળ રૂપી કાંટાનાં અણિયાં તારાં અતિશય કોમળ ચરણમાં ખુંચ્યાં હશે. તે પીડા સંભારી મારા મનમાં ઘણો ખેદ થાય છે. આવાં મધુર વચનથી તેને પ્રસન્ન કરી આવી રીતે કાલિદાસ ચારે સ્ત્રીયોથી સંસારનું ઇચ્છિત સુખ ભોગવવા લાગ્યા.

## અણહિલપુર પાટણનો પ્રલય.

એક દિવસ ભોજનો સેનાપતિ ફુલચંદ્ર દિગંબર, ગુજરાતથી આવેલા ભીમદેવના એક સુભટ પ્રતિ બોલ્યો કે—ભોજરાજા ભીમના

મુંજનું બળ નક્કી ભાંગશે. ત્યારે પેલા સુભટે કહ્યું કે—હે ભોજરાજ! ભીમ સાથે વારે વારે યુદ્ધ ના કર. તે ઘોડાની ખરીના પ્રહારથી તારી ધારા ઢઢોળી નાંખશે.

કેટલાક દિવસ પછી જે વખતે ભીમદેવ સિંધુદેશ જીતવામાં રોકાયો હતો ત્યારે સર્વ સામંતો સાથે મળી સેનાપતિ કુલચંદ્રે અણહિલપુરનો ભંગ કરી આખા નગરની ભૂમી હળવતે ખેડી નંખાવી અને કોડીયો વવરાવી, તથા ભોજની વિજય પતાકા ફરકાવી. ત્યાંથી સ્તંભતીર્થાદિ ઉપર દેશ જીતવા વિચાર કર્યો. તે ઉપરથી સર્વ સુભટોને ભેગા કરી. કંડુરા ગામ આગળ યુદ્ધ કર્યું. ત્યાં નગર લુંટયું અને વિજય કર્યો. અને પછી સેનાપતિ કુલચંદ્રે સર્વ સમાચાર ભોજ ભૂપતિને આપ્યા. ત્યારે ભોજે કહ્યું કે તમે અંગારા કેમ ન વવરાવ્યા! કેમકે કોડી છે તે નાણું છે એટલે અહીંથી ગુજરાત તરફ હવે પછી દંડ જશે. માટે તે તો ખરેખર અપશુકન જ થયા.

ताद्दशी जायते बुद्धिर्व्यवसायोऽपि ताद्दशः ।
सहायास्ताद्दशा श्चैव याद्दशी भवितव्यता ॥ ३५० ॥

જેવું ભાવી બનવાનું હોય, તેવી બુદ્ધિ, તેવો વ્યવસાય અને તેવી સહાય મળે છે.

अवश्यं भावि भावानां, प्रतीकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन्नलराम युधिष्ठिराः ॥ ३५१ ॥

જે અવશ્ય બનવાનું છે, તેનો જો ઉપાય હોત તો નળરાજા, રામ અને યુધિષ્ઠિર દુઃખ પામત નહિ.

भवितव्यं यथा येन नासौ भवति चान्यथा ।
नीयते तेन मार्गेण स्वयं वा तत्र गच्छति ॥ ३५२ ॥

જે જેનાથી થવાનું છે તે કોઇ દિવસ અન્યથા થતુંજ નથી તે તેને તે માર્ગે દોરી જાય છે. અથવા પોતે પણ ત્યાં જાય છે.

અણહિલપુરનો ભંગ કર્યાથી ભોજે તેને અનેક ગ્રામ નગરાદિનો સ્વામી બનાવ્યો એક વખત સ્વચ્છચંદ્ર પ્રભાથી નિશા દીપી રહી છે તેવે સમયે રાજા બોલ્યો કે—

स्वेदांबुसांद्रकणशालिक पालपोली ।
दोलायित श्रवण कुण्डले वंदनीया ।
आनंदमंकुर यति स्मरणेन कापि रम्या ।
दृशा मनसि मे मदिरेक्षणाया: ॥ ३५३ ॥

પરસેવાના ધાટા બિંદુઓથી જેનો લમણો શોભે છે અને જેના કાનમાં કુંડળો હલે છે," એવી સ્વચ્છ નેત્રવાળી સ્ત્રીની દશા સ્મરણ કરવાથી આનંદનો અંકુર પેદા થાય છે.—

औत्सुक्यात्परिमिलतां त्रपया संकोच मञ्चतांच मुहुः
नवसंगम योर्यूनोर्नयनानामुत्सवौ जयति ॥ ३५४ ॥

ઉત્સુકપણાથી મળતાં અને લાજથી વારંવાર સંકોચ પામતાં નવાં પરણેલાં દંપતી (સ્ત્રી પુરૂષ) ના નેત્રોનો ઉત્સવ જય પામે છે.

## ભોજનાં બીજી વખત લગ્ન.

ઉપર મુજબ ભોજે કેટલીક વખત કહ્યું ત્યારે પોતાને પોતાના જેવા ૩૫ ગુણવાળી કોઇ યુવતીને પરણવાનું મન છે. એ વાત જાણી ફુલચંદ્ર ભોજરાજા માટે કન્યાની શોધને અર્થે ગયો.

ધારા નગરમાંથી કેટલુંએક સૈન્ય તથા દ્રવ્ય લઇ ફુલચંદ્ર કેટલાએક દેશ ફરતો મોટા મોટા મહિપતિઓનું માન મેળવતો આગળ ચાલ્યો. ગુજરાત પાસેના કોઇએક દોહદ નામના ગામમાં આવી પડાવ નાંખ્યો. અહિં આગળ બારીયા રજપુતોનું જોર વધતું જણાયું. અને ફુલચંદ્રને તેનો પડાવ ઉઠાવવા કહેણ મોકલ્યું કે—હે વણિક! તું તારૂં દળ લઇ અત્રેથી એકદમ ચાલ્યો જા. કારણ કે વણિકથી ક્ષત્રિયના ભુજનું બળ ભાંગશે નહિ પરંતુ વણિકના જ ભુજ ભંગાવાના. આથી ફુલચંદ્રે કહેવરાવ્યું કે—હે ક્ષત્રિયવીર! આપના ભુજનું બળ હું વણિક નહિ ભાંગી શકું પણ ધારાધિપતિ ભોજનું નિમકહલાલ સૈન્ય ભાંગશે માટે જો યુદ્ધ કરવાની આપમાં સત્તા હોય તો સામા આવી યુદ્ધ કરો. બન્ને તરફના દૂતો દ્વારા એક બીજાના સમાચાર એકબીજાને મળતા હતા. એ સમય ઉભય સેના લગભગ એક બીજાની સામે આવી રહી હતી. આ વખતે ઉભય સૈન્યના હણહણતા ઉત્તમ હયોની હારો શોભી રહી હતી. સિપાઇઓના નિરનિરાળા રંગવાળા લશ્કરી સોનેરી પોશાકો અને તરવાર, ખંજર ભાલા, બરછીયો, રફલો, તથા બીજાં પણ નાનાં પ્રકારનાં આયુધો અપૂર્વ ચળકાટ

કરવા લાગ્યા. તે સમયે સઘળું જંગલ અનેક પ્રકારે ભયંકર અને કોલાહલમય દેખાતું હતું.

આ ભયંકર સંગ્રામમાં ફુલચંદ્રે પોતાનું પ્રાબલ્ય દર્શાવ્યું અને બારીયા રજપૂતોના વડા મોહનદેવજી કે જે દોહદ ગામનો રાજા હતો તેને પાડયો. આથી સર્વનાં મન ઉદાસ થયાં. થોડાં માણસો તો મોહનદેવ મરાયાના સમાચારથી જ અર્ધ મરેલ થઇ ગયા જેથી તેઓ પણ થોડીવારે મરાણા. આ લાગ સાંધી ફુલચંદ્ર પોતાના સૈન્યને સંકેતથી ખબર આપી થોડાં માણસો લઇ દોહદ ગામમાં જઇ બારીયાના દરબારમાં પેઠો. ત્યાં જઇ આખો દિવસ છુપકીથી રહી સર્વ ચેષ્ટા જોઇ. તેનો ધન માલ સર્વસ્વ જોઇ રાત્રિએ સઘળું એકઠું કરી, સૌ સુઇ ગયા પછી મોહનદેવની કુમારિકા પ્રભાવતીનો પલંગ ઉપડાવી અને સઘળું ધન લુંટાવી ત્યાંથી નાઠો.

પ્રભાવતીનું સૌંદર્ય અદ્દભુત પ્રકારનુંજ હતું. અને સૃષ્ટીકારે તેણીને નવરાશની વેળાએ સ્રજેલી હોય નહિ શું ? તેમ અપ્સરાઓથી પણ અધીક શોભતી હતી. તેણીના લલાટનો ભાગતો જાણે નટ લોકોને માટે નાચવાની રંગભુમિ હોય નહિ શું? તેના નાકની અણી પણ અવર્ણનીય દિસતી હતી. આંખની અણી, અધરોષ્ટનો રંગ અને કંઠ માંહેના રત્નજડિત હારોથી ઉર્વશી કે રંભા પણ લજ્જાને પામે એવું તેનું સ્વરૂપ હતું. પ્રભાવતીનો પલંગ એવી ખુબીથી અને ચાલવામાં ચતુરાઇ રાખી લઇ ગયા કે ગામમાં કોઇને કે પ્રભાવતીને સ્વપ્નથી પણ ખબર ન પડી પ્રભાવતીનો પલંગ ધારાની સરહદમાં આવી તેઓએ મુકયો. અને દુતદ્વારા ભોજને સામા આવવા વિનવ્યું. આથી ભોજરાજા અત્રે આવ્યા સેનાધિપતિ ફુલચંદ ભોજને મળી સવિસ્તર કથન કહી પાછો દોહદ ભણી વિદાય થયો.

ભોજરાજા આ સુંદરીને અવલોકી વધારે વધારે કામી થવા લાગ્યો. ખરેખર કહ્યું છે કે—

**तदवधि कुशली पुराणशास्त्र स्मृतिशत चारुविचारजो विवेकः। यदवधि न पदं दधाति चित्ते हरिण। किशोरदृशी दृशोर्विलासः॥ ३५८॥**

જ્યાં સુધી મૃગનાં બાળક સરખાં નેત્રવાળી સ્ત્રીની દૃષ્ટિનો વિ-

ક્ષાસ ચિત્તમાં નથી ચોટયો ત્યાં સુધી સેંકડો પુરાણ, શાસ્ત્ર અને સ્મૃતિના સુંદર વિચારથી ઉત્પન્ન થયેલો વિવેક ટકી શકે છે.

ભોજ પણ ઉપર મુજબ પોતાનો વિવક વિસરી ગયો. અને પલંગ પાસે ઉભી બોલવા લાગ્યો કે—

तिमिरं हरंति हरितां पुरः स्थिता ।
स्तिरयन्ति. तापमय तापशालिनाम् ।
वदनत्विषस्तव चकोरलोचन परिमुद्रयंति ।
सरसीरुहश्रियः ॥ ३९६ ॥

હે ચકોર સરખા નેત્રવાળી તારા મુખની કાંતિ દિશાઓના અંધકારને હરે છે, સંતાપથી તપેલાનો તાપ મટાડે છે. અને કમળની શોભા ઢાંકે છે.

लवलीं तव लीलया कपोले कवलींकुर्वति कोमलत्विषा ।
परिपाण्डुर पुण्डरीक खण्डेपरिपेतुः परितोमहाधयः ॥३९७॥

હે સ્ત્રી ! તારા કપાળે, કોમળ કાંતિએ કરી માત્ર લીલાથીજ લવલીનીલતાને હરાવી ત્યારે સફેત કમળના સમૂહને મોટી ચિંતા થવા લાગી.

लोचन फुल्लाम्भोजद्वय लोभान्दोलितैकमनाः शुभ्रो ।
कस्तुरी तिलक मिषादय मलिके लिस्तवोल्लसति ॥ ३९८ ॥

હે ગોરી ! તારા કપાળ ઉપરનું કસ્તુરીનું તિલક તારા નેત્રને ખીલેલા કમળસરખા જોઇ સુગંધ લેવા આવેલા ભમરા સરખો દેખાવ દીએ છે.

दारिद्र्यं भजते कलानिधिरयं एकाधुना म्लायति ।
स्वैरं कैरव काननेषु परितो मालिन्य मन्मीलति ॥
द्योतन्ते हरिदंतराणि सुहृदांबृंदं समानंदति ।
त्वं चिदंचसि कांचनाङ्गि वदनाम्भोजे विकासश्रियम् ॥

હે સુવર્ણસરખા અંગવાળી ! તારૂં મુખ કમળ પ્રકાશતી વખતે આ ચંદ્ર દરિદ્ર થાય છે. રાત્રિ સંકોચ પામે છે, પોયણી ( રાત્રિ

(વિકાસી કમળ)નું વન મલિન થઇ જાય છે, દિશાઓ પ્રકાશે છે અને સંબંધીઓનો સમૂહ આનંદ પામે છે.

आलोक्य सुन्दरि मुखं तव मन्दहासं
नन्दन्त्य मन्दमर विन्दधिया मिलिन्दाः ।
किंचासिताक्षि मृगलाञ्छन सम्भ्रमेण
चंचुपुटं चटुलयन्ति चिरं चकोराः ॥ ३६० ॥

હે સુંદરી ! તારા હસતા મુખને [કમળ]માની ભમરા ઘણા ખુશ થાય છે. અને ચકોર પક્ષી પોતાની ચાંચો હલાવે છે.

दयिते वदनत्विषां मिषादयितेऽमी विलसंति केसराः ।
अपि चालक वेषधारिणो मकरंद स्पृहया लवोऽलयः ॥३६१॥

હે પ્યારી! તારા મુખની કાંતિના મિષથી આ કેસરા શોભે છે, અને કેશનો [વેષ ધરનાર મકરંદની ઇચ્છા ધરાવનારા આ ભમરા છે.

નિરંતર નેત્રને સુંદર લાગે એવા આ સ્ત્રીના મુખને જેમાંથી શોભા જતી રહે છે એવા કમળની ઉપમા કેમ આપીએ ? તારા સુકુમાર અંગોથી પુષ્પોની શોભા હરે છે. અને કામદેવ બાણોથી મારા પ્રાણ કાઢે છે. કોમળચરણ વાળી સ્ત્રી ! નિતંબ પોતાના ભારથી રસ્તામાં ચાલતાં દુઃખ પામે છે અને હું તારૂં રૂપ જોવાથી વિકળ બની જઇ ખેદ પામું છું. હે રમણી ! તારો અધર! અતિ મધુરતાથી રાતા પરવાળાને અને કુંપલને અત્યંત હેઠાં કરે છે. ખંજન પક્ષીના નેત્રને પણ તારાં નેત્ર ભય ઉત્પન્ન કરે છે. ત્યારે રાત્રિમાં કરમાઇ જતાં કમળની ઉપમા કેમ આપી શકાય ? વાહ સુંદરી ! આટલું કહે છે ત્યાં પ્રભાવતીએ આળસ મરડયું. આ જોતાં વેંતજ ભોજ એકદમ પાસેના વટવૃક્ષ ઉપર તેણીનો અભિપ્રાય જોવા માટે ચઢયો.

કુમારી પ્રભાવતી અંગ મરોડી બેઠી થઇ. નિદ્રાથી આંખો પણ ભારી ગઇ હતી જેથી હાથવતી આંખો ચોળી આમતેમ જુવે છે ત્યાં આ સઘળું ભયંકર જંગલ નજરે પડયું કે તરત તેણીની આંખોમાંથી અશ્રુઓની ધારા પડવા લાગી અને નિશ્વાસ નાંખતી બોલવા લાગી કે હે—હે ઇશ્વર! હે દયા સાગર! ભક્ત વત્સલ! પ્રણતજન પ્રતિપાલક! મારી અબળાની આપને જરા પણ દયા ન આવી ? આ અરણ્ય કયાં અને મારા મનહર મહેલો કયાં ?

હાય હાય ? આ શી દશા ? અરે ! મારા માતા :પિતા ક્યાં રહ્યાં અને અહિં કોણ લાવ્યું ? હે દૈવ ! આમ રોતી રોતી અનેક પ્રકારે કલ્પાંત કરતી હાંફતી, રડતી અને નિશ્વાસ નાંખતી પોતાના શરીરના પણ ભાન રહિત થયેલી પ્રભાવતી પડેલાં દુ:ખથી ઝુરવા લાગી. વળી ક્ષણ ક્ષણ બોલતી કે—હે દૈવ ! તું આવો નિર્દય કેમ થઇ બેઠો ? હું તો હજી નાની છું પણ મારા કરતાં ઉમરે મોટાં સતી માતા દ્રૌપદીની તેં કેટલી વખત વહાર કરી હતી ! તે શું તું આજે નિર્દય અને ઘાતકી થઇ બેઠો ? આમ બોલતી મોટા અવાજથી રડવા લાગી એટલામાં ચુપકીથી ભોજરાજા ઝાડ ઉપરથી ઉતરી ધીમેથી આવી તેને વિનવવા લાગ્યા અને બોલ્યા કે—સુંદરી ! છાનાં રહો મિથ્યા શા માટે રૂદન કરો છો, આપ કોણ છો ? અને ક્યાંનાં રહીશ છો ? આવું વાક્ય સાંભળી તે બોલી કે—હું દોહદ ગામના રાજા મોહનદેવની કન્યા છું. મારૂં નામ પ્રભાવતી છે. મને આજની રાત્રિમાં કોણ જાણે કોણ અહિં આ પલંગ સહિત લેઇ આવ્યું છે ? જેની મને કાંઇ ખબર રહી નથી. મારા પિતા રણસંગ્રામમાં ગયા હતા. તે પણ કોઇ વિદેશી લશ્કર સાથે પેટ ચોળી શૂળ ઉપજાવવાની માફક હાથે કરી શત્રુતાની સંધિ સાંધી. હું હજુ સુધી એમ જાણતી હતી કે અત્રે કોઇ મારૂં હિતેચ્છુ મને લાવેલ હશે કારણ કે દુશ્મનને હાથ મને ન જવા દેવાને લાધે તથા ભયંકર યુદ્ધમાં અમારા લશ્કરના ભંગાણને લીધે મારા પિતાના કુટુંબને આમ જુજવું કરી દીધું હશે. પણ મને તે પણ ખરૂં હોય તેમ જણાતું નથી મહારાજ ! આપ કોઈ મોટા રાજા હો તેવું દેખવામાં આવે છે. આ કયા શહેરની સરહદ છે ? તે આપ કૃપા કરી કહેશો. સુંદરી ! આ ધારા નગરની બાજુની સરહદ છે અને હું પણ ત્યાંનો જ ભૂપ છું મારૂં નામ ભોજ છે. આવું સાંભળી તે બોલી કે આપની અનુપમ કીર્તિ દેશે દેશ પહોંચી છે અને આપની ફેલાયેલી કીર્તિએ મારા મનમાં આપને વરવા વારંવાર મારા હૃદયમાં ખટક કરાવી છે. તેથી આપજ મારા પૂજ્ય પ્રભુ અને પતિ છો મારે આપના સિવાય અન્ય પુરૂષ ભાઇ બાપ સમાન છો ભોજે કહ્યું કે સુંદરી ! હું એવું કર્મ કરવા ખુશી નથી. કેમકે— ભર્તૃહરિએ કહ્યું છે કે—

> यदेतत्पूर्णेन्दु द्युतिह रमुदारा कृतिधरं ।
> मुखाब्जं तन्वङ्गयाः किल वसति यत्राधरमधु ॥

इदं तत्किंपाकद्रुम फल मिदानी मतिरसं ।
व्यतीतऽस्मिन् काले विषमिव भविष्य त्यसुखदम् ॥२६२॥

જેમાં અત્રરામૃતનો વાસ છે એવું, સોળે કળાએ ઉગેલા ચંદ્રની કાંતિને પણ ઝાંખી પાડે એવું અને સરલ આકૃતિવાળું આ નાજુક ડીનું મુખ કમળ ઝેરકોચલાં જેવું છે, તથાપિ યૌવન કાળે રસ ભરેલું લાગે છે. પણ જુવાની જતી રહેતાં તો તેજ મુખ પાછું ઝેર જેવું દુઃખકર થઇ પડવાનુંજ.

આ દષ્ટાંત સાંભળી પ્રભાવતી બોલી કે ભલે સ્વામીનાથ આપ જો તેમ કહેતા હોતો આ આપની કટાર એ મારા હૃદયની ભોગ ભોગવનાર અને મને શાંતિદાતા છેજ એમ કહી પાસે પડેલી કટાર લે છે તેથી ભોજ તે કટાર પાછી લઇ તેણીને સારા મુહુર્તમાં લગ્ન કરવા વચન આપી મોટા દમામથી અને રાજરીત પ્રમાણે પ્રભાવતી સહિત શહેરમાં સિધાવ્યા.

સેનાધિપતિ પુરૂચંદ્ર અહિં આવી પાછો પોતાની બાણ વિદ્યાની વિચક્ષણતા બતાવવા લાગ્યો. અંતે સૌ વીરોને હરાવી પોતે વિદાય થયો. ભોજ પાસે જઇ સઘળી હકીકત કહી. આથી ભોજ બહુજ હર્ષ પામ્યો. પછી લગ્નનું મુહુર્ત નક્કી કરી લગ્નની ધામ ધુમ કરવા માંડી.

## વણિક સ્ત્રીઓની વાત.

લગ્નના ચાલુ પ્રસંગમાં ભોજ લોકચર્ચા જોવા સારૂ ગામમાં નિકળ્યો. ત્યાં કોઇ એક વણિકના ઘરમાં સ્ત્રીપુરૂષને કંકાસ થતો હતો ત્યારે તેની પાડોશણે કહ્યું કે જોને આ નવી રાણી પ્રભાવતીનો ભોજના ઉપર કેવો પ્રેમ કે ભોજને જોતાંવેંતજ પતિ ધારી બેઠી એ શું ઓછો પ્રેમ ? પ્રેમની બલિહારી છે. જગતમાં જો પ્રેમ ન હોત તો સ્ત્રી પુરૂષનો પરસ્પર સંબંધ રહેત નહિ. પ્રેમ વગર બધું જગત શૂન્ય છે. ત્યારે તેની એક બહેનપણીએ આવીને કહ્યું કે—

सखि साहजिकं प्रेम दूरादपि विराजते ।
चकोरी नयन द्वन्द्व मानन्दयति चन्द्रमाः ॥

હે સખિ ! જે સ્વભાવિક પ્રેમ છે તે દૂરથી પણ જણાઇ આવે છે. ચંદ્ર જો કે દૂર રહ્યો છે તોપણ ચકોરપક્ષીની સ્ત્રીનાં બે નેત્રોને આનંદ પમાડે છે.

આ પ્રમાણે પરસ્પર વાતો કરી આનંદ પામતી વણિક સ્ત્રીઓ બેઠી હતી તે વાત સાંભળી ભોજરાજા ઘેર ગયો. બીજે દિવસે તેઓને લાખ લાખ ધન મોકલાવ્યું તેથી તેણે જાણ્યું કે આપણી વાત ભોજરાજાએ જાણી હોવી જોઇએ. જેથી તેમાંની એક સ્ત્રી ભોજ પાસે જઇ બોલી કે મહારાજ ! અમારો અપરાધ ક્ષમા કરશો. ભોજે કહ્યું કે બાઇ ! તું બહુ સત્યવાદિની છે. તું પ્રેમ વિષયની પિછાણનાર સ્ત્રી છે, તું મારીપાસે ક્ષમા માગવા આવી તેથી તને આ બીજું લાખધન આપુંછું. આથી તે રાજી થઇ બોલી કે—

श्री भोज साम्यं तव कल्पवृक्षः सदा वदान्योऽपि कथं प्रयाति । यतो भवद्दान सुपुष्टवि प्रहव्यने कुक्षिंभरिरस्य भर्त्ता ॥ ३६४ ॥

હે ભોજરાજા ! કલ્પવૃક્ષ સર્વદા ઉદાર છતાં તમારા તુલ્યપણાને કેમ પ્રાપ્ત થઇ શકે ? કેમકે એ કલ્પવૃક્ષનો જે માલેક છે તે પણ (ઇંદ્ર પણ) તમારાં દાનોવતે પુષ્ટ થયેલા બ્રાહ્મણોએ દીધેલા હવિથી પેટ ભરે છે.

આ સાંભળી ભોજરાજાએ તેને દર શબ્દનું લાખ લાખ ધન આપી તેને સંતોષી અને વિદાય કરી. ભોજરાજાની કીર્તિ વિદેશમાં જેમ જેમ ફેલાતી ગઇ તેમ તેમ તેના રાજ્યમાં પંડિતો આવવા લાગ્યા. અને પોતાની વિદ્યાના બળથી નિશદિન ત્યાં રહેવા લાગ્યા.

ભોજરાજાના લગ્નની વાત દેશેદેશ અને સ્થળ સ્થળમાં પસરી રહી. ભિન્ન ભિન્ન ભૂપતિઓને ઉપરાઉપર આમંત્રણો મોકલવામાં આવ્યાં. મનોહર મંડપોના સમારંભ થવા લાગ્યા. લગ્ન સંબંધી સમાચાર ગામમાં ફેલાયાથી ઘેર ઘેર તમામ પ્રજામાં આનંદ વરતી રહ્યો. અમીર ઉમરાવો રાજવંશી પોષાકો તથા અનેક તરેહના નવા નવા રત્નજડિત્ર આભૂષણો તથા ઉપયોગી સામાન કરાવવાની ખટપટમાં ગુંથાયા હતા. તેમ દરબારમાં પણ એજ ધામધુમ ચાલી રહી હતી. સર્વે વસ્ત્રાભૂષણ આદિ સરસામાન તૈયાર થયા પછી પોતાના ભાયાતો, પ્રધાનો, કારભારીઓ, પંડિતો, નગરશેઠ, શાહુકારો અમીરો અને ચતુરંગિણી સેના અને અનેક પ્રકારના વાદિત્રો તથા હજારોનું દારૂખાનું એકઠું કરી, સુંદર ઐરાવત ઉપર રત્નજડિત્ર સુવર્ણના

કળશોથી દેદીપ્યમાન. અંબાડીમાં ભરજરી પોષાગ તથા નખથી શિખા પર્યંત જડિત્ર-અલંકારોથી શોભતા ઈંદ્રના સમાન કાંતિવાળા ભોજરાજા તેમાં બિરાજ્યા. તે વખતે નગરની સર્વ પ્રજાએ જયજયકારની વૃષ્ટિ સાથે આનંદધ્વની કર્યો. આ વખતે નાના પ્રકારનાં વાદિત્રોના અવાજ તથા દારૂખાનાની રચનાનો દેખાવ ઘણોજ અદ્ભુત દેખાતો હતો. આ પ્રમાણે અનેક પ્રકારના આનંદ સાથે મહારાજા ભોજ પરણવા પધાર્યા.

મંગળ સમયે ભોજરાજાના ગોરે નારિયેલ આપી વિધિપૂર્વક લગ્ન કર્યું. આ વખતે સર્વત્ર આનંદ થઈ રહ્યો. હર્ષની હદ રહીજ નહિ. પ્રધાનો વિગેરે પૂર્ણ આનંદમાં આવી જઈ બ્રાહ્મણો વિગેરેને દાનમાનાદિથી સંતોષવા લાગ્યા. ભોજરાજા તથા પ્રભાવતીનો પ્રેમ એકમેકપર બરોબર સમાનજ હતો. તેમાં વળી સોનું અને સુગંધ મળે ત્યાં ખામીજ શાની હોય. સ્નેહની સીમા હોતી નથી.

क्वेन्दोर्मण्डल मम्बुधिः क्व च रविः पद्माकरः क्वस्थितः ।
क्वाभ्राः सन्ति मयूर पङ्क्तिरमला क्वालिः क्व वा मालती ॥
हारः क्व स्थित हंस वृन्द ममलं क्वेदं सरो मानसं ।
योयस्याभिमतः सतस्य निकटे दूरेऽपि सन्वल्लभ ॥२६८॥

ક્યાં ચંદ્રનું મંડળ અને ક્યાં સમુદ્ર ? ક્યાં રવિ અને ક્યાં પદ્માકર ? ક્યાં મેઘ અને ક્યાં મયુરની નિર્મલ પંક્તિ ? ક્યાં ભ્રમર અને ક્યાં માલતીનાં પુષ્પનો હાર, ક્યાં હંશ અને ક્યાં માન સરોવર ? તેથી જે જેને પ્રિય છે તેને દૂર છતાં પણ નજીકજ છે.

ભોજરાજે પરણી ઉતર્યા પછી પોતાના સુભટોને મોટા દમામ સાથે અતિ પહેરામણી દીધી. કવિઓ તથા પંડિતોને પણ લાખધન આપી સંતોષિ આર્શિર્વાદ મેળવ્યો.

## ધનવાન અને વિદ્વાનનું મહત્વ.

ધારાનગરની નજીક એક કલ્યાણી નામનું શહેર હતું. ત્યાં ઉત્તમચંદ નામનો કોઈ ધનાઢ્ય તથા સકળગુણ સંપન્ન ઉદાર વૃત્તિવાળો અને કુટુંબ વત્સલ વણિક રહેતો હતો. તેને એજ ગામના સરસ્વતીપ્રસાદ નામના પોતાના કર્મકાંડમાં કુશળ અને મહાન પંડિત એવા બ્રાહ્મણની સાથે મિત્રાચારી હતી. એક દિવસ એ બન્ને મિત્રો ગામની બહાર સદાશિવનાં દર્શન નિમિત્તે ગયા દર્શન કરી પાછા ફ

કરતાં આરામ લેવા અર્થે એક સ્થળે બેઠા. પરસ્પર હાસ્યવિનોદથી શાસ્ત્રાર્થની વાતો કરતા હતા તેમાં વિદ્વાન અને ધનવાનના મહત્વ વિશે વાતો કરવા લાગ્યા. ઉત્તમચંદ શાહે પોતાના ધનનું મહાત્મ્ય વધાર્યું. અને સરસ્વતીપ્રસાદે પોતાની વિદ્યાનું મહત્વ વધાર્યું. પછી ઉત્તમચંદ શાહ બોલ્યા કે ધનવાનને કોણ પહોંચી શકનાર છે ? કહ્યું છે કે—

यस्यार्थस्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।
यस्यार्थाः सपुमाँ लोके यस्यार्थाः सच पंडितः ॥ ३६६ ॥

જેની પાસે પૈસો હોય તેના સર્વ મિત્ર થાય, જેની પાસે પૈસો હોય તેના સગાપણ ઘણા થાય, જેની પાસે પૈસો તેજ આ લોકમાં પુરૂષાર્થ વાળો કહેવાય અને જેની પાસે પૈસો હોય તેજ પંડિતમાં ગણાય વળી પણ કહ્યું છે કે—

हेतु प्रमाण युक्तं वाक्यं न श्रूयते दरिद्रस्य ।
अण्यीतपरु षमसत्यं पूज्यं वाक्यं समृद्धस्य ॥ ३६७ ॥

દરિદ્રીનું વચન હેતુ અને પ્રમાણ યુક્ત હોય તથાપિ કોઇ શ્રવણ કરતું નથી. અને ધનવાનનું વચન ઘણુંજ કઠણ અને નિંદિત હોય તથાપિ લોક તેનું શ્રવણ કરે છે. માટે ઘણો વિદ્વાન તે ઘણો દરિદ્રી જાણવો.

વળી ધનવાન ધન થકી સર્વ વસ્તુ ઘેર બેઠાં મેળવી શકે છે. અને નાના પ્રકારના વૈભવ ભોગવે છે. ધનવાનને સર્વ લોક નમતા આવે છે. અને તેની પ્રસંશા કરે છે વિદ્વાનની પ્રસંશા કોઇ કરતું નથી. વળી વિદ્યા ઓઢવા કે પાથરવાના કામમાં આવતી નથી તેમ એનાથી સાહેબી પણ ભોગવી શકાતી નથી. તેના દાખલામાં જોશો તો હું પોતે લખતાં કે વાંચતાં પણ પુરૂં શિખ્યો નથી. પરંતુ લાખો રૂપૈઆનો વ્યાપાર ખેડું છું. સોનું, રૂપું, તથા હીરા માણેક વિગેરે લાખો રૂપૈઆના અલંકારો ધારણ કરૂં છું. દરરોજ ઇચ્છા ભોજન કરૂં છું. અને સંસારનું સુખ સ્વર્ગના જેટલું ભોગવું છું. તેમાંનું તમોએ તમારી અર્ધી જીંદગી વિદ્યાભ્યાસ કરી પંડિતાઇ મેળવવામાં કહાડી. તથાપિ કાંઇ દેશ સુખ સ્વપ્ન સરખું પણ જોયું નહિ. વળી ધનવાનને મસ્તક નમાવવું પડે છે. ધનવાન ધાર્યું કામ કરી શકે પણ વિદ્વાનથી કાંઇ થઇ શકતું નથી. માટે પંડિતજી ! ધનવાન મ-

તે ધનવાનજ. અમારી આગળ આપની મોટાઇ એ બધી ખોટાઇ.

આ સાંભળી સરસ્વતી પ્રસાદે ઉત્તર આપ્યો કે—

**वरं हालाहलं पीतं सद्यःप्राणहरं विषम् ।**

**न द्रष्टव्यं धनाढ्यस्य भ्रूभङ्गकुटिलं मुखम् ॥ २६८ ॥**

તરત પ્રાણને હરનારૂં એવું હાળાહાળ ઝેર પીવું સારૂં પણ ભ્રકુટી ચઢાવવાથી વાંકું થયેલું એવું ધનાઢયનું મુખ જોવું સારૂં નથી.

**भक्तद्वेषो जडप्रीतिः सुरुचिर्गुरुलङ्घने ।**

**मुखे कटुकता नूनं धनिनां ज्वरिणामिव ॥ २६९ ॥**

જવર વાળાને જેમ ભક્ત અન્ન ખાવા ઉપર દ્વેષ થાય છે જડ-જળ ઉપર પ્રીતિ થાય છે. મોટી લાંઘણ કરવા ઉપર રૂચિ થાય છે, અને મુખમાં કડવાસ રહ્યા કરે છે. તેમ ધનવાનને પણ ભક્ત પોતાના ઉપર પ્રીતિ રાખનાર દ્વેષ થાય છે. જડ મૂર્ખ માણસના ઉપર પ્રીતિ થાય છે. ગુરૂ પિતા વગેરે વડિલો ઉલ્લંઘન કરવામાં રૂચિ થાય છે અને મુખમાંથી કડવાં વચન નિકળે છે. (અર્થાત્ જવરવાળા અને ધનવાનની સ્થિતી સરખીજ છે. )

**लक्ष्म्या परिपूर्णोऽहं न भयं मेऽस्तीति मोहनिद्रैषा ।**

**परिपूर्णस्यैवेन्दोर्भवति भयं सिंहिकासूनोः ॥ २७० ॥**

હું લક્ષ્મીથી પૂર્ણ છું, તેથી મારે કોઇના ભય નથી. એમ જે ધનવાન ધારે છે, તે મોહ નિદ્રા છે. કારણ કે પૂર્ણ એવા ચંદ્રનેજ રાહુનો ભય છે. ( અર્થાત્ પુર્ણચંદ્રને જેમ રાહુનો ભય છે તેમ ધનથી પરિપૂર્ણ એવા પુરૂષને બીજાનો ભય રહ્યા કરે છે. )

અમને દરિદ્રીની તુલ્ય તથા ગમે તેવો મ્હોડેથી કહો પરંતુ વિદ્વાન તે પક્ષીઓમાં હંસ સમાન અને ગ્રહ મંડળમાં સૂર્ય જેવો છે કહ્યું છે કે—

**इभतुरगशतैः प्रयान्तु मूढा धनरहिता विबुधाः प्रयान्तु पद्भ्याम् । गिरिशिखर गतापि काकपंक्तिः पुलिन गतैर्न समा हि राजहंसैः ॥ २७१ ॥**

હજારો હાથી અને ઘોડાની સાહેબી સહિત સ્વારી કરી મૂર્ખ લોકો ગતિ કરે છે અને પંડિત ધન વગરનો છે તેથી પગે પ્રયાણ કરે છે તથાપિ વિદ્વાનની તુલ્ય ધનવાન નજ ગણાય. જેમ કાગડાની

પંક્તિ પર્વતની ટોચ અથવા શિખર ઉપર બેઠી છે અને રાજહંસ જલાશયના તટ ઉપર નીચે બેઠો છે પરંતુ શિખરપર બેઠેલા કાગડાઓ રાજહંસની તુલનામાં આવી શકશે ? કદિ નહિ.

**पण्डिते हि गुणाः सर्वे मूर्खे दोषाश्च केवलाः ।**
**तस्मान्मूर्खसहस्रेभ्यः प्राज्ञ एको विशिष्यते ॥ २७२ ॥**

પંડિતમાં સર્વે ગુણો હોય છે. અને મૂર્ખમાં તો કેવળ દોષજ હોય છે. તેથી હજાર મૂર્ખાથી એક પ્રાજ્ઞ—પંડિત પુરૂષ વિશેષ થાય છે. વળી પણ—

**विद्वानेव विजानाति विद्वज्जन परिश्रमम् ।**
**नहि वन्ध्या विजानाति गुर्वीं प्रसव वेदनाम् ॥ ३७३ ॥**

વિદ્વાનના શ્રમને વિદ્વાનજ જાણે છે. વંધ્યા (વાંઝણી) સ્ત્રી પ્રસવની મોટી વેદનાને જાણતી નથી.

**गुणदोषौ बुधो गृह्णन्निन्दु क्ष्वेडाविवेश्वरः ।**
**शिरसाश्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥ ३७४ ॥**

જેમ શંકર, ચંદ્ર અને ઝેરને રાખે છે તેમ વિદ્વાન ગુણ અને દોષને ગ્રહણ કરે છે અને શંકર જેમ એક (ચંદ્ર)ને મસ્તકમાં રાખી વખાણે છે અને બીજા (ઝેર)ને કંઠમાં ઢાંકી મૂકે છે. તેમ વિદ્વાન માણસ ગુણને વખાણે છે. અને દોષને ઢાંકી દેછે.

પંડિતાઇ અને રાજપદવી એ બે છે પણ લોકમાં એક સરખી તુલનામાં ગણાય નહિ. કેમકે રાજાએ પોતાના દેશમાંજ માન મળે છે અને વિદ્વાન બધી જગોએ પુજાય છે. વળી તમે ધનથી નાના પ્રકારનાં સુખો અને વૈભવો ભોગવોછો એ વાત ખરી પણ તે છત હોય ત્યાં સુધીજ પરંતુ તે ના હોય તો ધનવાન બગાસાં ખાતો પગ ઘસીને મરી જાય અને વિદ્વાન તો જો કે છેક દુર્બલ અવસ્થા ભોગવતો હશે તોપણ પોતાની વિદ્યાના બળથી કોઇ પણ સ્થળે ભૂખે મરનાર નથી. ધનવાનને માથેથી આપત્તિ કોઇકાળે ઉતરતીજ નથી. રાત્રિ અને દિવસ તેના દિલમાં અનેક પ્રકારની ચિંતા ચિતાની માફક દુઃખ આપે છે. પરંતુ વિદ્વાનને વિદ્યારૂપી દોલત રાત્રિ અને દિવસ આનંદમાં રાખી એના મનની ચિંતાને દૂર કરે છે. વળી વિદ્યારૂપી ધન એવું છે કે

न चौरहार्यं न च राजहार्यं न भ्रातृभाज्यं नच भारकारि ॥
व्यये कृते वर्द्धत एव नित्यं विद्याधनं सर्व धनप्रधानम् ॥

ચોર ચોરી કરી શકે નહિ, રાજા હરીશકે નહિ, ભાઈઓ ભાગ પડાવી શકે નહિ, લેશ માત્ર પણ ભાર કર્તા નહિ, અને કોઈને આપવાથી ઘટવાને બદલે નિરંતર વધે એવું વિદ્યારૂપી ધન સર્વમાં શ્રેષ્ટ છે.

આ પ્રમાણે અનેક દ્રષ્ટાંતો આપી સમજાવ્યો પરંતુ પોતે ધનના મદને લીધે તે સમજ્યો નહિ.પછી સરસ્વતીપ્રસાદે તેની સાથે એવી હોડ કરી કે આપણે બન્ને ભોજ પાસે જઈ ન્યાય કરાવીએ અને તેમાં જે કોઈ હારે તે દાસત્વ પદધારી રહે અને પોતાની બધી પુંજી જીતનારને આપે. આ વાત બન્નેએ કબુલી દસ્તાવેજ કરી લીધો.

બીજે દિવસે સવારમાં બન્ને જણાએ ખાઈ પીને ધારાનગર તરફ પ્રયાણ કર્યું અને દરબાર ભરાવાના સમય ઉપર ત્યાં જઈ પહોંચ્યા ત્યાં જઈ જુવે છે તો હજારો:પંડિતોના મધ્ય ભાગમાં જેમ નવગ્રહમાં સૂર્યનારાયણ શોભા આપે છે તેવા રત્નજડિત સુવર્ણના સિંહાસન પર ભોજરાજા વિરાજમાન થઈ કચેરીમાં શોભી રહ્યા છે તે પ્રસંગે સરસ્વતી પ્રસાદ અને ઉત્તમચંદ સન્મુખ જઈ ઉભા રહ્યા બ્રહ્મદેવે આશિર્વાદ દીધો. તે સમયે બન્ને જણાને આગમનનું કારણ પુછયું ત્યારે બ્રહ્મદેવે સઘળો હેવાલ કહી સંભળાવ્યો.

આ સાંભળી કાલીદાસ પંડિતે ભોજને કહ્યુંકે મહારાજ ? સરસ્વતી પ્રસાદ અને ઉત્તમચંદ એ બન્નેમાં સરસ્વતી પ્રસાદ મહા ચતુર અને પરાક્રમી પંડિત છે, એની બુદ્ધિ જોતાં તે કાળના મુખમાંથી પણ છુટી આવે એવો મનુષ્ય છે માટે એની પરિક્ષા કરવાને ' સુલતાનસિંહજી ' ઉપર હુકમ લખી એમના હાથમાં આપવો અને એમાં એવું લખવું કે આ હુકમ લઈ આવનાર બન્ને આશામીને અમારો હુકમ વાંચતાને વાર તેઓને સવાલ નહિ પૂછતાં એકદમ શિર ચ્છેદ કરી મારી નાખવા. આ પેચમાંથી જો જીવતા આવે તો બન્નેમાંથી કોણે કેવે પ્રકારે અને શી હિકમતથી આપણા હુકમને રદ કર્યો તે પુછી પાર લેવાથી કોનો પુરૂષાર્થ વધારે એ પરખાઈ આવશે.

બીજે દિવસે બ્રાહ્મણ તથા વણિક ગૃહસ્થને પોતાની કચેરી-

માં બોલાવી એક કાગળ લખી આપી હુકમ કર્યો કે તમો બન્ને જણા અહિંથી દશ કોશપર સુલતાનપર ગામ છે ત્યાં જઇ ત્યાંના રાજા સુલતાનસિંહના હાથમાં આ હુકમ આપજો એટલે તમારો ઇન્સાફ તે કરશે. ભોજરાજા તરફથી હુકમ મળ્યો તે લઇ પંડીત તથા ધનપાળશાહ બન્ને સુલતાનપર તરફ રવાના થયા. રસ્તે ચાલતાં સરસ્વતીપ્રસાદ પંડીતના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે આ એક ન્હાનું બચ્ચું ઇન્સાફ આપી શકે એવી બાબત છે છતાં અમારી તકરારનો ખુલાસો કરવાને રાજા પોતે મહા ચતુર અને વિચક્ષણ તેમ અન્ય પંડીતો સાથે બરોબરી કરી શકે એવો ગુણ સંપન્ન અને ઇન્સાફ કરવામાં ઘણાજ કુશળ છે તથાપિ અમોને એક ન્હાના ખંડીયા રાજા પાસે મોકલે છે તેથી ખચિત તેમાં કાંઇ કારણ હોવું જોઇએ એવો વિચાર કરી પત્ર તરફ જોયું તો ઉઘાડી વંચાય તેવો જોયો. પછી યુક્તિથી વણિકને ખબર ન પડે તેમ કાઢી વાંચી જોયો તો બન્ને જણાનો ઘાટ ઘડાવવાની બાબત લખેલી વાંચી. તેથી આશ્ચર્ય પામી લખોટો બંધ કરી મન સાથે વિચાર કરવા લાગ્યો કે અમારો ઇન્સાફ કરવો છે માટે મારી શકિતની પરિક્ષા લેવાને આ પેગામ રચ્યો છે. તો ફીકર નહિ પરમાત્મા સારૂં જ કરશે. નિર્દોષ મનુષ્યને આ સૃષ્ટિમાં મારવાને કોણ સમર્થ છે ? શું થાય છે જોઉં તો ખરો. એમ વિચાર કરતાં અને ચાલતાં સુલતાનપર આવી પહોંચ્યા.

કચેરીમાં દાખલ થઇ જ્યાં સુલતાનસિંહ રાજા બિરાજે છે ત્યાં જઇ નિઃભ્રાન્તપણે કાગળ આપ્યો. રાજાયે બન્નેના સામું જોઇ એક બાજુ બેસાડયા; આ વાત રાજાએ પ્રધાનને કહી તેથી તેઓ એકમત અને વિચાર કરવા અર્થે ઓરડામાં ગયા. તે પ્રસંગે પ્રધાને કહ્યું કે—મહારાજ ! દાનવી ભોજ મહા ચતુર અને કળાવાન પુરૂષ છે. વળી પંડિતોને પારખવામાં તથા ન્યાયના કામમાં ઘણો નિપુણ છે તો આ બ્રાહ્મણ કે જેનું લલાટ વિદ્યાના તેજથી સૂર્યસમાન પ્રકાશી રહ્યું છે, તેમજ આ કોઇ વણિક સદ્ગૃહસ્થ ધનના તેજથી શોભી રહ્યો છે. વળી ગુન્હેગારના ચ્હેરા ફીક્કા, શ્યામતા પામેલા લજ્જા યુક્ત, કંપીત અને કોઇ જાતની ચિંતાવાળા દેખાતા નથી તો એવા મનુષ્યોનો શિરચ્છેદ આપણાથી કરાયજ કેમ ? વળી એ પોતાના રાજ્યની એટલે પોતાની પ્રજાને મારવાને તથા રક્ષણ કર-

વાને સત્તા ધરાવે છે છતાં શું આપણા ઉપર આવા તેજસ્વી પુરૂષોની હત્યા કરવાને શા માટે લખે ! તેને વિચાર કરવાનું આપનેજ સેપું છું. માટે એ બાબતમાં કોઇ પણ પ્રકારનો ભેદ રહેલો હોવો જોઇએ વળી મને એમ પણ વિચાર આવે છે કે આ બે મહત્ પુરૂષો મોકલવાનું કારણ આપણી બન્નેની બુદ્ધિ, વિદ્યા, નીતિ, ન્યાય અને આપણા દેશનું તુર જોવા માટે મોકલ્યા હોવા જોઇએ.:એ બાબત રાજ્ય ખટપટી છે તે બાબતમાં ઉંડું ઉતરી વિચાર કરવાનો છે માટે આ સહસા કામ કરીશું તો એ. મોટા રાજ્યના ધણી છે. ક્ષણવારમાં આપણા રાજ્યને જફા લગાડતાં વાર લગાડશે નહિ કેમકે:—

सहसा विदधीत न क्रिया मविवेकः परमापदां पदम् ।
वृणुते हि विमृश्य कारिणं गुणलुब्धाः स्वयमेव संपदः ३७६

કોઇ પણ કામ એકદમ ઉતાવળથી વગર વિચારે કરી નાખવું નહિ કારણ કે આ કામ સારૂં છે અથવા નઠારૂં છે એમ વિવેક જો ન રખાય તો તેમાંથી માણસને મોટી વિપત્તિ આવી પડે છે. ગુણમાં લોભી એવી સંપત્તિઓ વિચારવાન પુરૂષની પાસે પોતાની મેળે જ આવીને રહે છે.

માટે થોડા દિવસ એ બાબત માટે છુપી રીતે તપાસ કરાવી ખબર મેળવીએ ત્યાં સુધી બન્નેને એકાન્ત સ્થળે નજર કેદ જેવા રાખવા અને તેઓ અંદર જે જે વાતો કરે તેની ચોકસી રાખનાર બે હોંશિયાર પેહેરેગીર રાખવા કે હમ્મેશ તેમની તરફના સમાચાર સંભળાવે.

આ વિચાર રાજાના મનમાં બરાબર ઉતરી ગયો. અને તરતજ એ પ્રમાણે કરવા વિચાર કર્યો. તેથી તેજ દિવસે સેનાધિપતિને હુકમ આપી તે બન્નેને કેદ કર્યા અને પહેરેગીરોને રાખ્યા. બે,ચાર, આઠ, સોળ અને છેવટે માસ પણ વિતી ગયો. આમ દિવસ પર દિવસ ચાલવા લાગ્યા. પણ આ સ્થળે ઇશ્વર વગર તે બિચારાઓની કોણ દાદ સાંભળે ? માત્ર રાજા તરફથી સાંજ સવાર જે ખાવાનું મોકલાવવામાં આવતું તે ખાઇને બેસી રહેતા. સરસ્વતી પ્રસાદ આ કારાગૃહને સુધારા ગૃહમાંની નિત્ય પોતાનું નિત્યકર્મ કરતો અને ધનથી મદ પામેલા અને અંધ બનેલા વણિકપુત્ર દિવસે દિવસ ચિં-

તામાં ને ચિંતામાં ઝુરાયા કરે છેવટે પરતાઇ મન સાથે કહેવા લાગ્યો કે—અરેરે! મારા શા ભોગ લાગ્યા. મને આ ઉંધી મતી શા માટે સુઝી કે આ વિદ્વાનની સાથે ફોગટની તકરાર ઉઠાવી ધનવાનનું મહત્વ વધારે હોય તોય આપણને શું ? અને વિદ્વાનનું મહત્વ વધારે હોયતો પણ આપણને શું ? હુંજ મુર્ખ. વિદ્વાનની સાથે ફોગટનો હું પદ ધરાવી વાદ કર્યો તેથી જ આ ફળ પ્રાપ્ત થયું. આ વિચાર કરી પોતાના મિત્ર સરસ્વતિપ્રસાદ પ્રત્યે બોલ્યો કે—મહારાજ! તમારૂં પરાક્રમ જોતાં મને ખાતરી થઇ ચુકી છે કે ધનવાન કરતાં વિદ્વાનનું મહત્વ વધારે છે. કારણ કે દરેક સ્થળે તમારી ચતુરાઇ કામ આવે છે. કેવી તરેહનું બોલવું, કેવી રીતે ચાલવું ઇત્યાદિ ઇત્યાદિ વિદ્યાદેવીના અનેક તરંગોની મને બિલકુલ ખબર નથી માટે તમે મને જીતી ચુકયા હો; આજથી મને નિશ્ચય થયો છે કે વિદ્વાન અથવા પંડિત આગળ ધનવાન કશા લેખામાં નથી. વળી જે તે પ્રકારે આવા કારાગૃહમાંથી મુક્ત થઇ ઘરે ભેગા થવું. એનો પણ ઉપાય તમે કરશો તોજ થશે. કારણ કે મારામાં પુરૂષાર્થ બિલકુલ નથી. સરસ્વતિપ્રસાદ બોલ્યા કે—શેઠજી! એનો પણ ઉપાય તૈયારછે. પરંતુ આપ બે આંકડા લખી આપો કે ધનવાન કરતાં વિદ્વાનનું મહત્વ વધારે છે. વણિક કબુલ થયા. અને કાગળ મંગાવી લખાવી લીધું. અને તે પત્ર સરસ્વતીપ્રસાદે સાચવી રાખ્યો. બીજો એક કાગળ સુલતાનસિંહ ઉપર લખી પહેરેગીર સાથે મોકલાવ્યો.

"રાજેન્દ્ર! અમોને પંદર સોળ દિવસથી ન્યાય અન્યાય નહિ તપાસતાં કારાગૃહમાં ગોંધી મુકયા છે તો ખેર અમોને અમારા દુઃખની મુદ્દલ ચિંતા નથી પરંતુ તમારી તથા! તમારા રાજ્યવિષેની ચિંતા વધારે થાય છે કેમકે કદાપિ અમારૂં શરીર આજ સ્થળે છુટી જશે તો કેટલીક અમારે તમારા શ્રેય બાબતની જે વાત ચિત કરવાની છે તે મનમાં રહી જશે તો ઇશ્વરના ગુન્હેગાર થઇશું. માટે અમારી તવારીખ શ્રવણ કરવાની મરજી હોય તો માત્ર એક ઘટિકા જ બહાર કહાડો નહિતર આ ચીઠી લાવનાર પહેરેગીરને ના લખી મોકલો કે અમો ઇશ્વરના ગુન્હામાંથી મુકત થઇએ. દાઃ સરસ્વતી પ્રસાદ.

ઉપર મુજબ પત્ર લખી સિપાઇને કહ્યું કે એ કાગળ દરબારશ્રીને હસ્તોહસ્ત આપવો પછી સિપાઇએ દરબારમાં જઇ કાગળ

આપ્યો. રાજાએ તથા પ્રધાને કાગળ વાંચી વિચાર કર્યો કે આ પંડિતનું લખાણ ઘણુંજ ગર્ભિત છે માટે એ બન્નેની હજુરમાં તેડી ખુલાશો લેવો અવશ્યનો છે પછી સિપાઇથી બન્નેને તેડાવી સન્માન આપી બેસાર્યો પછી સરસ્વતિ પ્રસાદે કહ્યું કે—રાજેન્દ્ર! અમોને પંદર સોળ દિવસથી કારાગૃહમાં ગોંધી મુકયા છે એનું કારણ શું? અમારા રાજાએ અમને દેહાન્ત દંડની શિક્ષા કરવાનું કામ તમોને ફરમાવેલું છે છતાં તે કામ શા માટે કરતા નથી. ત્યારે રાજાએ ઉત્તર આપ્યો કે—મહારાજ! દુખિઆરો રોગી, રક્ત પિતીઓ એવા મનુષ્યને પણ મરણ વહાલું લાગતું નથી. છતાં તમોને આ મરવાનું વહાલું લાગે છે તેનું કારણ શું? સરસ્વતિપ્રસાદ બોલ્યો કે—પૃથ્વીપતિ? આ એકાન્તસ્થળ છે, તેથી અહિં આ ખુલાસો કરવાનો બાધ નથી અમારા રાજાની સઘળી પ્રજા એવી તો સ્વામી ભક્ત છે કે એમનો હુકમ થતાંને વાર બોલ ઉઠાવી લેવાની એક ક્ષણની પણ વિલંબ કરતી નથી. કેમકે અમારા રાજાનુંશ્રેય અમો સારી પેઠે સમજીએ છીએ. રાજાના મસ્તક ઉપરનું અરિષ્ઠ દૂર કરવાને પંડિતોએ આ લુક્તિ શોધી કહાડી અમોને તમારા તરફ મોકલ્યા છે માટે અમારો સત્વર શિરચ્છેદ કરો.

આ પ્રમાણે સરસ્વતિપ્રસાદનાં વચનો શ્રવણ કરતાં રાજા તથા પ્રધાનને વધારે શંકા થઇ તે રાજાએ પ્રધાનને કહ્યું કે આ બાબતમાં કંઇક પણ ભેદ ભરેલું કારણ હોવું જોઇએ. પછી પંડિત સરસ્વતી પ્રસાદને વધારે વખત પુછયું ત્યારે તેણે પોતાની સઘળી હકીકત જાહેર કરી.

તે વિદ્વાનની વાણી સાંભળી રાજા તથા પ્રધાન વિસ્મય પામ્યા અને કહેવા લાગ્યા કે જુઓ ભોજરાજાની યુક્તિ આપણું રાજ્ય લેવા સારૂ આપણો કેવો ગન્હો શોધી કહાડયો અને કેવો પેગામ રચ્યો છે. આવા મહાન પંડિત અને તેજસ્વી બ્રાહ્મણનો વધ મ્હારે હાથે કરાવી મને બ્રહ્મ હત્યારો અને ગોજારો બનાવી પાપનો અધિકારી કરવો છે? અરરર? બ્રાહ્મણના મસ્તકનું શાત્રર? શિવ! શિવ! શિવ! શિવ! કદિ પણ એવું કામ કરવાનોજ નથી. તેમજ આ ધનાઢય વાણિઆને પણ મારવાનો નથી. ભોજરાજા ભલે ફોજ લેઇ ચઢી આવે, જ્યારે આવશે ત્યારે જોઇ લેઇશું. પછી પ્રધાને હુકમ કર્યો કે—એમના કાગળનો પ્રત્યુત્તર યોગ્ય લાગે તેવો લખી આપી

સારો સત્કાર કરી અહિંથી વિદાય કરો. આ પ્રમાણે હુકમ થતાં તેઓને શિરપાવ આપી માન સાથે ધારા નગર તરફ વિદાય કર્યા તે બન્નેએ રાજાનો પત્ર ભોજની કચેરીમાં જઇ આપ્યો તેની સાથે સરસ્સતીપ્રસાદે તે વણિકનો લખેલ પત્ર કે જે પોતે પાસે રાખ્યો હતો તે પણ આપ્યો. તેથી ભોજરાજાએ તે પત્રો વાંચ્યા. તો તેમાં નીચે મુજબ લખેલું હતું.

મહારાજા ધિરાજ ધારાધિપતિ જોગ ? આપના મોકલેલા બન્ને આસામીએ આપનો લખી આપેલો પત્ર અમોને સ્વાધીન કરેલો તે અમારા દફતરમાં સીલ સીકકાબંધ દાખલ કીધો છે કાગળમાં લખ્યા પ્રમાણે એકદમ વર્તવું અને અમલમાં લાવવું એ રાજ્યનીતિના કાયદાથી વિરૂદ્ધ છે. વળી એમના ગુણ અને લાવણ્ય જોતાં બન્ને નિર્દોષ જેવા માલુમ પડ્યા છે. તેમાં પંડીતની ચાતુર્યતા અને વિલક્ષણ બુદ્ધિ તો ખરેખર સ્તુતિપાત્ર અને પૂજ્યનિક છે એવી અમારી ખાત્રીને લઇને આપના લખાણને અમલમાં લાવી શકયા નથી. તેની અમો ક્ષમા માગીએ છીએ. એમના વિષે વિચાર કરતાં આપને લખવાનું એટલું જ કે એ મુદલ ગુન્હેગારજ નથી. એ તેમના આચરણ અને રીતભાત ઉપરથી પારખી શકાય છે છતાં એઓને આપે ગુન્હેગાર ઠરાવ્યા હોય તો ભલે એ આપની પ્રજા છે. માટે તેને શિક્ષા કરવી અગર છોડી દેવા એ આપની સત્તા છે. પારકા રાજ્યવાળાને તદ્દન સત્તા નથી. દઃ આપનો તાબેદાર.

બીજા કાગળમાં નીચે પ્રમાણે લખેલું હતું. સુરખી સરસ્વતી પ્રસાદ ? આપનાં પરાક્રમ તરફ જોતાં મને ખાત્રી થઇ ચુકી છે કે ધનવાન કરતાં વિદ્વાનનું મહત્વ વધારે છે કારણ દરેક સ્થળે આપની ચતુરાઇ કામ આવે છે સર્વ પ્રકારે આપજ જીતી ચુકયા છો. આજથી મેં નિશ્ચય કર્યો છે કે વિદ્વાન અથવા પંડિત પાસે ધનવાન કશા લેખામાં નથી. વળી જેતે પ્રકારે આવા કારાગૃહમાંથી મુકત થઇ શરભેગા થવાનો ઉપાય તમો કરી દેશો તોજ થશે મારામાં પુરૂષાર્થ મુદલ નથી. મારામાં માત્ર ધનનોજ મદ છે જેથી હું અંધ છું એક દુર્બલ પંડિતે પોતાની પત્નિ કે જે રાત્રિ દિવસ કુટંબના પોષણ માટે ઉચાટ કરી તેને કનડતી તે પ્રસંગે કહ્યું છે કે.

पतन्तिखङ्गधारासु विशन्ति मकरालयम् ।
किं न कुर्वन्ति सुभगे कष्टमर्थार्थिनो नराः ॥ ३७७ ॥

હે સારા ભાગ્યવાળી સ્ત્રી ! જે ધનના અર્થી પુરૂષો છે તે ખડ્ગની ધારામાં પડે છે અને સમુદ્રમાં પડે છે. અહા ! ધનને માટે તેના અર્થીઓ શું કષ્ટ નથી કરતા ? ( અર્થાત ઘણાક ભયંકર કષ્ટ પણ કરે છે. )

एहि गच्छ पतोत्तिष्ठ वद मौनं समाचर ।
एव माशाग्रह ग्रस्तैः क्रीडन्ति धनिनोऽर्थिभिः ॥ ३७८ ॥

ધનવાન લોકો આવ, જા, પડ, ઉઠ, બોલ, અને ચુપ રહે, એ પ્રમાણે કહી આશારૂપી ગ્રહવડે ગ્રસ્ત થયેલા ધનની ગરજવાળા પુરૂષોની સાથે હમેશાં ક્રીડા કરે છે.

માટે હે મિત્ર હવેથી હું એવો ખોટો મદ તજી સર્વ પ્રકારે વિદ્વાનનેજ ભજીશ. દઃ ધનથી બનેલો અંધ.

બન્ને કાગળો વાંચી તે બન્નેની તથા રાજાની ઘણી જ તારીફ કીધી. અને ને ધનિકને સભામાં પુછયું કે ધનવાનની કિંમત વધારે કે વિદ્વાનની. આથી તે ધનિકે પેલી ચીઠી બતાવી. પછી તે ધનિકની અર્ધી મિલ્કત તે પંડીતને અપાવી ને પંડીતને ભોજરાજાએ કેટલોએક સરપાવ આપી વિદાય કર્યા.

## વાર્તા પાદપુરતીની ચમત્કૃતી.

કોઇ એક સમય ગ્રીષ્મ રૂતુ ( ઉન્હાળા ) માં રાજાધિરાજ મહારાજા ભોજ પોતાના રાણિવાસમાં વિહાર કરતા થકા ધુમ-તડકાની ગરમીથી તપેલા-અકળાએલા કોઇ રાણીને પ્રેમાલિંગન ન દેતાં ફક્ત રાણીઓની સંગાથે રસભરી વાર્તાઓ અને ગરમીને શાંત કરનાર સુગંધી ચંદન, ગુલાબજળાદિ શિતોપચારના સુખનો અનુભવ કરી રાણિવાસમાંજ નિદ્રાવસ્થ થયા, ત્યારે પ્રભાતે સયનગ્રહમાંથી મંદહાસ્યથી રાણી બોલી કે, આપની નિદ્રાનો ભંગ થાય તો મારો સત્ય ધર્મ નષ્ટ થાય પણ.

શાર્દુલ વિક્રીડિત.

કેવું છેવટ મંદ મંદ હસતાં નાહા જણાવી અને,
બે હાથે ભરિ બાથ નાથ અમથી કેરાય શું આપને;

જ્યારે જામનીમાં ન ભામની કરે પીડ: પરી કામની,
ત્યારે હોય પરી સમાન પણ તે શા કામની કામની.

આથી રાજા રાણી સાથે રસભરી વાતનો અનુભવ કરી પ્રભાત થવાથી ઉઠી નિત્યનિયમ કરી રાજ્ય સભામાં પ્રવિષ્ટ થયા ત્યારે આનંદથી રાતે બનેલી ગરભીત હકીકત વિષેનું પંડિતો આગળ પૂર્વાર્ધ કહી તેનો ખુલાસો પૂછવા લાગ્યા કે:—मरुदागमवार्त्तयापिशून्य । समये जाग्रति संप्रवृद्धएव.' પવન આવવાની જ્યાં વાત પણ નથી. એવો સંપવૃદ્ધ સમયના પ્રબળપણાથી.

ઉપરનું પૂર્વાર્ધ સાંભળી ભવભુતી નામનો પંડિત બોલ્યો કે:-

**उरगी शिशवे बुभुक्षवे स्त्रामादिशत्फूत्कृतिमाननानिलेन—**

સર્પિણ પોતાના ભૂખ્યાં બાળકોને તૃપ્ત કરવા પોતાના મુખના વાયુ વડે કરીને પોતે ફુંક દેવા લાગી. આ પ્રમાણે ભવભૂતિનું કહેવું સાંભળ્યું તદપિ ભોજરાજનો અભિપ્રાય તેથી પૂર્ણ થયો નહી, પરંતુ ભવભૂતિના માનની ખાતર બોલ્યા કે ? હે ભવભૂતિ, તમોએ લોકોક્તિ ઘણીજ સુંદર વર્ણવી, એટલુંજ બોલી કટાક્ષથી કાળીદાસ તરફ નિહાળવા લાગ્યા તેથી કાળીદાસ મહારાજાના મનનો ભાવ સમજી બોલ્યો કે—

**अबलासु विलासिनो न्वभुव न्नयनैरवे नवोपगूहनानि. ३७९**

તે વખતે વિલાસી-ભોગી પુરૂષનો સ્ત્રીઓ વિષે નવીન મેલાપ નેત્રોએ કરીનેજ થયો અર્થાત્ ભોગી પુરૂષો નેત્રોથીજ સ્ત્રીઓને જોઇ પ્રસન્ન થયા; પરંતુ અન્ય વિલાસ થઇ શકયો નહી; કારણ કે અન્ય વિલાસમાં પવન બંધ હોવાથી ગરમી માલમ થવા લાગી; માટે કેવળ જોઇને જ ખુશી થયા.

કાળિદાસના કહેલા ઉત્તરાર્દ્ધની સાથે પોતાનો અભિપ્રાય બરોબર મળો આવવાથી બહુજ પ્રસન્ન થયો અને કાળિદાસને ઘણા પ્રેમથી ચાહવા લાગ્યો.

વાર્ત્તાનો સાર એ છે કે-કોઇ પણ મનુષ્ય પ્રશ્ન પૂછે કે તેનો પ્રત્યુત્તર વાળતાં પેહેલાં તે પ્રશ્ન કરનાર મનુષ્યની આકૃતિ, રીતભાત, રસરંગ, સમય અને અધિકાર તરફ પૂર્ણ રીતે લક્ષ આપી ઉત્તર આપવો જેથી પોતાનો માન મરતબો વધે છે અને પોતાનાં ધારેલાં કાર્યો પણ પાર પડે છે; માટે નિરંતર પૂર્વાપરનાં સર્વ કારણો વિચારી પ્રશ્નોત્તર કરવો.

## વાર્તા જ્ઞાતિ ભાઇ તે કોને કહેવા ?

એક દિવસ ભોજરાજા મહાન્ પંડિતોની સભા ભરી કચેરીમાં બીરાજમાન થયા હતા તે વખતે એક દારીદ્રથી પીડાએલા દુર્ગનાથ નામના પંડિતે આવી આશિર્વાદ આપ્યો કે-'ત્રિપીડાસ્તુ દિનેદિને' આ પ્રમાણે આશિર્વાદ સાંભળી ભોજરાજા ઘણાજ ક્રોધાયમાન થયા અને અપમાન કરી સેવકોદ્વારા કચેરીની બ્હાર કાઢી મહેલાવ્યો, તેથી બીચારો બ્રાહ્મણ પ્રારબ્ધને દોષ દેતો નિરાશ થઇ ઉષ્ણ આંસુડાં પાડતો રસ્તે પડયો. પરંતુ તેના પુન્ય બળથી કરી રસ્તામાં કાળીદાસની ભેટ થઇ અને દીલગીર થવાનું કારણ પુછયું ત્યારે તેણે કચેરીમાં બનેલી સઘળી હકીકત નીવેદન કરી. જગતમાં અનેક પ્રકારનાં દુઃખો છે પણ જેનું પોતાનું કોઇ રૂબરૂમાં લોકો દેખતાં અપમાન કરે તે સમાન અન્ય કોઇ મોટું દુઃખદાયક કષ્ટ છેજ નહીં તેથીજ બીચારા વસુ વિનાના વિદ્વાનને ઘણુંજ માઠું લાગ્યું હતું તે જોઇ કાલીદાસે કહ્યું કે:-'મહારાજ, આપ જરા અહીંયાં સ્વસ્થ ચીત્તથી બેસો હું એજ આપના આશિર્વાદથી મહારાજાનું મનરંજન કરી આપના ભાગ્ય પ્રમાણે સત્કાર અને શિરપાવ અપાવીશ' એમ કહી પોતે રાજદ્વાર ભણી ચાલ્યો ને વિચારવા લાગ્યો કે-અધિકાર પામી જે મનુષ્યો પોતાના દેશની પોતાના જ્ઞાતિ ભાઇઓની તથા વિદ્વાનોની કે ગુણીજનોની દાઝ હૈયે ધરી બનતી સહાયતા આપતા નથી તો તેને મહા નીચમાં નીચ ગણવા; કેમકે અધિકાર તો પર્વતની નદીના પૂર સમાન છે, છે, છે, અને નથી ? તો તેવા સમયમાં જેતું આપણાથી ભલું થાય તેનું બનતી તાકીદે કરવું એજ ડાહપણ અને કુલીનતા ? તેમજ અશા સર્વને સરખીજ હોય છે માટે વેહેતી ગંગા વખતે જે જેના નસિબમાં હોય તેટલા જળનો લાભ લે એમ વિચારતો રાજ કચેરીમાં જઇ સ્વસ્તી કહી હમેશના નીયમ પ્રમાણે યેગ્ય આશને બેઠો, એટલે ભોજરાજે 'ત્રિપીડાસ્તુ દિનેદિને' એ સમસ્યા કાલિદાસને કહી સંભળાવી કે તુરત પાછળના ત્રણ પદ રચી કાલિદાસ બોલ્યા કે,

प्रदाने विप्र पीडास्तु । पुत्र पीडास्तु भोजने. ॥
शायने पति पीडास्तु त्रिपीडास्तु दिनेदिने. ॥ ३८० ॥

'હે નરેંદ્ર ? તમોને દાન આપતી વખતે દાન લેવા વાળા બ્રાહ્મણો પીડા એટલે કંટાળો આપજો જેથી કરી સુકીર્ત્તિ દીગંતમાં

તમામ પ્રસરે તેમજ ભોજન વખતે બાળકો કંટાળો આપજો અર્થાત વિશેષ સંતતીથાઓ અને નિદ્રા વખતે તમારી ધર્મ પત્નિઓ અનેક પ્રકારના વિલાસથી કંટાળો આપજો જેથી નીરંતર તમારૂં ચીત આનંદીત રહે આ પ્રકારની ત્રણ પીડા તમને નિરંતર થજો.

આ પ્રમાણે જ્યારે કાળીદાસના મુખમાંથી આશીરવાદનો ભાવાર્થ શ્રવણ કર્યો ત્યારે ભોજરાજાને બહુજ પશ્ચાતાપ થયો કે–'વીના વિચાર્યો નાહક સાક્ષર બ્રાહ્મણનું મેં અપમાન કર્યું, ખરેજ મનુષ્ય માત્રને એકદમ વિચાર કર્યા વીના સાહસપણે કોઇ પણ કામ કરવું એ મોટી ભૂલ છે.' એમ વિચારી સેવકોદ્વારા તે બ્રાહ્મણની શોધ કરાવીને નીરાશ થઇ બેઠેલો વિપ્ર હાથ લાગવાથી તેને કચેરીમાં લેઇ ગયા અને ભોજરાજે કરેલા અપમાનની ક્ષમા માગી મહા સંપત્તિ આપી સંતુષ્ટ કરી શુભાશીરવાદને વધાવી લીધો. તેમજ તે બ્રાહ્મણ કાલિદાસનો મોટો આભાર ઉપકાર માનતો પોતાને સ્થાનકે ગયો.

વાર્તાનો સાર એટલો છે કે—

प्राप्तेधिकारे सुकृतं कृतंवा नेष्टेधिकारे ममसुखंनिर्भं
कर्णेस्थिता लेखनिकुं जतिस्सास्यात् ॥ ३८१ ॥

કાન ચઢી કલમ કારભારીનકું સાન દેત
કરયો માન મેરેતો નહિ હૈ બહો તેરોસો,
આય પહેલોક પરલોકકો સર્યો ન કાજ
સો તો સબ લોક કહે ફોક જગ ફેરોસો;
ચાલોગે કુચાલતો પરોગે જમજાલ માંહે
આજ કળિકાળ ખ્યાલ બાજીગર કેરોસો,
પાટ અધીકાર ના કરોગે ઉપકાર ઓર
કહુ બાર બાર તો અંતે વ્હૈ મુખ મેરેસો.

માટે જેમ બને તેમ પોતપોતાના અધિકાર પ્રમાણે પરોપકાર કરી લેવો.

## દીનમણીનું ડહાપણ.

એક સમય મહારાજા ભોજ અને કાળિદાસ એક સુંદર બગીચામાં સુવાસિત રમણીય પુષ્પોની સુગંધ લેતા ફરતા હતા, તે સમયમાં એક દીનમણી નામનો પંડિત મહારાજાની ભેટ લેવા સારૂં તે સ્થળે આવ્યો અને તે ભેટ લેઇ મોહારાજાને પ્રસન્ન કરી લીધા

પછી તે કવિને પોતાની સાથેજ લેઇ પુનઃ બગીચામાં ફરવા લાગ્યા એટલે જમણા હાથ તરફ કાળિદાસ અને ડાબા હાથ તરફ દીનમણી એ બન્ને મહારાજાના હાથ ઝાલી ચમત્કારીક ભાષણ કરતા ફરવા લાગ્યા તે વખતે દીનમણી પોતાની વિદ્વતા બતાવવા બોલ્યો કે,

गृण्हात्वेष रिपौ शिरप्यतिजत्रं कर्षत्यसौवाजिनं
धृत्वाचर्मधनुः प्रयाति सततंसंग्राम भूमावपि ॥
द्युतंचौर्य परस्त्रियंच सपथं जानाति नायंकरो

જુઓ આ ડાબો હાથ છે તે જો કે જમણા હાથથી ઉતરતી પંક્તિનો છે તદપી તે મોટાં મોટાં કામો કરે છે એટલે રણ સંગ્રામમાં પ્રથમ ડાબો હાથ શત્રુના માથાના વાળ પકડી લેછે ત્યાર પછી જમણો હાથ માથું કાપી શકે છે, વળી ઘોડા ઉપર સ્વાર થતાં પ્રથમ ડાબો હાથ લગામ પકડે છે બાદ જમણા હાથવડે સ્વાર થવાય છે; તેમજ યુદ્ધ વખતે પ્રથમ ડાબો હાથ ઢાલ કે ધનુષ્ય પકડયા પછી જમણો હાથ ખડગ કે તીર પકડી શત્રુ ઉપર ચલાવી શકે છે તથા ડાબા હાથથી નીંદીત કર્મો જેવાં કે જમવું, ખેલવું, ચોરી કરવી પરસ્રીને અંગીકાર કરવી અને વચન આપવું, વગેરે વગેરે નિંધકર્મો તેનાથી બીલકુલ થવાનાંજ નહીં. એ પ્રકારના ડાબા હાથમાં ઉચ્ચ પ્રકારના મહાન ગુણો રહેલા છે હવે બાકીના ગુણો કાળિદાસ પંડિત મારા શ્લોકનું ચોથું ચરણ પૂર્ણ કરી દેશે તેમાં શ્રવણ કરશે આ પ્રમાણે વ્યંગ વચનોવડે ડાબા હાથને બ્હાને ડાબા હાથને ગ્રહણ કરેલ દીનમણીએ પોતાની મહત્તા સ્થાપન કરવા યુક્તિ ચલાવી; પરંતુ કાળિદાસ કાંઇ તે પંડિતથી કોઇ વાતે ન્યુનતા ધરાવતો કે બીહે દબાય તેવો ન્હોતો તેથી તેનાજ વચનો તેનેજ લજ્જીત કરે તેવા ચોથા પદમાં ગોઠવણ કરી કાળિદાસ બોલ્યો કે.

दानानुद्यमतां विलोक्य विधिनाशौचाधिकारीकृतः ॥३८२॥

ડાબા હાથથી બીલકુલ દાન અપાતું નથી એજ કારણને લીધે બ્રહ્માએ તેને ગુદાપક્ષાલન કરવાને શૌચાધિકારી ઠરાવ્યો છે. આ પ્રમાણે કાળિદાસનું ભાષણ સાંભળી તે પંડિત ઘણો લજ્જાયમાન થયો. વાર્તાનો સાર એ છે કે કેટલાએક મનુષ્યો સારા પુરૂષો અગાડી વ્યંગમાં બ્યાજનીંદા એટલે ઉપરથી વખાણ જણાવે પરંતુ મર્મમાં તેની નીંદા કરી પોતાનો પગ સ્થાપવા અનેક યુક્તિઓ

તમામ પ્રસરે તેમજ ભોજન વખતે બાળકો કંટાળો આપજો અર્થાત્ વિશેષ સંતતીથાઓ અને નિદ્રા વખતે તમારી ધર્મ પત્નિઓ અનેક પ્રકારના વિલાસથી કંટાળો આપજો જેથી નીરંતર તમારૂં ચીત આનંદીત રહે આ પ્રકારની ત્રણ પીડા તમને નિરંતર થજો.

આ પ્રમાણે જ્યારે કાળીદાસના મુખમાંથી આશીરવાદનો ભાવાર્થ શ્રવણ કર્યો ત્યારે ભોજરાજાને બહુજ પશ્ચાતાપ થયો કે–'વીના વિચાર્યો નાહક સાક્ષર બ્રાહ્મણનું મેં અપમાન કર્યું, ખરેજ મનુષ્ય માત્રને એકદમ વિચાર કર્યા વીના સાહસપણે કોઇ પણ કામ કરવું એ મોટી ભૂલ છે.' એમ વિચારી સેવકોદ્વારા તે બ્રાહ્મણની શોધ કરાવીને નીરાશ થઇ બેઠેલો વિપ્ર હાથ લાગવાથી તેને કચેરીમાં લેઇ ગયા અને ભોજરાજે કરેલા અપમાનની ક્ષમા માગી મહા સંપત્તિ આપી સંતુષ્ટ કરી શુભાશીરવાદને વધાવી લીધો. તેમજ તે બ્રાહ્મણ કાલિદાસનો મોટો આભાર ઉપકાર માનતો પોતાને સ્થાનકે ગયો.

વાર્તાનો સાર એટલો છે કે—

प्राप्तोधिकारे सुकृतं कृतंवा नेष्टेधिकारे ममसुखंनिर्भं
कर्णेस्थिता लेखनिकं जातिसास्यात् ॥ ३८१ ॥

કાન ચઢી કલમ કારભારીનકું સાન દેત
કરયો માન મેરોતો નહિ હૈ બહો તેરોસો,
આય પહેલોક પરલોકકો સર્યો ન કાજ
સો તો સબ લોક કહે ફોક જગ ફેરોસો;
ચાલોગે કુચાલતો પરોગે જમજાલ માંહે
આજ કળિકાળ ખ્યાલ બાજીગર કેરોસો,
પાટ અધીકાર ના કરોગે ઉપકાર ઓર
કહુ બાર બાર તો અંતે બ્હે સુખ મેરેસો.

માટે જેમ બને તેમ પોતપોતાના અધિકાર પ્રમાણે પરોપકાર કરી લેવો.

## દીનમણીનું ડહાપણ.

એક સમય મહારાજા ભોજ અને કાળિદાસ એક સુંદર બગીચામાં સુવાસિત રમણીય પુષ્પોની સુગંધ લેતા ફરતા હતા, તે સમયમાં એક દીનમણી નામનો પંડિત મહારાજાની ભેટ લેવા સારૂં તે સ્થળે આવ્યો અને તે ભેટ લેઇ માહારાજાને પ્રસન્ન કરી લીધા

પછી તે કવિને પોતાની સાથેજ લેઇ પુનઃ બગીચામાં ફરવા લાગ્યા એટલે જમણા હાથ તરફ કાળિદાસ અને ડાબા હાથ તરફ દીનમણી એ બન્ને મહારાજાના હાથ ઝાલી ચમત્કારીક ભાષણ કરતા ફરવા લાગ્યા તે વખતે દીનમણી પોતાની વિદ્વતા બતાવવા બોલ્યો કે,

गृण्हात्वेष रिपौ शिरश्यतिजवं कर्षत्यसौवाजिनं
धृत्वाचर्मधनुः प्रयाति सततंसंग्राम भूमावपि ॥
द्युतंचौर्य परस्त्रियंच सपथं जानाति नायंकरो

જુઓ આ ડાબો હાથ છે તે જો કે જમણા હાથથી ઉતરતી પંક્તિનો છે તદપી તે મોટાં મોટાં કામો કરે છે એટલે રણ સંગ્રામમાં પ્રથમ ડાબો હાથ શત્રુના માથાના વાળ પકડી લેછે ત્યાર પછી જમણો હાથ માથું કાપી શકે છે, વળી ઘોડા ઉપર સ્વાર થતાં પ્રથમ ડાબો હાથ લગામ પકડે છે બાદ જમણા હાથવડે સ્વાર થવાય છે; તેમજ યુદ્ધ વખતે પ્રથમ ડાબો હાથ ઢાલ કે ધનુષ્ય પકડયા પછી જમણો હાથ ખડગ કે તીર પકડી શત્રુ ઉપર ચલાવી શકે છે તથા ડાબા હાથથી નીંદીત કર્મો જેવાં કે જમવું, ખેલવું, ચોરી કરવી પરસ્રીને અંગીકાર કરવી અને વચન આપવું, વગેરે વગેરે નિંધકર્મો તેનાથી બીલકુલ થવાનાંજ નહીં. એ પ્રકારના ડાબા હાથમાં ઉચ્ચ પ્રકારના મહાન ગુણો રહેલા છે હવે બાકીના ગુણો કાળિદાસ પંડિત મારા શ્લોકનું ચોથું ચરણ પૂર્ણ કરી દેશે તેમાં શ્રવણ કરશે આ પ્રમાણે વ્યંગ વચનોવડે ડાબા હાથને બ્હાને ડાબા હાથને ગ્રહણ કરેલ દીનમણીએ પોતાની મહત્તા સ્થાપન કરવા યુક્તિ ચલાવી; પરંતુ કાળિદાસ કાંઇ તે પંડિતથી કોઇ વાતે ન્યુનતા ધરાવતો કે બીહે દબાય તેવો ન્હોતો તેથી તેનાજ વચનો તેનેજ લજ્જીત કરે તેવા ચોથા પદમાં ગોઠવણ કરી કાળિદાસ બોલ્યો કે.

दानानुद्यमतां विलोक्य विधिनाशौचाधिकारीकृतः ॥३८२॥

ડાબા હાથથી બીલકુલ દાન અપાતું નથી એજ કારણને લીધે બ્રહ્માએ તેને ગુદાપક્ષાલન કરવાને શૌચાધિકારી ઠરાવ્યો છે. આ પ્રમાણે કાળિદાસનું ભાષણ સાંભળી તે પંડિત ઘણો લજ્જાગમાન થયો. વાર્ત્તાનો સાર એ છે કે કેટલાએક મનુષ્યો સારા પુરૂષો અગાડી વ્યંગમાં વ્યાજનીંદા એટલે ઉપરથી વખાણ જણાવે પરંતુ મર્મમાં તેની નીંદા કરી પોતાનો પગ સ્થાપવા અનેક યુક્તિઓ

રચી પ્રથમના માનવંતા નરને ખસેડવા યત્ન આદરે છે; પરંતુ સા· માનું બુદ્ધિબળ પરાક્રમ અને ઉપકારીપણું વિચારતો નથી. તેથી છેવટે પોતાનેજ માનભ્રષ્ટ થવાનો વખત આવે છે અને અન્ય સ્થળ માટે ગુપ્તપણે પ્રયાણ કરવાને વખત શોધે છે; માટે હમેશાં યાદ રાખવું કે પોતાને આશ્રય આપનારનો કે પોતાનું ભલું ઇચ્છનાર નો પક્ષ ખસેડવા કે બુરૂં કરવા કદી પણ પગલાં ભરવાં નહીં.

## ધનંજયની દ્વેષબુદ્ધિ.

મહારાજા ભોજની સભામાં પોતાના મહાન્ ગુણોથી માનીતો થઇ પડેલો કાળિદાસ દિન પ્રતિદિન મહારાજા તથા પ્રજાનો અત્યંત પ્યાર મેળવવા ભાગ્યશાળી બન્યો અને તેની દેશદેશાંતરે સારી કીર્તિ ફેલાણી તે જોઇ ભોજરાજાની સભાના અન્ય વિપ્ર સંતોષી પંડિતો તેનો જેમ બને તેમ પરાજય કરવા યત્ન ચલાવવા લાગ્યા; પરંતુ જ્યાં સુધી પોતાના ભાગ્યનો સૂર્ય મધ્યાન્હનો હોય ત્યાં સુધી પોતાના પ્રતિપક્ષિજનો સન્મુખ નિહાળવા પણ શક્તિવાન્ થઇ શક· તાજ નથી અને જે તેની અપ્રતિષ્ઠા કરવા યત્ન આદરે છે તે ય· ત્નથી ઉલટી તેથી પ્રતિષ્ઠા વધવાનો વખત હાથ લાગે છે, પણ પરને વિપત્તિ પડી જોઇ પરમાનંદ પામનારા જનોને તે ભાન હોતું નથી તેથીજ ધનંજય નામના પંડિત એક નવીન શ્લોક બનાવી પોતના શિષ્યની સંગાથે મહારાજાને પહોંચાડવા ગોઠવણ કરી અને પાછળથી રાજ્ય સભામાં શું ચરચા ચાલે છે ? તે જોવા પોતે પણ રાજસભામાં જઇ બેઠો.

ધનંજયનો લખેલો શ્લોક લેઇ તે શિષ્ય રાજદ્વારમાં જતો હતો તે વખતે કાળિદાસની રસ્તામાં મુલાકાત થઇ. પોતાના ગુરૂને અને કાળિદાસને અંદરખાનેથી અણબનાવ છે એમ શિષ્યના જાણવામાં નહોતું તેથી તેણે કહ્યું કે મારા ગુરૂનો બનાવેલ આ શ્લોક મહારાજાને આપવા જાઉંછું, વગેરે વગેરે હકીકત કહી. અને શ્લોક બતાવ્યો.

> अपशब्दं शतं माघे, भारवे च शतत्रयं ।
> कालिदासे न गण्यं तैं, कविरेको धनंजयः ॥३८३॥

શ્લોકનો ભાવાર્થ એવો હતો કે માઘ કવિના કાવ્યમાં સો ૧૦૦ અપ શબ્દ છે, ભારવિ કવિના કાવ્યમાં ત્રણસો અપશબ્દ છે, કાલિદાસની કવિતામાં અગણિત અપશબ્દ છે અને ધનંજય

કવિના કાવ્યમાં માત્ર એકજ અપશબ્દ છે. મતલબમાં કાળિદાસની ન્યુનતા બતાવવા અને અગણીતઅપશબ્દને સ્પષ્ટપણે દર્શાવવા પોતાના કાવ્યમાં પણ એક અપશબ્દ છે એમ નિરૂપાયથી લખવું પડ્યું.

આ શ્લોક વાંચી કાલિદાસ સારી રીતે સમજ્યો કે, ' આ શ્લોકમાં મારી ખુલ્લી રીતે નિંદા કરી છે; પરંતુ કાંઇ ચિંતા નહિ એજ શ્લોકથી એને પસ્તાવું પડે તેમ કરવું એજ આ વખતે યોગ્ય છે. ' એમ વિચારી તે શિષ્ય પ્રત્યે કહ્યું કે ' આ શ્લોક ઘણોજ સારો બનાવ્યો છે; પણ લખતી વખતે નજર ચૂકથી એક કાનાંની ભૂલ રહી ગઇ છે તે કાનો જો સુધારી લેવામાં આવે તો તમારા ગુરૂની અત્યંત કીરતી થશે. '

આ પ્રમાણે કાલિદાસનાં વચન સાંભળી બિચારા ભોળા શિષ્યે કહ્યું કે મહારાજ ! આપ જે કાનો ચૂકી ગયા વિષેની ભૂલ બતાવો છો તે વિષે મને ખબર પડતી નથી, માટે જ્યાં કાનાની ભૂલ હોય ત્યાં આપજ જરા કૃપા કરી સુધારી આપો તો મારા અને મારા ગુરૂ ઉપર મોટો ઉપકાર થશે.

આવું શિષ્યનું બોલવું સાંભળી તે શ્લોકના પ્રથમ ચરણના પ્રથમાક્ષરને એક કાનો વધારે કર્યો અને કહ્યું કે-'હવે આ શ્લોક ખુશીથી ભોજરાજા પાસે લેઇ જા ? ' આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી ગુરૂની અધિક પ્રશંસા વધવાના ઉત્સાહમાં તે શિષ્ય ઝટપટ રાજ્યસભામાં ગયો અને મહારાજાને આશિર્વાદ દઇ , આ નવીન શ્લોક મારા ગુરૂ ધનંજય કવિએ આપ તરફ મોકલ્યો છે ' એટલું બોલતાં માત્ર તો ભોજરાજે કહ્યું કે; જોઉં તે શ્લોક કેવો છે. ' એમ કહી તે શ્લોક પોતે વાંચ્યો અને આશ્ચર્ય પામ્યો ', કે પોતાનીજ ન્યુનતા પોતાના હાથેજ શા વાસ્તે બતાવી હશે ? ' એમ વિચારી તે શ્લોક પોતાની સભાના માનવંતા પંડિતોને જોવા આપ્યો એટલે પ્રત્યેક પંડિતો સભામાં બેઠેલા ધનંજય સામું જોઇ મનમાંને મનમાં હસવા લાગ્યા; તેથી પાસે બેઠેલા પંડિતો દ્વારા તે શ્લોકનું પાનું માગી ધનંજયે વાંચી જોયું તો. आपशब्दं शतंमाघे भारते च शतत्रयं ॥ कालिदासो न गण्यंते कविरेको धनंजयः આ પ્રમાણે પેહેલા અક્ષરને એક કાનો વધારવાથી આખા શ્લોકનો અર્થ ફરી જઇ કાલિદાસનું માન વધારી પોતાનું ઉપકારય બતાવતો હતો એટલે આપ કહેતાં પાણીના સો નામની માઘ કવિને માહેતી

છે, ત્રણુસોની ભારતી કવિને માહેતી છે અને કાલિદાસને કેટલા નામોની માહેતી છે, તેની તો ગણત્રી પણ થઇ શકતી નથી તથાપિ હું જે ધનંજય કવિ માત્ર આપ એટલે પાણી એ એક નામ શિવાય પાણીનું બીજું કશું નામ જાણતો નથી.

આ પ્રમાણે શ્લોકનો અર્થ તમામ ઉલટો થઇ જવાથી પોતાની ફજેતી પોતાના હાથેજ કરી લીધી છે એમ મનમાં સમજી ધનંજય કવિ નિસ્તેજ અને નિરૂત્તર થઇ સભામાંથી ઉઠી ચુપાચુપ પોતાને દેશ ચાલ્યો ગયો.

વાર્તાનો મતલબ એ છે કે સામર્થ્યવાન સ્હામે છળ પ્રપંચ આદરવાથી પોતેજ પોતાના ઠામને ટાળે છે અને હાથે કરી મોત માગી લેવા સરખો પ્રકાર અંગિકાર કરી મૂર્ખમાં ખપે છે. માટે દરેક કામ કરતાં પેહેલાં સ્હામાની શક્તિ માટે ખૂબ વિચાર કરી જોવો કે ' આપણે બરોબર ફાવીશું કે નહી ? તે લક્ષ પહોંચાડવો નહી તો બીજાનું માન ખંડન કરતાં પોતાનું થઇ જાય છે. '

## વાર્તા. બુદ્ધિ કોઇના બાપની નથી.

એક સમયે મહારાજા ભોજે ડાંડી પીટાવી હતી કે જે કોઇ નવીન શ્લોક બનાવી લાવશે તેને એક લાખ સોના મ્હોરો આપવામાં આવશે; જો કે તે સમયમાં તો વિદ્યાની અભિવૃદ્ધિ વિશેષ થઇ જોવામાં આવતી હતી; પરંતુ માત્ર કેટલા અને કેવી નવીન ચમત્કૃતિ ભર્યા કાવ્યો કરનારા વિદ્વાનો વિદ્યમાન છે ? તે જાણવાના હેતુથીજ આમ ગોઠવણ કરેલી હતી, તેમ બીજી બાજુએ એવી ગોઠવણુ કરવામાં આવી હતી કે એક વખત કોઇના મુખમાંથી શ્લોક સાંભળ્યો કે વાંચ્યો એટલે મુખપાઠ કંઠસ્થ થઇ જાય તેવા એક પાઠી પંડિતો તથા દ્વિપાઠી ત્રીપાઠી અને ચતુઃપાઠી પંડિતો પોતાની સભામાં રાખ્યા તેથી જે પંડિતો નવીન શ્લોક બનાવીને લાવતા તે શ્લોક એક પાઠી એક વખત સાંભળતો એટલે તે કહેતો કે એ શ્લોકતો જૂનો છે મને પણ યાદ છે એમ કહી બોલેલો શ્લોક કહી સંભળાવતો એટલે દ્વિપાઠીએ બે વખત સાંભળ્યો એટલે આ શ્લોક જૂનો છે એમ કહી સંભળાવતો, એમ ક્રમે કરી ત્રીપાઠી અને ચતુઃપાઠી વગેરે શ્લોક કહી સંભળાવતા એટલે નવીન શ્લોક કરી લાવનાર નિરાશ થઇ જે રસ્તેથી આવ્યો હોય તે રસ્તે છ પાંચે ગણી જતો હતો. એમ કેટલોક વખત ગયો પણ આ શ્લોક નવી-

ન છે એમ ઠરવાનો વખત તે પંડિતોએ આવવા દીધો નહી.

એક સમય **પ્રભાકર** નામનો વિદ્વાન પણ તેવીજ ઉમેદથી નવીન શ્લોક બનાવી **ભોજની** સભામાં આવી પહોંચ્યો; પરંતુ તે પણ પૂર્વની પેઠે ખીન્ન મુખવાળો બની પોતાના દેશને રસ્તે ગયો, પરંતુ રસ્તામાં પૂર્વ પુન્યના પ્રતાપથી **કાલિદાસ** શિવાલયથી પાછા આવતા હતા તેમની ભેટ થઇ અને બ્રાહ્મણની ખીન્ન મુદ્રા નિહાળી કાળિદાસે પૂછ્યું કે ' મહારાજ ? આપ કયાંના રહેનાર છો ? અહીંયા કેમ પધારવું થયું હતું ? અને આવા શોકભાજન બની કેમ ફરો છો ? ' આવું કાળિદાસનું બોલવું સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે ' હું મણિપુરનો રહેનાર ગરીબ બ્રાહ્મણ છું અને દારિદ્રને દૂર કરવાની આશાએ ભોજરાજા પાસે નવીન શ્લોક બનાવી આવ્યો હતો; પરંતુ તે સઘળી આશા વ્યર્થ ગઇ અને મારો નવીન શ્લોક જૂનો ઠરાવ્યો એટલે લાચાર, આ પ્રમાણે તે વિપ્રનું બોલવું સાંભળી કાળિદાસને દયા ઉત્પન્ન થઇ બોલ્યો કે ' વિપ્રરાજ ? તમારી આશા નષ્ટ કરશો નહી; કેમકે હું એક શ્લોક તમને બનાવી આપું તે પુનઃ રાજદ્વારમાં જઇ સંભળાવો એટલે તમારી મન કામના સિદ્ધ થશેજ; એમ કહી કાલિદાસે એક યુક્તી ભર્યો શ્લોક બનાવી આપી વિદાય કર્યો અને રાજસભામાં જઇ આશિર્વાદ દઇ શ્લોક સંભળાવ્યો કે,

**स्वस्ति श्री भोजराजा त्रिभुवन विदितो धार्मिकः सत्यवक्ता**
**पित्रा ते प्रगृहीता नवतिन वधिका रत्नकोट्योमदीयाः**
**तास्त्वंदेहीति राजन् सकल बुधजनै ज्ञायते सत्यमेतत्**
**नोवा जानंति यत्तत् गमकृतिम थवा देहिलक्षं ततो मे ॥३८४॥**

હે ભોજરાજ ! આપ ધાર્મિક અને સત્ય ભાષણ કરનાર છો એવી ત્રણ લોકમાં કીર્તિ ગાજી રહેલી છે અર્થાત્ લોકમાત્ર આપના ગુણને જાણે છે માટેજ આપને કહું છું કે, આપના પિતાએ મારી પાસેથી નવાણું કોટી રત્ન લીધેલાં છે તે મને આપો અને આ વાત સત્ય છે એમ આપની સભામાં બેઠેલા પંડિતો પણ જાણે છે; કદાચ એ પંડિતો એમ કહે કે અમે નથી જાણતા તો આ શ્લોક નવીન છે એમ માની મને આપની સરત પ્રમાણે લક્ષ સોના મહોર આપો. આ પ્રશ્ન સાંભળી પંડિતો બોલતા બંધ પડયા; કેમકે આ શ્લોક જૂનો છે એમ કહે તો નવાણું કોટી રાજ્યના કોષ-

માંથી રત્ન આપવાં પડે અને એથી આખું રાજ્યપાટ હતું ન હતું થઇ જાય એટલે પંડિતો ચુપ થઇ બેસી રહ્યા તેથી આ શ્લોક નવો છે એમ નિરવિવાદે સત્ય ઠરીજ ચૂકયું જેથી ભોજરાજ તે શ્લોકની યુક્તિ વિચારી વિસ્મયતા સાથે સમજી ગયો કે આ બાબતમાં કાલિદાસનો હાથ હોવોજ જોઇએ, નહીં તો આવી ચમત્કૃતિ એનામાં હોય નહીં. એમ નિશ્ચય કરી ભોજરાજાએ તેને લક્ષ સોના મ્હોરો તથા સારાં વસ્ત્રાલંકાર આપી સંતુષ્ટ કર્યો.

વાર્ત્તાનો મતલબ એ છે કે જે માણસ સર્વેને ખોટો પાડવા યુક્તિ રચે તો તે યુક્તિને એકદમ બંધ પાડવા કેવી યુક્તિ કરવી ? તે ઉપરની વાર્ત્તા બતાવી આપે છે માટે કાર્ય પડે તેવીજ યુક્તિ રચવા ઉદ્યુક્ત રહેવું.

## વાર્તા. દાન આપવાનો દાખલો.

**ભોજરાજા** બ્રાહ્મણોને અનર્ગળ દાન આપતા હતા, તેથી પારકે દુઃખે પેટ કૂટનારા કારભારીઓ તેની દાતવ્ય વૃતીને અટકાવવા એવી યુક્તિ રચી કે એક સુંદર જાતવંત પોપટને પાળી તેને એક ચરણ શિખવાડી તૈયાર કર્યો. એક સમય ભોજરાજા કચેરી ભરી પંડિતો સહ રાજ્યાસન ઉપર બેઠા હતા, તે સમય કચેરીના ઝરોખા ઉપર બેસી તે પોપટ બોલવા લાગ્યો કે.

**यद्दीयते तन्न लभे द्विजेभ्यः**

હે ભોજરાજ ! જે તું બ્રાહ્મણને આપે છે, તે તું પામીશ નહી. આ પ્રમાણે તે પોપટનું બોલવું સાંભળી ભોજરાજા પંડિતો આગળ કહેવા લાગ્યા કે. આ પોપટ શું બોલ્યો ? તેનો ખુલાસો કરો નહી તો સર્વ જણ મારા રાજ્યની હદની બ્હાર નિકળી જાઓ; કેમકે જ્યારે બ્રાહ્મણોને આપવાથી કશું ફળ હું પામવાનો નથી ત્યારે તમોને અનર્ગળ દાન આપવાનું કારણજ શું ? આ કઠોર હુકમ સાંભળી અન્ય પંડિતો અધોમુખ બની બેઠા, તે જોઇ સર્વની લાજ રાખવા કાલિદાસ બોલ્યા કે ' હે રાજન્ ? જે પોપટ બોલ્યો તે અક્ષરસઃ સત્ય છે, પરંતુ તેનો ખરો અર્થ આપના સમજવામાં ન આવવાથી ઉલટો અર્થ ભાસ્યો છે, પણ તેનો હું ખરો ખુલાસો કહું છું તે શ્રવણ કરો.

હે ભૂપાળ ચૂડામણિ ! પૂર્વભવમાં આપ કાઠિ વેચનારના કુળમાં ઉત્પન્ન થયા અને આ પોપટ પૂર્વે એક દરિદ્ર બ્રાહ્મણ હતો. એક

સમય તમો લાકડાનો ભારો માથા ઉપર ઉપાડી ગામમાં વેચવા જતા હતા તે સમય તે દરિદ્ર બ્રાહ્મણ શિયાળાની ટાઢડથી ઘણોજ હેરાન થયેલ તમારી પાસે આવી લાકડાનો ભારો માગવા લાગ્યો અને બોલ્યો કે–ભાઇ! ઠંડથી મારા પ્રાણ પ્રયાણ કરવા ચાહે છે માટે જો મને આ લાકડાનો ભારો આપે તો. તેથી તાપ કરી મારી ઠંડ દૂર કરૂં જો આ મારી અરજ ધ્યાનમાં લેશો તો, તમને પ્રભુ સદાશિવ અનંત ઘણું ઉત્તમ પ્રકારનું પુણ્ય અને મહાન્ સુખ વૈભવ આપશે. આ પ્રમાણે તે ઠંડે મરતા બ્રાહ્મણે બહુ આજીજી કરી, પણ તે વખતે તમારા હૃદયમાં દયાના અંકૂરો સ્ફુરાયમાન થયા નહીં, પણ ત્યાંથી થોડેક છેટે એક વેશ્યા ઝરોખામાં બેઠી હતી તેણે આ બનાવ જોયો તેથી. તે વેશ્યા કાષ્ટનો ભારો મૂલવવા લાગી અને કહેવા લાગી કે–' હશે, એક પૈસો ઓછો લઇશ તો, તને પણ ગેરફાયદો નથી; કેમકે મારેતો આ ઠંડે મરતા બ્રાહ્મણની દયાની ખાતર લેવાનો છે માટે ઠીક કરી આપ. જેથી તારૂં પણ પ્રભુ કલ્યાણ કરશે. ' આ પ્રમાણે દયાળુ વેશ્યાનાં વચનો સાંભળ્યાં કે, તમારા અંતઃકરણમાં તેજ સમય દયાએ વાસ કર્યો અને વિચાર્યું કે– ' જ્યારે આ વેશ્યા દરેક પુરૂષોનું ધન હરી લેનારી છે; છતાં તે પારકાના કલ્યાણ માટે મૂલ્ય આપી ભારો લેવા ધારે છે ત્યારે મારે તો હાથની મહેનત છે. તો શા માટે હુંજ આ ભારો આપી અખૂટ પુન્ય પ્રાપ્ત ન કરૂં તેમજ આજે મોટી પર્વણી છે. તેથી લોકો બેસુમાર સંત સાધુ બ્રાહ્મણ અભ્યાગતોને ખાનપાન વસ્ત્ર પાત્રાદિ આપી પુણ્ય પ્રાપ્ત કરે છે તો, હું મારી શક્તિ પ્રમાણે નહીં જેવા મૂલ્યની વસ્તુ પણ આપવા મન પાછું કરૂં છું, ધિઃકાર છે, મને ? ' એમ વિચારી તે બ્રાહ્મણને એક સ્થાનકે બેસારી લાકડાં સળગાવી તાપવડે તેને સારી રીતે તપાડી ઠંડના ત્રાસથી બચાવ્યો, તેથી બ્રાહ્મણ આશિરવાદ આપી પોતાના સ્થાનકે ગયો અને જ્યારે આયુષ્ય ક્ષીણ થયું ત્યારે મરણ પામી પોપટની યોની પામ્યો અને કાષ્ટ વેચનાર જે આપ દયાના પ્રતાપથી આ રાજ્યલક્ષ્મી પામ્યા, જેથી પોપટ પૂર્વ ભવના કૃત્યની યાદિ આપી શિક્ષા સાથે આશિર્વાદ દે છે કેઃ—

**आर्तेषु दीनेषु गुणान्वितेषु । यच्छ्रद्धया स्वल्पमपि प्रदत्त ।**
**काष्ठ प्रदानाद् लमतेहि राज्ये। यद्दीयतंतन् नलभेद् द्विजेभ्यः**

હે રાજેંદ્ર મુકુટ મણિ ! દાનેચ્છાવાળા આર્તજનો વા દીનજનો

તથા ગુણીજનો વિષે શ્રદ્ધા રાખી—પ્રેમ સહિત થોડી પણ કોઇ ઇચ્છિત વસ્તુ આપી હોયતો અનંત ગણી થાયછે; અર્થાત્ થોડું આપ્યું પણ ઘણા લાભને આપેછે, જેમ તમે પૂર્વ જન્મમાં શ્રદ્ધા સહિત માત્ર નહીં જેવું લાકડાનું દાન જરૂર વખતે આપ્યું, તેથી પૂર્ણ વૈભવવાળુ રાજ્ય પ્રાપ્ત થયું માટે કહુંછું કે જે તે લાકડાં આપ્યાં છે, તેનું પામવાનો નથી; અર્થાત્ જન્મો જન્મ રાજ્ય સુખ પામજો.

આ પ્રમાણે સમયાનુંસાર કાલિદાસનાં વાકયો સાંભળી ભોજરાજાએ અતિ પ્રસન્ન થઈ અમૂલ્ય બક્ષીસ આપી પ્રેમભાવમાં વધારો કર્યો.

**વાર્તાનો** મતલબ એછે કે—જે વખતે જે માણસને જે ચીજનો ખપ હોય તે વખતે—એટલે ભુખ્યાને અન્ન, તરસ્યાને પાણી, દિગંબરને વસ્ત્ર, દર્દિને દવા, વિદ્યાર્થિને વિદ્યા સંપાદન કરવાનાં સાધનો અને વિદ્વાનને વિદ્યા પુષ્ટિ કરવા માટેના જોઇતા સાધનો ઉદાર દિલ રાખી પોતાની શક્તિ મુજબ આપે તો, તે સમય ઉપર થોડું પણ આપ્યું અનંત ફળને આપે છે જેમ વ્યવહારમાં પણ જેને જે વખતે નાણાંની ઘણી જરૂર હોય અને તે વખતે તેને જો નાણાં આપી લાજ રાખી જીવ બચાવ્યો હોય તો, તે જો માણસ હોય તો, ખરી વખતે આપેલી થોડી મદદનો પણ અધિક ઉત્તમ બદલો વાળી નિરંતર નેક દિલથી તે સાથે વર્તે છે, માટે પર્વ એટલે ટાણા સમય વસ્તુ આપી સ્વ અને પરન્તુ કલ્યાણ કરવું.

## વાર્તા પતિવ્રતનો મહિમા.

એક સમય ભોજરાજે કાળીદાસને પ્રશ્ન પૂછ્યો કે- ' આપણી નગરીમાં સતી પતિવ્રતા સ્ત્રી કોઇ છે? જો હોયતો તેની પરીક્ષા કરી તેના દર્શન કરવાં એવી મારી ઇચ્છા છે. તે સાંભળી કાલિદાસે કહ્યું કે ધારાપતિ! આપણી નગરીમાં પોતાનાં કર્મ કાંડમાં કુશળ અને અગ્નિ હોત્રી વિશ્ણુશર્મા નામે એક ગરીબ બ્રાહ્મણ છે તેની પત્નિ પૂર્ણ પતિવ્રતા છે! એ સ્ત્રીનું પાણી ગ્રહણ થયાને લગભગ પંદર વર્ષ થયાં છે છતાં હજુ સુધી પોતાના પતિ શિવાય બીજા પુરૂષનું તેણે મુખ જોયું નથી અથાત્ કેવળ પતિભક્તિમાં નિરંતર રક્ત રહેનાર તે સ્ત્રીએ સ્વપ્નામાં પણ અવર પુરૂષને ઇચ્છેલ નથી, એટલુંજ નહિ પણ તેણે સવિતા નારાયણને ( સૂર્યને ) પણ અ-

ઘાપિપર્યંત પોતાનું મુખ દેખાડયુ નથી એવી તે સતી સાધ્વી પ્રભાત કાળે વેહેલાં પતિપહેલાં ઉઠી ન્હાઇ ધોહી પવિત્ર વસ્ત્રો પહેરી પતિની સેવા કરે છે કહ્યું છે કે:—

**पतिर्हिदेवो नारिणां पतिबंधुः पतिर्गतिः**
**प्रत्युर्गति समानास्त दैवतंवा यथा पतिः ॥२८९॥**

સ્ત્રીને પતિ એજ દેવ છે પતિ એજ બન્ધું અને પતિ એજ ગતિ છે, પતિના સમાન અન્ય ગતિ છેજ નહી અને સ્ત્રીઓને પતિના સમાન દૈવત પણ બીજું નથી.

એજ માટે પતિની સદૈવ આજ્ઞા પાળતી પોતાના ધર્મને ધન આવે છે તેમ તેનો પતિ પણ તેવોજ પવિત્ર છે કે પ્રાતઃકાળમાં નિત્ય નૈમિતિક સ્નાન, સંધ્યા, શિવ પુજાર્ચન અને યજ્ઞ દેવની પૂજા કરી દૈવઇચ્છાથી ભિક્ષાવૃતિમાં જે કાંઇ મળે તેમાં દંપતિ (ધણી ધણીયાણી) પોતાની આજીવિકા ચલાવે છે, પણ કોઇને યાચતો નથી તેવો તે અયાચી બ્રાહ્મણ છે તેની સ્ત્રીનાં દર્શન દેવતાને પણ થવાં દુર્લભ છે, કારણ કે જેને લોભ સંજ્ઞા રહેલી છે તે આશાને અવલંબી ગ્રામાંતરે જાય કિંવા કોઇનો બોલાવ્યો કાંઇ કામ કરે પણ જેને તેવી લોભ દશાજ નથી તો, આપ કેવે પ્રકારે તેને ત્યાં જઇ પતિવ્રતાનાં દર્શન કરવા ભાગ્યશાળી થશો.

આમ કાળિદાસનું બોલવું સાંભળી ભોજરાજા બોલ્યો કે 'તે સતિનાં ગમે તે પ્રકારે દર્શન તો કરવાં માટે તેવો ઉપાય શોધી કહાડો? તે સાંભળી કાળિદાસ બોલ્યો કે—' હે નરેંદ્ર! તે વિષ્ણુશર્માએ આજ દિવસ લગી કોઇની પાસે યાચના કરી ધન સંપાદન કરેલ નથી; પરંતુ કદાચ પુષ્કળ દ્રવ્ય મળવાની ગોઠવણ થયાથી જો પતિવ્રતાનાં દર્શન થાય તો અહો ભાગ્ય સમજવાં, પણ હું નથી ધારતો કે વિશેષ ધન મળવાની વાંચ્છનામાં તે વિષ્ણુશર્માનું મન લલચાય. તદપિ યત્ન કરી જોઇએ. ઉદ્યમ છે એ સમર્થ દેવનો પણ દેવ છે કહ્યું છે કે--ઉદ્યમ કરતાં છતાં પણ કાર્ય સિદ્ધ ન થાય તો કાંઇનો દોષ નહીં પણ દેવ કરશે તે થશે એમ કહી કાપુરૂષ થવું એ પુરૂષાર્થીને અયોગ્ય છે.

બીજેજ દિવસે વિષ્ણુશર્માને બોલાવવા સેવકને હુકમ કર્યો તેથી સેવકોએ વિષ્ણુશર્માને ત્યાં જઇ કહ્યું કે, 'મહારાજા આપને બોલાવે છે, આવું રાજ સેવકોનું બોલવું સાંભળી પોતાની સ્ત્રીને

રાજ્યના તેડા વિષેની વરતા જણાવી. તેથી સતિ પતિના ચરણમાં નમી હાથ જોડી સવિનયથી બોલી કે 'પ્રાણનાથ! રાજાએ આપને બોલાવેલ છે તેનું કારણ અનુમાનથી સમજાય છે કે દાન દેવા માટે જ બોલાવેલ હશે; પરંતુ તે દાન લેવાથી આપના તપને ભંગ થાય, માટે ન લેવા સાવધાન રહેવા આપને મારી વિનંતિ છે. એ પછી સેવકો સાથે રાજ્ય કચેરીમાં ગયો અને આશિર્વાદ આપ્યા વગર રાજા સન્મુખ આસન ઉપર બેઠો. રાજાએ આવી તેની નિસ્પૃહતા જોઇ મોટા સન્માન સાથે નમસ્કાર કરી સોનામોહર ભરેલા બે થાળ તેની ભેટમાં મૂકયા, પરંતુ વિષ્ણુશર્માએ લીધા નહીં, ત્યારે રાજાએ જાણ્યું કે તેને ઓછા પડતા હશે માટે બીજા બે સોનામોહોરના ભરેલા થાળ લાવી આગળ મૂકયા; તદપિ તે સોનામોરોની દરકાર ન કરતાં બોલ્યો કે—' હે રાજન્! આ દ્રવ્યની તમોને જરૂર છે પણ અમારે એની જરા પણ જરૂર નથી; કેમકે અમારે તો તપ, જપ અને યજ્ઞેશ્વરનું પૂજન કરવું તેજ સાચુ ધન કામનું છે, તેમ અમોને એ યજ્ઞેશ્વર જે શેર અન્ન આપે તેમાંજ પૂર્ણ સંતોષ માની આનંદમાં રહીએ છીએ, માટે તે ખટપટ મૂકી દેઇ જે કામને માટે મને બોલાવ્યો હોય તે કામ કહો; કારણ કે હું પણ તમારી પ્રજા છું તેથી કામ કરી આપીશ.

આ પ્રમાણે વિષ્ણુશર્માનું બોલવું સાંભળી અતિ ચકિત થયો અને બોલ્યો કે! હે બ્રહ્મદે! આપને ધન્ય છે! હાલ તો માત્ર આપનાં દર્શનની અભિલાષા હતી તે પૂર્ણ થઇ અને વળી અન્ય આપ લાયક કાર્ય હશે તે વખતે આપને તસ્દી આપીશ; એટલું; બોલી બ્રહ્મદેવને રજા આપી એટલે વિષ્ણુશર્મા પોતાને ઘેર ગયો.

વિષ્ણુશર્માના ગયા પછી ભોજરાજ કાલિદાસને પૂછવા લાગ્યો કે—'હવે શો ઉપાય કરવો!' કાળિદાસે કહ્યું કે—'પ્રભો! હવે માત્ર એક ઉપાય છે. એટલે એ સતિને સંન્યાશી ઉપર પૂર્ણ શ્રદ્ધા છે અને તેમને ઘણુંજ માન આપે છે માટે જો સંન્યાસીનો વેષ ધારણ કરી દંડ કમંડળ સહિત તેને ઘેર જઇ 'ભવત્તિ ભિક્ષાન્ન્દહિ' એમ શબ્દોચ્ચાર કરશો તો જરૂર દર્શન થશે! પરંતુ જ્યાં સુધી તેનો પતિ ઘેર છે ત્યાં સુધી જવું નહી; કેમકે તે તમોને તુરત ઓળખી લેશે માટે ગમે તે યુકિત કરી તેને ગા    એટલે કાર્ય સિદ્ધ થશે.'

બીજે દિવશે ભોજરાજાએ વિષ્ણુશર્માને બોલાવ્યો અને કહ્યું

કે, હે બ્રહ્મદેવ ! તમો મહાન તપશ્વિ છો અને પવિત્ર કર્મોના અ-
ધિકારી છો જેથી આપને વિનંતિ કરૂંછું કે—' કોઇ કાર્ય સિદ્ધિને
માટે વિશ્વેશ્વરજીને બસો રૂદ્રાભિષેક પંચામૃતથી કરવાનો સંકલ્પ
કરેલો હતો તે કાર્ય મારૂં સિદ્ધ થઇ ગયું તેમ તમારી ઉપર મને
વિશેષ શ્રદ્ધા બેઠેલી છે, જેથી આપ વારાણશી ક્ષેત્રમાં જઇ મારૂં
કાર્ય સફળ કરી આવો એટલે હું વિશ્વનાથના રણમાંથી મુક્ત થાઉં !
આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી ઘેર જઇ સ્ત્રીની સલાહ લેઈ
રાજાના કાર્ય માટે કાશીએ ગયો અને રૂદ્રાભિષેકનું કાર્ય શરૂ કર્યું.

પાછળ ભોજરાજે કાળીદાસની બતાવેલી યુક્તિ અમલમાં લેઈ
અસલ સંન્યાશીનો વેષ ધારણ કરી વિષ્ણુશર્માને ઘેર જઇ સવતિ
भिक्षान्नदेहि, આ પ્રમાણે ઉચાર કર્યો કે વિષ્ણુશર્માની સતિ સા-
ધ્વિએ જવાબ આપ્યો કે મહાત્મા હું રસોઇ કરૂ છું તેને તૈયાર
થવાની ત્રણ ઘડી જેટલી વાર છે માટે ત્યાં સુધી મારા ઘર સામેહના
શિવાલયમાં બેસોઃ પરંતુ શુદ્ધ પ્રેમ ધેરો સંન્યાશી તો ત્યાંજ આ-
સન બિછાવી બેઠો ઇશ્વર ભજન કરવા લાગ્યો તે સમય કેરી ટાણું
હતું તેથી કેરીઓ મંગાવી રસ કાઢવા ઇરાદો હતો; રસોઇ પૂર્ણ
થઇ રહી, ત્યારે કેરીઓ ધોઇ રસ કહાડવા માંડયો પણ રસ ભરેલી
કેરીઓ છતાં રસનું એક બુંદ પણ પડતું જોયું નહીં ત્યારે આં-
બાના-ફળને કેહવા લાગી કે.

> रेरेरसालफलकिंस्वरसन्न मुच्यत् आबालवृद्ध मपिशुद्ध
> पतिव्रता च सत्यंमनः परनरा हृदय न दृष्टः किं भोज-
> राज नृपपि परदार लुब्ध ॥ २८७ ॥

હે રસ ભરેલા આમ્રફળ તું રસ કેમ મૂકતું નથી ! હું બાલ્યા-
વસ્થાથી તે આજ દીન સુધી પતીવ્રતા છું, હું સત્ય કહું છું કે મે
પરપુરૂષ નજરે દીઠો નથી તેમ મનમાં પણ આણેલો નથી. ત્યારે
શું આ નગરનો રાજા પરનારી સહોદર અને સત્યવાદી છે; છતાં
તે સત્યથી ચૂકી લંપટ થયો કે શું? અર્થાત્ તે જો કદાચ સત્યથી
ચૂકયો હોય તો આમ થવા સંભવ છે.

આટલું બોલતાં વેંતજ કેરીમાંથી રસની ધારા છુટી અને
રસથી પાત્ર ભરાઇ ગયું. આ બનાવ જોઇ ભોજરાજા મનમાં ભય-
ભીત થયો કંપવા લાગ્યો અને મનમાં સમજ્યો કે, ખચીત આ
સતીએ મને ઓળખી લીધો. હું એના સત્યની પરીક્ષા લેવા કપટ

રાજ્યના તેડા વિષેની વરતા જણાવી. તેથી સતિ પતિના ચરણમાં નમી હાથ જોડી સવિનયથી બોલી કે 'પ્રાણનાથ ! રાજાએ આપને બોલાવેલ છે તેનું કારણ અનુમાનથી સમજાય છે કે દાન દેવા માટે જ બોલાવેલ હશે; પરંતુ તે દાન લેવાથી આપના તપને ભંગ થાય, માટે ન લેવા સાવધાન રહેવા આપને મારી વિનંતિ છે. એ પછી સેવકો સાથે રાજ્ય કચેરીમાં ગયો અને આશિર્વાદ આપ્યા વગર રાજા સન્મુખ આસન ઉપર બેઠો. રાજાએ આવી તેની નિસ્પૃહતા જોઇ મોટા સન્માન સાથે નમસ્કાર કરી સોનામોહર ભરેલા બે થાળ તેની ભેટમાં મૂકયા, પરંતુ વિષ્ણુશર્માએ લીધા નહીં, ત્યારે રાજાએ જાણ્યું કે તેને ઓછા પડતા હશે માટે બીજા બે સોના મોહોરના ભરેલા થાળ લાવી આગળ મૂકયા; તદપિ તે સોનામોરોની દરકાર ન કરતાં બોલ્યો કે—' હે રાજન્ ! આ દ્રવ્યની તમોને જરૂર છે પણ અમારે એની જરા પણ જરૂર નથી; કેમકે અમારે તો તપ, જપ અને યજ્ઞેશ્વરનું પૂજન કરવું તેજ સાચુ ધન કામનું છે, તેમ અમોને એ યજ્ઞેશ્વર જે શેર અન્ન આપે તેમાંજ પૂર્ણ સંતોષ માની આનંદમાં રહીએ છીએ, માટે તે ખટપટ મૂકી દેઇ જે કામને માટે મને બોલાવ્યો હોય તે કામ કહો; કારણ કે હું પણ તમારી પ્રજા છું તેથી કામ કરી આપીશ.

આ પ્રમાણે વિષ્ણુશર્માનું બોલવું સાંભળી અતિ ચકિત થયો અને બોલ્યો કે ! હે બ્રહ્મદે ! આપને ધન્ય છે ! હાલ તો માત્ર આપનાં દર્શનની અભિલાષા હતી તે પૂર્ણ થઇ અને વળી અન્ય આપ લાયક કાર્ય હશે તે વખતે આપને તસ્દી આપીશ; એટલું; બોલી બ્રહ્મદેવને રજા આપી એટલે વિષ્ણુશર્મા પોતાને ઘેર ગયો.

વિષ્ણુશર્માના ગયા પછી ભોજરાજ કાલિદાસને પૂછવા લાગ્યો કે—' હવે શો ઉપાય કરવો ! ' કાળિદાસે કહ્યું કે—' પ્રભો ! હવે માત્ર એક ઉપાય છે. એટલે એ સતિને સંન્યાશી ઉપર પૂર્ણ શ્રદ્ધા છે અને તેમને ઘણુંજ માન આપે છે માટે જો સંન્યાસીનો વેષ ધારણ કરી દંડ કમંડળ સહિત તેને ઘેર જઇ ' भवति भिक्षां-देहि ' એમ શબ્દોચ્ચાર કરશો તો જરૂર દર્શન થશે ! પરતુ જ્યાં સુધી તેનો પતિ ઘેર છે ત્યાં સુધી જવું નહી; કેમકે તે તમોને તુરત ઓળખી લેશે માટે ગમે તે યુકિત કરી તેને ગા એટલે કાર્ય સિદ્ધ થશે.'

બીજે દિવશે ભોજરાજાએ વિષ્ણુશર્માને બોલાવ્યો અને કહ્યું

કે, હે બ્રહ્મદેવ ! તમો મહાન તપશ્વિ છો અને પવિત્ર કર્મોના અધિકારી છો જેથી આપને વિનંતિ કરૂંછું કે—' કોઇ કાર્ય સિદ્ધિને માટે વિશ્વેશ્વરજીને બસો રૂદ્રાભિષેક પંચામૃતથી કરવાનો સંકલ્પ કરેલો હતો તે કાર્ય મારૂં સિદ્ધ થઇ ગયું તેમ તમારી ઉપર મને વિશેષ શ્રદ્ધા બેઠેલી છે, જેથી આપ વારાણશી ક્ષેત્રમાં જઇ મારૂં કાર્ય સફળ કરી આવો એટલે હું વિશ્વનાથના રણમાંથી મુક્ત થાઉં ! આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી ઘેર જઇ સ્ત્રીની સલાહ લેઈ રાજાના કાર્ય માટે કાશીએ ગયો અને રૂદ્રાભિષેકનું કાર્ય શરૂ કર્યું.

પાછળ ભોજરાજે કાળીદાસની બતાવેલી યુક્તિ અમલમાં લેઈ અસલ સંન્યાશીનો વેષ ધારણ કરી વિષ્ણુશર્માને ઘેર જઇ સ્વતિ ભિક્ષાન્નદેહિ, આ પ્રમાણે ઉચાર કર્યો કે વિષ્ણુશર્માની સતિ સાધ્વિએ જવાબ આપ્યો કે મહાત્મા હું રસોઇ કરૂં છું તેને તૈયાર થવાની ત્રણ ઘડી જેટલી વાર છે માટે ત્યાં સુધી મારા ઘર સામેહના શિવાલયમાં બેસોઃ પરંતુ શુદ્ધ પ્રેમ ઘેલો સંન્યાશી તો ત્યાંજ આસન બિછાવી બેઠો ઇશ્વર ભજન કરવા લાગ્યો તે સમય કેરી ટાણું હતું તેથી કેરીઓ મંગાવી રસ કાઢવા ઇરાદો હતો; રસોઇ પૂર્ણ થઇ રહી, ત્યારે કેરીઓ ધોઇ રસ કહાડવા માંડયો પણ રસ ભરેલી કેરીઓ છતાં રસનું એક બુંદ પણ પડતું જોયું નહીં ત્યારે આંબાના ફળને કેહવા લાગી કે,

> रेरेरसालफलकिंस्वरसन्न मुच्यत् आबालवृद्ध मपिशुद्ध पतिव्रता च सत्यंमनः परनश हृदय न दृष्टः किं भोजराज नृपपि: परदार लुब्ध ॥ २८७ ॥

હે રસ ભરેલા આમ્રફળ તું રસ કેમ મૂકતું નથી ! હું બાલ્યાવસ્થાથી તે આજ દીન સુધી પતીવ્રતા છું, હું સત્ય કહું છું કે મે પરપુરૂષ નજરે દીઠો નથી તેમ મનમાં પણ આણેલો નથી. ત્યારે શું આ નગરનો રાજા પરનારી સહોદર અને સત્યવાદી છે; છતાં તે સત્યથી ચૂકી લંપટ થયો કે શું? અર્થાત્ તે જો કદાચ સત્યથી ચૂકયો હોય તો આમ થવા સંભવ છે.

આટલું બોલતાં વેંતજ કેરીમાંથી રસની ધારા છુટી અને રસથી પાત્ર ભરાઇ ગયું. આ બનાવ જોઇ ભોજરાજા મનમાં ભયભીત થયો કંપવા લાગ્યો અને મનમાં સમજ્યો કે, ખચીત આ સતીએ મને ઓળખી લીધો. હું એના સત્યની પરીક્ષા લેવા કપટ

વેષથી પ્રપંચ યુક્ત આવ્યો છું, તેથી હવે એ મને જરૂર શાપ દેશે એમ વિચારી ભયભીત પણે સતીના પાછળ પાંચ પ્રદક્ષીણા કરી વીનય સહિત પ્રાર્થના કરી પોતાના કપટ કૃત્યની ક્ષમા માગી દંડ કમંડળ ત્યાંજ પડતા મુકી પલાયન કરવા લાગ્યો એટલે સતીએ સંન્યાસીને જતા અટકાવી તેને જમાડ્યો અને કહ્યું કે, હે ભોજરાજ અમો તમારી પ્રજા સંતાન છીએ, તમે સત્યવાદી અને પરનારી સહોદર છો એમ સમજી આજે પંદરે વર્ષે તમનેજ મુખ દેખાડયું છે તેથી મારૂં વ્રત ભંગ થયું છે એમ સમજતા નહીં વળી બીજો દાખલો એ જુવો કે તમો સત્યવાદી અને પરદારા બાન્ધવ છતાં કપટ ભાવથી મારી પરીક્ષા જોવા આવ્યા, તેથીજ આ દેરીઓએ રસ છોડયો નહી, પણ જ્યારે તમારા અપરાધની તમે મન સાથે ક્ષમા માગી કે તુરંત રસ નીકળ્યો, પછી ભોજરાજા પોતાના અપરાધોની ક્ષમા માગી સતીની આજ્ઞા લેઇ પોતાને મેહેલે ગયો.

વાર્તાનો સાર એ છે કે સતી સ્ત્રી, નિસ્પૃહી બ્રહ્મદેવ અને સત્યવાદી રાજાનો કેવો મહિમા છે, તથા સતીનો શો ધર્મ છે તે જાણવાનું છે માટે વ્હાલી આર્ય ભગનીઓ, તમો પણ તે વ્રતનો અંગીકાર કરવા નીરંતર ખંતિલા બનો કે, જેથી આ લોકને અને પરલોકમાં વીજય પામો.

## વાર્તા વચનમાંજ વશિકરણ છે ?

એક સમય કોઇ બ્રાહ્મણ ઉજ્જયનીમાં ભિક્ષા માગવા ગયો, પણ તે દિવસે કોઇ મોટી પર્વણી હતી, જેથી નગરવાસિ જનો સર્વે ગંગાસ્નાન કરવા ગયાં હતાં, તેથી તેને કિંચિત્ પણ ભિક્ષા મળી નહીં, તે કારણથી પાછો ઠાલોમાલો પોતાને ઘેર આવ્યો, તે જોઇ તેની સ્ત્રીએ કટુ વચનોનો પ્રહાર કરતાં ગડદાપાટુનો સ્વાદ પણ ચખાડયો, તેથી અંદરો અંદર કલેશ મચી રહ્યો, તે કેમે કરી શાંત પડે નહીં, છેવટે રાજ્યના સિપાઇઓએ તે બન્નેને પકડી રાજ સભામાં હાજર કર્યાં અને ભોજરાજે તેઓ વચ્ચે કલેશ થવાનું કારણ પુછ્યું ત્યારે તે બ્રાહ્મણ ભોજરાજ પ્રત્યે કહેવા લાગ્યો કે—

**अबातुष्याति नमया न स्नुपया सापि नांब्रया**
**अहमपि नतया चंदराजन् कस्यदोषोयम् ॥ २८८ ॥**

પૃથ્વી પતે! મારી માતા મારી સંગાથે પ્રસન્ન રહેતી નથી; તેમ મારી સ્ત્રી સાથે પણ કદિ પ્યાર રાખતી નથી; તેમજ મારી

સ્ત્રી પણ મારી કે મારી માની સાથે કદિ પ્યારભાવથી રહેતી નથી અને હું પણ તે સાથે કે મારી પોતાની સાથે પ્રસન્ન નથી ત્યારે આપ ન્યાય કરો કે એમાં કોનો દોષ છે!

આ પ્રમાણે તે બ્રાહ્મણનું બોલવું સાંભળી સર્વ પંડિતો તેના બોલવાનો નિશ્ચય કરી શક્યા નહીં, પણ ચતુર શિરોમણી રાજા પોતાની બુદ્ધિથીજ સમજી ગયો કે, 'આ બધાંને અંદરો અંદર ક્લેશ થવાનું મૂળ કારણ દારિદ્રજ છે, કેમકે જો સુખ સંપત્તિ હોય તો, આમ અંદરો અંદર એ પ્રસન્નતા નિરંતર ચાલેજ નહીં, એમ વિચારી પુષ્કળ ધન આપી તેનો ક્લેશ નિર્મુળ કર્યો. ધન્ય છે એવા માર્મિક ભાવ જાણનાર દયાળુ દેશપતિને!

વાર્ત્તાનો સાર એ છે કે—જો આપણી પાસે પૈસો હોય અથવા પુષ્કળ નાણું રળી લાવતા હોઇએ તો, આપણા પિતા, માતા, બ્હેન ભાઇ તથા સગાં સહોદરો-મિત્ર અને સ્ત્રી તેમજ સંતાન સર્વ કોઈ પ્રેમની નજરે નિહાળી અધિક મમતાથી વરતે છે; પરંતુ દારિદ્રાવસ્થા આવી લાગે તો, સગાં, મા-બાપ ભાઇ, ભગિની અને સ્ત્રી, સંતતી તથા મિત્રો વિગેરે સર્વે સાહમું જોવા ચાહતા નથી તો, આપદામાં આશ્રય આપવાની તો વાતજ શી? માટે સર્વે પેહેલાં જેમ બને તેમ કરી પૈસો મેળવવો તોજ સર્વ પ્રકારે બેડોપાર છે નહીં તો, રોડાની માફક રખડશો.

## જ્યાં ન પહોંચે રવી ત્યાં પહોંચે કવિ!

કોઇ એક બ્રાહ્મણ વિદ્વાન્ છતાં મહા દરિદ્રવસ્થામાં હોવાથી તેની સ્ત્રી બોલી કે હે પ્રાણનાથ, આ પ્રમાણે સઘળું જીવીત શું દરિદ્રમાંજ ગાળવું છે? વિચારી જુવો કે, આપણાં ન્હાનાં બાળકો દુધ વિના ટળવળ્યા કરે છે તથા આપણા બન્નેને બબ્બે ત્રણ ત્રણ દિવસની લાંઘન થાય છે તો પહેરવા ઓઢવાનાં સાધનો કે મેમાન પરોણાને આદર આપવા યોગ્ય સાધનો સ્વપ્ને પણ દુર્લભ છે! અને તેથી જ સર્વસ્થળે અપમાન પણ પામીએ છીએ એ કાંઇ ઓછું દુઃખ નથી! માટે કેવળ ભાગ્ય ઉપર આધાર રાખી બેસવું એ કપૂત કે આળસુનું કામ છે. કેમકે—

> વિધમ ધન ઉધમ વિના, કહો જું પાવે કોન?
> બિના ડોલાયો ન હુવે જ્યોં પંખેકો પોન.

માટે 'આળસ છે એજ આ શરીરનો મહાન શત્રુ છે' જેથી

उद्योगखलु कर्त्तव्यः फलंमार्जारिवद्भवेत्
जन्मप्रभृतिगौर्नास्ति पय पिबतिनित्यशः ॥२८९॥

નિશ્ચય ઉદ્યમ કરવો ! જુવો કે બીલાડી જન્મભરમાં ગાયને આંગણે બાંધતી નથી, છતાં નીરંતર દૂધ પીએ છે તેનું કારણ એજ ઉદાહરણને ધ્યાનમાં લ્યો અને મહા દાનેશ્વરી વિદ્યાવિલાસી ધારાધીશને જઇ ભેટો એટલે સુખની ઘડી સાંપડે. જ્યાં સુધી તમે એમ કરશો નહીં, ત્યાં સુધી દારીદ્ર પણ તમારો કેડો છોડનાર નથી, તથા નીર્ધન અને મૃતક બન્ને સમાન છે કે તેઓ કશું કરતાં નથી.

આ પ્રમાણે પોતાની સ્ત્રીનું બોલવું સાંભળી બીજેજ દીવસે ધારા નગરીનો રસ્તો લીધો અને કેટલાક દિવસે ધારાએ જઇ પહોંચ્યો. ભોજરાજ શિવભક્ત છે એમ જાણી એક છટાદાર તેજ વિષયને અનુસરતો શ્લોક બનાવી હાથમાં શ્રીફળ લઇ રાજા સમીપ જઇ શ્રીફળ ધરી આશિર્વચન કહી ઉભો રહ્યો, એટલે ભોજરાજે તેની વિદ્વત જોવા પુછ્યું કે—

कुत आगम्यते ब्रह्मन्—હે બ્રાહ્મણ આપનું આગમન ક્યાંથી થયું ? બ્રાહ્મણ બોલ્યો–कैलासादागतोस्म्यहं—હું કૈલાસથી આવ્યો છું,

આવું બ્રાહ્મણનું બોલવું સાંભળી રાજા પ્રસન્ન થયો. અને શંકરના સ્થાનથી આવેલા બ્રાહ્મણના બોલવા ઉપર વીશ્વાસ રાખી પુછ્યુંકે–

शिवस्य चरणौ स्वस्ति—શંકર કુશળ કલ્યાણ તો છે ?

બ્રાહ્મણે આશ્ચર્યતા સાથે ઉત્તર આપ્યો કે—

किंपृच्छसिशिवोमृतः ॥ હે ભૂપતિ ! એ વિષે તું શું પૂછે છે ? શું તને હજુ સુધી ખબર નથી ? કે શંકર કૈલાસવાસી થયા છે ? અર્થાત્ મરણ પામ્યા છે,

આ પ્રમાણે બ્રાહ્મણનું બોલવું સાંભળી રાજા અતિ સખેદાશ્ચર્ય થઇ બોલ્યો કે અરે ! વિપ્રરાજ ! શું જે કાળના પણ કાળ છે તથા અજન્મા મૃત્યુંજય શંકર છે તેનું મરણ શી રીતે સંભવે ? તેમજ મરણ થવાનું કારણ શું ? અને તેમની કુટુંબ પરીવારની શી વલે થઇ ?

બ્રાહ્મણ બોલ્યો કે હે માલવેશ ! આપનું ચિત્ત વ્યાકુળ થવા દેશો નહીં અને સત્ય હકીકત કહું છું તે સાંભળો.

अर्धंदानववैरिणा गिरिजयाप्यर्धंहरस्याकृतं,
देवेत्थं भुवनत्रयेस्मरहराभावेसमुन्मीलीतः

गङ्गासागरमम्बरंशशिकलाशेषश्चपृथ्वितलं,
सर्वज्ञत्वमधीश्वरत्वमगमत्त्वांमांचभिक्षाटनम् ॥२९०॥

દાનવોના શત્રુ જે શ્રી વિષ્ણુ પરમાત્મા તેમણે શંકરનું અર્દ્ધ અંગ હરણ કર્યું અને અર્દ્ધ અંગ પાર્વતીએ હરણ કર્યું જેથી આખું અંગ વ્હેંચાઇ ગયું. અને તેમના પરીવારની શી ગતી થઇ તે સાંભળો. મસ્તકને વિષે ગંગાજી હતાં તે સમુદ્રમાં ચાલ્યાં ગયાં, ચંદ્ર કળા આકાશ મંડળમાં શોભતા ચંદ્રની સાથે મળી ગઇ, સર્પો પૃથ્વિ તલમાં પોતાના સ્થાનકે ગયા, સર્વજ્ઞતા એ આપના મન મંદીરમાં નિવાસ કર્યો, અને બાકી રહેલું ભિક્ષાટન તે મને મળ્યું.

આ પ્રમાણે અલૌકિક ચમત્કૃતિ ભર્યું વર્ણન સાંભળી અતિ પ્રસન્ન થઇ બોલ્યો કે 'હે દ્વિજરાજ! જે ઇચ્છા હોય તે સુખેથી માગી લ્યો? બ્રાહ્મણ બોલ્યો કે—હે નૃપતિ! મારી અવસ્થા કેવીછે? તે વિષે તો હવે વિશેષ બોલવાની જરૂર નથી; કેમકે આપ સર્વજ્ઞ છો, પરંતુ ન્હાનાં ન્હાનાં બાળકો દૂધ વગર ટળવળે છે માટે દૂઝાણાની જરૂર છે.

આવું વિપ્રનું બોલવું સાંભળી રાજાએ કારભારીને હુકમ કર્યો કે આ વિપ્રને એક ઉત્તમ દૂઝણી ભેંસ આપો. રાજાનો હુકમ થતાં વિપ્રરાજને ભેંસ આપી તે દેખીતી રૂષ્ટપુષ્ટ પણ વાંઝણી અને રામાવતાર વખતની હતી, તેથી તે કારભારીઓની ખટપટ ખુલ્લી પાડવા રાજા જોઇ શકે તેમ ભેંસના કાન પાસે પોતાનું મ્હોં રાખી ફરી ભેંસનું મ્હોં પોતાના કાન પાસે રાખી માથું હલાવવા લાગ્યો. આ કૌતક પ્રકાર જોઇ ભોજરાજે પૂછ્યું કે 'હે બ્રહ્મદેવ, આ તમે શું કર્યું? તે કૃપા કરી કહો.' ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે-હે રાજેંદ્ર! આ ભેંસને પાડી નથી તેમ આંચળમાં દૂધ પણ નથી અને આંચળ છેક સૂકાઇ ગએલા છે તે જોઇ મને શંકા થઇ કે વખતે સગર્ભા (ગર્ભિણી) હશે! પરંતુ તે શંકાનું સમાધાન કરવા તેને મેં પૂછી જોયું તો તેણે જવાબ આપ્યો કે—

भर्त्तामेमहिषासुरः कृतयुगेदेव्या भवान्याहत,
स्तस्मात्तद्दिनतोभवामिविधवावैभव्यधर्माह्यहं;
दंतामेगलिता कुचाविगलिता भग्नंविषाणद्वयं,
वृद्धायांमयिगर्भसंभवविधिंपृच्छन्नकिंलज्जसि.

'હે બ્રાહ્મણ ! મારો પતિ જે મહિષાસુર–પાડો તેને કૃતયુગમાં જગદંબાએ મારી નાંખ્યો, તે દીવસથી હું વીધવા થઇ છું એટલુંજ નહીં પણ હું વૈધવ્ય ધર્મ પ્રમાણે ચાલું છું અને મેં જાર કર્મ કર્યું નથી તેમ મારા હવે દાંત પડી ગયા છે, આંચળને પણ કરચોળીઓ વળી ગઇ છે અને શિંગડાં બે ભાંગી ગયાં છે આવી ઘરડી થઇ છું તે તું જુવે છે છતાં પૂછે છે કે 'શું સગર્ભા છે ? એ સ્વાલ પૂછતાં તને શરમ નથી આવતી ? આ પ્રમાણે મારા કાનમાં ભેંસે કહ્યું."

આ પ્રમાણે બ્રાહ્મણનું ચાતુર્ય જોઇ પેહેલ વેતરી પાડીની મા અને પુષ્કળ દૂધ દેનારી ભેંસ તથા પંદર હજાર રૂપીયા અને વસ્ત્રાભૂષણ આપી તેનું દારીદ્ર દૂર કરી સત્કાર સાથે તેને વીદાય કર્યો.

વાર્ત્તાનો સાર એ છે કે, માણસ માત્રને 'નસીબમાં લખ્યું હશે તે થશે ' એમ કહી ઉદ્યમ ન કરતાં કેવળ ભાગ્યનો ભરોસો રાખી બેસી રહેવું એ ખરેખર કપુતતનું કામ છે, કેમકે એક હાથે તાળી પડતી નથી, તેમજ એકલા ભાગ્યથી કે એકલા ઉદ્યમથી કાર્ય સિદ્ધ થતું નથી તદપી ઉદ્યમ, ગુજરાન જોગ સ્હાયતા આપે છે તેમ ઉદ્યમ કર્યાથી ભાગ્ય પણ ફળે છે; કારણ કે જે માણસ સુતો બેઠો રહે છે તેનું ભાગ્ય પણ સુતું રહે છે, જે માણસ હરતો ફરતો ઉદ્યમ કરતો રહે છે તેનું ભાગ્ય પણ હરતું ફરતું ઉદ્યમ યુક્ત રહે છે, જેમ એક પૈડાની ગાડી ચાલી શકતી નથી તેમ એકલા ભાગ્યથી પણ કાર્ય થતું નથી, તેથી કોઇ પણ ઉદ્યમની જરૂર છે, માટે પોતપોતાની સ્થિતિના પ્રમાણમાં ઉદ્યમ અવશ્ય કરી ભાગ્યને ફળીભુત કરવું.

## વાર્ત્તા. અનુભવ એજ મહાન શિક્ષક છે.

એક સમય ભોજરાજાએ કાલિદાસને પુછ્યું કે આ જગતમાં સર્વેથી વધારે હઠીલો સ્વભાવ કોનો હશે ? તે સાંભળી કાળીદાસે કહ્યું કે—' મહારાજ ! મારા સમજવા પ્રમાણે ન્હાના બ.ળકોનો સર્વેથી હઠીલો સ્વભાવ હોય છે કે તેની ઝક–હાડો કોઇથી પુર્ણ કરી શકાયજ નહી ' તે સાંભળી ભોજરાજે કહ્યુ કે–' બાળકનો હાડો પુરો કરવો એમાં શું મ્હોટી વાત છે ? કેમકે જે ચીજને માટે હાડો લીધો હોય તે તેને લાવી આપી કે ઝટ ખુશી ખુશી થઇ જાય, કાલિદાસે કહ્યું કે —' ક્ષિતિપતિ, દરેક વસ્તુ કહેવી સહેલી છે, પણ કરવી મુસ્કેલ છે, તેમ જ્યાં સુધી કરી નથી જોઇ ત્યાં સુધી તેમાં કેવી મુશીબત છે તે જાણી શકાયજ નહીં. તેમ

છતાં જો એમજ હોય તો હું છોકરો બનું અને આપ પિતા થઇ મારો હાડો હઠ પૂર્ણ કરો એટલે સઘળો અનુભવ મળીજ જશે. ' તે સાંભળી ભોજરાજે કહ્યું કે–' કબુલ છે, ' તદનંતર કાલિદાસ બાળચેષ્ટા પ્રમાણે રોવું અને હાડો શરૂ કરી પિતા રૂપ ભોજને પજવવા લાગ્યો, તથા કંઇ કંઇ ચીજો માગવા લાગ્યો તેથી ભોજરાજે જે જે ચીજો મગાવી તે હાજર કરી ત્યારે બાળચેષ્ટા કરનાર કાલિદાસે કહ્યું કે ' ભેંસનું દુધ આપો; જારે રાજાએ દુધ આણી આપ્યું ત્યારે પીતાં પીતાં બોલ્યો કે ' ના ના, હવે એ દુધ નથી પીવું, માટે આ દુધને પાછું ભેંસના આંચળમા ઘાલી આપો. તે સાંભળી રાજાએ કહ્યું કે—દુધ તે આંચળમાં પાછું પેસતું હશે? ' છોકરો બોલ્યો, ના ગમે તેમ થાય પણ આ દુધ તો આંચળમાં ઘાલી આપો. ' એમ કહી બહુજ હાડો કરી રડવા લાગ્યો; પણ તેની હઠ શી રીતે પૂરી કરવી ? છેવટે ભોજરાજ થાકયો અને બાળકની હઠ પૂરી ન થાય એ સત્ય છે, એમ કહી કાલિદાસની વાત કબુલ રાખી સત્ય શોધકતા માટે ધન્યવાદ આપ્યો. વાર્ત્તાનો સાર ખુલોજ છે.

## વાર્ત્તા. કુલિનતા બોલતાં વેંતજ કળાય છે.

એક સમય ભોજરાજ ઘોડો ખેલાવવા શહેર બહાર ઉદ્યાનમાં જતા હતા, તે વખતે રસ્તામાંથી લોકોને બાજુ ઉપર ખસેડવા રાજ પુરૂષો સુચના આપતા હતા, તેવામાં એક આંધળો રસ્તામાં જતો હતો, તેને તે રાજપુરૂષો કહેવા લાગ્યો કે—' એ આંધળા ! એ આંધળા ! હઠી જા બાજુ ઉપર ' એમ હાક મારી તેને રસ્તામાંથી બાજુ ઉપર કર્યો. જ્યારે રાજા ભોજ તેની પાસે આવ્યો ત્યારે બોલ્યો કે—' અહો અંધરાજ ! કેમ કુશળ તો છો ? " આ પ્રમાણે મધુરા વાક્યો સાંભળી અંધ બોલ્યો કે ' નામવર ! આપને મળ્યાથી પરમ સુખી થયો છું; કેમકે સુપ્રસન્ન વદનવાળા ભૂપતિની દ્રષ્ટિ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યા શુદ્ધતા, કુલીનતા, ભદ્રતા અને સુભગતા એની મેળેજ જઇ મળે છે. ' રાજાએ કહ્યું કે તમે શી રીતે જાણ્યું કે હું રાજા છું ' ? તેના જવાબમાં, અત્રે જણાવ્યું કે ' મહારાજ ! ભોજરાજ વિના બીજો કોણ આવું મધુર ભાષણ કરે ! કેમકે બીજા નીચ તો ગાળો દઇને ગયા, માટે જાણું છું કે આપજ ભોજરાજા છો. જો કે મારાં લલાટ ચક્ષુ તો નાશ

પામ્યા છે, પરંતુ હૃદય ચક્ષુ દેખતા છે માટે માણસને ઓળખી શકું છું.

આ પ્રમાણે અંધના વચન સાંભળી ભોજરાજે પ્રસન્ન થઈ પુષ્કળ દ્રવ્ય આપી સુખી કર્યો.

વાર્તાનો સાર એ છે કે મનુષ્યના આચાર વિચાર બોલવા ચાલવા અને પોષાક ઉપરથી ચતુર માણસો સમજી લે છે કે આ કુળવાન છે, કે અકુલીન છે ! કેમકે કુલવાન પુરૂષના મ્હોંમાંથી હલકાં વચન નિકળેજ નહિ. દૈવસંયોગે કદાચ્ દુર્બળ સ્થિતિ થઈ હોય, તથાપી પોતાનો કુળધર્મ ત્યજતો નથી માટે બોલવા ચાલવા માં કે પોષાક વા રહેણીમાં હલકાઇ વાપરવી નહી, નહી તો માન પ્રતિષ્ટા નષ્ટ થાય છે અને કુલીનના ઘરમાં જન્મ થયા છતાં પણ અકુલીનની પંક્તિમાં ગણના થાય છે.

## વારતા. અક્કલ એ ઇશ્વરી બક્ષીસ છે.

એક દિવસે ભોજરાજાએ સભામાં બેઠેલા પંડિતો પ્રત્યે સમસ્યા પૂછી કે ' गौरी मुख चुंबति वासुदेव ' વાસુદેવ પાર્વતિના મુખનું ચુંબન કરે છે. આવા વિપરીત અર્થ ભરેલા પદની સમસ્યા સાંભળી પંડિતો નિરૂત્તર થયા, તે જોઇ કાલિદાસ બોલ્યો કે— જગતની માતા કોણ ? ( પાર્વતિ ) શરીરમાં મુખ્ય ભાગ કયો ? ( મુખ ) રતિ ક્રિડા કરતી વખતે પુરૂષ પ્રથમ સ્ત્રીને શું કરે છે ? ( ચુંબન ) અને દૈત્યોને મારનાર કોણ ? ( વાસુદેવ ). આ પ્રમાણે પ્રશ્નોતર બહિર્લાપિકાયુકત આપતી સમસ્યા છે.

આ પ્રમાણે પોતાની સમસ્યા પૂર્ણ કરેલી જોઇ ભોજરાજ અતિ પસન્ન થયા અને અન્યદ્રોહી પંડિતો ઇર્ષાગ્નિમાં બળી મરવા લાગ્યા.

વાર્તાનો સાર એ છે કે વિદ્વાન પુરૂષ તેનેજ ગણવો કે, ગમે તે પ્રશ્ન પૂછે તેનો ઉત્તર યોગ્ય રીતે આપી મનનું સમાધાન કરે અને જે વિદ્વાન નામ ધારણ કર્યા છતાં પોતાથી અધિક ગુણીને જોઈ ઇર્ષા કર્યા કરે તેજ મૂર્ખ ગણાય, માટે આપણાથી અધિક ગુણીને જોઇ હર્ષમાન થઇ તેનો યોગ્ય સત્કાર કરવો તોજ વિશેષ ગુણ પ્રાપ્ત થાય.

## વાર્તા અક્કલ અંધારે વેહેંચાયલી છે.

કોઇ વખતે ભોજરાજા રાજવાટિકાથી પાછા ફરતાં એક સુંદર નવ યૌવના સ્ત્રીને ડાંગર ખાંડતાં જોઇ એક અનુષ્ટુપ છંદનું ચોથું

ચરણ બનાવ્યું કેઃ—

**मूसलकिसलयंतेतत्क्षणात्यन्नजातम्**

તદનંતર જ્યારે ભોજરાજ રાજસિંહાસન ઉપર આવી બિરાજમાન થયા ત્યારે સકળ વિદ્વાન મંડલ સમક્ષ ઉક્ત ચરણ બોલી કહ્યું કે 'આ પદને મળતાં મારા મનના ભાવયુક્ત અર્થવાળાં ત્રણ પદ બનાવી આપો ?' આ પ્રમાણે ફરમાન થતાં અન્ય પંડિતો વિચાર કરી હારી ગયા, પણ મનના પૂર્ણભાવને મળતાં ત્રણ પદ ગોઠવાયાં નહીં, છેવટે સાક્ષાત સરસ્વતિના અવતાર રૂપ કાળિદાસ બોલ્યા કે.

**जगतिविदितमेतत्काष्ठमेवासिनून !**
**तदपिचकिलसत्यंकाननेवर्धितोऽसि**
**नचकुवलयनेत्रापाणिसङ्गोत्सवेऽस्मिन्**
**मुसलकिसलयंतेतत्क्षणाद्यन्नजातम्**

હે મુશળ ? તને નવ યૌવન કમળ નયનીના હાથનો સ્પર્શ થયા રૂપ મહાન્ ઓત્સવમાં પણ પ્રફુલ્લિત પણું ન થયું અર્થાત્ જડ રીટીને ચેતન ન થયું, તેથી હું અવસ્યે માનુંછું કે—વનમાં જેને કાષ્ટ કહે છે તે તુંજ છે તેથી વનકાષ્ટમાં જડતા વિશેષ હોય તેમાં નવાઇ નથી। મતલબમાં જંગલમાં અને જડમાં સહવાસમાં ઉછરેલ જે તું તે રૂપયૌવન સંપન્ન નવોઢા નાયકાનો સગમ થયા છતાં પણ જડપણું મૂકી નવા અંકૂરો સહ થયું નહીં તેથી સત્યપણે માનુંછું કે તું રસને જરાપણ સમજતું નથી માટે હે મુશળ ? જેને ખાસ જડ-સૂકું લાકડું કહે છે તે તુંજ છે.

આ પ્રમાણે કાલિદાસનું ગંભીર અર્થવાળું બોલવું સાંભળી સર્વ કચેરી મંડળ અને ભોજરાજ અતી આનંદ પામ્યા.

**વારતાનો સાર** એ છે કે—રસિક મનુષ્ય સંગતિ થયા છતાં જે હૃદય શૂન્ય હોય છે તે કદિપણ રસિક થતું નથી.

ફળે ન ફુલે બેત, યદપિ સુધા વરષે જલદ, મૂરખ હૃદય અચેત, જો ગુરૂ તીલે વિરંચીશત, તથા પાણીમાં પાષાણ, ભીંજે પણ ભેદે નહીં, મૂરખ હૃદય અજાણ, રીઝે પણ બુઝે નહીં. મતલબમાં જે સંસ્કારીજન હોય તેને જ સતસંગતીની અસર થાય છે પણ જડને થતી નથી.

## વાર્ત્તા એકજ ઉત્તમ ગુણ મહત પદ્વિએ પહોંચાડે છે.

એક દિવસ ભુકુંડ નામનો સમર્થ વિદ્વાન બ્રાહ્મણ દુષ્ટ સંગતિના કારણથી ભોજરાજાના મેહેલમા ચોરી કરવા પેઠો; પરંતુ સાક્ષર હોવાથી મહેલમાં દાખલ થયા પછી વિચાર આવ્યો કે ' અરે ? હું કેવો મુર્ખછું કે નિંધ કર્મને જાણતાં છતાં પણ તેવું કર્મ કરવા અત્રે આવ્યોછું ધિક્કાર છે મારા સર્વોત્તમજ્ઞાનને !' એવા એવા વિચારો કરતાં એક સ્થળે ઉભો હતો એટલામાં મધુર સ્વર તેની કાને આવી લાગ્યો અને બરોબર ધ્યાંન દઇને સાંભળ્યું તો રાજભોજ, નિદ્રાવશ થયેલી રાણીના સ્તનમંડળ ઉપર પડતા ચંદ્ર કિરણોનું પ્રતિબિંબ જોઇ વારંવાર પૂર્વાર્દ્ધ બોલતો હતો કેઃ—

**गवाक्षमार्गे प्रविभक्त चन्द्रिको विराजते वक्ष सिसुस्तुते शशी.**

હે સુભ્રુ ! ગોખમા રહેલી સુવર્ણની જાળીના કારણથી જુદા જુદા વિભાગ થયેલા એવો—જે ચંદ્ર તારા ઉરસ્થળ ઉપર ઘણોજ શોભા આપે છે.

આ પૂર્વાર્દ્ધ સાંભળી ભુકુંડે વિચાર્યું કે—રાજારે ઉતરાર્દ્ધ યાદ ન હોવાથી વારંવાર પૂર્વાર્દ્ધ બોલ્યા કરે છે.' એમ ધારી અંતરમાં ઉભરાતી કવિત્વ શક્તિનું બળ સ્વાધીન રહી શક્યું નહીં, તેથી હું ક્યાં છું ? અને બોલવાથી શી વલે થશે ? તેનો વિચાર ભૂલી ગયો અને બોલ્યો કેઃ—

**मदृत्तझंपः स्तनसगवांछया विदग्धातादिन खंडतांमतः**

હે રાજેંદ્ર ! આ વખતે ઉત્પન્ન થયેલી સ્તનમંડળની અપૂર્વ શોભા જોઇ તેની આગળ પોતાના મંડળની ગ્લાની થતી જોઇ સંગ કરવાની ઇચ્છાથી અતિ ઉંચેથી પડતું મૂકવાના કારણથી જાણે ટુકડે ટુકડા થઈ ગયો હોયની ? એમ જણાય છે. આ પ્રમાણે એકદમ અમોઘ વાક્યની પેઠે ઉત્તરાર્દ્ધ શ્રવણ કરી વિસ્મયવંત થયેલ રાજાએ ચોતરફ જોયું; પરંતુ જ્યારે તેની નજરે કોઇ પડયું નહીં ત્યારે સેવકોને બોલાવી હુકમ કર્યો કે, આટલામાં તપાસ કરો કે કોણ પુરૂષ સંતાઇ રહેલો છે. આજ્ઞા થતાં જ સેવકો તપાસવા લાગ્યા એટલે કોઇ ભિક્ષુક બ્રાહ્મણ ફરતો દ્રષ્ટિએ પડયો તેને સેવકો પકડી રાજા હજુર લઇ ગયા રાજાએ તેને જોઇ હુકમ કર્યો કે અત્યારે તેને પહેરામાં બેસાડી રાખો અને સવારે રાજસભા વખતે હુકમ કરૂં ત્યારે રજુ કરવો. એટલું કહી પોતે નિદ્રાવશ થયો. પ્રભાતે પોતાનું

નિત્યકર્મ કરી રાજસભામાં સિંહાસન ઉપર બિરાજમાન થયો. તે વખતે સેવકોને રાતવાળા પુરૂષને રજુ કરવાનો હુકમ કર્યો. સેવકોએ આજ્ઞા પ્રમાણે તેને લાવી રજુ કર્યો. એટલે તેને મહેલમાં દાખલ થવાનું કારણ પૂછયું ત્યારે તેણે સઘળી હકિકત કહી સંભળાવી એટલે રાજાએ કહ્યું કે તુ ખાસ શિક્ષાને લાયક છે; કેમકે વિદ્યા જાણતાં છતાં કુકર્મ કરવામાં સામેલ થયો માટે તને દેહાંત શિક્ષા આપુછું.

આ પ્રમાણે રાજાનો હુકમ સાંભળીને ન ગભરાતો ભુકુંડ બોલ્યો કેઃ—

**भट्टिनष्टो भार्गवश्चापिनष्टो भिक्षुनष्टो भीमसेनो पिनष्टः**
**कुंडोहं भुपति स्त्वंचराजान् भानां पंक्तया वन्तकः संप्रविष्टः**

હે રાજેંદ્ર ? ભટ્ટિ પણ નાશ પામ્યા, ભાર્ગવ પણ નાશ પામ્યો ભિક્ષુ અને ભીમસેન પણ નાશ પામ્યો અને હું ભુકુંડ પણ નાશ પામીશ ત્યારે મારા પછી ભૂપતિનો વારો આવશે; અર્થાત્ ભભાભિભી વગેરે ભકારાક્ષરાવળી વાળા પુરૂષો એક પછી એક નાશ થઇ ગયા છે, પણ હું ભુનામના અક્ષરવાળો નાશ થઇશ એટલે ભુના પછી ભુના નામક્ષર યુક્ત જે તું ભૂપતિ તેનો વારો આવશે માટે અને જો જીવતો રાખીશ તો ભૂ શબ્દના નાશનો વારો નહીં આવવા દઉં અને મારો નાશ થશે તો તો પછી ક્રમ પ્રમાણે તમારા ઉપર કાળ ચક્ર આવી લાગવાનું જ.

આ પ્રમાણે ઉક્તિ યુક્ત વચન સાંભળી રાજા ખુશી થયો, અને ભુકુંડને દેહાંત શિક્ષા માફ કરી લક્ષ શિરપાવ આપ્યો ધન્ય છે રહસ્ય જાણનાર ! વિદ્વદ્ વર્ય ભોજ રાજને !

**વાર્ત્તાનો**—સાર ખુલ્લો જ છે કે, ખોટી સોબતથી સારો ગુણીજન પણ દુરગુણોમાં લપટાઇ જાય છે, પણ જ્ઞાનબળ તેને પાછો સ્થાનકે લાવે છે અને એજ જ્ઞાનબળના પ્રતાપથી દેહાંતની શિક્ષા મટી લક્ષ પસાવ થાય છે ? માટે સર્વ થકી ઉત્તમ ધન અને સર્વથી પ્રબળ બળવાળું જ્ઞાન જ છે જેથી જ્ઞાન પૂર્ણ અભ્યાસ કરવા સાચા સંતનો સમાગમ કરો.

## વારતા કામદેવે કોની વડાઇ કાયમ રાખી છે.

એક સમય ભોજરાજા રાજવાટીકા ફરવા ગયો હતો, તેવામાં

શૌચ જવાની શંકા થવાથી ક્ષિપ્રા નદીના કાંઠે વસ્ત્રાલંકાર ઉતારી શૌચક્રિયા કરી હાથ પગ ધોવા નદી કીનારા ઉપર પડેલી શિલા ઉપર બેઠો હતો, તે વખતે એક સુંદર નવ યૌવનાને સોળ શૃંગાર સહ નદીના પૂરમાં તણાતી આવતી જોઇ ફ્ચ્છ મારી પૂરમાં પડી તે નવયૌવના ચંદ્રમુખીને બ્હાર કહાડી અને તેના મુખ તથા શૃંગારની લાવણ્યતા તરફ નિહાળતો તેની મનોહર કાંતિમાં તલ્લીન બની ગયો એટલું જ નહીં પણ તેના સ્હામું જોઇ વિચારવા લાગ્યો કે અરે ! શું આ એકાંત સ્થળે મને ઉઘાડે શરીરે ઉભેલો જોઇ સર્ગમાંથી અપ્સરાએ તો નદીમાં ભુસકો મારી ભેટ લેવા તો નહીં આવી હોય ! અહા ! શું એની મનોહરતા છે, તથા આનંદ વખત પણ અલૌકિક છે, ચોતરફ કાળી વાદળીની ઘટા પણ છાઇ રહી છે. મંદ મંદ સુગંધમય શીતળ પવન પણ પ્રસરી રહ્યો છે ! એવા સમયમાં આ મનોહારિણી પ્રાણવલ્લભા કેમ મારાથી રીસાઇ અબોલ થઇ રહી છે ! શું મને તું વિયોગ દુઃખમાં જ ઝુરાવીશ કે ! આ પ્રમાણે વિષયાંધ બન્યો. ઘહેલા ઘહેલા વિચાર કરતો રમણિક મનોરમાના મુખભણી એક ટગરથી જોતો હતો તે સમય પવનના સ્પર્શથી સુંદરીના માથાના કેશ હાલતા જોઇ એકદમ બોલી ઉઠયો કે 'મને ખોટો તર્ક થતો હતો કે વખતે મરણ પામી હશે પણ તેમ નથી, જીવે છે ! ત્યારે શું મારો પ્રેમ તપાસવા જ આમ અબોલ થઇ પડી છે કે ! ઠીક છે તું રીસમાં રહી નહીં બોલે પણ હું તને મનાવ્યા વગર એક ડગલું પણ આઘો ખસવાનો જ નથી; એમ કહી તુરત સુંદર મુખ કમળનું ચુંબન કર્યું. અને છેવટે તેની સાથે સંભોગ ક્રિયા પણ કરી તદનંતર ભોજ રાજના મનમાં અતિ પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો કે, અહા ! કેવળ મેં વિષયાંધ થઇ મૃતક સ્ત્રી સંગાથે રતિ કરી ! ! અરે આ વખતે મારૂં ડાહાપણ અને જ્ઞાન ક્યાં જતું રહ્યું ? કામદેવ તને નમસ્કાર છે !

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતો નદીના તટ ઉપર ચઢી પોતાના સેવકોને બોલાવી કહ્યું કે 'આ ! સુંદરીને મેં નદીના પૂરમાં તણાતી બ્હાર કહાડી છે તેને અગ્નિ સંસ્કાર કરવા માટે ચંદન કાષ્ટાદિ સર્વ સામાન લઇ આવો હુકમ થતાં સેવકો અંત્યષ્ટિ સંસ્કારનો તમામ સામાન લઇ આવ્યા. પછી રાજાએ પોતાને હાથે શાસ્ત્રવિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કર્યો. આ પ્રકાર જોઇ કવિ કાલિદાસને શંકા થઇ કે

'રાજાએ પોતાની રાણી સમાન આ સ્ત્રીની છેલ્લિ ક્રિયા કરી તેમાં કાંઇ ગુપ્ત ભેદ હોવો જોઇએ; કેમકે ફાલતુ સ્ત્રી માટે આટલી ખટ-પટ કરે નહીં ?

રાજપાટીકાથી પોતાના મહેલમાં આવ્યા પછી ભોજરાજે કાલિદાસ પ્રત્યે પૂછ્યું કે—मनोमहीला विषयादिताता: कामस्य सत्यं-जनक कर्वक:

હે કવિરાજ ? કામદેવના બાપ—ઉત્પન્ન કરનાર ઘણા છે એટલે મનોજમ નથી ઉત્પન્ન થનારો, શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્ત્રીના સ્પર્શ વગેરે વિષયોથી ઉત્પન્ન થાય છે, તેથી તેના ઘણા બાપ છે; પરંતુ તે પૈકી ખરો બાપ કોણ ?

આ પ્રમાણે રાજાનો પ્રષ્ણ સાંભળી પુષ્કળ વિચાર કર્યો, પણ ખરો પિતા કોણ તેની પ્રતીતિ થઇ નહીં. તેથી આઠ દિવસની અવધિ માગી ચિંતાતુર થઇ પોતાને ઘેર ગયો. અવધી જતાં તો વાર લાગી નહીં અને કામદેવના ખરા પિતા માટે જોઇએ તેવું સમાધાન થાય તેવો દાખલો મળ્યો નહીં, જેથી આઠમે દિવસે અપરિમિત પરિતાપમાં પડ્યો અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યો. ભોજનની વેળા વહી ગઇ; પરંતુ જમવા ઉઠયો નહીં તેથી પોતાની પુત્રી કમળાવતિ બોલાવવા માટે આવી, પણ પિતાજીને અતિ ઉદાસીમાં ગર્ક થયેલા જોઇ પૂછવા લાગી કે-' હે પિતાજી ? આજે આટલા બધા શોકાબ્ધિમાં કેમ ડુબ્યા છો ? જો કહેવામાં કંઇ અડચણ ન હોય તો મને કહો ?

આ પ્રમાણે પુત્રીનું વચન સાંભળી કાલિદાસે કહ્યું કે-' તને કહેવાથી શું ખુલાસો મળવાનો છે; કેમકે મેં પુષ્કળ ગ્રંથો તપાસ્યા અને બુદ્ધિની પણ તુલના કરી જોઇ; પરંતુ તેનો નિર્ણય થયો નહીં તો પછી તું શી રીતે કરી આપવાની હતી,' કળાવતી બોલી કે 'પિતાજી ? જે કામમાં પંડિતો ધુંચાઇ જાય છે તે કામ વખતે એક સાધારણ મનુષ્ય પણ પાર પડી શકે છે માટે કહેવામાંજ લાભ છે અને મનની મુઝવણ કમતી થાય છે, તે સાંભળી કાલિદાસે રાજાના પ્રષ્ણની હકિકત કહી સંભળાવી તેથી કળાવતી બોલી કે, કાલ સવારે એ પ્રષ્ણનો ઉત્તર આપી દઇશ માટે ચિંતા ન કરતાં ભોજન કરી લ્યો. આ પ્રમાણે પુત્રીનું વચન સાંભળી કાલિદાસે વિચાર્યું કે 'હોય કપાળે કપાળે જુદી જુદી ઇશ્વરે બુદ્ધિ આપેલી છે માટે જોઉ તો ખરો કે એ કેવી રીતે ઉત્તર આપવા કૃતિ કરે

છે.' પછી ભોજન કરી આરામ કર્યો.

કળાવાતને ધારા નગરીમાંજ એક પંડિતને પરણાવેલી હતી તે પોતાની માતુશ્રીનો સ્વર્ગવાસ થયા પછી પોતાના પિતાને ખાનપાનની અડચણ ન પડે તેટલા માટે સવારે પોતાના પતિને જમાડી પિતાને ત્યાં આવી રસોઇ કરી પિતાને સવારે અને સાંઝરે જમાડી પાછી સંધ્યા વખતે પોતાને ઘેર જતી હતી; પરંતુ પિતાને પ્રશ્નનો ઉત્તર આપવા તે દિવસે પોતાના ઘેર જવાનું માંડી વાળી સાંઝે એવો તો કામોદ્દિપન સુંદર સરસ રસોઇ બનાવી કે પ્રાસન કરતાંની સાથેજ અંગોઅંગે અનંગ સ્ફુરાયમાન થઇ જાય. તદનંતર પિતાશ્રીને તે રસોઇ જમાડી સોળે શૃંગાર સજી સાસરે જવાની તૈયારી કરી પિતાની આજ્ઞા માગી ઘર બહાર નીકળી પાછી ઘરમાં આવી પિતાની સમીપ કહેવા લાગી કે ' તાતજી ! આજે મોડું થઇ ગયું છે, જેથી હું હવે કાલે જઇશ, એમ ખુબી લડાવી પિતાના પલંગ પાસે દેદિપ્યમાન દીપક આગળ પિતા સાથે ચોસર ખેલવા લાગી અને હાવ ભાવ કટાક્ષાદિ અનેક કામ ચેષ્ટાઓ કરી કાલિદાસના જ્ઞાનભાનને ભૂલાવી દીધું, તેથી મારૂં કે પારકું ન વિચારતાં વિષયાંધ બની તુરત દીવાને ઝાપટ મારી દીવો ઓલવી નાંખી પુત્રીનો હાથ પકડયો; પણ પુત્રીએ પ્રથમથીજ એવી સંકળના કરી મૂકી હતી કે એક દાસીને પટાંતર ઉભી રાખી હતી તેથી સંકેત પ્રમાણે સંજ્ઞા થતાંજ હાજર થઇ કે તુરત પોતાની જગોએ કાલિદાસ ન જાણી શકે એવી રીતે ઓઢવી દેઇ પોતે મેડીથી નીચે ઉતરી પડી. કાલિદાસે તો જાણ્યું કે કળાવતિજ છે એમ ધારી પલંગ ઉપર બેસારી વિષય વાસનામાં આરૂઢ થયો. કામથી મુક્ત થયા પછી તુરત પોતાને જ્ઞાન આવ્યું, તેથી મહા પશ્ચાતાપમાં પડયો. પોતાની દુષ્ટ વાસનાને ધિઃકારવા લાગ્યો કે હાયા આ મેં ઘોર કૃત્ય શું કર્યું ! આ જગતમાં મારા સમાન બીજો કોણ પાપી હશે ? કે જેણે સુતા સાથે ગમન કર્યું. ખચિત મારા જીવતરને શત કોટિ ધિઃકાર છે ! ! આ ક્રૂર પ્રાયશ્ચિતથી છુટકો થવા મરવા શિવાય અન્ય એકે ઉપાય નથી મેં હજારો વખત વાંચ્યું હતું કે 'સુતામપિરહોજેહ્માત્' યુવાન થયેલી પુત્રી સાથે અરે, મા બ્હેન અને પુત્રી સંગાથે પણ એકાંતમાં ન રહેવું.નહીં તો નક્કી દુષ્ટવિકાર ઉત્પન્ન થયા વિના રહે નહી. હાય દુષ્ટ કામ, તેં મારૂં સઘળું જ્ઞાન નષ્ટ કરી નાંખ્યું, બસ ! હવે તો મરવું એજ નકકી છે,' આવા નિશ્ચય

ઉપર આવ્યો એટલામાં તો કળાવતિ હાથમાં દીવો લઇ નીચેથી ઉપર આવી એટલે કાલિદાસના પલંગમાં બેઠેલી સ્ત્રીએ એકદમ સલજ્જ પણે રસ્તો માપ્યો એથી કાલિદાસ આશ્ચર્ય પામી બોલ્યો કે ધન્ય છે પુત્રી તારી ચાતુર્યતાને ! હું તો મારૂં સઘળું જ્ઞાન ખોઇ બેઠો હતો, પણ તેં સઘળી બાજી સુધારી એ માટે તારો પરમ આભારી છું ? કળાવતી બોલી કે પિતાજી ! એ સઘળું વિચારમાં ન લાવતાં પોતાના કાર્યમાં કુશળ રહો અને આ પ્રત્યક્ષ પ્રમાણ સહ રાજાના પ્રશ્નનો ઉત્તર આપ્યો છે કે ' એકાંત એજ કામદેવનો ખરો પિતા છે ? માટે તે સાંભળી લ્યો. આ પ્રમાણે પુત્રીનું બોલવું સાંભળી અત્યાનંદ પામ્યો અને પ્રાતઃકાળમાં ભોજરાજ પાસે જઇ પ્રશ્નનો ઉત્તર આપ્યો કે—एकान्तमेवैकमहेहिराजन्सर्वपित्तेनैवविनाव्यलीका:

હે રાજન્ ! ખરી રીતે જોતાં એકાંત સ્થળ એજ કામદેવનો સાચો પિતા છે; કેમકે કામદેવના અન્ય પિતાઓ છે પણ એકાંત વિના તે સઘળા નિષ્ફળ થાય છે.

આ પ્રમાણે કવિરાજનું બોલવું સાંભળી યથાર્થ અનુભવેલો ઉત્તર મળ્યો જોઇ રાજા અતિ પ્રસન્ન થયો અને તેને એકાંતમાં લઇ જઇ મૃતક સ્ત્રી સાથે કરેલા વ્યવહારની અથ ઇતિ વાર્તા કહી સંભળાવી અને કાલિદાસના કહેવા પ્રમાણે દેહ શુદ્ધ પ્રાયશ્ચિત કર્યું.

વાર્તાનો સાર એ લેવાનો છે કે, પોતાના અંતરની સગી સ્ત્રી સંગાથે પણ એકાંતમાં રહેવું કે વાત પણ કરવી નહી; કેમકે કામદેવ ઉદ્ધત નિશાચર પોતાના સદ્દવિચારને એકાંત વખતે નષ્ટ કરી નાંખે છે અને જીવને ઘોર નર્કમાં નાંખે છે માટે ડાહ્યા પુરૂષે અને સમજુ સ્ત્રીએ એકાંતમાં બેસવું કે વાત કરવી તે સર્વથા ત્યજી દેવું.

## વાર્ત્તા વિદ્વાનના વચનનો ભાવ સમજવોજ વિકટછે.

એક સમય ભોજરાજે પંડિતોને પુછ્યું કે, બારમાંથી બે જાય તો શું રહે ? તે સાંભળી કેટલાકએકે કહ્યું કે' દશ રહે, કેટલાકે કહ્યું એક રહે પછી કાલિદાસ સામું જોયું ત્યારે બોલ્યો કે— બારમાંથી બે જાય ત્યારે કશું ન રહે અથાત બાર મહિનામાંથી આષાઢ અને ભાદ્રવો બે કોરા જાય કિંવા બગડે તો બધા માસ બગડે અને કાંઇ રહે નહિ; અર્થાત્ કાળ પડે ! આ પ્રમાણે કાળિ

દાસનું બોલવું સાંભળી રાજા અતિ આનંદ પામ્યો.

વાર્તાનો સાર એ છે કે, પ્રશ્ન કરનારના પ્રશ્નનો પુખ્ત વિચાર કરી યોગ્ય ઉત્તર આપવો, કે સર્વને માન્ય કર્યા વિના ચાલેજ નહિ.

## વાર્તા ખરી વાત માટે ખાર કરવો નહીં.

એક દિવસ ભોજ રાજા પોતાની પટરાણી લીલાદેવીના મહેલે પધાર્યા તે વખતે લીલાદેવી પોતાની સખી સંગાથે એકાંત સ્થળે બેસી ગુપ્ત વાતો કરતી હતી ત્યાં ભોજરાજા ગયા તેને જોતાં રાણી બોલી કે 'આવો મુર્ખાધિરાજ' આ શબ્દ શ્રવણ કરતાં રાજા મહા આશ્ચર્ય પામ્યો અને વિચારવા લાગ્યો કે આ શબ્દનું મને વિશેષણ લગાડયું તેનું કાંઇ ખાસ કારણ હોવું જોઇએ મારી ગમે તે મુ-ર્ખાઇ થઇ હશે તેથી ચેતવણી આપવા ટકોર આપી છે; જો એમ ન થયું હોય તો, મને અપમાન વડે કદી બોલાવેજ નહિ; કેમકે મહા સુજ્ઞ સુશીળા સાધ્વિ છે જેથી તે વિના વિચાર્યું બોલે તેવી નથી, હશે આ વખતે તે વિષે પુછવું યોગ્ય નથી. એમ વિચારી મુંગે મોઢે પાછો ફરી રાજ્યસભામાં સિંહાસન ઉપર સ્થિત થયો અને જે જે પંડિતોને આવતા જોયા તે તે પ્રત્યે રાજા કહેવા કે લાગ્યો " આવો મુર્ખાધિરાજ " આવનાર વિદ્વાનો પણ વિચિત્ર શબ્દ સાંભળી આશ્ચર્ય પામવા લાગ્યા, જ્યારે કાલિદાસનું આવવું થયું ત્યારે પણ ઉપર પ્રમાણેજ વિશેષણ આપી બોલાવ્યો, જેથી કાલિદાસ બોલ્યો કે, રાજાધિરાજ,

खादन्नगच्छामिहसन्नजल्पे गतन्नशोचापिकृतन्नमन्ये
द्वाभ्यांतृतियोनभवामिराजान् किंकारणं भोजभवामिमूर्खः

જે મનુષ્ય ખાતાં ખાતાં માર્ગમાં ચાલે, અથવા ખાઇને તુરત પંથ કરે, હસતો જાય અને વાતો કરતો જાય, કિંવા ખુબ હસ્યા પછી તુરત પાણી પીએ, ગઇ વસ્તુનો શોચ કરે, પોતાના ગુણોનું પોતેજ વખાણ કરે અને બે જણ ગુપ્તપણે વાત કરતાં હોય ત્યાં જઇ વચમાં પોતે ઉભો રહે તેઓની મૂર્ખાધિરાજમાં ગણત્રી થાય છે, પણ મેં તે પાંચમાંથી એક પણ ભૂલભરયું કામ કર્યું નથી; છતાં મુર્ખાધિરાજનું વિશેષણ કેમ લગાડયું ?

આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી રાજાએ મન સાથે વિચાર્યું કે, મને લીલાદેવીએ મુર્ખાધિરાજનું વિશેષણ લગાડયું હતું

તેનું કારણ એજ કે બે જણ ગુપ્તપણે એકાંતમાં વાત કરતાં હતાં તેનો વિચાર ન કરતાં હું જઇ ઉભો રહ્યો તેથીજ તે વિશેષણ મને લગાડયું. તદનંતર કાલિદાસને કહ્યું કે હે કવિવર આપ માઠું લગાડતા નહિ પણ મેં જે આપને અયુક્ત વિશેષણ આપ્યું તેનું શું કારણ છે? તે કહુ છું. એમ કહી મહેલમાં બનેલી હકીકત કાલિદાસના કાનમાં કહી, તેથી પરસ્પર આનંદમાન થયા અને કાલિદાસના જ્ઞાનને ધન્યવાદ આપી અન્ય કાર્યમાં પ્રવર્ત્યા.

વાર્ત્તાનો સાર એ ગ્રહણ કરવાનો છે કે આપણી સુજ્ઞ સ્ત્રી કોઇ વખત કટુ વચન કહે તો તેથી ગુસ્સો ન કરતાં તે વાકય બોલવાનું કારણ પુછવું; કેમ કે શાસ્ત્રકારોએ કહ્યું છે કે, કાર્ય કરવા માટે સલાહ આપવા મંત્રી સમાન, ઘર કામ કરવામાં દાસી સમાન જમાડવા વખતે માતા સમાન પોષણ કરનારી, રતિ ક્રિડામાં ગુણીકા સમાન ચેષ્ટા કરી મનરંજન કરનારી, પોતાના ધર્મમાં અનુકૂળ, વિપત્તિ વખતે ધૈર્ય આપનારી અને વીપરીત માર્ગથી બચાવનાર મિત્ર સમાન છે, પણ એમ ન સમજવું કે આપણા હુંકારા તથા માર ખાનાર ઘરનો હુંડી ધંધો કરનાર અને આપણે જેમ કરીએ તેમ અવળચંડાઇ કરવા છતાં પણ મૂંગે મોઢે ગમ ખાનારી સ્ત્રી છે! સ્ત્રીના ધર્મમાં તત્પર અને પુરૂષ પુરૂષના ધર્મમાં તત્પર રહે એટલે સ્વર્ગ સુખ પણ હીસાબમાં નથી માટે વિચાર યુક્ત સ્ત્રીનાં વચનો હોય તો અવશ્ય અંગીકાર કરવાં બીજો સાર એ લેવાનો છે કે જ્યાં બે માણસો એકાંતમાં ખાનગી વાત કરતાં હોય ત્યાં ત્રીજાએ જવું નહી. કદાચ બહુ ઉતાવળનું કામ હોય તો તેઓને ચેતવણી આપીને જવું તો તે યોગ્ય ગણાય માટે આ વાત સમજી લોકોએ જરૂર ધ્યાનમાં રાખવી.

## વાર્તા વિદ્વાનની ગતિ વિદ્વાનજ જાણે છે.

એક સમય ભોજરાજ રાજ્યપાટીકા ફરવા ગયા હતા ત્યાં કપાળ સાફ કરવાની ક્રિયા કે જેનો પોતે બાલ્યાવસ્થાથી અભ્યાસ રાખ્યો હતો તે ક્રિયા તેણે નવીન તળાવના પાણીથી કરી. તે ક્રિયા કરતી વખતે ન્હાની માછલી કપાળમાં ચઢી ગઇ, પણ ફરી પાછી નીકળવા પામી નહીં તે કારણને લીધે તેના કપાળમાં પીડા થવા લાગી; તેથી સારા સારા વૈદ્યોને બોલાવી તે માટે ઉપચાર કરાવ્યાં; પરંતુ પીડા શાંત થઇ નહીં અને દિનપ્રતિદિન રાજાની તબીઅત

બગડવા લાગી. શરીર કેવળ નિસ્તેજ થઇ સુકાવા લાગ્યું, દરદની વૃદ્ધિ અત્યંત થઇ પણ ઉપાય લાગુ થયોજ નહિ. એમ કરતાં એક વર્ષ વીતી ગયું; તદપી તે રોગ કોઇથી મટી શક્યો નહિ. પછી અનેક પ્રકારનાં ઔષધો ખાધાથી તથા રોગથી કંટાળી કાયર થઇ ગએલા રાજાએ, શોક સમુદ્રમાં ડુબેલા બુદ્ધિસાગર પ્રધાનને કહ્યું કે હે બુદ્ધિસાગર ! આ રોગનું નિવારણ કરે તેવા ઔષધોના મહાન ગ્રંથોને પાણીમાં બોળી દો ! વૈદોને દેશપાર કરો ! કેમકે હવે મારૂં મરણ નજીક આવ્યું છે ? ! આવાં રાજાનાં હૃદયદ્રાવક વચન સાંભળી પ્રધાન, પુર્વે પુરવાસિઃ પંડિતો—કવિઓ અને રણવાસ વ. ગેરે સરવની આંખમાંથી ઉષ્ણ આંસુડાંની ધાર ચાલી નીકળી. એ સમય ઇંદ્રરાજે પોતાની સભામાં બેઠેલા મુનિગણોમાં વિણાધારી નારદ ઋષિને પૂછ્યું કે–'હે દેવર્ષિ ? મૃત્યું લોકના શા વર્તમાન છે ?' તે સાંભળી નારદજી બોલ્યા કે, 'હે સુરેંદ્ર ! બીજી તો કશી નવીન વાર્તા જાણવા જેવી નથી, પણ ધારાનગરીનો અધિપતિ ભોજરાજ નિરંતર રોગથી પીડાતો અવસ્થ પડયો રહે છે, રાજાનો રોગ કોઇએ મટાડયો નહી, તેથી રાજાએ વૈદ્યોને દેશપાર કર્યા અને વૈદ્યકના ગ્રંથો જૂઠા જાણી જળને શરણ કર્યા. આવાં નારદજીનાં વચન સાંભળી પાસે બેઠેલા અશ્વીનીકુમાર વૈદ્યને ઇંદ્ર કહેવા લાગ્યો કે, વૈદ્યક કેમ જુઠું પડયું ? તે સાંભળી અશ્વિનીકુમાર બોલ્યા કે અમરેશ શાસ્ત્ર જુઠું નથી પણ એવા રોગથી પીડીત છે કે તે દેવતાના જાણવામાંજ આવી શકે છે પણ મનુષ્ય કળી શકે તેમ નથી. ઇંદ્રે ફરી પૂછ્યું કે એ કયો રોગ છે ? તે તમે જાણો છો ?' અશ્વનીકુમાર બોલ્યા કે–' મહારાજ ? એ તળાવના પાણીથી કપાળ ધોતાં માછલી તાળવામાં પ્રવેશ કરી ગઇ છે તે પીડા કરે છે ? તે સાંભળી ઇંદ્રે કહ્યુ કે–ત્યારે હમણાંજ તમો જાઓ નહીં તો સર્વ વૈદ્ય શાસ્ત્રો જુઠાં ઠરશે અને સરસ્વતિ વિલાસના સ્વાનરૂપ તથા શાસ્ત્રનો જીર્ણોધાર કરનારો મહાન્ ગુણગ્રાહી ભોજ ભુપાલ મરણ પામશે માટે તેવાને સારો કરવો યોગ્ય છે.

આ પ્રમાણે ઇંદ્રનાં વચન સાંભળી બન્ને અશ્વનિકુમાર બ્રાહ્મણનો વેષ લઇ ધારાનગરીએ ગયા અને દ્વારપાળને કહ્યું કે અમે વૈદ્ય છીએ અને કાશી દેશથી આવ્યા છીએ. માટે ભોજરાજાને ખબર આપો, રાજાએ વૈદ્યક શાસ્ત્રો જૂઠાં જાણ્યાં છે તેને સત્ય

કરી બતાવવા અમે આવ્યા છીએ. દ્વારપાળ બોલ્યો કે ' રાજાએ એવો હુકમ આપ્યો છે કે, કોઇ વૈદ્યને અંદર આવવા દેવો નહિં રાજા રોગ ગ્રસીત છે માટે અત્યારે અરજ કરવાનો અવસર નથી. આ પ્રમાણે વૈદ્યો અને દ્વારપાળને વાત થાય છે તેવામા કોઇ કાર્યને લીધે બુદ્ધિસાગર મંત્રી ત્યાં આવ્યો અને તે વૈદ્યોની યથાર્થ વાર્તા સાંભળી બુદ્ધિસાગર તેઓને અંદર તેડી ગયો અને રાજા પાસે બેઠા. રાજાએ તેમની મુખાકૃતિ જોઇ અનુમાન કર્યું કે આ મનુષ્ય હોય તેમ લાગતા નથી. તેમ એ મારો રોગ અવસ્ય નિવારણ કરશે એમ તેમને જોવાથીજ મન સાક્ષી પૂરે છે. એમ વિચારી યોગ્ય સત્કાર કર્યો, પછી અશ્વિનીકુમાર કહેવા લાગ્યા કે–હે રાજન્ ? જરા પણ ભય રાખશો નહીં રોગ મટી જશે; પરંતુ આ મને જરા એકાંતની જરૂર છે માટે સર્વને અહીંયાંથી બ્હાર મોકલો પછી રાજાને એકાંતમાં મોહનું ચૂર્ણ સુંઘાડી અચેતન કરી ખોપરીને શસ્ત્રવતે અલગ કરી હાડકાના સંપુટ રહેલ માછલીના બચ્ચાંને ઓજારથી પકડી લઇ અન્ય પાત્રમાં નાખી સંધાન કરણી ઔષધીથી ખોપરીને પૂર્વવત્ સાંધી, સંજીવની વિદ્યાથી સજીવન કરી રાજાને માછલીનાં બચ્ચાં દેખાડયાં, તે જોઇ રાજા અતિ આશ્ચર્ય પામ્યો થકો પૂછવા લાગ્યો–કે ' આ શું ! ' તેના ઉત્તરમાં અશ્વિનીકુમારોએ જણાવ્યું કે 'હે રાજા ! બાલ્યવસ્થામાં તમે જે કપાળ શોધનની ક્રિયા કરતા હતા તેથી આ રોગ થયો છે ! ફરી રાજાએ વૈદ્યવરોને પૂછયું કે મારે પથ્ય શું શું ઉપયોગમાં લેવું ? તે કહો; આ પ્રમાણે રાજાનો પ્રશ્ન સાંભળી બોલ્યા કે—

> अशीतेनांमसास्नानं पयः पानंवराः स्त्रियेः
>
> एतद्वोमानुषाः पथ्यंम्

હે મનુષ્યો ! ઉન્હા પાણીથી ન્હાવું, દૂધ પીવું યુવાન સ્ત્રીઓ ન ભોગવવી, એ તમો મનુષ્ય લોકોને માટે પથ્ય છે.

એવા અર્થના ત્રણ પદ બોલી હજુ ચોથું પદ બોલવા જાય છે એટલામાં રાજાએ 'મનુષ્યો' એ સંબોધન સાંભળી પૂછયું કે, અમો મનુષ્ય છીએ ત્યારે આપ કોણ છો ? એમ કહી રાજાએ તુરત તેમના બે હાથ પકડયા પણ તેઓ ક્ષણવારમાં અંતરધ્યાન થઇ ગયા અને જતાં જતાં બોલતા ગયા કે, આ મારા શ્લોકનું ચોથું પદ કાલિદાસ પૂર્ણ કરશે. પછી રાજા અતિ આશ્ચર્ય પ્રકાર

જણી સર્વ સ્વજનોને બોલાવી વૃતાંત કહી સંભળાવ્યો અને તે સર્વ જણાએ ઉક્ત વૃતાંતને સાંભળી ચમત્કાર પામ્યા પછી કાલિદાસ અશ્વિનીકુમારના કહેલા શ્લોકનું ચોથું પદ રચી આપ્યું કે-स्निग्धमुष्णच्चभोजनम् ॥ અને ઉન્હુ સ્નિગ્ધ ભોજન પથ્ય છે. આ ઉપરથા રાજાને નિશ્ચય થયો કે કાલિદાસ દેખવા માત્રથા મનુષ્ય છે; પરંતુ સાક્ષાત દેવાંશી છે. એમાં શક જેવું નથી એમ વિચારી ઘણું સન્માન કર્યું અને તે દિવસથી ભોજરાજાની કાંતી પૂર્ણ ચંદ્રમા પેઠે તેજસ્વી થઇ.

વાર્ત્તાનો સાર—એ લેવાનો છે કે મહાન પુરૂષોની ઇંદ્રરાજા જેવા પણ ચાહના કરતા હતા કે તેમના જીવથી જગતનું ભલું થાય છે તેમ કાલિદાસની કેટલી શક્તિ હતી તે પણ અશ્વિનીકુમારનાં વાકયો સિદ્ધ કરી આપે છે માટે હમેશ એવાં પરોપકારનાં કૃત્યો કરવાં કે જેથી સર્વ લોકો આપણું કષ્ટ નિવારણ કરવા માટે પૂર્ણ કાળજી રાખે.

## વાર્તા પરીક્ષકોની બલિહારી છે !

કોઇ એક ગરીબ જન્માંધ પણ વિદ્વાન્ બ્રાહ્મણ હતો, તે પોતાની દરિદ્રતાને દેશવટો દેવાની ઇચ્છાએ ધારાનગરીએ ભોજરાજાની ભેટ લેવા આવ્યો અને શહેર બહારના એક સરકારી બગીચામાં વિશ્રામ કર્યો. બીજે દિવસે પ્રાતઃકાળમાં ભોજરાજ હવા ખાવા નીકળેલો તે ફરતો ફરતો તેજ બગીચામાં આવી ચઢયો અને મનોહર સુગંધ પુષ્પોની ઘટાની છટામાં લીન થયો. કેતકીના વૃંદ પાસે જઇ ઉભો, તે સમયઃ મદોન્મત્ત-રસભોગી ભ્રમર કેતકીના કોષ ( ડોડા ) ઉપર મુખ લગાવી પુષ્પરસનું પાન કરવા લાગ્યો તેને જોઇ ભોજરાજ બોલ્યો કે-

केतकी कुसुमेभ्राति गुंजनमत्तमधुव्रतः

આ મદોન્મત્ત ભમરો કેતકીના કુસુમ ઉપર બેસી ગુંજારવ શબ્દ કરે છે.

આ પ્રકારે પ્રથમનાં બે પદ ભોજરાજ વારંવાર બોલતો હતો, પણ પાછળનાં બે પદ બોલતો ન હોવાથી જન્માંધ બ્રાહ્મણના મનમા વિચાર ઉપજ્યો કે, આગળનાં પદો બંધ બેસતાં નથી માટે આ ચતુર નરવર વારંવાર એનાં એજ પદ બોલ્યા કરે છે ? એમ ધારી બોલી ઉઠયો કે-

प्रयाणेपंचबाणेषु शंखमापूरयन् निव.

હે નરવર ! તે ભમરો ગુંજારવ કરે છે તેને હું એમ માનું છું કે, કામદેવના પ્રયાણ સમય શંખનો ધ્વની કરી સર્વને સુચના આપી રહ્યો છે. અર્થાત્ કામદેવનો આવિર્ભાવ બતાવી રહ્યો છે.

આ પ્રમાણે અચાનક યુક્ત ઉત્તર સાંભળવાથી ભોજે આજુ બાજુએ જોયું તો એક અંધ જોવામાં આવ્યો, તેથી તેની સમીપ જઇ તેના આગમન વૃત્તાંતથી વાકેફ થઇ કહ્યું કે 'જેને મળવા આપનું આવવું થયું તેજ હું પોતેજ છું માટે જે આજ્ઞા હોય તે નિવેદન કરો. આવું સુજ્ઞ રાજાનું બોલવું સાંભળી જન્માંધ વિપ્રે કહ્યું કે, હું જે કામે આપ સમીપ આવ્યો છું એ કામ આપથી કાંઇ અજાણ્યું નથી એટલે નિવેદન કરવાની શી આવશ્યકત્તા છે ? તેમ આપ મહાન્ પુરૂષોનો ધર્મજ છે કે—

सठदमनमशठपालन माश्रितमरणंचराजचिन्हानी
अभिरोषपट्टबद्धां बालव्यजनं व्रणस्यापि. ॥

મૂર્ખ લોકોને શિક્ષા કરવી, પંડિતજનોનું પ્રતિપાલન કરવું અને આશ્રિતજનોનું ભરણપોષણ કરવું એજ રાજચિહ્‌ન છે, જો કે સાધારણ લોકો તો જેને રાજ્યાભિષેક થયો હોય તથા રાજપટ્ટ બાંધેલ હોય અને ચમર વીંઝાતાં હોય તેને રાજચિહ્‌ન કહે છે પણ તે ઉપરનાંજ ચિહ્‌ન છે; કેમકે જો ઉપર કહેલાં ત્રણ રાજચિહ્‌ન હોય તો તેતો એક ગુંબડું હોય તેના ઉપર પણ ઔષધીઓનો અભિષેક થાય છે, પાટો પણ બાંધેલો હોય છે અને માંખીઓ ઉરાડવા ચમરી પણ વીંજવી પડે છે તેથી શું તેને રાજચિહ્‌ન કહેવાં ? યથાર્થ રાજચિહ્‌ન તો તેજ કે જે પ્રથમ કહેવામાં આવ્યાં છે.'

આ પ્રમાણે અદ્દભુત યુક્તિ ભર્યો વાક્યો શ્રવણ કરી રાજા અત્યંત આહલાદવંત થયો અને કહ્યુ કે 'આપના કહેવાનો ભાવાર્થ બરોબર સમજ્યો છું.' એમ કહી યોગ્ય સત્કારસહ અમૂલ્ય મુક્તાહાર આપ્યો અને અન્ય સુવર્ણ મુદ્રાઓ આપવાનો મંત્રીને હુકમ કરી પોતાને મહેલે ગયો. જ્યારે ભોજન કરવા બેઠો ત્યારે પટરાણી પ્રત્યે કહ્યું કે, આજે એક અલૌકિક શ્લોક રચ્યો છે તે તું સાંભળ ? એમ કહી, કેતકી કુસુમે ભ્રાતી એ શ્લોક કહી સંભળાવ્યો, રાણી સમીપ ઉભેલી સુજ્ઞ દાસી તે શ્લોક સાંભળી બોલી કે, હજુર ! બે અદબી માફ કરશો. પણ આ શ્લોકનાં પાછળનાં

એ પદો આપનાં બનાવેલ નથીજ, પરંતુ કોઇ જન્માંધ પુરૂષનાં બ. નાવેલાંજ હોવાં જોઇએ ! આવું દાસીનું બોલવું સાંભળી રાજા વિસ્મય પામ્યો અને પૂછ્યું કે 'જન્માંધના બનાવેલાં છે તે વિષેની સાબેતી શું ?' દાસીએ ઉત્તર આપ્યો કે 'પૃથ્વીપતિ ? એમાં એવો અલંકાર આપ્યો છે કે કેતકીના કોષ ઉપર બેસી ભમરો ગુંજાવર કરે છે તે એવો ભાસ આપે છે કે જાણે કામદેવના પ્રયાણ સમયે શંખ ધ્વની કરી રહ્યો છે; પરંતુ એમા ઉલટો સંબંધ આવ્યો છે; કેમકે શંખ બજાવનારનું મુખ નીચે અને શંખ ઉપર હોય છે તથા શંખના મૂળ ભાગને તેનું મુખ લાગેલું હોય છે; પરંતુ તેને બદલે ગુંજાવર કરનાર ભમરો ઉપર છે અને શંખની આકૃતી સમાન કેતકીનો કોષ નીચે છે તથા શંખાકૃતીના મૂળ ભાગે મુખ નથી અને અગ્ર ભાગે ભમરાનું મુખ રહેલ છે જેથી વીપરીત અલંકાર થયો છે. તેથી જાણું છું કે જો એ પદો દેખતા પુરૂષનાં બનાવેલાં હોય તો યુક્ત અલંકાર લાવવામાં ભૂલ થાતજ નહીં, પણ જેણે જન્મ ધરી નજરથી પ્રત્યક્ષપણે જોયું નથી કે ભમરો કુસુમ કળી ઉપર કેવી રીતે બેસે છે અને શંખ કેવી રીતે વગાડાય તો તે આવો અલંકાર લાગુ કરતજ નહિ માટે જન્માંધનાં બનાવેલાં પાછળનાં બે પદો છે એમ સિદ્ધ થાય છે ? આ પ્રમાણે દાસીનું બોલવું સાંભળી ભોજરાજે કહ્યું કે ધન્ય છે તારી વિચારણા શક્તિને ! કહ્યું છે કે—મલ્લના અખાડામાં કચરો વાળનારો નોકર નિરંતર મલ્લના સહવાસથી કુસ્તિના દાવપેચ જાણનારો થાય છે, વિદ્વાનોના સ્થાનમાં રહેતો મૂર્ખ પણ સુજ્ઞતાનો સંસ્કાર પામે છે તેજ પ્રમાણે રણવાસમાં રહેનારી ચતુર રાજપત્નિઓના સહવાસથી દાસીઓ પણ ચતુર બને છે, આહા ! સતસંગતિનો મહિમા અગાધ છે !

**असज्जनःसज्जनसङ्गिसङ्गात्करोतिदुःसाध्यमपीहसाध्यम्**
**पुष्पाश्रयाच्छंभुशिरोऽधिरूढापिपीलिकाचुम्बतिचन्द्रबिम्बम्**

અસજ્જન ( દુર્જન—ખરાબ ) પુરૂષો પણ સજ્જન ( સારા ) પુરૂષો સંગાથે સંગ કરવાથી દુઃખે કરીને મળવા યોગ્ય વસ્તુને પણ સહેજમાં મેળવી શકે છે, જુવો કે—ફૂલના સંગથી ન્હાનામાં ન્હાની-તુચ્છ કીડી પણ અખિલ યોગિંદ્ર સદાશિવના મસ્તક ઉપર ચઢી કપાળમાં રહેલા ચંદ્રબિંબનું ચુંબન કરવા સમર્થ થાય છે તેજ પ્રકારે પારસના સ્પર્શથી લોઢું પણ સુવર્ણ થઇ જાય છે, ગંગાજીના

સંગથી ગંધાતી ગટરનું પાણી પણ ગંગાજળ બને છે, ચંદનના સંગથી લિંબડાનું કાસ્ટ પણ ચંદનમાં ગણાય છે, જળના સંગથી કાજળ પણ શાહી બની પુસ્તકારૂઢ થાય છે અને ધુમાડો પણ જળ પવનના સંયોગથી જગત્ જીવનરૂપ વરસાદની વાદળી બને છે, માટે સતસંગતિની બલિહારી છે !

તદનંતર બીજે દિવસે તેજ બગીચામાં ભોજરાજ ગયો અને જન્માંધ પંડિતને નમસ્કાર કરી દાસીનો કહેલો અસંગતિ અલંકાર કહી સંભળાવ્યો એટલે અંધ બોલ્યો કે—ક્ષિતિપતિ ! આ અલંકાર માટે ટીકા કરનાર બાળરંડા હોવીજ જોઇએ રાજા અતિ આશ્ચર્ય પામી પૂછવા લાગ્યો કે—પંડિતજી ! બાળરંડા હોવીજ જોઇએ એવું શા આધારથી કહો છો ? જનમાંધે ઉત્તર આપ્યો કે બાળરંડાને સુરત પ્રસંગનો અનુભવ થનો નથી મારૂં બોલવું તેને પસંગતિ સંબંધવાળું લાગ્યું હશે પરંતુ એને ક્યાંથી ખબર હોય કે પુરૂષ અથવા સ્ત્રીને જ્યારે અંગોઅંગ કામદેવ વ્યાપ્ત થયો હોય અને રતિક્રીડા સમય વિધમાન હોય તો તે વખતે ઉલટું શું ? અને સુલટું શું ? કિંવા યોગ્ય શું ? અને અયોગ્ય શું ? તેની તેને બિલકુલ ખબર રહેતી નથી, તો તે અનુભવની જે સ્ત્રીને ખબર ન હોય તેનુંજ આવું બોલવું થાય માટે કહી શકું છું કે, મારા અલંકારને અસંગતિ અલંકાર જોનારી સ્ત્રી ખચીત બાળરંડા હોવીજ જોઇએ; કેમકે જે વખતે કાવ્યાનંદમાં ઉન્મત બનેલો કવિ વિપરિત સંબંધ છે તેનું તેને સુલ ભાન હોતું નથી માટે તેની અનુભવ પ્રકારની વાર્તા છે, તે તેના જાણવામાં ક્યાંથી હોય ? આ પ્રમાણે દાખલા દલિલ સહજન્માંધનું સાંભળી આનંદમાં તદાકાર વૃતિ થઇ ગઇ અને બોલ્યો કે, ધન્ય છે વિદ્યદેવીને કે જેના પ્રતાપથી આગમ વસ્તુને પણ જાણી શકે છે ? અને રાજા મહારાજાઓને પણ પોતાના ભાવમાં તદાકાર બનાવી દેછે. એવા આનંદમાં મગ્ન થયા પછી પંડિત રાજ્યને પુષ્કળ ધન આપી દારિદ્રને દેશવટો દીધો.

**વાર્તાનો** સાર એ છે કે વિદ્યા એ સર્વેથી અમૂલ્ય ધન છે તથા ચોર, અગ્નિ, જળ દગારાઓ પણ જેને કશો પરાભવ કરી શકતા નથી, એવું અખૂટ ગુપ્ત ધન છે અને વય કર્યાથી વિશેષ વૃદ્ધિ પામનાર તથા સકળ સુખને આપનાર છે. માટે દરેક મનુષ્યોએ નકામો વખત ન ખોતાં સદ્વિદ્યા સંપાદન કરી લોકપ્રિયતા મેળવી જીવિત સફળ કરવું.

## વાર્તા વિદ્વાનની ચતુરાઇ.

કોઇ એક દિવસ ભોજરાજ અંતઃપુરમાં ગયા, તે પ્રસંગે લીલાદેવી ઋતુપ્રાપ્ત થઇ હતી, પરંતુ રાજાને તે ખબર ન હોવાથી તે જેવો તેની સમીપ જવા માંડયું તેવીજ લીલાદેવી બોલી કે હુંહુંહુંહુંહું-હુંહુંહું-એવા શબ્દો ગાર કરતી છેટે છેટે જવા લાગી ત્યારે રાજાએ પૂછ્યુ કે હે પ્રિયે, આવડો કોપ શાને કરે છે ? હું નથી ધારતો કે મારા ધર્મથી હું પતિત થયો હોઉ ? છતાં એકદમ આમ કરવાનો હેતુ શો છે તેનુ મને જણાવ ? રાજાનુ બોલવું સાંભળી રાણી હસીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, જેથી આનંદમાન થતો અન્ય પ્રિયાના મહેલમાં ગયા. પ્રાતઃકાળે નિત્ય કર્મ કરી રાજસભામાં જઇ પંડિતો પ્રત્યે પ્રશ્ન કર્યો કે–' हुंहुंहुंहुंहुंहुंहुंहुं करोकि ' આ શ્લોકનું ચોથું ચરણ છે તેને મળતાં ત્રણ પદ બનાવો. મારા મનનો અને તમારા શ્લોકનો ભાવાર્થ બરોબર મળતો આવે તેવો બનાવી આપો.

આ સમસ્યા રૂપ શ્લોકના ચરણ ઉપરથી મહારાજાના મનનો વિચાર મળતો આવે તેવો શી રીતે ગોઠવવો, તે વિચારમાં પંડિત મંડળ ગુંચાયું; પરંતુ એકે વિચાર સુઝયો નહીં; ત્યારે કાલિદાસે ભકત પંડિતવર્ગ નિરૂત્તર થયું જોયું દેવપ્રસાદ બોલ્યો કે–

પોતાની સ્ત્રી રજસ્વલા થવાના સબબથી મહેલના એકાંતે સ્થળે બેઠેલી તે પ્રસંગે તેની સમીપ તમો ગયા તે વખતે રાણીને એવો ભય ઉત્પન્ન થયો કે, વખતે અજાણપણાથી પ્રાણનાથ મને અડકી જશે તેથી દૂર ખશી હુંહુંહું શબ્દ કર્યો,

આ પ્રમાણે પ્રષ્ણાર્થ સાંભળી રાજા બહુ ખુશી થયો અને કવિરાજને સારો શિરપાવ આપી તેમની બહુજ તારીફ કરી.

**વાર્તાનો સાર ખુલ્લોજ છે.**

## વાર્તા ગુઢમર્મ સમજનાર મહારાજા !

એક દિવસ ભોજરાજાના રાજમેહેલ અગાડી એક ભિક્ષુક આવ્યો અને તેણે દ્વારપાળ પાસે કહેવરાવ્યું કે હું આપની માસીનો દીકરો છું અને આપને મળવા માટે આવ્યો છું. દ્વારપાળે તેજ પ્રમાણે જઇ મહારાજને નિવેદન કર્યું, એટલે તેને સભામાં બોલાવી પુછ્યું કે ' માસી ખુશીમાં છે ? ત્યારે તેણે જવાબ આપ્યો કે. 'આટલે સુધી આવ્યો ત્યા સુધી તો ખુશીમાં હતી, પણ હવે મરી ગઇ સમજું છું, આ પ્રમાણે તેનું અદ્ભુત ચમત્કૃતિ ભર્યું વાક્ય સાંભળી

રાજાએ હજાર રૂપીઆ આપવાની આજ્ઞા કરી, ત્યારે તેણે નીચુ જોયું તેથી રાજાએ બે હજાર રૂપીઆ આપવાની આજ્ઞા કરી, ત્યારે તેણે ઉચું જોયું તે જોઇ રાજાએ ચાર હજાર રૂપીઆ આપવા હુકમ ફરમાવ્યો છે આ પ્રમાણે મૂ[illegible]ની પારસી જેવો બનાવ જોઈ સર્વ કોઇ મનમાં આશ્ચર્ય પામ્યા કે [illegible] શું કૌતુક ? ભોજરાજ સભાજનોનું [illegible] સમજી બોલ્યો કે હું લક્ષ્મીનો પુત્ર છું અને એ લક્ષ્મીની બ્હેન અલક્ષ્મીનો પુત્ર છે, તેથી [illegible] માસીનો દીકરો થયોજ ? મે જ્યારે તેને હજાર રૂપીઆ આ[illegible] આપ્યા ત્યારે તેણે નીચું જોઇ સુચવ્યું કે, પાતાળમાં વસનાર બલીરાજા પાસેથી પણ એટલું તો મળી શકે છે, [illegible] બે હજાર આપવા હુકમ કર્યો ત્યારે તેણે ઉચું જોઇ સૂચવ્યું કે, સ્વર્ગમાં [illegible] કર્ણપણ એટલું તો આપવા સમર્થ છે, ત્યારે તેણે ચાર હજાર રૂપીઆ અપાવ્યા. વાહ? ધન્ય છે એવા મર્મજ્ઞ ભોજરાજને ! !

વાર્તાનો સાર એ છે કે, દીન દુઃખીની પીડા હૃદયે ધરી તેનાં કષ્ટ ટાળવા અને તેનો આશિર્વાદ લેવો. બીજું એ સમજવાનું છે કે, ભોજરાજે તેની માસીના દીકરાને ઇનામ આપતાં તેની માસીના પુત્રે ઉચું તથા નીચું જોયું તેનો ભાવાર્થ એ છે કે, તમે જે રકમ આપવા કહી તેટલી તો [illegible] સ્વર્ગમાં કર્ણ અને પાતાળમાં બળીરાજ પણ આપે [illegible] ગૂઢ આશયને સમજી જેમ ભોજે તેના માસીના પુત્રનું દારિદ્રય દૂર કર્યું તેમ આધુનીક લક્ષ્મીવાળાઓએ લક્ષ્મીના મદથી ગર્વાન્ધ ન થતાં પોતાની માસીના પુત્રનું કલ્યાણ ઇચ્છવા તરફ મન રાખવું.

## વાર્તા બુદ્ધિની બહુલ્યતા.

એક સમય નર્મદા નદીના મોહટા કુંડમાં જાળી ખોદનારા કારીગરોએ કોઇ પત્થરની શીલા જોઇ તેમાં કાંઇક ખરાબ થઇ ગએલા અક્ષરો કોતરેલા જોયા તેથી તેને એમ જણાયું કે, આ લેખ૨દ હશે, માટે ભોજરાજ પાસે લેઇ જવો જોઇએ, કેમકે વખતે કાંઇ ઉપયોગી લેખ નીકળી આવે તો, તેથી આપણી પણ ભૂખ ભાંગશે. ' એમ વિચારી તે શીલાખંડ ભોજરાજાની સભામાં લેઇ ગયા, તેને જોઇ ભોજરાજ વિસ્મય પામી વિચારવા લાગ્યો કે–પૂર્વ કાળમાં ભગવાન હનુમાનજીએ શ્રીમદ્ રામાયણજીનો ગ્રંથ રચેલ હતો, તે ગ્રંથ આ કુંડમાં નાસ્તિકોએ નાખી દીધો છે એમ સાંભળેલ છે

માટે તે બાબતનો લેખી પૂરાવા રૂપ આ શીલાલેખ તો નહી હોય ? એમ વિચારી તે લેખ જે પ્રયોગવડે જ્ઞાન થાય, તે પ્રયોગવડે અક્ષરો સાફ કરી વાચવા લાગ્યો તો એ ઉત્તરાર્ધ માલમ પડયું કે,

**अयिखलुविषमः पुराकृतानां भवति हिजंतुषुकर्मणां विपाकः**

**ભાવાર્થ**—અહો ! પૂર્વે કરેલાં કર્મવિપાકોનાં ફળથી જીવોને નિશ્ચય વિષમ થાય છે ? આ પ્રમાણે ઉત્તરાર્દ્ધ વાંચી પંડિતો પ્રત્યે કહેવા લાગ્યો કે આ શ્લોકનું પૂર્વાર્દ્ધ ( પેહેલાં બે પદો ) શું હશે ? તે સાંભળી ભવભૂતિ બોલ્યા કે.

**क्वनु कुलनकलंक मायताक्ष्याः क्वनु रजनीचर संग मापवादः**

ક્યાં મોટાં નેત્રવાળી સુંદર સ્ત્રીનું કલંક રહિત કુળ અને ક્યાં રાક્ષસ જનોના સંગનો અપવાદ ?

ઉપર પ્રમાણે ભવભૂતિનું પૂર્વાર્દ્ધ સાંભળ્યું, પણ તેમાં ધ્વનિ દોષ છે એમ માની ભોજરાજ બોલ્યા કે—

**क्व जनक तनयाक्व राम जाया क्व चदशकंधर मंदिर निवासः**

ક્યાં જનકરાજાની પુત્રી, ક્યાં રઘુનાથજીની સ્ત્રી અને ક્યાં રાવણના મંદિરમાં તેનો નિવાસ.

તદનંતર ભોજરાજે કાલિદાસ પ્રત્યે કહ્યું કે—હે કવિરાજ ? તમે પણ એ વિષે પૂર્વાર્દ્ધ કહો. તે સાભળી કવિરાજે કહ્યું કે—

**शिव शिरसि शिरांशियानिरेजुः शिव शिवतानि लुठंति गृध्रपादैः**
**अयि खलु विषमः पुराकृतानां भवतिहि जंतुषु कर्मणां विपाकः**

॥ २९८ ॥

શિવ ! શિવ ? શિવ ? બહુ ખેદની વાર્તા છે કે જે રાવણના મસ્તકો શ્રી મહાદેવજીના મસ્તક ઉપર શોભાને પ્રાપ્ત થતાં હતાં, તેજ મસ્તકો અત્યારે ગધેડો ( ગીધ ) ના પગોવડે ગુદાતાં રખડે છે ? અહો ? પૂર્વે કરેલા કર્મોનાં ફળથી જીવોને નિશ્ચય વિષમ ફળ થાય છે ? ?

આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી ભોજરાજે પૂર્વા પટમાં અક્ષર સુધારી વાંચી જોયું તો કાલિદાસનું કહેલજ પૂર્વાર્દ્ધ નિકળ્યું, તેથી અતિપ્રસન્ન થઇ ભોજરાજ વિસ્મય પામ્યો કે—' દેવીનો વરદાઇ કવિ અતિત અનાગત અને વર્તમાન સમયની બનેલી વાર્તા જાણવા શક્તિમાન છે. ધન્ય છે એના બુદ્ધિબળને ? ?

વાર્તાનો સાર ખુશોજ છે.

## વાર્તા બુદ્ધિવંતની બલિહારી !

એક સમય ભોજરાજ મહાકાલિનાં મંદિરે દર્શન કરવા ગયા હતા તે સમય ત્યાં કેટલીએક ગુજરાત દેશની વસનારી સ્ત્રીઓ દર્શન કરવા આવી હતી તેને જોઈ આનંદમાન થયા અને તેનાં સુંદર આભૂષણો નિહાળી એક અનુષ્ટ પછંદનું પ્રથમ ચરણ બનાવ્યું કે—

'નસાસુષા ગદપિતા' પછી દર્શન કરી પોતાને મેહેલે ગયા. બીજે દિવસે પોતાના નિત્ય કર્મથી નિવૃત થઇ સભામાં જઇ પંડિતો પ્રત્યે ઉક્ત ચરણ કહી સંભળાવી કહ્યું કે, એને લગતાં બીજાં ત્રણ ચરણો બનાવી આપો. આ પ્રમાણે ભોજરાજાનું બોલવું સાંભળી સર્વ પંડિતો પોતપોતાની મતિ અનુસારે વિચાર કરી જોયો, પણ તે ચરણજ આશ્ચર્યજનક હોવાથી કશો રસ્તો સુજ્યો નહીં અને એકએકના મુખ સ્હામું જોવા લાગ્યા તેથી કાલિદાસ બોલ્યો કે—

नासाभूषांगदपिता वन्हिवाहोदगं जनम् ॥
अहोभाग्यंगुर्जरीणां गृहसंभार्जनेमनुः ॥ २९१ ॥

ગુજરાતની સ્ત્રીઓના નાકનું આભૂષણ જે વાળી તે તો અંગદનો પિતા કે જેણે અતુલિત બળવાડે દશકંધર–રાવણને પકડી ૭ માસ સુધી બગલમાં ચાંપી રાખ્યો હતો, તે બગલમાં પ્રસ્વેદ થવાના કારણથી તથા તેની વિસ્મૃતિના કારણથી નાશી છુટયો તેને પાછો પકડી લઇ પોતાના પુત્ર અંગદના પારણાએ લાવી તાણી બાંધ્યો હતો તે રાવણનાં દશ મસ્તકોને રમકડારૂપ જાણી પારણામાં રમ્મત કરતો અંગદ પગની લાતો મારી ખુશી થતો હતો, મતલબમાં એવો મહાન્ અભિમાની સમર્થ શૂરો જે વાળી તે ગુજરાતની સ્ત્રીઓના નાકમાં વાળીરૂપ થઇ સેવા બજાવી રહ્યો છે, તથા યજ્ઞમાં આપેલા સમસ્ત દેવોના બલીદાનને અગ્નિદેવ પોતાના વાહન ઉપર બેસી સ્વીકારે છે તે મેષ ઘેટો પોતાના દેહને અગ્નિમાં દગ્ધ કરી પુનઃમેષ રૂપે પ્રગટ થઇ ગુજરાતની સ્ત્રીઓની સેવા બજાવવા નેત્રનાં સંગારરૂપે વપરાય છે; અર્થાત્ નેત્રનો સંગાર મેશ તે અગ્નિદેવનું વાહન છતાં ગુજરાતની સ્ત્રીઓની સેવા માટે કાજળ–મેશ બની નેત્રને શોભાવે છે. તેમજ સ્વર્ગમાં જેટલો વખત સુધી ઇંદ્ર રાજ્ય કરે તેટલો વખત પૃથ્વીમાં મનુ રાજ્ય કરે છે, જેમ વર્તમાન સમયમાં વૈવસ્વતમનુ રાજ્ય કરે છે તેવીજ રીતે આવતા કાળમાં

સાવર્ણિ નામે મનુ રાજ્ય કરશે તે સાવર્ણિ નામે મનુ આવતા કાળમાં રાજ્ય પ્રાપ્ત થવાની ઇચ્છા માટે ગુજરાતની સ્ત્રીઓના ઘરમાં કચરો વાળવા સાવર્ણિ રૂપે સેવા બજાવ્યા કરે છે તેથીજ હું માનુ છું કે સર્વ દેશની સ્ત્રીઓ કરતાં ગુજરાતની સ્ત્રીઓનાં અહો ભાગ્ય છે કે જેની શેવામાં પ્રખ્યાત દેવપુરૂષો પણ આધીન છે.

આ પ્રમાણે કાલિદાસના મુખથી પૂર્ણ શ્લોક યોગ્ય સંબંધ યુક્ત સાંભળી અતી પ્રસન્ન થયો અને અમુલ્ય શીરપાવ આપી ગર્વાનંદી બન્યો,

વાર્તાનો સાર એ છે કે—ગુજરાતની સ્ત્રીઓની મોટાઇના વખાણ કર્યાં છે; પણ તે કેવળ અત્યંતાતીશયોક્તી અલંકાર રૂપે વર્ણન કરેલું છે. તે સ્ત્રીઓ ખરી રાતે જોતાં તેવી સુંદર નથી માત્ર કાઠીયાવાડની સ્ત્રીઓ તેવી છે આતો કવિ લોકોના કલ્લોલ છે, જેથી તે ઉપર મોહ લાવી અશક્ત થવું નહી.

## જ્ઞાતા વિદ્વાન પુરૂષોની જડાઇ.

કોઇ એક નગરનો બ્રાહ્મણ દરિદ્રતાથી અતિ પીડાતો હતો, તેથી તેણે વિચાર્યું કે'—મારૂં સઘળું જીવન ભિક્ષા વૃતિમાં ગુજાર્યું; તથાપિ કાંઇ' દ્રવ્યની પ્રાપ્તિ થઇ નહીં' માટે પંડિતોને પોષિદા ફક્ત અત્યારે ધારાધીપતિ છે, જેથી ત્યાં જાઉં તો, દારિદ્રને દેશવટો 'મળે.' એમ વિચારી ઉજ્જયની ભણીનો રસ્તો લીધો. કેટલાક દિવસે ઉજ્જનની નજીક પહોચ્યો એટલે તેના મનમાં એક વિચાર થયો કે—

> रिक्त पाणिर्न पश्यंते राजन देवतां गुरुं ॥
>
> दैवज्ञ भिषजं यित्रं फलेन फल मादिशेत् ॥२००॥

રાજા, દેવ, ગુરૂ, જોશી, વૈદ્ય અને મિત્ર, એ છ સ્થાનકે ખાલી હાથે ભેટો લેવા જવું નહીં; કેમ કે ફળ વડેજ ફળ મળે છે માટે અવશ્ય ગમે તે ફળ લેઇ જવું યોગ્ય છે, એમ વિચારી એક ગામમાંથી સુંદર રસદાર શેરડી ખરીદ કરી લઇ વસ્ત્રમાં બાંધી લીધા અને ઉમંગ રંગમાં આનંદ માનતો ઉજ્જનીએ આવી પહોંચ્યો. શેહેર બહાર કોઇ યોગ્ય સ્થળે મુકામ કરી થાક ઉતારવા નિદ્રાદેવીનું અનુષ્ઠાન આદર્યું જ્યારે તે બિચારો નિદ્રાવસ્થ થયો ત્યારે કે- ધુર્ત્ત માણસે તેની ગાંસડી તપાસી જોતાં એક વસ્ત્રમાં શેરડીના [illegible] બાંધેલા જોયા, તે તેણે લેઇ લીધા અને તેનો બદલે [illegible] બાંધી પાછી હતી તેમ ગાંસડી બ-

નાવી મુકી રસ્તો આપ્યો.

પ્રાતઃકાળે રાજ્ય સભાના અવસરે તે બ્રાહ્મણ પણ પોતાનું નિત્ય કર્મ કરી રાજ્ય સભામાં જઈ પહોચ્યો અને આશીર્વાદ દઇ ઉમંગમાં અંધ બનેલા વિપ્રે શેલડીના કકડા છે કે નહીં ? તે તરફ ન જોતાં લાકડાના કકડા ભેટમાં મુકયા અને ઉભો રહ્યો તે જોઇ ભોજરાજ અત્યંત ક્રોધાયમાન થઇ જોવા લાગ્યો; એટલે બ્રાહ્મણની નજર મૂકેલી ભેટ તરફ ગઇ, તેથી ભય યુક્ત બની વિચારવા લાગ્યો કે–'જે ઉમેદ માટે આવ્યો હતો તે ઉમેદને બદલે મ્હોત શિવાય અન્ય પ્રાપ્ત હવે થાય તેમ જણાતું નથી, અયે ભાગ્યદેવી ? શેરડીના કકડાને કાષ્ટના કકડા બનાવી દીધા ? તેથી જાણું છું કે, તું ખરેજ પ્રતિકુલ છે એનાં જરા શક નથી. ?

ભોજરાજે તે બ્રાહ્મણ પ્રત્યે પુંછયું તે વખતે કાલિદાસ સમીપમાં સ્થિત હોવાથી દેવીના વરદાન પ્રતાપે બ્રાહ્મણની સર્વ હકીકત જાણી લીધી અને સ્વજાતિના ગરીબ વિપ્રની વ્હારે ચઢી ભોજરાજના મનનું સમાધાન કરવા બોલ્યો–'હે પરોપકારી ગૌબ્રાહ્મણ પ્રતિપાલ આ બ્રાહ્મણે જે લાકડાના કકડા આપ આગળ મુકયા છે, તે જોઇ જરા પણ કોપ કરશો નહીં'; કેમ કે તેમાં ગુહ્ય ભાવ કાંઇક ઓર ચમત્કૃતિ સૂચવનારો છે તે એ છે કે–

> दग्धं खांडव मर्जुने नहि वृथा कल्पद्रुमै र्भूषितं ।
> दग्धा वायु सुतेन हेमनगरी–लंकापुरि स्वर्णभूः
> दग्धो लोक सुखो हरेण मदनो किंतेन युक्तं कृतं ।
> दारिद्र्यं जनतोप्रकारक मिदं केनापि दग्धं नहिः ॥३०१॥

કલ્પવૃક્ષને સુશોભિત કરે તેવું જે ખાંડવ વન તે પાંડુ પુત્ર અર્જુને અગ્નિ દેઇ બાળી નાખ્યું; તેમજ દશાનન રાવણની સ્વર્ગભૂમી જે લંકાનગરી તે પવન પુત્ર હનૂમાને બાળી નાખી, તેજ પ્રમાણે પ્રાણી માત્રને સુખ દેનાર જે કામદેવ તેને સદાશિવે બાળી ભસ્મ કર્યો; તથાપિ લોક સુખની વાર્તા કોઇએ ઘડી કહાડી નહી, અર્થાત્ એ સર્વને બાળવાથી કાંઇ લોકનું દુઃખ ગયું નહીં, કેમકે જે સમસ્ત લોક મનુષ્યોને સંતાપ ઉત્પન્ન કરનાર દારિદ્ર તેને બાળી ભસ્મ કર્યું હતે તો, મનુષ્યોને જખની દશા પ્રાપ્ત થાત; પરંતુ તે તરફ કોઇએ લક્ષ આપ્યું નહીં, તેજ હેતુ માટે આપને વિનંતી છે

છું કે આ કાષ્ટવતે દારિદ્રને દગ્ધ કરી નાંખો સારાંશમાં મારૂં દરીદ્ર બાળી નાખો.

પૃથ્વી પતે! એ હેતુ માટે આ વિપ્રે આપ આગળ કાષ્ટ મૂકેલ છે માટે કૃપાનિધાનની મરજી અનુસાર કરવું ઘટે તે કરો, આ પ્રમાણે કાલિદાસનું ભાષણ સાંભળી મહારાજાનો ક્રોધ ઉતરી ગયો અને તે બ્રાહ્મણને અત્યંત દ્રવ્ય આપી તેનું દારિદ્ર દહન કરી નાખ્યું, તથા તે વિષે કાલિદાસનો મ્હોટો ઉપકાર માનતો પોતાને સ્થાનકે ગયો,

વાર્ત્તાનો સાર એ છે કે દીન દુઃખી વા જ્ઞાતિ બંધુની નિસ્વાર્થ બુદ્ધિએ વ્હાર કરવી અને બગડેલી વાર્તાને સુધારી લેવા કેવી સમય સૂચકતા વાપરવી તે આ વાર્ત્તા ઉપરથી સમજવાનું છે માટે તેવી યુક્તી શિખવાનો સત સંગ કરવો.

## વાર્તા સ્ત્રી ચરીત્ર રૂપી સમુદ્રનો પાર નથી.

એક દિવસે રાજા ગુપ્ત વેષે શેહેર ચર્ચા જોતો હતો, તે સમય બ્રાહ્મણ વૈશ્વદેવ કરી મધ્યાન્હકાળે કાકબલિ ( કાગડાને વાસ નાખે છે તે ) આપવા પવિત્ર પાણી છાંટી કાગડાઓને બોલાવવા હાથ ઉંચા કરી અવાજ આપવા લાગ્યો, તેથી કાઉ કાઉ શબ્દ કરતા કાગડાઓ ઘણા એકઠા થયા. તેઓનો ક્રુર શબ્દ સાંભળી તે બ્રાહ્મણની સ્ત્રી ભયભીત થઇ છતી ઉપર હાથ મૂકી ' ઓયમાડી !'રે એમ પોકાર કરવા લાગી, તે જોઇ બ્રહ્મણ બોલ્યો કે—હે સાધુ શીરે શા વાસ્તે ડરે છે?' સ્ત્રી બોલી કે હે પ્રાણનાથ? મારા જેવી પતિવ્રતા સ્ત્રીઓ આવા ક્રુર શબ્દ કેમ સહન કરી શકે? બ્રાહ્મણ બોલ્યો કે 'હે' સુશીળા? હવેથી તેમજ કરીશ.

આ પ્રમાણે રાજા તે સ્ત્રીનું સંપૂર્ણ ચરિત્ર જોઇ ચીંતવવા લાગ્યો કે—'અરે! આ યુવાન સ્ત્રી નિશ્ચય વ્યભિચારિણી હશે; કેમ કે ડરવાનું બ્હાનું કરી પોતાના પતિને પોતે પતિવ્રતા છે, એમ દર્શાવી વિશ્વાસ બેસારે છે; પરંતુ હું નક્કી ધારૂં છું કે, જેવી રીતે અત્યારે એ ડરે છે, તેવીજ રીતે રાત્રીએ અત્યંત દારૂણ કર્મ કરતી હશે; એમાં જરા શંકા જેવું નથી! આ પ્રમાણે નિશ્ચય કરી પોતાને મહેલે ગયો અને રાત્રિના સમય પુનઃતેજ સ્ત્રીના ઘરની નજીક ગુપ્તવેષે સતાઇ ચરિત્ર નિહાળવા લાગ્યો જ્યારે અરધરાત્રી ગઇ અને પોતાનો પતિ નિદ્રા વશ થયો ત્યારે પોતાની એક વેશ્યા સખી હતી; તેના હાથમાં માંસની ભરેલી પેટી ઉપડાવી નર્મદા નદીને કીનારે

ગઇ, રાજા પણ તે ન જાણે તેમ પાછળ ચાલ્યો. તે સ્ત્રી નર્મદા કિનારે જઇ ગ્રાહો (જળના ભયંકર જંતુઓ) ને માંસ પીંડ દેઇ તરીને સખી સહ નદીના પાર ગઇ અને ત્યાં શુળી ઉપર ચઢેલા પોતાના વહાલા પ્રીયતમને જગી આનંદ ભોગવી, તેજ પ્રકારે પુનઃ ઘેર આવી પોતાના પતિ ભેગી શયન કરી ગઇ. રાજાએ પણ તે સઘળું ચરિત્ર નિહાળી પોતાના મુકામ પ્રત્યે ગમન કર્યું અને પ્રાતઃ કાળે નિત્ય નિયમ કરી રાજ્ય સભામાં ગયો તે સમય કાલિદાસને જોઇ ભોજરાજ બોલ્યો કે–'હે સુકરે दिवाकाकरूतान्द्नीता દિવસે કાગડાના ક્રુર શબ્દથી બ્હીનેલી સ્ત્રી ' એટલુંજ બોલી બોલવું બંધ કર્યું એટલે કાલિદાસે કહ્યું કે–' रात्रौतरातनर्मदाम् રાત્રિએ તિરે નર્મદાને પેલેપાર ગઇ, પ્રસન્ન થયેલ રાજાએ ફરી કહ્યું કે– तत्रसंतिजलेग्राहाः ત્યાં પાણીમાં ભયંકર ગ્રહ જંતુઓ હતા?' તે સાંભળી કાલિદાસે જણાવ્યું કે– मर्म्मज्ञावंसुदरी એ સ્ત્રી તે મર્મને સારી રીતે જાણતી હતી

આ પ્રમાણે પ્રષ્ણોતર થતાં રાજા વિસ્મયવંત બની કવિરાજના ચરણમાં નમી વિદ્યા બળની પ્રશંસા કરતો અમૂલ્ય શિરપાવ બક્ષી આનંદ પામ્યો,

**વાર્તાનો સાર** એ છે કે–જે સ્ત્રી પોતાના પતિ આગળ વિશેષ ચાળા ચટકા કરે અથવા સ્હેજ વાતમાં બ્હીવાના ચાળા બતાવે કિંવાકોક મશ્કરી કરે, તેથી ગુસ્સો બતાવે અથવા સ્હેજ વાતમાં આસુ લાવે કે વિશેષ પ્યાર બતાવે તો, જાણવું કે– તે સ્ત્રી પોતાના પતિને ઠગનારી છે, કેમકે તેવા ચાળાવડે પોતાની ભવાની જાળમાં ભોળા ભરથારને સપડાવી કબજે કરી, વિશ્વાસ આપી મનમોજ પ્રમાણે વ્યભિચાર કરવાનાં સાધનો કરીને છે માટે તેવી દુષ્ટાઓથી બહુ સાવચેત રહી વિચારવું. પણ તેઓના ફંદામાં ફસાઇ ઠગાવું નહીં નહીતો મહા વિપત્તિ વેઠશો.

## વાર્તા વિદ્યાથી લિપ્ત થયેલ છતાં પણ સુવર્ણનો સદા આદર કરવો.

એક દિવસ ભોજરાજાએ મહેલની અગાશી ઉપર શયન કર્યું. તે સમયનો લાગ જોઇ એક ચોર શયન ગૃહમાં ખાતર પાડી ખજાનામાં પેઠો, ત્યાં જઇને જુવે છે, તો અનેક પ્રકારનાં વૈડુર્ય રત્ન પડેલાં હતાં પણ તેને તે ચોરી લેઇ જવાં યોગ્ય લાગ્યાં નહીં, કેમકે રત્ન ચોરવામાં મહા પાપ છે એમ વિચારી ચિંતામાં પડ્યો.–

यद्व्यंगाः कुष्ठिनश्चांधाः पंगवश्च दरिद्रिणः ।
पूर्वोपार्जितपापस्य फलमश्नंति देहिनः ॥३८२॥

અંગભંગ, કોઢ યુક્ત, આંધળો, પાંગળો અને દરિદ્ર થાય છે તેનું કારણ એજ કે, પૂર્વનાં કરેલાં પાપનાં ફળ ભોગવે છે.

એમ વિચારી ફરતો ફરે છે એટલામાં રાજાની નિંદ્રા દૂર થઇ અને સુંદર શૈય્યા ઉપર બેસી દિવ્યભુવન. વિવિધ મણિકંકણોથી અલંકૃત મનહર પ્રમદાઓ અને હાથી, ઘોડા, રથ અને પ્યાદલ વગેરે મહતૂ સામગ્રીને ચિંતવનો ગર્વ નહી બની બોલ્યા કે—

चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः सद्बांधवाः प्रणयगर्भ ।
गिरश्च भृत्याः वल्गंति दंतिनिवहास्तरलास्तुरंगाः ३८३

ચિત્તને હરનારી સ્ત્રીઓ છે. મિત્રો પણ અનુકૂળ છે, બાંધવો શ્રેષ્ઠ છે, નોકરો નમ્રવાણી બોલનારા આજ્ઞા પરાયણ છે, હાથીઓના સમૂહ ડોલી રહ્યા છે અને ઘોડાઓ નાચી રહ્યા છે.

ઉપર પ્રમાણે ત્રણ પદ વારંવાર બોલતો હતો, પણ ચોથું પદ ન બોલતો સાંભળી ચોરે વિચાર્યું કે—' રાજાને ચોથું પદ યાદ નથી અગર તેવું રચવામાં કાંઇ વિચાર નહિ ચાલતો હશે એમ ધારી બોલ્યો કે—

संमीलने नयनयोर्नहि किंचिदस्ति ॥

( પણ ) જ્યારે આંખ મીંચાસે અર્થાત મૃત્યુ આવશે, ત્યારે એમાંનું કશું પણ ( તમારૂં ) નથી

આ પ્રમાણે ચોથું ચરણ સાંભળી રાજા વિસ્મય થઇ બોલ્યો કે—' હે મહત્પુરૂષ ? અત્યારે કોપાગારમાં તમે કોણ છો ? ' ચોર બોલ્યો કે—' મહારાજ ? મને અભય વચન આપો. ' રાજાએ કહ્યું કે—' તથાસ્તુ ? ત્યારે રાજાને જોઇ સ્વસ્તિનો ઉચ્ચાર કરી બોલ્યો કે—' હે દેવ ! હું બ્રાહ્મણ છું, મહાવ્યસની હોવાથી જુગારમાં ધન માત્ર ખોઇ બેઠો છું એટલે અહિંયાં ચોરી કરવા આવ્યો. પણ રત્નાદિ જોયાં તે ચોરવામાં પાપ સમજી ન ચોરતાં વિચાર કરતો ઉભો હતો, તેવામાં આપ વારંવાર ત્રણ પદો બોલતા હતા, તેથી મેં ચોથું પદ ઉમેર્યું. આ પ્રમાણે તેનાં વાક્યો સાંભળી કેટલોક શિખામણ આપી કહ્યું કે—' હવેથી જુગાર રમશો નહી ' એમ કહી જુગારમાં હારેલું ધન, તથા આ જીવિકા માટે પુષ્કળ દ્રવ્ય આપી સુખી કર્યો.

પ્રભાતે મુખ્ય પ્રધાન, ચોરને પુષ્કળ ધન આપ્યું જાણી રાજાને આવી વિનવવા લાગ્યો કે-' હે દેવ ! મારવા લાયક જે ચોરાદિ જનોને પણ દ્રવ્ય આપો છો એ કાંઇ રાજનીતિ નથી તે સાંભળી રાજાએ કહ્યું કે પુરૂષ માત્રને કળાસંપાદન કરવા માટે સદા યત્ન કરવો; કારણ કે કળાને કશું પ્રાપ્ત ન થઇ શકે તેમ નથી, કળાના ધારણ કરવાવડે કરીનેજ ચંદ્રે શંભુનું અલભ્ય મસ્તક પોતાના સ્થાન માટે પ્રાપ્ત કર્યું છે. તે સાંભળી પ્રધાને ધર્મ વહીમાં લખ્યું કે ' રાજા ભોજે કળા જોઇને મારવા યોગ્ય એવા ચોરને પણ પુષ્કળ ધન આપ્યું. અહા ! ઉદાર મનના ગુણથી હી નરપતિને શતકોટી ધન્યવાદ છે ??

વાર્તાનો સાર એ છે કે માણસને ખોટાં વ્યસનોનો સંગ થાય છે તેથી ઉત્તમ કુળવાળો છતાં તેને ચોરી વગેરે દુષ્ટ કૃત્યો કરવાનું સુઝે છે; માટે પ્રાણ જતે પણ દુષ્ટ વ્યસનોનો સંગ કરવો નહી તથા બીજો એ સાર લેવાનો છે કે વિદ્વાન પુરૂષો દુષ્ટ સંગથી ખોટે રસ્તે ચઢી જાય છે; પરંતુ પોતાની સદ્વિચારણા કિંવા વિદ્યાના બળથી મહા વિપત્તિમાંથી પણ મુક્ત થાય છે. ત્રીજો સાર એ લેવાનો છે કે ગમે તેવા કૃત્યવાળો છતાં પણ કળાવાન હોય તો, તેના અવગુણો તરફ લક્ષ ન દેતા તેના ગુણને ગ્રહણ કરવા ઉદ્યુક્ત રહેવું અને તેને બને તેટલી શક્તિ પ્રમાણે સહાયતા આપી યોગ્ય સત્કાર કરવો.

## વાર્તા પૃથ્વીને ભારે મારનાર કોણ છે ?

એક સમય ભોજરાજા રાજપાટીકા ( હવા - ખાવા ) ફરવા ગએલા તે વખતે માર્ગમાં કોઇ જગતથી કંટાળી ગએલા મનુષ્યના મુખથી શ્લોકનું છેલું ચરણ સાંભળ્યું તે યાદ રાખી જ્યારે રાજસભામાં ગયો ત્યારે પંડીતોને પૂછ્યું કે હે દ્વિજવરો !

**मातुःकेवलमेवयौवनच्छेदेकुठारावयम्**

અરેરે ! હું તો કેવળ માતાના યૌવના વસ્થારૂપી વનને કાપવાના કુહાડા જેવોજ નીવડયો.

આ ચરણ છેલ્લું છે તેના પ્રથમનાં ત્રણ ચરણ છેલ્લા ચરણના ભાવને બરોબર મળતાં આવે તેવાં નવીન બનાવી આપો.

આ પ્રમાણે ભોજરાજાનું બોલવું સાંભળી સમસ્ત અમરુ અને સર્વ પંડિતોના જીવનરૂપ કાળીદાસે કહ્યું કે-

नध्यातंपदमिश्वरस्यविधिवत्संसारविच्छित्तये
स्वर्गद्वारकपाटनपटुधर्मोऽपिनापार्जितः
नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेपिनालिंगितं
मातुः केवलमेवयौवन वनच्छेदेकुठारावयम् ॥२०४॥

સંસારના જન્મ મરણના બંધનથી મુક્ત થવા વિધિ પ્રમાણે પરમ કૃપાળુ પરમાત્માના પાદારવિંન્દનું ધ્યાન પણ ન ધાર્યું તથા સ્વર્ગનાં બારણાનાં કમાડ ખુલ્લાં થાય તેવો સદ્ધર્મ પણ સંપાદન ન કર્યો અને સુંદર સ્ત્રીના પુષ્ટ સ્તન તથા પુષ્ટ યૌવનરૂપી વનને કાપવાના કુહાડોજ નિવડયો ? ?

આ પ્રમાણે કવિરાજનું બોલવું સાંભળી રાજા તથા કચેરી મંડળ અત્યંત ખુશી થઇ કહેવા લાગ્યું કે, ધન્ય છે કાલિદાસ તમારા બુદ્ધિ બળને ?

વાર્તાનો સાર એ છે કે આ જગતમાં જન્મ ધરી જે પુરૂષો એ બાળપણામાં વિદ્યાનો, જુવાનીમાં ધનનો અને વૃદ્ધપણામાં ધર્મનો સંગ્રહ ન કર્યો તથા હયવોય કરતો ખસીયલ કુતરાની પેઠે જ્યાં ત્યાં રખડયાં કર્યો, પણ ધર્મ અર્થ અને મોક્ષ એ પૈકી એકે પણ પુરેપુરૂં સંપાદન ન કર્યું તે કેવળ માતાને અને પૃથ્વિને ભારે મારવા આવ્યો છે માટે કહેવાનો હેતુ એછે કે, જન્મ ધરી પુરૂષાર્થવડે સકળ કાર્ય સિદ્ધ કરવાં અને મુવા પછી પણ વાહ ? ? કહેવાય તેવાં કૃત્યો કરવાં તોજ તેનો જન્મ લેખે છે, કંઇ પેટનું પોષણ કરી ફરીને ફડાકા મારવા એ જીવિત લેખામાં નથી. પેટતો કાગડા કુતરા પણ ભરે છે; પરંતુ સ્વાર્થ સાથે પરમાર્થ કરી આગળના અવતાર માટે ખાતું બાંધી લેવું એજ યોગ્ય છે.

## હાજર જવાબી પણ અમુલ્ય હીરો છે!

એક વરરૂચી નામના બ્રાહ્મણે વિદ્યારૂપી અમૂલ્ય રત્ન પ્રાપ્ત કર્યું; પરંતુ તેનો ગ્રાહક કોઇ ન હોવાથી છોકરાં છાશ વગર ટળવળવા લાગ્યાં, બૈરી બાજરી માટે બોર બોર જેવડાં ઉન્હાં આંસુડાં નિગાળવા લાગી અને પોતે પણ અન્ન–ધન ને આબરૂ વીના રાત દિવસ પરમ વૈરાગી પદ ધારણ કરવા લાગ્યો; કેમકે 'જગતમાં તો પૈસાની જ સગાઇ છે' અને આની પાસે તો પૈસાના તો ખરેખરા વાંધા હતા, જેથી સગા સંબંધી મિત્રાદિ કોઇ તેનું શરીગત થતું નહતું, કહેવત છે કે—

અપને પાસ જો પૈસા તો સબકે યાર હૈ ઓર ન હોય પૈસા તો સબકે તાબેદાર હૈ. ખરેજ રામ વિશેજ રામ છે. રામ વિનાનો તે રામ વિનાનો જ ગણાય; કેમકે જેટલા એના મનમાં વિચાર થાય તેટલા અફળ થાય, પણ જો રામ હોય તો આરામને પ્રાપ્ત કરી શકે છે; મતલબમાં સર્વ ગુણો કાંચન દ્રવ્યનેજ આશરે રહેલા છે.

એક વખત વરરૂચીને વીચાર ઉત્પન્ન થયો કે–'નિરંતર ભૂખ દુઃખ વેઠવું એ સહન થઇ શકતું નથી માટે તે દુઃખનો અંત આણવા ધારાપતી ભોજની પાસે જઉં; કેમકે સર્વ ગુણીજનો ભોજની સુકીર્તિ ઉચરી રહ્યા છે તેથી તે સદ્‌ગુણી દાનેશ્વરી હશે જ માટે તેવા ગુણ ગ્રાહકની પાસે જાઉં તો ભૂખનુ દુઃખ દૂર થશેજ.' એમ વિચારી ધારાનગરીએ જઇ પહોંચ્યો અને એક ધર્મશાળામાં વિશ્રાંતિ લઇ પ્રાતઃકાળે નિત્ય કર્મ કરી રાજસભા તરફ ચાલ્યો. રસ્તામાંથી એક કાછીઆની દુકાનેથી યાચના કરી એક વંતાક–(રીંગણું) અને એક મરચું માગી લીધું તદનંતર રાજસભામાં ગયો અને વંતાક ને મરચું ભેટમાં તરી આશિર્વાદ દઇ સન્મુખ ઉભો રહ્યો, ભોજરાજે નવીન પદાર્થની ભેટ મુકેલી જોઇ પૂછ્યું કે 'હે ભૂદેવ ! આજ દીવસ સુધી કેટલાક બ્રાહ્મણો આવી ગયા, પણ તમોએ ભેટ મુકી તેવી અન્ય કોઇએ મુકી નહતી માટે આપ તેનો ખુલાસો કરો કે તે વસ્તુ શું કલ્યાણ સુચક અને લાભદાતા છે? તેનો પ્રમાણ સાથે ઉત્તર જણાવો.

આ પ્રમાણે રાજેંદ્રનું વચન સાંભળી વરરૂચિ બોલ્યો કે–હે રાજન્ ! આ ફળ બહુ બીજયુક્ત છે તથા રસીક જન મન રંજન કરનાર છે. તે ભેટમાં મુકી સુચવ્યું કે આ બહુ બીજયુક્ત છે તેમ આપ બહુ પુત્ર પૌત્ર પરિવાર પુર અદિની અત્યંત વૃદ્ધિ થાઓ અને સર્વદા સઆરત રસીક જનોને વલ્લભ થાઓ. અને આ મરચુ છે તેનું સત્ય રીતે વીચારતાં 'મીરચી' એવું નામ છે તે આપને એમ સુચવે છે કે મારાથકી સર્વ ભોજન સામગ્રી સ્વાદીષ્ટ થાય છે માટે મારા ઉપર રૂચી કરો.

આ પ્રમાણે મર્મયુક્ત હાજર જવાબ સાંભળી ભોજરાજ પ્રસન્ન થયો. અને પુછવા લાગ્યો કે–હે વિપ્રવર ! આપનું અહિયાં કેમ આવવું થયું છે? વરરૂચિએ ઉત્તર આપ્યો કે–ગૌ બ્રહ્મણ પ્રતિપાળ ! આપના દર્શનના લાભ અર્થે આવ્યો છું. અને દર્શનના પ્રતાપથી શંકરરૂપ થયો છું. પણ પુંર્ણ શંકરપણું પામવાને થોડી ન્યુનતા

રહેલી છે. તે માટે આપને કાંઇ કહેવા ચાહું છું તે શ્રવણ કરો.

शूलीजातः कदनवशतोभिक्षुयोगात्कपाली ।
वस्त्राभावाद्विगतवसनः स्नेहशून्याज्जटावान् ॥
इत्थंराजन्तवपरिचयादीश्वरत्वं मयाप्तं ।
नाद्यापित्वंममनरपतेऽर्द्धचन्द्रंददासि ॥३०८॥

હે રાજન્! શ્રી શંકર શૂળી (ત્રિશૂળધારી) કપાળી ( ખપ્પર-ધારી) દિગંબર (નગ્ન) જટા ધારી, શશિ શેખર (કપાળમાં અર્ધચંદ્ર) વગેરે ચિન્હોથી યુક્ત છે તે પૈકી ભાલચંદ્ર શિવાય સર્વ ચિન્હનો તો મને પ્રાપ્ત થયાં છે એટલે સારાં ભોજન સ્વપ્ને પણ જોયાં નથી, તેથી શૂળી અર્થાત્ સુકીનો ત્રિશૂળ જેવો ચપટો અને ત્રાડીઆ જેવો લાંબો થઇ ગયો છું; ઘરમાં એક ટંકનું પણ અનાજ નથી, તેથી ભીખ માગવા માટે પાત્ર જોઇએ તથાપિ પાત્ર ઘરમાં મળેજ નહિ એટલે નારીયલની કાચલી ધારણ કરૂં છું. તેથી કપાળી પણ છું. તથા અંગ ઉપર ઓઢવા એક પણ વસ્ત્ર મળે નહિ અને જે વસ્ત્ર પેહેર્યું છે તે સો છીદ્રવાળું છે તેથી દિગંબરની પણ પદી પામી ચૂકયો છું અને માથાના વાળ તેલથી રહીત હોવાથી ગુંચાઇ ગયા છે તેથી જટાવાન્ પણ છું. માટે એટલાં ચિન્હો તો સિદ્ધ થઇ ચૂક્યાં છે, પણ એક લક્ષણ બાકી રહ્યું છે તેની ખોટ તમારા પરિચયથી પુરી થશેજ. અર્થાત્ અર્ધચંદ્રનું લક્ષણ ખુટે છે તેનું અંગુઠા અને તર્જનીથી પ્રફુલ્લ યુક્ત ચપટી ભરી જ્યારે અન્ન આપીશ એટલે સર્વ લક્ષણે કરી પૂર્ણ ઇશ્વરપણું પ્રાપ્ત થશે એમા સંદેહ નથી. આ પ્રકારનું સરસ યુક્તિવાળું વરરૂચીનું ભાષણ સાંભળી તથા ધૈર્ય અને ચાતુર્યતા જોઇ અતિ પ્રસન્ન થયો અને પુષ્કળ દ્રવ્ય આપી પુર્ણ ઇશ્વરત્વપણું આપ્યું.

વાર્તાનો સાર એ છે કે—હમેશાં માણસ અન્નને સરસપણે હાજર જવાબી થવું. જેથી સર્વનાં મન પ્રસન્ન થાય છે. દુઃખનો અંત આવે છે. અને પોતાની ધારેલી ધારણા જલદી પાર પડે છે માટે હાજર જવાબીપણું શિખવા શહાણા પુરૂષોની સંગતી કરો અને પૈસા પેદા કરી જગતનું લ્હાણ મેળવો.

## બે રાજકુમારની વાત.

એક દિવસ ભોજરાજા મૃગયા રમવા ગયા હતા; ત્યાં તે

પાણીની તરસ લગવાથી પોતા સાથે રહેલા હજુરીને ઘણી ઘણી આજીજીથી કહ્યું કે પણ તે વૃદ્ધ હજુરીએ ધ્યાન લીધું નહિ. છેવટ ભોજરાજાએ ઘણીક નમ્રતાથી પાણી લાવવા કહ્યું ત્યારે તે વૃદ્ધ હજુરીએ કહ્યું કે–મહારાજ ? હું ખુશીથી પાણી લાવી આપું પરંતુ આપઆપના સદ્ પદને લઈને એ ગુણને વિસરી જઈ કોક દિવસે પણ મને મારા પદથી ભ્રષ્ટ કરી નિષ્ટ પદને પ્રાપ્ત કરશો એમ મને ભીતિ છે જેથી પાણી લાવવા મન થતું નથી. આ સાંભળી ભોજે પુછયું કે તમે શા ઉપરથી જાણ્યું કે હું ત્હારો ગુણ ભુલી જઈશ. આ સાંભળી વૃદ્ધ હજુરીએ કહ્યું કે–ભલે મહારાજ ! ત્યારે સાંભળો. આપ તો જાતે કે માન અન્નદાતાર છો અને હું એક આપનો નોકર છું પરંતુ સગી આંખે ઉત્પન્ન થયેલા બે બાંધવોની વાત કહું તે આપ સાંભળો.

" અમરાવતી નામની નગરીમાં અમરસિંહ નામક પ્રતાપિ રાજા રાજ્ય કરતો હતો તેને કંઇ પ્રજા નહોતી. તેથી તેણે દાન ધર્મ વિગેરે સન્માર્ગના કામમાં પુષ્કળ પૈસા વાપર્યા. તથાપિ પુત્ર પ્રાપ્ત નહિ થવાથી તેનું મન હમેશાં ઉદ્વેગમાં રહેતું. કેમ કે–

अपुत्रस्य गृहं शून्यं दिशाशून्यास्त्व बान्धवाः ।
मूर्खस्य हृदयं शून्यं सर्व शून्यं दरिद्रता ॥२०६॥

જેને પુત્ર નથી તેનું ઘર શૂન્યવત્, જેને બંધુ એટલે ભાઇ નથી તેને સર્વ દેશ અથવા દિશા શૂન્યવત્ કારણ તેને કોઇનો આધાર ન રહ્યો, તેમજ જેને જ્ઞાન નથી તેનું હૃદય શૂન્યવત્ અને જે દરિદ્ર પુરૂષ છે તેનામાં અનેક ગુણ હશે તથાપિ તેને કોઇ તરફથી માન મળનાર નથી.

ઉપરના વિચારથી અમરસિંહ રાજાને ચેન પડે નહિ રાત્રે નિદ્રા પણ આવે નહિ આથી પોતે પોતાના વિશ્વાસુ પ્રધાનને રાજ્ય સોંપી પોતે તથા પોતાની પત્નિ બન્ને ગામ છોડી વનમાં વિચર્યા. ત્યાં એક સ્થળે શ્રી શંકરનું ભવ્ય મંદિર જોયું. તે સ્થળે આવી મુકામ કર્યા. ત્યાં તેણે ઘણાક દિવસ યોગ સાધી શ્રી સદાશિવને પ્રસન્ન કર્યા. પછી એક દિવસ રાત્રે સ્વપ્નાવસ્થામાં સાક્ષાત શ્રી સદાસિવ એક વૃદ્ધ બ્રાહ્મણને વેષે તેની પાસે આવીને રાજાના હાથમાં બે શ્રીફળ મુકયાં. અને કહ્યું કે–

હે રાજન્ ! આ બે શ્રીફળ લઈ તું તારે ઘેર જા. તારી રાણી

કામાવતીને બે પુત્રો થશે. અને તે પુરા પરાક્રમી ધીરધાર અને નીતિવાળાં થશે જા હવે અહિં એક ક્ષણ પણ ઉભો રહિશ નહિ. આટલું શાંભળતાંજ રાજાની આંખ ઉઘડી અને જુએ છે તો કોઇ પુરૂષને દીઠો નહિ; પણ માત્ર બે શ્રીફળ દૃષ્ટિયે પડયાં. આ ચમત્કારને ઇશ્વરી આજ્ઞા માની રાજા નગરમાં આવ્યો આ વૃત્તાંત રાણી કામાવતીને કહી સંભળાવ્યું. તેને પરમ આનંદ થયો કેટલેક દિવસે રાણી સગર્ભા થઇ અને પૂર્ણ માસે મનોહર બે પુત્ર પ્રાપ્ત થયા. કામદેવની કાંતિને પણ કલંક લગાડે તેવા જણાતા હતા. પોતાની રાણીએ બે પુત્રનો જન્મ આપ્યો જેથી આનંદની સમા રહી નહિ. બ્રાહ્મણો અને યાચકોને અખુટ ધન આપી તેમનાં મન સંતુષ્ટ કર્યાં. ઘણા વરસના બંદીજનોને મુક્ત કીધા. રાજ્યમાં હજારો ધર્માદાઓ અને પરોપકારી સ્તુતિપાત્ર કામો કર્યાં. અને પોતાની પ્રજાને ઘણીજ સુખી કરવા લાગ્યા. અમરસિંહ રાજાનો અનહદ હર્ષ જેથી દેશોદેશના રાજાઓને પણ સારો અને ઉમદા પોષાક મોકલવા લાગ્યા. બ્રાહ્મણોને બોલાવી તેમાં મોટાનું નામ કુન્દનસિંહ અને નાનાનું નામ સજ્જનસિંહ એમ બન્નેના નામ ધારણ કરાવ્યાં. કુંવરો ઉમરલાયક થયા એટલે વિદ્વાનો રાખી તેને વિદ્યાભ્યાસ કરાવવા પ્રયત્ન કર્યો. થોડી મુદતમાં તે બંને બાંધવોએ દરેક વિદ્યા, કળા અને ધનુર્વિદ્યાનો સંપૂર્ણ અભ્યાસ કરી લીધો.

દાહોલદેશના રાજા દીલીપસિંહનું અકાળ મૃત્યુ થવાથી તેનું રાજ્ય તથા તે રાજાની પુત્રી હીરાલક્ષ્મી કોઇ યોગ્ય પુરૂષને શોધી અર્પણ કરવાં તેમાં પણ રાજકુંવરી હીરાલક્ષ્મી જે પુરૂષ પસંદ કરી વરમાળ આરોપે તે જ પુરૂષ રાજ્ય ભોગવે.

એવી મતલબનો એક પત્ર મહારાજા અમરસિંહ ઉપર આવ્યો હતો જેથી તે કામ બજાવવા માટે આખા રાજ્ય મંડળમાં બીડું ફેરવ્યું. અને કહ્યું કે—મારી પ્રજામાંનો કોઇપણ મનુષ્ય દાહોલદેસની રાજકન્યા હીરાલક્ષ્મીને પરણી લાવશે તેને કન્યા તથા ત્યાંનું આખું રાજ્ય આપવામાં આવશે; તથા મારા રાજ્યમાંથી પણ અર્ધું રાજ્ય તેને મળશે. પરંતુ જો તે કામમાં નિષ્ફળ થઇ પાછો ફરશે તેને દેહાન્ત દંડની શિક્ષા કર્યા વગર છોડનાર નથી. આથી કોઇની હિમ્મત ચાલી નહિ વળી રાજાનો આગ્રહ પણ એવોજ હતો કે લીધી વાતનો અંત આણ્યોજ છુટકો. રાજકુંવરોને આ વાતની ખબર

પડતાં તેઓ એકદમ રાજસભામાં આવ્યા. પિતાજીને નમન કરી કહ્યું કે—પિતાજી ! દાહોલ દેશનું રાજ તથા રાજકન્યા લેવા સારૂ અમે જઇએ છીએ. માટે કૃપા કરી અમોને આજ્ઞા આપો. આથી તેને ઘણોજ શોક ઉત્પન્ન થયો અને બન્ને પુત્રને ગળે વળગી રૂદન કરવા લાગ્યો અને બોલ્યો કે—હે પુત્રે ! હજુ તમારી બાલ્યાવસ્થા છે હજુ તમોને અમારી છાતી આગળથી બહાર કાઢયા નથી. તે છતાં તમો આવી વિકટ વાટે જવાની હિમ્મત ભીડોછો તે મારૂં હૃદય કબુલ કરતું નથી. હું આજ્ઞા આપતો નથી. પિતાનું વચન શ્રવણ કરી શાંતતાથી કહ્યું કે—તાતો આપણ ચંદ્રવંશી ક્ષત્રી પુત્ર થઇ સુરવીર પણાના કામથી પાછા હઠી ઘરમાં બેસી રહીએ અથવા બીજાને આગળ વધતાં અટકાવ કરીએ એ આપણી યોગ્યતાને એબ લગાડેછે. ક્ષત્રીઓનો શું ધર્મ છે તે આપ સઘળા જાણો છો માટે આપ જરા વિચાર કરી જુઓ કે ત્યાં જવામાં શું હાની છે ?

કુમારોના ઉત્તમ વાક્યો શ્રવણ કરી મનના સંકલ્પને દૂર કરી શુભ મુહુર્ત જોઇ દાહોલ દેશ તરફ બન્ને રાજકુમારોને વિદાય કર્યા. રસ્તો ખેડતાં ખેડતાં કેટલાએક દિવસે દાહોલ જઇ પહોંચ્યા. દરવાજા પાસે આવતાં બે ઘડી રાત પડી ગઇ હતી.

રાજાનો એવો હુકમ હતો સુર્યાસ્ત પહેલાં બે ઘડી હોય ત્યારે શહેરના દરવાજા બંધ કરી દેવા. કારણ કે તે શહેરની આસપાસ મહા રાક્ષસી વસતી હતી. તેનો ભય એટલો બધો કે સાંઝે કોઇ પણ બહાર નિકળતુ નહિ. આ બે રાજપુત્રોએ દરવાણીને ઘણાક ધાંટા પાડયા પણ દરવાજા ઉઘાડયા નહિ. તેથી તેઓ વિચાર કરવા લાગ્યા કે — આપણે આ સ્થળમાં રહી ચાર પ્રહર રાત્રી ગાળવી પડશે તે કરતાં પાસે કોઇ જગ્યા શોધી ત્યાં રહીએ આમ એક સુંદર બગીચો શોધી સરોવરના કાંઠા ઉપરના ઝાડ તળે ઉતારો કીધો. ઘોડાને પાણી પાઇ ચારો ચંદીથી તૃપ્ત કીધો. બિછાનાં બિછાવી બન્ને ભાઇ સુવાનો વિચાર કરે છે તેવામાં ન્હાના ભાઇ સજ્જન સિંહને વિચાર ઉત્પન્ન થયો કે— વડીલભાઇ! સામી વાડીવળો કહેતો હતો કે આ સ્થળમાં રાક્ષસીનો મ્હોટો ભય છે માટે તમો સચેત રહેજો માટે આપણે વારા ફરતી જાગૃત રહી બબ્બે પ્રહરનો પહેરો ભરવો એ વધારે ઉત્તમ છે. કેમકે—

**प्रत्युत्थानं च युद्धं च संविभागं च बंधुषु,**

स्वयमाक्रम्य भुक्तं च शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥३०७॥

યોગ્ય વખતે જાગ્રણ કરવું, લઢવામાં ઉંઘોગી રહેવું, પોતાના આત્મવર્ગને યોગ્ય વિભાગ આપવો. અને પતિશ્રમ લઇ ચારે તરફથી એકઠું કરેલું અન્ન બીજાને સાથે રાખી જમવું આચાર ગુણ કુકડાના ગ્રહણ કરવા યોગ્ય છે આથી પ્રથમ કુન્દનસિંહ નિદ્રાવશ્ય થયો અને સજ્જનસિંહ હાથમાં ધનુષ્ય પર બાણ ચઢાવી સ્વસ્થ થઇ બેઠો તેટલામાં એવો ચમત્કાર બન્યો કે તે તળાવના કિનારાપર એક મોટું ગંજાવર વડનું ઝાડ છે તેના પર પોપટ માળો બાંધી રહેતો હશે. તેમ તળાવમાં કોઇ દેડકો પણ રહેતો હશે તે રાત્રિ પડવાથી દરરોજ માફક કિનારાપર બેસી ડ્રૂંડ્રૂં એવા શબ્દથી ભારી ગર્જના કરી આખું તળાવ તથા આસપાસનું આખું અરણ્ય ગજાવી મૂકતો જેથી પેલા વડના ઝાડપર રહેનાર પોપટને કંટાળો ઉપજતો હતો. તેમ તે દેડકા પ્રત્યે ક્રોધથી કહેવા લાગ્યો કે– હે દુષ્ટ ! હું આખો દિવસ ઉદર નિર્વાહ સારૂ વન ઉપવનમાં રખડી રઝળીને લોટપોટ થઇ જાઉં છું. અને વિશ્રાન્તી સારૂ જ્યારે સંધ્યાકાળે અહિં આવું છું ત્યારે તું મ્હોટા સોર બકોરથી ત્રાસ દે છે. જેથી મને મુદ્દલ નિદ્રા આવતી નથી. માટે તારી ટકીક બંધ કરે તો ઠીક. ત્યારે દેડકો બોલ્યો કે ભાઇ ! જો તને મારા અવાજથી ત્રાસ ઉપજતો હોય તો ત્હારૂં આ રહેઠાણ છોડી બીજે ઠેકાણે જઇ વસવાને કોણ અટકાવ કરે છે ? કેમકે આસપાસનું વન આપણુંજ છે. દેડકાનું વચન સાંભળી પોપટને ઘણોક ક્રોધ ચઢ્યો જેથી બોલ્યો કે હે દુષ્ટ ! આવા શબ્દો તું નથી બોલતો પણ તારા પેટમાં રહેલાં રત્નો બોલે છે શું કરૂં હું પક્ષીજાત છું જેથી મ્હારૂં કંઇ ચાલતું નથી. પરંતુ કોઇ સમયે વટેમાર્ગુ વીરપુરૂષ હોય અને તને મારે તો તેને સાત બાદશાહી ઉભી કરી શકે એવાં મુલ્યવાન ત્રણ રત્નો તારા પેટમાંથી પ્રાપ્ત થાય. તેમ તારા ત્રાસદાયક દુઃખના ટળવાથી હું પણ સુખી રહીશ. આ પ્રકારનું પોપટનું હૃદયભેદક વાક્ય સાંભળી દેડકો બોલ્યો કે હે પાપી ? તું મારાં છિદ્રો ખોલી નિશ્ચિંતપણે સુખે રહીશ એમ ધારજેજ નહિ " હણતાને હણિએ તેનો પાપ દોષ ન ગણીએ. " એ કહેવત અનુસાર બોલીશ તો ઇશ્વરનો ગુન્હેગાર ઠરીશ નહિ. હે પોપટ ! તને મારીને જો કોઇ તારા શરીરના માંસને ભક્ષણ કરશે તો તે પુરૂષ નક્કી આનર્તનો અધિપતિ થશે. અને જે તારા મસ્તકનો

ભાગ ખાશે તે બાર વર્ષ પર્યંત અનેક સંકટો ભોગવશે. પરંતુ તુંને મારનારેજ તે મુંડી ખાવી જોઇએ. નહિતર ધડનો ખાનાર રાજા થશે નહિ. આ પ્રકારનું બન્નેનું બોલવું પુરૂં થયું. કે લાગતો સજ્જનસિંહ ભાથામાંથી બે તિક્ષણ બાણ કાઢી તે બન્ને તરફ ફેંકયાં કે તરતજ તેઓ પ્રાણ મુક્ત થયા. પહેલાં દેડકાનું પેટ ચીરી તેમાંથી ત્રણ રત્ન કાઢી લઇ પાણીથી ધોઇ સાફ કરી યત્નથી પછેડીને છેડે બાંધી લીધાં. પછી પેલા પોપટનું માંસ પકવકરવાને અગ્નિ પ્રદિપ્ત કરી તેમાં પકવ્યું અને વિચાર કરવા લગ્યો કે અમો બન્ને બાંધવો દાહોલ દેશની રાજકન્યા હીરાલક્ષ્મીને સંપાદન કરવા તથા રાજ્ય મેળળવવાને સારૂ અહિં આવ્યા છીએ. માટે આ પક્ષીનું માંસ ભક્ષણ તો કરવુંજ જોઇએ. પણ જો હું તેના આખા-શરીરનું માંસ ભક્ષણ કરી આખા દેશનો અધિપતિ થયો તો મારા વડિલ બાંધવને મેં સંકટમાં નાંખ્યો એમ કહેવાશે. વળી શાસ્ત્રમાં પણ " ज्येष्ठ भ्राता पितुः समः " તેથી વડિલને મુકી હું રાજ્યનો અધિપતિ થાઉં એ ઘણુંજ અયુક્ત છે. સજ્જન પુરૂષના જે નિયમ છે તે મારે અવશ્ય ધ્યાનમાં લેવાજ જોઇએ.

किमत्र चित्रं यत्सन्तः परानुग्रहतत्पराः ।
नहि स्वदेह शैत्याय जायते चन्दनद्रुमाः ॥२०८॥

સત્પુરૂષો પરજનને અનુગ્ર કરવામાં તત્પર થાય તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી કારણ કે, ચંદનના વૃક્ષો પોતાને શિતળતા કરવાને થતાં નથી. ( અર્થાત્ પરાનુગ્રહને માટેજ થાય છે )

વડિલ બાંધવને ત્યજી હું રાજ્યનો અધિપતિ બનુ એ ખરેખર અયોગ્યેજ હું કદિ પોપટની મુંડી ખાઇશતો મારે દુઃખ તો ભોગાવુંજ પડશે પરંતુ " જીવતો નર ભદ્રા પામશે ' એ કહેવત અનુસાર કોઇ દિવસ પણ સુખ પ્રાપ્ત થશે.

। सकृत्कन्दु कपालेनोत्पतत्यार्यः पतन्नपि ।

ભાવાર્થ—કદિ ઉત્તમ પુરૂષ દડાની પેઠે એકવાર પડતો પાછો તરત ઉન્નત થાય છે.

રાજ્યના લોભથી કેટલાએક રાજકુમારો પોતાના પિતાને અથવા મ્હોટા ભાઇને પણ મારી પડે છે તો અન્યનો નાશ કેમ ન કરે?

राजपुत्रा मदोद्भूता गजा इव निरंकुशाः ।
पितरञ्चापि निघ्नन्ति भ्रातरं त्वितरं न किम् ॥२०९॥

નિરંકુશ હાથના મદમત્ત થયેલા અને મર્યાદા રહિત રાજપુત્રો જ્યારે પિતાનો અને ભાઇનો નાશ કરે છે ત્યારે બીજાનો શા માટે નાશ કરે નહિ ?

વળી પંડિતોનું વાક્ય છે કે રાજ્યનો અધિકાર પાટવી કુંવરનો છે ન્હાનાભાઇનો નથી તો હું અજ્ઞાન થઇ શાસ્ત્રના ઉપર પગ મૂકું એમાં કેવળ મારી મૂર્ખાઇ ગણાશે. આમ મારી પોપટનું પરિપકવ માંસ હતું તેમાંથી મુંડીનો ભાગ પોતે ભક્ષણ કરી ધડનો ભાગ સંપૂર્ણ પોતાના વડિલ બંધુ કુન્દનસિંહ સારૂ રાખી મૂકયો થોડીવારે કુન્દનસિંહને જાગૃત કરી કહ્યું કે–ભાઇ! આ એક પોપટ મારી પરિપકવ કરી નાખ્યો છે તે માંસનું ભક્ષણ કરી પાણી પીવો જેથી ઉદરનો જઠરાગ્નિ કંઇક શાન્ત થાય કેમકે આપણને શહેરમાં જવાનો આજે યોગ્ય બન્યો નથી તેથી આખા દિવસના ક્ષુધાતુર છીએ કુન્દનસિંહે પોપટના માંસનું ભક્ષણ કરી સજ્જનસિંહને નિદ્રા કરવાની રજા આપી અને પોતે જાગૃત થઇ બેઠો એટલામાં બીજો એક એવો ચમત્કાર બન્યો કે તેજ વનમાં રહેનાર એક મ્હોટો ફણિધર નાગ હમેશાં તેજ તળાવના તટપર ચારો કરવા આવતો તે પેલા દેડકાના પેટમાંનાં રત્નના ઉજાસથી આખું વન પ્રકાશિત થઇ રહેતું તેના યોગે હમેશાં ચારો કરે. એ પ્રમાણે ઘણા દિવસથી ચાલતું હતું તેજ પ્રમાણે આજ પણ ચારો કરવાને તે સ્થળપર આવ્યો અને જુએ છે તો અંધારૂં માલુમ પડયું. તેમ તેની ગર્જનાનો શબ્દ પણ સાંભળવામાં આવ્યો નહિ. પછી ચારે તરફ નજર ફેરવી જોયું તો નજીક દેડકાને મારી નાખ્યાની નિશાનીમાં તેનાં ઝીણાં ઝીણી અસ્થિ દષ્ટિયે પડયાં આ જોઇ સર્પને અતિશય ક્રોધ ચઢયો અને વિચાર કરવા લાગ્યો કે મ્હારા મિત્રને કોઇ દુષ્ટે મારી નાખ્યો છે, માટે મ્હારે તેનુ વૈર લેવું પછી આમ તેમ ચારે તરફ દષ્ટિ ફેરવે છે એટલામાં તેની નજર જ્યાં રાજ્યપુત્ર સજ્જનસિંહ નિદ્રાવશ થયો છે ત્યાં ગઇ કે આ મનુષ્ય વગર અત્રે બીજો કોઇ દેખવામાં આવતો નથી માટે એણેજ માર્યો છે એવોજ નિશ્ચય કરી તેના જમણા પગે દંશ કરી પોતાને સ્થાને જતો રહ્યો. સજ્જનસિંહ બિછાના પરજ મરણ પામ્યો.

પ્રાતઃકાલે કુન્દનસિંહે સજ્જનસિંહને જાગ્રત કરવા ઘણાજ ઘાંટા પાડયા પણ ઉઠયો નહી પછી પાસે આવી તેને સારી પેઠે

ઢંઢોળીને જુવે છે કે તે પોતે મરણ પામેલો જોયો ત્યારે તે ધ્રુસકે ધ્રુસકે રૂદન કરવા લાગ્યો. અહિં તે બિચારાને હિમ્મત આપી છાનો પણ કોણ રાખે આખરે તે બિચારે પોતાનું રૂદન મુકી દીધું. અને વિચાર કરવા લાગ્યો કે હવે શોક કરવાથી શું ફળ ? આ સ્થળે ઈશ્વર સિવાય ધીરજ આપનાર મારો અંગીભૂત બીજો કોઈ નથી, આમ મનમાં જ્ઞાન લાવી વિવેક બુદ્ધિથી પ્રેતને અગ્નિસંસ્કાર કરવા કાષ્ટ વગેરે સામાન લેવા શહેર તરફ ચાલ્યો.

રાજકન્યાના સ્વયંવરના સામારંભની ધામધુમ ચાલતી રહી હતી તે જોવા સારૂ દેશપરદેશના લાખો મનુષ્યોની મેદની મળેલી તથા કોઈ પણ જોઈતી વસ્તુ બજારમાંથી મળી શકી નહિ આખરે વિચાર કર્યો કે ઘેરથી બીડુ ઝડપી આ રાજ્યકન્યા તથા રાજ્ય સંપાદન કરવા સારૂં બન્ને ભાઈ મહાકષ્ટથી અત્રે આવેલા તેમાં મારો ન્હાનો ભાઈ મરણ પામ્યો. હવે તે આશા તો રહી નથી, માટે આવા પડતા સમયમાં રાજકન્યા પ્રાપ્ત થાય એ આશા બાંધવી વ્યર્થ છે. તેમજ હું જે પ્રતિજ્ઞા પાળવા મ્હોટી હોસથી અત્રે આવ્યો તે હોંસ પણ મનમાંજ રહી ગઈ. હવે જે બને તે ખરૂં પછી પોતે પણ જોવાને સારૂ માણસોની ગર્દીમાં જઈ ઉભો રહ્યો. એકતો અજાણ્યો, કોઈ કોઈની ઓળખાણ મળે નહિ. તેમ ઘણા ગાઉની વાટે ચાલી આવતાં તાપ તડકો લાગવાથી શરીરનો રંગ પણ બદલાઈ ગયેલો. તેમાં વળી અધુરામાં પૂરો પોતાનો ભાઈ મરણ પામ્યાનો અપાર શોક તેથી રાજ્યવંશી છે તે પણ જાણી શકવું મુસ્કેલ. તેથી બેસવા લાયક સ્થાનક પણ ક્યાંથી મળે ? પછી કેટલાએક મધ્યમ વર્ગના મનુષ્યો ઉભા હતા. તે ઠેકાણે તે પણ જઈને ઉભો રહ્યો. સ્વયંવરના મુહુર્તનો વખત થયો કે સુવર્ણમય મંડપમાં નાના પ્રકારના વાદિત્રોનો મનોહર નાદ થવા લાગ્યા અને રાજકન્યા હીરાલક્ષ્મી પોતાના શરીર ઉપર સોળેશણગાર ધારણ કરી ઉત્તમ રીતે શણગારેલી હસ્તિણી ઉપર અંબાડીમાં બેસી કેટલીક દાસીઓના મધ્ય ભાગમાં જ્યાં દેશદેશના રાજા સામંતો અને સરદારો કુ મળી હતી તે રસ્તે થઈ આવતાં દૂરથી સર્વની દષ્ટિ રાજકન્યા ઉપર પડી હાથણી પોતાની સુંઢમાં સોહેરાવેલ સુશોભિત વરમાલને ઝુલાવતી ચારે તરફ ફરવા લાગી. તે સ્થળે અનેક દેશના રાજાઓ અને રાજકુમારો રત્નજડિત આભુષણોથી શોભિત લખલખિત સુંદર આ-

સનેપર વિરાજી રહેલા તથાપિ કોઇના તરફ દૃષ્ટિ નહિ કરતાં જે સ્થળે પેલો મેલો ઘેલો ઉદાસિ ચહેરે ઉમરાવતીનો રાજકુમાર કુન્દનસિંહ ઉભો હતો તે સ્થળે સુંઢથી માણસોને દૂર કરતી તેની સમીપ આવાને હલી રહી કે તુરત તે રાજકુંવરીએ તેને સોના રૂપાના ફુલથી વધાવ્યો એટલે હાથણીએ સુંઢમાં રાખેલી વરમાળ તેના કંઠમાં આરો પણ કરી આવો માંગલીક સમય જોઈ પ્રધાન, મંત્રી તથા શહેરની સઘળી પ્રજાએ વિજય વિજયની ધ્વનીથી તેનાપર પુષ્પની વૃષ્ટી કરી પછી તેની પાસે આવી મોટા સત્કારથી ગજેન્દ્ર ઉપર બેસાડી મોટી ધામધુમથી રાજકચેરીમાં લઇ જઈ આમણીત નક્ષત્રનું મુહુર્ત સાધી મંત્ર પુષ્પાંજલીથી અભિષેક કરી મ્હોટા મહોત્સવથી તેને સિંહાસનપર બેસાડ્યો. અને હીરા લક્ષ્મીનાં ઘડીયાં લગ્ન લઇ તેની સાથે લગ્ન કર્યાં કુન્દનસિંહ રાજ્ય વહિવટ કર્યાથી તે સજ્જનસિંહને સાવ વિસરી ગયો.

માટે હે ભોજ ? આપ વિચાર કરો કે સુખ મળવાથી પૂર્વના દુઃખ પણ ભુલઇ જાય છે ત્યારે ગુણનો અંશ પણ યાદ કેમ આવે

**अयः पिण्ड इवोत्तप्ते खलानां हृदये क्षणात् ।**
**पतिता एव नश्यन्ति गुणास्तोयकणा इव ॥ ३१० ॥**

તપેલાં લોઢના ગોળા ઉપર જેમ જળનાં ટીપાં નાશ પામી જાય છે તેમ દુર્જન પુરૂષોના હૃદયમાં આવેલા ગુણ ક્ષણવારમાં નાશ પામે છે.

ભોજે કહ્યું કે તે ખરૂં છે પણ મારા તરફથી આ જીંદગી છે ત્યાં સુધી તેમ બનશે નહિ મરણ પામેલા સજ્જનસિંહની શું હકિકત બની તે વાત મને પુરી કહો.

હજુરીએ વાર્તા કહેવી શરૂ કરી.

સજ્જનસિંહ બાગમાં પ્રેતરૂપે પડેલો અને પાસે બન્ને અશ્વો બાંધેલા હતા. તે દરમ્યાન શંકર અને પાર્વતીનો આકાશ માર્ગે રથ ચાલતાં મરણ પામેલા સજ્જનસિંહ તરફ જગ્ગજ્જનની પાર્વતીની દૃષ્ટિ ગઇ. એટલે સાક્ષાત શંકર પ્રત્યે કહેવા લગ્યા કે પ્રાણવલ્લભ ! આ તમારા ભકત પુત્ર છે તેને આપે જીવિતદાન આપવું જોઇએ. પછી શ્રી સદાશિવની કૃપાદૃષ્ટીથી સજ્જનસિંહ આળસ મરડતો થયો. એટલે ઇશ્વર પારવતી અદૃશ્ય થઇ કૈલાસમાં ગયાં.

સજ્જનસિંહ બેઠો ચારે બાજુ જુએ છે તો પોતાના બે

ઘોડા માત્ર બાંધેલા દીઠા. પરંતુ પોતાના ભાઇ કુન્દનસિંહ દૃષ્ટિએ પડયો નહિ. આસપાસ ઘણી શોધ કરી બહુ વાટ જોઇ પણ કોઇ સ્થળે તેનો પત્તો નહિ લાગવાથી નિરાશ થઇ બન્ને ઘોડાને સાથે લઇ શહેર તરફ જવા નિકળ્યો. તો તે દિવસે પણ દરવાજા બંધ દીઠા તેથી દરવાજા પાસે એક શંકરના દેવાલય હતું ત્યાં જઇ મુકામ કર્યો. પછવાડે શાલ્મીલીના વૃક્ષ સાથે બન્ને ઘોડા બાંધી ધનુષ્યપર બાણ ચઢાવી જાગૃત બેઠો બે ત્રણ દિવસની ક્ષુધા તથા ઉજાગરા તેથી મધ્ય રાત્રીના સમયમાં તેને સહેજ નિદ્રાનું ઝોકું આવી ગયું. તેટલામાં અરણ્યમાંથી રાક્ષસી આવી પહોંચી તે તરતજ બન્ને ઘોડાનું ભક્ષણ કરી ગઇ. તે પોતા તરફ આવે છે એમ જાણ્યું કે તુરત બાણ મારી તેનું મસ્તક વિંધી નાખી નિર્ભયપણે લાંબી સેડ તાણી સુઇ રહ્યો.

પ્રભાતનો સમય થવા લાગ્યો. તેવામાં દરબારના ઘોડાની પાયગામાના કેટલાએક ચાકરો ઘાસ લેવા સારૂ દરવાજા ઉઘાડી બહાર નિકળ્યા. તે જુએ છે તો રસ્તા વચ્ચે ભિંતની ઓસાલે પેલી વિકાળ રાક્ષસી મૃતકરૂપે પડેલી હતી પરંતુ તે મરણ પામેલી છે એવી તેઓને ખબર નહોતી તેથી ભયભીત થઇ પાછે પગે જઇ દૂર ઉભા રહ્યા. પછી બરાબર જુએ છે તો તેને મરણ પામેલી દીઠી. આ અચંબો જોઇ સર્વેજણા કહેવા લાગ્યા કે આ દેવળમાં કોઇ પુરૂષ સુતો છે. તેણે આ રાક્ષસીને મારી હશે માટે આપણા તેનો વધ કરીયે તો રાક્ષસી માર્યાનો શિરપાવ રાજા તરફથી આપણને મળે. આ પ્રકારનો તે ઘાસ લેવા જનાર ચાકરોએ એક સંપથી મનસુબો ઉઠાવી દેવળમાં જઇ પેલા સજ્જનસિંહને નિદ્રામાં હથિયારથી પુષ્કળ માર મારી ઘાયલ કર્યો અને તેના હાથપગ બાંધી એક ખાડામાં નાખી દીધો. સર્વના મનમાં એવું કે હવે એ મૂર્છિત પામેલો મરી ગયો હશે. એમ સમજી ઘાસ લેવા જવાનું માંડી વાળી પાછા દરબારમાં જઇ ' અમોએ રાક્ષસી મારી ' એવી વધામણીના સમાચાર રાજા કુન્દનસિંહ આગળ વિદીત કર્યા.

રાજા બહુ પ્રસન્ન થયા. પેલી મરણ પામેલી રાક્ષસીને જોવા સારૂ થોડાં માણસો સાથે ચડી સ્વારીથી દરવાજા બહાર આવ્યા. અને રાક્ષસી મરણ પામેલી જોઇ. તેથી રાજાએ જાણ્યું કે ખરેખર રાક્ષસીને ઘાસવાળાએજ મારી છે. એમ ધારી તેને સારો શિરપાવ આપ્યો. અને સારી નોકરીની જગ્યા પણ આપી.

સજ્જનસિંહજીને ઘાયલ કરી શિવના મંદિર પાછળ હાથ પગ બાંધી ખાડામાં નાંખી દિધેલો ઘણીજ વેદનાથી ઝુરતો હતો તેવામાં પવિત્ર અને નિર્ધન એવો એક બ્રાહ્મણ ગંગાપરથી સ્નાન કરી શિવની પૂજા કરવા આવ્યો હતો. તેની દૃષ્ટિ પેલા રૂદન કરનાર સજ્જનસિંહ ની ઉપર ગઇ કે તુરત તેની પાસે ગયો. અને પુછયું હે ભાઇ ! તું કોણ છો ? કયાં રહે છે અને આ દશાને પાત્ર થવાનું કારણ શું ? મારા હાથ પગથી દુશ્મનોએ વેષ્ટિત કરેલો છે. તેથી કષ્ટ પામું છું. માટે આપ મને બંધનથી મુક્ત કરો. તો મારાથી તમોને સર્વ હકિકત કહી શકાશે પછી પેલા બ્રાહ્મણે તેને છુટો કર્યો ને જુએ છે તો તેના શરીર ઉપર જખમો દિઠા. સજ્જનસિંહે પોતાની પછેડીને છેડે જે ત્રણ રત્નો બાંધી રાખ્યાં હતાં તેમાંથી એક રત્ન તે બ્રાહ્મણને આપ્યું. અને કહ્યું કે આ રત્ન ઘણી કિંમતનું છે તેનાં તમને જેટલાં માગશો તેટલાં નાણાં મળશે. વળી તમો મને તમારે ઘેર લઇ જઇ મારી સારવાર સારી રીતે કરશો તો હું તમારો મ્હોટો ઉપકાર માનીશ. ઉપરાંત આપનો ગુણ હું કદિ વિસરીશ નહિ. આ રત્નો, તમો કોઇ શાહુકારને ઘેર ગીરવી મુકી તે ઉપર અમુક ધન લાવો અને તેમાંથી જરૂર જુગ પૈસા વાપરી મારા શરીરના રક્ષણ માટે ઘટતા ઉપાય કરો. વળી તમારા ઘર ખર્ચમાં પણ મારાજ પૈસા વાપરજો. એ વિષે પણ મારી સદર પરવાનગી છે. સજ્જનસિંહનું બોલવુ શ્રવણ કરી બ્રાહ્મણ ખુશી થયો. અતિ આદરથી પોતાને ઘેર લઇ ગયો. પોતાની સ્ત્રીને સઘળી વાત કહી. રાજકુમારે જે રત્ન આપેલું તે પણ તેને બતાવ્યું. રાજકુમારને રહેવા માટે જુદુ મકાન આપ્યું. બ્રાહ્મણ રત્નને લઇ બજારમાં ગયો ત્યાં નામીચો અને શ્રીમંત એવો ધનપાળશાહ વસતો હતો તેને ઘેરથી એક હજાર મહોર લઇ રત્ન ગીરવી મુક્યું. પોતે ઘેર આવ્યો. સજ્જનસિંહના શરીર ઉપરના ઘા તમામ સાફ કરી પાટા પીંડીથી રૂઝવી દીધા. પછી રાજકુમાર સજ્જનસિંહે પોતાની આંગળીએ પહેરેલી હીરાની વીંટી કહાડી બ્રાહ્મણના હાથમાં આપી કહ્યું કે આ વિંટી બજારમાં વેચી તેના દામ આવે તે ધનપાળશાહને ત્યાં વ્યાજનાં વ્યાજ સુદ્ધાં ચુકાવી આપી આપણું ગીરવી મુકેલું રત્ન આપણે ઘેર પાછું લઇ આવો પછી તે બ્રાહ્મણે વીંટી બજારમાં વેચી અને મોહોરો લઇ ધનપાળશાહને ઘેર ગયો અને કહ્યું કે—શેઠજી ! તમારી પાસે રત્ન ગીરવી

મુકી અમોએ ઉચક મ્હોરો ઉપાડી હતી તે મહોરો વ્યાજ શુદ્ધાં ચુકાવી લઇ અમોને અમારૂં રત્ન હવાલે કરો. આ સાંભળી ધનપાળશાહ રત્ન પચાવી પાડવાના લોભથી રાતો તાતો થઇ બ્રાહ્મણને કહેવા લાગ્યો કે મહારાજ ! તમો બહુ શાણા દેખાઓ છો તમોએ અમને તે રત્ન વેચાણ કરી આપ્યું છે છતાં આજ તમો ગીરવીનું બહાનું કાઢી લઇ ગયેલી રકમ પાછી આપવા આવ્યા છો તે અહિં ચાલશે નહિ. માટે ભલા થઇને લાજ આબરૂમાં પાછા ચાલ્યા જાઓ નહિ તો અહિં જોવા જેવું થશે. પછી અમારો દોષ કહાડશો. ધનપાળ–શાહનું આ પ્રકારનું જુઠાણું સાંભળી બ્રાહ્મણ તો કહેવા લાગ્યો કે–તમો શાહુકાર થઇ આવી દુષ્ટબુદ્ધિ કરી મારા ગરીબની મૂલ્યવાન્ મિલ્કતને શોક કરવા ધારો છો તે કદિ પણ પચનાર નથી. તમારૂં ઇશ્વર કદિ ભલું કરનાર નથી. રત્નનો લોભ મુકી તમારાં નાણાં ચુકવી લઇ મને મારી મિલ્કત સોંપી દ્યો. ઘણા ઘણા ઉપાયો કર્યા પણ વાણીએ નહિ ગણકારતાં તે બ્રાહ્મણનો ઘણો તિરસ્કાર કરી સિપાઇ પાસે ધક્કા મરાવી કહાડી મૂકયો. બ્રાહ્મણે ઘેર આવી આ સઘળી વાત રાજકુમારને કહી બીજે દિવસે સજ્જનસિંહે ધનપાળશાહને ત્યાં આવીને કહ્યું કે તમો આબરૂદાર સરાફ થઇને પારકો માલ ખાઇ જવાની દાનત રાખો છો એ તમારી શાહુકારીને કલંક લગાડો છો માટે જે રત્ન તમોને સોંપવામાં આવ્યું છે તે રત્ન તમારાં વ્યાજનાં વ્યાજ સહિત ચૂકાવી અમારી મિલ્કત અમારા સ્વાધીનમાં કરો. શાહુકાર મનમાં સમજ્યો કે એ રત્ન બ્રાહ્મણનું નહિ પણ આ કોઇ રાજવંશી પુરૂષનું છે. માટે આની સાથે લબાડી વેડા કરવાથી રત્ન નહિ પચતાં પ્રતિષ્ઠા ગુમાવીશું. માટે કંઇ બીજી યુક્તિ કરવી. પછી સજ્જનસિંહ પ્રત્યે બોલ્યો કે મહારાજ ! હું એવો લોભીષ્ટ મનુષ્ય નથી કે પારકી મિલ્કત દબાવી મારી આબરૂ ગુમાવું. સહેજ મહારાજ સાથે હસવું કર્યું તેટલામાં મહારાજ તમારી પાસે આવ્યા. શું એ રત્ન તમારૂં છે ! સજ્જનસિંહે કહ્યું. હા ! હું આભારી હતો તેથી બ્રાહ્મણની મારફત રત્ન મોકલી હજાર મોર મંગાવી હતી. આ સાંભળી ધનપાળશાહ બોલ્યા ધન્ય ભાગ્ય અમારાં કે નિમિત્તે આપ સરખાનાં દર્શન થયાં, અમારૂં ઘર પાવન કર્યું. આજે મહેરબાની કરી સેવકના ઘરની મિજબાની કબુલ કરી તમારૂં રત્ન લઇ તમારે મુકામે પધારશો. એટલી હું આજ્ઞા માગું છું. પરંતુ તેનું કહેવું તેને માન્યું નહિ તોપણ આગ્રહ કરી પાનસોપારીને બહાને સજ્જનસિંહને પોતા-

-ના ઘરના ત્રીજા માળ ઉપર તેડી ગયો. ત્યાં ચાકરોને સાનથી સમજાવી દીધા, કે એકદમ તેને બંદીવાન બનાવી કોટડીમાં પૂરી દીધો. પછી પેલા નીચે બેસાડેલા બ્રાહ્મણને કહ્યું કે શેઠ પાછલે રસ્તે થઇ મુકામપર ગયા. અને તમને બોલાવ્યા છે માટે આપ ઘેર પધારો આ રીતે છળભેદ રચી બ્રહ્મણ તથા રાજકુમારને ઠગ્યા. દુર્જન પુરૂષનાં લક્ષણ કેવાં હોય છે તે કોઇ જાણી શકતું નથી.

तक्षकस्य बिषंदन्ते माक्षिकाया विषं शिरं ॥
वृश्चिकस्य विषं पुच्छं सर्वांगे दुर्जनो विषं ॥३११॥

તક્ષક ( નાગ ) ના દાંતને વિષે, માખીના મસ્તકને વિષે, અને વિંછીના પુંછડાંને વિષે ઝેર રહે છે પરંતુ દુર્જન મનુષ્યતો આખા શરીરે ઝેર રૂપ હોય છે માટે તેનો સંગ ભૂલે ચૂકે કદિ પણ કરવો નહિ. પેલા બ્રાહ્મણે ઘેર જઇ તપાસ કરી તો રાત્રિ સુધિ રાજકુમારનો પત્તો લાગ્યો નહિ. બ્રાહ્મણ બિચારો મનમાં સમજ્યો કે વાણીયે કપટ કર્યું પણ પોતે મોટાની સાથે શું કરી શકે ? તેથી પોતાને ઘેર છાનોમાનો બેસી રહ્યો.

રાજા કુન્દનસિંહની રાણી હીરાલક્ષ્મીને અમુલ્ય રત્નોનો હાર જડાવવા માટે રત્નોના શોધ કરી તેમાં ધનપાળશાહનું રત્ન રાણીને બહુ પસંદ પડયું તેથી એ જાતનાં બીજાં રત્નો લાવી આપવા ધનપાળશાહને ફરજીયાત હુકમ થયો. આથી તેઓ વિચારમાં પડયા. ઘેર આવી સજ્જનસિંહને દિવાનખાનામાં બોલાવી ધમકી આપીને કહ્યું કે તારી પાસે બીજાં પણ રત્નો છે તે કહાડી આપ. એમ કહી સખત માર મારી તેનાં સાંચવી રાખેલાં બે રત્ન કઢાવી પોતાને હસ્તગત કર્યાં. બાદ રાજાને તે ત્રણ રત્ન આપી આવ્યો. પછી છ રત્નો મેળવવા સારૂ ઘણા ઉપાય કર્યા પણ તેની પાસે નહિ તે કયાંથી મળે ? તેની જડતી લીધી તો અમૂલ્ય હીરાઓ નિકળ્યા. તે પણ કબજે કર્યા. પછી તેને ઝવેરીએ કહ્યું આવાં રત્નો કયાં મળે છે. તે કહે. સજ્જનસિંહ બોલ્યો કે—તુર્કસ્થાનના પશ્ચિમ કિનારા પર એક બેટ છે ત્યાં મળી આવે છે. આ સાંભળી શાહુકારે રાજા પાસે જઇને છ મહિનાની મુદ્દત માગી લીધી. અને ઘેર આવી પોતાના મુનીમને કેટલોક માલ આપી રત્નો લેવા પરબંદર જવાને હુકમ કર્યો. એટલે તેણે શેઠનું વહાણ તૈયાર કરાવી તેમાં માલ ભરી ચાલવાની તૈયારી કરી તે સમયે વહાણના ખલાસી લોકોયે

કહ્યું કે તે તરફ જતા રસ્તામાં આગળ એક દેવીની જગ્યા આવે તે ઠેકાણે મનુષ્યનું બળીદાન આપ્યા શિવાય એકદમ આગળ વધી શકાતું નથી. માટે બળીદાન દેવાને એક મનુષ્ય સાથે રાખવો જોઇએ ખારવા લોકોની આ હકિકત શેઠ આગળ કહી સંભળાવી એટલે બોલ્યો કે—આપણા ઘરમાં કેદી કરી રાખ્યો છે તેને સાથે તેડી જાઓ. પછી મુનીમે સજ્જનસિંહને સાથે લીધો અને પોતે વહાણમાં સવાર થઇ વહાણને હંકારવાને આજ્ઞા કરી કે વહાણ ચાલ્યાં પણ ઇશ્વરને કર્ત્તવ્ય વસ્તુ છે તેથી જે દેવીની જગ્યા આગળ થઇ વહાણને જવાનો રસ્તો હતો તે રસ્તો ચૂકી જઇ શાહ જહાંનપૂર નામના બંદર તરફનો રસ્તો પકડયો. ને થોડે દિવસે તે વહાણ તે બંદર આગળ આવી પહોંચ્યું. સારૂં બંદર અને લાખો રૂપિયાનો વહેપાર ચાલતો જોઈ તે સ્થળે વહાણને લંગરવાર કર્યું પછી મુનીમે વહાણમાંથી કિનારે ઉતરી નગરમાં પ્રવેશ કર્યો અને રહેવા સારૂ એક સુંદર જગ્યા શોધી કહાડી અને ત્યાં મુકામ કર્યો. અને બાકીના ખારવા વગેરે લોકો વહાણપર રહ્યા. પછી મુનીમે પોતાના દેશથી આણેલો સર્વ માલ વહેંચી દીધો. અને રત્નની શોધ કરવા લાગ્યો.

બંદરની સામેજ ત્યાંના રાજા રાજસિંહનો મહેલ હતો તેને એક રૂપસુંદરી નામની રાજકુંવરી હતી. એ કુંવરી વર વરવાને લાયક થયેલી પરંતુ તેણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે જે પુરૂષ દીપક રાગ ગાઇ દીવા પ્રદીપ્ત કરે તેની સાથે લગ્ન કરવું. આ બાબતની કોઇની ખબર નહોતી એક દિવસ સંધ્યાકાળના સમયમાં સજ્જનસિંહ વહાણના તુતક ઉપર બેસી પોતાના મનમાં અનેક વિચારોનું સ્મરણ કરી ઇશ્વરના ગુણાનુવાદ ગાતો સંધ્યાકાળના સમયને અનુસરતો પોતાપર પડેલાં હજારો દુઃખોને વીસારી નાખી દીપક રાગનું મધુર સ્વરથી ગાયન કરવા લાગ્યો. કે તુરત આસપાસનાં વહાણો તથા ઘરોના દિપક પ્રકાશિત થયા. તેજ માફક જે મહેલમાં રાજકન્યા રૂપસુંદરી રહેતી હતી તે મહેલના પણ દીપક આપોઆપ પ્રકાશિત થઇ ગયા. આ દેખાવ જોઈ રાજકન્યા ચકિત થઇ પોતાના મન સાથે કહેવા લાગી કે મારી પ્રતિજ્ઞા પ્રમાણે ઇશ્વરે મ્હારે સારૂં ભર્તાર મોકલી દીધો છે. પરંતુ તેનો શોધ કેવે પ્રકારે લાગશે એની ચિંતા કરતી મહેલની અગાસી ઉપર ચઢી અને જે તરફથી ગાયનનો અવાજ આવતો હતો તે તરફ કાન દીધા તો

મહેલની નીચે કીનારા પર જે વહાણ લંગરવાર થયેલું છે ત્યાંથી આવતો માલુમ પડયો. પછી પોતાની દાસીઓમાંની એક વૃદ્ધ અને મહા ચતુર પ્રેમલતા નામની દાસી હતી. તેને બોલાવી કહ્યું કે આપણા મહેલની નીચે કીનારા પર જે વહાણ છીપેલું છે તે વહાણમાં કોઇ પુરૂષ સુંદર ગાયન ગાય છે તે કોણ ? અને કયા ગામનો છે તેની પકી તજવીજ કરી મને કહે. તે સાંભળી દાસી વહાણપર જઇ ચોકસી કરવા લાગી. અને પૂછયું. પણ અમુક માણસે ગાયન કર્યું એવું કોઇ પણ ખારવા કે ખલાસીયે કબુલ કર્યું નહિં કારણ અહિંના રાજાની રીતભાત તથા કાયદા કાનુનની કોઇને ખબર નહોતી. વળી તેઓ પોતાના મનમાં એવું ધારવા લાગ્યા કે ગાયન કરવાની અહિંયાં સખ્ત મનાઇ હશે છતાં આ નિરપરાધી માણસે ગાયન કર્યું છે તેથી તેને પકડી કેદ કરશે તો આપણે શેઠના ગુન્હેગાર ઠરશું. દાસીએ આજુબાજુ ઘણી તજવીજ કરી પણ પત્તો નહિં લાગવાથી છેવટ થાકીને રૂપસુંદરી પાસે ગઇ. અને કહ્યું કે ત્યાં કંઇ પત્તો લાગ્યો નહિ. પછી તેણે પોતાના પિતા જે રાજસિંહ તેમને પોતાનો મનગમતો ભર્તાર અત્રે આવ્યો છે તેની શોધ કરાવી મારાં લગ્ન તેની સાથે મેળવી આપો એવો પત્ર લખી દાસી સાથે મોકલ્યો. પત્ર વાંચતાંને વાર રાજકન્યાને પોતાની પાસે બોલાવી પૂછ્યું કે બહેન ! તારો મનમાનીતો ભર્તાર કયે ઠેકાણે છે ? ને તેના નામ ઠામ અને ગામની ખબર હોય તો અમને વિદિત કર. ત્યારે કન્યા બોલી—પિતાજી તેની મને કંઇ ખબર નથી. પરંતુ જે રીતનો વર મેળવવા મેં પ્રતિજ્ઞા લીધી છે, તેજ પ્રમાણે ગઇ કાલ 'સંધ્યાકાળના સમયમાં મારા મહેલની નીચે પરદેશથી આવેલું એક મ્હોટું વહાણ લંગરાયું છે, તેમાંના કોઇ મનુષ્યે સુંદર ગાયન કર્યું કે જેના યોગથી મ્હારા મેલના સઘળા દીપકો એકદમ પ્રકાશિત થઇ ગયા. તે ઉપરથી મને નિશ્ચય થયો છે કે જે પુરૂષે એ દિપક રાગ ગાયો તે મહા ચતુર અને પ્રતાપિ હોવો જોઇએ. એણે જે વખતે દીપક રાગ ગાવો શરૂ કીધો ત્યારથીજ એ પુરૂષમાં મારૂં ચિત્ત આકર્ષિત થઇ રહ્યું છે. વળી હે તાત ! મારી પ્રતિજ્ઞા એવીજ છે માટે ગમે તેવો હોય તો પણ મારા મસ્તકનું ઢાંકણુ તો એજ નર છે. વાસ્તે મારા પતિની શોધ કરવી. પછી વહાણના માલીક ધનપાળ શાહના મુનીમને રાજાએ બોલાવી કહ્યું કે—મારી રાજકન્યાની પ્રતિજ્ઞા પ્રમાણે

તમારા વહાણ મોહેના કોઇ પુરૂષે દીપક રાગનું ગઇ કાલે ગાયન કર્યું તેથી આખા મહેલમાં દીપકનો પ્રકાશ થઇ ગયો. તેથી તે પુરૂષને મારી રાજકન્યા રૂપસુંદરી તથા સહસ્ત્ર રત્નોનો સુંદર હાર પહેરામણીમાં આપવાનો મારો નિશ્ચય છે માટે તે પુરૂષને લાવી મારી હજુરમાં રજુ કરો કે હું તુરત મારી રૂપસુદરીનાં લગ્ન તેની સંગાતે કરૂં. મુનીમ બોલ્યો કે—માહારાજ! એ વિષેની મને બીલકુલ ખબર નથી. તેથી વહાણપર જઇ તે વિશે તજવીજ કરૂંછું. એમ કહી વહાણપર જઇ નક્કી કર્યું તો તે ગાયન બંદીવાને કર્યું હતું. એવું વહાણના ખારવાઓના મુખથી સાંભળ્યું. તેથી મુનીમ રાજી થયો. અને મન સાથે કહેવા લાગ્યો કે જે છ રત્નો મેળવવા સારૂ આટલે દૂર સંકટ વેઠી આવ્યો તે છ રત્નને ઠેકાણે એક હજાર રત્ન અને દેવાંગના જેવી રાજકન્યા આ સ્થળે વગર શ્રમે મળે છે તે આથી બીજું રૂડું શું જોઇએ. ખરેખર આપણું નશીબજ પ્રબળ પછી મુનીમે સજ્જનસિંહને પાસે બોલાવ્યો. અને કહ્યું કે ભાઇ! તુંને જે કામ સારૂ અત્રે તેડી લાવ્યા તે કામ સિદ્ધ થઇ ચૂકયું છે. માટે મારી સંગાથે રાજ્ય સભામાં ચાલ અને જે રાગ ગઇ રાત્રે અહિંયાં બેસી ગાયો હતો તેજ રાગનું ગીત રાજકચેરીમાં ગાઇ સંભળાવી સર્વનાં મનરંજન કરજે. જેથી રાજા પ્રસન્ન થઇ તુંને પોતાની પ્રાણવલ્લભ રાજકન્યા પરણાવશે અને અમૂલ્ય એક હજાર રત્નોનો હાર પણ બક્ષીસ કરશે. આ સાંભળી સજ્જનસિંહે મુનીમ આગળ સહેજ સંતોષ દેખાડી તેની સાથે દબદબા ભરેલા પોષાક તથા અલંકાર ધારણ કરી દરબારમાં ચાલ્યો. ત્યાં રાજરીત પ્રમાણે સલામ કરી મુનીમે સજ્જનસિંહની રાજા આગળ ઘણી પ્રસંશા કરી અને કહ્યું કે આ મ્હારા શેઠ છે. ને એમણે ગઇ રાત્રે વહાણમાં ગાયન કર્યું હતું. એ ઘણા ગુણિ અને ચતુર છે. તે તેમને આપના હુકમથી ભેટ કરાવવા સારૂ હજુરમાં તેડી લાવ્યોછું. રાજાએ તેનું રૂપ, ગુણ અને લાવણ્ય જોઇ સારી રીતે સન્માન કર્યું. પછી પોતાની રાજકુંવરી રૂપસુંદરીને સભામાં બોલાવી પરિક્ષા લેવાને કહ્યું કે તુરત રાજકન્યાએ સભામાં શણગારી મુકેલાં હાંડી, ઝુમ્મર, તથા વાલસીટ અને હજારો ગલાસોમાં મીણબત્તી તથા તેલ પુરાવી સઘળી તૈયારી કરાવી દીધી અને મર્યાદાથી તે બોલી કે—રાજ્યવંશીઓ તથા સભાસદો! ક્ષત્રીય કુળના કેટલાએક પૃથ્વીપતિ રાજાઓ સૃષ્ટિપર કેવા

ધનુર્ધારી, બાણુવળી, શૂરવીર અને પરાક્રમી પુરૂષો ભૂષણુ રૂપ વસે છે. તેમનું ઐશ્વર્ય જોવા તથા જગોજગ પોતાની કીર્તિ વધારવા સારૂ સ્વયંવર મંડપ રચી લાખ્ખોનું ખર્ચ કરી દેશદેશના રાજાઓને નિમંત્રણ કરી કોઇ પણ જાતના અગાઉથી નિરધારી રાખેલી પ્રતિજ્ઞા સભાના મધ્યમાં કહી સંભળાવી તે કાર્ય સફળ કરી જીતનાર રાજ્ય- વંશી અથવા કોઇ પણ અમીરને પોતાની રાજકન્યાઓ પરણાવતા. તેમ કેટલીક રાજકન્યાઓ પણ કોઇ એક જાતની પ્રતિજ્ઞા નિશ્ચય કરી પોતાનાં માતા પિતાની આજ્ઞા લઇ અનેક રાજાઓના મધ્યમાંથે પોતાના મનગમતા પતિને શોધી લઇ તેના કંઠમાં માળ આરોપણુ કરતી હતી. એવી અનેક રાજયતનયાઓની પ્રતિજ્ઞાઓ હતી જેવી કે સીતા, દમયંતી, દ્રૌપદી, ઇત્ય.દિ–ઇત્યાદિ–તેજ પ્રમાણે મેં મારાં માતાપિતાની આજ્ઞાથી એવી પ્રતિજ્ઞા લીધી છે કે–જે કોઇ પુરૂષ દીપક રાગનું ગાયન કરી આ સભા માંહેનાં શણગાર રૂપ સર્વ હાંડી ઝુમરો વગેરે દીપકનાં પાત્રો સ્થળે સ્થળે મૂકવામાં આવ્યાં છે. તે પાત્રોને સ્પર્શ કર્યા વગર પ્રકાશિત કરશે તે પુરૂષને મારા હસ્ત કમળમાં ધારણુ કરી રાખેલી જે આ પુષ્પની માળા છે, તે આરો- પણુ કરીશ.

ઉપર પ્રમાણે રૂપસુંદરીનું સંભાષણુ શ્રવણુ કરતાં જ સજ્જ- નસિંહ શાંત અને મધુરસ્વરે દીપકરાગનું આવાહન કરી તે રાગ ગાવો શરૂ કીધો, કે તુરત આખી સભામાં એકદમ ચારે બાજુ દીપકનો પ્રકાશ થઇ રહ્યો તે જોઇ રાજા તથા સભામાં બિરાજનારા મંત્રી, મુત્સદ્દીઓ અને કારભારીઓ વીગેરે વિસ્મત્ થઇ ગયા અને ઘણુાજ હર્ષથી સર્વ સભાસદોયે તેને પુષ્પની વૃષ્ટીથી વધાવી લીધો. તથા રાજકન્યા રૂપસુંદરીયે તેના કંઠમાં પુષ્પની માળા આરોપણુ કરી. પછી શુભ મુહુર્ત જોઇ રાજસિંહે પોતાની પ્રાણુવલ્લભ રાજકન્યા રૂપસુંદરીનું મોટી ધામધુમથી લગ્ન કર્યું. કન્યાદાનમાં સજ્જનસિંહને એક સહસ્ર રત્નોનો અમૂલ્ય હાર અર્પણ કર્યો. તથા ભાતભાતનાં અનેક આભૂષણો પણ અર્પણ કર્યાં. કેટલોક ઉપસ્કર અને દાયજો આપી પુત્રીને વિદાય કીધી.

અહિંથી લાખોનો માલ પોતાને દેશ લઇ જવા વહાણુમાં ભર્યો. તથા રાજકન્યા રૂપસુંદરીને પણ સાથે લઇ સજ્જનસિંહ સહિત મુનીમે ત્યાંથી પ્રયાણુ કર્યું પવન સારો લાગવાથી વહાણુ સુસવાટા

અર્ધ ચાલ્યાં જાય છે ત્યાં સૂર્યઅસ્ત થતાં સજ્જનસિંહે પોતાની પત્ની રૂપસુંદરીને કહ્યું કે–આપણે બન્ને અહિંયાં આવ્યાં ખરાં પણ સામે કિનારે સહિસલામત પહોંચીશું એ અસંભવિત છે કારણ કે આ મનુષ્યે મારાં ઘણાંજ અમૂલ્ય ત્રણ રત્નો છીનવી લઇ મને કેટલાએક દિવસ બંદીખાનામાં નાંખી અતિશય કષ્ટ આપ્યું છે. છતાં એના પંજામાંથી મુક્ત થવાનો શુભ દિવસ હજુ આવ્યો નથી. પતિનું બોલવું શ્રવણ કરી રૂપસુંદરી દિલગીર થઇ. તથાપિ પતિ પ્રત્યે બોલી કે–હે સ્વામી! આપ આપના પ્રાણવિષેની તલમાત્ર ચિંતા રાખશો નહિ. મારા શરીરમાં જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી આપના શરીરને જરા પણ આંચ આવનાર નથી. કેમકે હું જાદુવિદ્યામાં સારી પેઠે કુશળ છું. કદાપિ એકાએક મસ્તકપર આપત્તિ આવી પડી તો તેજ વખતે હું આપને અંતરિક્ષ લઇ અન્ય સ્થળે ઉડી જઇ તમારૂં રક્ષણ કરીશ. આ વાક્યો સાંભળી સજ્જનસિંહ ઘણોજ પ્રસન્ન થયો મુનીમ પોતાના મનથી અનેક તરેહના ઘાટ ઘડયા કરે છે અને ખુશી થતો જાય છે કે–શું ઇશ્વરની ગહન ગતી!! આ એક રાજકન્યા અને વરની સ્થાતિ જોઇએ તો એક કંગાલ તથા અમારી પેઢીનો બંદીવાન તથાપિ તેને એકક્ષણમાં કોટીપતિ બનાવી દીધો. પરંતુ શું એ કીડીનાં મુખમાં કેશીંગર રહી શકવાનું છે? કદી નહિં કારણ કે એ બન્ને મ્હારા કબજામાં છે તેમાં આ મનુષ્યને તો સમુદ્રને સ્વાધીન કરવાનો છે પછે આ રાજકન્યા કયાં જવાની છે? માટે સ્ત્રી તથા રત્નો આપણાંજ થઇ ચૂકયાં છે ઘેર પહોંચ્યા પછી આ માંહેથી કેટલાંએક રત્નો તથા કેટલુંક દ્રવ્ય અને કન્યા શેઠને સોંપી દઇશું તેથી શેઠ આપણા પર પ્રસન્ન થઇ વધારે કૃપા રાખશે. અને બીજું દ્રવ્ય તથા રત્નો આપણા ઘરમાં રહેશે તેથી જીવીત પર્યંત પારકી તાબેદારી ભોગવવાની જરૂરજ રહેશે નહિં, આ આ પ્રકારનો મનમાં ઠરાવ કરી મુનીમે રાજકન્યાને કહ્યું કે–હે સુંદરી! છેં જે ભર્તાર કર્યો છે તે અમારા ઘરનો બંદીવાન છે. એ પુરૂષને સમુદ્રમાં નાંખીદેવાનો અમારા શેઠનો ઠરાવ છે. હવે આપણા તહાણને કિનારે પહોંચવાને માત્ર આઠ દિવસની વિલંબ છે જેથી એને આવતી કાલે સમુદ્રમાં ફેંકી દઇશું. આથી રાજકન્યાને અતિશય ક્રોધ ચઢયો પરંતુ નિરૂપાય કેમ કે તેના કબજામાં ફસાયેલી છે એથી ક્રોધને શાન્તી પાડી ચતુરાઇથી યુક્તિ શોધી કહાડી અને મુ-

નીમ પ્રત્યે બોલી કે મુનીમજી ! આ બંદીવાન છે એવું જો તમે મને પહેલેથી કહ્યું હોત તો એવાની સાથે મારી આખી જીંદગી ખરાબ કરવાનો સમય આવતજ નહિ. પરંતુ એ બાબતમાં તમો-એજ કપટ રચેલું છે એ તમારા બોલવા ઉપરથી સ્પષ્ટ પ્રદર્શિત થાય છે તમને દોષ દેવા જેવું નથી માત્ર વિધિજ બળવાન છે. તથાપિ તમને એટલીજ વિનંતી કરવાની કે વહાણને જ્યારે કિનારે પહોંચ-વાને એક દિવસની વિલંબ હોય ત્યારે તેને સમુદ્રમાં નાખી દેવો કેમ કે ચાર દિવસ મારૂં સૌભાગ્ય વધારે રહ્યું એટલોજ મને વધારે લાભ આ પ્રકારે મુનીમ સાથે સમજુતી કરી. તે તેણે કબુલ કરી. તેના પેટમાં પેશી સઘળી હકીકત જાણી લીધી. અને તે સઘળો ઇતિહાસ એક કાગળમાં લખી લીધો. ત્યારબાદ પોતાના જાદુના બળથી સમુદ્ર માંહેનો એક મ્હોટા મત્સ્યને બોલાવી કહ્યું કે હું વહાણમાંથી જેવો એક પેટીનો દાગીનો સમુદ્રમાં નાખી દઉં કે તુરત તેને તું ગળી જઇ તારા પેટમાં સાચવી રાખજે અને હું તુને સંભારૂ ત્યારે હાજર થઇ મારે સ્વાધીન કરજે એમ કહી મત્સ્યને જવાની આજ્ઞા આપી આ બનાવની મુનીમ તથા તેના પતિ સજ્જનસિંહ કે વહાણના કોઇ ખલાસીને ખબર પડવા દીધી નહિ. પછી રાજકન્યાએ ઘણાજ યત્નથી પોતાના પતિને જરાય આંચ ન આવે એવી રીતે પેટીમાં બેસાડી પેટી બંધ કરી એકદમ સમુદ્રમાં નાખી દીધી કે તુરત મ-ત્સ્યે પોતાનું મ્હો વિકાસીને પેટી પોતાના પેટમાં ઉતારી દીધી. તે પેટીની અંદરની બાજુએ એક કડી હતી તેથી તે મનુષ્ય જરૂર પડે ત્યારે ઢાંકણું ઉઘાડી હવા લઇ શકતો. આ રીતે પોતાના પ-તિનું રક્ષણ કર્યું

પછી રાજકન્યાએ મુનીમને કહ્યું કે મેંજ મ્હારે હેને પેટીમાં કેદ કરી સમુદ્રમાં નાખી દીધો આથી મુનીમને પરમ આનંદ થયો. પછી બે ચાર દિવસ વહાણ સહિસલામત આવી લંગર્યું અને શેઠને સમાચાર કહાવી મોકલ્યા. શેઠ તથા ઘરના મહેતા, ગુમાસ્તા વગેરે મુનીમને સામા તેડવા આવ્યા ને ઘેર લઇ ગયા. ખુશી ખુશાલીના પરસ્પર ખબર પુછી રાજી થયા. બાદ જે જે માલ પર મુલકથી આણેલો તે સર્વ પોતાના માલીકના સ્વાધીન કીધો બીજે દિવસે ધનપાળશાહ અંગ ઉપર સારાં વસ્ત્રભૂષણ ધારણ કરી મોટા દમામથી દરબારમાં જઇ કુન્દનસિંહ રાજાને સલામ કરી છ રત્નો તેમના આ-ગળ ભેટ કર્યાં અને કહ્યું કે માલીકના મહેલના શણગાર રૂપ રતી

સરખીને પણ લજ્જીત કરે એવી રૂપસુંદરી નામની સુંદર કન્યા પણ પર મુલકથી અમારા મુનીમે આપને સારૂ આણેલી છે અને તે મારે ઘેર છે માટે આપ કૃપા કરી મારૂં ઘર પાવન કરવા પધારો તો તે પણ આપણી હજુરમાં સ્વાધીન કરૂં. શેઠનું બોલવું કુન્દનસિંહે શ્રવણ કરી થોડા માણસો સાથે ધનપાળશાહને ઘેર પ્રયાણ કર્યું. ત્યાં રાજાને સારી રીતે માન પાન આપી સંતોષ્યા. પછી રાજાને બીજા માળ પર તેડી જઇ રૂપસુંદરીથી ભેટ કરાવી.

ત્યાં એકબીજાની મુલાકાત થતાજ પતિ સજ્જનસિંહ પાસેથી વહાણમાં ઉતારી લીધેલી તથા સમુદ્રમાં શી રીતે નાખી દીધો તે સઘળી બીનાનો જે પત્ર હતો તે મર્યાદા પૂર્વક ગુપ્ત રીતે રાજાને અર્પણ કર્યો. અને હાથ જોડી કહ્યું કે મહારાજ ! આ પત્ર આપ એકાન્ત સ્થળે બીજા દિવાનખાનામાં જઇ વાંચશો તો હું તમારો મોટો ઉપકાર માનીશ. કુન્દનસિંહ બીજા ઓરડામાં જઇ તે કાગળ વાંચવા લાગ્યો તો તેમાં પોતાના ન્હાના ભાઇ સજ્જનસિંહનું નામ તથા સમાચાર જાણવામાં આવ્યા. વળી ધનપાળશાહે તથા તેના મુનીમે તેના જે હાલ કરેલા તે બીના જ્યારે વાંચવામાં આવી ત્યારે તેના નેત્રોમાંથી બેસુમાર અશ્રુની ધારા એક વહેતા ઝરાની માફક ચાલવા લાગી. અને પોતાના વ્હાલા બાંધવને ભેટવાને તે એટલો બધો આતુર થઇ ગયો કે તેનું વર્ણન કરવાની અત્રે પુરતી જગ્યા નથી. આગળ વાચતાં શેઠના મુનીમે તેને સમુદ્રમાં નાખી દીધો એ હકિકતથી પોતાના ભાઇ વિષે છેક ક્રોધરૂપી અગ્નિથી અતિશય બળી રહેલો તે કુન્દનસિંહ રાજા ધનપાળશાહ તથા મુનીમને કંઇ નહિ કહેતાં એક રથમાં પોતે અને બીજા રથમાં રાજકન્યા રૂપસુંદરીને બેસારી પોતાને મહેલે ગયો.

પ્રધાન આદિ મનુષ્યો પાસે ધનપાળશાહનું ઘર લુંટાવી તેને તથા તેને મુનીમ વગેરેને કેદ કરાવરાવ્યા. રાક્ષસી માર્યાની વધામણી આનાર ઘાસીઆઓને પણ ઘરબાર લુંટી કેદ કર્યા. આમ બનવાથી ગામમાં કોલાહલ વધી ગયો રાજાને મળતા શેઠ અને ઘાસીઓ તેઓને કેદ કરવાનું શું કારણ હશે ? પણ કોઇના જાણવામાં અવ્યું નહિ. કુન્દનસિંહે રાજકન્યા રૂપસુંદરીને એકાન્તમાં બોલાવી કહ્યું કે બાઇ ! તું મારી દીકરી સમાન છે. તારે મારા વિષે કોઇ પણ બાબતનો સંદેહ રાખવો નહિ. તને કહેવાનું એટલુંજ કે મારા ભાઇના

મરણ રૂપી પરમ કષ્ટથી મારૂં કાળજું વિંધાઇ જાય છે. અને એવા દુઃખ પ્રદ શોકથી મારૂં શરીર પણ લાંબા દિવસ ટકે એમ મને જણાતું નથી. માટે આ રાજપાટ અને ધન ખજાનો તુંને સોંપી હું અને મારી રાણી હીરાલક્ષ્મી બન્ને અમારી જીંદગી પુરી કરવાને તપશ્ચર્યા કરવાને વનમાં અથવા કોઇ તિર્થમાં જઇએ છીએ. આ સાંભળી રાજકન્યા રૂપસુંદરી બોલી કે મહારાજ ! આપને હું મારા પિતા રાજસિંહ સમાન ગણું છું. આપે કોઇ પણ વાતે શોક કરવો નહિ. આપના વૃદ્ધોના પ્રતાપથી તથા ઇશ્વરની કૃપાથી સર્વ સારાં વાનાં થશે માટે ચિંતાનો ત્યાગ કરો. અને રથ જોડાવી મારી સાથે સમુદ્રના કિનારા ઉપર પધારો હું તે સ્થળે મારી વિદ્યાના બળે કરી તમારા બાંધવ અર્થાત્ મ્હારા માથાના મુગટને બોલાવી ઘણા દિવસનો વિયોગ ટાળી સુખી થઇશ. પછી રથ જોડાવી રાજકન્યા રૂપસુંદરી તથા કુન્દનસિંહરાજા સમુદ્રના કિનારાપર જઇ પહોચ્યા. રાજકન્યાયે રથમાંથી નીચે ઉતરી મંત્રનું આવાહન કરી સમુદ્રમાં દશ ડગલાં પાણીમાં ચાલી મત્સ્યને કિનારાપર બોલાવ્યો, કે તુરત તેણે બહાર આવી જેમ કોઇ અમૂલ્ય વસ્તુ રક્ષણ કરી સાચવી રાખે તે પ્રમાણે પેલા મત્સ્યે પોતાના ઉદરમાં સાચવી રાખેલી પેટી રૂપસુંદરીને સોંપી મત્સ્ય પોતાને સ્થાનકે ગયો. રાજકન્યાએ કુન્દનસિંહને તે પેટી ઉઘાડવાનું કહ્યાથી તેણે ખુલ્લી કીધી તો તેમાંથી પોતાના વ્હાલા ભાઇ સજ્જનને જોયો આ જોઇ કુન્દનસિંહ પરમ આનંદ પામી એક બીજા સારી પેઠે ભેટયા. ઘણા દિવસના વિયોગને લીધે પોતાના સુખ દુઃખની વાતો કરવા લાગ્યા.

બંદીવાન કરેલ ધનપાળશાહ, મુનીમ અને ઘાસીઆઓને ફાંસીની શિક્ષા કરવા લઇ જતા હતા ત્યારે ધનપાળ શેઠ બોલ્યા કે—

आत्मापराध वृक्षस्य फलान्येतानि देहिनाम् ।
दारिद्र्यदुःखरोगाश्च बंधन व्यसनानिच ॥ ३१२ ॥

જીવાત્માને પોતે કરેલા અપરાધ રૂપી વૃક્ષનાં દરિદ્રતા, દુઃખ, રોગ, બંધન, અને વિપત્તિ એટલાં ફળો ઉત્પન્ન થાય છે તે સર્વ ફળ મને મળી ચૂક્યાં એટલું બોલી તેણે પોતાનો પ્રાણ છોડયો.

मधुरिमरुचिरं वचः खलानाममृतमहो प्रथमं पृथु व्यनक्ति ।
अथ कथयति मोहहेतुमन्तर्गतमिव हालाहलं विषं तदेव॥३१३॥

દુર્જનનું વચન, પ્રથમ માધુર્ય વડે સુંદર હોવાથી સ્પષ્ટ રીતે અમૃતને પ્રગટ કરે છે પણ પછવાડે તે જાણે અંદર રહેલ હોય એવું મોહનું કારણ હાળાહળ ઝેરને બતાવે છે.

પછી સજ્જનસિંહની જે બ્રાહ્મણે ઘણા દિવસ સુધી ચાકરી કરી હતી તેને મહેલમાં બોલાવી વંશ પરંપરા સારી રીતે આજી-વિકા ચાલે એવો તાબા પત્ર ઉપર લેખ કરી આપ્યો.

अमृतं किराति हिमांशुर्विषमेव फणि समुद्गिरति ।
गुणमेव वक्ति साधुर्दोषमसाधुः प्रकाशयति ॥ २१४ ॥

ચંદ્ર અમૃતને વર્ષાવે છે, સર્પ ઝેરને બહાર કાઢે છે, સત્પુરૂષ ગુણને બતાવે છે અને દુર્જન દોષને પ્રકાશિત કરે છે.

ત્યાર પછી બન્ને બાંધવો સુખશાંતિથી રાજભોગવી સઘળો રાજ્યભાર પ્રધાનને સોંપી પોતાની પત્નિઓ સહિત તેનાં માતાપિતાને મળવા ગયાને ત્યાં સુખાનંદમાં દિવસો ગુજાર્યા.

હજુરીએ કહ્યું-મહારાજ ? આ વાતથી જે સાર તે ગ્રહણ કરવાનો છે ગ્રહણ કીધો હશે એટલે હવે પાણી લાવવાને વાર નથી આમ કહી તે હજુરી પાણી ભરવા ગયો.

## જાદુગરનો તમાસો.

ભોજરાજાને ત્યાં વિદ્વાનોજ વસતા હતા. અને બહારના પણ અનેક આવતા એ પ્રમાણે કામનાથ નામનો બ્રાહ્મણ આવ્યો. ભો-જને આશિર્વાદ આપી બોલ્યો કે " पंचैते मातरः स्मृताः " આ વાક્ય કહેવાનો ભાવાર્થ ભોજથી સમજી શકાયો નહિ જેથી તેણે કાલિદાસને પુછયું કાલિદાસે કહ્યું કે–એ બ્રાહ્મણ બંગાળા બ્રાહ્મણા-બાદ નગરમાં વસનાર છે ત્યાંના રાજા ધીરસિંહ અપુત્ર હતા જેથી વજીર પુત્રને રાજ્ય સોંપવા વિચાર્યું પુત્રે વચનથી બાંધી અજ્ઞાનતાને લીધે ધીરસિંહની નવી રાણી કુંડલાની માગણી કરી કુંડલા પોતાના ચરિત્રથી વજીર પુત્રથી દુર રહી. વજીર પુત્રને પરદેશ જઇ દુઃખ પામ્યાથી ખબર પડે જેથી કુંડલા પાસે આવી મસ્તક નમાવી મા-ફી માગી અને કહ્યું કે–

राजपत्नी गुरोपत्नी मित्रपत्नि तथैवच ।
पत्नीमाता स्वमाता च पंचैते मातरः स्मृताः ॥२१५॥

રાજાની સ્ત્રી તેમજ ગુરૂની અને મિત્રની વળી પત્નીની માતા

( સાસુ ) અને આપણી માતાએ પાંચે માતા સમાન જાણવી.

આ શ્લોકનું છેલું પદ પાઠે કરતો તે બ્રાહ્મણ અહિં આવ્યો. ભોજે કહ્યું કે-મહારાજ ? તમો તે વાત જાણો છો ? બ્રાહ્મણે ઉત્તર દીધો કે- 'હે પૃથ્વીપતિ ! તે વાત હું સવિસ્તર જાણું છું આપની ઇચ્છા હોય તો સંભળાવું. ભોજે કહ્યું ભલે તે વાત ખુશીથી કહો.

બ્રાહ્મણ બોલ્યો ધીરસિંહરાજા રાજ્ય કરતા હતા. તેને સંતાન નહિ હોવાથી વજીર પુત્ર વીરસિંહને દત્તક પુત્ર લેવાનો વિચાર કર્યો ગાદી સોંપવાને દિવસ તેણે રાજા પાસે એક વચન માગ્યું જેથી રાજા ધીરસિંહને વચનથી બાંધી લીધો. અને કહ્યું કે- 'આપે જે ગઇસાલ મધ્ય પ્રાતમાંથી કુંડલા નામની રાજન્યા આણી છે તે મારે સ્વાધીન કરો આ સાંભળી ધીરજસિંહ વિચારમાં પડયો પણ પોતાનું વચન કેમ ફેરવાય તેથી તેણે આ હકીકત રાણીને કહી જેથી તેણી ધીરજથી બોલી. પ્રાણનાથ ! આપ વચનથી બંધાયા છો તો કંઇ હરકત નહિ હું મારો ધર્મ બરાબર પાળીશ મારા શીળ વિષે આપે જરા પણ ખોટી શંકા આણવી નહિ. ખુશીથી વીરસિંહને મારી પાસે મોકલજો. હું તેને બરાબર રમાડીશ. માટે આપ બે ફીકર રહેજો ધીરસિંહ ગયા પછી કુંડલાએ દાસી મોકલી વીરસિંને તેડાવ્યો. જેથી વીરસિંહે જાણ્યુ કે કુંડલા મને ઇચ્છે છે. એક વખત દાસી ગઇ પણ ન આવ્યાથી બીજી દાસી મોકલી અને તેણે કહ્યું કે- મહારાજ ! રાણી સાહેબ આપની વાટ જોતાં રંગમહેલની અગાસીમાં બિરાજેલાં છે. અને આપનું સ્મરણ કરે છે વાસ્તે આપે સત્વર પધારવા કૃપા કરવી. આ સાંભળી વજીર પુત્ર રાણી કુંડલાના મહેલ તરફ ચાલ્યો. મહેલમાં દાખલ થતાંજ રાણીએ સામે જઇ પુષ્પથી વધાવી સત્કાર પૂર્વક સુંદર આસન પર બેસાડયો અને સુગંધી ઉપચારોથી તેનું મન પ્રસન્ન કર્યું. ભાત ભાતના મેવા તથા મીઠાઇ આરોગાવી તેનું ચિત્ત એવુંતો આકાર્ષિ લીધું કે તે બહાવરો બની ગયો, કુંડલાનું પ્રેમથી ઉભરાઇ જતું કોમળ હૃદય તથા આ નવ યૌવનાને દેખતાંજ અંગોઅંગ વ્યાપિ જાય એવાં કામ તીક્ષ્ણ વિલોલ અને સતેજ નિર્મળ નેત્રો એના નામ પ્રમાણે દેવતા સરખાને પણ ડગાવવા વાર ન લગાડે તો બીચારો પ્રામર પ્રાણી મનુષ્ય તેનો શો ભાર ? કુંડલા બોલી કે-હવે આપ ભર્ત્તારને હું સ્ત્રી

થઇ. માટે આપે મારી મન કામના પ્રથમ પૂર્ણ કરવી જોઇએ. વીરસિંહ બોલ્યો વ્હાલી ? તારા મનની શું ઇચ્છા છે. તે મને વિદીત કર હું પુરી પાડવાને તૈયાર છું. કુંડલા બોલી મેં નવીન તમાસો કોઇ દિવસ જોયો નથી. માટે આપ કૃપા કરી બતાવો તો હું તમારી સાથે રંગ રમું. પણ જ્યાં સુધી તે નવો તમાસો નહિ બતાવો ત્યાં સુ મારૂંથી સુખ લેવાની લેશ માત્ર પણ તૃષ્ણા રાખવી નહિં. આવું વચન સાંભળી વીરસિંહ પોતાના મહેલ તરફ ગયો.

બીજે દિવસ પ્રભાત થતાં વીરસિંહે વજીર પુત્ર વીરસિંને મોટી ધામથી રાજ્યાભિષેક કર્યો. ભાટ, ચારણને અને બ્રાહ્મણોજ અનેક લોકોને સંતોષ્યા. વીરસિંહે રાજ્યનો સઘળો વહિવટ પોતાના અંગ ઉપર ખેંચી લીધો. અને દરેક કાર્યમાં લક્ષ રાખવા લાગ્યો તેથી પ્રજા ભાવ તેના ઉપર વધ્યો.

એક દિવસ વીરસિંહને યાદ આવ્યું કે કુંડલાને નવીન તમાસો બતાવી તેનું મન પ્રસન્ન કરવાનું વચન આપ્યું છે છતાં એ વાતને બીલકુલ લક્ષમાંજ લેતો નથી એ કેવો મૂર્ખ ! કાલથી એ બાબતનો ઉદ્યોગ ચલાવી થોડા દિવસમાં તેનું મન પ્રસન્ન કરી તે સુંદરીને સુખ આપું. એવા અનેક તરંગો ઉઠાવતો હતો. પછી કુંડલા પાસે તરેહ તરેહના તમાસા કરાવી રોજ પુછાવ્યા કરે આ ખેલથી તમારૂં મન સંતુષ્ટ થયું કે નહિ ? ત્યારે કુંડલાએ કહાવ્યું કે—આવા અને તેથી પણ ઉત્તમ તમાસાઓ તો મેં ઘણાજ જોયા છે. બાદ નાટકોના ખેલ, રાસધારીના ખેલ, અને રામજણીઓનાં હાસ્યજનક ગાયનો અને નાચ વિગેરે અનેક પ્રકારના ખેલો લાખો રૂપીઆનું ખર્ચ કરી દેખાડયા તથાપિ કુંડલાનું મન પ્રસન્ન થયું નહિ તેથી ઘણોજ ક્રોધ લાવી રાજપાટનો ત્યાગ કરી કોઇને નહિ જણાવતાં યોગીને વેષે નીકળી ગયો. ફરતો ફરતો કેટલેક દિવસે બંગાળ દેશના લક્ષમણા નામના અનુપમ શહેરમાં જઇ પહોંચ્યો. મધ્ય બજારમાં એક હરિ હલવાઇની દુકાન આગળ આવી ઉભો. એ હલવાઇ જાદુ વિદ્યામાં એવો તો કુશળ હતો કે આકાશમાં ગતી કરતું કોઇપણ જાતનું નાનુ વાતો મોટું પક્ષી હોય તો પણ તેને ક્ષણવારમાં મંત્રના બળથી નીચે પાડે. તેની પાસેથી તમાકુ પીવા માટે દેવતા માગી લીધો. અને તમાકુ પીધી ત્યાર પછી આગળ જાય છે તેવોજ હલવાઇએ સાદ કરી પાસે બોલાવ્યો. ક્ષુધાતુર જાણી ખુમચામાંથી મીઠાઇ આપી

તેને તૃપ્ત કર્યો. અને જળપાન કરાવ્યું. થોડી વારે હોંસ રહિત ઘેલો જેવો થઇ પડયો. હલવાઇએ તેને પકડી ઘરમાં લઇ જઇ પોતાની દિકરી ચંપક લતિકાને સોંપ્યો. તેણી તેનું અપ્રતિમ સ્વરૂપ જોઇ તેનાથી મોહ પામી મન સાથે કહેવા લાગી કે આ પુરૂષ યોગીને વિષે અહિં આવ્યો છે ખરો પરંતુ તેની કાંતિ જોતાં રાજપુત્ર જણાય છે. આમ વિચારી તેની ઘેલછા ટાળીદઇ તેને સાવધ કર્યો. ને તુરત ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો તો સન્મુખ એક સુંદર કિશોરવયની કન્યા બેઠેલી દીઠી. તેણે મનમાં નિશ્ચય કર્યો કે હું આ કોઇ અજાણ્યે સ્થળે આવી ચઢયોછું. એમ ધારી તેને પુછ્યું કે હે બાળા! તું કોણ છે અને હું આ સ્થળે શી રીતે આવ્યો અથવા અને અહિં કોણ લાવ્યું તેનો ખુલાસો કર. કન્યા બોલી કે—તું કોણ છે? તે મને પ્રથમ કહે? ત્યાર બાદ હું મારી હકિકત નિવેદન કરીશ. રાજકુમાર બોલ્યો. હું એક પ્રવાસી યોગીછું. એ સાંભળી સ્ત્રીએ અગાઉ જે જે પુરૂષોને મારી નાખી તેઓના ખોખાં જે ઓરડામાં ઉભાં કરી રાખેલાં તે ઓરડામાં તેડી જઇ સર્વ તેને દેખાડયાં. અને બોલી કે અમારી જાત હલવાઇ જેણે તને ખાવા માટે મીઠાઇ આપી હતી તે મારો પિતા. અને તેણેજ આ સર્વ મનુષ્યને તારી માફક મીઠાઇ ખવરાવી મારે સ્વાધીન કરેલા અને તેની આજ્ઞાથીજ મેં આ હજારો મનુષ્યને મારી નાખ્યા છે. તેજ પ્રમાણે આજ તારી સ્થીતિ થનાર છે. જો તું તારી હકીકત ખરેખરી કહીશ નહિ. તો એક ક્ષણમાં તુંને પણ મારી નાખી તે સ્થળે નાખી દઇશ. યોગીએ બધું જોતાં અને સાંભળતાં પોતાનાં વૃતાંત હતું તે ખરેખરૂં જાહેર કીધું. તેથી તે કન્યાને ખાતરી થઇ કે આ રાજપુત્ર છે. વળી દેખીતો સુશોભીત કંદર્પકોટી લાવણ્ય યુક્ત જણાય છે. માટે આવો ભર્તાર મારે કયાં ખોળવો! 'ઘેર બેઠાં ગંગા આવી' તો તેનું માન કરવા કેમ ચુકું? માટે એને જરૂર ભર્તાર કરી રાખવો. અને નવીન તમાસાનો ખેલ બનાવી બતાવવો. એવો દૃઢ નિશ્ચય કરી તે યોગી પ્રત્યે બોલી કે હે યોગેન્દ્ર! આજ સુધી મેં હજારો પુરૂષોને મારી અધર્મનો બોજો વ્હોરી લીધો છે, પરંતુ આજ તારી સુકાન્તી જોઇ મારા મનમાં એવી ભાવના થઇ છે કે તુંને મારો પતિ સ્થાપિ મારે તારૂં દાસત્વપણું કરવું. અને પૂર્વાપર મેં જે હજારો હત્યાનાં દુષ્કર્મો કર્યાં છે તેનો

અંતઃકરણ પૂર્વક પશ્ચાત્તાપ કરી ઇશ્વર પાસે ક્ષમા માગી આજથી કોઇ પણ પ્રાણીની હત્યા ન કરવી એવો સંકલ્પ લેઉંછું. માટે તું મારો અંગિકાર કર. હું અદ્યાપિ સુધી નિષ્કલંક કુમારિકા છું. મેં આજ સુધી કોઇ પણ પુરૂષનો સ્પર્શ સરખો પણ કર્યો નથી. એ વિષે તું જે પ્રાયશ્ચિત કરવાનું કહેશે તે કરવા તૈયારછું. આ પ્રકારનું વિનય પૂર્વકનું બોલવું શ્રવણ કરી યોગી મનમાં વિચાર કરવા લાગ્યો કે–ગમે તેમ થાઓ પણ આ વખતે કન્યાનું બોલવું પ્રતિપાદન કરવું, યોગી બોલ્યો કે—હે બાળા ! કંઇ ચિંતા નહિ. મારા સદ્‌ભાગ્યે 'આજ વિષમાં અમૃત પ્રાપ્ત થયું.' માટે તારો અંગિકાર મોટા સત્કારથી કરવાને રાજીછું. આટલો યોગીના મુખમાંથી ઉચ્ચાર નીકળતાં પોતાના મંત્રના બળથી તે સ્થળે એક મહા વિદ્વાન બ્રાહ્મણને પ્રગટ કર્યો અને તેજ વખતે યોગીની સાથે ગાંધર્વ લગ્ન કરી પોતાના કંઠમાનો મોતીનો હાર પતિના કંઠમાં આરોપણ કર્યો. પછી તેને ભોગી બનાવી બન્ને સ્ત્રી પુરૂષ સંસારનું સુખ ભોગવવા લાગ્યાં. થોડાજ દિવસમાં બન્નેનું મન એકત્ર થઇ ગયું. એટલે સ્ત્રીયે પોતાની પાસેથી જાદુની વિદ્યા તમામ શિખવી તેને પ્રવીણ કર્યો. કેટલેક દિવસે સ્ત્રી ગર્ભવતી થઇ તે સમયે યોગી બોલ્યો કે— હે સ્ત્રી ! મારાં માતાપિતા વૃદ્ધાવસ્થાથી દુઃખી થતાં હશે તેને ઘણા દિવસ તજી અત્રે આવ્યો છું, તેથી તેઓ મારે સારૂ અતિશય ચિંતાતુર હશે માટે તેમને મળી આવવાને મને છ મહિનાની રજા આપીશ તો મારા મનનું સમાધાન થશે, ને તેમનો પ્રાણ પણ હેઠો બેસશે. સ્ત્રી બોલી કે— હે સ્વામીન્ ! હું રજા આપવાને તૈયાર છું. પરંતુ મારો પિતા ઘણો દુષ્ટ છે. તેમ જાદુ વિદ્યામાં પણ એવો કુશળ છે કે પોતાની વિદ્યાના બળે તમને નદીને પેલેતીર જઇ પોહોંચવા નહિ દે. વળી મેં તમારી સાથે છુપી રીતે ગાંધર્વ લગ્ન કરી મારો દેહ તમને સમર્પણ કર્યો છે. તે વાત પણ હાલ તુરત જાણવામાં આવે. તો અગ્નિમાં ઘી હોમ્યા જેવું થશે. પછી પ્રાણનું રક્ષણ કરવું અતિ દુર્લભ થઇ પડશે. અને આપ અહિંયાં હશો તો ગમે તે રીતે મારા પિતાને સમજાવી તેમના આગળ ક્ષમા માગી તેમના ગુસ્સાને શાંત પાડીશ માટે તમને જે મેં જાદુ વિદ્યા શીખવી છે તેનો પક્કી રીતે અનુભવ થતાં સુધી જવાની વાત મુદ્દલ કરશો નહિ. અહિંયા તમારા પુન્ય પ્રતાપથી સર્વ છે. ઇચ્છા ભોજન

કરો અને સુખેથી મારી સાથે વિહાર કરો. મારો દેહ છે ત્યાં સુધી તમને જરા પણ વાંધો આવનાર નથી. યોગી બોલ્યો કે— પ્રિયા! મારો જીવ ઘરતરફ જવાને અતિશય આતુર છે તેથી તારૂં બોલવું કોઇ પણ પ્રકારે મને રૂચીકર નથી. જેમ બનશે તેમ અદર્શ રીતે હું નદીને પાર નીકળી જઇશ. માટે મને તું ખુશી થઇ રજા આપ. સ્ત્રીએ ઘણું ઘણું સમજાવ્યું પરંતુ ભાવી વસ્તુ હજુ કંઇ કંઇ પ્રકારની બનવાની છે તેથી માન્યું નહિ. છેવટે સ્ત્રીયે રજા આપી. તે વખતે હલવાઇ કોઇ કારણસર બજારમાં ગયો હતો તે સંધી સાધી રાજકુમારે બ્રાહ્મણને વેષે તેને ત્યાંથી પ્રયાણ કર્યું. અને તેજ ગામમાં એક ભિક્ષુક બ્રાહ્મણ રહેતો હતો તેને ઘેર ગયો તે બ્રાહ્મણે તેને પ્રવાસી જાણી રહેવાની જગ્યા આપી. રાજકુમારે બ્રાહ્મણના ઘરમાં ચારે તરફ નજર કરી તો કંઇ દીઠું નહિ. તેનું દારિદ્ર ભાંગવા તેણે એક યુક્તિ શોધી કહાડી બ્રાહ્મણને પાસે બોલાવ્યો અને કહ્યું કે— એક ગ્રહસ્થ ગૌદાનમાં મને ગાય આપવાનો છે પરંતુ તે સંધ્યાકાળે આવશે તો તેને તમે ઘરમાં લઇ બાંધજો હું ગામ જવાનો છું. અને તે ગાય બીજે દિવસ પ્રભાતે જઇ વહેંચી નાખજો. પરંતુ તેનું ગાળીયું આપશો નહિ. એમ કહી ચાલતો થયો. પછી રસ્તામાં જતાં તુરત તેણે પોતાનું રૂપ પાલટી નાખી કોઇ સુંદર ગાયનો વેષ ધારણ કરી સંધ્યાકાળ પડતાં તે બ્રાહ્મણના ઘર આગળ જઇ ઉભો રહ્યો. બ્રાહ્મણના કહેવા પ્રમાણે ગાયને ઘર આંગણા આગળ ઉભી રહેલી જોઇ કે તુરત તેને ઘરમાં લઇ જઇ બાંધી. સવાર થતાંજ પોતે સંધ્યાપુજામાંથી મુક્ત થઇ તેને બજારમાં લઇ જઇ કોઇ સારા મનુષ્યને પચીસ રૂપીઆ લઇ આપી દીધી. અને દામણું ન આપતાં પોતાને ઘેર લઇ ગયો. ખીલે બાંધ્યા પછી તે ગાય બળજોરથી તોડાવી નાશી ગઇ. રસ્તામાં ગાયનું રૂપ બદલી બ્રાહ્મણનો વેષ ધારણ કરી પોતાના આસન પર ગયો પેલા ગાયના ધણીએ ઘણી ઘણી શોધ કરાવી પણ પત્તો નહિ લાગવાથી થાકીને ઘેર બેઠો.

બીજે દિવસે વેષ ધારી બ્રાહ્મણે દુર્બળ બ્રાહ્મણને કહ્યું કે— આજે એક યજમાન મને ભેંસ આપવાનો છે. તે સંધ્યાકાળે અહિં આવશે માટે જેવી આવતી દેખો કે તુરત તેને ઘરમાં બાંધજો અને બીજે દિવસ સવારમાં વહેંચી દેજો. એમ કહી બ્રહ્મણ ચાલતો થયો. સંધ્યાકાળે ભેંસના વેષથી આવી આંગણા પાસે આવી ઉભો રહ્યો.

તેવામાં બ્રાહ્મણે પ્રચંડ ભેંસ જોઇ તેથી તેણે તુરત ઘરમાં બાંધી લીધી. અને બીજે દિવસે સો રૂપીઆ લઇ એક ભરવાડને સોંપી પોતાને ઘેર ગયો. પૈસાની આવક થવાથી બ્રાહ્મણ પર તેજ આવવા માંડ્યું, ભરવાડે ભેંસ કોટમાં બાંધી પરંતુ ત્યાંથી દોરડું તોડી નાઠી ને આગળ જતાં અદર્શ થઇ ગઇ. ભેંસનું સ્વરૂપ ત્યાગી તે બ્રાહ્મણ ઘર ધણીને મળ્યો. ત્રીજે દિવસ પેલો પ્રવાસી બોલ્યો કે મહારાજ ! આજ સંધ્યાકાળ પડતાં આપણાં આંગણા આગળ એક ઘણોજ અનુપમ સાજ સુદ્ધાં સુંદર ઘોડો આવીને ઉભો રહેશે તેને તુરત ઘરમાં બાંધજો. અને પ્રભાતે બજારમાં જઇ વેચી દેજો પણ ચોકડું આપશો નહિ. એમ કહી પેલો પ્રવાસી ચાલતો થયો. આગળ જઇ પોતે કોઇ સુંદર ઘોડો બની સાજસુદ્ધાં પેલા બ્રાહ્મણના ઘર આગળ આવી ઉભો રહ્યો તે દેખી તેને પણ ઘરમાં બાંધ્યો. પ્રાતઃકાળ થતાં બજારે લઇ જઇ ઉભો. તે ઘોડા એક સોદાગરે એક હજાર રૂપીઆ આપી ખરીદી લીધો. પછી તે સોદાગર ઘોડાની કેશવાળી પકડી ઘેર તરફ લઇ ચાલ્યો. એટલામાં સામેથી આવતા પેલા હલવાઇની તે ઘોડા ઉપર તેની દૃષ્ટિ પડી. એટલે સોદાગરને પૂછ્યું કે શું આ ઘોડો તમે વેચાતો લીધો ? તો તેની લગામ કયાં છે ? સોદાગર બોલ્યો કે—લગામ માલીકે આપી નથી. આ ઉપરથી હલવાઇ અંદેશામાં પડયો. અને નિશ્ચય કર્યો કે જરૂર એ જાદુનો ઘોડો છે. માટે વેચાતો લેવો. આ ઇરાદાથી સોદાગર પ્રત્યે બોલ્યો કે—જો તમારે ઘોડો આપવાની મરજી હોય તો તમને રૂપિયા બે હજાર આપું. હલવાઇના બોલ શ્રવણે પડતાંજ સોદાગરના કાન ઠણક્યા કે ક્ષણવારમાં એક હજાર રૂપિયાનો નફો મળે છે તો ઘોડાની શી જરૂર છે ? એમ સમજી તેજ વખતે ઘોડો હલવાઇને આપી દીધો. અને પોતે બે હજાર રૂપૈયાની ગાંસડી બાંધી ચાલતો થયો. હલવાઇ લગામ લેવાને સ્વાર થઇને દોડાવતો દોડાવતો પેલા બ્રાહ્મણના ઘર તરફ ચાલ્યો. ને બ્રાહ્મણને જતાં રસ્તામાંજ પકડી પાડયો. બાદ તેની પ્રત્યે બોલ્યો કે—મહારાજ ! જો તમે આ ઘોડાની લગામ મને આપો તો હું તમોને સો રૂપિઆ આપું. આ સાંભળી પેલા લોભી બ્રાહ્મણે લગામ આપી દીધી કે તુરત તેને મ્હોમાં પેરાવી હલવાઇ ખુશી થતો પોતાને ઘેર લઇ ગયો મહારાજે બજારમાંથી એક રૂપિઓ ખરચી બીજું ચોકડું લઇ પેલા પ્રવાસી બ્રાહ્મણના આસ-

નપર નાખ્યું પણ તે શા કામનું ? પછી હલવાઇએ જાદુઇ ઘોડાને ઘેર લઇ જઇ ઘણા મજબુત દોરડાંથી અગાડી પછાડી બાંધી તેને સખત બાંધી લીધો. પછી બજારમા જઈ ચાર જોરાવર જુવાન મજુરોને બોલાવી તે ઘોડાને ચાબુકથી મારી મરણતોલ કરવાનો હુકમ કીધો. તેથી ઘોડાને સાવ ઠાર કરવામાં આવ્યો. હલવાઈ કોઇ કોઈ કામને લઇને બજારમાં ગયો તે સમય સાધી તેની પુત્રી તેની પાસે ગઈ તેની દુર્દશા જોઇ પોતે ઘણી દીલગીરી કરવા લાગી. મેં પ્રથમ તમને મારા પિતા વિષે સુચના આપી હતી. તથાપિ તમે તમારી મતિ પ્રમાણે વર્ત્યા તેથી તમારા બુરા હાલ થયા પરંતુ હવે કંઇ ચિંતા કરશો નહિ વળી હું એક યુક્તિ બતાવુંછું તે ધ્યાનમાં રાખજો. પ્રથમ મુજબ જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરી જે તે પ્રકારે નદી પસાર કરી જજો. એટલે મારા પિતાનો કશો ઉપાય ચાલશે નહિ. અને તમો સહિસલામત તમારા માતા પિતાને મળશો. આવું તે હલવાઈ પુત્રીનું બોલવું શ્રવણ કરી ઘોડે પોતાનો જમણો કાન હલાવ્યો. તેથી તે સમજી કે મારી સર્વ વાત એના ધ્યાનમાં ઉતરી ગઇ. પછી પોતાના ભાઇને પાસે બોલાવી કહ્યું કે—આ ઘોડાને તૃષા ઘણી લાગી છે તેથી પેલી ખીંટી પરની લગામ એના મ્હોમાં ચઢાવી નદીપર પાણી પાઇ આવ. આહા ! શું સુંદર ઘોડો છે. છતાં આપણા પિતાએ બિચારા અનાથ અને અબોલ પ્રાણીને માર મારી દુઃખી કર્યો. છોકરો સ્વાર થઇ નદીપર પાણી પાવા લઇ ગયો. એટલામાં હલવાઇ ઘેર આવ્યો અને ખીંટી તરફ નજર કરી તો લગામ મળે નહિ. તેથી પોતાની પુત્રીને બોલાવીને કહ્યું તો તેણે કહ્યું કે—ભાઇ તેને નદીપર પાણી પાવા લઇ ગયો છે. તે સાંભળી હલવાઇ અતિશે ગુસ્સે થયો. અને તરતજ તેની પાછળ ગયો.

ઘોડો નદીપર જઇ પહોચ્યો અને પાછળ દૃષ્ટિ ફેરવી જુવે છે તો શત્રૂને આવતો જોયો તેવોજ ચારે પગે દોડતો પેલા છોકરાને પીઠપરથી પાડી નાખી નદીપાર નિકળી જવાતે પાણીમાં પડયો. તેવોજ હલવાઇએ ત્યાં આવી તેને ઘેર્યો. એટલામાં ઘોડાના બે પગ બહાર અને બે પગ પાણીમાં એવી રીતે ઘોડો જમીનપર પડયો પ્રાણ નિસરી ગયાં અને એક જળચર પ્રાણી થઇ પાણીમાં પેસી ગયો. હલવાઇને ખબર થઇ કે શત્રુ પાણીમાં પુરો થઇ બેઠો છે. તેથી બોલ્યો કે શાબાશરે ચોર શાબાશ ! તું ઘોડામાંથી નાઠો પણ

હમણાંજ તુને પકડી પાડું છું. એમ કહી નેતરની છડી લઇ જોરથી પાણીપર અફાળવા લાગ્યા, જેથી પ્રાણીમાંના હજારો જળચર પ્રાણી તરફડી તરફડી મરણ પામ્યાં. તેવામાં એક પાણીઆરી પાણી ભરવાને આવી તેના ઘડામા દેડકાતે રૂપે રાજકુમારે પ્રવેશ કર્યો. સ્ત્રી પાણી ભરી ચાલી એટલે હલવાઇને જ્ઞાન દ્રષ્ટિથી ખબર પડી કે શત્રુ દેડકાને વિષે સ્ત્રીના ઘડામાં છુપાઇ બેઠા છે. પછી તે સ્ત્રીની પાછળ જઇ રસ્તામાં તેની પ્રત્યે બોલ્યો કે–બહેન! તારા બહેડામાંના પાણીથી મારા પીવરાવે તો હું તને બે રૂપીઆ આપું કહી તેને બે રૂપીઆ આપ્યા. તેજ વખતે પેલી બાઇએ પોતાના બહેડાનું પાણી તેના હાથપર રેડી દીધું. તો તેમાંથી દેડકો દૃષ્ટિએ પડયો. જેવો તેને પકડવા જાય છે તેવોજ ચીસ પાડવા લાગ્યો તેથી તેના મનમાં દયા ઉત્પન્ન થઇ અને મન સાથે કહેવા લાગ્યો કે–તેને પકડી ઘેર લઇ જવો. એટલાં તક જોઇ દેડકામાંથી નિસરી જઇ તીતર થઇ ઉડી ગયો, કે લાગલોજ હલવાઇ બાજ થઇ તીતરની પુઠે લાગ્યો. યોગી તીતર રૂપે આગળ અને હલવાઇ બાજરૂપે પાછળ એમ બન્ને જણા આકાશ માર્ગે ગતી કરતા રાજકુમાર યોગી તીતરરૂપે ઉડતો ઉડતો પોતાના શહેરમાં ચાલી પહોચ્યો. અને જે સ્થળે રાજા વજીરની સાથે વાતો કરતો બેઠો હતો તે સ્થળે તીતરનો વેષ પલટાવી દઇ એક સુંદર ચમત્કારી પુષ્પ થઇ રાજાના ખોળામાં પડયો પુષ્પને દેખતાંજ રાજા વિસ્મિત થઇ વજીરને કહેવા લાગ્યો કે આ નમુનાનું નૌતમ પુષ્પ એકાએક આકાશમાંથી શી રીતેથી પડ્યું? એનો શોધ ન કરતાં તે પુષ્પને હાથમાં લઇ સુંઘવા લાગ્યો. હલવાઇએ જોયું તો શત્રુયે રાજાનો આશ્રય લીધો છે તેથી મન સાથે કહેવા લાગ્યો કે—

> नीचाश्रयो न कर्त्तव्यः कर्त्तव्यो महदाश्रयः ।
> अजासिंहप्रसादेन आरूढोगजमस्तके ॥

નીચનો આશ્રય કદાપિ કરવો નહિ. મોટાનેજ આશ્રય લેવો. જેમકે બકરો સિંહના પ્રસાદે કરી હસ્તિના મસ્તકની પદ્દિને પામ્યો.

> महानुभाव संसर्गः कस्यनोन्नतिकारकः ।
> हरिहस्तगतः शङ्खः पवित्रः प्रथितो भुवि ॥

મહાનુભાવ પુરૂષનો સંસર્ગ કોને ઉન્નત નથી કરતો હાથીની સુંઢમાં રહેલો શંખ પૃથ્વીમાં પવિત્ર તરીકે વિખ્યાત થાય છે.

માટે આ સ્થળે આપણો ઉપાય ચાલે તેમ નથી. એમ સમજી હલવાઇનું રૂપ ધારણ કરી શહેરમાં આવ્યો. અને બીજે દિવસ દરબારમાં આવી રાજાની સન્મુખ સલામ કરી ઉભો રહ્યો તે પ્રસંગે રાજાયે તેને પૂછ્યું કે તુ કોણ? કયાંથી? અને શા કારણે આવ્યો છે? હલવાઇ બોલ્યો મહારાજ! હું બંગાળ દેશનો રહેનાર અને જાતનો હલવાઇ છુ. હું અનેક પ્રકારની જાદુ વિદ્યામાં કુશળ છું. મારી વિદ્યાના ચમત્કાર આપ નામદાર આગળ દર્શાવવાની ઇચ્છા રાખું છું. જો આજ્ઞા આપો તો અનેક પ્રકારની નવીન રમતો અને તમાસાઓ બતાવી માનવંતાનું મન પ્રસન્ન કરૂં. આ સાંભળી પોતાના જનાનખાનાના મહેલ આગળ ખેલ કરાવવાની સગવડ કરી પછી હલવાઇએ ઘણા ઘણા ખેલો કરી છેવટ જેને નવીન તમાસો કહે છે તે કરી બતાવ્યો. આ સઘળો તમાસો કુંડલા રાણીએ પણ જોયો. ત્યાર બાદ તેણે મજરો કર્યો. તેથી રાજા પ્રસન્ન થયા તેથી કાંઇ માગવા કહ્યું ત્યારે હલવાઇ બોલ્યો કે—મહારાજ! મારે આપની પાસેથી ધન, દોલત કે જાગીર વિગેરે કાંઇ પણ લેવાની અપેક્ષા નથી. પરંતુ આપના કોમળ હસ્તકમળને શોભાવનાર પુષ્પ છે તે લેવાની ઇચ્છા છે. આ વાક્ય શ્રવણ કરતાં ધીરસિંહ રાજાયે તત્કાળ તે પુષ્પ હલવાઇના હાથમાં આપી દીધું જેવું તેના હાથમાં આપ્યું અને ચુંટી નાખવા જાય છે તેવો તરત પોતે જુવારના કણુસલાં રૂપે ધરતીપર પડયો એટલે હલવાઇ તેમાંથી છુટા દાણા પાડી કુકડાનો વેષ ધારણ કરી તે દાણાનો ભક્ષ કરી ગયો. તે દરમ્યાને રાજકુંવારે જુવારના દાણાનું રૂપ વિસર્જન કરી પોતાના મૂળ સ્વરૂપમાં હાથમાં ખડગથી કુકડાનો શિરચ્છેદ કર્યો. કે હલવાઇ પ્રેતરૂપે ધરણીપર ઢળી પડયો. પછી રાજપુત્ર વીરસિંહ પિતાને મળ્યો સાષ્ટાંગ પ્રણામ કર્યો. તે વખતે વિસ્મત થઇ પિતાયે પૂછ્યું હે પુત્ર! તું આ સ્થળે એકાએક ક્યાંથી? ત્યારે તેણે સર્વ હકીકત કહી સંભળાવી. અને બોલ્યો કે હે તાત! જો આ પ્રકારનો મેં મારો શત્રુ હલવાઇ તેની સાથે આ નવિન તમાસાનો ખેલ કર્યો ના હોત તો જેવી હલવાઇની દશા થઇ તેવી અવસ્થા મારી દેખત. પછી કુંડલા પાસે જઇ કહ્યું કે—હે મા! મેં મારી અજ્ઞાન અવસ્થામાં વગર વિચારે આપના પાસે જે વસ્તુ માગી તેનું ફળ મને પ્રાપ્ત થયું. તેમાં તમોને દોષ નથી. તમે જો મારી પાસે નવીન તમાસો દર્શાવવાની માગણી ન કરી

હોત તો હું આજ રૈ રૈ નર્કનો અધિકારી થઇ ઘણુંજ દુઃખ ભોગવત. જે મનુષ્યમાં જ્ઞાન નથી તેનું જીવતર નિરર્થક છે કેમકે—

हतं ज्ञानं क्रियाहीनं हतश्चाज्ञानतो नरः ।
हतं निर्नायकं सैन्यं स्त्रियोनष्टात्यभर्तृका: ॥

જ્ઞાન છતાં જો સદ કર્મ કરતો નથી તો તેનું જ્ઞાન નથી પણ તે મનુષ્ય છતાં નહિ સરખો જાણવો. જે સૈન્યમાં નાયક એટલે રક્ષણ કરનાર નથી તે સૈન્ય છતાં નહિ સરખું સમજવું. કેમકે તેમનાથી કંઇ પણ પરાક્રમ થઇ શકે નહિ. વળી જે સ્ત્રીને માથે પતિ નથી તે સ્ત્રી જીવતી છતાં મરેલ સમાન છે.

राजपत्नी गुरुपत्नी मित्रपत्नी तथैवच ।
पत्नीमाता स्वमाता च पंचैते मातरः स्मृतः

આ વાતથી હું કેવળ અનાજ હતો,
આ વાત સાંભળી ભોજે તે બ્રાહ્મણને બે લક્ષ દીધા.

## પરકાયા પ્રવેશની વિદ્યા.

એક વખત ભોજરાજાના હૃદયમાં પરકાયા પ્રવેશ વિદ્યાની શોધ કરી તેની સાચી છે કે ખોટી તે જાણવા ઇચ્છા થઇ. તેથી પોતાનું રાજ્ય પ્રધાનને સોંપી હીમગીરી પર્વતની ગુફામાં જઇ જુવે છે તો ભૈરવાનંદ નામના તપસ્વી યોગેન્દ્ર દૃષ્ટિયે પડ્યા તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી તેની ભક્તી કરવા લાગ્યા રાજાની પહેલાં એક બ્રાહ્મણ પણ તે યોગેન્દ્ર પાસે પરકાયા પ્રવેશની વિદ્યા જાણવા માટે આવ્યો હતો પણ ગુરૂએ તે વિદ્યા બતાવી નહોતી. તેની તે બ્રાહ્મણે રાજાને કહ્યું કે તમારે મને તજી વિદ્યાભ્યાસ કરવો નહિ. ભોજે તેમ વર્તવા વચન આપ્યું કેટલાએક દિવસે રાજા યોગેન્દ્રને વિજ્ઞાપના કરવા લાગ્યા –હે પ્રભુ ! પ્રથમ એ વિદ્યા બ્રાહ્મણને આપો. પછી મને આપજો. ત્યારે તપસ્વિ બોલ્યો કે–રાજેન્દ્ર ! આ બ્રાહ્મણ પરકાયા પ્રવેશની વિદ્યાને યોગ્ય નથી. પરંતુ સર્વથા અયોગ્ય છે; એ પ્રકારે યોગીએ કહ્યું. તોપણ રાજાનો આગ્રહ જોઇ યોગી કહેવા લાગ્યા કે એને વિદ્યા આપવાથી તુંને પશ્ચાત્તાપ થશે. પણ રાજાના કહેવા ઉપરથી તેને પરકાયા પ્રવેશની વિદ્યા આપી તેમ ભોજરાજાને પણ બતાવી, બાદ તે બન્ને જણા થોડા દિવસ ધારાનગરીમાં આવી પહોંચ્યા.

રાજાને મ્હોટો હાથી મરી જવાથી પ્રજાનો ખેદ મટાડવા સારૂં પોતાના જીવનો પ્રવેશ પેલા મૃતક હાથીમાં કર્યો. રાજા આગળથીજ જાણતો હતો કે હું આમ કરીશ જેથી મારાં સૂનાં શરિરમાં બ્રાહ્મણ પ્રવેશ કરશે અને રાજ ભોગવશે તોપણ તે દરકાર ન કરતાં સાહસ કર્યું. રાજાના ધારવા પ્રમાણે નક્કી તે બ્રાહ્મણે રાજાનાં ખોળીયામાં પ્રવેશ કીધો. અને પોતે રાજ ચલાવવા તથા રાણીનું સુખ ભોગવવા લાગ્યો. જેથી બેઉ ધાટી પ્રીતિ બંધાઇ. બ્રાહ્મણનું ખોળીયું તેનાં સગાંવહાલાંઓએ મરી ગયો જાણી બાળી દીધું એક દિવસ રાણીને વહાલો શશિશેખર એ નામનો પોપટ અકસ્માત મરણ પામ્યો. તે પ્રસંગે રાજાએ વિચાર્યું કે રાણીનું શરીર બ્રાહ્મણને પ્રાપ્ત થઇ ચૂકયું. તેનો સ્પર્શ કરવા મારે તો વખતજ રહ્યો નહિ. જેથી હવે પોપટના શરીરમાં પ્રવેશ કરૂં. એમ ધારી પોપટના શરીરમાં પ્રવેશ કરી રાણીના હાથમાં આવ્યો. બ્રાહ્મણે વિચાર્યું કે રાણીને વધારે પ્રિય પોપટ છે જેથી વખત આવે હુંજ પોપટ થાઉં. જેથી રાજા તરત પોપટના શરીરમાંથી નિકળી ગરોળીના શરીરમાં પ્રવેશ કર્યો કે એકદમ તે બ્રાહ્મણે પોપટના શરીરમાં પ્રવેશ કર્યો કે એકદમ રાજાએ ગરોળીના શરીરનો ત્યાગ કરી પોતાના શરીરમાં પ્રવેશ કર્યો. રાણીને તે બ્રાહ્મણની સઘળી વાત કહી તેથી રાણીની પણ પોપટ ઉપર ઘણીજ અપ્રીતિ થઇ અને પોપટને પાંજરામાંજ કેદ રાખ્યો. રાજા ફત્તેહ પામ્યો અને બ્રાહ્મણ અધુરી સમજને લઇને કેદમાં મરણ સુધી પોપટરૂપ પડયો રહ્યો. " અલ્પ જ્ઞાન તે અતિ હાણ."

## ઢોલિયાની ચોકી -નિમકહલાલ નોકર.

ધારાધિપતિ ભોજની કેટલીક રાણીઓમાં નવી માનેતિ પ્રભાવતી નામની રાણીને પેટે રાજવારોમાં ઉત્તમ, ક્ષત્રીઓનું ભૂષણ, દાન દેવામાં પ્રીતિમાન્ એવો રત્નસિંહ નામનો કુમાર પ્રાપ્ત થયો. આથી રાજાના હર્ષની સીમા રહી નહી. ભોજરાજા દાનમાં કોઇ દિવસ પોતાનો હાથ પાછો ખેંચતા નહિ. તો આ મહદ્ હર્ષના વખતમાં શામાટે ખામી રાખે ?

ભોજનાં બધાં માણસો નિમકહલાલ હતાં એક વખત એવો બનાવ બન્યો કે ભોજરાજા પોતાની રાણી પ્રભાવતી તથા પુત્ર રત્નસિંહ સહિત પોતાના શયન મંદિરમાં સુતા હતા. ( એ કામમાં રાજાએ પોતાના સુવાના ઓરડામાં પણ પહેરેગીરો રાખતા. ) તે

મુજબ ભોજના ઢોલિયાની ચોકી કરનાર ચાર માણુસો ત્યાં હતાં. તેમાંના વીરપાળના પહેરેગીરનો અત્યારે પહેરો હતો, તેણે એક કૌતુક જોયું. તે એ હતું કે-રાણી પ્રભાવતીની છાતી ઉપર એક કાળો ફણિધર લટકતો હતો તેના મ્હોઢામાંથી પડતી લાળ રાણીનાં સ્તનો ઉપર જ પડતી હતી. આ સરપ ઉપર તેની નજર પડીકે તરતજ ત્યાં દોડી જઇ લાગી જોઇ તરવારથી તુરત સર્પના કટકે કટકા કરી મારી નાખ્યો. અને તે કટકા એક ખુમચામાં ભેગા કરી તે ઢોલીયાની નીચે મૂકી દીધા. ત્યાર બાદ રાજા રાણીપર દૃષ્ટિ કરી તો રાણીની ખુલ્લી છાતીપર તે સર્પની લાળ પડેલી જોવામાં આવી. તેથી પોતાના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે-આ સમયે રાણીને જાગૃત કરી ચેતવણી આપીશ તો તે વખતે મારા ઉપર કોપ કરશે અને કદાપિ જાગૃત નહિ કરૂંતો જેવો રાજકુંવર જાગૃત થઇ રૂદન કરશે. તેવોજ તેને ખોળામાં લઇ સ્તનપાન કરાવા જશે તો એ ઝેરથી રત્ન સરખો બાળક મૃત્યુ પામશે આ વિચાર મન આણી શશિકળા નામની દાસીને ચેતાવવા ગયો તો તે પણ નશીબયોગે ત્યાં હતી નહિ. તેથી પ્રભાવતીને જાગૃત નહિ કરતાં સ્તન ઉપરથી ઝેર રૂથી હળવે રહીને તમામ સાફ કરી નાખ્યું. પછી પોતાની જીભથી સ્તનની આસપાસના સર્વે ડાઘ ચાટી ચાટીને સાફ કર્યાં. પાણીના કોગળા કરી મ્હોં શુદ્ધ કરી રૂના પુમડાને ભીનું કરી જેવું રાણીના સ્તનપર ફેરવી પોતે પહેરાપર જાય છે તેવુંજ રાણીને ઠંડુ લાગવાથી તેની આંખ ઉઘડી ગઇ. અને વીરપાળને જતો જોયો. વીરપાળને પહેરો ખલાસ થવાથી તેને બદલે મદનપાળ પહેરા ઉપર ઉભો. રાણીને ખાત્રી થઇ કે વીરપાળે મારા સ્તનનો સ્પર્શ કર્યો પણ મારા જાગૃત થવાથી તે ચાલ્યો ગયો છે એમ નિશ્ચય કરી મોટા ક્રોધાવેષથી ભોજરાજાને જાગ્રત કરી કહેવા લાગી કે પહેરેગીર વીરપાળે મારા સ્તનનો સ્પર્શ કર્યો છે. માટે તેને એકદમ દેહાન્તદંડની શિક્ષા આપવી ઘટે છે, પ્રભાવતીનું આ પ્રકારનું બોલવું સાંભળી ભોજરાજાને ઘણોજ ક્રોધ ચઢયો. તેથી કંઇ પણ વિચાર નહિ કરતાં મદનપાળ પહેરેગીરને હુકમ કર્યો કે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં વીરપાળનો શિરચ્છેદ કરો. રાજાનું ક્રોધિત ભાષણ સાંભળી હાથ જોડી કહેવા લાગ્યો કે-પ્રજાનાથ ! મારી વિનંતિ કૃપા કરી શ્રવણ કરશો. તો આપનો મારા પર મહદ્ ઉપકાર થયો એમ

હું માનીશ. અમોચાર પહેરેગીરમાં કોઇના હાથથી આપનો કદિ પણ અન્યાય થવાનો નથી. એવો આપને પણ નિશ્ચય થઇ ગયો છે છતાં શિરચ્છેદ કરવાનો હુકમ કરોછો તે હુકમ મસ્તકે ચઢાવવાને તૈયારછું પરંતુ અવિવેક પણાથી જેમ માધવ એને મુકુંદને પરિણામે દુઃખ અને સંતાપ પ્રાપ્ત થયાં તેમ આપને પણ થશે. રાજા બોલ્યો કે તેઓને પરિણામે કેવાં દુઃખ પ્રાપ્ત થશે તે મને કહો.

## મુકુન્દસિંહનું સાહસ—પશ્ચાતાપ.

દહેણું નામના ગામમાં માધવસિંહ નામનો એક ગરાસિઓ રજપુત હતો. તે મોટો ચતુર હતો. તેની એવી ટેવ હતી કે ગમે ત્યાં જવું હોય એટલે કે ઘરની બહાર-બે ડગલાં જવું હોય તો પણ સાથે તમામ હથીયારો ઘોડું અને એક પાળો લઇ બહાર જતો તેણે એક કુતરો પાળ્યો હતો તે પણ બધી જગોએ સાથેજ જતો. એક દિવસ માધવસિંહને એકદમ કોઇ કામસર જવું થતાં તે પોતાના હથિયાર વિગેરે કંઇ પણ ન લેતાં એક માત્ર ઘોડાંપર બેસી વિદાય થયો. બે ખેતરવા દૂર ગયો એટલામાં રસ્તા ઉપર મહાભયંકર અજગર પડયો હતો. તેણે પોતાનું મ્હોઢું પ્હોળું કરી માધવસિંહને ઘોડા સહિત ગ્રાસ કરવાનો આરંભ કર્યો. તે વખતે તે મોટા વિચારમાં પડી લાંબા સાદથી પોકાર કરવા લાગ્યો અને બોલ્યો કે અરે દૈવ ! આ સમયે હથિયાર નથી. તેમ પ્રાણ—રક્ષક કુત્રો પણ નથી. તો આ પ્રાણઘાતક દુષ્ટ અજગરના મુખમાંથી કેવે પ્રકારે મારૂં રક્ષણ કરુ—વળી જંગલમાં મનુષ્ય પણ નહિ તેથી કોણ સ્હાય કરે? પરંતુ ઇશ્વરને કર્त्तव्य વસ્તુ છે તેથી કુત્રો બહાર ભાગોળે આવેલો તેણે પોતાના ધણીનો સાદ સાંભળ્યો કે—લાગલો તે માધવસિંહ તરફ દોડી ગયો. અને જુવે છે તો ઘોડો તથા પોતાનો ધણી અજગરના મુખમાં ફસાયલા અને બહુ સંકટ ભોગવાતા જોયા, કે તુરત પોતાના ઘર તરફ દોડયો અને ઘરમાંથી સમશેર શોધી કહાડી પોતાના મુખમાં લઇ પોતાનો ધણી જે સ્થળે અજગરના પંઝામાં સપડાયો છે તે તરફ જવાને બહાર નિકળ્યો. તેવામાં કુત્રાને તરવાર મુખમાં ઘાલી લઇ જતાં તેના પુત્ર મુકુંદસિંહની દૃષ્ટિ તેનાપર ગઇ. એટલે તે કુત્રાપર ક્રોધ આવ્યો, કે આ કુત્રો ઘરમાંથી હરકોઇ વસ્તુ બહાર લઇ જઇ ગુમાવી દે છે એવું મનમાં આણીને તેને મારવાને લાકડી શોધવા જાય છે તેવામાં એકદમ ઘણીજ ત્વરાથી માધવસિંહ

પાસે જઇ પહોંચ્યો અને લાગલી તરવાર પોતાના ધણીને સોંપી કુત્રો ઘેર આવ્યો. કુત્રાને તરવાર વગરનો દેખી પુત્રને નિશ્ચય થયો કે હમેશાં આજ પ્રમાણે ઘરમાંથી હરેક વસ્તુ ગુમાવી દેતો હશે, માટે એ કુત્રો આપણા કામનો નહિ. એમ બોલી એક મોટો પથ્થર હાથમાં લઇ જોરથી તેના કપાળમાં માર્યો કે લાગલો તમ્મર ખાઇ તેજ વખતે મરણ પામ્યો. અહિઆં ઘોડો તથા પોતે કમ્મર સુધી અજગરના મુખમાં ઉતરી ગયા છે તેવામાં જેવી તરવાર પોતાના હાથમાં આવી કે તુરત તેનાથી અજગરનું મુખ ચીરી નખી તેના શરીરના ટુકડે ટુકડા કરી ઘોડા સહિત પોતે અજગરના મુખમાંથી સહિસલામત બહાર નિકળ્યો. પછી ઘણા હર્ષથી કુત્રાને મળવાની આતુરતાથી પોતાને ઘેર આવ્યો અને દિકરા પ્રત્યે બોલ્યો કે—દીકરા ! આપણા કુત્રાની મને જલદીથી ભેટ કરાવ આજ તેણે મારા તથા આપણા ઘોડાના પ્રાણનું રક્ષણ કર્યું છે. પિતાનો આ પ્રકારનો બોલ શ્રવણ કરતાંજ મુકુંદ બોલ્યો કે—પિતાજી ! અવિવેકથી વિચાર ન કરતાં મેં એ કુત્રાને મારી નાંખ્યો છે. કેમકે મ્હોમાં તરવાર લઇને તે બહાર ગયો. થોડીવારે તરવાર વગરનો એકલો આવતો જોઇ મને નિશ્ચય થયો કે એણે તરવાર ગુમાવી દીધી. આ કારણથી ક્રોધના આવેશથી મારી નાંખ્યો માટે હે પિતાજી મને ક્ષમા દો કેમકે—

नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमाः ॥ ३२० ॥

માણસનું આભૂષણ રૂપ છે. રૂપનું આભૂષણ ગુણ છે અને ગુણનું આભૂષણ જ્ઞાન છે, અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે.

માધવસિંહે વિચાર્યું કે ભાવી દૈવાધીન છે કેમકે—

गुणोऽपि दोषतां याति वक्रीभूते विधातरि ।
सानुकूले पुनस्तस्मिन्दोषोऽपि च गुणायते ॥३२१॥

જ્યારે વિધાતા વાંકો હોય ત્યારે ગુણ દોષ રૂપ થાય છે અને જો વિધાતા અનુકૂલ હોય તો દોષ પણ ગુણ રૂપ થાય છે.

અપાર શોકપ્રદ વાતથી મોટા પર્વતની શિલાની માફક મૂર્છા આઇ પ્રાણઘાત કર્યો.

મદનપાળ પહેરેગીર કહેવા લાગ્યો કે–મહારાજ અવિચાર્યું કર્મ કરનારને પાછળથી કેટલો શોક સહન કરવો પડે છે ! આ કથા કહિ સંભળાવી એટલે મધ્યરાત્રી પુરી થઇ તેથી તે પહેરેગીર બદલી તેની જગોએ કૃપાપાળ નામનો પહેરેગીર આવ્યો રાજાએ કૃપાપાળને પોતાની પાસે બોલાવી કહ્યું કે–મેં મદનપાળને વીરપાળનો શિરચ્છેદ કરવાનું કહ્યું હતુ છતાં તેણે મારી આજ્ઞાનો લોપ કર્યો આ ઉપરથી હું તને હુકમ કરૂંછું કે એકદમ તે બન્ને પહેરેગીરનાં મસ્તક કાપી નાંખ. આ પ્રકારનું રાજાનું સંભાષણ સાંભળી કૃપાપાળ બોલ્યો કે–પ્રતિપાળ ! અમો ચાર પહેરેગીરમાંથી કોઇના હાથથી આપનો અન્યાય થાય એવો સંભવ નથી છતાં તે બન્નેનો શિરચ્છેદ કરવાની મને આજ્ઞા આપોછો તે પ્રમાણે કરવાને મને વિલંબ નથી. પરંતુ અવિચારથી કોઇ પણ કામ કરશો તો જેવી રીતે વિષ્ણુશર્મા બ્રાહ્મણની અવસ્થા થઇ તે પ્રમાણે આપને પણ પરિણામે દુઃખ પ્રાપ્ત થશે. રાજાએ તેને પૂછ્યું કે વિષ્ણુશર્મા કોણ હતો અને તેને શા કારણથી દુઃખ સહન કરવું પડયું તે કથા મને વિસ્તારીને કહે.

## ઉપકારને બદલે અપકાર.

કાસાહદ ગામમાં વિષ્ણુશર્મા નામક એક બ્રાહ્મણ પોતાના કુટુંબ સહિત રહેતો હતો તેણે ગમ્મતને સારૂ એક બકરો પાળ્યો હતો. એક દિવસ તે વિષ્ણુશર્મા બકરાને તથા પોતાના એકના એક ચાર વર્ષના છોકરાને સાથે લઇ સરોવર કિનારે પુષ્પો તથા તુળશી લેવા ગયો. ત્યાં પોતાના છોકરાને તથા બકરાને છુટા મુકી ફુલ વિણવા લાગ્યો. બકરો નજીકમાં એક પાણીનો ઝરો હતો તે સ્થળે ચારો ચરવા લાગ્યો, અને પોતે ફુલ ચુંટતો દૂર ચાલ્યો ગયો. છોકરો બેઠો બેઠો સરોવરની નજીકમાં રમ્યા કરતો હતો. તેવામાં અકસ્માત્ એવો બનાવ બન્યો કે જે સ્થળે છોકરો રમતો હતો તે સ્થળે એક રાની સુવ્હર તે સ્થળે તેને મારવા તેની તરફ દોડતો આવતો હતો. તેને જોઇ બકરો એકદમ તેના સ્હામો ધસી જઇ પોતાનાં મજબુત સીંગડાથી તેની સાથે લડવા લાગ્યો. અને તેને થકવીને એકદમ પોતાનાં સીંગડાંથી પાણીમાં નાખી દીધો. તેનો અવાજ સાંભળી વિષ્ણુશર્મા મનમાં ગભરાયો ને કહેવા લાગ્યો કે અવશ્ય મારા છોકરાને એ બકરે પાણીમાં નાખી દીધો. એમાં સંદેહ નહિ. એમ વિચારી એકદમ

દોડતો સામે ગયો. અને તે બ્રાહ્મણની સાથે રમત કરવા લાગ્યો. પરંતુ બ્રાહ્મણે છોકરાને નહિ દેખવાથી તેના મનમાં એમ નક્કી થઇ ગયેલું કે છોકરાને બકરાએ પાણીમાં ફેંકી દઇ મારી નાખ્યો છે. તેથી વગર વિચારે એક મ્હોટો પથ્થર લઇ બકરાના કપાળમાં માર્યો કે તુરત મસ્તક ફાટી ગયું. અને તે ગરીબ બિચારો રામશરણ થઇ ગયો. પેલો છોકરો રાની ડુક્કરના ભયથી નાસીને ઝાડની ઓથે સંતાઇ બેઠેલો તે બ્રાહ્મણની દૃષ્ટિએ પડેલો નહિ તેથી બ્રાહ્મણે વગર વિચારે અને વગર તપાસ કરવે સાહસ કર્મ કર્યું. પછી શોધને સારૂ ઝરા ઉપર ગયો તો રાની ડુક્કરને પાણીમાં તરફડીયાં મારતો અને ક્ષણે બે ક્ષણે મરશે એવો જોયો. પોતાનો પુત્ર જે સંતાઇ બેઠેલો હતો તેની દૃષ્ટિ પોતાના પિતા તરફ પડતાંજ ત્યાંથી દોડતો દોડતો આવી પોતાના પિતાને વળગી પડયો. અને બોલ્યો કે-બાપા મોટો હાઉ મને ખાવાને આવતો હતો. તેને આપણા બકરાએ મારી પાણીમાં નાખી દીધો. અને મને બચાવ્યો. તેથી નાસીને પેલા ઝાડ નીચે સંતાઇ બેઠો હતો. પુત્રનું આ પ્રકારનું ભાષણ શ્રવણ કરતાંજ વિષ્ણુ શર્માને તે બિચારા ગરીબ બકરાને મારી નાખ્યો તેનો પસ્તાવો ભોગવવો પડયો. આ પ્રકારે કૃપાપાળ પહેરેગીરે રાજાને વાર્ત્તા કહી સંભળાવી. અને બોલ્યો કે-મહારાજ! વગર વિચારે અને વગર તપાસ કરવે એકદમ જે સાહસ કામ કરે છે તેને આવો સંતાપ જન્મ પર્યંત રહે છે. આટલી વાર્ત્તા કહી પોતાનો પહેરો ખલાસ થવાથી ગિરધર પહેરેગીરને જાગૃત કરી પહેરાપર ઉભો રાખી પોતે પોતાને સ્થાનકે જઇ નિદ્રાવશ થયો.

ચોથો પહેરેગીર પહેરાપર હાજર થયો જોઇ, રાજાએ તેને પાસે બોલાવી હુકમ કર્યો કે-વીરપાળ, મદનપાળ અને કૃપાપાળ એ ત્રણ પહેરેગીરનો આ વખતે એકદમ શિરચ્છેદ કરો. રાજાની આજ્ઞા થતાંજ દયાપાળ હાથજોડી બોલ્યો કે-મહારાજ આપના હુકમને તાબે થવા એક ક્ષણની પણ મને વિલંબ નથી તથાપિ અજ્ઞાનપણે કામ કરશો તો સૂર્યકેતુ રાજાની અવસ્થા બની તેવી આપની બન્યા વગર રહેનાર નથી. ત્યારે રાજાએ કહ્યું કે-સૂર્યકેતુ રાજાની કથા અથથી તે ઇતિ સુધી નિવેદન કર. એ સાંભળી તે બોલ્યો કે હે ભૂપતિ! શ્રવણ કરો.

## રક્ષણ કરનારનો નાશ.

ઉદયનપુર નગરમાં સૂર્યકેતુ નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં ધર્મપાળ નામે શાહુકાર વસતો હતો. તેણે પોતાના મનને આનંદ મેળવવા માટે કાન્તીવંત અને હુશિયાર પોપટ પાળ્યો હતો. તે ધર્મપાળ પ્રતિદિવસ દરબારમાં જાય ત્યારે ગુંચવાડા ભરેલા કજીઆનો ફેંસલો કરવામાં તે પોપટની સલાહ લઇ રાજાના ન્યાયાધીશને કહેતો. ન્યાયાધીસ તે પ્રમાણેજ વર્ત્તતા. આથી તે શાહુકાર રાજા વગેરે ઘણુંજ ચહાતા.

એક દિવસે કોઇ અન્ય દેશાવરના બે ગ્રહસ્થ ધર્મપાળને ઘેર વ્યાપાર સંબંધી કામ સારૂ આવ્યા હતા. તે બન્નેમાં કાંઇ કારણુ-સર કલેશ ઉભો થયો. અને ગાળાગાળીપર આવ્યા. પરંતુ તેઓની ભાષા કોઈના સમજવામાં આવી નહિં તેથી છેવટ તેઓ રાજાપાસે ફરીયાદે ગયા. વ્યાપારીની ભાષા જાણનાર દુભાષિયો હતો તેણે બધી હકિકત રાજા આગળ વિદિત કીધી પરંતુ ખરાખોટાની પરિક્ષા કરવી તેને સારૂ સાક્ષી જોઇએ તથાપિ તેની ભાપા બોલનાર કચેરીમાં કોઇ સાક્ષી નહોતો તેથી રાજા વિચારમાં પડયો અને બોલ્યો કે—આ બન્નેના ઝઘડામાં સાક્ષી શિવાય ખરાખોટાનો ન્યાય શી રીતે કરવો તે કંઇ સુજે પણ નહિં આ વર્ત્તમાન ધર્મપાળે પોતાના પોપટને કહી સંભળાવ્યું. એટલે પોપટ બોલ્યો મને રાજ કચેરીમાં લઇ ચાલો. તેથી પોપટને કચેરીમાં લાવ્યા. તે પ્રસંગે પોપટ બોલ્યો. આ બન્નેની ભાપા કઇ છે તે હું જાણતો નથી. પરંતુ આ બન્નેનું પરસ્પર ભાષણ થયું તે આદ્યંત કહુંછું. પછી તે બન્ને પોતાના શેઠને ઘેર એક બીજામાં જે જે શબ્દો બોલેલા તથા ગાળાગાળીપર આવેલા તે સાંવસ્તર કચેરીમાં કહી સંભળાવ્યું. દુભાષિયે રાજા આગળ વિદિત કર્યું કે તત્કાળ ઇન્સાફ થઇ ગયો. તે વખતે સર્વ લોકોને તથા રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું. અને માંહોમાંહે કહેવા લાગ્યા કે ધર્મપાળનું ચાતુર્ય અને પરાક્રમ એ પોપટથી પ્રકાશિત થયું છે. એમ સમજી દુરાગ્રહ કરી તે પોપટ ધર્મપાળ પાસેથી છીનવી લીધો. તેથી તે શાહુકાર પરમ દુઃખ પામવા લાગ્યો, પરંતુ રાજા પાસે તેનું શું જોર ? પછી તે પોપટપર રાજા બહુ પ્રીતિ રાખતો; અને દિવસ રાત્રી પોતાની નજરથી અળગો કરે નહિં એ

પોપટની સલાહથી રાજાએ હજારો ન્યાય કીધા. આવા એક પરમ ચતુર પક્ષીને જોઇ રાજાનો તેના પર અતિ ભાવ બેસી ગયો. એક દિવસ રાજાને મૃગયા રમવા જવાની ઇચ્છા થઇ તેથી પોતાનો પ્રધાન ને કેટલુંક સૈન્ય લઇ અરણ્યમાં જવાને નિકળ્યા. ત્યાં પણ પોપટને સાથે લીધો હતો. રસ્તામાં ચાલતાં રાજા અને પ્રધાન એક બાજુએ અને સઘળું સૈન્ય બીજી બાજુએ એમ વિખુટા પડી ગયા. રાજા તથા પ્રધાને દિવસના બે પ્રહર સુધી ચાલ ચાલ કર્યું. પાસે કંઇ ખાવાના પદાર્થો પણ લીધેલા નહિ હતા, તેમ આસપાસ કોઇ ગામ પણ નહિ હતું તેથી નિર્જન અરણ્યમાં અતિશય ક્ષુધા અને તૃષાતુર થયેલા, ગ્રીષ્મ ઋતુનો દાવાગ્નિ પ્રસરી રહેલો તેથી રાજાનું સર્વાંગ તૃપ્ત બની ગયું. અને કંઠે શોષ પડી જવાથી પ્રાણ જવાનો સમય આવ્યો. આ પ્રકારનું સહન નહિ થઇ શકવાથી એક સુંદર ઘટાટોપ વટવૃક્ષ તે સ્થળે આવી ઘોડાપરથી ઉતરી અચેત થઇ તેની સીતળ છાયામાં પડયો. અને પ્રધાનને કહેવા લાગ્યો કે- તૃષાથી પ્રાણ વ્યાકુળ થાય છે. હવે ઘડી બે ઘડીમાં મારા પ્રાણ નિકળી જશે. માટે કોઇ પણ સ્થળે જઇ સત્વર પાણી ભરી લાવ. અને મારી તૃષાને શાન્ત કર. રાજાનું વચન શ્રવણ કરી પોતે પાણીની શોધ માટે ગયો. પણ ક્યાંય પાણી જોવામાં આવ્યું નહિં ચાલતાં ચાલતાં રસ્તામાં એક ઉદંબર ( ઉમરડા )નું વૃક્ષ તેના ધુંગા (જાળા)માંથી પાણીના જેવી ધારા પડતી દીઠી. તેને ખરેખરૂ પાણી ધારી તુરત પાસે આવી ચાંદીની ઝારી ધાર નીચે ધરી રહ્યો. થોડી વારે તમામ ઝારી પાણીથી ભરાઇ ગઇ કે લાગલો રાજા પાસે આવી તે ઝારી રાજાની પાસે મુકી અને રાજાને સાવધ કરી પાણી પીવાને અરજ કરી. રાજા જેવો મુંઢ ફેરવી પાણી ભરેલી ઝારી લેવા જાય છે. તેવીજ પેલા પોપટની દૃષ્ટિ પડી કે તુરત તેને ઝેર છે એમ ઓળખી પોતાની પાંખની ઝપાટથી એકદમ ઝારી ઉંધી વાળી નીચે ફેંકી દીધી. આ દેખી રાજાને અતિશે ક્રોધ ચઢયો અને કહેવા લાગ્યો કે-અરે દુષ્ટ ! હે પાપી ચંડાળ ! આવા નિર્જન અરણ્યમાં ભૂખ તથા તરસ્થી મૃતકને પાત્ર થઇ ગયેલો જે હું તેને સારૂ પ્રધાન મહા કષ્ટથી રખડી રઝળીને પાણી લાવ્યો તે મોંઘા મૂલનું પાણી તેં ઢોળી નાંખ્યું ? ધિક્કાર છે તુને. ગમે તેવો ચતુર અને વિચક્ષણ પણ જાનવર તે જાનવરજ. ખરેખર ! દુર્જન એ પોતાનો ભાવ ભજવ્યા વગર રહેતો નથી. કેમકે—

निष्णातोऽपि च वेदान्ते साधुत्वं नैति दुर्जनः।
चिरं जलनिधौ मग्नो मैनाक इव मार्दवम् ॥१२२॥

જેમ સમુદ્રમાં લાંબો કાળ ડુબી રહેલો મૈનાક પર્વત કોમળતાને પામતો નથી, તેમ દુર્જન વેદાંતનો પાર પામ્યો હોય તોપણ સાધુ પણું પામતો નથી.

હવે તું મારે બિલકુલ કામનોજ નથી. આમ કહી વગર વિચારે પોતાની કમ્મરમાંથી જમૈયો કહાડી એકદમ તેનું મસ્તક કાપી નાખી એવા એક અમૂલ્ય નિમકહલાલ અને નિર્દોષ પ્રાણીને મારી નાખ્યો અને તે પ્રધાનને ફરી પાણી લેવા મોકલ્યો. પ્રધાન પહેલાં જે જગોએથી પાણી લાવ્યો હતો તેજ જગોએ અગાઉની પેઠે પાણીનાં ટપકાં પડતાં હતાં. તેની નીચે ઝારી ધરી રહ્યો અને ઉંચી દૃષ્ટિ કરી તો ઝાડની બખોલમાં એક મ્હોટા મણિધર સર્પને લાંબો થઇ પડેલો દીઠો તો તેના વિકાશેલા મોઢામાંથી લાળ પડયા કરતી હતી. આ લાળને પાણી સમજી પ્રથમ લઇ ગયેલો પરંતુ જેની આયુષ્ય બળવાન છે તેને કોણ મારી શકનાર છે? અરે! આ તૃષાથી આતુર થયેલો મનુષ્ય જે વખતે પીશે તે વખતે ક્ષણવાર પણ બચવાનો નથી. એટલું બોલી તત્કાળ તે પાણી ઢોળી દીધું અને રાજા પાસે દોડતો આવીને તમામ હકીકત નિવેદન કરી. તે સાંભળી રાજા મન સાથે કહેવા લાગ્યો કે—

અરે! મેં ચંડાળે મારા પ્રાણ રક્ષક પોપટને વગર વિચારે મારી નાખ્યો. એ હું કેવો પાપી જો મેં તે પાણી એજ વખતે પીધું હોત તો મારી કેવી દશા બની હોત? ખરેખર મેં દુર્જને પોપટને દુર્જન કહ્યો પણ તે તો સજ્જનજ.

काकैः सह पवृद्धस्य कोकिलस्य कला गिरः।
खलसङ्गेऽपि नैष्ठुर्यं कल्याणप्रकृतेः कुतः ॥३२३॥

કાગડાની સાથે બાળપણથીજ વૃદ્ધિ પામેલા કોયલીની વાણી જેમ મધુર હોય છે તેમ સુંદર પ્રકૃતિવાળા ઉત્તમ પુરૂષોને દુર્જનનો સંગ થાય તો પણ ક્રુરતા ક્યાંથી આવે?

આ રીતે શોક અને પશ્ચાત્તાપ કરતો થોડા દિવસમાં તે રાજા મરણ પામ્યો.

ચોથા પહેરેગીરે ભોજરાજાને આ વાર્તા કહી સંભળાવી અને બોલ્યો મહારાજ! અવિવેકથી ક્રોધને સ્વાધીન થઇ અનુચિત કર્મ કર્યું તો આખરે શોકપ્રદ થઇ મરવું પડ્યું. માટે પરિણામે આપને દુઃખ અને પશ્ચાત્તાપ ન થાય એવું કામ કરવાને પ્રથમ આપ સારી પેઠે વિચાર કરજો. કેમકે આપ સુજ્ઞ અને વિચારવંત સિંધુલના પુત્ર છો. આ રીતે રાજાનું દૃષ્ટાન્ત આપી આખી રાત્રી વિતાવી. અને પ્રાતઃકાળ થયો. ભોજરાજાને ત્રણે પહેરેગીરોએ જુદાં જુદાં દૃષ્ટાન્તો આપી વાર્તાઓ સંભળાવી તો પણ ક્રોધાગ્નિ શાંત થયો નહિ. પ્રધાનને હુકમ કર્યો કે તે ચારે પહેરેગીરોને એકદમ શૂળીની શિક્ષા કરો. આ પ્રમાણે આજ્ઞા થતાં તત્કાળ પ્રધાન તે ચારેને બાંધી શૂળી દેવાની જગોએ લઇ ગયો. આ વખતમાં અપરાધીને ઇચ્છીત પદાર્થ આપવાનો રાજ્યરીત પ્રમાણે ધારો હતો તેથી ચારે જણાને પ્રધાને પૂછ્યું કે તમારી જે ઇચ્છા હોય તે આ વખતે માગી લ્યો તે ચારે જણા બોલ્યા કે અમારે બીજી કોઇ પણ વસ્તુની તૃષ્ણા નથી. માત્ર આ સમયે છેલ્લામાં છેલ્લા ભોજરાજાનાં દર્શન કરવાની ઇચ્છા છે તે પૂર્ણ કરો. પ્રધાને પોતાના હજુરી રાજા પાસે મોકલી એ ચારે કેદીઓની અરજ કહી સંભળાવી રાજાએ આજ્ઞા આપી કે તરત તે તે ગુન્હેગારોને રાજા આગળ ઉભા કીધા તે પ્રસંગે તેઓએ બે હાથ જોડી મસ્તક નમાવી વિનતી કરી કે મહારાજ! અમો ચારેનો અપરાધ શો છે? તે પ્રથમ સંભળાવી પછીથી અમારો શિરચ્છેદ અથવા શુળીની શિક્ષા કરો તો અમારો પ્રાણ ગતે જાય. ત્યારે ભોજરાજા બોલ્યા કે—વીરપાળે મારી રાણી પ્રભાવતીના સ્તન ઉપર દુષ્ટબુદ્ધિથી હાથ લગાડ્યો અને તમો ત્રણે જણા તેના મેળાપી હોવાને લીધે અને ન્હાના પ્રકારની વાતોના દૃષ્ટાન્તો આપી મારી આજ્ઞાની અવગણના કરી. એટલા માટે તમો ચારેને શૂળી દેવાની શિક્ષાનો હુકમ આપ્યો છે. આમ હકીકત સાંભળી વીરપાળ પહેરેગીર હાથ જોડી રાજાની આજ્ઞા માગી બોલવા લાગ્યો કે—હે પ્રથ્વીનાથ! મેં દુષ્ટ બુદ્ધિથી મારી માતુ પ્રભાવતીના સ્તનનો સ્પર્શ કર્યો નથી. તેને હું મારી માતા ગણું છું. મેં સ્તનનો સ્પર્શ કર્યો છે એ વાત મારા પ્રમાણિકપણાથી કહું છું કે સાચી છે. પરંતુ આપના નિદ્રા લેવાના ઢોલીયા નીચે જે વસ્તુ ખુમચામાં ભરી રાખી છે તે મંગાવી તપાસ કરો. ત્યાર બાદ આગળ બીજી વાત વિસ્તારી

નિવેદન કરીશ. આ સાંભળી ભોજ રાજાએ દાસીને બોલાવી ઢોલી-યા નીચેથી ખુમચામાં શી વસ્તુ છે તે તપાસવા મોકલી. દાસીએ તરત જઈ ત્યાંથી ખુમચો લાવી સભાની સમક્ષ રજુ કર્યો તો એક મોટા ભયંકર સર્પને મારી નાંખી કેટલાક કટકા ભરી મુકેલા દીઠા એટલે રાજન વીરપાળ પ્રત્યે બોલ્યો કે-આ વર્તમાન આદિથી અંત સુધીનું વિસ્તારી કહી સંભળાવ. પછી વીરપાળ બોલ્યો-હે રાજેન્દ્ર! ગઇ કાલે પહેલી રાતનો પહેરો ભરવાનો મારો વારો હતો. હું મારી નોકરી ઉપર ઘણુંજ સાવધપણાથી પહેરો ભરતો હતો. ત્યાં ચાર ઘડી રાત્રિ જતાં આપના ઢોલીયા ઉપર ચોથા માળમાંથી એક પીઢની બાજુમાંથી આ મ્હોટો વિકાળ સર્પ જ્યાં આપ રાણી તથા આપનો રાજકુમાર નિદ્રાવશ થયેલા તેના મધ્યોમધ્ય ભાગ ઉપર એક દોરડાંની મિસાલે લટકયો. એ સર્પે પોતાનું મુખ વિકાશેલું, તેની લાળ રાણીની છાતીપર પડતી હતી. દિવાની બત્તીઓ બળ્યા કરતી હતી. પહેરો ભરતાં સહેજ મેં ઉંચી દૃષ્ટિ કરી તો આ કૃતાંત કાળને નજરે જોયો કે તુરત આપના ઢોલીયા પાસે આવ્યો અને મારી તરવારથી લાગ જોઇ તેનો ઘાત કર્યો. ત્યાર બાદ મેં આપની તરફ દૃષ્ટિ કરી તો પ્રભાવતિનાંજ સ્તનપર ઝેરરૂપી લાળ પડેલી દીઠી. આ વખતે તમો ત્રણ જણાં ભરનિદ્રામાં હતાં તેથી વિચાર કર્યો કે કદાપિ મહારા-ણીને આ પ્રસંગે જાગૃત કરી આ હકીકતથી વાકેફ કરૂં, અને કદાપિ મારા ઉપર ક્રોધ કરે તો સ્હેજ પુન્ય કરતાં પાપ ગળે ચોટશે. અને જો નહિ કહું તો ક્ષણ વાર પછી રાજકુમાર જાગૃત થઇ સ્તનપાન કરવા સારૂ રૂદન કરશે. અને તેને લઇ ધવરાવશે તો જરૂર તેજ વખતે રત્ન સરખો ભવિષ્યનો અમારો અન્નદાતાર મરણ પામશે. માટે કોઇને અડચણ અથવા કોઇના જીવને જોખમ નહિ થતાં સર્વેનું રક્ષણ થાય એવો ઉપાય કરવો. ચાકર લોકોનો ધર્મ છે કે ધણી સંકટમાં હોય તો કોઇ પણ પ્રકારે તેમનું રક્ષણ કરવું. પછી રાણીના સ્તન-પરના ઝેરને મેં મારી જીભવડે ચાટી તમામ થુંકી નાંખી સઘળું સાફ કર્યું. બાદ રતું પુમડું પાણીવાળું કરી સઘળું ઝેર કાઢી નાખ્યું. અને મારી જીભને પણ પાણીના કોગળા કરી ધોઇ નાંખી. આ પ્રમાણે વાત સાંભળી ભોજ રાજાએ પોતાના કંઠ માંહેનો હાર તેના કંઠમાં પોતાને હાથે અને ઘણાજ હર્ષથી પહેરાવ્યો. અને પાંચ હજાર રૂપિયાની પેદાસવાળાં બે ગામ બક્ષ્યાં. બીજા ત્રણ પહેરેગીરોને પણ

ઘણું સારૂં ઇનામ આપ્યું. અને બોલ્યા કે હું અવિવેકથી વિપરીત કાર્ય કરવા તૈયાર થયો હતો પરંતુ તમોએ તમારા ચાતુર્યતાના બળથી તમારા પ્રાણનું રક્ષણ કર્યું.

परार्थव्यासङ्गादुपजहदपि स्वार्थपरता।
ममेदैकत्वं यो वहति गुरुभूतेषु सततम्॥
स्वभावादस्यान्तः स्फुरति ललितो दात्त महिमा।
समर्थो यो नित्यं सजयतितरां कोऽपि पुरुषः॥३२४॥

પરને અર્થે પોતાના સ્વાર્થને છોડનારો જે પુરૂષ, હમેશાં સર્વ પ્રાણી ઉપર એક અભેદપણાને ધારણ કરે છે (સર્વ ઉપર અભેદ બુદ્ધિ રાખે છે.) અને જેના હૃદયમાં સુંદર મોટાઇનો મહિમા સ્ફુરી રહ્યો છે. એવો કોઇ સમર્થ પુરૂષ હમેશાં વિશેષ જય પામે છે.

અન્યાય નહિ થવા દેતાં મારૂં હિત કર્યું તેથી હું તમોને સાબાશી આપું છું. એટલું કહી તેને મોટા માન સહિત રજા આપી.

## લાડકવાયો છોકરો.

શ્રીરંગનગરમાં સર્વદત્ત નામનો એક ગૃહસ્થ વણિક હતો. તે રાજમાં પણ માનીતો હતો. તેવો વહેપાર પણ ઘણોજ હતો. તેને એક વચનપાળ નામનો પુત્ર હતો. તે પણ પિતાને એકજ પુત્ર હતો તેથી તે અંત લાડમાં ઉછરેલો હતો. શ્રીરંગનગરથી [illegible] કોશ પર માધવપુર કરીને ગામ હતું. તે સ્થળે દરવર્ષે [illegible] મ્હોટો મેળો ભરાતો હતો તેથી ત્યાં [illegible] થતી હતી. હજારો વેપારીઓ તે સ્થળે વ્યાપાર [illegible] શેઠ પણ ત્યાં જવાના હતા પણ [illegible] તેમનાથી જવાયું નહિ. તેથી તેમના મિત્ર કે [illegible] તેની પાસે કહેવા લાગ્યો કે-મારો પુત્ર વચનપાળ તેને [illegible] સાથે સાચવીને લઇ જશો તો હું તમારો આભાર માનીશ. [illegible] મિત્રોએ વચનપાળને લઇ જવા કબુલાત આપી. [illegible] પુત્ર વચનપાળને શિખામણ આપી કે-પુત્ર [illegible] પછી સૌ માણુસ સાથે હળીમળી ચાલજે. [illegible]

ખમ [illegible] ત્રે બેભાનથી નિદ્રા કરવી નહિ [illegible]

રાખવી. સંધ્યાકાળ પડે ત્યાં વાસો રહેવું પણ કવેળાયે આગળ ડગલું ભરવું નહિ. ઇત્યાદિ ઇત્યાદિ ઘણી શિખામણ દીધી.

સઘળા પગે ચાલી જવાના હતા તેથી પોતાના પુત્રને વાહન નહિ આપતાં તેને પણ પગે ચાલતાં વિદાય કર્યો. ઘેરથી નિકળતાં સઘળાને ત્રીજો પ્રહર થયો. અને પાંચ કોસ પહોંચ્યા ત્યાં સૂર્ય અસ્ત થવા લાગ્યો. અંધારૂ થયું. માધવપુર માત્ર બે કોસજ રહ્યું હતું ત્યાં વચનપાળને પોતાના પિતાની શિખામણનું સ્મરણ થયું કે 'દિવસ અસ્તમાન થયા બાદ એક કદમ પણ આગળ ડગલું ભરવું નહિ.' તેથી ખભા ઉપરથી પોતાની પોટલી નીચે મૂકી રસ્તા વચ્ચેજ બેઠો. તે જોઇ તેના બિજા સોબતીઓ બોલ્યા કે—અરે વચનપાળ! થાક લાગ્યો કે શું? ચાલ હવે થોડુંજ દૂર રહ્યું છે પગ ઉઠાવી ઝડપથી ચાલીશું તો જલદીજ માધવપુર આવી જશે. ત્યારે વચનપાળ બોલ્યો કે—હું કંઇ થાકયો નથી. તથાપિ મારા પિતાની આજ્ઞા છે કે સૂર્ય અસ્ત થયા પછી એક કદમ પણ આગળ ચાલવું નહિ. એ સબબથી એક ડગલું પણ આગળ ચાલવાનો નથી. આવું છોકરાનું બોલવું સાંભળી તેના સોબતીઓ તેને કાલાવાલા કરી સમજાવવા લાગ્યા. પણ વચનપાળ એકનો બે થયો નહિ. તે કહેવા લાગ્યો કે—ભાઇ! આ રણવગડામાં એમ કરવું તુને ઘટિત નથી. કેમકે વિકટ વનમાં વાઘ વરૂ તથા ચોર ચકારનો ભય વધારે હોય છે. માટે હે વચનપાળ! તને ભાર લાગતો હોય તો તારી ગાંસડી અમો લેઇ લઇએ. વચનપાળ બોલ્યો કે—તમે ગમે તેટલું બોલો અથવા તો ગાળો દો તથાપિ હું અહિંથી એક કદમ પણ આગળ ચાલવાનો નથી. સરાફ બોલ્યા કે—છોકરા! દિવાનો થયો છે કે શું? અરે પેલું સામે માધવપૂર જણાય છે જોતો ખરો. તારા બાપની શિખામણ પ્રમાણે વર્તે છે પરંતુ તારા સમજવામાં ફેર છે. એમનો કહેવાનો મતલબ એ કે કોઇ પણ ગામની નજીક જઇ પહોંચ્યા અને સૂર્ય અસ્ત થયો તો રણવગડામાંજ રહેવું એમ નહિ. માટે હઠ પકડી આ સ્થળે બેસી રહેવું તુને ઉચીત નથી. તને પ્રણિપત કરીએ છીએ. વળી આપણી પાસે નાણાંનું જોખમ છે. તેથી ચોર ચકારનો ભય મનમાં ધારી આ વેરાન જંગલમાં રહેવું એ કંઇ સારૂં નથી. આમ અનેક પ્રકારે સમજાવ્યે. તેણે કહ્યું કે—હું તો અહિંથી ઉઠવાનોજ

નથી. વચનપાળના આ પ્રમાણે દુરાગ્રહના અને મૂર્ખતાના શબ્દો શ્રવણ કરી તેના સોબતી સરાફો મોટા સંકટમાં આવી પડયા અને એક બીજાને કહેવા લાગ્યા કે ભાઈઓ! આ અજ્ઞાનીના બાપે આપણને સોંપ્યો છે વળી કહ્યું કે સાચવીને તેડતા આવજો. આવું છતાં તેને અધવચ રણવગડામાં મૂકી જવો એ આપણી લાયકી નહિ. માટે હવે આપણુ સર્વે જણાયે અહિંયાંજ પ્રારબ્ધ ઉપર ભરોંસો રાખી રહેવું. પછી વચનપાળને કહ્યું કે–તું જ્યારે અમારી સાથે આવતો નથી ત્યારે એકલોજ તું અહિયાં બેસ. અમો સર્વે આગળ જઇયે છીએ. વચનપાળ બોલ્યો કે–સુખેથી જાઓ. અને તમારા ધ્યાનમાં આવે તેમ કરો. મારૂં જે થવાનું હશે તે થશે. સોબતીયો બોલ્યા કે–ભાઇયો! આ તો ધરતીનો છેડો આવી રહ્યો. પછી તેને કહેવા લાગ્યો કે ભાઇ! તારાથી તો તોબા! પણ એટલું અમારૂં કહ્યું માન કે આ રસ્તો છોડી એક બાજુ ઉપર પેલા આંબાના વૃક્ષ આગળ બેસીયે. ત્યારે વચનપાળ બોલ્યો કે–અરેરે! તમો સર્વે આટલા બીં'કણુ કયાંથી? તમોને ડર લાગતો હોય તો તમો સર્વે ઝાડની નીચે જાઓ. પણ મેં અહિં બે ઘડીથી ગાંસડી ઉતારી છે તે ઉંચકીને મારે ત્યાં આવવા અગત્ય નથી. આવું છોકરાંતું મુર્ખાઇ ભર્યું ભાષણ શ્રવણ કરી સર્વે સાથીઓ ભયભીત અને ચિંતાગ્રસ્ત થતા રસ્તો છોડી છેટે જુદા જુદા વૃક્ષપર ચઢી જઇ ચોરના ભયથી લપાઇને બેઠા. સર્વદત્ત શેઠના ચિરંજીવી વચનપાળ ભાઇ! ગાંસડી માંહેથી સેત્રંજી કહાડી રસ્તા વચ્ચે આડી પથારી પાથરી રસ્તો રોકી ગાંસડીને ઉશીકે મુકી જે રીતે પોતાના ઘરમાં સુવે તે રીતે નિર્ભયપણે પોતાના પગલાં લાંબા કરી સૂતો.

મધ્યરાત્રી થઇ કે તેજ રસ્તે વીશ પચ્ચીસ હથિયારબંધ ચોર જતા હતા. તેમને વચનપાળશેઠ રસ્તાવચ્ચે લાંબો થઇ સુતેલો તે અથડાયાથી ચોર પડી ગયા. એટલે તેઓ બીજાને કહેવા લગ્યા કે–રસ્તાવચ્ચે કોઇએ આડું લાકડું નાખ્યું છે. તેથી પડી ગયા. અને મસ્તકમાં વાગ્યું. માટે સંભાળીને આવજો. તે સાંભળી વચનપાળ બોલ્યો કે–અરે મૂર્ખાઓ! તમારી આંખો ફુટી છે કે કેમ? હું માણસ છતાં મને લાકડું કેમ કહો છો? હું એક મોટા ધનાઢ્ય સરાફનો પુત્ર ઘણોજ શાહણો છતાં ઘેલો કહોછો તે તમોજ મુર્ખ છો. બાપ-

રદાર લાંબું ટુંકું બોલ્યા તો પછી તમારી વાત છે. એટલું બોલે છે એટલામાં બીજા ચોર આવી પહોંચ્યા. તે તેઓની સાથે બોલ્યા કે તમો તમારૂં કામ મૂકી ફોગટના અહિં ઉભા રહી એની સાથે ટકટક શા સારૂ કરોછો. કોઇ અનાથ ભિખારી પડયો હશે. તેની પાછળ શામાટે પડયા છો. અને ખોટી થાઓછો. ભિખારી એ શબ્દ સાંભળતાંજ વચનપાળને પગથી તે માથા સુધી ક્રોધની જ્વાળા ચઢી અને એકદમ ઉભો થઇ બોલ્યો કે—અરે લુચ્ચાઓ ! તમો ભિખારી કોને કહોછો ? તમે ભિખારી અને તમારા બાપ ભિખારી ! ! તમારી સાતે પેઢી ભિખારી ! ! ! હરામખોરો ? મને શું તમે ઓળખતા નથી ? હું સર્વદત્ત સરાફનો પુત્ર, મોટા પૈસાદાર છતાં ભિખારી કહોછો, તમને શરમ આવતી નથી. આ પ્રકારની બોલાચાલી થઇ. એટલામાં ત્યાં બધા ચોરો એકઠા થયા. તેમાંનો એકજણુ બોલ્યો કે ભાઇઓ ! શિકાર હાથમાં આવેલો તે શામાટે છોડોછો? ત્યારે બીજાએ કહ્યુંકે– આવા દિવાના માણુસ પાસે શું પથ્થર હશે ! પૈસાદાર હોય તે શું રસ્તાવચ્ચે પડે કે ? ત્યારે વચનપાળ બોલ્યો કે શા હીરાના ઝવેરીઓ મળ્યા છે ! મારી પાસે પાંચસો રૂપિયા રોકડા છે છતાં શું તેની પાસે પથ્થર હશે કહે છે! એટલું બોલી રૂપિયાની કોથળી ગાંસડી– માંથી તુરત બહાર કાઢી. તેથી તેમાંનો એક વૃદ્ધ ચોર બોલ્યો કે– અરે છોકરાઓ ! જેની પાસે રૂપિયા હોય તે વળી તે કહેતો હશે ખરો કે મારી પાસે અમુક રકમ છે ? જો કદાપિ હશે તો નરદમ ત્રાંબાના અર્થાત્ ખોટા રૂપિયા હશે. આ વચન સાંભળી વચનપાળને ઘણોજ ગુસ્સો ચઢયો અને તેઓને કહેવા લાગ્યો કે મારા રૂપિયા વટાવ મળે તેવા અને નવા શિક્કાના કળીબંધ છે છતાં ખોટા બોલનાર કોણુ છે ? તમોને મારા બોલવાની ખાત્રી નહિ થતી હોય તો સ્હામે જુવો બાર આસામીઓ ઝાડની ટોચ ઉપર બેઠા છે. તેઓને દેખાડી ખાતરી કરી લ્યો કે ખોટા છે કે ખરા. તે તરત ખબર પડે આ પ્રકારનું તે છોકરાનું ભાષણુ શ્રવણુ કરતાંજ ચોર લોકો મનમાં સમજી ગયા કે શિકાર ખરેખરો પાકયો. પછી આસપાસના ખેતરમાંથી કાંટા, ઘાસ ભેગું કરી અગ્નિ પ્રદિપ્ત કરી મોટો ભડકો કર્યો. અને તે બારે આસામીને ઝાડ ઉપરથી નીચે ઉતારી ઝાડ ઉપરથી સર્વત્ર ગાંસડીઓ સર્વને સમેટી ઝાડ સાથે બાંધી ચાલતા થયા. ખરે ખરી તેઓને સંમતનાં ફળ પ્રાપ્ત થયાં.

दुर्जनजनसंसर्गात्सज्जनपुरुषोऽत्र दोषमायाति ।
रावणकृतापराधाज्जलधेरपि बन्धनं प्राप्तम् ॥ ३२९ ॥

દુર્જનના સંસર્ગથી સજ્જન પુરૂષ પણ દોષને પામે છે. જેમ રાવણના અપરાધથી સમુદ્રને બંધન પ્રાપ્ત થયું હતું.

સરાફ લોકોએ ઘણાઘણા પોકાર કર્યા પણ કે વખતે આસપાસ વસ્તી વગરની જગ્યામાં અર્થાત્ નિર્જન અરણ્યમાં કોણ આવી મદદ કરે ? બિચારા આખી રાત્રિ ઝાડે બાંધેલા રહ્યા. પ્રાતઃકાળે રાહદારી લોકોમાંનો કોઇ દયાળુ મનુષ્યે છોડીને બંધનથી મુક્ત કીધા. પછી રડતા અને કકળતા વચનપાળનાં વખાણ કરી પોતપોતાની નુકશાનિના પૈસા માગવા લાગ્યા. સર્વદત્ત ઘણોજ સભ્ય મનુષ્ય તેથી તેઓને તેના નુકશાનીના પૈસા આપી વિદાય કર્યા. છોકરાને તેની મુર્ખતા માટે ધિક્કારી ગામ બહાર કાઢી મેલ્યો. હલકાની સોબતથી હમ્મેશાં હલકું ફળ પ્રાપ્ત થાય છે,

## સહદેવ અને મૂળદેવ પ્રબંધ

ધારા નગરની નજીકના કુંદનપુર ગામમાં સહદેવ અને મૂળદેવ નામના બે દરિદ્રી બ્રાહ્મણના છોકરા વસતા હતા. તેનાં માતા પિતા તેની નાની ઉમ્મરમાંજ મરણ પામ્યાં હતાં. ભિક્ષાવૃત્તિથી તેઓ પોતાનો ઉદર નિર્વાહ ચલાવતા હતા. તે છોકરા બુદ્ધિવાન્ અને ચંચળ હતા તેથી સૌ કોઇ તેને અન્ન-વસ્ત્ર આપતાં. એક દિવસ સહદેવે મૂળદેવને પૂછ્યું કે ભાઇ ! આજે આપણી બાલ્યાવસ્થા છે તેથી ભિક્ષાવૃત્તિ કરી ઉદર નિર્વાહ નભાવિયે છીએ. પરંતુ વિદ્યાભ્યાસ કર્યા શિવાય જગતમાં રખડી રઝળી પેટ ભરવું તે સમાન પાતાળમાં પેસવા જેવું નીચું કામ એક પણ નથી. જ્યારે આપણે ભણીશું નહિ ત્યારે આપણુ અને પશુમાં તફાવત શું ? કેમકે-

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ ३२६ ॥

જેઓનામાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન, સારો સ્વભાવ, અને ગુણ કે ધર્મ કાંઇ પણ ગુણ નથી. તેઓ પૃથ્વીને ભાર આપનાર પશુરૂપ છે. તથાપિ આ લોકમાં મનુષ્યરૂપે ફરે છે.

માટે જો તારી અંતઃકરણ પૂર્વક મરજી હોય તો આપણુ અન્ને વિદ્યાભ્યાસ કરવાને જઇએ. મોટાભાઇનું વચન શ્રવણ કરી

સુ॰દેવે કહ્યું– જેમ તમારી આજ્ઞા મારી પણ એજ મરજી છે. પછી વિદ્યાભ્યાસ સારૂ બન્ને ભાઇ કાશીક્ષેત્રમાં ગયા. અને એક ગુરૂ પાસે રહી વિદ્યાભ્યાસ કરવો શરૂ કીધો. ગામમાં જઇ બ્રાહ્મણને ઘેરથી મધુગીરી ( રાંધેલી ભિક્ષા ) માગી લાવે અને ઉદરનું ભરણ પોષણ ચલાવે. આ રીતે અપાર કષ્ટ વેઠી વિદ્યાભ્યાસમાં બન્ને ભાઇઓએ બાર વર્ષ વિતાવ્યાં. તેમાં છ શાસ્ત્ર, અઢાર પુરાણ અને ચાર વેદમાં એવા તો કુશળ થયા કે સારા પંડિતો પણ તેને વાદ વિવાદ જીતી શકતા નહિ. પછી તે બન્નેયે ગુરૂજીની આજ્ઞા માગી તેમને ચરણે નમી આશિર્વાદ લઇ ત્યાંથી પ્રયાણ કર્યું. મોટાં મોટાં શહેરો અને નગરની રચના તથા લોકોની કળા કૌશલ્યતા જોવાની તથા શિખવાની લાલચથી બન્ને ભાઇ દિલ્હી તરફ ઉતરી પડયા. તે શહેર પ્રાચીન કાળથી હિંદુસ્તાનની તખ્તની ગાદી કહેવાય છે. ત્યાંના લોકો મહા ચતુર અને વિચક્ષણ છે આ સ્થળે અનેક પ્રકારની કારીગીરી શિખવવાને બે માસ મુકામ કરીને ત્યાં રહ્યા અને તરેહવાર હુન્નરો શિખી ઉમદા કારીગર બન્યા. તરેહવાર નકસી તથા ચિતર કામ, અનેક પ્રકારના કાચની કારીગરી, હીરા, માણેક, રત્ન, પોંખરાજ અને જડાવના તરેહવાર અલંકારો પરંતુ નરદમ કૃત્રીમ સુવર્ણમાંથી મઢી ઓપીત કરી એવો તો રંગ અને પ્રકાશ કરવા શિખ્યા કે–ઉત્તમ ઝવેરીયો પણ એ કૃત્રીમ અલંકારોની કિમ્મત અને પરિક્ષા કરતાં ભૂલ થાપ ખાધા વગર રહેજ નહિ. એવા તરેહવાર અને નવીજ તરેહના કેટલાક અલંકારો બનાવી ડાબલામાં ભરી પોતાની સાથે લઈ જેપુર શેહેર તરફ પ્રયાણ કર્યું. વચમાં વિઠ્ઠલપુર ગામમાં ઉતારો લીધો. ત્યાં રસોઇ પાણી બનાવી ખાઇપીને વાતપર વાત ચલાવતાં એ વાત કહાડી કે–ભાઇ! આપણે ભણવા ગણવામાં અર્ધી જીંદગી ગુજારી છતાં ગૃહસ્થાશ્રમનું સુખ દીઠું નહિ વળી આપણે એવા હતભાગ્યના કે–આપણા માતાપિતા પણ આપણને બાળક મૂકી ચાલતાં થયાં તેમ સહોદરમાં પણ કોઇ વડિલ ના રહ્યો કે આપણને પરણાવે. માટે હવે આપણેજ મહેનત લઇશું તોજ થશે કેમકે–

**नास्ति मेघं समं तोयं नास्ति चात्मसमं बलम् ।**
**नास्ति चक्षुः समं तेजो नास्ति धान्य समं प्रियम् ॥ ३२७ ॥**

મેઘના જળ સમાન બીજું કોઇ જળ નથી. પોતાના બળ સમાન બીજું કોઇ બળ નથી; તેમજ નેત્રનાં તેજ સમાન બીજો કોઇ પદાર્થ પ્રિય નથી.

માટે હે ભાઇ ! આપણે હજારો હુનરો અને અનેક તરેહનાં શાસ્ત્રો અવલોકન કર્યાં છે. તેનો ઉપયોગ કરી પુષ્કળ ધન, રૂપ, ગુણ અને લાવણ્યથી યુક્ત સુશીલ અને સુંદર સ્ત્રીઓ સહિત કુંદનપુર જઇએ ત્યારેજ આપણી ભણેલી વિદ્યાનું સાર્થક થયું કહેવાય. આ વિશેની પ્રતિજ્ઞા લઇ તે બન્ને બાંધવાએ વિઠ્ઠલપુરથી પ્રયાણ કર્યું. હજારો ગુણ સંપાદન કર્યા છતાં દ્રવ્ય હીનના સઘળા ગુણ તૃણ (ઘાસ) સમાન છે કહ્યું છે કે—

यस्यास्ति वित्तं स नरः कुलीनः स पंडितः स श्रुतवान्गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥
॥ ३२८॥

જે પુરૂષની પાસે ધન છે તેજ કુલીન, તેજ પંડિત, તેજ ગુણવાન્, તેજ ગુણ જાણનાર, તેજ બોલનાર અને તેજ પુરૂપ જોવા લાયક છે. તાત્પર્ય એ કે–સર્વે ગુણો સુવર્ણ એટલે ધનમાં રહેલા છે. ધનથીજ સર્વ ગુણો પ્રકાશી રહે છે.

માટે પ્રથમ ધન મેળવવાનો ઉપાય કરવો. એમ વાતો કરતા ફત્તેહગઢ ગામ પાસે પહોંચ્યા. પંથને લીધે તૃષા બહુ લાગવાથી કુવાના પનઘટપર પાણી લેવા ગયા. તે સ્થળે કેટલીક સ્ત્રીઓ પાણી ભરવા આવી હતી. તેમાંની એક ચતુર અને વિચક્ષણ સ્ત્રીને પૂછયું કે–આ ગામમાં કોઇ ધનાઢય અને સભ્ય મનુષ્ય વસે છે? ત્યારે તેણે જવાબ દીધો કે કૃપાચાર્ય નામનો એક ગ્રામકંટક બ્રાહ્મણ છે તે લાખોપતિમાં ગણાય છે. વળી તે ભોજરાજાના ઘરનો ગોર કહેવાય છે. પરંતુ તે એટલો તો લોભીષ્ટ અને કંજુસ છે કે રાજા કોઇ બ્રાહ્મણ અથવા હરકોઇ અભ્યાગતને ખુસીથી દાનદક્ષિણા આપે છે તેમાંથી પણ ચતુર્થાંશ ભાગ લેવાને ચૂકતો નથી. પ્રજામાં એક રતી સમાન સ્નેહમુદ્રા નામની કન્યા છે તે પતિને યોગ્ય થઇ છે. પરંતુ પૈસાનો લોભી પરણાવતો નથી. ઇત્યાદિ બાબતોથી વાકેફ કીધા. પછી બન્ને ભાઇઓએ ઠગ વિદ્યાથી તે લોભીનું ધન તથા કન્યા હરણ કરવાનો નિશ્ચય કરી તે દિવસે ગામની બહાર ઉતારો કર્યો. બીજા દિવસનું પ્રભાત થતાં સહદેવ ગામમાં કોઇ એકાન્ત સ્થળે સુંદર જગ્યા ભાડે લઇ મોટા ઠાઠમાઠથી રાજકુમારના વેષથી ત્યાં રહ્યો. અને મૂળદેવ કોઇ મહાન્ અદ્ભૂત યોગીને વેષે મોટા દમામથી ગામ બહાર નદીના તટપર પોતાની પાસે દંડ, કમંડળ, મૃગચર્મ, દર્ભ

અને વિભૂતિ વિગેરે સાહિત્ય એકઠું કરી એક ગોંસાઇના એકાન્ત મઠમાં આસન બિછાવી સમાધી ચઢાવી બેઠો. પ્રાતઃકાળે ગંગામાં સ્નાન કરી આખે શરીરે ભસ્મ ચોળી શંકરનું આરાધન કર્યા કરે. વળી કોઇ વખત ઉંચા હસ્ત રાખી એક પગથી ઉભો રહી જપમાળા ફેરવે તો તે કોઇવાર ઝાડે દોરડું બાંધી પગમાં ભેરવી ઉંધે મસ્તક લટકતો ઇશ્વરને ભજે. આ પ્રકારના દરરોજ નવા નવા ઢોંગ કરી આખા ગામમાં પોતાની ખ્યાતી પ્રસરાવી. 'રિદ્ધિ સિદ્ધિનો આપનાર, વાંઝીઆને ઘેર પારણાં બંધાવનાર' અને જગત માત્રનું દુઃખ ટાળનાર ખરેખરા પૂજનિક તપસ્વિજી પધાર્યા છે. આવી આવી અનેક વાતો શ્રવણ કરી દરરોજ સવારથી માંડી ન્હાનાથી તે વૃદ્ધ પર્યંત કોઇ દર્શનની તો કોઇ પુત્રના, કોઇ ધનની, તો કોઇ શરીરની આરોગ્યતા મેળવવાની ઇચ્છાથી હજારો સ્ત્રી પુરૂષોનો મેળાવડો મળતો હતો. યોગીરાજ સાયંકાળે માત્ર ત્રણજ બ્રાહ્મણને ઘેરથી ભિક્ષા માગી લાવી તેમાંથી ગૌગ્રાસ, શ્વાન તથા વાયસનો ભાગ કહાડી ચોથો ભાગ જે શેષ રહે તેમાંજ પોતાનું પોષણ ચલાવતો. રાત્રીયે ગુપ્ત રીતે નગરની ચર્ચા જોવા નીકળે ત્યારે તે પ્રસંગે પોતાના બંધુ સહદેવની પણ મુલાકાત લેતો.

સહદેવ પોતાના ન્હાનાભાઇ મૂળદેવનો ઠાઠ જામી ગયલો જોઇ પ્રાતઃકાળે રાજકુમારના વેષથી થોડાં માણસો સાથે ગંગાપર સ્નાન કરવા નિમિત્તે ગયા. ગંગામાં સ્નાન કરી ભપકાદાર પોષાક તથા અલંકારો ધારણ કરી પોતાના અંગિભૂત કેટલાએક માણસો સાથે દેવદર્શન કરવાને અને લોકોનું મન આકર્ષિત કરવાને નિકળ્યો. તે ફરતો ફરતો જે સ્થળે પેલો કૃત્રીમ મહાત્મા તપશ્ચર્યા કરવા ધ્યાન લગાડીને બેઠેલો અને સમાધિમાં નિમગ્ન થઇ રહેલો તેની પાસે આવી સહુ લોકનાં દેખતાં કહેવા લાગ્યોકે આ મહાન્ પુરૂષ જેવા બીજા મેં કોઈ પણ સ્થળે દીઠા નથી. મેં જે જે સ્થળે તીર્થ યાત્રા કરી તે તે સ્થળે મને એમનાં દર્શનનો લાભ મળ્યો છે. તેમજ શું મારૂં પ્રબળ ભાગ્ય? કે આ સ્થળે પણ હું દર્શન પામ્યો. આ પ્રકારનાં વખાણ કરે છે પરંતુ યોગીરાજ રાજપુત્રના તરફ દૃષ્ટિ કરીને જોતા પણ નથી. ગર્વના તોરથી મસ્તક ઉંચું કરે છે. પરંતુ ભાષણ સરખું પણ કરતો નથી. પછી રાજકુમાર પોતાને મુકામે ગયો. થોડા દિવસ વિત્યાબાદ રાત્રીયે મૂળદેવ સહદેવને ઉતારે ગયો. તે સ્થળે

કેટલીક વાતચીત કર્યાબાદ સહદેવે કહ્યું કે ભાઇ! આવતી કાલથી હું મારા પરાક્રમનો ચમત્કાર ફેલાવવો શરૂ કરૂંછું. તે થોડા દિવસમાં તારા જાણવામાં આવશે. એમ કહી તેને વિદાય કીધો. બીજે દિવસ પ્રભાત થતાં સહદેવે જયપુરની બનાવટમાંનાં બે સુંદર પાણીપાત્ર કહાડી પોતાનો અંગીભૂત હતો તેને આપી આજ્ઞા કરી કે–આ પાણીપાત્ર આ ગામનો નગરશેઠ રાજ્યગોર કૃપાચાર્ય છે તેમને ઘેર જઇ મારૂં નામ તથા હકિકત કહી તેને ભેટ દાખલ આપી આવ–પોતાના માલીકના હુકમ પ્રમાણે કૃપાચાર્યને ત્યાં જઇ કહ્યું કે–'સદાશિવગઢનો સદાનંદ નામનો રાજકુમાર પોતાના ભાયાતોના ક્લેશથી પરાજય પામેલો દક્ષિણ દેશમાંથી પોતાનું ઘણું ધન અને ખજાનો સમેટી કેટલાંક માણસો સાથે અહિંયાં આવેલો છે. તેને આપના રાજ્યમાં નોકરી કરવાની ઉમેદ છે. એ કારણથી આપની મુલાકાત સારૂ પ્રથમ મને મોકલ્યો છે. આપ જ્યારે આજ્ઞા કરો ત્યારે તે પોતે આવે. વળી એ રાજકુમારે માનની ખાતર આ બે પાણી માત્ર આપને ભેટ દાખલ મોકલ્યાં છે તે સ્વિકારશો.'

કૃપાચાર્યે મનમાં કહ્યું કે આ રાજકુમારથી પરિણામે આપણને મોટો લાભ થશે. લોભીયા માણસને ભેટ આપવી એ એક આકર્ષણ કરવાની ઉત્તમ ઔષધી છે.

બીજે દિવસ રાજકુમાર કૃપાચાર્યને મળવા સારૂ મોટા દમામથી તેને ઘેર ગયો. તેને દૂરથી ચાકરો સહિત આવતો દેખી પોતે સન્મુખ જઇ સત્કારપૂર્વક ઘરમાં તેડી લાવી સારી રીતે તેની પરોણાગત કરી. પછી કેટલીકવાર વાતચિત કરી રાજકુમાર રજા લઇ પોતાને મુકામે આવ્યો. એક બે દિવસ પછી એક સુંદર નકશીદાર વાજીંત્રની પેટી ભેટ મોકલાવી. આ ઉપરથી ગોરને ખાત્રી થઇ કે આવો ઉદાર દિલનો અને શ્રીમાન ગ્રહસ્થ આજ સુધી હજુ મળ્યો નથી. તે સ્હેજ મળી આવ્યો છે. લાખોની સમૃદ્ધિ છતાં પણ હજુ નોકરીની તૃષ્ણા રાખે છે; પરંતુ તે પૈસાના લોભથી નહિ પણ પોતાના સગા સહોદર યાતો કોઇ ભાયાતે મહેણું દીધું હોય તે ટાળવા સારૂ ઉમેદ રાખતો હશે. માટે જરૂર તેની મન કામના પૂર્ણ કરવી જોઇએ. એ પ્રતિજ્ઞા લઇ ભોજની કચેરીમાં તેડી જવા સારૂ પોતાની ગાડી તૈયાર કરાવી. બે ચાર કોસનું દૂર હતું તેથી ચાર ઘટિકામાં ધારાનગરમાં દાખલ થયા. સભામાં જઇ રાજાને આશિર્વાદ દઇ આ રાજકુમારની

હકિકત જાહેર કીધી. રાજાયે સદાનંદ સાથે કેટલીક વાતચિત કરી તો ઘણોજ ડાહ્યો અને વિચક્ષણ માલુમ પડયો. વળી સ્વરૂપવાન અને તીવ્ર બુદ્ધિવાળો તેમજ સુરાતનના કેટલાંક લક્ષણોથી યુક્ત જોઇ પોતાની હજુરમાં સારા દરજ્જાપર રાખ્યો. અને ગુજારો નિભાવવા સારૂ આજીવિકા બાંધી આપો. મૂળથી પોતે ચાલાક તો હતોજ. તેમાં વિદ્યા સંપાદન કરી પંડિત બનેલો તેથી થોડા દિવસ સારી નોકરી બજાવી ભોજરાજાનો માનીતો થઇ પડયો. આ પ્રમાણે દિવસે રાજાની નોકરી બજાવે અને રાત્રીએ રથમાં બેસી ઘેર આવી પોતાના ભાઇ મૂળદેવને મળે.

એક વખત યોગીરાજ (મૂળદેવ) સમાધી ચઢાવી એકાગ્ર ચિત્તથી બેઠેલો તેવામાં એક રમતો ત્રિકાળજ્ઞાની તપસ્વી એકાએક તેની પાસે આવી પહોંચ્યો. તેણે તેનું ધ્યાન સમ્પૂર્ણ રીતે જોયું તેથી તેના મનમાં આવ્યું કે આ કોઇ સંસારી મનુષ્ય જેવો છે. પરંતુ મનકામના પૂર્ણ થવાની જીજ્ઞાસાયે ઇશ્વરનું આરાધન લઇ બેઠો છે. પણ મોક્ષની ઇચ્છાથી નહિ. તો પણ મારે તેની મનકામના પૂર્ણ કરવી. એવો નિશ્ચય કરી જ્યારે તે સમાધીમાંથી મુક્ત થયો તે પ્રસંગે તેના પ્રત્યે બોલ્યો કે—बच्चा ! मैं तारेपर प्रसन्न हुं. ले ये लाल और पीली गुटी ग्रहण कर. એટલું બોલી તે યોગેન્દ્ર અદ્રશ્ય થયા. તે ગુટીકામાં એવો પ્રભાવ છે કે—લાલ ગુટીકા જે પુરૂષ મુખમાં રાખે તે તુરત નવયૌવના સમાન અપ્સરા સ્ત્રી બની જશે. બીજી પીળી ગુટીકામાં એવી ખુબી હતી કે—કોઇ સ્ત્રી મુખમાં રાખે તો તે કંદર્પકોટી લાવણ્યવંતો પુરૂષ બની જશે. અને તે બન્ને કાઢી દેવાથી મુળ સ્વરૂપને પામશે.

ગોર દેવતા કૃપાચાર્યે લોભથી સદાનંદને કહ્યું કે તમો કોઇપણ વાતે મુંઝાશો નહિ. અને જે જે વસ્તુની અગત્ય પડે તે તે વસ્તુ ખુશીની સાથે અમારી પાસેથી લેતા જશો, અગર રહો છો તે ઠેકાણે કંઇ અડચણ નડતી હોય તો આપણી જગ્યા ઘણીજ સ્વચ્છ, તન્દુરસ્તી આપનારી અને વિશાળ છે. ત્યાં પધારી સુખેથી રહેજો. આ પ્રકારનું ગોરનું વચન શ્રવણ કરી "ભાવતુંતું ને વૈદે બતાવ્યું" એ કહેવત મુજબ સદાનંદ ગોરદેવતાને ત્યાં ગયો. ગોરે પૈસાની લાલચથી પેટ ચોળી શૂળ ઉભું કર્યું ગરીબ યાચક લોકોની પાસેથી ઘણું દ્રવ્ય સંપાદન કર્યું છતાં સંતોષ વળ્યો નહિ. સદાનંદે ગોરના ઘરમાં મુકામ નાખી બનાવટનાં

માણેક, મોતી, તથા અનેક તરેહના જવાહીરના દાગીના ભરેલી જે પેટી દિલ્હી અને જયપુરથી આણેલી તે દર્શાવી કૃપાચાર્યને પોતાની ત્રીજોરીમાં રાખવાને આપી બબ્બે ચચ્ચાર દિવસે તેમાથી દાગિના કાઢે, અને મુકે. દાગિનાની તૃષ્ણા ગોરના હૃદયમાં વૃદ્ધ થવા લાગી. કેટલેક દિવસે સદાનંદનો પોતાના ઉપર પૂર્ણ વિશ્વાસ બેઠો એટલે તેણે પોતાનો આહાર ઘટાડી શરીરને ઘસાવી દુર્બળ પાડી ખોટો મંદવાડ માગી લીધો; અને કૃપાચાર્યને પાસે બોલાવીને કહ્યું કે- હે બ્રહ્મદેવ ! મારા શરીરની તો આ પ્રકારની વિષમ સ્થીતિ છે. અને કદાપિ ' न जान जानकीनाथ, प्रातःकाले किं भविष्यति. ' શરીર ક્ષણ ભંગુર છે. પડી જતાં વાર લાગે નહિં. માટે ડાહ્યા માણુસે પરલોકના સુખને માટે પરમાર્થ કરવું અતિ ઉત્તમ છે માટે આ પ્રસંગે કોઇ સુપાત્ર બ્રાહ્મણને તેડી લાવો, કે જેથી મારી પાસેની મિલ્કત જવાહીરના અમૂલ્ય દાગીના છે તેનો સંકલ્પ કરાવી તેને શ્રી કૃષ્ણાર્પણ કરી દઉં તો મારી સદ્‌ગતિ થાય. આ સાંભળી ગોરદેવતાયે પોતાના જાણીતા બ્રાહ્મણને બોલાવી સહદેવની સાનિધ્ય ઉભો કીધો પરંતુ સદાનંદે ( સહદેવે ) તેને ના પસંદ કર્યો. પછી સહદેવનો અંગિભુત જે સાધક નદીના તટપર જે મઢી ( મઠ ) માં મૂળદેવ યોગિરાજ રૂપે મૌન્ય ધારણ કરી નિસ્પૃહીપણે બેઠેલો તેના વિષે સુચના કરી. એટલે તુરત કૃપાચાર્ય તે બ્રહ્મચાર્ય વ્રતવાળા તપસ્વિ પાસે ગયો તે પ્રસંગે તેને સમાધી ચઢાવી બેઠેલો જોઇ તેની પ્રદક્ષિણા કરી પાસે બેઠો, થોડીવાર પછી ધીમે ધીમે તેણે પોતાનાં નેત્ર ખુલ્લાં કીધાં એટલે કૃપાચાર્યે પ્રણામ કરી નમ્રતાથી તેની પ્રત્યે બોલ્યો કે હે મહાત્મનૂ ? આપ અમારાપર કોપાવિષ્ટ ન થાઓ તો આપના આગળ કંઇક વિનંતિ કરૂં. તે સાંભળી પોતાના હાથથી ઇસારત કરી તેની વિનંતિ શ્રવણ કરવાની હા પાડી. એટલે કૃપાચાર્ય બોલ્યો કે આ ગામમાં સદાશિવગઢનો સદાનંદ નામનો એક રાજકુમાર આવી રહ્યો છે. તે હાલ શરીરે ઘણો બેહાલ હાલતમાં છે. અને તે પોતાની બધી મિલ્કત ધર્માદા આપી દેવા તૈયાર થયો છે. તેથી સેવકના ઘર તરફ પધારવા કૃપા કરશો તે સાંભળી થોડીવાર મૌન્ય રહી વિચાર કરી તપસ્વી બોલ્યો કે હે બ્રાહ્મણ ! હું ભિક્ષાનું અન્ન ખાનારો બ્રહ્મચારી છું. તો મારે પૈસાની શી મતલબ છે ? તે સાંભળી ગોર બોલ્યો કે હે તપસ્વિ એમ ના કહો ? તમે આશ્રમોનો ક્રમ જાણતા નથી શું ? હજી તો આપનો પ્હેલો આશ્રમ છે સ્ત્રી પરણેલો મનુષ્ય

ચારે આશ્રમમાં શ્રેષ્ટ ગણાય છે. તથા તે ગ્રહસ્થાશ્રમી, દેવતા પિતૃ અને અતિથીયોની ક્રિયા કરતો ધને કરી ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પદાર્થને પામે છે. ત્યારે તપસ્વિ બોલ્યો કે એ બધું ખરૂં પણ મને આ પ્રસંગે પત્ની કયાંથી પ્રાપ્ત થાય. હું કંઇ જેવાતેવા કુળની કન્યા પરણું તેમ નથી એ સાંભળી તેને દાન મળનારૂં ઘણું સુખ ભોગ્ય માની અવસર મળવાથી તે કૃપાચાર્યે તેને કહ્યુ કે જો એમ હોય તો મારી ' સ્નેહમુદ્રા ' નામની મહાચતુર અને રૂપગુણથી યુક્ત એવી કન્યા તમને પરણાવા આપીશ. અને તે સદાનંદ રાજ કુમાર પાસેથી પ્રતિગ્રહ કરેલું તમારૂં સર્વ ધન હું સાચવી રાખીશ માટે આપ કંઇ શંકા નહિ રાખતાં ગૃહસ્થાશ્રમમાં આવો હું કાંઇ નીચા કુળનો નથી. એવું કૃપાચાર્યના મુખનું ભાષણ સાંભળી મન સાથે બધી વાંછીત વાત સિદ્ધ થવાનો વખત નજીક આવ્યો છે એમ સમજી કહ્યું કે તમારો જ્યારે આટલો આગ્રહ છે ત્યારે તમારૂં વચન મસ્તકે ચઢાવું છું. પણ હું તો માત્ર તપસ્વિ છું તેથી સુવર્ણ તથા માણેક અને પાનાં વિગેરે બાબતમાં તમામ અજાણ્યો છું. માત્ર તમારાજ આગ્રહથી આ કામ કરવા તૈયાર થયો છું. માટે તમને જેમ રૂડું દિસે તેમ કરો પછી પ્રસન્ન થયેલા ગુરૂજી તે વાતની કબુલાત આપી પેલા યોગિરાજને પોતાને ઘેર તેડી ગયા. અને તેના સર્વ ખબર સદાનંદને કહી સંભળાવ્યા. બાદ ઘડિયાં લગ્ન લઇ ઘણે પરિશ્રમે પાળીપોષી દેવાંગના જેવી કન્યાને કેવળ મૂર્ખપણે તપસ્વીની દોલતથી આગળ ઉપર મોજ કરવાની લાલચથી તપસ્વિને કન્યાદાનમાં આપી દીધી. ત્રિજે દિવસે દાન આપવા સારૂ તપસ્વિને કપટ કરી આજારી પડેલા સદાનંદ રાજકુમારની પાસે લઇ ગયો. તેને જોઇ સદાનંદ બોલ્યો કે હે તપસ્વિ ! તમને વંદન કરૂં છું. એમ કહી પોતે ઉભો થઇ તપસ્વીને ચરણે પડયો પછી તેજ વખત કૃપાચાર્ય પાસે ત્રિજોરીમાંથી કૃત્રિમ માણેક અને મોતી વિગેરે ઝવેરાતનો દાબડો જે પોતે મુકવા આપેલો તે મંગાવી વિધિ પ્રમાણે સંકલ્પ કરી તપસ્વિને દાનમાં આપ્યો. મૂળદેવે તેની પાસેથી પ્રતિગ્રહ કરી કૃપાચાર્યને સોપ્યું અને કહ્યું કે હું કંઇ સમઝતો નથી હવે તમને રૂડું દેખાય તેમ કરો. કૃપાચાર્ય બોલ્યો કે મેં તે વાત પ્રથમથીજ સ્વિકારી છે માટે આપની થાપણ અનામત મ્હારી ત્રિજોરીમાં મૂકી રાખું છું માટે તેની ચિંતા કરશો નહિ. એવું કહી તે જવાહીરનો દાબડો ત્રિજોરીમાં મુકી દીધો. બાદ તપસ્વિ મૂળદેવ રાજકુમારને આશિર્વાદ દઇ પોતાના ઓરડામાં ગયો.

સદાનંદે પાછું પોતાનું શરીર પૌષ્ટિક કરવા સારૂ ઉમદો ખોરાક ખાવો ચાલુ કીધો. તેથી ખોટા ઢોંગનો જે મંદવાડ લાગુ પડયો હતો તે થોડા દિવસે સદનતર નાશ પામી ભર તારૂણ્ય પુરૂષ બની રહ્યો. બાદ કૃપાચાર્યને કહેવા લાગ્યો કે આ મહાદાન કરવાના પ્રતાપથી મને રોગની શાન્તી થઇ. તેમજ તમારી સાહ્યતાથી હું વિઘ્નકારી આપત્તિથી મુક્ત થયો છું પછી તો સદાનંદ ( સહદેવ ) મૂળદેવની સાથે ખુલ્લો રીતે મૈત્રી રાખવા લાગ્યો. કેટલાએક દિવસ વિત્યા પછી તપસ્વિ મૂળદેવે ગોરને કહ્યું સસરાજી આવી રીતે મ્હારે તમારે ઘેર કેટલા દિવસ રહેવું હવે તો પેલા દાગીનાને વેચવા કાઢો તો ઠીક અથવા તે મોટા મૂલ્યનાં હોયતો જેટલું તમારા ધ્યાનમાં આવે તેટલું નાણું મને આપી એ દાગીના તમો ખંડી લ્યો. એવિષે મને તમારા પર કોઇપણ વાતનો અણભરોસો નથી. જમાઇનું વચન સાંભળી પોતાના મનમાં વિચાર કર્યો કે જમાઇ અણસમજુ અને ભોટ જેવો છે. માટે જે આપીશું તે લેશે તે દાગીના બજારમાં વેચવા કરતાં ઘરમેળે ખંડીલેવા એ વધારે સારૂં છે. કેમકે તેને પોતાના મનમાં નિશ્ચય થઇ ગયો હતો કે એ દાગીના આગળ મારા ઘરની સઘળી દોલત કશી વિસાતમાં નથી. પછી તેણે પોતાના ઘરમાં જેટલી દોલત હતી તે સર્વસ્વ પોતાના જમાઇના સ્વાધીનમાં કરી કીધી. અને તેની પાસેથી મૂકેલાં નાણાં ભરી પૂરી પામ્યાં એવી રીતનો દસ્તાવેજ કરાવી લીધો, તેજ દિવસે મૂળદેવે અર્થાત્ તેના જમાઇયે પણ લખાવી લઇ અરસપરસ ફારગતીયો કરાવી લીધી. બાદ મુળદેવ પોતાની સ્ત્રી સ્નેહસુંદરીને લઇ સસરાંના ઘરમાંથી જુદો પડયો. સદાનંદ પણ મુળદેવ સાથેજ રહ્યો.

કૃપાચાર્યને નાણાની અગત્ય પડવાથી દાગીનાઓમાંથી એક દાગીનો લઇ બજારમાં ગયો. ત્યાં રત્નની પરિક્ષા કરનાર ઝવેરીઓ બેઠા હતા તેને તે દાગીનો બતાવ્યો. તે પ્રસંગે કેટલાક ઝવેરીઓમાંના સ્વરૂપચંદ્ર નામના ઝવેરીયે ઘણીજ બારીકીથી તપાસ કરી તેને કહ્યું કે જે કારીગરે આ ઝવેરાત બનાવ્યું છે તેને હુ ધન્યવાદ આપું છું. કારણ કે—આ અંલકારો રંગબેરંગી કાચ તથા સ્ફટિકના છે અને સુવર્ણના જેવા તારથી મઢેલા છે પરંતુ હુશિયાર ઝવેરીઓનો પણ ભુલાવી દે તેવા છે. તો પણ હે ગોરદેવતા ! આ કંઇ મણિ, માણેક કે રત્નો નથી, તેમ આ પીળું દેખાય છે છતાં સુવર્ણ નથી. એ તદન ખોટા અને બનાવટી છે. તેની કોઇ એક કોડો પણ કિમ્મત આપવાનું નથી.

ઝવેરીઓનું બોલવું સાંભળતાં ગોરદેવતા ઢીચણથી ગળી ધરણી પર ઢળી પડયા. કેટલીકવારે પાછા સાવધ થઇ ઘેર આવી તમામ દાગીનાનો દાબડો લઇ પોતાના જમાઇ મુળદેવ પાસે ગયો. અને કહેવા લાગ્યો કે આ તમારા દાગીનાઓ લ્યો. અને મને મારૂં ધન પાછું આપો. ત્યારે મૂળદેવ બોલ્યો કે આજ દિવસ સુધી મારી પાસે એ ધન ક્યાંથી પહોંચે ? તે તો સઘળું ખુટી ગયું. આવું સાંભળી કૃપાચાર્ય પોતાના જમાઇ મૂળદેવ સાથે કલેશ કરવા લાગ્યો. સદાનંદ રાજકુમારને તે બાબતથી વાકેફ કરી તેના દેખતા તકરાર ઉઠાવી બન્ને જણાને ભોજરાજાની કચેરીમાં તેડી ગયો.

ત્યાં ઋઇ કૃપાચાર્યે અરજ કરી કે મહારાજ ! મૂળદેવે ખોટા બનાવટના કાચ તથા સ્ફટિકના તરેહવાર રીતે પહેલ પાડી, ઓપાવી અને ચકચકિત કરેલા કટકા સાચા ઝવેરાતમાં ગણાય એવા તદ્દન પિતળ ઉપર સુવર્ણના પાણીથી ઢોળ ચઢાવી તેમાં જડેલા દાગીના આપી આ હું ભોળા મનુષ્યનું સઘળું ધન લઇ ગયો છે તે કૃપા કરી અપાવશો. રાજાયે મૂળદેવ સામી દૃષ્ટિ કરી. તે પ્રસંગે મુળદેવ બોલ્યો કે- હે પૃથ્વીપતિ ? હું બાલ્યાવસ્થાથીજ તપસ્વિ હતો. અને ગંગાના તટપર ચોફાર પુરીના મઠમા ઇશ્વરની આરાધના કરતો હતો. તે સ્થળે તેણે એક વખત મારી પાસે આવી પ્રાર્થના કરી. ને મરણ પથાશીયે પડેલા મનુષ્યનું દાન લેવરાવ્યું. અને મ્હારૂં તપ ખંડન કર્યું પોતાની સ્નેહમુદ્રા નામની કન્યા મને પરણાવી. હું એ સઘળી વાતમાં અજાણ્યો હતો. તેથી મેં તેને પ્રથમથીજ કહ્યું હતું કે મણિમાણેક વિગેરે રત્નોમાં હું કંઇ પણ સમજતો નથી, માટે તમો જે કરશો તે મારે કબુલ છે. ત્યારે તે બોલ્યો કે તમારે તે વાતની ચિંતા રાખવી નહિ. આ પ્રમાણે બોલવાથી મેં આ સઘળું દાન પ્રતિગ્રહ કર્યું, અને તેજ વખતે તે સઘળું એનાજ હાથમાં સોંપી દીધું. એ દાગીના કેટલાક મહિના સુધી એના ઘરમાંજ એણે રાખી મુકેલા. પરંતુ સસરાના ઘરમાં ઘણા દિવસ પડી રહેવું મને સારૂં નહિ લાગવાથી જુદો નિકળ્યો તે પ્રસંગે મારી મિલ્કત મેં તેની પાસે માગી. ત્યારે તેના હૃદયમાં કળી વ્યાપ્તમાન થયેલો કિંવા ગમે તેમ તે પ્રકાર બન્યો હોય પણ તે મિલ્કત ઝવેરિઓને નહિ બતાવતાં એમની એમ એ દાગિનાના બદલામાં ઉચક અમુક રકમ આપી સઘળો માલ ખંડી લીધો. અને જે દ્રવ્ય એણે આપ્યું તે ઉપર સંતોષ વાળી હું મારે ઘેર ગયો. એ બાબત અમો સસરા જમાઇયે

પરસ્પર દસ્તાવેજ કરી લીધેલા તે આપના આગળ રજુ કરૂં છું માટે હવે આપ જે ઇન્સાફ કરશો તે મારે કબુલ મંજુર છે. એટલું કહી મુળદેવ બોલતો બંધ થયો. ભોજરાજાને શંકા ઉત્પન્ન થવાથી કૃપાચાર્યને સવાલ પૂછ્યો કે— એ જવાહીરનું દાન કયા પુરૂષે કરેલું ? અને દાન કરવાની કેમ જરૂર પડી ? વળી તે હયાત છે કે નહિ ? તે તમે તરત જણાવો. કૃપાચાર્ય બોલ્યો કે આપની હજુરમાં સદાનંદ નામનો રાજ્યકુમાર ઘણા દિવસથી નોકર છે. તે આશરે પાંચ સાત માસપર તાવની ઉપાધીથી હેરાન હતો. તેમાંથી અનેક વ્યાધી તેના અંગે લાગુ પડવાથી છેક મરણ પથારીયે આવી ગયો. તે વખતે પોતા પાસેની સઘળી મિલ્કત સુપાત્ર બ્રાહ્મણને દાન કરી દેવાની તેણે ઇચ્છા જણાવી. તેથી એ દોલત આ મુળદેવને આપવામાં આવી હતી. કૃપાચાર્યના બોલવા ઉપરથી સદાનંદને બોલાવ્યો. અને સઘળો આરોપ તેના ઉપર મુકવામાં આવ્યો. તે પ્રસંગે બોલ્યો કે–હે નરેન્દ્ર ! વગર વિચાર્યે આપે મારા ઉપર આરોપ મુકવો ઉચિત નથી. એ આપના ઘરનો કુળગોર છે. તે હું સારી પેઠે જાણું છું પણ બાબત મારો અપરાધ શો ? મેં ગોરનું કે તે તપસ્વિનું કંઇ દબાવ્યું નથી. મારી વડિલો પાર્જીત મિલ્કત ઘણા દિવસથી એનાજ ઘરમાં મુકી હતી. અને તેજ મિલ્કત મેં એની સમક્ષ આ બ્રાહ્મણને આપી છે. કદાચિત એ ખરૂં સોનું ન હોય અને ખરાં રત્નો પણ ન હોય તો પિતળ, કાચ અને સ્ફટિકના દાનથી મારૂં કરેલું દાન અફળ થાઓ. પરંતુ મારૂં નિષ્કપટ હૃદય હોવાથી તે દાનનો અનુભવ મેં નજરોનજર જોયો છે. કારણ કે અતિ દુસ્તર રોગમાંથી હું મુક્ત થયો છું. આમ સદાનંદે રાજાને કહ્યું. તેથી ભોજરાજાને તથા બુદ્ધિસાગરને હસવું આવ્યું. અને સદાનંદ ઉપર ખુશી થયા પછી સર્વ સભાસદે કહ્યું કે આમાં મુળદેવ તથા સહદેવ ( સદાનંદ ) નો કશો અન્યાય જણાતો નથી. તેથી તેઓને નિર્દોષ ઠરાવી છોડી દેવામાં આવે છે.

ખરેખરૂં જોતાં કૃપાચાર્યને સદાનંદ રાજકુમારે દાબડો પોતાની તિજોરીમાં મુકવા આપેલો તે ટાંણે ખુલ્લો કરી દર્શાવેલો તો પણ તે ઘણા મુલ્યવાન દાગીના જાણી પચાવી પાડવાનો ઇરાદો પ્રત્યક્ષ માલૂમ પડી આવે છે. કેમકે જો એમ ના હોય તો તપસ્વિ મુળદેવે જેને કોઇ દિવસ તેણે દીઠેલો અથવા કાને સાંભળેલો પણ નહિ હતો તેવા એક અજાણ્યા અને પરજ્ઞાતીના રસ્તે જતા બ્રાહ્મણનેજ

માત્ર પોતાનાજ કબજામાં સોંપેલી દોલત દાનમાં આપવા સારૂ પોતાની દેવાંગના જેવી કન્યા પરણાવી પોતાનો જામાત્ર કરી લીધો. અને તેને નહિ સોંપતાં ઘણા દિવસ સુધી તે મિલ્કત પોતાના કબજામાં રાખી અને છેવટ પણ તેણે બજારમાં કિમ્મત નહિ કરાવતાં પોતાની મરજી મુજબ આપી તે દાબડાનો માલ ખંડી વાળ્યો અને તેના વિષે એક બીજાની પ્રસન્નતાના દસ્તાવેજ પણ કરી લીધા. તો આ ઉપરથી એના મનનું કપટ કેમ સમજવું ? માટે ઇશ્વરેજ આવા કપટી અને લોભીયા મનુષ્યને શિક્ષા કરી છે તે યોગ્યજ છે. એટલું બોલી કૃપાચાર્યને ઘણાજ ધિક્કાર ભરેલા શબ્દો કહી વિદાય કીધો. સહદેવ તથા મુળદેવને સાબાશી આપી. ત્યાર પછી તેઓ પોતાના દેશ તરફ વિદાય થયા.

આગળ ચાલતાં સોનગઢ નામના શહેરમાં આવી સારૂં મકાન ભાડે લઇ ત્યાં રહ્યાં. કૃપાચાર્ય પાસેથી લાખ્ખોની દોલત મળી આવેલી તેથી રાજવંશીના જેવી સાહ્યબી ભોગવે છે અને શહેર જુવે છે કેટલાક દિવસ ગયા બાદ કૃષ્ણ જન્માષ્ટમીનો મ્હોટો તહેવાર આવ્યો. તે દિવસે ગામની બહાર શ્રી દ્વારકાનાથજીનું વિશાળ મંદિર હતું ત્યાં અસંખ્ય માણસોનો મેળો થતો હતો. ત્યાં સુવર્ણસિંહ રાજાની રાજકુંવરી 'મનોહરી' પોતાની બે ચાર સખીયો સાથે રથમાં બેસી દર્શને ગયેલી ત્યાંથી દર્શન કરી પોતાના બાગ તરફ ચાલી. અને અંદર જઇ અનેક પ્રકારનાં સુગંધીદાર પુષ્પો ચુંટવા લાગી. સુંદર લતાઓ ઉપર તરેહ તરેહનાં પુષ્પો વિણતી અને સરખેસરખી ઉમ્મરની સખીયો સાથે હાસ્યવિનોદની વાર્તા કરતી હતી. તથા ભયભીત પામેલી મૃગલીની માફક ચારે તરફ પોતાનાં કામણગારાં કટાક્ષો ફેંકતી જોતી હતી. તેવામાં સહદેવ ઘણી ગરદીથી પોતાનો બંધવ મુળદેવ ઘણો છુટો પડી ગયેલો તેની શોધ કરતો કરતો આ બગિચા આગળ આવી પહોંચ્યો. અને ચારે તરફ દૃષ્ટિ ફેરવી જોવા લાગ્યો. આ સ્થળે પોતાના ભાઇનો બિલકુલ પત્તોજ લાગ્યો નહિ. પરંતુ આ કામાક્ષીનાં આડકતરાં કટાક્ષોયે તેને વિંધી નાખ્યો. તેથી દેશ અને સઘળી દિશાઓ ભૂલી ગયો તેમ આ કામદેવને લજાવે એવા કાંતિવંત સહદેવને દેખી રાજકુંવરી પણ તેજ દશાને પાત્ર થઇ, પુષ્પ ચુંટવાં વિસરી ગઇ, અને હું શું કરૂં છું તેનું પણ ભાન રહ્યું નહિં આ પ્રમાણે બન્નેજણ પહેલેથી નજર નાખતાં પ્રેમરસમાં ગરકાવ બની મોહપાસથી સ્તબ્ધ થઇ રહ્યાં. તેવામાં મનુષ્યોની ગ-

રીમાં એકાએક હાહાકાર થઇ ગયો. કે તુરત બન્ને પોતાની મર્દન વાંકી કરી જોવા લાગ્યાં તો તેઓને જણાયું કે રાજાનો હાથી પોતાના રહેઠાણ ઉપરથી બીજા મદોન્મત્ત હાથીની સુગંધ આવવાથી સાંકળ તોડી બહાર નાઠો છે. ને તેણે પોતાના મહાવતને પણ ફેંકી મુકયો હોય એવો વળી તેને રસ્તા ઉપરનાં કેટલાંક વૃક્ષો તોડતો અને સૂંઢમાં અંકુશને લટકાવતો આ તરફ આવતો જોયો તે પ્રસંગે રાજકન્યાની સખીયો તથા ચાકરો કુંવરીને લીધા શિવાય ભયને લીધે આડાં અવળાં સંતાઇ ગયાં. તેથી રાજકન્યા એકલી પડી જવાથી તથા આ ભયંકર દેખાવ જોવાથી ગભરાઇને બેહોસ થઇ ભુમી ઉપર પડી. તે વખતે સહદેવે એકદમ હિમ્મત ધરી મનોહરીને બે હાથથી અદ્ધર ઉંચકી લીધી. અને દૂર લઇ જઇ નિર્ભય સ્થાનકે ઉભી રાખી જ્યારે આ રીતે તે નાજુક લલનાને ઉંચકવામાં આવી ત્યારે તેણે જરા જરા તે સહદેવને આલીંગન આપ્યું. પરંતુ ભય પ્રેમ અને લજ્જાથી તે આકુળ વ્યાકુળ બની ગઇ. થોડી વારે પાછળ પડેલા શૂરવીર મનુષ્યોયે મોટા મોટા પગમાં લોખંડના ચીમટા નાખી તે હસ્તીને પકડયો, અને હાથીયોને લઇ ગયા. અહિયાં પણ હજારો મનુષ્યોમાં પણ શાન્તિ પ્રસરી રહી. અને સહુ પોત પોતાના ઘર તરફ નિર્ભયપણે ચાલવા લાગ્યા. રાજકન્યાની સખીયો શોધ કરતાં જે સ્થળે રાજકુંવરી ઉભી હતી તે સ્થળે આવી પહોંચ્યાં. તેમણે રાજકન્યાનું રક્ષણ કરનાર બ્રાહ્મણનાં ઘણાં વખાણ કર્યાં. પછી રાજકુંવરીને રથમાં બેસારી રાજમહેલમાં તેડી ગયાં. કુંવરી આખે રસ્તે રથમાંથી પાછું વાળી સહદેવ તરફ નજર કરતી રાજમહેલમાં દાખલ થઇ. તથાપિ તે અતિશે વિન્હળ બની રાત્રિ દિવસ જીવિતદાન આપનાર સહદેવનો વિયોગ પડવાથી તથા કામાગ્નિનો તાપ સહન ન થઈ શકવાથી અતિશે ઝુરવા લાગી. સહદેવે તો જ્યાં સુધી રથમાં બેસી આગળ જતી મનોહરીને દીઠી. ત્યાં સુધી ઉત્કંઠાથી વિચાર કર્યા કીધો. અને જ્યારે તે અદર્શ થઇ ત્યારે હાય હાય ! હવે એ રાજકન્યાનું મુખાવલોકન ક્યારે કરીશ ? એમ શોક કરતો બહાવરા સરખો આગળ ચાલ્યો એટલે મૂળદેવ તેને રસ્તામાં મળ્યો. મૂળદેવે ભાઇની કુશલતા પુછી. પણ કોણ જાણે તે કોનેય પૂછે છે ? જવાબ પણ કોણ આપે ? કેમકે માત્ર સહદેવનું ખોળીયુંજ અહિં છે. જીવતો રાજકુંવરી મનોહરીએ હર્યો છે તેથી

તેના પાસે ક. । પણ સ દેવત ઘેર લઇ ગયો. કેટલીક વારે તે કંઇક સ્વસ્થ થયો. ત્યારે તેના મનના હેતુ પુછી લીધો તો માલુમ પડયું કે કોઇ સુંદરી દેખી વિરહની વેદના ઉત્પન્ન થવાથી બેશુદ્ધ હાલત થઇ ગઇ છે. પછી તેણે દીલાસો દીધો કે ભાઇ ! જે સ્ત્રી વિષે તારૂં મન આસક્ત થયું હોય તેનુ નામઠામ યાતો માતા પિતાના નામની ખબર મને સૂચવ કે તેને મેળવવાનો યત્ન કરીયે—હે બાંધવ ! તું આવો વિદ્વાન અને સર્વગુણ સંપન્ન છતાં દિવાનો બની જાય એ વિદ્વત્તાને ખામી લગાડવા જેવું છે. માટે સાવધ થા. પછી તેણે સાવધ થઇ હાથી વિષેની તથા મનોહરીની સઘળી વાર્તા ભાઇ પાસે કહી સંભળાવી. એટલે મુળદેવ બોલ્યો કે— ભાઇ ! જે રીતે તેં મારાં લગ્ન કરી આપવાને અપારશ્રમ કર્યો હતો તેજ રીતે તારૂં કામ પારપાડવાને ખરા અંતઃકરણથી હું યત્ન કરીશ. એમ કહી પોતાને સિદ્ધ પાસેથી પ્રાપ્ત થયેલી ગુટિકા દર્શાવી અને કહ્યું કે– હે બન્ધવ ? આ ગુટીકા મુખમાં રાખવાથી નવ યૌવના સ્ત્રી બની રહીશ. અને તે કહાડી લેવાથી મૂળ પુરૂષ હતો તેવો થઇ જઇશ. પછી તેજ વખતે અજમાવી જોઇ તો ખાતરી થઇ ચૂકી. બાદ મુળદેવે બે ગુટીકા સહદેવને આપી એટલે તેમાંની એક મુખમાં રાખી કે સોળ વર્ષની રંભા બની ગઇ. ત્યાર બાદ મુળદેવે વૃદ્ધ બ્રાહ્મણના જેવો પોતાનો દેખાવ બનાવી સહદેવને સ્ત્રીના વેષે સાથે લઇ રાજકચેરીમાં દાખલ થયો. અને રાજાના સન્મુખ જઇ આશિર્વાદ દઇ રાજા પ્રત્યે બોલ્યા કે હે રાજેન્દ્ર! આ મારા પુત્રની વહુને એના પિયેરથી તેડી અમારા ગામ તરફ જતો હતો પરંતુ રસ્તામાં સમાચાર મળ્યા કે, મા દીકરાને ઘરમાં કલેશ થવાથી છોકરો તેને મોસાળ જતો રહ્યો છે. તેને તેડવા સારૂ હું તે તરફ જાઉં છું તે સાત આઠ દિવસે એને તેડીને અત્રે આવું ત્યાં સુધી આપ આ કન્યાની રક્ષા કરજો. કારણ કે તમો આખા દેશની રક્ષા કરનાર છો, એમ સમજી આ કન્યા સોપું છું. રાજાયે વૃદ્ધ બ્રાહ્મણના વચનને શ્રાપના ભયથી માથે ચઢાવ્યું. અને તે કન્યા પોતાની કુંવરી જે મનોહરી તેના હસ્તકમાં સોંપી. અને કહ્યું કે બહેન ! આ બ્રાહ્મણની કન્યાને તું તારા નિવાસ ભુવનમાં રાખજે તેનું ખાનપાન અને શયન આદિ સઘળાંની તુંજ વ્યવસ્થા કરજે. પિતાનું આ પ્રકારનું વચન શ્રવણ કરી રાજકન્યા કન્યારૂપે બનેલા સહદેવને અંતઃપુરમાં લઇ

થઇ. આ સ્થળે તેણે પોતાનું નામ કમળાગૌરી રાખ્યું, વૃદ્ધ બ્રાહ્મણ-ના રૂપમાં રહેલો સુબ્બદેવ કમળાગૌરીને સોંપી ગમે તે દિશા તરફ ચાલતો થયો અને કમળાગૌરી પોતાની પ્રિયાની પાસે રહી. થોડા દિવસમાં કમળાગૌરીને રાજકન્યા સાથે સજ્જડ સ્નેહ બંધાયો. તેથી નિખાલસ હૃદયે છાની વાતો કરવા લાગી. એક દિવસ તે વિરહમાં વ્યાકુલ થવાથી દુર્બળ પડી ગએલી પોતાની શય્યા ઉપર શરીરને આથતેમ ફેરવતી હતી. તેવી રીતે તેને વેદના પામતી જોઇ રાત્રીને સમે એકાન્તમાં તેની પાસેની શય્યા ઉપર સૂતેલી બ્રહ્મતનયા કમળા ગૌરીયે પુછ્યું કે– પ્રિય સખી ? દિવસે દિવસે તારો મનોહર ચહેરો ફિક્કો પડતો જાય છે તેનું કારણ શું ? અને સુકાતી કેમ જાય છે? હે મનોહરી ! તારી વેદનાના ચિન્હો ઉપરથી મને એમ ભાસે છે કે તું પ્રિયતમના વિરહ દુઃખથી દુબળી થઇ હોય તેમ જણાય છે માટે તારા મનની વાત મને અથથી તે ઇતિ સુધી કહે. કારણ કે સ્નેહી કે સમવયની બહેનપણી ઉપર અવિશ્વાસ કરવો ઉચિત નથી. હવે જો તું તારા મનની વાત મારા આગળ કહીશ નહિ તો હું આજથી અન્ન ખાનાર નથી આ સાંભળી રાજકન્યાયે ઉંડો નિશ્વાસ નાંખ્યો તે ધીમે રહી બોલી. સખી ? આ સઘળામાં શું હું તારાજ ઉપર અવિશ્વાસ મુકું ? હે બહેન ? મારો તારા ઉપર સમ્પુર્ણ વિશ્વાસ છે. માટે શ્રવણ કર. તને મારા અંતરની વાત વિદીત કરૂં છું

થોડા દિવસ ઉપર જન્માષ્ટમીનો મેળો ભરાયો હતો તે જોવાને હું પણ ગઇ હતી. ત્યાં એક સુન્દર બ્રહ્મકુમાર મારા જોવામાં આવ્યો તેને હીમમાંથી મુક્ત થયલો મનોહર અને સોળકળા સમ્પુર્ણ ચંદ્રમા સમાન શોભાયમાન જોવાથી કામદેવને જાગૃત કરનાર એવા સાક્ષત કંદર્પ કોટી લાવણ્ય કળાનિધીના મુખરૂપી ચંદ્રનુ અમૃતપાન કરવા માટે મારા નેત્ર તેના તરફ ટમટમી રહ્યાં હતાં તેવામાં એક મદ ઝરતો મદોન્મત્ત આષાઢ માસના કાળા મેઘ સરખો હાથી સાંકળ તોડીને નાઠેલો. મારા બગીચામાં જે સ્થળે હું નાના પ્રકારનાં સુગંધીવાળાં પુષ્પો વિણતી હતી. ત્યાં ગર્જના કરતો આવી પહોંચ્યો તેના ભય-થી મારી સાથેના મારી તમામ સખીયો ભયને લીધે નાસી ગયાં. હું પણ માત્ર એકલી ભયભીત ચહેરે ઉભી રહી. તે પ્રસંગે તે બ્ર-હ્મકુમારે દોડી આવી મને બે હાથથા ઉંચકી લઇ દૂર એક નિર્ભય જગ્યા હતી તે સ્થળે મુકી. તેના અંગનો જ્યારે મારા અંગને

સ્પર્શ થયો ત્યારે જાણે મને એમ લાગ્યું કે, શું મારે અંગે શ્રીખંડ લાગ્યો છે ? કે હું અમૃતમાં સ્નાન કરૂં છું તેમ કોણ જાણે કેવી દશામાં આવી ગઇ કે હું તેનું વર્ણનજ કરી શક્તી નથી તે વખતે હું પરાધીન થઇ પડી. થોડીવારમાં શૂરવીરોએ હાથીને પકડયો એટલે બધું શાન્ત થઇ ગયું. અને મારાં દાસ દાસી આવી મળ્યાં. કે તુરત મને રથમાં બેસારી મહેલમાં તેડી લાવ્યાં. ત્યારથીજ જાણે મને કોઇ સ્વર્ગમાંથી નાચે પટકે ને દુઃખ થાય તેવું દુઃખ તેના વિયોગથી થયું છે. તે દિવસથી આજ દિવસ સુધી મને અનેક તરેહના વિચારો મારા પ્રાણ બતાવનાર પ્રિયતમ માટે આવ્યા કરે છે ને તેનો સમાગમ ઇચ્છું છું. જાગૃત દશામાં પણ જાણે મારી સોડમાં રમતો ના હોય ? ને જયારે હું નિદ્રાવસ્થ થાઉં છું. ત્યારે સ્વપ્નમાં પણ તેની સાથે રમણ કરતી હોઉં તેમ દીસે છે. પરંતુ તે સઘળા વિચાર ઝાંજવાના પાણી સરખા મિથ્યા છે. વળી હું કેવી દુર્ભાગિણી કે એનું નામ ઠામ અને ગામ પણ પુછવું ચુકી ગઇ. હે સખી ? હું હૃદયમાં નિશ્ચય કરેલા પ્રાણનાથના વિરહથી વિકળ અને વિભ્રમ થઇ છું. વળી આ વખતે મને એવું થાય છે કે આ વિરહ વેદનાની ચિંતા કરતાં ચિતા અતિ ઉતમ છે. કેમકે દેખવું અને દાઝવું એ સઘળું મટી જાય. આ પ્રમાણે મારી હકિકત છે.

બ્રહ્મતનયા કમળાગૌરીયે જ્યારે પોતાની પ્રિયાનાં મધુર અને પ્રેમમાં ભિંજાયલાં વચનો સાંભળ્યાં એટલે બધો આનંદ થયો કે જાણે તેના કાનમાં અમૃત પડયું ના હોય તેમ તે ઘણોજ આનંદમાં આવી ગયો. અને પોતાના આત્માને કૃતાર્થ માની તેજ વખતે પ્રગટ થવાનો યોગ છે એમ જાણી પોતાના મુખમાંથી યોગ ગુટિકા કહાડી પોતાનું મુળ સ્વરૂપ ધારણ કર્યું. અને બોલ્યો કે હે કમળનયનિ ! ચતુરાં ! તે જેને બગિચામાં જોઇ સ્વભાવથીજ મનનો માનીતો બનાવ્યો હતો તે પુરૂષ હું પોતેજ છું મને તારી સાથે એક ક્ષણવારજ સમાગમ રહ્યો. પછી તું ચાલી ગઇ. એટલે મને પણ તારા વિરહથી અતિશે વેદના થઇ ને તેનું પરિણામ એ આવ્યું કે, મારે તારે માટે કન્યાનું રૂપ ધારણ કરવું પડયું. તો હે ગજ ગામિની ! તેં અને મેં જે જે વિરહવેદના સહન કરી છે તેને હવે તું દૂર કર. હવે કામદેવ પણ આપણા વિરહદુઃખને સહન કરતો નથી. માટે આ પ્રસંગે આપણુ બન્ને જણ રતીરંગમાં કલ્લોલ

કરીયે. સહદેવનું આવું ભાષણ શ્રવણ કરી તથા તેના મુખ કમળ તરફ વારી જઇ, રાજકન્યા તુરત સ્નેહ, આશ્ચર્ય અને લજ્જાવશ થઇ ગઇ. પછી બન્ને જણાયે પ્રેમાળ હૃદયે ગાંધર્વ લગ્ન કરી સંસારના સુખનો લ્હાવો લીધો. સહદેવ દિવસે સ્ત્રી થાય અને રાત્રે પુરૂષ બની રાજકુંવરી સાથે રંગે રમે આ રીતે સુખ વિલાસમાં આનંદ કરતો હતો. કેટલાક દિવસ આનંદમાં વિતી ગયા તેવામાં સુવર્ણસિંહ રાજાના સાળા પ્રતાપસિંહે પોતાની પુત્રી પ્રતાપગવરીને રાજાનો મોટો પ્રધાન જે વત્સરાજ તેના પુત્ર સાથે પરણાવવા માટે વિવાહનો આરંભ કર્યો. તેમાં પોતાની ભાણેજી મનોહરી તેને પણ નિમંત્રણ કર્યું. એ રાજકન્યા પોતાના મામાની પુત્રીના વિવાહમાં ગઇ તે વખતે બ્રાહ્મતનયા કમલાગૌરી અને બીજા પરીજનને પણ પોતાની સાથે તેડી ગઇ હતી. ત્યાં વિવાહમંડપમાં વત્સરાજના પુત્ર એટલે વરરાજાએ બ્રહ્મકન્યા કમળાગૌરીની મનોહર આકૃતિ જોઇ એટલે કામબાણથી એકદમ વિંધાઇ જઇ ઘેલા સરખો બની ગયો આ પ્રમાણે કપટરૂપી કન્યાયે જેના મનને મોહિત કર્યું છે એવો મંત્રીપુત્ર પોતાની સ્ત્રી સાથે ઘરમાં ગયો. તો ત્યાં સર્વ સ્થળ તેને શુન્યકાર લાગ્યું. કેમકે તેનું અંતઃકરણ કમળાગૌરીયે ચોરી લીધું હતું. તે બીજો કંઇજ વિચાર કરતો નહોતો. પરંતુ તેના મુખની મનોહર છબી, ગોરાગાલ, દાડમની કળી સમાન તેજસ્વી દાંત, કદળીના ગર્ભ જેવા ચરણ, ત્રાજવાં પાડેલી તેની સુંદર હડપચી અને શ્યામ વર્ણાં કામીનેત્ર તરફ નજર કરી રહેલો હતો. ને તેના ધ્યાનમાં લેહલુગ અને ચકચુર બની ગયો હતો. પ્રેમરૂપ ભૂજંગ તેને એવા દંષ કરતો હતો કે તે અણચિંતવ્યો મુર્છા ખાઇ ભુમિ ઉપર પડયો. તે સમયે વિવાહમાં ભેગા થયેલા સર્વ લોકો આનંદને પડતો મુકી ગાભરા બની ગયા. અને તેની પાસે આવી પૂછવા લાગ્યા કે ભાઇ ! તુંને શું થયું ? તેનો પિતા વત્સરાજ પણ તે સ્થળે દોડી આવ્યો તેણે પાણી છાંટીને તથા પવન નાંખીને પુત્રને શાન્ત પાડયો. પછી જ્યારે તે મુર્છામાંથી જાગૃત થયો ત્યારે દિવાના સરખો બડબડતો પોતાના મનનો અભિપ્રાય સ્પષ્ટ રીતે જણાવવા લાગ્યો. તેના પિતા પુત્રને આવો વિકળ બની ગયેલો જોઇ ગભરાઇ ગયો. અને જે વાત બોલી ગયો તે પર વિચાર કરતાં તેને જણાયું કે એ વાત બનવી મુસ્કેલ છે. તે વાર્તા રાજાના જાણવામાં પણ આવી, એટલે તે પણ ત્યાં આવ્યો. અને તેને

જોવા લાગ્યો. તો મંત્રીપુત્ર વિપ્રતનયા કમળાગૌરીનું નામ મુખે જપ્યા કરે છે. તે જોઇ રાજાયે બીજા મંત્રિને પૂછ્યું. આપણે ઘેર જે બ્રાહ્મણ કન્યા મૂકી ગયો છે તેની સાથે એનાં લગ્ન કેવી રીતે કરાય? અને બેશક જો આપણે એ પ્રમાણે કરીશું નહિ તો મંત્રિપુત્ર જરૂર મરણ શરણ થશે. તેથી તેના પિતા વત્સરાજ દેહત્યાગ કરશે ને જ્યારે તેવો ગુણવાન અને ભાગ્યશાળી મુખ્ય મંત્રી મરણ પામ્યો એટલે પછી રાજ્યનો પણ નાશ સમજવો. ત્યારે હવે કહો? આપણે તેનું શું કરવું? તેનો ખુલાસો કરો. આમ રાજાયે સર્વ કારભારીને પૂછ્યું. કારભારીયોએ ઉત્તર આપ્યો કે–હે અન્નદાતાર! રાજાનો મુખ્ય ધર્મ એ છે કે પોતાની પ્રજાના સદ્‌ગુણનું સંરક્ષણ કરવું. અને તે રક્ષણ કરવાનો મૂળ મંત્ર રાજ્ય સલાહ છે. ને તે મંત્રીને આધીન છે. જો મંત્રીનો નાશ થયો તો મૂળનો નાશ થયો. અને તે સદ્‌ગુણનો પુરેપુરો નાશ થયો સમજવો. અમે તેમ પણ સદ્‌ગુણનો નાશ થવા દેવો નહિ. વળી જો આ મંત્રી તથા તેનો પુત્ર બન્ને તથા એ બ્રાહ્મણનો એમ ત્રણેનો નાશ થવા દઇએ તો આપણને મહાન્ પાતક લાગે. એટલા માટે સમીપમાં રહેલા ધર્મનો નાશ થતો અટકાવવો. તમારે ત્યાં બ્રાહ્મણે જે કન્યા મૂકી છે તે કન્યા તમે મંત્રી પુત્રને પરણાવો. બાદ કાળાન્તરે જ્યારે બ્રાહ્મણ આવે અને ગુસ્સે થાય ત્યારે તેને બીજા હજારો ઉપાયથી સમજાવી સર્વે ઠીક ઠીક કરીશું. આ પ્રમાણે કારભારીઓએ કહ્યું ત્યારે રાજાએ તેઓના કહેવાને સંમત થઇ મંત્રીના પુત્ર સાથે વિપ્ર તનયા કમળાગૌરીનાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. રાજાએ રાજકન્યાના મહેલમાંથી તેને પોતાની પાસે તેડાવી તે વખતે તેણે રાજા પ્રત્યે કહ્યું. મહારાજા! તમે જો મારા સસરો કે જે મારે મોસાળ સાસરે મારા પતિને તેડવા અને તમારે શરણે મુકી ગયો છે તેને પૂછ્યા શિવાય હું પરણેલી છતાં અન્ય પુરૂષની સાથે પરણાવશો તો પરણીશ. કેમ કે આપના હાથમાં બધી સત્તા છે. તેમ આપના કબજામાં છું માટે આપ ન્યાય અન્યાય સર્વ જાણો છો. તેથી તમોને એટલુંજ કહેવાનું કે હું તેની સાથે પરણીશ પરંતુ પછીથી કંઇ પણ વિઘ્ન આવી પડે તો મને દોષ દેશો નહિ. શિવાય બીજી વખત એમ બોલી કે એ પતિ છ માસ સુધી તીર્થ યાત્રા કરી આવે નહિ ત્યાં સુધી મારાપર બલાત્કાર કરે નહિ. તેમ મને એક શય્યામાં સુવાનું પણ કહે નહિ. અને જો

તે એ પ્રમાણે કરવાની ના પાડશે તો હું જીભ કરડીને અથવા ગળામાં પાસ નાંખી મારા પ્રાણ ખોવા આત્મ હત્યા કરીશ. આ પ્રમાણે વિપ્ર તનયા કમળાગૌરીયે સુવર્ણસિંહ રાજા સાથે સરત કરી. ત્યારે રાજાયે મંત્રી પુત્રને તે હકિકત જણાવી. એટલે તેને શાન્તિ વળી. બાદ તેણે તે સરતો અન્તઃકરણ પૂર્વક સ્વિકારી. એટલે મંત્રી પુત્રનાં લગ્ન મોટા સમારંભથી કમળાગૌરી સાથે થયાં. બાદ પોતાની પ્રથમની સ્ત્રી પ્રતાપગૌરી સાથે આ બ્રહ્મ તનયા કમળાગૌરીને પણ એકાન્ત ભુવનમાં રાખી. સારી રીતે તેનાપર ચોકી પહેરો મુકી પોતાની પ્રિય કાન્તામાં પ્રેમની ઇચ્છા પાર પાડવાના હેતુથી પોતે યાત્રાક્રમણ કરવાને નિકળી પડયો. હવે કમળાગૌરી એકાન્ત ભુવનમાં પ્રતાપગૌરીની સાથે ભોજન તથા શયનમાં સરખી ભાગીયેણ થઇ રહી. પ્રતાપગૌરી જ્યાં જાય ત્યાં વિપ્ર તનયા પણ સાથે જાય. એક વખતે રાત્રે જ્યારે સઘળાં પરિજનો નિદ્રાવશ થયાં અને પ્રતાપગૌરી તથા વિપ્ર તનયા બન્ને જણાં એક પલંગપર સુતાં હતાં અને વખત પણ એકાન્તનો હતો. તે વખતે પ્રતાપગૌરી બોલી હે સખી ! મને નિદ્રા આવતી નથી માટે તું એક સારી વાત કહે તો ઘણું સારૂં. જ્યારે વિપ્ર તનયાયે પ્રતાપગૌરીનું વચન સાંભળ્યું ત્યારે તેને અસલ બની ગયેલી સૂર્ય વંશમાં થઇ ગયેલ ઇલા નામનો રાજા કેમ જન્મ્યો, અને ગૌરીના શાપથી આખા વિશ્વને મોહ પમાડે તેવું સ્ત્રીપણું તેને કેમ પ્રાપ્ત થયું. તથા તેને ઇન્દ્રના નંદન વનમાં બુધના દર્શન કેમ થયાં તેમ તેઓનો પરસ્પર સમાગમ શી રીતે થયો વળી તેને પેટે પુરૂરવા રાજાનો જન્મ કેવી રીતે થયો તે સર્વે કથા સુંદર વાણીથી કહી. પછી વિપ્ર તનયા એ વાર્તા કરીને દૈવતના આજ્ઞાથી અથવા મંત્ર કે ઔષધીનાં પ્રતાપથી કોઇ વખત સ્ત્રી પુરૂષ થઇ જાય છે. અને પુરૂષ સ્ત્રી પણ થાય છે. તેમ આજ પણ મોટા પુરૂષોની કાર્ય સિદ્ધીને એવા બનાવ ઘણા બને છે પ્રતાપગૌરી મુગ્ધા અવસ્થામાં હતી. તેનું યૌવન ન ખીલતું હતું તેનો પતિ પરણીને તુરત પરદેશમાં ચાલ્યો ગયો હતો. અને તેના અંગો અંગમાં કામદેવ દોડાદોડ કરી રહ્યો હતો. વળી તેણે હમ્મેશાં સાથે રહેવાને લીધે વિપ્ર તનયાનો સંપૂર્ણ પ્યાર મેળવ્યો હતો. તેથી તેના ઉપર પૂર્ણ વિશ્વાસ મૂકી તેની સાથે બોલી કમળાગૌરી આ કથા શ્રવણ કરી મારા અંગમાં અગ્નિ પ્રદિપ્ત થયો છે. તેમ મારૂં હૃદય પણ ચૂર્ણ થઇ જાય છે. માટે હે પ્રાણ પ્યારી ! મને એ શું થતું હશે ? તે

કહે. ત્યારે કમળાગૌરી બોલી, સખી ! એ સ્વપ્નાં કામદેવનાં નવીન ચિન્હો જણાય છે. કેમ કે એ કામદેવનો અનુભવ મને મળી ચૂક્યો છે તેથી સ્પષ્ટ સમજાય છે માટે એ વાત તારા આગળ ગુપ્ત રાખતી નથી. આ પ્રમાણે પ્રેમી જન વિપ્ર તનયાયે કહ્યું ત્યારે પ્રતાપ ગૌરી મૃદુ વાણીથી તેની સાથે બોલી અલી પ્રિય સખી ! તું મારે પ્રાણ કરતાં અતિશે વહાલી છે અને તને સમયનું જ્ઞાન પણ છે. તો હું તારા આગળ મારા મનની વાત શા માટે ન કહું ? પછી હાસ્યથી તેની પ્રત્યે બોલી. બેન કમળા ! હવે હું પુરૂષ વગર રહી શકું એમ નથી. માટે જે તે પ્રકારે આ સ્થળે કોઇ પુરૂષ આવી મળે એવો ઉપાય કાંઇ તારી પાસે છે ? પ્રતાપગૌરીનું વાક્ય સાંભળતાંજ વિપ્ર તનયા તેના મનના ભેદ શમજી ગઇ એટલે ધુર્ત વિદ્યા તો તેની આવગીજ છે. એમ નિશ્ચય કરી તેને કહ્યું બહેન જો તારો એવો વિચાર હોય તો હું તને એક ગુપ્ત વાત કહું છું તે શ્રવણ કર. મને વિષ્ણુ ભગવાનથી વરદાન મળેલું છે. તેથી તેમની કૃપાના બળે હું મારી પોતાની ઇચ્છાથી રાત્રે રોજ પુરૂષ થઇ શકું છું. માટે આજ તારે માટે તારી મનકામના પૂર્ણ કરવાને પુરૂષ બની તારા સ્નેહાગ્નિને શાન્ત પાડીશ. આટલું બોલી તુરત પેલી મુખમાંની ગુટીકા બહાર કાઢી ચોટીમાં ચઢાવી દીધી. એટલે કંદર્પ કોટી લાવણ્યવંતો અને સુંદર છેલ છબીલો તરૂણ પુરૂષ બની તેની સન્મુખ ઉભો રહ્યો. અન્યો અન્ય ધાટો સ્નેહ બંધાયેલો તેથી પ્રતાપગૌરી ભય પામી નહિ. તેમ શરમાઈ પણ નહિ વળી આ સ્થળે કાંઇ પરતંત્રતા જેવું પણ નહોતું એટલે તે બન્ને પ્રેમમાં તલ્લીન બની ગયાં ને સમયોચિત સારી રીતે રંગનો લ્હાવો લીધો અને પરમ આનંદ પામ્યાં. આ દિવસથી સહદેવ દિવસે સ્ત્રી અને રાત્રે પાછો પુરૂષ બની પ્રતાપગૌરીથી પ્રેમ આલીંગનથી કામક્રીડા રમે આ પ્રમાણે સાડા પાંચ મહિના પ્રતાપગૌરી સાથે રંગમાં રેલ્યો. બાદ એક દિવસ પ્રતાપગૌરી અર્ધનિદ્રામાં સુતી છે અને અન્ય દાસીયો પણ પોતપોતાને સ્થાનકે સુઇ ગયેલી છે તે ટાણું સાધી લાગ જોઇ ગુપચુપ ત્યાંથી નિકળી ગયો. અને પુરૂષના રૂપે પોતાના બંધુ મૂળદેવે જ્યાં ઘર લીધું હતું ત્યાં દાખલ થઇ પોતાનાં ભાઇ ભોજાઇને મળ્યો. અને બનેલી સઘળી કથા સવિસ્તર વિદિત કરી. સહદેવ ઘેર આવ્યો બાદ બે ચાર દિવસ વિત્યા એટલે મૂળદેવ સહદેવને લઇ રાજકચેરીમાં દાખલ થયો. અને સુવર્ણસિંહને આશિર્વાદ દઇ વિનતિ કરી કે. મહારાજ ! હું

મારા પુત્રને તેના મોસાળથી તેડી લાવ્યો છું માટે કૃપા કરી મારી પુત્ર વધુ મારે સ્વાધીન કરો. તે સાંભળી રાજા વિચારમાં પડી ગયો. અને બ્રાહ્મણના શાપના ભયથી કંપવા લાગ્યો. આ બ્રાહ્મને હા પાડવી કે ના. જો ના પાડીશું તો બ્રાહ્મણ તુરત શાપ દેશે માટે ના તો પડાય તેમ નથી. તેથી તે બોલ્યો. બ્રહ્મદેવ ! આપની પુત્રવધુ કોણ જાણે કયે વખતે અહિંથી નાશી ગઇ છે. તેનો પત્તો લાગતો નથી. માટે મારો અપરાધ ક્ષમા કરો. હું તમારા ગુન્હામાં આવ્યો. તેના બદલામાં મારી રૂપ, ગુણ અને લાવણ્યમાં કુશળ એવી રતી સમાન મનોહરી નામની કન્યા પરણાવી આપું છું. તે ઉપરાંત લાખો રૂપિયાની પહેરામણી પણ આપી આપનું મન મનાવું છું. પરંતુ ગઇ વસ્તુની હદ કરી માગણી કરશો તો તે શી રીતે મળી શકશે? માટે અપરાધ ક્ષમા કરો. મૂળદેવે મહારાજા આગળ સહેજ મિથ્યા કોપ દર્શાવ્યો પણ છેવટ પોતે સમજી જઇ રાજાની કબુલાત માન્ય કરી. પછી સુવર્ણસિંહે મોટા દમામથી પોતાની પુત્રી મનોહરીનાં શુભ લગ્ન સહદેવની સાથે કરી દીધાં. અને પહેરામણીમાં લખોનું જવાહીર આપી મૂળદેવનું મન પ્રસન્ન કર્યું. ત્યાર બાદ કેટલાએક દિવસે તે બન્ને ભાઇઓ પોતાની સ્ત્રીઓને લઇ ધન માલ સમેટી પોતાને દેશ ગયા.

## ચંદ્રકેતુ અને વીરભદ્રની વાત.

મથુરા નગરીમાં વજ્રકેતુ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને ચંદ્રકેતુ નામે એક રાજકુમાર હતો. તેના પ્રધાન ધીરસિંહને વીરભદ્ર નામક એક કુંવર હતો. રાજપુત્ર તથા પ્રધાનપુત્ર બન્ને સરખી ઉંમરના અને બાળપણથી સાથે ઉછરેલા તેથી એકબીજાને અતિશય ઘણી મિત્રાચારી હતી. બન્નેમાં પ્રધાનપુત્ર મહા ગુણવાન અને ચતુર હતો. ચંદ્રકેતુ સ્વરૂપમાં સર્વોત્તમ ને કામદેવને પણ લજ્જીત કરે તેવો હતો. પરંતુ પ્રધાન પુત્રસરખી અક્કલ તથા ચાતુર્યતા તેનામાં નહોતી. આ પ્રકારની બન્નેની મિત્રાઇ તેથી એક દિવસ તેઓએ સાથે બેસી વિચાર કર્યો કે આપણે અનેક દેશની રચના જોવાને જઇએ કેમકે જુદા જુદા દેશની ચમત્કારિક વસ્તુઓ તથા રીતભાત અને રાજકાજનો વહિવટ નજરે જોવાથી ઘણા પ્રકારની હુશિયારી તથા બુદ્ધિનો વધારો થશે. નકામા ઘરમાં બેસી રહેવું એ ઉદ્યોગી પુરૂષનું લક્ષણ નથી. પછી બન્ને જણાએ પોતપોતાના પિતાની આ-

જ્ઞા લઇ કેટલાક ખજાના સહિત ઘોડેસ્વાર થઇ મથુરાનગરીથી પ્રયાણ કર્યું. એક દિવસ રસ્તે ચાલતાં રાજકુમારને પ્રધાનપુત્રે કહ્યું કે—હે ચંદ્રકેતુ ! અહિંથી બે કોસપર કોઇ મોટું શહેર હોય એવું મને ભાસે છે વળી આ રસ્તે થઇ ઉંટપર બેસી ઉંટનો ધણી તથા એક સગર્ભા સ્ત્રી ચાલ્યાં જાય છે, તેમાં ઉંટની એક ડાબી બાજુની આંખ નથી. અર્થાત તે આંખે કાણો છે એમ વાતો કરતા પોતાના અશ્વને કુદાવતા જાય છે એટલામાં એક કોસ નિકળી ગયા. એટલે પ્રધાનપુત્ર વીરભદ્રના કહેવા પ્રમાણે ઉંટ, સારવાન્ તથા સગર્ભા સ્ત્રીનો ખરેખરો દાખલો મળ્યો. આ જોઇ ચંદ્રકેતુ વિસ્મય પામ્યો. અને પ્રધાનપુત્રે પુછ્યું વીરભદ્ર ! તેં ઉંટ, સ્ત્રી તથા સારવાન્ નહિ જોયેલાં છતાં તને કેવી રીતે ખબર પડી ? પ્રધાનપુત્ર બોલ્યો. હે મિત્ર ! રસ્તે ચાલતાં ઉંટનાં પ્રથમ ધુળમાં પડેલાં તાજાં પગલાં દેખાતાં હતાં. તથા તેની જમણી આંખ સારી હતી. તેથી તેજ બાજુનાં ઝાડનો પાલો ખાધેલો જોયો. તેથી અનુમાન કર્યું કે તેની જમણી આંખ છે. પણ ડાબી આંખ નથી. વળી સ્ત્રી રસ્તામાં લઘુશંકા કરવા બેઠેલી " તે સ્થળે તેણે ઉઠતી વખતે પોતાનો હાથ જમીનપર ટેકાવેલો તેથી તેના પંગી જોવામાં આવ્યા; તે ઉપરથી સગર્ભા છે અને પગના અંગુઠામાં જોટવાં પેહેરેલાં છે તેની નિશાની માલુમ પડતી હતી. તેથી નિશ્ચે સ્ત્રીજ હોવી જોઇએ. આમ વાતો કરતાં કમળાપૂર જઇ પહોચ્યા. ત્યાં રાજપુત્ર ચંદ્રકેતુએ વીરભદ્રને પૂછ્યું કે ભાઇ ! તેં આ શહેર કદી દીઠેલું નહિ છતાં તને કેમ ખબર પડી કે આ મોટું શહેર છે ? ત્યારે તે બોલ્યા કે બે કોસપરથી પગરવટ પડેલો મોટો રસ્તો માલુમ પડ્યો અને પુષ્કળ જતા આવતા રાહદારીઓનાં પગલાં જોવામાં આવ્યાં તે ઉપરથી મને ખાત્રી થઇ કે આ કોઇ મોટું શહેર હોવું જોઇએ. પછી ગામની નજીક પદ્મતીર્થ નામે પ્રખ્યાત સરોવર અને પદ્મનાભજીનું અનુપમ મંદિર હતુ ત્યાં બન્ને જણા સ્નાનાર્થે તથા દર્શન કરવાના ઇચ્છાથી તે સ્થળે એક સુંદર વૃક્ષની શીતળ છાયા જોઇ ઉતરી પડ્યા અને ન્હાવાની તયારી કરે છે એટલામાં તેજ ઠેકાણે કમળાકર નામનો એક મોટો કોટચાધીશ શાહુકાર તેની હંસાદના નામની કન્યા કે જે પરમસુંદર રૂપવતી સોળ વર્ષની કન્યા હતી તે પોતાની પાંચસાત સાહેલીઓ સહિત ન્હાવા સારૂ અહિં આવી પહોચી. તેણે રાજપુત્ર

ચંદ્રકેતુના સ્વરૂપને જોયું અને મનમાં કહેવા લાગી કે અહા ! આવો પતિ મને પ્રાપ્ત થાય તો મ્હારા સરખી દૈવ્યવાન બીજી કોને કહેવી ? પરંતુ કોણ જાણે તે કયા મુલકનો હશે ? વળી મારાં માત પિતા તેની સાથે લગ્ન કરવાં કબુલ પણ કેમ કરે ? કારણ કે એમનો વિચાર ઘણા દિવસથી આ નગરના રાજકુમાર સાથે નિરધારી રાખેલો છે. એ રાજપુત્ર કુરૂપ અને અભણ છે તેથી મારી બિલકુલ વૃત્તિ નથી તથાપિ તેમના આગળ મારો શો ઇલાજ. પરંતુ એના પહેલાં આ પુરૂષ મળે તો કેવું સારૂં. પણ એ વિશે શી યુક્તિ કરવી ? એ વિચારમાં પડી વારંવાર ચંદ્રકેતુના મુખકમળ સામું જોયા કરે. એ ચિકિત્સા વીરભદ્રના જાણવામાં આવી. તેથી રાજપુત્ર પ્રત્યે બોલ્યો કે—હે મિત્ર ! સ્હામી દૃષ્ટિ કર. પેલી શાહુકારની કન્યા કેવી ખુબસુરત છે ? આખી પૃથ્વીમાં એના સરખી સ્વરૂપવાન બીજી સ્ત્રીયો કવચિતજ હશે. ખરેખર ! આ રૂપસુંદરી તારી સુખશય્યાને શોભાવે તેવી છે. ત્યારે રાજકુમાર બોલ્યો કે ત્યારે એ વાત બનવીજ મુશ્કેલ છે આ પ્રમાણે બન્ને જણા વાતો કરે છે. સ્હામી બાજુયે હંસવદનાયે વિચાર કર્યો કે, એ બન્ને ચતુર હશે તો મારી દર્શાવેલી સમસ્યા સમજી મને મળવાનો કંઇને કંઇ ઉદ્યોગ કરશે એવું મનમાં લાવીને સંજ્ઞા કરી તે એ કે—" પોતાના પટકુલના છેડાનો મુખ આગળ અંતર્પટ કરી, લજ્જીત ચહેરો દર્શાવવાનું કારણ એટલુંજ હતું કે—તું મારો પતિ અને હું તારી પત્ની મનથી થઇ ચુકીછું. વળી સ્હામી દાસીને ઉભી રાખી પોતાના કંઠની માળા એના કંઠમાં આરોપણ કરી તેનો મતલબ એટલોજ હતો કે તુંને મારા કંઠ અથવા હૃદયના હાર પ્રમાણે પ્યારો ગણુંછું. માટે મેળવવાને અને અર્ધાંગના કરવાને સત્વર ઉપાય કર.

ચંદ્રકેતુએ પોતાની બન્નેની દૃષ્ટિ એક થતાં પોતે લજ્જીત સરખો પોતાનો ચહેરો બતાવવા સાળુનો પદર હાથમાં લઇ મુખ પાસે કિંચિત્ આડો ધર્યો. અને પોતાના કંઠની મોતીની માળા કહાડી એક દાસીના કંઠમાં આરોપણ કરી. આ પ્રમાણે સામસામી સમસ્યા કરી સ્નાન દાન તથા દર્શનથી મુક્ત થઇ ત્વરાથી પોતાની સખીયો સાથે ઘર તરફ ચાલી ગઇ. તેણે જે જે સમસ્યાઓ કરી તેનો ખુલાસો રાજકુમારે પુછી લીધો આ પ્રકારનું તેનું અપાર ડહાપણ જોઇ તેણે પ્રધાનપુત્રને સાબાશી આપી. અને કહ્યું કે હે મિત્ર ! તું ઘણોજ

બુદ્ધિમાન્ અને તાર્કિ છું. તેથી તે સ્ત્રીની જે તે પ્રકારે સત્વર પ્રાપ્તી થાય તેમ કર.

પછી વીરભદ્રે કમળાકર શાહુકારને છળભેદથી ફસાવવાની યુક્તિ કરી. તે એકે તેણે બજારમાં જઇ સ્ત્રીયોને પહેરવા લાયકનો ઘણોજ ઉંચો પોષાક તથા મૂલ્યવાન અલંકારો ખરિદ કીધાં. અને કેટલાંક વાસણકુસણ અને કાપડ વિગેરે ખરિદ કરી પાંચસાત ઘોડાં વેચાતાં લઇ મેતા ગુમાસ્તા અને સિપાઇ વિગેરેના ઠાઠમાઠથી ગાડાંમાં સઘળો માલ ભર્યો. અને પેલો ખરીદ કરેલો સ્ત્રીનો પોષાક તથા અલંકાર સઘળું ચંદ્રકેતુને પહેરાવી તેને સ્ત્રીનો વેષ ધારણ કરાવ્યો. જાતે કાંતિવંત. વળી મુછનો દોરો ફુટેલો નહિ તેથી તે દેદિપ્યમાન નવયૌવના અપ્સરા જેવો દેખાતો હતો. એ રાજકુંવરને વીરભદ્રે સમજાવ્યું કે-તુંને કમળાકરની પુત્રી હંસવદનીના અંતઃપુર મુકવાની સગવડ કરૂંછું. ત્યાં તું શાહુકારની પુત્રી સાથે રહી તેની મન કામના પૂર્ણ કરજે. અને તારા સ્વરૂપે શાહુકારના પુત્રને તારૂ પુરૂષત્વ કળી ન જાય એવી રીતે કટાક્ષબાણથી મોહિત કરી તે શેઠપુત્ર અને તું ઘરમાંથી છટકી જજે. પછી અંતર્યેલ શેઠપુત્રને મુક્ષથાપ ખવરાવી સમય જોઇ સ્ત્રીનો વેષ વિસર્જન કરી પુરૂષના વેષે આવી મુને અમુક ઠેકાણે મળજે. એટલે આપણું કાર્ય સિદ્ધ થશે. આ પ્રમાણે યુક્તિ સમજાવી પ્રધાનપુત્ર શાહુકારનો વેષ લઇ ઘોડાપર સ્વાર થઇ રથમાં વેષધારી ચંદ્રકેતુને બેસારી પાંચસાત ઘોડેસ્વારના ઠાઠ સાથે કમળાકર શેઠની દુકાન પાસે આવી પહોંચ્યો ત્યાં તેને નામીચો અને કોટ્યાધીશ શાહુકાર જાણી તેની મુલાકાત લીધી. નગરશેઠે વીરભદ્રને સારી રીતે આદરસત્કાર કરી આગમનનું કારણ પૂછ્યું કે આપ કયા મુલ્કના રહેવાશી ? ને આ તરફ કેમ પધારવું થયું, તેમજ આપ કઇ જ્ઞાતે અને શો ઉદ્યોગ ચલાવો છો ? ઇત્યાદિ ઇત્યાદિ કેટલાએક સવાલ પૂછ્યા. અને કહ્યું કે મુજ સરખું કામકાજ હોયે તે વિદિત કરો. ત્યારે વીરભદ્ર બોલ્યો. અમે ત્રંબાવટી નગરના રહેનાર છીએ. ત્યાં પુરંદર નામનો જગત્ વિખ્યાત કેટયાધીશ એક મોટો શાહુકાર રહે છે તેનો હું ગુમાસ્તો છું રાને મુની મનુંકામ બજાવું છું. મારૂં નામ વસ્તુપાળ છે. શેઠનો મારાપર પૂર્ણ વિશ્વાસ છે. હું એમની ચાકરી ઘણુજ પ્રમાણિકપણે બજાવું છું. તેથી મ્હારાપર ઘણોજ પ્યાર રાખે છે. અમારા શેઠે હદ્દા સાગરમાં જગન્મિત્ર નામના શાહુકાર ઉપર પાંચ લાખની હુંડી લખી હતી તે રકમનો ટંઇ વાંધો કહાડી શિકારવને વિસંબ કરી. તેથી એ બાબ-

તનો ખુલાસો મેળવવા સારૂ હું તે તરફ ગયો હતો. ત્યાં જઇ જે ખુલાસો મેળવવાનો હતો તે મેળવ્યો આ મારા શેઠની સ્ત્રી તેને પિ- યેર હતી તેને ત્યાંથી સાથે તેડી ત્રંબાવટી તરફ પ્રયાણ કરીયે છીયે. પરંતુ તેજ મુકામે ( હટ્ટા સાગરના ) કોઇ કારણથી મને પાછો પોતાની પાસે બોલાવ્યો છે. તેથી મ્હારે સત્વર તે તરફ જવું પડે છે. મારી સાથે મારા માલીક પુરંધર શેઠની સ્ત્રી સુરતા કુંવરી છે. તેમની પ્રકૃતી બગડેલી હોવાથી તેમને સાથે લઇ જવાય તેમ નથી. તેથી એમને એક માસ સુધી કોઇ નિર્ભય સ્થાનકે મુકી જવાનો ઇરાદો રાખું છું. તથાપિ ગામમાં તજવીજ કરતાં તમારા શિવાય અન્ય ઠેકાણે આ સ્ત્રીરૂપી રત્ન મુકી જવું મને દુરસ્ત લાગતું નથી માટે આપ કૃપા કરી હું પાછો આવું ત્યાં સુધી આપની કન્યા પ્રમાણે તેનું સંરક્ષણ કરજો. આપની કીર્તિ અને સભ્યતાનાં વખાણ અન્યજનોના મુખથી શ્રવણ કરી આપને ભરોંસે મુકી હું હટ્ટા સા- ગર તરફ જાઉં છું. પછી કમળાકર શેઠે વસ્તુપાળ નામના કપટી ગૃહસ્થને અડચણ આવી પડવાથી તેના શેઠ તથા પુરંદરની સ્ત્રીને પોતાના ઘરમાં રાખવાનો કબુલાત આપી તેથી સુરતા કુંવરીને તે સ્થળે મુકી. એટલે તેણે પોતાની કન્યા જે હંસવદની તેને પોતાની પાસે બોલાવી તેના સ્વાધીનમાં સોંપી અને તેની બરદાસ રાખવાને તેને સારી રીતે ભલામણ કરી.

વસ્તુપાલ અને વીરભદ્ર કેટલાક ઘોડેસ્વારો તથા કેટલાક ગાં- ડાંઓમાં ભરી આણેલો કાપડ તથા વાસણ કુસણ વગેરે માલ તેજ સ્થળે પેઢીપર રાખી તેમને ગુપ્ત સ્થાનકની નિશાની આપી થોડાં માણસ ત્યાંથી પ્રયાણ કર્યું અને ચંદ્રકેતુને નિશાની આપેલી તે સ્થળે જઇને પોતે રહ્યો.

હંસવદનીનાં મંદીરમાં રાજપુત્ર ચંદ્રકેતુ સ્ત્રીના વેષે સુરતાકુંવરી નામ ધારણ કરી ત્યાં રહ્યો. તેણે પોતાની ઓળખ આપી બન્નેજણ સ્થળે ક્રીડા કૌતુક કરી સુખ ભોગવવાં લાગ્યાં. આ વાતને સાત આઠ દિવસ થઇ ગયા. તેવામાં કમળાકર શેઠનો છોકરો પુર્ણચન્દ્ર નામે ઘણોજ રૂપાળો અને વિષયા લંપટ હતો. તેણે સુરતાકુંવરીનો ચંદ્રમા શમાન ઉજ્વળ અને પ્રકાશિત ચહેરો જોયેલો તેથી મોહિત થઇ પોતાની બહેન જે હંસવદની તેના મહેલમાં ગયો. અને સુરતા કુંવરી સાથે ટઠ્ઠા મશ્કરીથી ભાષણ કરવા લાગ્યો તે વખત તે સ્ત્રીયે એક બે વખત તેને તરછોડી નાખ્યો પણ ત્રીજી વખત તેના

પર કંઇક સ્મિત હાસ્યથી પ્રીતિની નિશાની જણાવી તેની ઇ-
ચ્છાને અનુસરતું ભાષણ કરવા લાગી. એ રીતે સાત આઠ દિવસ
શેઠ પુત્ર સાથે બોલાચાલી થઇ. અને તેને દિવાના સરખો બનાવી
દીધો. એક વખત હંસવદની પોતાના ભાઇ પુર્ણચન્દ્રને કહેવા લાગી
કે તું હમણાં મારાં મંદિરમાં વિશેષ આવે છે તેનું કારણ મારા
ધ્યાનમાં છે પરંતુ એમાં સાર નથી. એ વાત તેણે કહી તથાપિ
તેણે કાન તળેથી કાઢી નાખી. અને નહિ સાંભળતાં તેનાં છંદે
લાગી એક દિવસ તેનો હાથ પકડ્યો તે વખતે તે કપટ વેષી સ્ત્રી
તેના પ્રત્યે બોલી. હું ત્હારા પર પ્રસન્ન છું પરંતુ આ સ્થળે એ વાત
બનવી મુશ્કેલ છે. માટે રાતોરાત અહિંથી નિસરી જઇયે તો નિર્ભય
પણે આપણ બન્નેથી રતિ સુખ ભોગવી શકાય. સ્ત્રીનું સંભાષણ
સત્ય માની પૂર્ણચન્દ્રે કબુલ કીધું. પછી એક સંધ્યાકાળે નગર બહાર
પોતાના બે અમુલ્ય ઘોડા તૈયાર રખાવ્યા. બાદ મધ્ય રાત્રીના સુમા-
રમાં પુર્ણચન્દ્ર ઘરમાંથી બેત્રણ લાખનું જવાહીર સાથે રાખી પુરંદર
શેઠની સ્ત્રી સુરતાકુંવરીને લઇ જે સ્થળે બે ઘોડા તૈયાર કરાવી ર-
ખાવ્યા હતા તે પર સ્વાર થઇ કમળાપુર નગરમાંથી નિકળી ગયાં.

બીજે દિવસ દશબાર કોસપર જઇ એક ન્હાના ગામને પાદર
બેચાર ઘટિકા નિદ્રા લેવા સારૂ એક વૃક્ષ આગળ ઉતરી પડયાં,
અને ત્યાં સુતાં. કમલાકર શેઠના પુત્ર પૂર્ણચન્દ્રને ભર નિદ્રામાં સુ-
તેલો જોઇ રાજપુત્ર ચંદ્રકેતુ કે જે કપટ વેષે સ્ત્રી બનેલો છે. તેણે
સર્વ જવાહીરની ગાંસડી બાંધી પુરૂષનો વેષ ધારણ કરી ઘોડાપર
સ્વાર થઇ પાછો ફરી જે સ્થળે પોતાનો મિત્ર પ્રધાનપુત્ર વીરભદ્રે
મુકામ રાખ્યો હતો ત્યાં જઇ દાખલ થયો. અને તેને મળી
સઘળી વાત કહી.

પૂર્ણચંદ્ર વૃક્ષની સુંદર છાયા નીચે સુતેલો તે જાગૃત થયો.
અને ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો. તો સ્ત્રી, તેમજ બેત્રણ
લાખ રૂપૈયાનું જવાહીર તથા પોતાને બેસવાનો ઘોડો મુદ્દલ દેખવામાં
આવ્યાં નહિ. તેથી ચારે બાજુ કોસ અરધો કોસ રઝળી શોધ કીધી
તથાપિ પત્તો લાગ્યો નહિ. પછી મનમાં ખાતરી કરી કે, તે સ્ત્રી
સર્વ ધન સમેટી ચાલી ગઇ. એમાં શક નહિ અણધાર્યો અને અણ
ચિંતવ્યો ગેબી બનાવ બનવાથી શેઠ પુત્ર પૂર્ણચંદ્ર અમાવાસ્યાના
ચંદ્ર જેવો બની ગયો અને ધાંટા પાડી કલ્પાંત કરવા લાગ્યો. પણ

તેનો પોકાર આ સ્થળે કોણ સાંભળે ? પછી રૂદન છોડી દઇ નિરાશ થઇ મન સાથે કહેવા લાગ્યો કે અરેરે ! મારી કરેલી સઘળી મસલત વ્યર્થ થઇ હે ઇશ્વર ! ગર્થ અને ગોઠિકા (સ્ત્રી) બન્ને ગુમાવ્યાં. હવે ઘેર જવાનો એકે આરો રહ્યો નહિં. જે શાહુકારની સ્ત્રી મારા પિતાયે રક્ષણ કરવા રાખી હતી તેનો પણ ઘણોક ઠપકો સહન કરવો પડશે. તેમ મારાં કરેલાં મહાન્ અધર્મી કર્મોથી મને પણ ઘરમાં પેસવા આપશે નહિ. અને મ્હારૂં મ્હોઢું પણ જોશે નહિ, માટે હવે ઘેર મુખ નહિ બતાવતાં દેશાન્તરમાં નિકળી જઇ જીંદગી પુરી કરવી વધારે ઉત્તમ છે. અરે દૈવ ! હવે મારાં માતા પિતાની શી દશા થશે ? જરૂર તેની પ્રતિષ્ઠાને કાળો ડાઘ મેં કપુતે લગાડ્યો આમ પરતાવો કરતો અને અશ્રુનો વરસાદ વરસાવતો અન્ય દેશાવર તરફ નિકળી ગયો.

બીજા દિવસનો પ્રાતઃકાળ થયો ત્યારે કમળાકર શેઠને ખબર થઇ કે ત્રંબાવટી નગરીના પુરંધર શેઠની સ્ત્રી જે તેના ઘરનો સુનીમ વસ્તુપાળ સુપ્રત કરી ગયો હતો તે સ્ત્રીને લઇ પૂર્ણચન્દ્ર નાશી ગયો.

કેટલાક દિવસ વિત્યા બાદ ચંદ્રકેતુ શેઠ પોતે તથા તેનો ગુમાસ્તો એવો ઠાઠ રચી સાથે પાંચપચીસ ઘોડાં અને ચાળીશ પચાસ સિપાઇયો તથા મહેતા ગુમાસ્તા નવા રાખી ખટલા સમેત કમળાકર શેઠનાં ઘર આગળ આવી પહોંચ્યાં. જાણે કોઇ નાનો સંસ્થાનિક ખંડિયો ના હોય એવા દમામથી ગામના લોકો જોતા અને વિસ્મય પામતા કમળાકર શેઠની પહેડી આગળ ભેગા થયા. વસ્તુપાળ તથા શેઠ ગુમાસ્તા વિગેરે સર્વેને આવતા દેખી સન્મુખ જઇ દુકાનપર તેડી લાવ્યા. અને તેઓનું સન્માન સારી રીતે કરી ઉતારો આપી મનમાનતિ પરોણાગત કરી બીજા દિવસનો પ્રભાત થતાં વસ્તુપાળ શેઠે કમળાકર શેઠને પોતાનો શેઠ તથા બીજો ખટલો લઇ હટ્ટાંસાગરથી આવી પહોંચ્યાના સમાચાર વિદિત કર્યા; અને બોલ્યો કે— પુરંધર શેઠની સ્ત્રી સુરતાકુંવરી આપને સોંપી જે કામે ગયેલો તે કામ શેઠજી તરફ પણ બારોબારી ત્રંબાવટી પત્ર ગયેલો તેથી શેઠે પણ હટ્ટાસાગર જઇ તેનો નિવેડો સ્વજાતથી કિધો. પછી અમારો શેઠ અને હું બન્ને ત્યાંથી નિકળી અત્રે આવ્યા છીએ. અને પ્રભાતે પોતે જવાના છે. માટે એમની સ્ત્રી સુરતાકું-

વરી જે આપને સોંપી છે તે અમારે સ્વાધીન કરો એટલે અમારા શેઠને સોંપી દઇ એમના જોખમમાંથી મુક્ત થાઉં પછી તે ગમે તો ક્યાંએ જાય કિંવા અમારી સાથે રહે એ વિષે પોતે મુખત્યાર છે. મુનીમનું વાક્ય શ્રવણ કરતાંજ શેઠના હાજાં નરમ પડી ગયાં અને દિગમૂઢ બની પોતાની ગર્દન નીચી કરી ઉભાં. તે વખતે વસ્તુપાળે પૂછ્યું કે શેઠજી ! શોકાર્થ ચિત્તથી સ્તબ્ધ બની જવાનું કારણ શું છે ? શું તે મરણ તો પામી નથી ? કમળાકર બોલ્યો કે મરણ તો નથી પામી, પરંતુ તેવોજ કંઇ વિચિત્ર બનાવ બન્યો છે. અમારો બોલવાનો સમય નથી તથાપિ બોલ્યા શિવાય છુટકો નથી ખરેખર ! મોટું બ્રહ્મસંકટ આવી પડ્યું છે. મુનીમજી ! આપ જે પુરંધર શેઠની સ્ત્રી સુરતાકુંવરી અમોને સોંપી ગયેલા તેને અમોયે સારા બંદોબસ્તથી અમારી પુત્રી હંસવદનીને સ્વાધીન કરી હતી. પરંતુ તે સ્થળેથી કોણજાણે કઇ વખતે તે ક્યાં નિકળી ગઇ. તેનો પત્તો લાગતો નથી. આ પ્રસંગે આપ જે કંઇ બોલશો તે ઓશિયાળે વદનથી હું સહન કરીશ. તે સાંભળી વસ્તુપાળ બોલ્યો કે– શેઠજી ! આપનો પુત્ર પુણ્યચન્દ્ર ક્યાં છે ? ત્યારે તે બોલ્યો કે તેનો પણ પત્તો લાગતો નથી. મુનીમ બોલ્યો જ્યારે છોકરો નથી ત્યારે તેજ અમારા શેઠની સ્ત્રીને લઇ નાસી ગયો છે એવું સાબીત થતાં જુઠું શા માટે બોલો છો ? ખોટું ભાષણ કરવું એ તમારી યોગ્યતાને બિલકુલ છાજતું નથી. પણ હશે. બીજી ત્રીજી વાતની અમારે કંઇ પંચાત નથી. અમને અમારા શેઠની સ્ત્રીનો પત્તો મેળવી આપો એટલે થયું. કમળાકર બોલ્યો કે મેં અસત્ય ભાષણ કર્યું નથી. તે પણ તમો કહો છો તે પણ વાત ખોટી કેમ કહેવાય ! છોકરો પણ જોવામાં આવતો નથી. પરંતુ ખરૂં ખોટું તો ઇશ્વરને ખબર જે વાત બની તેનો ઉપાય નહિ. હવે તેને બદલે આપ લાખ રૂપૈયા માગશો તો તે પણ મારે દેવા યોગ્ય છે. પછી વસ્તુપાળ બોલ્યો કે હે કમળાકર ! તમો લાખ કિંવા ક્રોડ રૂપૈયા આપો તથાપિ તેની અમારે દરકાર નથી. અમારે તો અમારૂંજ મનુષ્ય જોઇયે. આ સાંભળી કમળાકર મોટા સંકલ્પમાં પડ્યો તેથી હાથ જોડી ફરી નમ્રતા પૂર્વક બોલ્યો કે– શેઠજી ! પુત્રના હાથથી અનુચિત કર્મ થયું હશે તથાપિ તે મારાથી બન્યું એમ હું માનું છું. માટે તે વિષે આપે ક્ષમા કરવી. અને પુરંધર શેઠના લગ્નમાં જેટલા પૈસા ખર્ચ થાય

તેટલા રૂપૈયા મારી ગાસેથી લઇ એમનાં ફરીથી લગ્ન કરો. વસ્તુપાળ બોલ્યો ફરી લગ્ન કરે તથાપિ શું સુરતાકુંવરી બરોબર રૂપગુણ સંપન્ન અને લાવણ્યવંતી બીજી સ્ત્રી મળશે એનો ભરોંસો શું ? કદી પણ તેવી સ્ત્રી મળનાર નથી. માટે તમારૂં બોલવું વ્યર્થ છે. વળી મારો શેઠ કબુલ કરશે એવું મને લાગતું નથી. તથાપિ સુરતાકુંવરી પ્રમાણે રૂપગુણ સંપન્ન ઉપવર કન્યા તમો જો કોઇ સ્થળે જોઇ પરણાવશો તો વખતે એમના ધ્યાનમાં આવે ને કબુલ કરે તો. ત્યારે કમળાકર બોલ્યો :મુનીમજી ! આપે કહી તેવી કન્યા તો કોઇ સ્થળે મળવાની નહિ. વસ્તુપાળ બોલ્યો કે શેઠજી ! તમો નજર પહોંચાડશો તો તેવી કન્યા તમોને જરૂર મળી આવશે. તમારે કાંઈ દૂર શોધવા જવી પડે તેમ નથી. પછી કમળાકર બોલ્યો તમે દેખાડશો અને તેમાં મને કંઇ અડચણ નહિ હોય તો જરૂર તમારા કહેવા પ્રમાણે આપવાને હું પ્રયત્ન કરીશ. ત્યારે વસ્તુપાળે કહ્યું કે તમારી હંસવદની નામની કન્યા કુંવારી છે. તે જો આપવાની તમો કબુલાત આપતા હોતો આપણે વાંધો પતી જવાને કંઇ પણ વિલંબ નથી. આ વિષે કમળાકરે થોડીવાર વિચારમાં પડી, કંઇક મરજી બતાવી એટલે વસ્તુપાળ મુકામપર આવ્યો અને થોડીવાર બેસી પાછો જઇ કમળાકરને મળી બોલ્યો કે મારા શેઠનો એવો ઠરાવ છે કે લગ્નનું તમામ ખર્ચ તમારે માથે લઇ કન્યા અમારે હવાલે કરશો તો અમો લેવાને કબુલ છીયે.

કમળાકર શેઠને સુડી વચે સોપારી આવ્યા જેવું થયું. કેમકે હંસવદનીને અત્રેના રાજકુમારની સાથે વરાવવાનો વિચાર મન સાથે કરી રાખેલો પરંતુ તેમાં આડું વિઘ્ન આવી પડવાથી અને પોતાની પ્રતિષ્ઠાને કલંક નહિ લગાડવાને પોતના ખર્ચેથી ચંદ્રકેતુ અથવા પુરંધર શેઠને પોતાની હંસવદની કન્યા પરણાવી. પોતાના મસ્તકપરનું કલંક દુર કરવું પડયું. પછી શ્વસુર પક્ષના ગામમાં એટલે કમળાપુરમાં દશ પંદર દિવસ રહી અસંખ્ય રૂપૈયાના કિંમતની પહેરામણી લઇ હંસવદની સહિત ચંદ્રકેતુ તથા વીરભદ્ર પોતાનો દેશ જે મથુરાંપુરી તે તરફ વિદાય થયા. કેટલેક દિવસે સ્ત્રી સહવર્તમાન પોતપોતાના માતાપિતાને મળી ભેટી નાના પ્રકારના વૈભવ ભોગવવા લાગ્યા.

કેટલાક દિવસ વિત્યાબાદ ચંદ્રકેતુ અને વીરભદ્ર પોતાના કુસુમ બાગમાં સંધ્યાકાળના સમયમાં ભેગા થયા. અને પરસ્પર વિનોદની

વાતો કરવા લાગ્યા તેમાં વીરભદ્રની ચાતુર્યતાની વાત શ્રવણ કરતાં ચંદ્રકેતુયે હર્ષથી શાબાશ શાબાશ કહેતાં એની પીઠ થાબડી. તે સમયે વીરભદ્ર બોલ્યો હે મિત્ર ? તુંને ગુસ્સો આવે તો છો આવતો. પરંતુ અધરપર આવેલી વાત ગળી જવી એ ઠીક નહિ. આ સ્થળે તું અને હું આપણ બન્ને શિવાય ત્રીજું મનુષ્ય નથી. તું મારો પ્રાણ સમાન મિત્ર છે માટે મારી બુદ્ધિ પ્રમાણે તુંને કહું છું. તારી ઉત્પતી રાજવીર્યથી નથી પરંતુ વૈશ્ય થકી છે આ વિશે તું ખુલાસો માગીશતો એટલુંજ કહેવાનું છે કે બળદ જ્યારે કામ કરી પોતાને ઘેર આવે છે ત્યારે વણિક તેની પીઠ થાબડે છે. તે પ્રમાણે તેં પણ મને શાબાશી આપવા પીઠ થાબડી એ ઉપરથી તારી વણિક થકી ઉત્પત્તી છે એમાં સંશય નથી. વીરભદ્રનું આશ્ચર્ય યુક્ત ભાષણ શ્રવણ કરતાં ચંદ્રકેતુને ચટકો તો લાગ્યો પરંતુ તેની ચાતુર્યતાના પરાક્રમપણાને દાખલા પ્રવાસમાં જોયાથી આ વાત પણ ખરી હોવી જોઇયે એની પરીક્ષા કરવા સારૂ તે વાત પોતાના પેટમાં રાખી પરંતુ ક્ષત્રીય કુળને લજાવવા જેવું વાક્ય સાંભળી દિવસે દિવસે ઝુરી ઝુરી પોતે સુકાવા લાગ્યો. અનેક વૈદ્યો અને ભૂવા જતી અને સાંઇયોને બોલાવી ઉપાયો કરવા લાગ્યા. છતાં શરીરની સ્થીતિ સુધરી નહિ. એક દિવસ તેની માતા પાસે બેઠેલી તે પ્રસંગે ચંદ્રકેતુયે પૂછ્યું કે માતુશ્રી ! મારા મનમાં એક શંકા ઉત્પન્ન થઇ છે ! તેનો ખુલાસો પ્રતિજ્ઞા પૂર્વક કરે તો મારા મનનુ સમાધાન થાય. ત્યારે તેની માતાયે સોગન ખાઇ સત્ય બોલવા વિષે વચન આપ્યું એટલે ચંદ્રકેતુયે પુછ્યું કે મારી ઉત્પત્તી કોના વીર્યથી છે. તેની મા 'મન જાણે પાપ ને મા જાણે બાપ' એ કહેવત યાદ લાવી બોલી કે દિકરા ! એક દિવસ હું તથા તારા પિતા વજ્રકેતુ અરણ્યમાં મૃગયા રમવા ગયેલાં. તે સમયે રાજા તથા હું અને દાસદાસીયો સહિત કેટલીક સેના એકાએક વાવાઝોડું અને વરસાદ તૂટી પડવાથી તારોતાર વિખુટા પડી ગયાં. તેમાં હું અરણ્યમાં એક આડે માર્ગે ચાલી ગઇ૦ ત્યાં રસ્તામાં સંધ્યાકાળ પડતાં અંધારૂં થવાથી ભયની મારી એક વૃક્ષ નીચે બેઠી તે રસ્તે થઇ એક વાણીયો પોતાના પોઠીપર માલ લાદી ગામડે વેચવા સારૂ ગયેલો તે પાછો ફરી પોતાના ગામ તરફ જતો હતો. તેને જોઇ મેં તેની સોબત કરી. અને રાત્રે તેનાજ આશ્રમમાં વાસો કર્યો. ત્યાં તે વાણિયાયે મને

એકલી અને ખુબ સુરત જોઇ છળભેદ કરી બલાત્કારથી મારી સાથે વ્યભિચાર કર્મ કર્યું. પછી પ્રાતઃકાળે ત્યાંથી નિકળી આગળ જતાં રાજાને મળી અને સર્વે દાસદાસીયો તથા લશ્કર સમેત ઘેર આવ્યાં. આ પ્રમાણે મને મ્હારી નાની ઉમ્મરમાં નિરૂપાયથી દુષ્કર્મનો ડાઘ લાગ્યો. એ સિવાય કોઇ દિવસ સ્વપ્ને પણ દુષ્કર્મ કર્યું નથી. માતા પાસેથી ખરા સમાચાર મળ્યા તેથી પ્રધાનપુત્ર ઉપર ગુસ્સો નહિ કરતાં તેની અપાર બુદ્ધિ અને તર્ક શક્તિ જોઇ ઘણીજ તારીફ કરવા લાગ્યો. અને પોતાનાં મનમાંથી વહેમ નિકળી ગયો તેથી થોડા દિવસમાં પ્રકૃતિ સુધરી સારો થયો. તાત્પર્ય એટલુંજ કે મનુષ્યમાં બુદ્ધિ પ્રમાણે તર્કશક્તિ હોય તો તે ધાર્યું કામ કરી શકે છે.

## ચંદ્રસેન અને રત્નમંજરી.

ધારા નગરમાં તીવ્ર શક્તિ નામનો મહાચતુર અને ઉદાર વૃત્તિવાળો શાહુકાર રહેતો હતો તે એકવખત પાંચ પચાસ મનુષ્યના ખટલા સાથે પોતાના રત્નજડિત્ર રથમાં બેસી પોતાની તંદુરસ્તી સુધારવા માટે અન્યદેશ જતો હતો. ત્યાં દરીયા કીનારે એક દેવીની મૂર્ત્તિ દૃષ્ટિયે પડી. તેને હાથમાં લઇ વખાણ કરતો પોતાના મુકામપર આવ્યો. બાદ કેટલાક દિવસ વિત્યા બાદ ચોમાસાની મોસમમાં પોતાના દેશ તરફ પ્રયાણ કર્યું દશત્રીશ દિવસે ઘેર આવ્યા બાદ પોતાની નગરીનો અધિપતી જે રાજા ભોજ તેમની મુલાકાતે ગયો. ત્યાં હાથ જોડી તેમને વંદન કરી પ્રવાસમાંથી જે જે અમૂલ્ય અને નવાઇની વસ્તુઓ લાવેલો તેમાંની કેટલીક વસ્તુઓ તેમના આગળ ભેટ મુકી. રાજાયે નગરશેઠને સારૂં સન્માન આપી તેમની કુશળતા પુછી યોગ્ય આસન આપ્યું. બાદ પ્રવાસની કેટલીક વાતચીત કરી રાજાનું મન પ્રસન્ન કર્યું. પછી રાજાની રજા લઇ ઉઠવાનું મન કરે છે તેટલામાં વીસ બાવીસ વર્ષનો ચંદ્રસેન નામનો રૂપગુણ અને કળાકૌશલ્યમાં સંપન્ન પાટવી કુંવર કાંઇ કાર્ય પ્રસંગે પોતાના પિતા અર્થાત્ રાજાધિરાજ પાસે આવી પહોંચ્યો. તેવામાં તેની દૃષ્ટિ લાગલી નગરશેઠ તરફ ગઇ. નગરશેઠ અને રાજાને ઘણા દિવસનો ઘાટો સ્નેહ બંધાયલો. જેથી રાજકુંવર પોતે નાનપણથી તેમને કાકા કહિને પ્યારથી બોલાવતો અને ઘણી વખત રમવાને નિમિત્તે તેને ઘેર પણ જતો. તે સ્નેહથી પોતાના પિતાને પ્રથમ નહિ મળતાં તેની પાસે જઇ ખબર અંતર પુછી તેના આગળ પોતાનો પ્યાર દર્શાવ્યો. અને પૂછ્યું કે—

કાકાજી ! આપ ઘણા દિવસે અત્રે પધાર્યા તો અમારે સારૂં ત્યાંથી શી નવીન વસ્તુ લાવ્યા છો ? તે અમને તો આપો. કેમકે તમો જેવા તમારા કુંવર વીરગુપ્ત અને હર્ષગુપ્ત પર પ્યાર રાખતા આવ્યા છો. તેવાજ પ્યારથી મને અદ્યાપિ પર્યંત સ્હાવ છો માટે મારો પણ તમારી પાસે માગવાનો હક્ક છે. આવાં પ્રેમયુક્ત મનને આનંદ ઉપજાવે એવાં વચનો શ્રવણ કરી નગરશેઠ ઘણોજ ખુશી થયો. પછી પોતે ઘણાજ પ્યારથી રાજકુંવરને પોતાને દરિયા કિનારેથી પ્રાપ્ત થયેલી જે જગદંબાની રત્નજડિત્ર મુર્તિ હતી તે ઘેરથી મંગાવી તેને બક્ષીસ આપી. અને કહ્યું કે આ જગદીશ્વરની શુદ્ધ અંતઃકરણથી સેવા કરજે જેથી હે પુત્ર ! તું આ સંસારમાં સ્વર્ગના કરતાં પણ વધારે વૈભવ ભોગવીશ. એટલું કહી રાજાની આજ્ઞા લઇ શેઠ પોતાને ઘેર વિદાય થયો રાજકુંવર પિતાને મળી કામકાજનો ખુલાસો પુછી મહેલે ગયો. ચંદ્રસેને અલૌકિત મુર્તિ જોઇ વિચાર કર્યો કે આ મુર્તિને માટે કોઇ ભવ્ય મંદિર બાંધી વિધિપૂર્વક પ્રતિષ્ટા કરી નિત્યમેવ પૂજા કરવી એ વધારે ઉત્તમ એમ નિશ્ચય કરી સારો મહેલ બંધાવી તેમાં શ્રી જગદંબાની વિધીવત્ સ્થાપના કરી. અને તેમની પૂજા સામગ્રી તથા ખર્ચખુટણ સારૂ સારી વ્યવસ્થા કરી દીધી. બાદ રાજકુમારે એકાગ્ર વૃત્તિથી શ્રી ઇશ્વરીની છ માસ સુધી પૂજા કરી જેથી પોતે પ્રસન્ન થઇ સાક્ષાત નવ યૌવના સોળ વર્ષની સુંદરી સોળે શણગાર ધારણ કરી હજારો સુર્યના કરતાં જેનો પ્રકાશ વધારે છે તેવી વ્યાઘ્રપર સ્વારી કરી ચત્રભુજ રૂપે ખડ્ગ અને ત્રિશુળ સહિત રાજકુમારના સન્મુખ આવી ઉભી. તેને જોઇ ચારે તરફના કમાડો બંધ કરેલાં છતાં આ ભયંકર વ્યાઘ્રપર સ્વારી કરી બાળારૂપે મારા સન્મુખ આવી ઉભી એ કોણ હશે ? અને કયે રસ્તેથી આવી ? આ ભ્રાન્તિમાં રહેજ પ્રથમ તો ગભરાયો પરંતુ ગમેતેમ હોય તે ક્ષત્રીપુત્ર છે તેથી એકદમ હિમ્મત ધરી, જેવું પુછવાનું મન કરે છે તેવીજ દેવી બોલી કે– હે વત્સ ! વરંબ્રૂહિ ! વરંબ્રૂહિ ! અર્થાત્ વર માગ, વર માગ, ત્યારે કુંવરે કહ્યું હે ત્રૈલોક્ય તારૂણિ ! આખા જગતમાં હું અપાર ખ્યાતિને પ્રાપ્ત થાઉં એવું કંઇ વરદાન આપ. દેવી બોલી. હે પુત્ર ! તું સકળ વિશ્વનો ચક્રવર્ત્તિ રાજા થશે. પછી ચંદ્રસેન રાજ્યકુમાર માતાને ચરણે નમી પોતાને મહેલે ગયો બાદ જગદંબાયે પોતાના અનુચરોને બોલાવીને કહ્યું કે–અહિંથી

પશ્ચિમ દિશાએ બસો યોજનદૂર લંકા નામની સુવર્ણમય નગરીમાં જ્યાં સુવર્ણમુખ નામનો રાજા રાજ્ય કરે છે ત્યાં આ રાજકુમાર ચંદ્રસેનને ઘણાજ યત્નથી તેડી જઈ એ સૂર્યમુખ રાજાની પુત્રી રત્નમંજરી જે રૂપગુણ અને લાવણ્યમાં ભરપૂર અને અપ્સરા કરતાં પણ અતિશય કાન્તિવંત છે તેની સુખ-શય્યામાં જઇ મૂકો અને તેને પ્રાતઃકાળ થતાં પહેલાં પાછો એના મહેલમાં દાખલ કરો. કેમકે એ રાજાકન્યા પણ ઘણા દિવસથી સુંદર વરની પ્રાપ્તી સારૂં મારી આરાધના કરે છે તેથી આ રાજકુમારનાં લગ્ન તેની સાથે જોડી દેવાં એવો મારો કૃત નિશ્ચય છે. વળી મને જે શાહુકારે આ રાજકુમારના હસ્તક સોંપી અને સુખવાસણી કરી તેથી એનું પણ મારે કલ્યાણ કરવું છે. તે કોઇ દિવસ કરીશ. આ પ્રમાણે હુકમ કરી દેવી અંતર્ધાન થયાં.

દેવીની આજ્ઞા શ્રવણ કરી રાત્રે અનુચરો લાગલા રાજકુમારના શયન મંદિરમાં ગયા. અને નિદ્રાવશ્ય. થયેલા રાજકુમારને પોતાના મંત્રના બળથી ક્ષણવારમાં લંકાનગરીમાં લઇ જઇ રત્નમંજરીના રાજભુવનમાં જ્યાં એક સુંદર શય્યા ઉપર નિદ્રાવસ્થ થઇ હતી તેની બાજુમાં સુવાડયો. તે સ્થળે થોડીવાર થઈ નહિ એટલામાં રાજકુમાર જાગી ઉઠયો અને ચારે તરફ દૃષ્ટિ ફેરવી જોવા લાગ્યો તો તેને એક સુંદર મહેલ નજરે પડયો આવા દેવી ભુવનમાં રત્નજડિત ઢોલીયા ઉપર મખમલના ગાદલામાં રત્નમંજરી નિશ્ચિંત પણે નિદ્રાવશ થયેલી તે જોઇ વિચાર કરવા લાગ્યો કે-અહા ! શું સુંદર કાંતિ ! જાણે અમૃતનો ઝરો ના હોય તેની મ૫ક શય્યામાં પોઢી રહી હતી. વળી તેનું ગૌરમાત્ર જાણે બીજો શરદ્ઋતુનો ચંદ્રમાતો ના હોય તેવું ખીલી રહ્યું હતું. આ રીતે સર્વાંગ જોઇ ઘણો પ્રસન્ન થયો. અને આશ્ચર્ય યુક્ત સ્મિત થઇ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે અરે ! હું ક્યાં સુતો હતો અને આ અન્ય ભુવનમાં કેવી રીતે આવી ચઢયો ? હું તે સ્વપ્નમાં આ અવસ્થા જોઉં છું કે જાગૃત અવસ્થામાં ? આતે શું કહેવાય ? આ ઉર્વશી યાતો રંભા જેવી સ્ત્રી કોણ હશે ? અને તે ક્યાંથી આવી ? જરૂર મને તો તે સ્વપ્નુંજ જણાય છે. આ સ્વરૂપનું જો ખરૂં પડે આ પણ ખરી કરે તો મારા ભાગ્યમાં પછી બાકી શું રહ્યું પોતાની ભ્રાંતિ ભાંગવા તે સ્ત્રીને જાગૃત કરી. તેની

કાકાજી ! આપ ઘણા દિવસે અત્રે પધાર્યા તો અમારે સારૂં ત્યાંથી શી નવીન વસ્તુ લાવ્યા છો ? તે અમને તો આપો. કેમકે તમો જેવા તમારા કુંવર વીરગુપ્ત અને હર્ષગુપ્ત પર પ્યાર રાખતા આવ્યા છો. તેવાજ પ્યારથી મને અદ્યાપિ પર્યંત સ્હાવ છો માટે મારો પણ તમારી પાસે માગવાનો હક્ક છે. આવાં પ્રેમયુક્ત મનને આનંદ ઉપજાવે એવાં વચનો શ્રવણ કરી નગરશેઠ ઘણોજ ખુશી થયો. પછી પોતે ઘણાજ પ્યારથી રાજકુંવરને પોતાને દરિયા કિનારેથી પ્રાપ્ત થયેલી જે જગદંબાની રત્નજડિત્ર મુર્તિ હતી તે ઘેરથી મંગાવી તેને બક્ષીસ આપી. અને કહ્યું કે આ જગદીશ્વરની શુદ્ધ અંતઃકરણથી સેવા કરજે જેથી હે પુત્ર ! તું આ સંસારમાં સ્વર્ગના કરતાં પણ વધારે વૈભવ ભોગવીશ. એટલું કહી રાજાની આજ્ઞા લઇ શેઠ પોતાને ઘેર વિદાય થયો રાજકુંવર પિતાને મળી કામકાજનો ખુલાસો પુછી મહેલે ગયો. ચંદ્રસેને અલૌકિક મુર્તિ જોઇ વિચાર કર્યો કે આ મુર્તિને માટે કોઇ ભવ્ય મંદિર બાંધી વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી નિત્યમેવ પૂજા કરવી એ વધારે ઉત્તમ એમ નિશ્ચય કરી સારો મહેલ બંધાવી તેમાં શ્રી જગદંબાની વિધીવત્ સ્થાપના કરી. અને તેમની પૂજા સામગ્રી તથા ખર્ચખુટણ સારૂ સારી વ્યવસ્થા કરી દીધી. બાદ રાજકુમારે એકાગ્ર વૃત્તિથી શ્રી ઇશ્વરીની છ માસ સુધી પૂજા કરી જેથી પોતે પ્રસન્ન થઇ સાક્ષાત નવ યૌવના સોળ વર્ષની સુંદરી સોળે શણુગાર ધારણ કરી હજારો સુર્યના કરતાં જેનો પ્રકાશ વધારે છે તેવી વ્યાઘ્રપર સ્વારી કરી ચત્રભુજ રૂપે ખડ્ગ અને ત્રિશુળ સહિત રાજકુમારના સન્મુખ આવી ઉભી. તેને જોઇ ચારે તરફના કમાડો બંધ કરેલાં છતાં આ ભયંકર વ્યાઘ્રપર સ્વારી કરી બાળારૂપે મારા સન્મુખ આવી ઉભી એ કોણ હશે ? અને કયે રસ્તેથી આવી ? આ ભ્રાન્તિમાં રહેજ પ્રથમ તો ગભરાયો પરંતુ ગમેતેમ હોય તે ક્ષત્રીપુત્ર છે તેથી એકદમ હિમ્મત ધરી, જેવું પુછવાનું મન કરે છે તેવીજ દેવી બોલી કે- હે વત્સ ! વરંબ્રૂહિ ! વરંબ્રૂહિ ! અર્થાત્ વર માગ, વર માગ, ત્યારે કુંવરે કહ્યું હે ત્રૈલોક્ય તારૂણિ ! આખા જગતમાં હું અપાર ખ્યાતિને પ્રાપ્ત થાઉં એવું કંઇ વરદાન આપ. દેવી બોલી. હે પુત્ર ! તું સકળ વિશ્વનો ચક્રવર્ત્તિ રાજા થશે. પછી ચંદ્રસેન રાજ્યકુમાર માતાને ચરણે નમી પોતાને મહેલે ગયો બાદ જગદંબાયે પોતાના અનુચરોને બોલાવીને કહ્યું કે—અહિંથી

પશ્ચિમ દિશાએ બસો યોજનદૂર લંકા નામની સુવર્ણમય નગરીમાં જ્યાં સુવર્ણમુખ નામનો રાજા રાજ્ય કરે છે ત્યાં આ રાજકુમાર ચંદ્રસેનને ઘણાજ યત્નથી તેડી જઈ એ સૂર્યમુખ રાજાની પુત્રી રત્નમંજરી જે રૂપગુણ અને લાવણ્યમાં ભરપૂર અને અપ્સરા કરતાં પણ અતિશય કાન્તિવંત છે તેની સુખ-શય્યામાં જઇ મૂકો અને તેને પ્રાતઃકાળ થતાં પહેલાં પાછો એના મહેલમાં દાખલ કરો. કેમકે એ રાજાકન્યા પણ ઘણા દિવસથી સુંદર વરની પ્રાપ્તી સારૂં મારી આરાધના કરે છે તેથી આ રાજકુમારનાં લગ્ન તેની સાથે જોડી દેવાં એવો મારો કૃત નિશ્ચય છે. વળી મને જે શાહુકારે આ રાજકુમારના હસ્તક સોંપી અને સુખવાસણી કરી તેથી એનું પણ મારે કલ્યાણ કરવું છે. તે કોઇ દિવસ કરીશ. આ પ્રમાણે હુકમ કરી દેવી અંતર્ધાન થયાં.

દેવીની આજ્ઞા શ્રવણ કરી રાત્રે અનુચરો લાગલા રાજકુમારના શયન મંદિરમાં ગયા. અને નિદ્રાવસ્થ થયેલા રાજકુમારને પોતાના મંત્રના બળથી ક્ષણવારમાં લંકાનગરીમાં લઇ જઇ રત્નમંજરીના રાજભુવનમાં જ્યાં એક સુંદર શય્યા ઉપર નિદ્રાવસ્થ થઇ હતી તેની બાજુમાં સુવાડયો. તે સ્થળે થોડીવાર થઈ નહિ એટલામાં રાજકુમાર જાગી ઉઠયો અને ચારે તરફ દૃષ્ટિ ફેરવી જોવા લાગ્યો તો તેને એક સુંદર મહેલ નજરે પડયો આવા દેવી ભુવનમાં રત્નજડિત્ર ઢોલીયા ઉપર મખમલના ગાદલામાં રત્નમંજરી નિશ્ચિંત પણે નિદ્રાવશ થયેલી તે જોઇ વિચાર કરવા લાગ્યો કે—અહા ! શું સુંદર કાંતિ ! જાણે અમૃતનો ઝરો ના હોય તેની મ૯ક શય્યામાં પોઢી રહી હતી. વળી તેનું ગૌરમાત્ર જાણે બીજો શરદઋતુનો ચંદ્રમાતો ના હોય તેવું ખીલી રહ્યું હતું. આ રીતે સર્વાંગ જોઇ ઘણો પ્રસન્ન થયો. અને આશ્ચર્ય યુક્ત ભ્રમિત થઇ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે અરે ! હું કયાં સુતો હતો અને આ અન્ય ભુવનમાં કેવી રીતે આવી ચઢયો ? હું તે સ્વપ્નમાં આ અવસ્થા જોઉં છું કે જાગૃત અવસ્થામાં ? આતે શું કહેવાય ? આ ઉર્વશી યાતો રંભા જેવી સ્ત્રી કોણ હશે ? અને તે કયાંથી આવી ? જરૂર મને તો તે સ્વપ્નુંજ જણાય છે. આ સ્વરૂપનું જો ખરૂં પડે અને આ પણ ખરી ઠરે તો મારા ભાગ્યમાં પછી બાકી શું રહ્યું ? પછી પોતાની ભ્રાંતિ ભાંગવા તે સ્ત્રીને જાગૃત કરી. તેની મધુર વાણીથી

મારા મનને અને કાનને જરા આનંદ તો પમાડું ? આ પ્રકારના વિચાર રૂપી તરંગમાં મીલતો હળવે રહી રત્નમંજરીના અંગ ઉપર હાથ ફેરવવા લાગ્યો. પુરૂષના કરનો સ્પર્શ થવાથી તુરત તે ચંદ્રવદની જાગૃત થઇ અને કામકટાક્ષથી ચારે તરફ જોવા લાગી. પછી જોતાં જોતાં જ્યારે રાજકુમાર તરફ જોયું ત્યારે ક્ષણભર ઉંડા વિચારમાં પડી. મન સાથે કહેવા લાગી કે અહો ! આ દેવતાઇ અને કામને લજ્જીત કરે એવો પુરૂષ તે કોણ હશે ? અને મારા શયનગૃહમાં કેવી રીતે આવી શક્યો હશે ? આમ અચંબો પામી સંભ્રમ વડે વિનયથી આકુળ બની શય્યામાંથી નીચે ઉતરી મર્યાદાથી ઉભી રહી અને રાજકુમારને પૂછવા લાગી કે આપ કોણ છો ? અને અહિંયાં શું મારે માટે પધાર્યા છો ? વળી અહિં કોઇથી આવી શકાય નહિ એવા સ્થળમાં શી રીતે આવી શક્યા ? તે મને કૃપા કરી કહો. રત્નમંજરીનું આ પ્રકારનું ગર્ભિત અને પ્રેમયુક્ત ભાષણ શ્રવણ કરી રાજકુમારે પોતાની સવિસ્તાર વાત કહી સંભળાવી. ત્યારબાદ રત્નમંજરીને પૂછ્યું કે–તમે કોણ છો અને આ સ્થાન કોનું છે ? એટલે તેણે પોતાનું નામ ઠામ અને કુળનું તમામ વૃત્તાંત કહી સંભળાવ્યું. આ પ્રકારનું પરસ્પરનું ભાષણ થવાથી પોતાના મનમાં સ્વપ્નાની જે ભ્રાન્તીયે પ્રવેશ કર્યો હતો તે દૂર થયો. પછી અન્યોઅન્ય એક બીજાની ખાતરી થવા સારૂ પોતાનાં આભૂષણોનો અદલો બદલો કર્યો. એ રીતે બન્ને જણાં ગાંધર્વલગ્નથી પરણી પરમ આનંદ માનવા લાગ્યાં. આ કામ પૂર્ણ થયું કે અનુચરોયે તે દંપતીપર મોહનું ધારણ મુકયું, તેથી પોતાની ઇચ્છા પાર પાડયા વિના બન્ને જણ નિદ્રાવશ થઇ ગયાં. લાગમાં રાજકુમારને પેલા દેવીના ગણોયે અદ્ધર ઉચકી લીધો અને ક્ષણવારમાં લઇ જઇ તેના રાજભુવનમાં જે સ્થળે પોતે પહેલાં નિંદ્રાવશ થયેલો હતો ત્યાં જઇ મુકયો.

રાજકુમારે પોતાના મનની ઇચ્છા પૂર્ણ કરી નહોતી. તેથી તે પૂર્ણ કરવાની જીજ્ઞાસાથી સુંદર શયનગૃહમાં જાગૃત થયો. અને જુએ છે તો રાજકન્યાનો મહેલ ગુમ થઇ ગયો. અને પોતાના મહેલમાં સુતેલો એવું તેને માલૂમ પડયું. પરંતુ પોતાના શરીરપર સ્ત્રીના અલંકારો પહેરેલા જોઇ મહા વિચારમાં પડી ગયો અને બોલ્યો કે–અરેરે ! આ કેવું આશ્ચર્ય ? હું થોડીવાર ઉપર કયાં હતો ? વળી પાછો કયાં આવી ચઢયો ? લંકા નગરીની રાજકન્યા અને તેનો

સુંદર દેવતાઈ મહેલ કયાં ગુમ થઇ ગયો ? આ મારા અંગ ઉપરના સર્વે અલંકારો તરફ દૃષ્ટિ કરૂંછું તો નિશ્ચે તે રત્ન મંજરીનાજ છે. તેથી મારી સમ્પૂર્ણ ખાત્રી છે કે સ્વપ્નાન્તર તો નથીજ. માટે જરૂર આ કંઇ ઇશ્વરી ચમત્કાર છે. આ પ્રમાણે પોતાના મહેલમાં શય્યા વિશે સુતો વિચાર કરતો હતો તેવામાં પોતાની રાણી સુલક્ષણાયે નિદ્રામાંથી જાગૃત થઇ પોતાના પતિ ચંદ્રસેનને પૂછ્યું. પ્રાણનાથ ! તમો શા વિચારમાં છો ? આથી તે રાજકુમારે રત્નમંજરીની સઘળી હકીકત કહી બતાવી. પછી તેણે રાજાને ધીરજ આપી તેથી તે રાત્રી તો જેમ તેમ પુરી કરી. બીજે દિવસે સવારમાં રાત્રીમાં જે વાત બનેલા તે સર્વ પોતાના પિતા પાસે કહી બતાવી. તેથી રાજાયે પોતાના કુમારને રાજી રાખવાને નગરમાં ઢંઢેરો ફેરવ્યો કે-' જે પુરૂષ મારા રાજકુમારે સારૂ લંકાનગરી જઇ સૂર્યમુખ રાજાની રાજકુમારી રત્નમંજરીને બે માસની અંદર લાવી રજુ કરશે તેને સવાલાખ સોનૈયા બક્ષીસ. અને તે ઉપરાત એક પરગણાની સુબાગીરી આપવામાં આવેશે. મહિનો પંદર દિવસ વિતી ગયા પરંતુ લંકાનગરી જઇ રાજકન્યા લાવી આપનાર કોઇપણ વિર પુરૂષ જોવામાં આવ્યો નહિ. તેથી રાજકુમારનો શોક દિનદિન પ્રત્યે વૃદ્ધિ પામવા લાગ્યો. ક્ષુધા, તૃષા અને નિંદ્રાનો ત્યાગ કરવાથી તેનું શરીર છેક હાડપિંજર સમાન દિસવા લાગ્યું. અહા ! શું પ્રિયાપર પ્રિયતમનો પ્યાર ! !

લંકાપુરીમાં રાત્રિ વિતી અને પ્રભાતનો સમય થયો. એટલે રાજધાનીમા નાના પ્રકારનાં વાદિત્રો અને સરણાઇયોના સ્વર કર્ણને આનંદ આપવા લાગ્યા. રત્નમંજરી જાગૃત થઇ અને જોવા લાગી તો તેને પણ રાત્રિનો નિરિક્ષણ કરેલો ભોગી મધુકર દૃષ્ટિયે ચઢયો નહિ. પરંતુ પુરૂષનાં અંગ ઉપરનાં સર્વ આભ્રણ પોતાને અંગે ધારણ કરેલાં જોયાં તેથી પ્રથમ હર્ષયુક્ત થઇ પછી શોકરૂપ મહોદધિમાં એકદમ ગિરફતાર થઇ ગઇ. બાદ થોડીવારે પોતાના મનને સાવધ રાખી આભૂષણ સન્મુખ નજર કરી બોલી કે—અહો ! આ આભૂષણો સ્વપ્નની ભ્રાંતિના ભંજન છે. તે પણ કેવો સાચો પ્રેમ દર્શાવી આપે છે ? પરંતુ પ્રેમ દર્શાવનારો પુરૂષ કયાં ગુમ થઇ ગયો. જો એ મુને દર્શન નહિ આપે તો જરૂર મારા શરીરમાં પ્રાણ રહેવાં મુશ્કેલ છે. આંવો પોતાની સુખશય્યામાં પુરૂષના અલંકાગ સહિત બેઠી બેઠી વિચાર કરે છે એટલામાં તેનો પિતા સૂર્યમુખ રાજકન્યાના

શયન ભુવનમાં આવી પહોંચ્યો અને જુવે છે તો પોતાની કન્યાનું આખું શરીર વસ્ત્રાભુષણથી આચ્છાદન કરેલું તથા તેનું લજ્જાયુક્ત મુખ ઝંખવાણું પડી ગયેલું દીઠું. તે જોઇ રાજાયે ઘણાજ પ્યારથી પોતાની પ્રાણુ સમાન કુંવરીને પાસે બેલાવી પૂછયું બ્હેન ! તેં આ પુરૂષનો પોષાગ તથા સંગાર પહેર્યાં છે એનું કારણુ શું ? અને તારૂં મુખ કમળ આટલું નિસ્તેજ કેમ થઇ ગયું છે. તે કહેતો ખરી ? હે દીકરી ! તારે મારી જરા પણુ ધાસ્તી રાખવી નહિ. કારણુ કે હું મારા પ્રાણુ કરતાં પણુ તુને વધારે ચાહુંછું. આ રીતે પિતાયે પુત્રીને સમજાવી તેના મનની વાર્તા શ્રવણુ કરવા અને અંદરનો ગર્ભિતભેદ સમજવા તેની લજ્જાનો ત્યાગ કરાવી દીધો. એટલે રત્નમંજરીએ ચંદ્રસેનની સવિસ્તર વાત પિતાને કહી સંભળાવી. સૂર્યમુખે જ્યારે પોતાની પુત્રી રત્નમંજરીના મુખથી રાત્રિની બનેલી વાત સાંભળી ત્યારે પોતે વિચારમાં પડયો કે હવે પુત્રીના મનનું સમાધાન શી રીતે કરવું? પછી તે પોતાના નગરમાં એક મહા વ્રતધારી 'અને સમાધીગ્રસ્ત કૈલાસપુરી નામનો યોગી હતો. તેને ચરણે મસ્તક નમાવી પ્રશ્ન પૂછયો કે હે મહાત્મન્ ! ગઇ રાત્રિયે મ્હારી પુત્રીને કોઇ દિવ્ય પુરૂષનો સમાગમ થયો છે તે પુરૂષ પોતે કોણુ ? અને હાલ તે કયાં હશે ! રાજાનું પ્રશ્ન શ્રવણુ કરી તુરત પોતે પ્રાણુાયામ કરી સમાધી ચઢાવી દશેદિશાયે દૃષ્ટિમર્યાદાથી શોધકરી રાજાને કહ્યું– હે રાજેન્દ્ર ! તારી પુત્રી તથા ધારાનગરના રાજા ભોજનો રાજકુમાર ચંદ્રસેન એ બન્નેયે દેવીની આરાધના ઘણું દિવસ સુધી કરેલી તેથી ઇશ્વરીયે પ્રસન્ન થઇ પોતાના દૂત મારફત ચંદ્રસેનનો મેળાપ તારી રાજકન્યા રત્નમંજરી સાથે કરાવ્યો હતો. એ ચંદ્રસેન ચક્રવર્તી રાજા થશે. માટે તારી પુત્રીને લાયક દુનિયામાં એજ વર બ્રહ્માયે નિરમાણુ કરી રાખ્યો છે. તેથી રાજકુમારીનાં લગ્ન તેની સાથે કરી દે. ત્યારે સુર્યમુખ બોલ્યો કે– હે મહાત્મન લંકાનગરી કયાં ! અને ધારાનગરી કયાં ! તે બન્ને વચ્ચે સમુદ્ર તથા પહાડપર્વતોના વિકટમાર્ગ તેથી ત્યાં કેવે પ્રકારે અને કયો વીરપુરૂષ જઇ શકે ? માટે ત્યાં આપજ કૃપા કરી પધારી મારૂં કાર્ય સફળ કરશો તો મોટો ઉપકાર માનીશ કારણકે તમોને હું મારા મસ્તકના મુકુટમણિ પ્રમાણે લેખુંછું. આ પ્રમાણે વિનંતિ કરી તેથી મુનીયે પ્રસન્ન થઇ કહ્યું કે હે રાજન્ ! હું તારૂં કામ પૂર્ણુ કરૂંછું. માટે કોઇપણુ પ્રકારની ચિંતા કરતો નહિ. એમ કહી ત્યાંથી યોગીરાજ એકદમ અદૃશ્ય થયા. અને ધારાનગરીમાં જે સ્થળે ચંદ્રસેન રાજકુમારે દેવીનું મંદીર બધાવ્યું હતું ત્યાં આવી

દેવીને પ્રણામ કરી મંદીરમાં બેઠા. અને તેની સ્તુતિ કરવા લાગ્યા- હે દેવી ! હે બ્રહ્માણી ! તમને હું શુદ્ધ અંતઃકરણ પૂર્વક નમસ્કાર કરૂં છું. હે જગતજનની ! આપનું સુંદર સ્વરૂપ કોટી કોટી સૂર્ય અને ચંન્દ્રમાના તેજ કરતાં પણ વધારે પ્રકાશિત દીપી રહ્યું છે. વળી હે વિશ્વમોહિની ! આપે નખથી તે મસ્તકથી તે મસ્તકના કેશપર્યંત સર્વાંગે રત્નજડિત્ર અલંકારો ધારણ કર્યા છે, જેથી વિશ્વને અતિ આનંદ ઉપજે છે વળી પાપી અને દુષ્કર્મ કરનારા ઘાતકી મનુષ્યો આપના ખડ્ગ, ત્રિશુળ અને ફરશી આદિ શસ્ત્રો દેખતાંજ ત્રાસ પામી ફાટી મરે છે. અને જે તમારી આરાધના એક વૃત્તિથી કરે છે તેના ત્રિવિધ તાપને ક્ષણવારમાં તમો વિદારણ કરો છો. તે પ્રકારની સ્તુતિ શ્રવણ કરી જગદીશ્વરી પ્રસન્ન થઇ આકાશ વાણી થતી હોય તે પ્રમાણે બોલ્યાં. હે તપસ્વી ! તું જે કાર્યને સારૂં અહિં આવ્યો છે તે કાર્ય તારા હાથથી સફળ થશે. અને બીજું વરદાન એ આપું છું કે કોઇ પણ દરદી હરેક પ્રકારના વ્યાધીથી પીડાતો હશે તથાપિ તારા હાથનો સ્પર્શ થવાથી એક ક્ષણમાત્રમાં નિરોગી થશે. આમ બોલી આકાશવાણી બંધ થઇ ગઇ. એટલામાં તેજ સ્થળે તિવશકિત શેઠનો પુત્ર વીરગુપ્ત શરીરમાં કંઇ વ્યાધી ઉત્પન્ન થવાથી બહેકી ગયેલો, શરીરે નગ્ન, અને મુનીને પકડાવ્યો ને દોડયો. તેવુંજ તેણે મંત્રનું આવાહન કરી તે છોકરાને તમાચો માર્યો. તેના પ્રતાપથી તેની ઘેલછા મટી ગઇ. અને જેવો પ્રથમ ડાહ્યો હતો તેવો બની જવાથી શરમિંદો પડી ગયો પછી પોતે નગ્ન શરીરે આવેલો તે તુરત ઘેર દોડી જઇ વસ્ત્રાભરણ પહેરી પાછો મંદિરમાં જઇ મહાત્માને ચરણે નમ્યો. પછી તેનાં માતા પિતાએ જ્યારે તે છોકરાને ડાહ્યો થયેલો દીઠો અને છોકરાના મુખ થકી તે મુનીની વાત સાંભળી ત્યારે પરમ આનંદ પામ્યો અને તેની પાસે જઇ શાહુકાર તિવ્રશકિત નમસ્કાર કરી હજારોનો સિરપાવ આપ્યો. પણ તે યોગેંદ્રે ગ્રહણ કર્યો નહિ. ગામમાં તથા રાજ્યમાં ચમત્કારિક સિદ્ધ આવ્યાના સમાચાર ફેલાયાથી ભોજરાજા પોતાના ચંદ્રસેન પુત્ર સહિત દેવીના મંદીરમાં તપસ્વી પાસે આવ્યા. તેમને મસ્તક નમાવી, સ્તુતિ કરી કે હે પ્રભુ ! હે મહાત્મન્ ! આપના પધારવાથી શાહુકારનો પુત્ર માંદો બની ગયેલો તે ડાહ્યો થયો તેજ પ્રમાણે શ્રેય થાય તેવું કરો તો જાણે મારા ઉપર મહદ્ ઉપકાર

કર્યો એમ માનીશ. રાજા બાલચંદ્રની જ્યારે આ પ્રકારની વિનંતિ સાંભળી ત્યારે તપસ્વી હસીને તેની સાથે બોલ્યો કે–હે નરેન્દ્ર! તારો રાજકુમારનો ચોર છે કારણ કે– લંકાનગરીના રાજા સૂર્યમુખની મનોહર મૂર્તિરૂપ રત્નમંજરી નામની કન્યા તથા તેના અંગ ઉપરના તમામ અલંકારો અને એનું ચિત્ત ચોરીને અહિં નાસી આવ્યો છે. તો હું કેવે પ્રકારે તારૂં કામ પાર પાડું ? તથાપિ તું ધીરજ રાખ. તારૂં કામ નિવિઘ્ને પાર પાડીશ. આટલું બોલી લાગલો ચંદ્રસેનનો હાથ પકડયો. અને તેને લઇ પોતે અદૃશ્ય થઇ થોડીવારમાં લંકાનગરીની રાજકચેરીમાં દાખલ થઇ ચંદ્રસેન સહિત રાજા સૂર્યમુખની નજીક ઉભો રહ્યો. અને કહ્યું કે રત્નમંજરીનાં આભૂષણ અને ચિત્તની ચોરી કરનાર આ પુરૂષ છે. રાજા સૂર્યમુખ ચંદ્રમુખનું સ્વરૂપ જોઇ પરમ આનંદ પામ્યો અને તેજ વખતે મુનિનું પૂજન અર્ચન કરી સોનાનાં પુષ્પોથી વધાવી લઇ તે મહાત્માને ચરણે નમ્યો. પછી શુભ મુહુર્ત જોવરાવી ચંદ્રસેન સાથે પોતાની પુત્રી રત્નમંજરીનાં મોટા થાટમાટથી લગ્ન કરી દઇ કરોડો રૂપૈયાના અલંકારો તથા સુવર્ણ કન્યાદાનમાં આપી પેલા મહાત્માની મારફત તે સુખીયાં જોડાંને ધારાનગર તરફ વિદાય કીધું. કેટલાએક દિવસ વિત્યા બાદ ભોજરાજાએ પોતાના પુત્ર ચંદ્રસિંહને રાજ્યનો ભાર સોંપી પોતે યાત્રાર્થે સિધાવ્યા.

## ચુડામણિ નામના બ્રાહ્મણની વાત.

રાત્રિયે નિદ્રા ઉડી જવાથી અકસ્માત્ત: જાગૃત થયેલો ભોજરાજા આકાશમાં ઉગેલાં સુંદરચંદ્રની અતિશય નિર્મળ શોભા જોઇને પોતાના અંતરમાં વસેલી વિદ્વત્તારૂપી સમુદ્રનું ઉભરાઇ જવું તેની એક છાલક સમાન નીચે લખેલું અર્દ્ધકાવ્ય બોલ્યો.

> यदेतच्चन्द्रान्त र्जलदलवलीला प्रकुरुते ।
> तदाचष्टेलोकः शशक इति नो मांमाति तथा ॥२२९॥

જે આ સંપૂર્ણ ચંદ્રમંડળની વચ્ચે મેઘની લેશ જેવી શોભાને ધારણ કરનાર લાન્છન જણાય છે. તેને લોક સસલું અથવા હરણ કહે છે પણ મને એમ લાગતું નથી.

આ પ્રકારે વારંવાર અર્દ્ધકાવ્ય સર્વ પ્રાણી અતિશય જંપી જવાથી શબ્દરહિત નિર્મળ ચંદ્રને જોતા અગાશીમાં ફરતા ફરતા

બોલતો હતો તે વખતે એવો બનાવ બન્યો કે, પોતાના તેજ મહેલમાં કોઇ ચૂડામણિ નામનો મનોવિદ્વાન બ્રહ્મણ પણ પોતાની દરિદ્રી અવસ્થાને દુર કરવાની લાલચથી ચોરી કરવા પેઠેલો. તેને કવિતા શકિતનું સંપૂર્ણ બળ ઉભરાયું એ ઉભરો તેનાથી શમાવી શકાયો નહિ. તેથી રાજાનું બોલવું પૂર્વાદ્ધ તેના યથેષ્ટ ખુલાસાવાળું નિચે દર્શાવેલું ઉત્તરાર્દ્ધ પદ બોલી પૂરો કર્યો.

अहंत्विन्दुमन्ये त्वदरिविरहाक्रान्त तरुणी. ।

कटाक्षोल्कापात व्रणशतक लङ्काङ्कित तनुम् ॥३२०॥

હું તો એમ માનું છું કે તમારા શત્રુ રાજાઓનો વિરહ થવાથી વનમાં રઝળી તેમની તરૂણીયો ચંદ્રોદયથી વાગેલા કામબાણની વ્યથામાં વ્યાકુળ થવાથી તે સ્ત્રીયોના ચંદ્રમંડળ સામા ઉલ્કાપાત સરખા કટાક્ષ બાણના સેંકડો પ્રવાહ થવાથી છિદ્રરૂપ ( કંલકવાળો ) એ ચંદ્ર થયો છે.

આ પ્રકારનો આટલી રાત્રે એકાએક અવાજ શ્રવણ કરી રાજા આશ્ચર્ય યુક્ત ભયભીત થયો અને એકદમ દેવડીપર જઇ પહેરો ભરનાર પ્રતિહારને હાક મારી પોતાની પાસે બોલાવ્યો. અને કહ્યું કે આપણા મહેલમાં ચોર ભરાયો છે તેની એકદમ તપાસ કરી મારી પાસે લાવો આ હુકમ મસ્તકે ચઢાવી મહેલમાં શોધ કરવા લાગ્યા. તો ત્રિપુંડ્ર ધારણ કરેલો બ્રાહ્મણ દૃષ્ટિયે પડયો. પછી તેને પકડી અગાશીમાં જે સ્થળે ભોજરાજા બિરાજેલા હતા તે સ્થળે લઇ ગયા. રાજાએ તેને જોઇ કોટડીમાં પુરી રખાવ્યો.

બીજે દિવસ સવારમાં રાજા પોતાના નિત્ય કર્મથી પરવારી રાજકચેરીમાં દાખલ થયા. દિવાન કારભારી પંડિતો તથા મહેતા મુત્સદ્દિથી સભા ભરાઇ છે તે પ્રસંગે પ્રતિહારને હુકમ કર્યો કે જે ચોરને આપણા મહેલમાંથી રાત્રે પકડી કેદ કર્યો છે તેને કચેરીમાં દાખલ કરો. હુકમ થતાં પ્રતિહારીયોએ તે ચોરને હજુરમાં લાવી ઉભો કીધો. રાજાએ તેની જુબાની લેવી શરૂ કીધી તે પ્રસંગે પોતાના ઘરની દુબળી અવસ્થા અને બહોળા કુટુંબવાળો તે હકિકત નિવેદન કરી રાજા પ્રત્યે બોલ્યો કે—હે અન્નદાતાર! આપણા પૂર્વાદ્ધના બે ચરણ વારવારે સ્મરણ લાવતાં આપનો અવાજ મારે શ્રવણે ચઢયો તેથી મને મનમાં વિચાર થયો કે આ પૂર્વાદ્ધનો ખુલાસો

રાજાને જડતો નથી તેથી તે ચરણ વારંવાર બોલ્યા કરે છે. તો હું જાણતાં છતાં જો હું ના બોલું અને ખુલાસો ના કરૂં તો ઇશ્વરનો ગુન્હેગાર થાઉં એમ સમજી હું ચોરી કરવા પેઠેલો તેનું સ્મરણ છતાં મેં આપનો શ્લોક પૂરો કરી આપ્યો. મને મારા અપરાધ વિષે જે શિક્ષા કરવી હોય તે સુખેથી કરો.

બ્રાહ્મણનું બોલવું શ્રવણ કરી તથા પોતાના ક્રોધને શાન્ત પાડી પાડી રાજાએ નિચે પ્રમાણે શરપાવ કર્યો.

> अमुष्मै चौराय प्रतिनिहित मृत्युप्रतिभिये ।
> प्रभुः प्रीतः प्रादादुपरितनपाद द्वयकृते ॥
> सुवर्णानां कोटीर्दश दशनकोटी क्षतगिरी ।
> न्करीन्द्रानाष्टप्टौ मदमुदित गुञ्जन्मधुलिहः ॥३२१॥

મૃત્યુના ભયને પણ ન ગણકારતાં રાજાના બોલેલા કાવ્યનું ઉત્તરાર્દ્ધ પુરૂં કરનાર તે ચોરને પ્રસન્ન થયેલા રાજાએ દશક્રોડ સોનામ્હોર તથા દાંતના અગ્ર ભાગથી પર્વતના શિખરોને તોડવાને સમર્થ અને પોતાના મદરૂપિ દાન આપવાથી ભ્રમરરૂપિ યાચકો અતિશય હર્ષ પામી જેનું યશોગાન કરે છે એવા આઠ ગજેન્દ્ર આપ્યા.

## જ્ઞાનધર નામના મૂર્ખ પંડિતની વાત.

મોહનગરમાં મણિભટ્ટ નામે કોઇ બ્રાહ્મણ રહેતો હતો તેના ઘર આંગણા આગળ હમ્મેશાં રાત્રિની વખતે ઇષ્ટમિત્ર મંડળી ભેગી થઇ હાસ્ય વિનોદની વાતો કરતી. તેમાં દિવાદાસ નામનો એક બ્રાહ્મણ હતો. તે બોલ્યો કે આવી શર્દપુનમના જેવી અજવાળી રાત્રી પ્રવાસ કરનારને અતિ ઉત્તમ છે કેમકે નાના પ્રકારની વનસ્પતિની સુગંધી મગજને પ્રફુલ્લિત કરે અને તાપ તડકાનું અરિષ્ટ સોચવું પડે નહિ તેમ રસ્તો પણ જલદી કપાય આ વાત સર્વ મંડળીયે માન્ય કરી તેવામાં જ્ઞાનધરના મનમાં વિચાર આવ્યો કે. આ સર્વ કોઇ કહે છે એ વાત ખરી હશે કે નહિ ? તે પરિક્ષા કરવી. એમ મનમાં વિચાર કરી તેજ વખતે પોતાનાં કપડાંઓ સમેટી ચાલવા માંડ્યું, આખી રાત ચાલતાં સોનગઢ નામના ગામ આગળ આવી પહોંચ્યો ત્યારે સવાર થયું તેવામાં તે ગામના પંચ સાત બ્રાહ્મણના છોકરાંઓ વિદ્યાભ્યાસ કરવા સારૂ કાશીક્ષેત્ર ભણી જવાને માટે ની-

કર્યા. તેની અને જ્ઞાનધરની ભેટ થઇ. તે સમયે તે વિદ્યાર્થીઓનાં એકે પૂછ્યું કે તું કોણ ? ક્યાં આવ્યો ? અને કયે ગામ પ્રયાણ કરવાનો ઇરાદો છે. પછી જ્ઞાનધરે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી, પછી તેણે પણ તે વિદ્યાર્થીઓને પૂછ્યું ત્યારે તેઓએ પણ કહ્યું કે અમો કાશીક્ષેત્ર વિદ્યાભ્યાસ કરવાને જઇયે છીએ. તે સાંભળી જ્ઞાનધરે કહ્યું મારે પણ ત્યાં જવાનો ઇરાદો છે માટે આપણે સર્વ સંગાથે જઇએ એમ કહી સર્વેએ સાથે પ્રયાણ કર્યું કેટલેક દિવસે કાશીક્ષેત્રમાં જઇ પહોંચ્યા. અને ત્યાં એક મહાન્ પંડિતને ચરણે મસ્તક નમાવી વિદ્યાભ્યાસ કરવાને રહ્યા. ગુરૂની સેવા ચાકરી કરી નિત્ય પ્રત્યે ગૃહસ્થોને ઘેર જઇ માધુગિરી ( રાંધેલી રસોઇ ) માગી લાવી ઉદર નિર્વાહ કરતા અને વિદ્યાભ્યાસમાં વળગ્યા. આ પ્રમાણે શ્રમ કરી બે ત્રણ વરસેં તેઓ વડા વિદ્વાન બન્યા પછી ગુરૂની આંજ્ઞા લઇ તેમણે પોતાના વતન તરફ પ્રયાણ કર્યું. જ્ઞાનધર નામનો વિદ્યાર્થીએ સઘળો પોપટિયો વિદ્યાભ્યાસ કર્યો ગ્રંથમાં તરતમ્ય શું છે ? તેનું તો બિલકુલ તેને ભાન પણ મળે નહિ જે ગ્રંથો શિખ્યો તે તે ગ્રંથ સઘળા મુખપાઠ કરી રાખેલા જ્ઞાનધર ગુરૂની પાસે રહ્યો.

એક દિવસ ગુરૂજીયે પોતાના મનમાં વિચાર કર્યો કે મારી વૃદ્ધાવસ્થા થઇ ત્યાં સુધી પરમાત્માયે પુત્રનું મુખાવલોકન કરાવ્યું નહિ. માત્ર એક પુત્રીનું સુખ આપ્યું છે તો તેનાં લગ્ન કોઇ સદ્પાત્ર તથા રૂપગુણે સંપન્ન વર શોધી તેની સાથે કરી દઇ સંસારનો લાંવો લીધો હોય તો ઘણું સારૂં, કેમકે આ ક્ષણભંગુર સંસારમાં દેહનો ભરોસો નથી. આ ઠરાવ મનમાં દૃઢ કરી વર શોધવાની પેરણા કરવા લાગ્યો. પંડિતજી ઘરના શ્રીમાન હતા. તેથી પોતાનો ઇરાદો એવો હતો કે કન્યા શ્રીમાનને ઘેર નહિ આપતાં વિદ્યાર્થી વર્ગના કોઇ છોકરાને આપી તેને ઘરજમાઇ કરી પોતાને ઘેર રાખવો આવા નિશ્ચયથી તપાસ કરતાં જ્ઞાનધર નામનો જે વિદ્યાર્થી પોતાની પાઠશાળામાં અભ્યાસ કરતો હતો તેની સુંદર કાંતી અને લાવણ્ય જોઇ તેની સાથે પોતાની પુત્રી પ્રભાકુવરીનું લગ્ન મોટા સમારંભથી કર્યું. અને ઘરજમાઇ કરી તેને પોતાના ઘરની સર્વ મિલ્કતનો વારસદાર કર્યો. એક દિવસ જમાઇને પાસે બોલાવી પંડિતજીયે કહ્યું કે મારી વૃદ્ધાવસ્થા થઇ છે માટે આપણા ઘરની સર્વ વ્યવહાર તથા

જંગમ મિલ્કત તમને સોંપું છું તેને તમો સારી રીતે સાચવી વાપરશો, તો સાત પેઢી સુધી ખાતાં ખુટે તેમ નથી; પરંતુ આપ સત્તાથી કંઇ ઉદ્યોગ ચલાવી વધારે મેળવશો તો તેથી તમોને વધારે લાભ છે. વળી એથી જગતમાં તમારી કીર્તિ પણ વધશે. સસરાનું સુવાક્ય શ્રવણ કરી જ્ઞાનધરે બીજે દિવસે કોદાળી અને પાવડો લઇ ઘરની ભીંત પાડવાનો આરંભ કીધો. તે સમયે સસરાયે જમાઇને પૂછ્યું. ભટજી મહારાજ ! તમે આ શું કરો છો ? તે સાંભળી જ્ઞાનધરે કહ્યું પડિતજી ! આપને ખબર નથી શું ? શાસ્ત્રમાં કહ્યું છે કે 'उद्योग पुरुष लक्षणं' અર્થાત્ ઉદ્યોગ કરવો એ માણસનું લક્ષણ છે. તેથા ઉદ્યોગ કરૂં છું. પંડિતજી બોલ્યા કે ઘર પડી જશે ત્યારે! ગદાધર ( કોદાળીધર ) બોલ્યો કે પડશે તો ચિંતા નહિ પરંતુ પુરૂષે ઉદ્યમ અવસ્ય કરવોજ જોઇએ તે સમયે પંડિતજીએ પોતાના કપાળપર હાથ ફેરવ્યો અને પરીક્ષા તરીકે આ મનુષ્યને જ્ઞાન મુદ્દલ નથી. ફક્ત પોપટની માફક ભણી ગયો છે પણ ગણ્યો નથી. પણ હશે ભાવી આગળ શો ઉપાય ?

કેટલાક દિવસ પછી પ્રભાકુંવરીને ઋતુ પ્રાપ્ત થયું તે સમયે પંડિતજીયે ચાર દિવસ મોટો સમારંભ કર્યો અને ઋતુ શાંતીમાં અપાર દ્રવ્ય ખર્ચ કર્યું. રાત્રીએ બન્ને સ્ત્રીપુરૂષ શયનગૃહમાં ગયાં તે સમયે જો કે પ્રભાકુંવરી સમાન હતી તોપણ કહ્યું છે કે–

'प्राप्तेतुषोडशे वर्षे गर्दभ्य प्सरा भवेत्' ।

'સોળમું વર્ષ થાય ત્યારે ગર્દભી ( ગધેડી ) હોય તથાપી અપ્સરા જેવી શોભે.' તેમ પ્રભાકુંવરી પણ જો કે રૂપમાં સામાન્ય હતી તથાપિ તે ઉત્તમ સ્વરૂપવાન દેખાવા લાગી. જ્ઞાનધરે તેની કાંતિ જોઇ કે તુરત તેને એક વાક્ય યાદ આવ્યું. 'कान्ता रुपवती शत्रुः' 'સ્ત્રી રૂપાળી એ શત્રુસમાન જાણવી' વળી બીજું વાક્ય યાદ આવ્યું. 'शत्रौ च हननं कुर्यात्' 'શત્રુનો વધ કરવોજ' ત્રીજું વાક્ય યાદ આવ્યું કે 'स्त्री वध सर्व घातकः' 'સ્ત્રીનો વધ કરવો એ સર્વમાં ઘાતક છે. આ ત્રણે પાદ પરસ્પર વિઘ્ન કર્તા છે તેથી જ્ઞાનધર વિચારમાં પડયો. અહિંયાં સ્ત્રી નિદ્રામાં વ્યાપ્ત થઇ ગયેલી તેથી સુખ શય્યામાં સુતી હતી. પછી જ્ઞાનધર મન સાથે કહેવા લાગ્યો કે જે સ્ત્રી રૂપાળી તે શત્રુસમાન છે તેથી એને કદરૂપી કરી તેની

સાથે સમાગમ કરવો. આવો નિશ્ચય કરી કઇ રીતે એને કદરૂપી કરવી આ વિચારમાં છે એટલામાં તેને યુક્તિ સુઝી કે મ્હોઢું શરીરના ભાગમાં મુખ્ય પ્રાધાન્ત છે તેથી મુખ ઉપરના કોઇ ભાગને ખંડિત કરવો. એટલામાં એક વાક્ય સાંભળી આવ્યું કે—'नासिका मुखमंडनम्' 'નાક એ મુખના શણગારરૂપ છે.' માટે નાક કાપી એને કદરૂપી કરવી અને પછી એની સાથે સ્નેહ બાંધવો. આવો ઠરાવ કરી નાક કાપવાને સારૂ શસ્ત્ર શોધવા લાગ્યો તો કંઇ મળ્યું નહિ. પરંતુ એક ખુણામાં સોપારી કાતરવાની એક જુની સુડી પડી હશે તે દૃષ્ટિએ પડી. તેને હાથમાં લઇ નિદ્રાવશ થયેલી પોતાની સ્ત્રી પ્રભાવતીનું નાક કાપવાની તૈયારી કરે છે એટલામાં તે જાગૃત થઇ મોટા અવાજથી બુમો પાડવા લાગી. તે સમયે ઘરનાં બીજાં માણસો તે ઓરડાનાં દ્વાર તોડીને અંદર દાખલ થયાં અને જુવે છે તો તેનું નાક પકડેલું છે પણ કાપવા દેતી નથી તે જોઇ પંડિતજીએ પૂછ્યું કે—ભટજી મહારાજ ? અમારી કન્યાએ આપનો શો અપરાધ કર્યો કે આપ તેનું નાક કાપો છો ? સસરાનું બોલવું શ્રવણ કરી જમાઇએ ઉપરનાં વચનો સંભળાવ્યાં. જેથી સસરો ઘણોજ દિલગીર થયો અને મન સાથે કહેવા લાગ્યો કે આવા મુર્ખ અને અવિચારી જમાઇને ઘરમાં રાખવાથી કોઇ દિવસ મારી કન્યાના જીવને જોખમમાં નાખશે માટે એ ઘરમાં રાખવો કામનો નથી આવો વિચાર કરી જમાઇને કહ્યું—ભટજી ! હવે તમારે જ્યાં જવાની મરજી હોય ત્યાં સુખેથી પધારો. અમારે ઘેર તમારૂં કાંઇ કામ નથી. આ સાંભળી જ્ઞાનધર સાસુ પાસે ગયો અને બોલ્યો કે હું બીજે ગામ જવાનો છું માટે રસ્તામાં ખાવાને મને કંઇ ભાતુ કરી આપો. સાસુએ ગુણી અથવા અવગુણી પણ પોતાનો જમાઇ જાણી સારા સારા પદાર્થો તથા મેવા મીઠાઇ ખાવાને સારૂં બાંધી આપ્યાં. તે લઇ પોતે નિકળ્યો. તે ગામના દરવાજા આગળ આવ્યો એટલે તેને સ્મરણ થયું કે—'पंचभिः सहगंतव्यं' 'પરગામ જવું તો પાંચ માણસે સાથે જવું' પણ એકલા મનુષ્યે જવું નહિ. આ સ્થળે પાંચ સોબતી તો ક્યાંથી મળે ? પછી સહેજ ઉભો રહ્યો તો એક પ્રેતને ચાર મનુષ્ય ઉંચકીને સ્મશાનમાં અગ્નિ સંસ્કાર કરવા લઇ જતાં દીઠા તથા એક આસામીના હાથમાં ધુમાતો અગ્નિ રહી ગયેલો એવો ઠાઠ જોયો એટલે ભટજી મહારાજ તેની સાથે ચાલ્યા. સ્મશાન ભૂમી આવી

એટલે તે સ્થળે પ્રેતને નીચે મુકી ચિતા ખડકવા લાગ્યા. ભટજી મહારાજે પણ તેની નજીક આવી ગાંસડી મુકી સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મ કરી ભાતુ કાઢી બેઠો એટલામાં તેને યાદ આવ્યું કે—'इष्टैः सहभुंक्ता' પરંતુ આ સ્થળે ઇષ્ટ કોણ મળનાર? એટલામાં બીજું વાક્ય યાદ આવ્યું કે—'पदे नसप्तपदे मैत्री'.' સાત ડગલાં પણ જે આપણી સાથે ચાલ્યો તે આપણો મિત્ર.' પછી પેલા પ્રેત ઉચકી લાવનાર પાંચ આદમી સોબતી હતા તે તે મિત્ર માની ફરાળ કરાવવા સારૂ આગ્રહ કરવા લાગ્યો. પરંતુ તે લોકોએ તેનો તિરસ્કાર કરી સ્પષ્ટ રીતે ના કહી તેથી જ્ઞાનધર મન સાથે કહેવા લાગ્યો કે-જે આપણી વાત કાને ધરે નહિ તે આપણો મિત્ર શાનો? એટલામાં એક કુતરો પોતાની પુંછડી હલાવતો હલાવતો તેની પાસે આવ્યો તે જોઇ જ્ઞાનધરને આનંદ થયો. પછી પોતાની સાથે થોડેક દૂર ચલાવી તેને મિત્ર ઠરાવી પોતાની પાસેનું ખાવાનું નાંખી પોતે ખાવા બેઠો. તેવામાં તેજ નગરના રાજાનો જમાઇ આજારી પડયો હશે તેના સમાચાર લેવા સારૂ સાંઢણી સવાર મોકલેલો. તે ઘણીજ ઝડપથી તે ગામથી આ ગામ તરફ આવતો હતો તેના તરફ ભટજી (જ્ઞાનધર) ની દૃષ્ટિ ગઇ તે પ્રસંગે મનમાં વિચાર ઉત્પન્ન થયો કે આ સ્વાર ઘણી ઝડપથી મારી પાસે આવે છે એ કોણ હશે? તેટલામાં તેને એક વાક્ય સાંભળી આવ્યું કે'धर्मस्य त्वरितागतिः' 'ધર્મરાજાની ગતિ વેગવળી હોય છે. પરંતુ તેની મુલાકાત કેવી રીતે થાય? એટલામાં સ્મરણ થયું કે—'इष्टं धर्मेण याजयेत्' 'આ સ્થળે ઇષ્ટ આ કુતરા સિવાય બીજો નથી તે માટે એનાજ હાથથી કામ કરી લેવું યોગ્ય છે. આવો વિચાર કરી કુતરાના ચાર પગ પકડી તેને ઉચો કરી જેવો સાંઢણીથી સ્વાર નદીમાં ઉતરવા લાગ્યો તેવોજ પોતાના મસ્તક પાછળ ફેરવી તેને પેલા સ્વાર ઉપર ફેંક્યો કે તુરત ઉંટ ગભરાઇને નાઠું તેથી તેનાપરનો સામાન તથા સરકારી કાગળ પત્રો નદીમાં પડી ગયા તે સમયે સ્વાર જાતનો આરબ ક્રોધી હતો તે એકદમ પેલા બ્રાહ્મણ પાસે આવ્યો અને પોતાનાં ચક્ષુ ચઢાવી તેની પ્રતે બોલ્યો–ક્યોંરે હરામખોર સેતાન બમ્મન! હમેરે પર કુત્તા ક્યોં ડાલા. મૈને તેરા ક્યા નુકશાન કીયા થા. કમબખ્ત ગધ્ધા. ક્યા કરૂં તું બમ્મન હૈ. બમ્મનકી જાત ભોજરાજકી માનેતી હૈ. તું બમ્મન હૈ ઇસ સબબસેં હમ ગમ મારકે તેરેકુ જ્યાદે બોલ થકતા

નાહ. ઔર ખામોસ કરતા હું લેકીન કોઇ દુસરી જાત હોત તો એકદમ સાલેકા સીર કાટ લેત. આરબનું ભાષણ શ્રવણ કરી એકદમ બે હાથ જોડી તેને સાષ્ટાંગ દંડવત્ કરી તેમના પ્રત્યે બોલ્યો–અહો ધર્મરાજ! આજ તમો મારાપર આટલાબધા ક્રોધાવિષ્ટ કેમ થયા. બ્રહ્મણ તે આરબ સન્મુખ બે હાથ જોડી આવ્યો. આરબે જાણ્યું કે તે મારી પાસે માફી માગવા આવે છે તે આરબે તેને પકડી બાંધ્યો. ને નગરમાં આણ્યો. અને સિપાઇના પહેરામાં સોંપી સવાર સમાચાર કહેવા રાજમહેલમાં ગયો અને રાજાને સર્વ સમાચાર વિદિત કર્યા. ત્યાર બાદ પેલા ભટજી મહારાજની ફરીયાદ કહી સંભળાવી એટલે રાજા બોલ્યો કે એવો કોણ મનુષ્ય છે? ત્યારે આરબ બોલ્યો કે, ખુદાવંદ! મેં ઉસ્કું લાકે ચાવડીપર પહેરેમેં રખવાયા હૈ. રાજા બોલ્યો કે તે બ્રાહ્મણને અહિં તેડી લાવો રાજાની આજ્ઞા થતાંજ આરબ ચાવડીપર ગયો અને તે બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો કે—અરે બમ્મન! ચલ રાજાકી પાસ. તેરા મોતને ડેરા દીયા હૈ બ્રાહ્મણ બોલ્યો ધર્મરાજ! તમે બોલાવવા આવ્યા ત્યારે રાજાની પાસે આવું છું એટલામાં તેને એક વાક્ય સાંભળી આવ્યું કે—

रिक्तपाणिर्नपश्येत् राजानं देवतां गुरुं।
दैवज्ञं भिषजं मित्रं फलेन फल मादिशेत् ॥३१२॥

કંઇ પણ ભેટ લીધા શિવાય રાજા, દેવ, ગુરૂ, જોતિષી, વૈદ્ય અને મિત્ર એમની પાસે જવું નહિ.

તથાપિ મારી પાસે ભેટ મુકવાનું કંઇ નથી અને શાસ્ત્રમાં ખાલી હાથે જવું નહિ એમ લખ્યું છે તો હવે હાથમાં શું રાખવું? પછી રસ્તામાં એક લોખંડનો કટકો પડ્યો હશે તે હાથમાં લઇ ચાલ્યો અને રાજાની પાસે આવી તેમના મોઢા પાસે ભેટ મૂક્યો. બ્રાહ્મણનો વિચિત્ર દેખાવ તથા તેનાં અદ્દભુત કૃત્યો જોઇ તેને પ્રશ્ન પૂછ્યો. મહારાજ! તમારા હાથમાં શું હતું? અને તેનું અહિં શું કામ હતું? બ્રાહ્મણ બોલ્યો કે લોખંડનો કટકો, અને તે આપની પાસે ભેટ મૂકવા લાવેલો. પછી તેણે ભોજરાજાને ઉપરનો શ્લોક કહી સંભળાવ્યો. ત્યારબાદ બોલ્યો. આપની મુલાકાત કરવા સારૂં આ ધર્મરાજ મને તેડી લાવ્યા. આ જોઇ કચેરીમાં બેસનાર બધાએ દાંત કાઢ્યા. તેથી તેઓને રાજાએ પૂછ્યું કે તમો શામાટે હસ્યા?

ત્યારે ભટ્ટજીએ જવાબ દીધો કે " यथा राजा तथा प्रजाः "
આથી ભોજ રાજાએ જાણ્યું કે આ બ્રાહ્મણ મહાવિદ્વાન છે પરંતુ કાંઇ ગણો. નથી. આમ ધારી કેટલુંક ધન આપી છોડી દીધો.

## દારિદ્રનું પુતળું.

ધારાનગરની સંપત્તિ દિવસે દિવસ વધવા લાગી. ગુણશર્મા નામના દરિદ્રી પંડિતે પેતાનું દારિદ્ર દૂર કરવા અર્થે પોતે કેટલુંક લોખંડ ખરીદ કરી એક પુતળું બનાવ્યું અને તે પુતળાનું 'દારિદ્ર' એવું નામ ધારણ કર્યું. અને તેને વેચવા માટે એક પેટીમાં નાખી બજારમાં આવ્યો ત્યાં સર્વ 'દલાલો તથા વેપારીઓને બતાવ્યું પણ તે પુતળાને કોઇએ ખરીદ કીધું નહિ. પરંતુ સૌ કોઇ તેને ધિક્કારવા લાગ્યું. તેથી લજવાઇને રાજ્ય મહેલના દરવાજા આગળ પ્રતિહારને વિનંતી કરી કે મારે રાજાને મળવું છે. પ્રતિહારે રાજાની આજ્ઞા લઇ જવાની રજા આપી. બ્રાહ્મણે ભોજરાજાને આશિર્વાદ આપી કહ્યું કે આપનાં ગામમાં બધી બજારોમાં ફરી ચૂકયો પરંતુ મારો માલ ખરીદ કરનાર કોઇ મને મળ્યોજ નહિ. અને ઉલટો મારો તિરસ્કાર થયો. આમ ભોજ રાજાને કહ્યું. પરદેશીઓનો ક્રોડો રૂપૈયાનો માલ ખપી જાય છે. અને મારૂં આ જુજ રકમનું 'દારિદ્ર' નામનું પુતળું કોઇએ ખરીધું નહિ એ ખરેખર આપનેજ નીચું જોવાપણું છે. તે વખતે ભોજરાજાએ નગરનું કલંક ઉતારવા તે બ્રાહ્મણને લાખ રૂપૈયા આપી લોખંડનું બનાવી આણેલું 'દરિદ્રી'નું પુતળું ખરીદ કીધું. અને તેને પોતાના ભંડારમાં મૂકયું.

તેજ રાત્રીના પહેલા પહોરમાં " રાજ્યાધિષ્ટાત્રી દેવતાયે " ભોજરાજના અંતઃપુરના ઓરડામાં જઇ તેને જાગૃત કરી કહ્યું કે તે લોખંડનું પુતળું ( દરિદ્ર ) ખરીદ કીધું માટે હવે અમને તારા સદનમાં રહેવું, ઉચિત નથી. અવશ્ય તને પૂછીને જવું એ વધારે ઉત્તમ માટે અમો રજા લેવા આવેલ છીયે. રાજાએ તેઓને કહ્યું સુખેથી જાઓ. બાદ મધ્યરાત્રીનો સમય થયો એટલે હસ્તિ અને ઘોડા તથા અન્ય વાહનોના અધિષ્ટાતા આવીને ઉભા રહ્યા તેમણે ભોજરાજાને તે પ્રમાણે પૂછ્યું ત્યારે તેમને પણ ઉપર મુજબ ઉત્તર આપ્યો. ત્યારબાદ પાછલી પ્રહર રાત્રીના સુમારમાં સોળે શણગાર સજી રમક ઝમક કરતી રાજ્યના જામદાર ખાનામાંથી 'લક્ષ્મી'

એકદમ સન્મુખ આવી ઉભી રહી અને બોલી કે—હે ધારાધિપતિ ! હું લક્ષ્મી ! તારા જામદારખાનામાં આજ દિવસ સુધી સુખ ભોગવતી હતી પરંતુ તેં દારિદ્રને ખરીદ કીધું તેથી હું હવે મારે રસ્તે જાઉંછું. ત્યારે રાજાએ કહ્યું ભલે તું પણ સુખ રૂપે જા. ત્યાર પછી પ્રાતઃકાળના સમયમાં એટલે ચોથે પ્રહરે એક ઉદાર દિલનો દિવ્ય અને અતિતેજસ્વી પુરૂષ પ્રગટ થઇ ભોજરાજા પ્રત્યે બોલ્યો—હે રાજેન્દ્ર ! હું સત્ય. જન્મથી તારો આશ્રય કરી અહિં રહ્યો છું. પરંતુ તેં હવે દારિદ્રને ઘરમાં ઘાલ્યું તેથી હું જવા માટે આજ તારી રજા લેવા માટે આવ્યોછું. એવાં તેના વાકયો સાંભળી ભોજરાજા તરવાર કાઢી પોતે આત્મહત્યા કરવાને જાય છે. તેટલામાં તે દીવ્ય પુરૂષે તેનો હાથ પકડયો. અને કહેવા લાગ્યો. કે–તું શા માટે મરે છે ? ત્યારે ભોજરાજા બોલ્યો હે સત્ય ? મેં તારૂંજ રક્ષણ કરવાને દુનિયામાં કોઇ પણ ખરીદ ન કરે એવી વસ્તુ જે 'દરિદ્ર' તેને ખરિદવાને પ્રધાનાદિ ઘણાઓએ ના કહી પરંતુ તે કોઇનું નહિ માનતાં ખરીદ કીધું. અને તુનેજ પ્રિયકર સમજી આખા રાજ્યના અધિષ્ટાતા તથા હસ્તિ ઘોડા વિગેરે ચોપગાં પશુઓના દેવતા તથા મારા જામદાર ખાનાની તમામ સમૃદ્ધિ એટલે લક્ષ્મી એ સર્વને વિદાય કર્યા અને તારૂં સંરક્ષણ કર્યું છતાં તું મને તરછોડી જવાને તૈયાર થયો. માટે હવે જીવ્યાનું પ્રયોજનજ શું રહ્યું. અને હવે પછી તારો પડછાયો પણ કોણ લેશે ? તેથી મરૂંછું આ પ્રકારનું ખરૂં વૃતાંત સાંભળી સત્ય બોલ્યું કે હે પરમારવંશના ભૂષણરૂપ ? હું તારૂં ભાષણ શ્રવણ કરી ઘણોજ પ્રસન્ન થયો છું. માટે મારી પાસે કંઇ માગ. ત્યારે રાજાએ કહ્યું—કે તારે મારી પાસેથી ક્ષણવાર પણ દૂર ખસવું નહિ. અને નિરંતર મારી રસનાગ્રે વાસ કર એમ માગુંછું. એટલુંજ સાંભળતાંજ સંપે 'અસ્તુ' કહી ઘરમાં પેઠો. તે જોઇને પેલા લક્ષ્મી સુદ્ધાં ત્રણ દેવતા કે જે રાજમહેલના દરવાજાની બહાર સંપની આવવાની વાટ જોઇ ઉભા હતા તે પણ નીચું મુખ કરી પાછા મહેલમાં આવ્યા અને ભોજરાજા પ્રત્યે બોલ્યા હે પૃથ્વીપતિ ? અમો ત્રણ દેવતા જવાને તૈયાર થયેલા તથાપિ તારા સત્યપણાનો સુદૃઢ ટેક જોઇ તારા મંદિરમાં પાછાં જઇ વસીયે. એમ કહી સર્વે પોતપોતાને સ્થાનકે દાખલ થયાં.

## ભાગ્યવાનનાં શુભ પગલાં.

पुण्ये ग्रामे वने वा महति सितपटच्छन्नपालीं कपाली।
मादाय न्यायगर्भ द्विजहुतहुत भुग्धूम धुम्रोपकंठं ॥
द्वारं द्वारं प्रवृत्तो वरमुदरदरीपूरणाय क्षुधार्तो ।
मानी प्राणीस धन्यो न पुनरनुदिनं तुल्यकुल्येषु दीनः॥३३२॥

વિશાળ વનમાં અથવા પવિત્ર ગામમાં ધવલ વસ્ત્રથી ભિક્ષા ખપ્પર ઢાંકી. ન્યાય વિદ્બ્રાહ્મણોએ આહુતિ આપેલા અગ્નિથી ધુમ્ર વાળાં થઇ ગયેલાં ઘેરઘેર ઉદરનો ખાડો પૂરવાને માટે ક્ષુધાર્ત થઇ ભટકતા માની પ્રાણીને ધન્ય છે પરંતુ પોતાના સમાન કુટુંબીઓમાં કંગાલ જેવા થઇ રહેવું એ સમાન ધિક્કારને ભરેલું બીજુંશુ છે ? અર્થાત્ કાંઇ નથી.

આમ વિચાર કરી દરિદ્રી અવસ્થાથી કંટાળેલો ઉદયશર્મા નામનો બ્રાહ્મણ દ્રવ્ય સંપાદન કરવા સારૂં વિદેશ જવા નિકળ્યો દેશોદેશ ભટક્યો પણ કોઇ ઠેકાણે તે બિચારાને પોતાને મન ગમતો ઉદ્યોગ મળ્યો નહિ. ચાલતાં ચાલતાં થોડા મહિને મધ્યપ્રાંતના કોઇ એક સારા શહેરમાં આવી ચઢ્યો. ત્યાંતે ન્યાલચંદનામના કેઇ વણિક-ની દુકાન પર આવી બેઠો. તે વણિક કિરકોલ ગાંધીનો ધંધો કરતો હતો. પરંતુ તેનો રોજગાર કંઇ બરાબર ચાલતો નહિ હતો તેઆ બ્રાહ્મણના આવવાથી એટલો બધો વેહેપાર થયો કે આખા માસમાં જેટલો વેહેપાર થાય તેટલો રોજગાર આ એક આખા દિવસમાં થયો. તેથી તે વણિકે તે બ્રાહ્મણને પૂછ્યુ કે- મહારાજ ! આપનું આગમન ક્યાંથી થયું ? અને આપનો દેશ કયો ? તથા અત્રે પધા-રવું કેમ થયું એ કૃપા કરી કહો. ત્યારે બ્રાહ્મણ બોલ્યો. શેઠજી !

હું માળવામાં ધારાનગરમાં રહું છું જાતે દુર્બળ બ્રાહ્મણ છું. મને ઉદય શર્મા નામથી સહુ કોઇ જાણે છે. આપની દુકાનની સી-તળ હવા તેમજ વિશ્રામ લાયક જગ્યા હોવાથી અહિં બેઠોછું. હું દુર્બળ અને ગરીબ છું જેથી ઘરબાર છોડી દ્રવ્ય પ્રાપ્તીના પ્રયો-ગાર્થે દેશાટન કરવા નિકળ્યો છું.

વણિકે બ્રાહ્મણની હકિકત શ્રવણ કરી પોતાના મન સાથે વિચાર્યું કે આ બ્રાહ્મણની દુર્બળ અવસ્થા છે તોપણ તે ભાગ્યશાળી છે કારણ કે એનાં પગલાં થવાથી ફક્ત એક દિવસમાં આપણે ઘણો

લાભ મેળવ્યો માટે એવા પુરૂષને ઘરમાં રાખવાથી હાની નથી, એવો નિશ્ચય કરી બ્રાહ્મણને સિધુસામાન આપી જમાડયો. અને પોતાની દુકાનમાં વકરાના કામ ઉપર ચાકરી રાખ્યો તથા ખાવાપીવાની પણ સગવડ કરીઆપી. તેથી દિનપ્રતિદિન તે વણિકની સ્થિતિ સુધરવા લાગી. અને મ્હોટા વેપારીમાં ગણાવા લાગ્યો. જેમ જેમ પૈસો વધતો ગયો તેમ તેમ વહેપાર પણ વધારતો ગયો તેથી મોટા લક્ષાધિપતિ થઇ રાજ્યદરબારનો માનીતો થયો.

ઉદયશર્માયે શેઠના ઘરનો તથા દુકાનનો સઘળો વહીવટ પોતાના અંગ ઉપર ખેંચી લીધેલો. ઘરમાં તથા દુકાનમાં જોઇતી વસ્તુ લાવવી મુકવી તથા પૈસા ટકાની લેવડ દેવડ બીજા વહેપારીઓમાં એવીરીતે રાખેલી કે કોઇપણ મનુષ્યમાં વાંધો વિઘ્ન અથવા શેઠના તરફ કોઇની ફરિયાદ આવેલીજ નહિ. તેથી સર્વકોઇ ગુમાસ્તા તેને વખાણતા. શેઠના ઘરનાં સર્વ મનુષ્યો તેને પોતાના ઇષ્ટદેવની માફક ગણી બાળકથી તે વૃદ્ધ પર્યંત સહુ પુછીને કામ કરતાં. એ શેઠને ચંડી નામની એક કન્યા ઘણીજ સુશીલ અને રૂપ ગુણે વખાણવા લાયક હતી. પરતુ તેના દુર્દૈવથી તેના લાયક પતિ નહિ મળવાથી દુઃખી હતી. એનાં સાસુ સસરો તથા તેનો પતિ જ્યારે તે બાઇનાં લગ્ન કર્યાં ત્યારે સારી સ્થિતિમાં અને બે પૈસાનાં જીવવાળાં હતાં પણ દૈવનાકોપથી વ્યાપાર વણજમાં નુકશાન લાગવાથી છેક ઘસાઇ ગયાં. જેથી ત્રાસના માર્યાં ઘેલાં સરખાં બની ગયાં. અને પતિ છેક અભણ અને ઉદ્યોગ વગરનો હતો; તેથી ગામમાં વક્કર વગરનો ઠામ ઠામ રખડતો ફરે આવાં અનેક કારણોથી વીર ગુપ્ત શેઠ પોતાની પુત્રી ચંડીને સાસરે મોકલતા નહિ. આ દૈવ કન્યાને ઘરમાં ફરતાં ફરતાં જોઇ ઉદશર્માનું ચિત્ત ઘણુંજ વિસ્મય થયું. પરંતુ શું કરે ? પોતે ચાકર મનુષ્ય, તેમ ઘરમાં તથા ગામમાં પોતાની પ્રતિષ્ઠા જામી ગએલી તેથી પોતાના મનને જ્ઞાનરૂપી અંકુશથી ઘણા દિવસ સુધી મારી રાખ્યું તથાપિ વિદ્યુતવદની ચંડીના તેજનો પ્રકાશ ક્ષણે ક્ષણે પોતાના ઉપર છવાઇ રહેલો તેથી મનો વૃત્તિમાં ફેરફાર થઇ ચિંતારૂપી ચિતા તેના હૃદયમાં પ્રજ્વલિત થવા લાગી. દિવસે દિવસે તેનું શરીર સુકા કાષ્ટવત્ થઇ ગયું. તે જોઇ તે વણિકે તેને પોતાની પાસે બોલાવી પૂછ્યું મહારાજ! અહિયાં ખાવા પિવાનું તથા ઓઢવા પહેરવાનું કાઇ વાતે દુઃખ નહિ છતાં તમારૂં

## ભાગ્યવાનનાં શુભ પગલાં.

पुण्ये ग्रामे वने वा महति सितपटच्छन्नपालीं कपाली।
मादाय न्यायगर्भ द्विजहुतहुत भुग्धूम धुम्रोपकंठं ॥
द्वारं द्वारं प्रवृत्तो वरमुदरदरीपूरणाय क्षुधार्तो ।
मानी प्राणीस धन्यो न पुनरनुदिनं तुल्यकुल्येषु दीनः॥२२२॥

વિશાળ વનમાં અથવા પવિત્ર ગામમાં ધવલ વસ્ત્રથી ભિક્ષા ખપ્પર ઢાંકી. ન્યાય વિદ્બ્રાહ્મણોએ આહુતિ આપેલા અગ્નિથી ધુમ્ર વાળાં થઇ ગયેલાં ઘેરઘેર ઉદરનો ખાડો પૂરવાને માટે ક્ષુધાર્ત થઇ ભટકતા માની પ્રાણીને ધન્ય છે પરંતુ પોતાના સમાન કુટુંબીઓમાં કંગાલ જેવા થઇ રહેવું એ સમાન ધિક્કારને ભરેલું બીજુંશુ છે ? અર્થાત્ કાંઇ નથી.

આમ વિચાર કરી દરિદ્રી અવસ્થાથી કંટાળેલો ઉદયશર્મા નામનો બ્રાહ્મણ દ્રવ્ય સંપાદન કરવા સારૂં વિદેશ જવા નિકળ્યો દેશોદેશ ભટક્યો પણ કોઇ ઠેકાણે તે બિચારાને પોતાને મન ગમતો ઉદ્યોગ મળ્યો નહિ. ચાલતાં ચાલતાં થોડા મહિને મધ્યપ્રાંતના કોઇ એક સારા શહેરમાં આવી ચઢયો. ત્યાંતે ન્યાલચંદ્રનામના કેઇ વણિક-ની દુકાન પર આવી બેઠો. તે વણિક કિરકોલ ગાંધીનો ધંધો કરતો હતો. પરંતુ તેનો રોજગાર કંઇ બરાબર ચાલતો નહિ હતો તેઆ બ્રાહ્મણના આવવાથી એટલો બધો વેહેપાર થયો કે આખા માસમાં જેટલો વેહેપાર થાય તેટલો રોજગાર આ એક આખા દિવસમાં થયો. તેથી તે વણિકે તે બ્રાહ્મણને પૂછ્યુ કે- મહારાજ ! આપનું આગમન ક્યાંથી થયું ? અને આપનો દેશ કયો ? તથા અત્રે પધારવું કેમ થયું એ કૃપા કરી કહો. ત્યારે બ્રાહ્મણ બોલ્યો. શેઠજી !

હું માળવામાં ધારાનગરમાં રહું છું જ્ઞાતે દુર્બલ બ્રાહ્મણ છું. અને ઉદય શર્મા નામથી સહુ કોઇ જાણે છે. આપની દુકાનની સીતળ હવા તેમજ વિશ્રામ લાયક જગ્યા હોવાથી અહિં બેઠોછું. હું દુર્બળ અને ગરીબ છું જેથી ઘરબાર છોડી દ્રવ્ય પ્રાપ્તીના પ્રયોગાર્થે દેશાટન કરવા નિક્ળ્યો છું.

વણિકે બ્રાહ્મણની હકિકત શ્રવણ કરી પોતાના મન સાથે વિચાર્યું કે આ બ્રાહ્મણની દુર્બળ અવસ્થા છે તોપણ તે ભાગ્યશાળી છે કારણ કે એનાં પગલાં થવાથી ફક્ત એક દિવસમાં આપણે ઘણો

શરીર છેક લેવાતું જાય છે એનું કારણ શું ? જો તમારા શરીરમાં કોઇપણ પ્રકારનો વ્યાધી હોયતો વૈદ્યને બોલાવી તેનો ઉપાય કરીયે ઇત્યાદિ કેટલીક વખત પૂછ્યું પણ તેનો ઉત્તરજ આપ્યો નહિ. શેઠે વિચાર્યું કે મારા આગળ વખતે કહેવાને શરમાતો હશે તેથી પોતાની સ્ત્રી ઉમા નામની ઘણીજ ડાહી અને ગંભીર સ્વભાવની હતી. તેની પાસે પૂછાવરાવ્યું તો પણ ખુલાસો કર્યો નહિ. છેવટે બન્ને સ્ત્રી પુરૂષે વિચાર કર્યો કે ઉદયશર્મા ઘણોજ મર્યાદાશીલ અને શાણો છે તેથી આપણા આગળ કહેતાં શરમાતો હશે. માટે તેનો ખુલાસો મેળવવાનું કામ આપણી કન્યા ચંડીને સોપશું તો જરૂર તેના મનનું તારતમ્ય જણાઇ આવશે. પછી ચંડીને પાસે બોલાવી કહ્યું કે-બ્હેન ! આપણા ઘરનો સર્વ વહિવટ ચલાવનાર ઉદયશર્મા કે જેના પ્રતાપથી આપણે આજ છત્રપતિના જેવા સાહેબી ભોગવીયે છીયે તેની પ્રકૃતિ અને શરીરની કાન્તિ ક્ષિણતા પામતી જાય છે એનું કારણ શું ? અને એવી શી ચિંતા તેના હૃદયમાં ભરાઇ છે કે, તેનું શરીર સુકા કાષ્ટવત્ થઇ ગયું છે. આ વિષેનો તેના મનનો ખરો ખુલાસો મેળવી અમોને કહીશ તો હું તારા મુખથી માગીશ તે દાગીનો તુને બક્ષીસ આપીશ. પુત્રીએ પિતાની આજ્ઞા માથે ચઢાવી અને બોલી કે પિતાજી ! એ વિષેની તમો ચિંતા કરશો નહિ. હું તેને પુછી જોઇ સર્વ બાતમીથી તમોને વાકેફ કરીશ.

બે ચાર દિવસ પછી તે વણિકને પત્નિ સહિત કોઇ કામસર બીજે ગામ જવું થયું. એ સંધી સાંધી તે ચંડીએ ઘણાક હાવભાવથી તેને પાસે બોલાવી પૂછ્યું. બ્રહ્મદેવ ! આપણા ઘરમાં કોઇપણ માણસ આપને તિરસ્કારના વચનોથી બોલાવતું નથી ને કોઇ હુંકારો કરતું નથી સર્વ ન્હાનાથી મોટા તમોને પૂછીને વાત કરે છે છતાં આપનું શરીર સાવ લેવાઇ ગયું છે તેવી આપને શી ફિકર રહ્યા કરે છે ? ચંડીનું અતિ મૃદુલ અને અંતઃકરણના ખરા પ્રેમ ભાવનું ભાષણ શ્રવણ કરી તેની પ્રત્યે બોલ્યો હે ચંડી ! આ સ્થળે મને કોઇ પ્રકારનું દુઃખ નથી. પરંતુ જે દુઃખ મારા મનમાં છે તે જાહેરાતમાં પ્રગટ કરતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે. તથાપિ તું જો મારૂં બોલવાનું માન્ય કરે તો તારા આગળ મારા દુઃખનો ખુલાસો કરૂં. ચંડીએ તે સઘળું કબુલ કર્યું તેથી ઉદયશર્મા બોલ્યો કે— હે કોમળાંગી !

मुखेन चन्द्र कान्तेन महानीले शिरोरूहैः ।
पाणिभ्यां पद्मरागाभ्यां रेजे रत्नमयीवसा ॥३३३॥

ચંદ્રમણિ સમાન તારા મુખે, મહાનીલ મણી જેવા સુંદર કેશે અને પદ્મરાગ મણી જેવા તારા હસ્તકમળે કરીને રત્નમય એવી તારી શાભા જોઇને મારૂં મન અંકુશને સ્વાધીન રહેતું નથી. તે કારણથી હૃદયમાં રાત્રિ અને દિવસ ચિંતા રહે છે. કેમકે—

चिता चिंता समानास्ति बिंदुमात्र विशेषतः ।
सजीवंदहते चिंता निर्जीवं दहते चिता ॥३३४॥

પ્રાણિમાત્રમાં ચિતા અને ચિંતા આ બે શબ્દ એકજ સરખા ગુણ ધરાવે છે, ફક્ત ચિંતા ઉપર અનુસ્વાર માત્ર વિશેષ જોવામાં આવે છે. પરંતુ અર્થ જોતાં એકજ સરખો છે તે એકે જો પ્રાણી મરણ પામ્યા તા તેને ચિતા ભડાભડાટ બાળી દેછે. અને ચિંતાતુર પ્રાણી હોય તો તેનું શરીર ચિંતારૂપી ચિતાની આફક પ્રજ્વલીત થાય છે. તથાપિ દેખવામાં આવતું નથી.

તેનું કહેવું એટલુંજ હતું કે સુકુમાર ગાત્ર, લાવણ્યયુક્ત મૃદુ ભાષણ, અને કામદેવને પણ મૂર્છિત પમાડે એવાં તારાં તીક્ષ્ણ અને ચંચળ નેત્રોયે મારૂં હૃદય એવું તો વીંધી નાંખ્યું છે કે તેનો ઘા તારા રતીસુખના ઔષધ શિવાય બીજા ઔષધથી રૂઝાવાનો નથી. એ ચિંતામાં મારૂં શરીર આ સ્થિતિને પામ્યું છે. હવે જો તુંને મારા વિષે દયા આવતી હોય તો તારા તારૂણ્યરૂપી ખીલતા બગી- ચામાંના વિવિધ પ્રકારનાં પુષ્પોની સુગંધી લેવાને એક પ્રેમાતુર ભ- મરને લાભ આપી સુખી કર. ઉદયશર્માનું આ પ્રકારનું ભાષણ શ્ર- વણ કરી પોતે પણ રતીસુખ મેળવવાની તૃષ્ણાવાળી હતીજ તેથી એકદમ વિહ્વળ થઇ ગઇ. એકાન્ત સ્થળે અને ઘરમાં પણ તે બે મનુષ્ય શિવાય ત્રીજું કોઇ મળે નહિ. તે પરસ્પર પ્યાર જોડાઇ જવાથી ઘણાજ હર્ષથી રતીસુખનો લાભ લીધો. ચંડીયે પોતાના મનમાં વિચાર કર્યો કે આ કોઇ ભાગ્યશાળી, ઉંચજાતિનો અને કાંતિવંત પુરૂષ છે. તેના આવવાથી મારા પિતાની દુર્બળ અવસ્થા મટી અને મહાન્ શ્રીમંતાઇનું સુખ સંપાદન થયું છે. મારા સાસ- રામાં પતિ તરફનું મને જરાપણ સુખ નથી. તેમ હવે પછી પ્રાપ્ત થાય તેવી આશા બાંધવાને પણ કોઇ સાધન નથી તો આ એક

અણધાર્યું અને અણચિંતવ્યું વગર પ્રયાસે પ્રાપ્ત થયેલું ઇચ્છિત સુખ આવી મળ્યું છે તો તે સુખનું હમેશાં સંરક્ષણ કરવાનો ઉપાય પ્રથમથી કરી રાખવો એ અતિ ઉત્તમ છે. પછી ચંડી પોતાના પિતા આગળ આવી તે બ્રાહ્મણના દર્દવિષેની વાત કહેવા બેઠી. પિતાજી ? ઉદયશર્માને કંઇ બીજું દુઃખ નથી. માત્ર તેના મગજમાં ભારી સણકાનું દરદ પેદા થયું છે. તે આપણા કીશોરચન્દ્ર વૈદ્યને બોલાવી જો થોડા દિવસ ઓસડવેસડ કરીશું તો ખચીત તેમને આરામ થઇ જશે. પછી શેઠે ઉદયશર્માના ઓસડવેશડ કરવાનું કામ પોતાની પુત્રી ચંડીને સ્વાધીન કર્યું. તેથી ચંડી અને ઉદયશર્મા અનહદ આનંદ પામ્યાં. વૈદ્યરાજ દરરોજ પધારી પૌષ્ટિક બને તેવી માત્રાઓ ઉદયશર્માને ખવરાવે અને ચંડી અનુપાનમાં સાકર દુધ એલચી બદામ અને પિસ્તાં વગેરે મેવા ખાવા આપે. આ પ્રમાણે દશપાંચ દિવસ સુધી માત્રાઓ આપી ઉદયશર્માને આરામ કીધો શેઠજીયે વૈદ્યરાજનું મન પ્રસન્ન કર્યું. પિતાની તથા માતાની સદર પરવાનગી મળવાથી ચંડી અને ઉદયશર્મા સંસારનું ઇચ્છિત સુખ ભોગવે. આથી બન્નેને એટલી બધી પ્રીતિનો પાસ બંધાયો કે ક્ષણવાર પણ જો કયાંય દૂર જવું પડે તો એકએકનાં દિલ અધીરાં થઇ જતાં. આ પ્રકારના સુખનો લાભ થોડા દિવસ તો નિર્ભયપણે લીધો પરંતુ હવે એમાં વિઘ્નના અંકુરો ફુટવાના. ચંડીનો વિચાર થયો કે આ દશ્કનો પ્યાર કદી છુપો રહેવાનો નથી. કોઇ દિવસ પણ છતાં થશે તો આબરૂના કાંકરા થઇ જશે. અને રાજા મારા પિતાનું ઘરબાર લુંટી લઇ તેમને તથા મને બંદીખાનામાં નાંખશે. માટે અહિંયાં રહેવા કરતાં અન્ય પ્રદેશમાં પલાયન કરવું અતિ ઉત્તમ છે. વળી અહિયાં લાંબા દિવસ રહીશું તો માતા પિતા અને સગાં સબંધી વગેરે સ્વજાતિના ભય માટે પતિને મારી નાંખી ઉદયશર્માને પતિ કરવો. માત્ર તે સ્વજાતનો નથી એટલો બાધ આવે છે તો પણ શું હરકત છે ? પછી એક યુક્તિ શોધી કહાડી. તે એકે પોતાના પિતાયે અગાઉ એક દાગીનો બક્ષીસ આપવાને કબુલ કરેલો છે તેથી આ ઉદયશર્મા તે પણ એક પ્રકારનો દાગીનો છે. એમ માની પિતા પાસે તેની માગણી કરવી. અને પછી તે પુરૂષથી નિર્ભય સુખ ભોગવવું. એમ ધારી તે વાત ઉદયશર્માને વિદીત કરી. પછી પલાયન કરવાને ઇરાદે ઘરમાંથી પુષ્કળ દ્રવ્ય તથા આભૂષણની ગાંસડી

ઉદયશર્માને સોંપી. કે લાગલીજ તેણે પોતાને દેશ પહોંચતી કરી. છેવટ ચંડીએ પોતાના પિતા આગળ વિનંતી કરી કહ્યું કે-પિતાજી! તમોએ મને અગાઉ કહ્યું હતું કે-ઉદયશર્માના અંગમાં શો રોગ છે. એ પૂછી તેની પાસેથી ખરેખરો ખુલાસો મેળવી મને જાહેર કરીશ તો તારી ઇચ્છામાં આવશે તે દાગીનો બક્ષીશ આપીશ એવું કહેલું તે પ્રમાણે તેની પાસેથી ખુલાસો મેળવી આપને વિદીત કરેલો તે-મજ એની સુખાકારી સારૂ અને પ્રકારનાં ઓસડવેસડ વૈદ્યની પા-સેથી મેળવી મ્હારાથી બનતી મહેનતે તેને સારીરીતે આરામ કર્યો માટે આપે કબુલ કરેલો દાગીનો મને આપશો કે નહિ? પુત્રિના વાક્ય શ્રવણ કરી પિતાયે કહ્યુ કે પુત્રી! હવે તારી ઇચ્છામાં આવે તે દાગીનો મારી પાસેથી માગી લે હું આપવાને તૈયાર છું. ત્યારે ચંડી બોલીકે તમો કહોછો ખરા પણ આપવાના નથી તથાપિ જો ખરૂં કહેતા હોતો પ્રતિજ્ઞા કરો એટલે હું માગું પિતાયે પ્રતિજ્ઞા ક-બુલ કરી એટલે ચંડી બોલી કે પિતાજી! ઉદયશર્મા પણ એક દા-ગીનો છે તે કૃપા કરી મને આપો. સાંભળતાંજ વણિકની પગની જવાળા માથા સુધી પહોંચી તેથી તેને સારી પેઠે શિક્ષા કરી અને ઉદયશર્માને કહ્યું કે- મહારાજ? આપને આવ્યાનિ અહિં બે ત્રણ વર્ષ થઇ ગયાં માટે તમારા સગા કુટંબીઓને મળવા જવાની મરજી હોય તો સુખેથી સિધાવો અને સાથે સારી રીતે દ્રવ્ય પણ લઇ જાઓ હાલમાં આપનું કામ નથી જયારે તમારી અગત્ય પડશે ત્યારે તમોને પત્રદ્વારાએ સમાચાર વિદિત કરીશ. આથી ઉદયશર્માને માઠું તો લાગ્યું પરંતુ મનમાં કહેવા લાગ્યો કે ચંડી સાથે બેવર્ષ સુધી સુખ ભોગવ્યું. ત્યાં સુધી ઇશ્વરે લાજ રાખી છે છતાં દ્રવ્યના લોભને સારૂ હવે વધારે રહીશ તો અંતરની પ્રીતિનું ઢાંકણું ખુલ્લું થયા વગર રહેશે નહિ. માટે લીધી લાજે ઘેર જઇ માતાપિતા તથા સગાં કુટંબીનો દર્શનનો લાભ લઉં વળી પરમાત્માયે બેપૈસાની પ્રાપ્તી પણ સારીરીતે કરાવી તેથી પાંચ દશવર્ષ ભીડ ભોગવવા જેવું નથી. આવો નિશ્ચયકરી ઘેરજવાને તૈયાર થયો તે સમયે તેની પ્રાણવલ્લભા ચંડીબોલી પ્રાણવલ્લભ! આપના વિયોગથી મારો દેહ રહેવાનો નથી. માટે મને પણ સાથે લ્યો. હું આપની સાથે આવવા તૈયાર છું. તે સાંભળી ઉદયશર્મા બોલ્યો કે-સુંદરી? હું મારા કુટંબની ખબર જોવા જાઉં છું તો થોડા દિવસ પછી તેમને મળી તારી પાસે આવીશ. તેથી

ચિંતા છોડી દઇ સુખેથી રજા આપ. ઉપરાંત જો આ વખતે તું મારી સાથે આવવાનું કરીશ તો તેથી તારી અને મારી બન્નેની ફજેતી થશે. અને બન્નેનાં કુળ કલંકિત થશે. આમ ઘણીક રીતે સમજાવી ઉદયશર્મા પોતાના દેશ તરફ વિદાય થયો.

અહિં ચંડી ઉદયશર્માના વિયોગથી રાત્રિદિવસ ઝુરવા લાગી. તેટલામાં તેનો પતિ તેને તેડવા અર્થે આવ્યો તેને જોઇ ચંડી અપાર શોકાતુર થઇ પછી તેણે સ્વામી તેડી જશે એ ભીતીથી પોતે અતિશે આજારી છે એવો ઢોંગ ઉઠાવી પથારીમાં પડી રહે. પતિના મનમાં એક બે દિવસે પણ સારી થશે એમ વાટ જોતો સસરાને ત્યાં બેસી રહ્યો. પરંતુ તે સાજી નહિ થવાથી કંટાળી પોતાને ઘેર પાછો ગયો. ચંડીએ ઉદયશર્માને આવવાની રાહ ઘણાદિવસ સુધી જોઇ પરંતુ તેના પિતાયે તેને પાછો બોલાવ્યો નહિ તેમ તે પણ પાછો ગયો નહિ તેથી તેના તરફ નિકળી જવાનો નિશ્ચય કરી પોતાની પાસે કાંઇ દ્રવ્ય તથા દાગીના હતા તે સમેટી રાત્રીના વખતે તેણે બીજા ગામનો રસ્તો પકડયો રસ્તો વિકટ તેમ પોતે સ્ત્રી જાત છતાં એકલી હિમ્મત ધરી ચાલી જાય છે એવા નિર્જન અરણ્યમાં એક આરબની સોબત થઇ તેણે તેને સામ, દામ અને પ્રપંચથી એકદમ કબજે કરી પોતાનું વતન જે ધારાનગર ત્યાં ગયો.

ચંડીના પિતાયે ચંડી ન દેખવાથી તેને શોધવા પ્રયત્ન કર્યો, સાયંકાળ સુધી પત્તો ન લાગવાથી આખા ગામમાં હાહાકાર થઇ રહ્યો ચંડી નાસી ગઇ તેથી તેના બાપને જ્ઞાતીયે નાત બહાર મુકયો. આથી તે ત્યાંથી વનઉપવન રખડી અંતે ધારાનગરનો પત્તો લાગવાથી તે સર્વ ધારામાં આવ્યાં પુછપરછ કરવાથી ખબર મળી કે અહિં સલાબત જંગ નામના એક આરબના ઘરમાં કોઇ નવતર છોકરી આવી છે. પછી બિચારા ભુખ્યા અને તરસ્યા તેને ઘેર ગયા તો ચંડીનો પત્તો લાગ્યો. તે આરબને ચંડી પાછી સોંપવા કહ્યું તો આરબે નાગો જવાબ આપી તે વણિકને પ્રહાર આપ્યો તેથી તે વણિક ભોજરાજાની કચેરીમાં જઇ તે વિશે ફરિયાદ કરી જેથી આરબ તથા ચંડીને તેડાવી તેની જુબાની લીધી તેમાં ચંડીએ મુખ્ય જુબાની એ આપી કે 'મારે મારા મુખ્ય ધણી પાસે જવું નથી પણ આ આરબને ત્યાંજ રહેવું છે' આથી ભોજરાજાએ તે આરબને કેદમાં નાંખ્યો. ચંડીનાં નાક કાન કપાવી ગામ બહાર કાઢી

એલી. તેનાં માબાપ નિશ્વાસ નાખતાં પાછાં ગયાં. અંતે ચંડી ભીખ માગી પોતાનો નિર્વાહ ચલાવતી થોડા વર્ષે મરણને શરણ થઈ. અહેનો ! કુકર્મ કરતાં પહેલાં ભવિષ્યનો વિચાર કરી પરમેશ્વરનો ડર રાખજો.

## રતિસુંદરી રાણીની વાત.

સીંધુ દેશમાં શિકારપુર નગરમાં ગુમાનસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો તેની પટરાણી રતિસુંદરી અતિ ખુબ સુરત હતી; તેનું સૌંદર્ય જોઈને ઇન્દ્રની અપ્સરાઓ પણ લજ્જીત થતી હતી. આ પ્રકારની તેની સુંદરતા દેખીને ગુમાનસિંહ રાજા તેનાપર અતિશે પ્રીતિ રાખતો અને સર્વ પ્રકારે તેની મનકામના પરિપૂર્ણ કરતો.

એ રતનસુંદરી જો કે સર્વ રાણીઓમાં અગ્રણી ( પટરાણી ) હતી તેથી રાજાને એવો તો મોહપાશમાં જકડી લઇ તેનું ચિત્ત આકર્ષિત કરી લીધું હતું કે, રાજાને તેની આજ્ઞા પ્રમાણે વર્તવુંજ પડે. આ પ્રકારનું તેનું લાવણ્ય અને સુકાન્તી છતાં એનામાં એક મોટો દુર્ગુણ એ હતો કે, સકલ જારિણી સ્ત્રીઓના મધ્ય ભાગમાં તે શિરોમણી ગણાતી હતી. ગુમાનસિંહજી જો કે પોતાના સ્વરૂપે તથા ગુણે કરીને ઘણોજ ઉત્કૃષ્ટ તેમ તારૂણ્ય અવસ્થાવાળો અને કામશાસ્ત્રમાં સંપૂર્ણ માહિતગાર છતાં રતિસુંદરી તેને તુચ્છ ગણી એક પોતાના ઘોડાનો ઘાસચંદીનો નીરનાર ભેરૂ નામનો પરદેશી, મહા ધુર્ત, કપટી અને ઘણોજ વાચાળ તરૂણ પુરૂષ હતો તેની સાથે અહરનીશ રમણ કરતી હતી. અહા ? શું દૈવી ગતી ? કહ્યું છે કે

> भर्ता यद्यापि नीतिशास्त्र निपुणो विद्वान कुलीनो युवा ॥
> दाताकर्णसमः प्रसिद्ध विभवः स्त्रीसंगदीक्षा गुरुः ॥
> स्वप्राणाधिक कल्पिता स्ववनिता स्नेहात्सदा पालिता ॥
> तंकान्तं पशुवद्विहायतरुणी जारंपतिं वाच्छति ॥ ३३९ ॥

પોતાનો પતિ નીતિ શાસ્ત્રમાં નિપૂણ, વિદ્વાન, કુલીન, તરૂણ, કર્ણસમાન દાતા, વૈભવવાળો, સ્ત્રીનું મન પ્રસન્ન રાખવામાં અતિ શ્રેષ્ટ, પોતાના પ્રાણ કરતાં અધિક પ્યાર રાખનાર અને ઉમળકાથી સારી રીતે પાલન કરનાર એટલાં લક્ષણોથી યુક્ત હોવા છતાં જારિણી સ્ત્રી તે પુરૂષને પશુવત ગણીને જાર પુરૂષની ઇચ્છા કરે છે.

રતિસુંદરી જારિણી સ્ત્રીયોમાં મુખ્ય છે એ વાત 

ણવામાં સહેજ આવી હતી; પરંતુ પ્રત્યક્ષ દીઠા શિવાય આકાશ વા- ણિથી સત્ય કેવે પ્રકારે મનાય ? તેથી એ વાત પોતાના મનમાં દાબી રાખી હતી. એક વખત પોતાના મહેલમાં એકલો બેઠો હતો તે સમયે તેણે વિચાર કર્યો કે, રાણીને દુષ્કર્મ કરતાં પ્રત્યક્ષ પકડવી એવો નિશ્ચય કરી રાત્રે રંગમહેલમાં ગયો: ત્યાં રતિસુંદરી સાથે રંગવિલાસ રમ્યબાદ નિદ્રાનું ખોટું નિમિત્ત કરી ઉંઘવા લાગ્યો. એટલે રાણી પોતાના પડખામાંથી પતિ ન જાણે એવી રીતે સમરપાખત ઉઠી, અને પાછલી બારીયેથી નીચે ઉતરી પડી ઘોડાની પાયગામાં જે સ્થળે પોતાના મનનો માન્યો ભેરૂ પરદેશી રહેતો હતો તેની પાસે જઇ ઉભી રહી, તેને દરરોજના કરતાં કાંઇક વધારે વખત થયો હતો તેથી તેનાપર ક્રોધાવિષ્ટ થઇ તેના યારે તેને ચાબુકનો માર મારી સારી પેઠે ખોખરી કરી નાખી પણ રાણી ઘણીજ કામાંધ તેથી એકપણ ઉચ્ચાર નહિં કરતાં તેની સેવા કરવા મંડી ગઇ. કેટ- લીક વારે રતિસુંદરીયે પોતાના માનીતાનું મન મનાવી એક બીજાનો પ્રેમ જોડી રંગ વિલાસમાં મોજ માનવા લાગ્યાં

રાજા ગુમાનસિંહ ખોટી નિદ્રાથી ઢોલિયામાં ઉંઘતો હતો, તે જેવી પોતાની રાણી પડખામાંથી ઉઠી બારીવાટેથી નીચે ગઇ કે. લાગલો પોતે તેની પુઠે ચાલ્યો તે જુવે છે તો રતિસુંદરીને ભેરૂના મુકામે જઇ તેને સાદ કરતાં દીઠી. ત્યારબાદ પોતે તેઓના જાણ- વામા ન આવે એવી રીતે તેની કોટડીમાં પડખે ગુપચુપ સંતાઇ બેઠો. અને એ બન્નો આશુક માશુકનાં કૃત્યો પ્રત્યક્ષ નજરે દીઠાં. કેટલીક વારે રતિસુંદરી પોતાનું કામ અટોપી જેવી ઉઠવાની તૈયારી કરે છે તેટલામાં ગુમાનસિંહ તેના પહેલા ઉઠી ઘણીજ ઝડપથી રંગમહેલમાં જઇ જેવો નિદ્રાવશ થયેલો હતો તેવોજ જઇને નિ- શ્ચિતપણે સુઇ ગયો.

અહિંયાં રતિસુંદરી પોતાના પ્રાણપ્યારા યારને રતીરસથી તૃપ્ત કરી બહાર નિકળીને ચોક આગળ આવી ઉભી રહી, તો તે સ્થળે એક મૂલ્યવાન રૂમાલ અને સુંદર ફુલનો તોરો પડેલાં દૃષ્ટિએ પડયાં. તે વખતે રાણી વિસ્મય પામી ભયભિત ચેહેરે પોતાના મનમાં કહેવા લાગી કે, ચોક્કસ રાજા મારી પાછળ આવી મારી સર્વ વર્ત- ણૂક જોઇ ગયો છે એમાં કાંઇપણ ચક નથી. " સમીસાંજે મારા હાથથી કહાડી આપેલો તે આજ રૂમાલ, તેમજ મારા હાથથી

ગુંથેલો ફુલનો તોરો તે પણ આજ; " બેશક આજે ખેલ બગડયો તથાપિ ચિંતા નહિં. એમ બોલી તુરત પોતાના વહાલા યાર પાસે ગઇ અને રૂમાલ તથા ફુલનો તોરો દેખાડી સર્વ હકિકત કહી અને બોલી, માહારા પ્રાણઆધાર, " આજે આપણાં બન્નેનાં કૃત્ય રાજાયે પ્રત્યક્ષ નજરે જોયાં " માટે સવારમાં આપણા બન્નેના આયુર્દાનો અંત આવશે અર્થાત શિરચ્છેદ કર્યા વગર રાજા છોડે તેમ નથી. માટે આપણ બન્ને અહિંથી આ વખતે નીકળી પલાયન થઇશું તોપણ દેશ દેશાન્તર શોધ કઢાવી પકડી પાડી પ્રાણ લીધા વિના મુકનાર નથી. એટલે હું મહેલમાં જઇ મ્હારા પતિનું મસ્તક કાપી તેનો પ્રાણ હરણ કરી તત્કાળ તમારી પાસે આવું છું એટલામાં આપ આપણી ઘોડારમાંથી કોઇ ઉત્તમ બે પાણીપંથા ઘોડા ઉપર સમાન કસી લગામ ચઢાવી તૈયાર કરી રાખજો; એમ કહી રતિસુંદરી તરત પોતાના મહેલમાં ગઇ અને રાજાને ભરનિંદ્રામાં સુતેલો જોઇ નિમકહરામ અને ઘાતકી રાણીયે સિરોઇની ઉંચી સમશેર કાઢી પોતાના સ્વામિ ઉપર જોરથી મારી એકજ ઘાયે ધડ અને મસ્તક જુદાં કરી નાંખ્યાં, પછી તે ભંડારમાંથી ઘણાંજ ઉંચાં જવાહીર સાથે લઇ પોતાના યારની પાસે આવી કે તેણે સઘળી તૈયારી કરી રાખી હતી. પછી બન્નેજણાં ઘોડાપર સ્વાર થઇ ચાલ્યાં મજલ દર મજલ કરતાં દશવીસ કોસને અંતરે નિકળી ગયાં. એ રાણીને પાંચ સાત વર્ષનો ઘણોજ રૂપાળો કામદેવ જેવો ચંચળ એકનો એક રાજકુમાર હતો તેની પણ તે દુષ્ટ ઘાતકી સ્ત્રીને વિષયાંધપણાના મદથી દયા ન આવી છત્રપતિના વૈભવનું સંપૂર્ણ સુખ તુચ્છ માની એક નચમોનચ ઘોડાની ચાકરી કરનાર ત્રણ બદામના માણસ સાથે નીકળી ગઇ એ વિશે શાસ્ત્રમાં સ્ત્રીઓના સ્વાભાવીક દોષો ઘણા છે તેનું ટુંક વિવેચન સંભળાવું છું.

अनृतं साहसं माया, मूर्खत्त्व मतिलोभता ॥
अशौच निर्दयत्वंच स्त्रीणां दोषाः स्वभावजाः ॥३३६॥

અસત્ય ભાષણ, સાહસ કર્મ, પ્રીતિ દેખાડવી, મૂર્ખપણું, અતિલોભ, ભ્રષ્ટતા અને નિર્દયપણું આ સાત ગુણ એનામાં સ્વાભાવિક રહેલા છે તેજ પ્રમાણે આ રાણી નઠારા આચરણમાં પડવાથી તે ગુણ એને વરી ચુકેલા હતા તેથીજ આવું દારૂણ દૂર કર્મ કરી ચાલતી થઇ.

ણીને રંગમહેલમાંથી ઉઠેલાં કોઇના દેખવામાં આવ્યાં નહીં, તેથી સેવકજનોને ચોકસી કરવા સારૂ મોકલ્યા, તો તે સ્થળે રાણી દેખાણંજ નહીં, પરંતુ રાજાનો દેહ છિન્ન ભિન્ન કટકા થઇ ઢોલીયાપર પડેલો દીઠો, તેવાજ સેવક લોકોયે પ્રધાન આદિ અમલદારોને સમાચાર જાહેર કર્યા. તેમણે મહેલમાં જઇ જોયું તો રાજાનો દેહ મસ્તકથ છુટો પડેલો દીઠો તેથી સર્વ લોકોનું દીલ દલગીર થયું પણ શું કરે, હોનાર વસ્તુની આગળ કોઇનો ઉપાય નથી, રાણી ક્યાં ગઇ અને રાજાને કોણે મારી નાખ્યો તેનો પત્તો લાગ્યો નહી પરંતુ છેવટ રાણીના દુર્ગુણની સર્વને ખબર, તથા ઘોડાની ચાકરી કરનાર બેરૂ પરદેશી જોવામાં આવ્યો નહી તેથી અનુમાન કર્યું કે રાણીએ અથવા રાણીની સંમત્તિયે પરદેશીયેજ રાજાનું ખુન કરેલું, અને રાતોરાત નીકળી ગયેલાં, એવો નિશ્ચય કરી તેની શોધને સારૂં ચારે તરફ સવારો દોડાવ્યા પરંતુ દશ પાંચ કોસ તજવીજ કરી થાકી નિરાશ થઇ પાછા આવ્યા. રાજાના પ્રેતને અગ્નિસંસ્કાર કર્યો પછી રાજકુમાર જે પાંચ સાત વર્ષનો શશિવર્મા નામે મહા ચતુર અને શાહાણો હતો તેને શુભ મુહુર્તે જોવરાવી રાજ્ય તિલક કરી રાજ્યાભિષેક કર્યો.

પદ ભ્રષ્ટ થયેલી રાણી અને તેનો યાર બન્ને બીજા દિવસની સાંજરે પોણોસો કોસ નિકળી ગયાં ને રાત્રી જતાં ડામણપુર ગામમાં એક અનુપમ શિવાલય તથા તેને લગતી ધર્મશાળા હશે એ સ્થળે આવી પોતાનો મુકામ કરી ઘોડા પરનો સરસામાન તથા લાખો રૂપાયાનું જવાહીર નીચે ઉતારી ઘોડાની ઘાસ દાણો તથા મશાલો વગેરે ખવરાવી સારી રીતે ચાકરી કરી, પછી ખાન પાનાદિક પદાર્થો બનાવી ખાઇ બન્નેનાં બીછાવા નિર્ભયપણે ભોગવિલાસથી રજની રંગમાં ગુજારી; સવારે ત્યાંથી કુચ કરી અરણ્યા બાદ નગર તરફ જવાના ઇરાદાથી તે તરફ ચાલવા માંડ્યું અને ચાલતાં ચાલતાં ખરા મધ્યાન્હકાળે એક સુંદર રમણિક સરોવર તથા તેના ચ્યારે તટપર આંખને ઠંડક આપે એવાં અનેક જાતના નવપલ્લવ વૃક્ષો જોઇ ક્ષુધાતૃષાને શાન્ત પમાડવાને તથા બે ઘટીકા આરામ લેવાની ઇચ્છાથી બન્નેજણાં તે સ્થળે ઉતરી પડ્યાં; ત્યાં પોતાનું મનગમતું ભોજન બનાવી ખાઇ પીઇ ઘડીબર થાક ઉતારવાને નિદ્રાવશ થયાં, સુતાં અર્ધો ઘડી થઈ એટલામાં ઝાડની બખોલમાંથી

એન વિકાળ ઝેરી સર્પ નીકળ્યો, તે સ્થળે રતિસુંદરીનો યાર નિદ્રામાં સુતેલો દેખી તેણે જમણા પગને અંગુઠે ડંખ કર્યો અને તુરત તે પાછો બખોલમાં પેસી ગયો; બે ઘડીકા વીત્યા બાદ રતિસુંદરી જાગૃત થઈ અને પોતાના યાર ઊર્ફ પરદેશીને જોવી જાગૃત કરવા જાય છે તેવોજ તેને બેશુદ્ધ પડેલો અને પગના અંગુઠામાંથી રૂધીરનો પ્રવાહ ચાલતો દીઠો, પછી ચારે તરફ નજર કરવા લાગી તો વૃક્ષના થડ આગળ બખોલમાં સર્પને બેઠેલો જોયો. તેથી એને પક્કી ખાત્રી થઇ કે સર્પના ડંખથી યારનું મૃત્યું થયું. આ દુઃખપ્રદ મૃત્યુ જોઇ તથા પોતાના પૂર્વના કૃત્યનું સ્મરણ થયું તેથી ઘાટો સ્વર કહાડી રૂદન કરવા લાગી. પરંતુ અઘોર અને નિર્જન અરણ્ય, તેમજ ખરા મધ્યાન્હકાળનો સમય, તથા અનર્ગળ જવાહીરનું જોખમ, અને પોતે એકલી; પ્રબળ કામની કરનારી તથાપિ અબળા જાત તેથી આ સ્થળે એનું શાંત્વન કરે એવું કોઇ પણ મનુષ્ય સ્વપ્ને પણ દુર્લભ. ઘણો ઘણો વિચાર કર્યો પછી એકદમ રૂદન મુકી દીધું અને હિમ્મત રાખી પોતાના યારને અગ્નિસંસ્કાર કરી ત્યાંથી ઘોડે થઇ એકલાં આગળ ચાલી. રસ્તો ખેડતાં સંધ્યાકાળનો સમય થવા આવ્યો, અને અરણ્યાબાદ માત્ર એક કોસ દૂર રહ્યું. અંતર્યાળ રણુવગડામાં જોતજોતામાં અંધારૂં થઇ ગયું, ધરતી અજાણી તેથી કયે રસ્તે જવું તે રસ્તો સુઝે નહીં અને પોતાની હિમ્મતનો આપનાર સોબતી યાર મરી ગયો. તેવામાં ઝાડીમાંથી પાંચ સાત ચોર જોસમાં ઘોડા દોડાવતા એકદમ આવી પહોંચ્યા અને ચારે તરફથી એકલી જાણી ઘેરી લઇ તેની પાસેનું લક્ષાવધી રૂપીયાનું જવાહીર તથા અંગ ઉપરના ઘરેણાં તથા બેસવાના ઘોડા સહિત લઇ તે દુષ્ટોને હાથ ફેરવી ભાગી ગયા. પછી રતિસુંદરી પડતી આખડતી અને ચોધારા અશ્રુનો વર્ષાદ વરસાવતી રાત્રે અરણ્યા બાદ નગરમાં આવી પહોંચી. નિરાધાર, ધાતપાત્ર વગરની એકલી દેખીને દયા ઉપજે એવી ધર્મશાળામાં પડી રહી. પ્રાતઃકાલ થયો ક્ષુધા અને તૃષાથી તેનાં પ્રાણ વ્યાકુળ થઇ ગયેલા. પાસે દમડી સરખી મળે નહી તેથી હવે શું કરવું તે કંઇ સુઝે નહીં અને ખાવાનું તો જોઇયે એમ વિચારી ઘરેઘર ભિક્ષા માગવા લાગી આ રીતે કેટલાક દિવસ કહાડયા એક દિવસ પોતે બજારમાં ચાલી જતી હશે તેવામાં તેના ઉપર મલિની નામની રૂપગુણ અને કામકળામાં કુશળ, અને

નગરમાં વિખ્યાતીને પામેલી એક ગુણકા પોતાના મહેલની ત્રીજા માળની અટારીમાં બેઠી બેઠી પોતાની દાસી પાસે મસ્તકના કેશ ઓળાવતી હતી તેની નજર ગઇ, તો તે ઘણી સ્વરૂપવાન, અને મૃગના જેવાં ચપળ તથા નિર્મળ નેત્રવાળી અને આચારણ જોતાં કોઇ રાજવંશીના ઘરની રાણી હોયના તેની, પણ હાલની સ્થીતિ જોતાં ભીખારણ જેવી દેખાય છે તથાપિ તેને બોલાવી પડપુછ કરી તેની જાતભાત વિષે તજવીજ કરવી, આ મતલબથી એકદમ પોતાની એક ચતુર દાસીને તેડી લાવવા સારૂ મોકલી, દાસી નીચે જઇ તે કંગાલ સ્ત્રીને ઉપર તેડી લાવી પોતાની સેઠાણી આગળ ઉભી રાખી. પછી માલિનીયે તેની અથથી ઇતી સુધી સર્વ હકિકત પુછી લીધી, બાદ તેને પોતાની પાસે રાખવાની ઇચ્છાથી અનેક તરેહની લાલચ લાગે તેવા શબ્દોથી તેને સમજાવી કે, અહી મ્હોને પુછી ખાવા પીવાનું તથા નિત્ય પ્રત્યે નવા નવા પોષાક તથા શણગાર ધરવાના છે અને ભોગવિલાસને સારૂં નવા નવા રાજવંશીઓ પતિના કરતાં પણ અધિક સુખ આપે એવા મળી આવશે; વળી મારા ઘરમાં દાસદાસિયો પણ હમેશ તારા તાબામાં રહેશે, માટે જો તારી અંતઃકરણ પૂર્વક મારી પાસે રહેવાની ઇચ્છા હોય તો સુખરૂપે રહે. આ સાંભળી દુઃખથી પિડિત થયેલી અને શોકરૂપિ સીંધુમાં ડુબેલી રતિસુંદરીયે પોતાના આ વખતના સમયને અનુસરી રહેવાની મરજી જણાવી અને ત્યાં રહી. આ સ્થળે રહેવાથી પોતાના સ્વરૂપની કળા રસ્તાના તાપથી તથા પૂર્વે કરેલાં પોતાનાં ત્રાસદાયક દુષ્કર્મોના સ્મરણથી ઝાખી પડી ગયેલી, તે મીઠાઇ મેવા આદિ મનગમતાં ભક્ષ ભોજન મળવાથી તથા નિત્ય પ્રત્યે નવા નવા તરૂણ પુરૂષોની સાથે કામક્રિડા ભોગવવાથી પ્રકાશમાન થવા લાગી. માલિની પોતાની પુત્રી પ્રમાણે તેના ઉપર પ્યાર રાખે. આવી સ્વરૂપવાન સ્ત્રીના આવવાથી તે ગુણીકાને ઘેર પૈસાની ટંકશાળ પડવા માંડી. રાજાઓ તથા શેઠ શાહુકારો યાતો કોઇ પણ રાહદારી રસ્તે જતો મનુષ્ય રતિસુંદરીનું મુખ જુવે કે તુરતજ મૂર્છિત થયા વિના રહેજ નહીં. આવો ચમત્કાર જોઇ માલિની તેને 'વિદ્યુત વદની' કહી બોલાવતી. આ સ્થળે લગભગ બાર વર્ષ તેણે આનંદથી કહાડયાં.

એક દિવસ કોઇ અદભુત અને વિપરીત કામ એવું બન્યું કે, સીંધુદેશના સિકારપુર નગરના પોતાના પતિ ગુમાનસિંહજી થકી

પોતાને પેટે અવતરેલો શશિવર્મા નામનો રાજા યાત્રાર્થે થોડાક લશ્કર સાથે નિકળેલો, તેણે અરણ્યબાદના પાદરે ડેહેરા નાખેલા, તે રાજા ગામમાં ફરવા નિકળેલો, તે સમયે તેની દૃષ્ટિ બજારના મધ્ય ભાગમાં કે જ્યાંહાં માલિનીનો વિશાળ મહેલ હતો તે તરફ ગઇ, તો ત્રિજે માળ ગોખમાં વાળેવાળે મોતી પરોવેલી સુંદર કેશની લટો પોતાના વામ દક્ષિણ બન્નો સ્કંધપર ફણીધર નાગના જેવી શોભાયમાન દર્શાવતી અને પગના નખથી તે મસ્તકના કેશ સુધી સોળે શૃંગાર સજી સું- દર સુખાસનપર તંબોળ ચાવતી પરવાળા જેવા અધરને શોભાવતી બેઠી છે. તેનાપર પડી, કે તુરત તેનાથી મોહિત થયો અને તેની સાથે પ્રીતિ મેળવવાની ભાવનાથી પોતાના એક સેવકને ત્યાંહાં મો- કલી તેનો પૈસા લેવાનો શિરસ્તો શું છે વગેરે તપાસ કરાવી. તે તપાસથી પોહોર રાત્રી જતાં રાજા આવશે એવો સંકેત કહી શેવકે રાજા શશિવર્માને હકિકત કહી સંભળાવી. પછી રાત્ર પહોર જતાં રાજા ગુણકાને ઘેર ગયો, રતિસુંદરીયે રાજાને તેની યોગ્યતા પ્રમાણે સન્માન આપ્યું અને સુંદર સુખાસન ઉપર બેસાડી હાસ્ય વિનોદના કેટલીક વાતચીત કરી. પરંતુ રતિસુંદરીને ' આ મ્હારોજ રાજપુત્ર છે ' એવી ખબર પડી નહીં; પછી તેની સાથે આખી રાત્ર રંગ રમી પ્રાતઃકાળ થતાં રાજકુમાર પોતાને ઉતારે જવાને મેહેડી ઉપરથી નીચે ઉતર્યો, અને જેવો ત્વરાથી આગળ ચાલવા જાય છે તો આંગણામાં ગાય અને વંછડાને બાંધેલાં દીઠાં, તેના પડખામાં થઇ નીસરી જવાને જેવું આગળ પગલું ભરે છે તેવોજ તેનો પગ ઘણા જોસથી વાછડાના પુંછડાપર આવી જવાથી કષ્ટિત થયેલું વત્સ મોટા સાદથી બરાડા પાડવા લાગ્યું, તે વખતે ગાય તેની પાસે ઉભેલી તેને મનુષ્ય વાચા થઇ, અને રાજા શશિવર્માને સંભળાવવા સારૂ વત્સ પ્રત્યે બોલી, હે વત્સ ? તુને દુઃખ દેનારની ત્હારા આગળ શી વાત કહું ? " જે પુરૂષ પ્રત્યક્ષ પોતાની માતુશ્રી કે જેણે નવ માસ પર્યંત પોતાના પેટમાં રાખેલો તેની સંગાતે ચા- ર પ્રહરની આખી રાત્ર રંગે રમ્યો તેવા મ્હા પાપી અને દુષ્કર્મ કરનાર પુરૂષને ધર્મ અને દયા ક્યાંથી હોય? તેને શિક્ષા કરવી એ તાહારા અને માહારાથી કેવે પ્રકારે થાય, એવાને સાસન કરનાર મ- હારાજા યમપુરીને વિશે સલામત બેઠેલાં છે તે અત્યંત ઘોર અને દા- રૂણ નર્કમાં એક કલ્પ પર્યંત નાંખ્યાં વિના રહેનાર નથી માટે હે વ- ત્સ? તહારા દુઃખનો શોક અને રૂદન કરવું મુકી દે "

નગરમાં વિખ્યાતીને પામેલી એક ગુણકા પોતાના મહેલની ત્રીજા માળની અટારીમાં બેઠી બેઠી પોતાની દાસી પાસે મસ્તકના કેશ ઓળાવતી હતી તેની નજર ગઇ, તો તે ઘણી સ્વરૂપવાન, અને મૃગના જેવાં ચપળ તથા નિર્મળ નેત્રવાળી અને આચારણ જોતાં કોઇ રાજવંશીના ઘરની રાણી હોયના તેવી, પણ હાલની સ્થીતિ જોતાં ભીખારણ જેવી દેખાય છે તથાપિ તેને બોલાવી પડપુછ કરી તેની જાતભાત વિષે તજવીજ કરવી, આ મતલબથી એકદમ પોતાની એક ચતુર દાસીને તેડી લાવવા સારૂ મોકલી, દાસી નીચે જઇ તે કંગાલ સ્ત્રીને ઉપર તેડી લાવી પોતાની સેઠાણી આગળ ઉભી રાખી. પછી માલિનીયે તેની અથથી ઇતી સુધી સર્વે હકિકત પુછી લીધી, બાદ તેને પોતાની પાસે રાખવાની ઇચ્છાથી અનેક તરેહની લાલચ લાગે તેવા શબ્દોથી તેને સમજાવી કે, અહી મ્હોને પુછી ખાવા પીવાનું તથા નિત્ય પ્રત્યે નવા નવા પોષાક તથા શણગાર ધરવાના છે અને ભોગવિલાસને સારૂં નવા નવા રાજવંશીઓ પતિના કરતાં પણ અધિક સુખ આપે એવા મળી આવશે; વળી મારા ઘરમાં દાસદાસિયો પણ હમેશ તારા તાબામાં રહેશે, માટે જો તારી અંતઃકરણ પૂર્વક મારી પાસે રહેવાની ઇચ્છા હોય તો સુખરૂપે રહે. આ સાભળી દુઃખથી પિડિત થયેલી અને શોકરૂપિ સીંધુમાં ડુબેલી રતિસુંદરીયે પોતાના આ વખતના સમયને અનુસરી રહેવાની મરજી જણાવી અને ત્યાં રહી. આ સ્થળે રહેવાથી પોતાના સ્વરૂપની કળા રસ્તાના તાપથી તથા પૂર્વે કરેલાં પોતાનાં ત્રાસદાયક દુષ્કર્મોના સ્મરણથી ઝાખી પડી ગયેલી, તે મીઠાઇ મેવા આદિ મનગમતાં ભક્ષ ભોજન મળવાથી તથા નિત્ય પ્રત્યે નવા નવા તરૂણ પુરૂષોની સાથે કામક્રિડા ભોગવવાથી પ્રકાશમાન થવા લાગી. માલિની પોતાની પુત્રી પ્રમાણે તેના ઉપર પ્યાર રાખે. આવી સ્વરૂપવાન સ્ત્રીના આવવાથી તે ગુણીકાને ઘેર પૈસાની ટંકશાળ પડવા માંડી. રાજાઓ તથા શેઠ શાહુકારો યાતો કોઇ પણ રાહદારી રસ્તે જતો મનુષ્ય રતિસુંદરીનું મુખ જુવે કે તુરતજ મૂર્છિત થયા વિના રહેજ નહીં. આવો ચમત્કાર જોઇ માલિની તેને 'વિદ્યુત વદની' કહી બોલાવતી. આ સ્થળે લગભગ બાર વર્ષ તેણે આનંદથી કહાડયાં.

એક દિવસ કોઇ અદભુત અને વિપરીત કામ એવું બન્યું કે, સીંધુદેશના સિકારપુર નગરના પોતાના પતિ ગુમાનસિંહજી થકી

દેહત્યાગ કરવાની ખબર શ્રવણ કરતાંજ પોતાને વૈરાગ્ય ઉત્પન્ન થયો કે, આવાં અઘોર દુશ્કર્મો કરવાથી દેહનો ત્યાગ કરવો વધારે ઉત્તમ છે એમ નિશ્ચય કરી એકદમ ત્યાંથી ગામ બહાર જ્યાંહા પોતાના પુત્રની ચેહે પ્રજવલિત થયેલી ત્યાં આવી એકદમ તેમાં પડતું નાંખ્યું. પરંતુ દૈવની ગતી ન્યારી છે; આગળ શું શું વિતવાનું હશે, યાતો સુખ ભોગવવાનું બાકી હશે તેથી એકદમ જાણે અષાડમાસની વૃષ્ટી થતી ના હોય તેવો વર્ષાદ ક્ષણુવારમાં તૂટી પડવાથી સઘળી ચેહે ઓલવાઇ ગઇ, જેથી રતિસુંદરી અગ્નિમાં સહેજસાજ દગ્ધ થયેલી દુ:ખમાં વધારો કરી બહાર નીકળી, અંગે ઝરેળા ઉઠ્યા પરંતુ જીવતી રહી માટે કર્મજ બળવાન છે. કહ્યું છે કે,

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्मांड भाण्डोदरे ॥
विष्णुर्येन दशावतार गहने क्षिप्तः सदा संकटे ॥
रुद्रोयेन कपाल पाणिपुटके भिक्षाटनं कारितः ॥
सुर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ।३३७॥

જે કર્મે બ્રહ્માને બ્રહ્માંડની વચમાં કુંભારનું કામ સોંપેલું છે, વિષ્ણુને દશ અવતારના મોટા સંકટમાં નાખેલા છે, જે કર્મ મહાદેવજીની પાસે ખોપરીમાં ભીખ મંગાવે છે અને સૂર્યને નિરંતર આકાશમાં ભમાવે છે તે કર્મને નમસ્કાર કરૂં છું.

શરીરના ઘણા ભાગમાં ત્વચા દગ્ધ થઇ ગયાથી મોટા મોટા ઝરેળા ( ફોલ્લા ) પડી ગયેલા તેથી શરીરની કાંતી ઝાંખી પડી ગઇ, પછી ગામમાં નહીં જતાં બારોબાર દુ:ખપ્રદ શરીરે લથડીયાં ખાતી અને બરાડા પાડતી અઘોર અરણ્ય તરફ ચાલી; મોટા મોટા ફોલ્લાં ફુટી માંહેથી રૂધીર અને પાણી વહેવા લાગ્યું. પોતાનો દેહ વ્યાઘ્ર તથા સિંહ આદિ વનમાં રહેનાર કોઇ પણ ઘાતકી પ્રાણી ફાડીને ખાઇ જાય તો મારા દુ:ખનો અંત આવે, એવા હેતુથી જ્યાંહાં ત્યાંહાં કોતરો, અને ગુફાઓમાં ભટકવા લાગી, પરંતુ અત્યંત પાપી અને દુષ્ટ કર્મની કરનારી રતિસુંદરીને દેખી વ્યાઘ્ર, સિંહ, અને સર્પાદિક જનાવરો પણ તેનો સ્પર્શ નહીં કરતાં દૂર દૂર ભાગી જઇ પોતાની ગુફાઓમાં સંતાવા લાગ્યાં. આ પ્રકારે તે પતિ પુત્રનો ઘાત કરનારી દુરાચરણી સ્ત્રી સાત દિવસ ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ થઇને વનમાં રૂદન કરતી અને લડથડીયાં ખાતી રસ્તા વચ્ચ

ગાયનું વત્સ પ્રત્યે જે ભાષણ થયું તે શશિ વર્માએ અથથી તે ઇતિ સુધી સાંભળ્યું તેથી વિસ્મય પામી ગાયનો વજ્ર પ્રાય વાણિ રૂપી કારી ઘા હૃદયમાં લાગવાથી શોકાવર્ણમાં પડી ગયો. પછી ઉતારા ઉપર જવાને આગળ ડગલું નહી ભરતાં તત્કાળ પાછો તત્કાળ પાછો ગુણકાના મહેલ પર ગયો અને રતિસુંદરીને મળી તેની પાસેથી સર્વે હકીકત મેળવવા સારૂ વિનંતી કરી, તે પ્રસંગે રતિસુંદરી બોલી, હે રાજેંદ્ર, મારી ઉત્પત્તીનું વર્ણન લખવા બેસેતો મોટું પુસ્તક બને એમ છે તથાપિ તે નહીં કહેતાં ટુંકમાં નિવેચન કરૂં છું." હું સિંધુ દેશમાં શિકારપુર નગરના મહારાજા ગુમાનસિંહની પટ્ટરાણી હતી, છતાં દુર્દશાથી આવું દુષ્કર્મ કરવાની લત લાગેલી, તેમાં પણ કેટલાંક નહીં કરવા જેવાં કર્મ કરી મારા સ્વામીને મારી મ્હારા મન ગમતા યારને લઇ નાઠી તે યારને પણ મ્હારા હત ભાગ્યથી રસ્તામાં સર્પ ડસ્યો તેથી મરણ પામેલો તેણે રણ વગડામાં અંતરિયાળ ખોળી બાળી લાખો રૂપૈયાનું જોખમ સમેટી ઘોડેસ્વાર થઇ આગળ ચાલી, ત્યાં ચોર લોકોએ ઘેરી લઇ લુંટી સાટી ઉઘાડી કરી મુકી, તેથી રખડતી રઝળતી આ અરણ્યા બાદ નગરમાં માલિની નાયકણના પાસે આવીને બાર વર્ષથી અહિં રહી છું. એ મને પેટની પુત્રી કરતાં વધારે ચ્હાય છે. હું દુર્ભાગણીને પેટે એક રત્ન સરખો દીકરો હતો તેને પાંચ છ વર્ષનો મૂકી હું મારા મહીયરની તથા શ્વસૂર પક્ષની સાત પેહેડીને બટ્ટો લગાડી નીકળી આવી અને આવા નીચમાં નીચ કર્મ કરવામાં આખી જીંદગી ગુજારી અને હજુ ગુજારૂં છું. આ મારી ખરી હકીકત છે." આ વૃતાંત શ્રવણે જતાં શશિવર્માનું લોહી ઉડી ગયું અને માતૃ ગમનના દોષને લીધે અત્યંત પશ્ચાત્તાપ કરતો રૂદન કરવા લાગ્યો. તે સમયે રતિસુંદરી તેને પુછવા લાગી કે, હે નરપતિ ! આપને શું દુઃખ પ્રાપ્ત થયું કે, આ'વા ધાટા સ્વરથી રૂદન કરો છો । તે વખતે તેણે પોતાનું નામ, ઠામ, ગામ તથા વંશોત્પત્તી કહી સંભળાવી જેથી તેને પણ અતિ ખેદ અને સંતાપ ઉત્પન્ન થયો. પછી શશિવર્માએ દેહાન્ત પ્રાયશ્ચિત કરવાનો નિચાર નિશ્ચે કરી બ્રાહ્મણોના કહેવા પ્રમાણે ગામની બહાર ચિતા ખડકાવી પીપળાના કાષ્ટના પોલાણમાં પેસી પોતાના હાથે અગ્નિ પ્રજવલીત કરી બળી મૂવો. રતિસુંદરીએ પોતાના પુત્રની અગ્નિમાં પ્રવેશ કરી

વગડામાં જવાનો છું. પછી- ધનગરનું વચન મસ્તકે ચઢાવી રાત્રે સુઇ ગયાં. વ્હાણું વાતે ભાતુ બાંધી ધનગર ગાયોને લઇ વગડામાં ગયો અને રતિસુંદરી પોતાની પડોસથાંથી જનારી બીજી ગોપાંગનાઓની સાથે મહિની મટુકી મસ્તકપર મુકી ઉભી બજારે ચાલી. એ ગોપાંગનાના રૂપનું શું વર્ણન કરૂં? વીસ વીસ પચીસ વર્ષની ગોરવરણી અને કાન્તીવંત મૃગલોચનીઓને બ્રહ્માયે જાણે પોતાને હાથે ધડી ના હોય તેવી વિશ્વમોહનિયો મજગતીથી ધીમે ધીમે ચાલતી અને એક બીજી સાથે હાસ્યવિનોદ કરતી બજારના મધ્ય ભાગમાં આવી પોંહોચી; હવે રતિસુંદરી કે જેણે કેટલાક વર્ષ સુધી રાજ્ય પત્તનીનું સુખ ભોગવેલું, ને કોઇપણ દિવસ પાસેરનો પણ બોજો મસ્તકપર લીધેલો નહીં છતાં તેજ સ્ત્રીયે આજ ધનગરના ઘરમાં રહી મહીંનું અર્ધામણનું ગોરસું મસ્તકપર ધારણ કરી બીજી ગોપાંગનાઓ સાથે હોંસે હોંસે મહી વેચવા આવેલી, તેનાથી ભાર નહીં સહન થવાથી છેક થાકી ગઇ અને પોતાના પગની આંટી બીજા પગમાં આવી જવાથી એકદમ ઠોકર ખાતી ભૂમીપર પડી ગઇ અને મહીની ગોરસીમાંનું તમાંમ મહી ધરતી ઉપર ઢળી જઇ ગોરસીના કટકેકટકા થઇ ગયા. આ તમાસો જોવાને બજારના હજારો લોક ભેગા થયેલા, તેવાજ સમયમાં ભોજરાજા ગામની બહાર પોતાના આરામ બાગમાં સહેલગા કરવા ગયેલો તેનું આગમન પણ તેજ સ્થળે એકાએક થયું. ત્યાં ઘણા લોકોનું ટોળું મળેલું જોઈ પોતાનો ઘોડો તે તરફ ફેરવી જોવા લાગ્યો, તો દેવાંગના સરખી રતિસુંદરીને પડતી દીઠી. તેવીજ શરમીંદી પડી જવાથી લજ્જીત ચેહેરે એકદમ ઉભી થઇ અને મહિ તથા મટુકીના હાલ જોઇ તથા પૂર્વનાં કેટલાં કૃત્યનું સ્મરણ થવાથી તેને એકદમ હસવું આવ્યું. તે પ્રસંગે તમાસો જોનાર સર્વે લોકો આશ્ચર્ય પામ્યા અને ભોજરાજાને પણ એનું હસવું જોઇ ઘણો અચંબો લાગવાથી તેને પૂછ્યું, હે ગોપાંગના? ત્હારૂં એકાએક ભૂમીપર પડવું અને મહિ તથા મટુકીનું નુકસાન થયેલું દેખી અમારા મનને ઘણી દીલગીરી ઉત્પન્ન થઇ, તેમ તહારી સંગે આવનારી ગોપાંગનાના ચેહેરા પણ ઉદાસી ભરેલા થઇ ગયા છે; આવો શોકપ્રદ બનાવ બન્યો છતાં મહી તથા મટુકીના કટકા દેખીને તું હાસ્ય કરે છે એનું કારણ શું? ત્યારે રતિસુંદરી બોલી, હે રાજેંદ્ર?

મૂર્છા ખાઇ પડી. તેવામાં ધારાનગરનો એક ધનગર ( ગોવાળ ) પોતાની ગાયોનું ટોળું લઇ બાળમાં ( જે સ્થળે ઘણા ઘાસની છત હોય તેવા જંગલમાં ) ગયેલો તે પોતાને વતન જતો હતો તેની દૃષ્ટિ આ દુર્ભાગણી સ્ત્રીના ઉપર પડી તેથી તેની નજીક આવી તેને પુછ્યું, હે સ્ત્રી ? તું કોણ ? ક્યાંથી આવી ? અને કઇ તરફ જવાની ઇચ્છા રાખે છે ? ત્યારે તે બોલી. હું એક શુદ્રજાતી છું, મારો પતિ અને હું પ્રવાસે નિકળેલાં, ત્યાં રસ્તામાં વ્યાઘ્રે મારા પતિને મારી નાખ્યો અને મને પણ પકડીને જગોજગ પોતાના નખથી ઉઝરડી નાખી, તેના યોગથી મારા શરીરની આ સ્થીતિ થઇ ગઇ છે. આજકાલ કરતાં મને સાત દિવસના અન્નવગર અપવાસ થયા છે. મારો પ્રાણ અન્ન પાણિ વગર તલપાપડ થઇ ગયો છે. કાંતો મને મારી નાખી આ દુઃખમાંથી મુક્ત કર, અથવા જો દયા આવતી હોય તો મારા પ્રાણનું રક્ષણ કર. રતિસુંદરીની આ પ્રકારની આખર વખતની વિનંતી સાંભળી ધનગરને ઘણી દયા આવી તેથી તેના પ્રત્યે બોલ્યો, હે સ્ત્રી ? તું જો મારે ઘેર મારી ગાયોના રક્ષણાર્થે રહેવાની કબુલત આપે તો હું તુંને મારે ઘેર તેડી જાઉં અને ઓસડ ઉપચાર કરી તારા શરીરને પણ સારૂં કરૂં, મારે ઘેર ખાવાપીવાનું કોઇ વાતે દુઃખ નથી. પછી પોતાનાં ડાબડામાંથી શાતુ કહાડી પેટ ભરી ખવડાવ્યું અને પાસે પહેરવાનું વસ્ત્ર ફાટી ગયેલું તેથી તેને બીજું વસ્ત્ર પણ આપ્યું. ત્યાર બાદ રતિસુંદરીયે તેની સાથે જવાનું કબુલ કીધું તેથી પોતાને ઘેર લઇ ગયો; ત્યાંહાં તેણે ઓસડવેસડ કરી તેના શરીરનાં સઘળાં ક્ષત કેટલેક દિવસે રૂઝાવી કંચનસરખી તેની કાયા કરી પછી રતિસુંદરી તેની સ્ત્રી થઇ તેના ઘરમાં રહી અને ઘરનું સઘળું કામકાજ જેમ કે, ઢોર ઢાંખરની બરદાશ રાખવી, છાણુ વાસીદું કહાડી નાખી જગ્યા સાફ રાખવી, ચારપુળો નીરવો તથા રસોઇ પાણી કરી જમાડી પતિનું મનરંજન કરવું; ઇત્યાદિ સઘળી ખટપટ ઉચકી લીધી. જેથી ધનગર તેને પુછીને પાણી પિયે. એક દિવસ પોતાના પતિયે કહ્યું કે, ઘરમાં બે ત્રણ દિવસનું મહિ જમાવેલું છે તે બગડી જશે માટે સવારના પહરમાં આપણા પડોશમાંની પાંચ સાત સ્ત્રીયો મહિ વેચવા જાય છે તેની સાથે તું પણ જજે, કેમકે પૈસા આવશે તો ઘરમાં વાપરવા કામ લાગશે. મોટા મળસકામાં આપણી ગાયોને ચારવા સારૂં

ત ફળ પ્રાપ્ત ન થાય તો પછી કોને દોષ દેવો ? વળી. उद्योगे नास्ति दारिद्र्यं ઉદ્યોગ કરવાથી દારિદ્ર નાશ પામે છે. માટે ઉદ્યોગ કર્યા વગર બેસી રહેવું નહીં, તેમજ આપ વિદ્વાન છો તેથી સર્વ ઠેકાણે પુજાશો. વળી આપની વિદ્યાની પ્રસંસા મોટા આશ્રય વગર કોઇ કરનાર નથી. કહ્યું છે કે,

अनर्घ्यमपि माणिक्यं, हेमाश्रयमपेक्षते ।
अनाश्रयान शोभंते, पंडिता वनिता लताः ॥३४०॥

માણિક્ય ઉતકૃષ્ટ છે પરંતુ કંચનના સમાગમ વગર શોભા આપતું નથી, એજ પ્રમાણે પંડિત એટલે વિદ્વાન, વનિતા એટલે સ્ત્રી, અને લતા એટલે વેલીએ સારા આશ્રય વગર શોભા આપતી નથી તેમ વૃદ્ધિને પામતી નથી.

આપ વિદ્વાન છતાં મોટાના આશ્રય તેમજ ઉદ્યોગ પણ કરતા નથી તેથી તમારી વિદ્યા સર્વ નિષ્ફળ થઇ જાય છે તેથી આપને વિનંતી કરૂં છું કે અહિંથી થોડેક દૂર ધારાનગરીમાં વિક્રમરાજાના વંશનો મહા પ્રતાપિ ભોજરાજા રાજ્ય કરે છે તે ગૌ બ્રાહ્મણનો પ્રતિપાળ અને વિદ્વાનોને આશ્રય આપનાર છે માટે તેની પસે જઇ આશીર્વાદ દઇ યાચના કરો. હે સ્વામીનું ? આ ન્હાનાં ન્હાનાં બાળક દૂધવગર ટળવળે છે અને આપણને બબ્બે ત્રણ ત્રણ દિવસના અન્નવગર અપવાસ ભોગવવા પડે છે એ શું ઓછું દુઃખ છે? માટે રાજા પાસેથી એકાદી ધેનું ( ગાય ) અથવા ભેશ માગી લાવો તો ઠીક. આવું પત્નીનું વાક્ય શ્રવણ કરી પોતે મન સાથે કહેવા લાગ્યો કે—

भद्रे वाणि ममानने कुरु दमां वर्णानुपूर्व्या चिरं
चेतः स्वास्थ्य मुपै हि याहि करुणे मज्ञे स्थिरत्वं व्रज ।
लज्जेतिष्ठ पराङ्गमुखी क्षणमहो तृष्णेपुरः स्थीयतां
पापो यावदहं ब्रवीमि धनिनां देहीति दीनं वचः ॥३४१॥

જ્યાં સુધી પાપી એવો હું ધનવાન લોકોની પાસે જઇ એવું દિન વચન કહું, ત્યાં સુધીમાં હે ઉત્તમ વાણી, મારા મુખમાં અક્ષરના ક્રમને ગોઠવી દયા કર, હે ચિત્ત? તું સ્વસ્થ થા, હે દયા તું ચાલી જા હે બુદ્ધિ તું સ્થિર થા, હે લજ્જા તું ક્ષણ વાર અવળું મુખ કરીને રહે અને હે તૃષ્ણા તું આગળ થા, પછી ભુધરજી ભોજ-

हत्वा पतिं नृपमवेक्ष्य भुजंगदष्टं देशांतरे ।
विधिवशात् गणिकास्मि जाता ॥
पुत्रं पतीं समधिगम्याचितां प्रविष्टा।
शोचामि गोपगृहिणी कथमद्यतक्रम् ॥ ३३८ ॥

મારો જન્મ થયા બાદ કેટલાક દિવસ સુધી રાજાની પટરાણી હતી પછી રાજાને મારી જાર પુરૂષની સોબત કરી ત્યાંથી નાઠી, જાર પુરૂષને સર્પ કરડવાથી તેનું મૃત્યું થયું, પછી એકલી દેશદેશાન્તર રટણ કરતી કેટલાક દિવસ સુધી વેશ્યાનો ધંધો કીધો, ત્યાં પુત્રે ચિંતામાં પ્રવેશ કર્યો તેના શોકથી હું પણ પ્રાણ ત્યાગ કરવાને તેમાં પડી પણ તે સ્થળે પ્રાણ નહીં જાતાં અરણ્યમાં ભ્રમણ કરતાં ધનગર અહિંત ગોવાળના ઘરનું દાસપણું કરવાનો સમય આવ્યો. એટલામાં મહા સંકટો મારે મસ્તક આવી પડેલાં તેનો શોક બીલકુલ નહીં કર્યો છતાં આ એક છાશની વિશાતમાં શોક શું કરવો એમ સમજી મને હસવું આવ્યું. આ પ્રમાણે ભોજરાજાને પ્રતિઉત્તર આપી રતિસુંદરી સખીયો સહિત ઘર તરફ ચાલતી થઇ.

## ભૂધરજી નામના બ્રાહ્મણની વાત.

કોઈએક વિક્રમગઢ નામે ગામનો ભૂધરજી નામનો બ્રાહ્મણ મહા વિદ્વાન છતાં દારિદ્રી અવસ્થા ભોગવતો હતો. તેથી તેની સ્ત્રી જ્ઞાનદેવી નામે મહા સાધવી અને પતિવ્રતા હતી, તેણે એક સમયે પોતાના પતિની પ્રાર્થના કરી કે, હે પ્રાણવલ્લભ ? આપ વિદ્વાન છતાં દારિદ્ર પૂઠ મુકતું નથી માટે ભાગ્ય ઉપર આધાર રાખી નિરૂઘમી બેસી રહેવું એમાં આપનું પુરૂષાર્થ નહીં. અલ્પસ્વલ્પ પણ ઉદ્યોગ કરવો જોઇએ. કેમકે પંડિતોનું વચન છે, એમ કહી નીચે પ્રમાણે શ્લોક બોલી.

उद्योगिनं पुरुष सिंहमुपैति लक्ष्मी ।
दैवं प्रधानमिति कापुरुषा वदन्ति ॥
दैवं विहाय कुरु पौरुषमात्म शक्त्या ।
यत्ने कृते यदि न सिद्ध्यति कोत्र दोषः ॥ ३३९ ॥

ઉદ્યોગી પુરૂષ મનુષ્યમાં સિંહ જેવો છે ને તેનેજ લક્ષ્મી પ્રાપ્ત થય છે, નિરૂદ્યોગી પુરૂષ દૈવનેજ પ્રધાન માને છે; પરંતુ દૈવને મૂકીને શક્તિ અનુસાર ઉદ્યોગ કર. યત્ને કરીને જો કદાચિ-

गङ्गासागरमम्बरं शशिकला शेषश्च पृथ्वीतलं ।
सर्वज्ञत्वमधीश्वरत्वमगमत्त्वां मांच भिक्षाटनम् ॥३४२॥

દાનવોના વૈરી જે વિષ્ણુભગવાન તેમણે શંકરનું અર્ધું અંગ હરણ કર્યું અને બીજું અર્ધું અંગ તે પાર્વતી તેણે હરણ કર્યું આ પ્રકારે એમનું આખું અંગ વેંહેચાઇ ગયું; હવે તેમના પરીવારની સ્થીતિ કેવી થઇ તે સાંભળો. મસ્તકને વિષે જે ગંગા હતી તે સમુદ્ર મધ્યે ચાલી ગઇ. અને શશિકળા આકાશમાં ચંદ્રમા સાથે મળી ગઇ તેમજ નાગાદિક હતા તે પૃથ્વીતલ એટલે પાતાળ મધ્યે ચાલી ગયા, વળી સર્વજ્ઞપણું તેણે તારામાં પ્રવેશ કર્યો, અને બાકી રહેલી ભિક્ષાટન તે મારે સ્વાધીન થયું. આ પ્રકારે ભૂદરજીનું ચાતુર્ય જોઇ ભોજરાજા ઘણોજ પ્રસન્ન થયો અને બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો, હે દ્વિજ વર્ય ? તારી શી ઇચ્છા છે તે મારી પાસે માગ. હું આપવાને પ્રસન્ન છું. તે સાંભળી ભૂદરજી બોલ્યો, હે પૃથ્વીપતિ ? હું દારિદ્ર અવસ્થાથી ઘણો પીડીત છું. તેથી વખતસર મારાં કુટુંબનું અન્ન વગર ભરણ પોષણ થઇ શકતું નથી, વળી ઘરમાં ન્હાનાં બે છોકરાં છે તેમને એમની માતાથી પુરતું દૂધ મળી શકતું નથી તેથી આખો દિવસ રૂદન કર્યા કરે છે તે માટે એમનું દૂધથી રક્ષણ કરવા સારૂં એક દુઝણી ભેંસ મળવાની આજ્ઞા થવી જોઇએ. એ સાંભળી રાજાએ પ્રધાનને હુકમ કર્યો કે, આ બ્રાહ્મણને એક સારી ભેંશ લાવી આપો. રાજાનો હુકમ થતાં તત્કાળ ગોવાળને બોલાવી એક ભેંશ મંગાવી તે બ્રાહ્મણને આપી, પરંતુ અધિકારીયે લુચ્ચાઇથી કદી બ્યાણેલી નહીં એવી વરોળ ( વંધ્યા ) અને દેખીતી હૃષ્ટપુષ્ટ અને વૃદ્ધ લાવીને આપી, તે તેનું કપટ બ્રાહ્મણના જાણવામાં તુરત આવી ગયું તેથી તે ભેંશની પાસે ગયો અને તેના કાન પસે પોતાનું મુખ ધરી પાછું તેનું મુખ પોતાના કાન પાસે. આણ્યું. જાણે કાંઇ છાની વાત કરતી હોય તેમ, આવું તેનું વિસ્મયકારક કૃત્ય જોઇ ભોજરાજા બોલ્યો. હે બ્રાહ્મણદેવ ? આ તમે શું કર્યું ? તે અમને સમજાવો ત્યારે બ્રાહ્મણ બોલ્યો, માહારાજ ? એને વત્સ ( છોકરૂં ) નથી અને દૂધ વગરની છે, માત્ર એના સ્તન (આંચળ) દેખવામાં આવે છે એટલુંજ છે. એમ અનુમાન કરી મેં તેને પૂછ્યું કે તું સગર્ભા છે કે કેમ ? ત્યારે તેણે મારા કાનમાં કહ્યું કે, હે બ્રાહ્મણ ?

રાજાના દર્શનાર્થે વિક્રમગઢથી નિકળ્યો, અને મનમાં વિચાર કર્યો કે, રાજાને ભેટ મુકવા કંઇ પણ વસ્તુ હાથમાં રાખવી જોઇએ કહ્યું છે કે रिक्तपाणिर्न प्रश्येत् राजानंदेवतां गुरुम् ॥ ખાલી હાથે રાજા તથા મંદિર અને ગુરૂની પાસે જવું નહી" તેથી એક શ્રીફળ હાથમાં લીધું અને ધારાનગરી જઇ પહોચ્યો, અને ભોજરાજા શિવભક્ત છે એમ જાણી તેમને રૂચી લાગે એવો એક શ્લોક તૈયાર કરી પ્રસન્ન કરવાની યુક્તિ સોધી કચેરીમાં ગયો તો કાલિદાસઆદિ ચૌદસો પંડિતોની થટ્ટ મળેલી દેખવામાં આવી. પછી હિંમત ધરી રાજાની સમીપ જઇ શ્રીફળ ભેટ મુકી તેમને આશીર્વાદ દીધો। તે સમયે ભોજરાજાની પાસે આ બ્રાહ્મણ કદી ગયેલો નહીં તેથી ભોજ રાજાયે પ્રશ્ન પુછ્યો.

રાજાનો પ્રશ્ન—कुत आगम्यते ब्रह्मन् બ્રાહ્મણ! આપનું આગમન ક્યાંથી થયું!

બ્રાહ્મણનો ઉત્તર—कैलासादागमतोस्म्यहं, હું કૈલાસથી આવ્યો.

બ્રાહ્મણનું આ પ્રકારનું ભાષણ શ્રવણ કરી રાજા પોતે શિવભક્ત હતો તેથી અને બ્રાહ્મણ શંકરના આશ્રમમાંથી આવ્યો સાંભળી તે પરમ આનંદ પામી ભક્તિયોગે તેના બોલવાપર વિશ્વાસ આણી રાજાએ પુછ્યું.

રાજાનો પ્રશ્ન—शिवस्यचरणोस्त्वास्ति, શંકરને કુશળ કલ્યાણ તો છે.

બ્રાહ્મણનો ઉત્તર—किंपृच्छसि शिवोमृतः હે રાજન? એ વિશે તું શું પૂછે છે, તુને હજુ સુધી ખબર નથી? અરે? શંકર તો કૈલાસ વાસી થયા અર્થાત મરણ પામ્યા.

બ્રાહ્મણનું આ પ્રકારનું બોલવું સાંભળી રાજા વિસ્મય પામ્યો અને બોલ્યો હે વિપ્રોત્તમ? જે મૃત્યુને પણ મરત્યુ આપનાર અને કાળના પણ કાળ એવા શંકર જેને આખું વિશ્વ અજન્મા કહી નિરંતર ભજે છે તેનુ મૃત્યુ કેમ થયું, અને તેમના કુટુંબ પરિવારની શી અવસ્થા થઇ તે કૃપા કરી કહો.

ત્યારે બ્રાહ્મણ બોલ્યો—હે ધરણીપતિ? આપનું ચિત્ત વ્યગ્ર થવા દેશો નહીં ખરેખરી હકિકત કહું છું તે શ્રવણ કરો.

अर्धंदानववैरिणा गिरिजयाप्यर्धं हरस्याहृतं।
देवेत्थं भुवनत्रये स्मरहरा भावे खमुन्मीलति ॥

ચાસપક્ષીને સામેથી આવતો ડાબી બાજુએ જતો દેખે તો તે પુરૂ-
પને નાના પ્રકારનાં ખાનપાન તથા સુકુમાર સ્ત્રીની પ્રાપ્તિ થયા વિના
રહેજ નહીં. એવું શુકનનું ફળ જાણી સર્વે બ્રાહ્મણના છોકરાઓ તે
પક્ષીની પાછળ પડયા, પરંતુ તે પક્ષી હઠમાં આવેલો તે ડાબી બા-
જુએ નહીં જતાં જમણી બાજુ તરફ ઉડયા કરે; તેથી છોકરાઓ
કંટાળ્યા અને નગરભણી ચાલ્યા, પણ તેમાંનો એક પ્રભાકર નામનો
વિદ્યાર્થી તેની નાદે ચઢયો અને મન સાથે કેવા લાગ્યો કે ગુરૂજીનું
વચન સાચું છે કે જુઠું તેનો નિર્ણય કરવો એમ નિશ્ચય કરી તે
આગ્રહી છોકરો પક્ષી પૂઠે લાગ્યો; પક્ષી જ્યાં જાય ત્યાં તેની પાછળ
તે પણ જાય એમ કરતાં શંધ્યાકાળનો સમય થવા આવ્યો. પો-
તાના સોબતીઓ સઘળા ઉજ્જયણી દાખલ થઇ ચૂકયા પણ પ્રભા-
કર જંગલમાંજ ગોથાં ખાયા કરે. ફરતાં ફરતાં સૂર્ય અસ્તમાન થયો
તે ટાંણે પક્ષીની દૃષ્ટિ આગળ ચાલતાં બંધ પડી તેથી થાકીને એક
વૃક્ષપર બેઠો; એટલે પ્રભાકર તેને ડાબી બાજુએ મુકી જમણી
બાજુ તરફ ચાલ્યો તે અથડાતો કુટાતો દશ ઘટિકા રાત્રી જતાં
જજ્જયણી નગરીના દરવાજા આગળ આવી પહોંચ્યો ને જુવે છે
તો દરવાજા બંધ કરેલા દીઠા; જંગલમાં પક્ષીની પાછળ દોડેલો
તેનો અપૂર્વ થાક અને આખા દિવસનો ક્ષુધાતુર તેમ ગામમાં જ-
વાનો બીજો માર્ગ નહી તેથી નિરાસ થઇ મનમાં કહેવા લાગ્યો કે
હું નકામો ગુરૂના બોલવા પર વિશ્વાસ રાખી ભૂખે મૂવો એમના
કહેવા પ્રમાણે નાના પ્રકારનાં પકવાનો અને સુકુમાર સ્ત્રી મળવી
તો એક બાજુયે રહી, પણ લૂખો સૂકો રોટલો પણ પામ્યો નહીં,
એમ બોલી એક હનુમાનનું સુંદર દેવાલય હશે ત્યાં જઇ નિદ્રાવશ
થયો. ગામમાં રાજકન્યા પદ્માવતીનો વિવાહ દિવસે થઇ ગયો હતો
તેથી તે રાત્રિયે કન્યા ન્હાના પ્રકારના અલંકાર તથા સુંદર વસ્ત્રો
ધારણ કરી પોતાના સયનગૃહમાં જ્યાં સુંદર પુષ્પની શય્યા તથા
સુગંધીદાર પદાર્થો મુકી અનુપમ શોભા કરી દીધી હતી તે સ્થળે
આવી પહોંચી ને જુવે છે તો પતિ ભરનિદ્રામાં પોઢેલો દીઠો તેથી
દીલગીર થઇ એક બાજુએ સુતી. અહીંઆં હનુમાનના દેવળમાં
પ્રભાકર થાકયો પાકયો ભરનિંદ્રામાં પડેલો છે અને રાત્ર પણ મ-
ધ્યના સુમારમાં ગઇ છે તે વખતે હનુમાનનાં દર્શન કરવા સારૂ
ભૂતલોક સહવર્ત્તમાન વૈતાળ આવી પહોંચ્યો, તેણે ભાવપૂર્વક મારૂ-
તીનાં દર્શન કર્યાં. તે પ્રસંગે હનુમાનજી વૈતાળ પ્રત્યે બોલ્યા, હે

भर्त्तामेमहिषासुरः कृत युगे देव्या भवान्याहत ।
स्तस्मात्त द्दिनतोभवामि विधवा वैधव्य धर्माहहं ॥
दंतामेगलिता कुचाविमलिता भग्नं विषाणद्वयं ।
वद्धायां मयिगर्भ संभवविधिं पृच्छन्नकिंलज्जसी ॥३४३॥

મારો પતિ મહિષાસુર (પાડો) તેને કૃતયુગને વિષે દેવીએ મારયો તે દિવસથી હું વંધ્યાપણું ભોગવું છું: હું વિધવા થઇ છતાં આજપર્યંત વિધવા ધર્મ પ્રમાણે ચાલું છું, મેં જાર કર્મ કદી પણ કર્યું નથી, હવે મા'રા દાંત પડી ગયા અને મારા આંચળની પણ કડચલી વળી ગઇ અર્થાત સુકાઇને ચઢી ગયા. આ પ્રકારે હું વૃદ્ધ છું. અવું દૃષ્ટિયે દેખતો છતાં મને સગર્ભા છું કે શી રીતે એવો સવાલ પૂછે છે તે શું તુને લાજ આવતી નથી ! આ રીતે એણે મારા કાનમાં કહ્યું, બ્રાહ્મણનું ચાતુર્ય જોઇ રાજા વિસ્મિત થઇ હર્ષ પામ્યો. પછી સેવકનો ધિક્કાર કરી સવાર સાંજ અર્ધામણ દુધ આપે એવી, વત્સ સમેત, અલ્પવયી અને કોઇને મારે નહી એવી ગરીબ ભેંશ મંગાવી બ્રાહ્મણને આપી, અને તેનું દારિદ્ર દૂર કરવા તેને લક્ષ ધન તથા વસ્ત્રાલંકાર આપી મોટા સન્માનથી તેને વિક્રમગઢ વિદાય કીધો. ભૂધરજી ઘેર જઇ પોતાની પરમ પવિત્ર અને સાધવી સ્ત્રી જે જ્ઞાનરૂપી તેની સાથે ઉપરની સર્વ કથા વિવેચન કરી જેથી તે હર્ષ પામી પાછી ભુદરજીએ પોતાના સહકુટુંબ સાથે આનંદથી દિવસ નિર્ગમન કર્યા.

## પ્રભાકર નામના વિદ્યાર્થીની વાત.

ઉજ્જયની નગરીમાં વિક્રમરાજાના વંશમાં નેતમચંદ્ર નામે રાજા રાજ્ય કરતો હતો તેને સંતતીમાં રૂપ ગુણ અને લાવણ્યમાં ભરપુર એવી પદ્માવતી નામની એક કન્યા હતી; તેના વિવાહના સમારંભમાં દેશદેશના રાજવંશિયોને નિમત્રણ કર્યા હતાં. આ વૈભવ જોવાને આસપાસના હજારો લોકોનો મેળાવડો જામેલો તેથી ઉજ્જયણી નગરી એક ઇંદ્રપુરી સમાન શોભી રહી હતી. આ પ્રકારની વાયકા સાંભળી તે મેળાવડો જોવાની તથા દક્ષણા મળવાની લાલચથી કુશળગઢના કેટલએક વિદ્યાર્થી પોતાના ગુરૂ સમેત ઉજ્જયણી જવાને નિકળ્યા, તેમને રસ્તે ચાલતાં એક ચાસપક્ષી ઉડતો દૃષ્ટિએ પડ્યો તે પ્રસગે ગુરૂજી બોલ્યા કે, પ્રવાસે જનાર પુરૂષ

ચાસપક્ષીને સામેથી આવતો ડાબી બાજુએ જતો દેખે તો તે પુરૂ-
ષને નાના પ્રકારનાં ખાનપાન તથા સુકુમાર સ્ત્રીની પ્રાપ્તિ થયા વિના
રહેજ નહીં. એવું શુકનનું ફળ જાણી સર્વે બ્રાહ્મણના છોકરાઓ તે
પક્ષીની પાછળ પડ્યા, પરંતુ તે પક્ષી હદમાં આવેલો તે ડાબી બા-
જુએ નહીં જતાં જમણી બાજુ તરફ ઉડયા કરે; તેથી છોકરાઓ
કંટાળ્યા અને નગરભણી ચાલ્યા, પણ તેમાંનો એક પ્રભાકર નામનો
વિદ્યાર્થી તેની નાદે ચઢયો અને મન સાથે કેવા લાગ્યો કે ગુરૂજીનું
વચન સાચું છે કે જુઠું તેનો નિર્ણય કરવો એમ નિશ્ચય કરી તે
આગ્રહી છોકરો પક્ષી પૂઠે લાગ્યો; પક્ષી જ્યાં જાય ત્યાં તેની પાછળ
તે પણ જાય એમ કરતાં શંધ્યાકાળનો સમય થવા આવ્યો. પો-
તાના સોબતીઓ સઘળા ઉજ્જયણી દાખલ થઇ. ચૂકના પણ પ્રભા-
કર જંગલમાંજ ગોથાં ખાયા કરે. ફરતાં ફરતાં સૂર્ય અસ્તમાન થયો
તે ટાંણે પક્ષીની દૃષ્ટિ આગળ ચાલતાં બંધ પડી તેથી થાકીને એક
વૃક્ષપર બેઠો; એટલે પ્રભાકર તેને ડાબી બાજુએ મુકી જમણી
બાજુ તરફ ચાલ્યો તે અથડાતો કુટાતો દશ ઘટિકા રાત્રી જતાં
જજ્જયણી નગરીના દરવાજા આગળ આવી પહોંચ્યો ને જુવે છે
તો દરવાજા બંધ કરેલા દીઠા; જંગલમાં પક્ષીની પાછળ દોડેલો
તેનો અપૂર્વ થાક અને આખા દિવસનો ક્ષુધાતુર તેમ ગામમાં જ-
વાનો બીજો માર્ગ નહી તેથી નિરાશ થઇ મનમાં કહેવા લાગ્યો કે
હું નકામો ગુરૂના બોલવા પર વિશ્વાસ રાખી ભૂખે મૂવો એમના
કહેવા પ્રમાણે નાના પ્રકારનાં પકવાનો અને સુકુમાર સ્ત્રી મળવી
તો એક બાજુયે રહી, પણ લૂખો સૂકો રોટલો પણ પામ્યો નહીં,
એમ બોલી એક હનુમાનનું સુંદર દેવાલય હશે ત્યાં જઇ નિદ્રાવશ
થયો. ગામમાં રાજકન્યા પદ્માવતીનો વિવાહ દિવસે થઇ ગયો હતો
તેથી તે રાત્રિયે કન્યા ન્હાના પ્રકારના અલંકાર તથા સુંદર વસ્ત્રો
ધારણ કરી પોતાના સયનગૃહમાં જ્યાં સુંદર પુષ્પની શય્યા તથા
સુગંધીદાર પદાર્થો મુકી અનુપમ શોભા કરી દીધો હતી તે સ્થળે
આવી પહોંચી ને જુવે છે તો પતિ ભરનિદ્રામાં પોઢેલો દીઠો તેથી
દીલગીર થઇ એક બાજુએ સુતી. અહીંઆં હનુમાનના દેવળમાં
પ્રભાકર થાકયો પાકયો ભરનિંદ્રામાં પડેલો છે અને રાત્ર પણ મ-
ધ્યના સુમારમાં ગઇ છે તે વખતે હનુમાનનાં દર્શન કરવા આર
ભૂનલોક સહવર્ત્તમાન વૈતાળ આવી પહોંચ્યો, તેણે ભાવપૂર્વક માર
તીનાં દર્શન કર્યાં. તે પ્રસંગે હનુમાનજી વૈતાળ પ્રત્યે બોલ્યા,

વૈતાળ ? મારા દેવળમાં જે આ પ્રચારી બ્રાહ્મણ સુતો છે તેને એમનો એમ ઉચકી જઇ રાજકન્યા પદ્માવતીના પલંગ ઉપર મુકી આવ, અને એના પલંગમાં જે પુરૂષ સુતો છે તેને એમનો એમ ઉંચકી આપણા દેવળમાં લાવી મુક આ પ્રકારની આજ્ઞા થતાંજ પ્રભાકરને પદ્માવતીની સુખશય્યામાં જઇ સુવાડયો અને તેના પતિને મહારૂતીના દેવળમાં લાવી મુકયો. પેલો પ્રભાકર નિદ્રામાંથી જાગૃત થયો તે સમયે ત્યાંનો વિચિત્ર દેખાવ જોઇ ભ્રમણામાં પડયો અને મન સાથે કહેવા લાગ્યા કે, અરે ? હું જંગલમાં મારૂતીના દેવળમાં એક કપડું પાથરી નિદ્રાવસ થયેલો તે આ ઇંદ્રપુરી જેવા અલૌકિક રાજભુવનમાં કેવી રીતે આવ્યો ? આવા વિચારરૂપિ તરંગમાં હિંડોળા ખાય છે એટલામાં પદ્માવતી જાગૃત થઇ અને આ પોતાનો પતિ છે એમ સમજી તેના પ્રત્યે બોલી.

शय्यावस्त्रं चंदनंचारू हास्यं वीणावाणी दृष्यते या च नारी॥

હે સ્વામીન્ ! ! ઉત્તમ પ્રકારની શય્યા, વસ્ત્ર, ચંદનાદિક સુગંધી, અને સીતળ પદાર્થ તથા હાસ્યવિનોદાદી મનને આનંદ આપનારી નાના પ્રકારનાં વાદિત્રોથી ગાયન કરનારી સુંદર સ્ત્રી આપના સન્મુખ હાથ જોડી ઉંભી રહી છતાં પ્રસન્ન અન્તઃકરણથી આપ સંભાષણ કરતા નથી એનું કારણ શું ? ત્યારે પ્રભાકર બોલ્યો.

नभ्राजंते क्षुत्पिपासातुराणाम्, सन्त्ररिभास्तंदुलाः प्रस्यमूलाः॥

હે સ્રી ! જે જે પદાર્થો તે દરસાવ્યા તે ક્ષુધા અને તૃષાથી પિડીત જે પુરૂષ હોય તેને તે રૂચતા નથી, માટે આ સર્વ પદાર્થનો ઉપયોગ કરવાનું સાધન પ્રથમ ચોખા અર્થાત અન્ન છે તે પેટમાં પડયા વગર બધાં નકામાં છે, આટલું કહેતાંજ રાજકન્યા સમજી ગઇ કે દિવસે લગ્નની ખટપટમાં રોકાઇ ગયાથી અન્ન પામ્યો નથી એમ સમજી રસોડામાં જઇ ભાતભાતના પકવાન અને બીજી અમૃત તુલ્ય પદાર્થો થાળમાં પીરસી પતિ પાસે લાવી અને તેને ભોજન કરાવી તૃપ્ત કર્યો; પછી નાના પ્રકારના હાસ્યવિનોદથી ભાષણ કરી રાજકન્યા તથા પ્રભાકરે રજની રંગમાં ગુજારી નિદ્રાવશ થયાં પછી વૈતાળ ફરીથી રાજકન્યાના મેહેલમાં આવી જેવી રીતે પ્રભાકરને લાવ્યો હતો તેવીજ રીતે એક પલકમાં ઉંચકી હનુમાનના દેવળમાં સુવાડયો અને કન્યાના ભતારને પાછો લઇ જઇ કન્યાની સુખશય્યામાં મુકયો. પછી પ્રાતઃકાળ થયો એટલે બન્નો જાગૃત થયાં તે ટાણે રાજકન્યા પોતાના મન સાથે

કહે છે કે, રાત્રીએ જે પુરૂષે મારી સાથે ક્રિડા કરી તે પુરૂષ એ નહી. એવો નિશ્ચય કરી એ હકિકત પોતાનાં માતુશ્રી અને પિતા આગળ વિદિત કરી. રાજા અને રાજપત્નિ બન્ને આશ્ચર્ય પામ્યાં અને રાજકન્યાની વાતને નહીં સ્વિકારતાં તેને તોડીપાડી. તે સમયે કન્યા પિતા પ્રત્યે કહેવા લાગી કે, જે પુરૂષની સાથે મારે સંભાષણ થયેલું છે તેને મેં પ્રશ્ન પૂછ્યો, તેનો ઉત્તર તેણે મને યથાયોગ્ય આપ્યો હતો, તેજ પ્રમાણે આને ખાત્રી થવા સારૂં તે પ્રશ્ન પૂછું છું તેનો જો એ પ્રતિ ઉત્તર આપે તો એ મારો ભ્નાર ખરો. તે સમયે જમાઇને પાસે બોલાવી. કન્યા પાસે પ્રશ્ન પૂછાવ્યો. પરંતુ તેનો ખુલાસો તેનાથી થઇ શક્યો નહીં તેથી રાજાયે તેને તત્કાળ નગરમાંથી કહાડી મૂકયો. પછી કંન્યાનો ભ્નાર કેવે પ્રકારે મળશે એવી ચીંતા કરતો તેનો પિતા વિચારમાં પડયો બાદ યુક્તિ શોધી કહાડી તે એકે કોઇ સુંદર અન્ન પત્ર ( સદાવ્રત ) બાંધી જે કોઇ તે સ્થળે અતીત, અભ્યાગત અથવા અન્નનો ક્ષુધાર્થી આવે તેને ઇચ્છા ભોજન કરાવી ઉપર દર્શાવેલો પ્રશ્ન પુછવો જેથી કોઇક પ્રસંગે જમાઇનો પત્તો લાગી જાય. એવો નિશ્ચય કરી સદાવ્રત સ્થાપ્યું.

અહીંયાં પ્રભાકર મારૂતીના દેવળમાં જાગૃત થયો અને જુવે છે તો પ્રથમ સુતેલો હતો તેજ જગાએ પોતાને દીઠો, તેથી મનમાં વિચાર કરે છે કે, રાત્રીયે મને જે સ્ત્રી વિલાસનું સુખ પ્રાપ્ત થએલું ને શું ખરૂં નહીં તો સ્વપ્નું હશે ? આતે શું કહેવાય ? વળી તે પોતાના સર્વાંગ ઉપર દ્રષ્ટિ ફેરવી મનમાં કહે છે કે, જો સ્વપ્ન કહીયે તો રાજકન્યાયે મારા સર્વંગે સુગંધીદાર પદાર્થો મર્દન કરેલા દેખવામાં આવે છે, વળી કાલ આખો દિવસ ચાસપક્ષીની પછવાડે રખડી થાકથી પીડીત થયેલો ભુખ્યો અને તરસ્યો રત્રે દેવળમાં ઉંઘી ગએલો છતાં મારી ક્ષુધા શાંત થયેલી છે. તસ્માત સ્વપ્ન તો નહીંજ તથાપિ આ કોઇ ઇશ્વરી ચમત્કાર હોવો જોઇએ, એટલું બોલી પોતાને ઘેર ગયો.

ઉજ્જયણી નગરીમાં રાજાયે સદાવ્રત ચાલુ કર્યું તે સ્થળે જે કોઇ સંભવિત મનુષ્ય જોવામાં આવે તેને રાજકન્યા પ્રશ્ન પૂછે પણ તેનો પ્રત્યુત્તર કોઇથી થઇ શકે નહીં. આ બાબતની ચરચા જગો જગ ચાલવાથી પ્રભાકરને ખબર પડી કે તુરત તે ઉજ્જયણી ગયો અને ત્યાં ભોજન કરી પ્રશ્ન શ્રવણ કરવાને રાજકન્યા પાસે આવ્યો. પ્રભાકર ઉપર જેવી રાજકન્યાની દ્રષ્ટિ પડી કે તુરત લજ્જીત થઇ

વૈતાળ ? મારા દેવળમાં જે આ પ્રવાસી બ્રાહ્મણ સુતો છે તેને એમનો એમ ઉંચકી જઈ રાજકન્યા પદ્માવતીના પલંગ ઉપર મુકી આવ, અને એના પલંગમાં જે પુરૂષ સુતો છે તેને એમનો એમ ઉંચકી આપણા દેવળમાં લાવી મુક આ પ્રકારની આજ્ઞા થતાંજ પ્રભાકરને પદ્માવતીની સુખશય્યામાં જઈ સુવાડયો અને તેના પતિને મહારૂતીના દેવળમાં લાવી મુકયો. પેલો પ્રભાકર નિદ્રામાંથી જાગૃત થયો તે સમયે ત્યાંનો વિચિત્ર દેખાવ જોઇ ભ્રમણામાં પડયો અને મન સાથે કહેવા લાગ્યો કે, અરે ? હું જંગલમાં મારૂતીના દેવળમાં એક કપડું પાથરી નિદ્રાવસ થયેલો તે આ ઇંદ્રપુરી જેવા અલૌકિક રાજભુવનમાં કેવી રીતે આવ્યો ? આવા વિચારરૂપિ તરંગમાં હિં- ડોળા ખાય છે એટલામાં પદ્માવતી જાગૃત થઇ અને આ પોતાનો પતિ છે એમ સમજી તેના પ્રત્યે બોલી.

शय्यावस्त्रं चंदनंचारु हास्यं वीणावाणी दृष्यते या च नारी॥

હે સ્વામીન્ ! ! ઉત્તમ પ્રકારની શય્યા, વસ્ત્ર, ચંદનાદિક સુ- ગંધી, અને સીતળ પદાર્થ તથા હાસ્યવિનોદાદી મનને આનંદ આપનારી નાના પ્રકારનાં વાદિત્રોથી ગાયન કરનારી સુંદર સ્ત્રી આપના સન્મુખ હાથ જોડી ઉભી રહી છતાં પ્રસન્ન અન્તઃકરણથી આપ સંભાષણ કરતા નથી એનું કારણ શું ? ત્યારે પ્રભાકર બોલ્યો.

नभ्राजंते क्षुत्पिपासातुराणाम्, सर्वारंभास्तंदुलाः प्रस्थमूलाः॥

હે સ્ત્રી ! જે જે પદાર્થો તે દરસાવ્યા તે ક્ષુધા અને તૃષાથી પિડીત જે પુરૂષ હોય તેને તે રૂચતા નથી, માટે આ સર્વ પદાર્થનો ઉપયોગ કરવાનું સાધન પ્રથમ ચોખા અર્થાત અન્ન છે તે પેટમાં પડયા વગર બધાં નકામાં છે, આટલું કહેતાંજ રાજકન્યા સમજી ગઇ કે દિવસે લગ્નની ખટપટમાં રોકાઇ ગયાથી અન્ન પામ્યો નથી એમ સમજી રસોડામાં જઇ ભાતભાતના પકવાન અને બીજી અમૃત તુલ્ય પદાર્થો થાળમાં પીરસી પતિ પાસે લાવી અને તેને ભોજન કરાવી તૃપ્ત કર્યો; પછી નાના પ્રકારના હાસ્યવિનોદથી ભાષણ કરી રાજકન્યા તથા પ્રભાકરે રજની રંગમાં ગુજારી નિદ્રાવશ થયાં પછી વેતાળ ફરીથી રાજકન્યાના મેહેલમાં આવી જેવી રીતે પ્રભાકરને લાવ્યો હતો તેવીજ રીતે એક પલકમાં ઉંચકી હનુમાનના દેવળમાં સુવાડયો અને કન્યાના ભતારને પાછો લઇ જઇ કન્યાની સુખશય્યામાં મુકયો. પછી પ્રાતઃકાળ થયો એટલે બન્નો જાગૃત થયાં તે ટાણે રાજકન્યા પોતાના મન સાથે

ભાગ્યશાળીને આપદા ક્યાંથી હોય, અર્થાત્ જ્યાં સુધી ભાગ્યનું પ્રબળ છે ત્યાં સુધી કોઇપણ પ્રકારની આપદા (આપત્તી) આવતીજ નથી.

રાજા બોલ્યો દીકરા! "दैवंहि कुप्यते क्वपि" એટલે કોઇ વખત દૈવકોપ થાય ત્યારે ધનની જરૂર પડે છે એટલા માટે બુદ્ધ અને દીર્ઘદ્રષ્ટિવાળા મનુષ્યો દ્રવ્યનો સંગ્રહ કરી રાખે છે.

ચૂડામણી બોલ્યો, હે તાત! "संचयोपि विनश्यति" જ્યારે દૈવ કોપ થશે ત્યારે સંચય કરેલી લક્ષ્મી તે પણ નાશ પામવાની અર્થાત રહેવાની નહીં. માટે મોજ શોખમાં વાપર્યું એજ ખરૂ.

આ પ્રમાણે પુત્રનું સંભાષણ શ્રવણ કરી રાજા બોલ્યો, ભાઇ, તારૂં કહેવું સત્ય છે તથાપિ દ્રવ્યનો વ્યય કરવો તે સદપાત્રે દેશકાળ વર્તમાન તપાસી સારે માર્ગે કર્યો હોય તો પુણ્યકારી અને સુખકાર કહેવાય અને લોકમાં કીર્તિ વધે.

ચૂડામણી બોલ્યો, સારે માર્ગે હજારો બલકે લાખો મનુષ્ય પૈસાનો વ્યય કરે છે તથાપિ તેમાંનો કયો પુરૂષ સુખ સંપાદન કરી સ્વર્ગની પદ્વીને પામ્યો તેમાંનો એક તો દર્શાવો? માટે પ્રત્યક્ષ સુખ મેળવ્યું એજ ખરૂં. ઇત્યાદિ ઇત્યાદિ નાસ્તિકના જેવાં અને વજ્રપ્રાય પોતાના પિતાને વચનો સંભળાવી દલગીર કર્યા, પછી રાજા મનમાં શોક ધરતો કહેવા લાગ્યો કે મૂર્ખો બોધ કરવો એ ધુળ ઉપર લીપણુ જેવો (વ્યર્થ) છે. કહ્યું છે કે,

**मुक्तस्यहारो न च मर्कटस्य मिष्टान्नहारं न च गर्दभस्य ॥
अन्धस्य दीपं बधिरस्य गीतं, मूर्खस्य किं ज्ञावकथा प्रसंगः१४५**

"મોતીનો હાર વાંદરાના કંઠમાં પહેરાવવો, સારાં અને મિષ્ઠભોજન ગર્દભને ખવરાવવાં જન્મઅંધ મનુષ્યને દીવો દેખાડવો, અને બહેરા મનુષ્યના આગળ ગાયન કરેવું. અને જેમ નકામું છે તેને મૂર્ખ મનુષ્યના આગળ સદ્બોધ અથવા જ્ઞાનની વાત કરવી એ વ્યર્થ છે. મૂર્ખાને ગમે એટલો બોધ આપીયે તથાપિ તેનું ચિત્ત સારાં આચરણ તરફ કદી જવાનુંજ નહીં કહ્યું છે કે,

**लभेत सिकतासु तैलमपि यत्नतः पीब्यन्निपवेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ॥ कदाचिदपि पर्यटञ्छ शविषाणमासा मादयेन्न तु प्रतिनिविष्ट मूर्खजन चित्तमारा धयेत् ॥१४६॥**

મનમાં વિચાર કરવા લાગી કે, મારો ભ્રતાર નિશ્ચે આજ છે. પરંતુ પ્રશ્નનો ઉત્તર આપશે એટલે નિઃસંશય ખાત્રી થશે, પછી ઉપર કહેલો પૂર્વાર્દ્ધ શ્લોક કહી સંભળાવ્યો તે સમયે પ્રભાકરે અગાઉ માફક પ્રત્યુત્તર આપ્યો. આ ઉત્તર શ્રવણ કરતાં તેજ ક્ષણે જેવું કમાનમાંથી તીર છુટે તે રીતે એકદમ ત્યાંથી હર્ષભરી ઉઠી પોતાના પ્રાણ પતિને ચરણે નમી પોતાનાં માતપિતાને બોલાવી સમાચાર કહ્યા, કે એજ મારો પતિ, તે દિવસનાં મને આજ દર્શન આપ્યાં. કન્યાની નિદિત કરેલી સર્વ હકિકત અવલોકન કરી રાજાએ પોતાના પુરોહિતને કહી સંભળાવી, પછી તેમની આજ્ઞા લઇ રાજકન્યાનાં મોટા થાટમાટથી પ્રભાકર સાથે લગ્ન કર્યાં અને કન્યાદાનમાં લાખો રૂપીયાના અલંકાર તથા ધનમાલ અને અનુપમ વસ્ત્રો આપી વરકન્યાને સાસરે વિદાય કીધાં. સ્ત્રી પુરૂષ ઘેર આવ્યાબાદ પોતાનાં સગાં કુટુંબને મળ્યાં, ભેટવાં અને આનંદમંગળથી સંસારસુખ ભોગવવા લાગ્યાં.

## ચુડામણી નામના રાજકુમારની વાત.

કુંદનપુર નગરમાં દાનસિંહજી નામે રાજા રાજ્ય કરતો હતો, તેને એક ચૂડામણી નામે સર્વ ગુણ સંપન્ન એક રાજકુમાર હતો; પરંતુ તે પરસ્ત્રી લંપટ હોવાથી સઘળા ગુણ ગુમાવી દે અપાર દ્રવ્યનો નાશ કરવા લાગ્યો. આ દુર્ગુણ કેટલેક દિવસે એના પિતા અર્થાત રાજાના જાણવામાં આવ્યા, તે ટાળવાને તેણે ઘણા ઘણા ઉપાયો કર્યા પણ કોઇ ઉપાયથી રાજકુમાર સુધર્યો નહીં. તેથી રાજા ચિંતા કરતો કહેવા લાગ્યો કે, મારી વૃદ્ધાવસ્થા પછી આવા સ્ત્રી લંપટ પુત્રના હાથથી દોલતનું અરક્ષણ તથા રાજ્યની વ્યવસ્થા કેવે પ્રકારે થશે, ઇત્યાદિ બાબતોનું સ્મરણ કરતો મોટા વિચારમાં પડયો. એક દિવસ દાનસિંહજીયે પોતાના કુંવરને પાસે બોલાવી સુધારવા સારૂં ઘણા પ્રકારનો બોધ કર્યો. પરંતુ પોતે ચતુર અને વિચારવંત છે તથાપિ પિતાના એક પણ શબ્દને માન નહીં આપતાં પિતાને હસવા લાગ્યો તે પ્રસંગે બાપ દીકરાનું વાક ચતુરાઇથી અન્યોઅન્ય ભાષણ ચાલ્યું,

રાજા બોલ્યો, હે પુત્ર ? " आपदर्थे धनंरक्षेत् " એટલે આપત્તિના સમયને સારૂં ધનનું રક્ષણ કરવું પંડિતોનું વચન છે છતાં તું ધનનો આડેમાર્ગે ઉપયોગ કરે છે એ તારી લાયકીને છાજતું નથી.

ચુડામણી બોલ્યો, પિતાજી ? "भाग्यभाजः क्वापदः " એટલે

ભાગ્યશાળીને આપદા કયાંથી હોય, અર્થાત્ જ્યાં સુધી ભાગ્યનું પ્રબળ છે ત્યાં સુધી કોઇપણ પ્રકારની આપદા ( આપત્તી ) આવતીજ નથી.

રાજા બોલ્યો દીકરા ! " दैवंहि कुप्यते क्वपि " એટલે કોઈ વખત દૈવકોપ થાય ત્યારે ધનની જરૂર પડે છે એટલા માટે સુજ્ઞ અને દીર્ઘદૃષ્ટિવાળા મનુષ્યો દ્રવ્યનો સંગ્રહ કરી રાખે છે.

ચૂડામણી બોલ્યો, હે તાત ! " संचयोपि विनश्यति "જ્યારે દૈવ કોપ થશે ત્યારે સંચય કરેલી લક્ષ્મી તે પણ નાશ પામવાની અર્થાત રહેવાની નહીં. માટે મોજ શોખમાં વાપર્યું એજ ખરૂં.

આ પ્રમાણે પુત્રનું સંભાષણ શ્રવણ કરી રાજા બોલ્યો, ભાઇ, તારૂં કહેવું સત્ય છે તથાપિ દ્રવ્યનો વ્યય કરવો તે સદપાત્રે દેશકાળ વર્તમાન તપાસી સારે માર્ગે કર્યો હોય તો પુણ્યકારી અને સુખકાર કહેવાય અને લોકમાં કીર્તિ વધે.

ચૂડામણી બોલ્યો, સારે માર્ગે હજારો બલકે લાખો મનુષ્ય પૈસાનો વ્યય કરે છે તથાપિ તેમાંનો કયો પુરૂષ સુખ સંપાદન કરી સ્વર્ગની પદીને પામ્યો તેમાંનો એક તો દર્શાવો? માટે પ્રત્યક્ષ સુખ મેળવ્યું એજ ખરૂં. ઇત્યાદિ ઇત્યાદિ નાસ્તિકના જેવાં અને વજ્રપ્રાય પોતાના પિતાને વચનો સંભળાવી દલગીર કર્યા, પછી રાજા મનમાં શોક ધરતો કહેવા લાગ્યો કે મૂર્ખો બોધ કરવો એ ધુળ ઉપર લીપણુ જેવો (વ્યર્થ) છે. કહ્યું છે કે,

**मुक्तस्यहारो न च मर्कटस्य मिष्टान्नहारं न च गर्दभस्व ॥**
**अन्धस्य दीपं बधिरस्य गीतं, मूर्खस्य किं ज्ञावकथा प्रसंगः१४५**

"મોતીનો હાર વાંદરાના કંઠમાં પહેરાવવો, સારાં અને મિષ્ટભોજન ગર્દભને ખવરાવવાં જન્મઅંધ મનુષ્યને દીવો દેખાડવો, અને બહેરા મનુષ્યના આગળ ગાયન કરવું. અને જેમ નકામું છે તેને મૂર્ખ મનુષ્યના આગળ સદ્બોધ અથવા જ્ઞાનની વાત કરવી એ વ્યર્થ છે. મૂર્ખાને ગમે એટલો બોધ આપીયે તથાપિ તેનું ચિત્ત સારાં આચરણ તરફ કદી જવાનુંજ નહીં કહ્યું છે કે,

**लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ॥ कदाचिदपि पर्यटञ्छ शविषाणमासा मादयेन्न तु प्रतिनिविष्ट मूर्खजन चित्तमारा धयेत् ॥१४६॥**

"કોઇ પણ પુરૂષ ઘણાજ શ્રમથી રેતીને પીસે તો તેમાંથી તેલ કાઢી શકે? તૃષ્ણાથી પીડીત થતો કોઇ પણ મનુષ્ય મૃગ તૃિષ્ણા (ઝાંઝવાનાં જળ) નું જળ પાન કરી શકે? પૃથ્વીમાં ફરતો કોઇ પણ પુરૂષ કોઇ દિવસ વિધિયે નહીં સરજેલું એવું સસલાનું શીંગડું મેળવી શકે? માટે હરકોઇ વિષયમાં પડેલા મૂર્ખ માણસના મનને કોઇપણ માણસ કોઇ રીતે પણ ચલાયમાન કરી શકે નહીં." આવો નિશ્ચય કરી ચૂડામણીને બોધ આપવાનો મૂકી દીધો ત્યાર બાદ સારા સભ્ય અને વિચારવંત મનુષ્યોને સભામાં બોલાવી રાજાયે જાહેર રીતે પોતાના પુત્રની તવારીખ કહી સંભળાવી અને બોલ્યો કે 'જે કોઇ મનુષ્ય (સ્ત્રી કિંવા પુરૂષ) મારા રાજકુમાર ચૂડામણીને દુરાચરણમાંથી મુક્ત કરી સદાચરણમાં લાવશે તે પુરૂષને દશહજારની પ્રાપ્તી થાય એવું ગામ જહાગીરમાં આપીશ.' આ પ્રમાણે રાજા દાનસિંહનું ભાષણ સભામાં બેસનાર સદગૃહસ્થોય શ્રવણ કર્યું. પરંતુ રાજપુત્રને સ્ત્રી લંપટના પાસમાંથી છોડાવી સારા માર્ગ ઉપર લાવી શકે એવી કોઇ પણ પુરૂષે હામ ભરી નહીં. આ વાર્તા આખા ગામમાં પ્રસરી રહી. તે પ્રસંગે દાનસિંહજીની પરમ ચતુર અને સુશીલ સ્વભાવની રાખેલી સુકોમળા નામે કળાવંતી હતી તે રાજકચેરીમાં આવી પ્રતિજ્ઞા કરી બોલી કે, હે રાજેન્દ્ર? આપના રાજકુમાર ચૂડામણીને સદબોધથી પાવરધો કરી એક વર્ષની અંદર પરસ્ત્રીયોના મોહપાસમાંથી મુક્ત કરીશ,, પરંતુ એ કામ બદલ એક લક્ષ રૂપૈયા અગાઉથી ખર્ચ બદલ મને અપાવી આપનો કુંવર ચૂડામણી મારા સ્વાધીનમા સોંપવો જોઇએ. રાજકુમારોને સુધારી ચતુર વિચક્ષણ બનાવવા એ અમારા કુળનો ધર્મ છે. સુકોમળાનું વચન શ્રવણે પડતાંજ રાજાયે એક લક્ષ રૂપૈયા રાજ તેજોરીમાંથી મંગાવી તેને હવાલે કર્યા. અને ચૂડામણીને કચેરીમાં બોલાવી કહ્યું કે; એક વર્ષ સુધી તારે સુકોમળાના તાબામાં રહી તે જે કહે તે પ્રમાણે વર્તવું. જો આ પ્રસંગે અમારા હુકમને તાબે નહી થઇશ તો તુને અમારા દેશની હદપાર કાઢી મુકવામાં આવશે. આ પ્રમાણે સખત તાકીદ આપી રાજકુમાર કળાવંતીને સ્વાધીન કર્યો. સુકોમળા તે રાજકુમાર તથા નાણું લઇ ઘેર ગઇ અને ચૂડામણીને ખાવાપીવાની સર્વ તજવીજ તેના ઘરના વૈભવ પ્રમાણે કરી આપી રહેવાને સારૂં પાસેજ એક સુંદર બંગલો હતો તેમાં રાખ્યો. રાત્રને સમે તેને એક પ્રહર પોતાની

-ઓની પાસે જવાની છુટ આપે અને સાત પ્રહર પોતાની પાસે રા-
ખી નાના પ્રકારનો બોધ આપવા લાગી સ્ત્રીઓમાં ગુણુ તથા દુર્ગુણુ
કેવા કેવા હોય છે, પરસ્ત્રી લંપટ થવાથી પુરૂષને કેટલી હાની પ-
હોંચે છે, ઘણાક રાજાઓ તથા સારા સારા ખાનપાનનાં કુટુંબનો ના-
શ થઇ જવાના અનેક દ્રષ્ટાંતો ઉપર દ્રષ્ટાંત આપી એના હૃદયને
ભેદી નાંખે એવી શિખામણુ દે તથાપિ કંઇ પણુ અસર એને લા-
ગે નહીં તેથી તે ભારી વિચારમાં પડી મન સાથે કહેવા લાગી કે,
રાજા પાસેથી એક લક્ષ રૂપૈયા લઇ એની આગળ કુંવરને સુધારી
આપવાની પ્રતિજ્ઞા કરી છે છતાં જો કુંવર નહીં સુધરે તો જરૂર
રાજા મને પરિપત્ય કર્યા વિના મુકનાર નથી, આવો વિચાર મનમાં
લાવી તેના દુર્ગુણુ ટાળવાને એક યુક્તિ શોધી ક્હાડી, તે એક સ્ત્રી
ચો કેવા પ્રકારની હોય છે અને પુરૂષોનું મન કેવે પ્રકારે આકર્ષિત
કરે છે ઇત્યાદિ સ્ત્રી ચરિત્ર સંભળાવી સુધારવાનો નિશ્ચય કરી તેના
પ્રત્યે બોલી હે રાજકુમાર? સ્ત્રીયોમાં મોહની કેવી રહેલી છે તે વિ-
ષે પંડિત જનોયે કહ્યું છે કે.

दर्शनात् हरते चित्तं, स्पर्शनात् हरते वलं ।
संभोगात् हरते विर्यं, नारी प्रत्यक्ष राक्षसी ॥ २४६ ॥

"માત્ર એને જોવા થકીજ તે પુરૂષનુંજ ચિત્ત હરી લે છે, એ-
નો સ્પર્શ કરવાથી બળને હરી લે છે, એની સાથે વિષયસુખ ભોગવ-
વાથી સત્વ (બળ) હરી લે છે. માટે નારી એ પ્રત્યક્ષ રાક્ષસી રૂપ
જાણુવી. તેથી સ્ત્રીયોની સાથે આપ સરખા રાજ્યવંશી પુરૂષે કદી
પણુ અસક્ત મન થવા દેવું નહીં. સ્ત્રી લંપટ પુરૂષની પ્રતિષ્ટા ખં-
ડન થતં વાર લાગતી નથી, વળી એ અપરાધે કરી તેનાં કરેલાં સુ-
કૃત તથા ઘણાજ શ્રમથી સંપાદન કરેલી દોલત અને પૂર્વજોથી
ચાલતો આવેલો યશ અથવા કીર્તિ ઇત્યાદિ સર્વનો નાશ થાય છે.
સ્ત્રીયો એ કાપટય, કુટીલપણું દંભ અને મૂર્ખતાની મોહનીરૂપ પુ-
તળી છે એ સઘળા દોષ એના સ્વભાવિક હોય છે. પરંતુ જે જા-
રિણી અથવા વ્યભિચારિણી હોય તેનામાં તે હજારો દુર્ગુણુ તેના હૃ-
દયમાં વસેલા રહે છે માટે ચતુર પુરૂષે એનાથી હમેશાં દુર રહેવું. સ્ત્રી-
યોના પેમામ અને એનાં ચરીત્રોનો પાર દેવતા સરખા પણુ પામી
શક્યા નથી તો મનુષ્ય તે શા લેખામાં? એ વિષે કહ્યું છે કે.

नृपस्य चित्तं कृपणस्य वित्तं मनोरथं मानस दुर्जनं च ॥
स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्य देवो न जानाति कुतो मनुष्यः ॥२४७॥

રાજાના મનની વાત, કૃપણ પુરૂષનું દ્રવ્ય; દુર્જન મનુષ્યના મનોરથા સ્રીયેનું ચરિત્ર અને પુરૂષનું ભાગ્યોદય એટલાની દેવતા સરખાને ખબર પડતી નથી તો મનુષ્ય તે શી ગણત્રીમાં ?

માટે હે રાજકુમાર ! પ્રાણાંતે પણ સ્રીયોની સોબત કરવી નહી. તેઓના કુટીલપણા વિષેની એક વાત તુને કહુંછું તે એકાગ્રહ ચિત્તે સાંભળ.

## સોમ શર્મા પંડિતની વાત.

કમળાવતી નગરીમાં સોમશર્મા નામે શુક્લ બ્રાહ્મણ વેદશાસ્ત્ર સંપન્ન અને મહાચતુર રહેતો હતો: તે કાંતિવંત અને વિચિક્ષણ સ્વભાવનો તથા શાન્તગુણી હતો તેથી રાજા આદિ સકળ પ્રજા તેને ઘણુંમાન દેઇ બોલાવતા. પરંતુ દૈવયોગથી દારિદ્ર અવસ્થા ભોગવતો હતો એટલુંજ નહિ પણ એને વિલાસવતી નામે જે સ્રી મળેલી તે પરમ સુંદર તથાપિ દૂરાચરણી અને ક્રુર સ્વભાવની તેથી ઘરમાં ક્ષણમાત્ર પણ તેને સુખે બેસવા દેતી નહોતી, આ કારણથી બીચારો નિરંતર શોકાગ્રહવૃત્તી ભોગવતો હતો. વિલાસવતી પોતાનો પતિ આ પ્રકારનો પરમ ગુણી છે એવું જાણતી છતાં તેને ધિક્કાર ભરેલી દૃષ્ટિથી જોતી અને નિરંતર પરપુરૂષથી રમણ કરતી હતી. આવા દુષ્કર્મોથી ત્રાસપામી સોમશર્મા અન્ય દેશાન્તર નીકળી ગયો, રખડતો રઝળતો કેટલેક દિવસે શ્રીરંગપુર શહેરમાં આવી કોઇ સારી જગા ભાડે લઇ તેમાં મુકામ કર્યો. અને ગામના લોકોમાં પ્રીતિ મેળવી પોતાનો શાસ્ત્રાર્થ સંબંધી ઉદ્યોગ ચલુ કીધો તેથી દિવસે દિવસે દ્રવ્યની પણ પ્રાપ્તિ સારી થવા લાગી. એ ગામમાં "આરામ સરાહ' નામે મોટું બજાર હતું, એ ઠેકાણે મોટા શાહુકારો તથા ઉંચ વર્ગનાં લોકો વસતા હતા ત્યાંહાં કાંગ પ્રસંગે જતાં આવતા સુખલાલજી નામનો એક શાહુકાર તેની સાથે દોસ્તી બંધાવાથી અવકાશના સમયે બબ્બે ઘડી બેઠક રાખેલી તેથી ત્યાં જતા, એક દિવસ સોમશર્મા શહેરમાં ફરતો ફરતો એક શાહુકારની હવેલી આગળ આવી રહેજ ઉભોરહો હતો તેવામાં તેની નજર પદ્માવતી નામે પરમ સુંદર અને ચતુર યોવનના મદમાં બનેલી એકલી પોતાની હવેલીમાં બીજામાળના ગોખમાં હાસ્યવદનથી બેઠેલી સ્રીનાં ઉપર

પડી; તે જોઇ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે, આહા ? શું વિધિયે સ્ત્રીરૂપી રત્ન બનાવ્યું છે! એટલે છેની તારીફ કરવા લાગ્યો;

क्वचित्सुभ्रूभङ्गैः क्वचिदपि लज्जा परिगतैः ॥
क्वचिद्भातित्रस्तैः क्वचिदपिच लीलाविलसितैः ॥
नवोढानामेतैर्वदनकमलैर्नेत्रलसितैः ॥
स्फुरन्नीलाब्जानां प्रकरपरिकीर्णा इवदिशाः ॥ ३४८ ॥

" કોઇ વેળા સુંદર ભ્રકુટી ભંગે, કોઇવેળા લજ્જાથી કરેલા હાવભાવથી, કોઇવેળા નેત્રોથી ચમકેલાં, કોઇવેળા લીલાથી કરેલા હાવભાવ વાળાં અને નેત્રથી શોભતાં એવાં *નવોઢાનાં મુખ કમળે દિશાઓ ડોલતા શ્યામકમળના સમુદાયથી જાણે ઢંકાયલી હોય એ પ્રકારનાં લક્ષણથી પૂર્ણ આસ્ત્રી જણાય છે." આવી સ્ત્રી જે પુરૂષને મળી હશે તે પુરૂષને ધન્ય છે. એવા વિચાર રૂપી તરંગમાં નિમગ્ન થતો ઉભો રહ્યો છે; એટલામાં શાહુકારની સ્ત્રી પદ્માવતીની નજર નીચે ઉભેલા તારૂણ્ય, સુદૃઢ અને કાન્તિવંત બ્રહ્મદેવના ઉપર પડી, તુરત કામાગ્નિ પ્રદિપ્ત થવાથી તે બ્રાહ્મણને ઉપર બોલાવવાને કેટલીક સંજ્ઞાઓ કરી. પરંતુ તે નિર્દોષ અને પત્નારી તેના પરના ગૃહમાં પ્રવેશ કેમ કરાય, આ ભયથી અંદર નહીં જતાં તેજ સ્થળે સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. સ્ત્રી ઘણીજ વિષયાંધ બની ગયેલી હોવાથી પોતાના કામ રૂપી મદને મદરૂપી અંકુશથી રોકી શકી નહી તેથી ગોખમાંથી નીચે ઉતરી તેને સન્માન આપી ઘરમાં તેડી ગઇ; અને પાછળથી ઘરનું દ્વાર બંધ કીધું.બાદ ઉપરજઇ સુંદર હાવભાવ અને નેત્રના તિક્ષણ કટાક્ષના બાણથી બ્રહ્મદેવનું મન એવું તો વિન્હળ કરી નાખ્યું કે પોતાનું જ્ઞાન અને ડાહાપણ કયાંહાં જતું રહ્યું તેનો પત્તો પણ લાગ્યો નહિ. પંડિતોએ કહેલું છે કે જ્યાંસુધી શાણા અને વિવેકી પુરૂષને સ્ત્રીનાં કટાક્ષરૂપી બાણ ન વાગ્યાં હોય ત્યાં સુધીજ તેનું ડાહાપણ અને શહાણપણ વખણાય છે. આટલું કહી પોતે નીચેનો શ્લોક બોલ્યો.

तावदेव कृतिनां हृदि स्फुरत्येष निर्मल विवेकदीपकः ।
यावदेव न कुरङ्गचक्षुषां ताडयते चपललोचनाञ्चलैः ॥३४९॥

---

* પ્રથમ સાસરે આવેલી તરૂણ સ્ત્રી.

" જ્યાં સુધી કુરંગના જેવાં નેત્રવાળી સ્ત્રીયોના ચંચળ નેત્ર કટાક્ષ વાગ્યા ન હોય ત્યાં સુધીજ વિવેકી પુરૂષના હૃદયમાં નિર્મળ વિવેક રૂપી દીપક સ્ફુરે છે." માટે હે મન, કટાક્ષરૂપી બાણુના ઝેરથી હૃદય ભેદાઇ ગયું તેનો શો ઉપાય કરવો? સર્પ કરડવાના ઝેરનો ઉપાય તો છે તથાપિ કટાક્ષબાણુ રૂપિ ઝેરી ઘા રૂઝાવાનો એકે ઉપાય સુજતો નથી કહ્યું છે કે,

व्यादीर्घणे चलन वक्रगतिना तेजस्विना भोगिना ॥
नीलाब्जद्युतिनाऽहिना वरमहं द्रष्टो न तच्चक्षुषा ॥
दृष्टेसन्ति चिकित्सका दिशि दिशि प्रायेण धर्मार्थिनो ।
मुग्धाक्षीण विक्षितस्य नहि मे मंत्रो नचाप्यौषधम् ॥३१०॥

" લાંબો, ચંચળ, વાંકી ગતી વાળો, મણિથી શોભિતો, અને કૃષ્ણવર્ણો અતિ કાળો સર્પ કરડે તો તે સારો; પણ સ્ત્રીનું કટાક્ષ રૂપિયું નેત્ર કરડે તે ઠીક નહી. કારણ કે કાળો સર્પ કરડયો હોય તો તેનો ઉપાય કરનાર કોઇ ધર્મિષ્ઠ ચિકિત્સક પુરૂષ મળી આવે છે પરંતુ જો સુંદર સ્ત્રીનાં નેત્રથી ઘવાયો હોય તો તેના ઉપાય માટે મંત્ર કે ઔષધી કાંઇપણુ નથી."

પછી સોમશર્મા બ્રાહ્મણે પદ્માવતીનો અત્યાગ્રહ દેખી વિષય સુખનો લાભ લીધો. ત્યાર બાદ સ્ત્રીયે ઘણાજ પ્યારથી તેને વંદન કર્યું અને બોલી, મહારાજ ! મારો પતિ બપોરથી સાયંકાળ પર્યંત બજારનાં સરાફની પેઢી છે ત્યાં જાય છે. અને હું એકલી હમ્મેશાં અહિંજ રહું છું, તેથી બપોર પછી આપે નીર્ભયપણે પધારવું એમ કહી સોનાની એક મહોર તેમના હાથમાં મૂકી અને બોલી કે, રોજ એ પ્રમાણે એક એક મહોર આપતી જઇશ એમ કહી બ્રહ્મદેવને વિદાય કર્યે. બ્રહ્મણુ સોનાની મોહોર દેખી પરમ આનંદ પામ્યો અને ઘેર ગયો. પંડીતજીને જર અને જોરૂ બે વસ્તુ અનાયાસે પ્રાપ્ત થયાં તેથી હમેશ મિષ્ટાનપાન કરી પદ્માવતી પાસે જાય અને સોના મોહોર લાવે, આ રીતે દશ પંદર દિવસ નિકળી ગયા.

બ્રહ્મદેવ પ્રથમ સુખલાલજી શેઠની દુકાને પોતે નિત્યપ્રત્યે જતા, પરંતુ કંચન અને કામીનીના મોહપાસમાં ગુથાઇ જવાથીતે પંદર વીશ દિવસ સુધી મુદલ ગયેલાજ નહી. પછી કેટલેક દિવસે સ્મરણુ થવાથી સુખલાલજીની દુકાને ગયા, પ્રસંગે શેઠે પુછ્યું કે બ્રહ્મદેવ ! આપનું

આગમન આ તરફ ઘણે દીવસે થયું માટે આપને પુછવાનું કે, શું કોઈ અન્ય ગામ ગયેલા અથવા ભારી કામમાં રોકાયલા હતા, કિંવા પ્રકૃતીમાં કાંઇ બીગાડ થયો હતો કે કેમ? તે કૃપા કરીને કહો. ત્યારે સોમશર્મા બોલ્યો શેઠજી! સર્વ વાતે સુખી છું, ગામ પરગામે પણ ગયો નથી તેમ ભારી કામમાં પણ રોકાયો નથી, તથાપી હર્ષ અને શોકથી યુક્ત એક મોટી પિડામાં આવી ગયો છું તેથી આટલા દિવસ આપની પાસે આવવાનું બન્યું નહોતું. આ પ્રકારનું માર્મિક અને ગર્ભીત ભાષણ બ્રાહ્મણના મુખથી શ્રવણ કર્યું એટલે સુખલાલજી બોલ્યા ઋષિરાજ! હર્ષ અને શોકથી યુક્ત એવી પીડા તો તમારા મુખથી સાંભળી, માટે એનો સ્પષ્ટ રીતે ખુલાસો કરો. સોમશર્મા અને સુખલાલજી વચ્ચે પ્રીતીનો પાસ એવોતો બંધાયલો હતો કે ગમે તેવી છુપી વાત હોય તો પણ એક બીજા આગળ કહી મનનું સમાધાન કરતા, તેથી આ વાત પણ કહેવી શરૂ કીધી.

" અમુક દિવસે ગણેશ પોળમાં ચંપાના વૃક્ષની સમીપ સહેજ કંઇ કામે ગયેલો, ત્યાં રસ્તામાં એક હવેલી આગળ ઠોકર લાગવાથી સહેજ ઉભો રહ્યો અને ઉંચી દૃષ્ટિ કરી તો ઉર્વશીના કરતાં પણ વિશેષ કાન્તિવંત અને ભર યુવાનવસ્થામાં મસ્ત અનેલી એક ચંદ્રવદની ગોખમાં બેઠેલી જોઇ તેમ તે સ્ત્રીની પણ દૃષ્ટિ મારા ઉપર પડી; તે પ્રસંગે મને પોતાની પાસે બોલાવવાને ઘણી સમસ્યા કરી પણ મારી હિમ્મત નહીં ચાલવાથી હું ત્યાંજ ઉભો રહ્યો પછી તે નીચે આવી મને ઉપર તેડી ગઇ અને હાવભાવ તથા નેત્રના કટાક્ષથી મારૂં મન આકર્ષિત કરી લીધું ત્યાર બાદ તેણે મારાથી રતી રંગનું સુખ ભોગવી હાથમાં એક સોનાની મહોર આપી હમેશનું બપોર પછીનું નીમંત્રણ કરી મને વિદાય કીધો. તેથી હમેશ ત્યાં જાઉછું એનો પતિ બપોરના જમીને દુકાને જાયછે તે સંધ્યાકાળે પાછો ઘેર જાય ત્યાં સુધી નિરભ્રાન્તપણે રંગે રમુ છું. સ્ત્રીથી વિલાસ ભોગ રમવો એ એક જાતનું ક્ષણિક સુખ છે. પરંતુ કોઇ દિવસ એના પતિના અથવા આત્મબંધુ વીગેરેના જાણવામાં આવે તો મસ્તક છેદાતાં વાર લાગે નહી માટે હર્ષ અને શોક રૂપી પિડામાં આવી ગયો છું એમ આપને કહ્યું; આ રીતે પોતાની હકિકત સુખલાલજીના આગળ કહી તેના મનનુ સમાધાન કર્યું ' પદમાવતી એ તેજ પુરૂષની એટલે સુખલાલની સ્ત્રી છે અને એનાંજ ઘરની હું વાત કરૂં છું એ ખબર

શોભશર્માને બીલકુલ નહોતી તેથી સ્વાભાવીક રીતે વાત કરી, તે સાંભળી સુખપાલજીના મનમાં સંશય ઉત્પન્ન થયો કે બ્રહ્મદેવે દશાવેલી નિશાની ઉપર મારૂં ઘર છે માટે જરૂર મારી સ્ત્રી હેની જોડીએ એ ખચીત સમજવામાં આવ્યું. પરંતુ દૃષ્ટિએ દીઠા શિવાય કહેવું એ મુર્ખનું બોલ્યું છે તેથી મુંગોજ રહ્યો. બીજે દીવસે તેજ સમે ઉપર તેને પકડવા સારૂ દુકાનથી નિત્ય જતો હતો તે કરતાં ચાર ઘડી વહેલો ગયો. અને દરવાજા બહારથી સાદ કરી બોલાવવા લાગ્યો તે સમયે સોમશર્મા તથા પદ્માવતી બન્ને આનંદમાં ગમ્મત કરતાં હતાં તેમણે સાદ સાંભળ્યો કે પદ્માવતીના મનમાં ત્રાસ પડ્યો અને વિચાર કરવા લાગી કે જારને ક્યાં સંતાડવો! શાહુકારે ઉપરા ઉપરી સાદ પોકારી આખું ગામ ગજાવી મુક્યું. તેવામાં સ્ત્રીને કાશીથકી આણેલી કાવડ ઘણા વર્ષની જુની ઘરમાં પડી હશે તેમાં સંતાડવાની મતિ સુઝી. તેથી બ્રહ્મદેવને કાવડમાં બેસાડી ઢાંકણું ઢાંકી દઇ આંખો ચોળતી આવી દ્વાર ઉઘાડી પતિને ઘરમાં લીધો. તેના મનમાં ક્રોધાગ્નિ વરસી રહેલો, તેથી હાથમાં એક લાકડી લઇ ચારે કોર તપાસ કરવા લાગ્યો પરંતુ જારપુરૂષ કહીં જોવામાં આવ્યો નહી, પછી થાકીને સુખપાલજી શેઠ ગાદીપર આવીને બેઠા એટલે પદ્માવતી શેઠની પાસે આવી અને વિનોદથી પુછવા લાગી કે, પ્રાણનાથ! આજે આપ ક્રોધાયમાન વિશેષ દેખાવછો અને ઘેર પણ આગમન સત્વર થયું તેનું કારણ શું! પદ્માવતી આ પ્રમાણે બોલે છે એટલામાંજ ક્રોધથી રાતાતાતા થઇ સ્ત્રીને દૂર ધકેલી મૂકી એક કાવડ જોવાની બાકી રહી ગયેલી તેમાં પેલી લાકડી ખોસી; ભુદેવને કાવડમાં પગ-રાંચેલા હતા તેથી તેને લાકડીનો છેડો લાગવાથી ગભરાટ લાગ્યો તેથી અંદર ને અંદર પેસાબ થઇ ગયો. તેનો રેલો એક બાજુએ ખાંડણિયો કાટ્યો હશે તે તરફ ચાલ્યો જવાથી ભરાઇ ગયો; તે સમે પતિને ક્રોધાયમાન દૃષ્ટીથી કહ્યું કે હે સ્વામીન્? આજે કાંઇ ભાંગ, માજમ યા નો કાંઇ કેફ કરી છે કે કેમ! દિવાનાની માફક કાવડમાં હજારો કોશથી મહામુસિબતે તમારા વડીલો ગંગાજળ ભરી લાવેલા તે શીસા ફોડી નાખ્યા. આતો તમને શું કહેવું! ગંગાજળ ઢોળી જઇ જુવો પેલો ખાંડણિઓ ભરાઇ ગયો. ગંગાજળ પ્રાસન કરી જાઓ. નહી તો અઘોર પાપના અધિકારી થશો. સુખપાલે સત્ય માની ખાંડણિયામાં ભેગું થયેલું બ્રહ્મદેવનું તીર્થ પ્રાસન કર્યું

પણ તે ખારૂં અને ભાંભલ લાગતાથી સ્ત્રીયે જવાબ દીધો પ્રાણનૃ-
લ્લ ? ખાંડણિયામાં મીઠું ખાંડ્યું હતું જેથી ખારૂં લાગ્યુ હશે. આ
પ્રકારના હાજર જવાબી શબ્દોથી પદ્માવતીયે પોતાના ભોળા પતિને
ચારના મુત્રનું પાન કરાવ્યું. બાદ થાકીને પાછો દુકાને ગયો. એટલે
સોમશર્માને કાવડમાંથી બહાર કહાડી હાથમાં મહોર આપી વિદાય
કર્યો. બીજે દિવસે નિત્યના નિયમ પ્રમાણે બ્રહ્મદેવ સુખલાલ શેઠની
દુકાને જઇને બેઠો અને વાતેવાત કરતાં હસીને કહેવા લાગ્યો કે,
સુખલાલજી શેઠ ! ગઇ કાલે તો હું તમને શી વાત કહું ? કાલે તો
અરેખરી ફજેતીનો વખત આવ્યો હતો પણ સ્ત્રી ઘણીજ ચતુર
તેથી પ્રાણનું રક્ષણ થયું. નહી તો ખોપરાપાકથી આટાને આવરદા
પુરો થવાનો હતો, કેમકે તેનો પતિ હમેશના કરતાં ચાર ઘડિકા
જલદી આવ્યો અને એના મનમાં સ્ત્રીનાં કુત્સીત કર્મો વિષે અંદેશો
આવ્યો હશે. તે દૂર કરવાને જેવો ઘરમાં આવ્યો તેવોજ ચારે તરફ
નજર ઘાલી શોધવા લાગ્યો, પરંતુ મને તો તેણે એક કાવડમાં
સંતાડી દીધેલો, તેથી મનમાં ભય અને ઉપરથી હાસ્ય આવ્યા કરતું
હતું; તેવામાં એણે એક લાકડી લઇ દૂરથી કાવડમાં ખોશી તેથી
અંદર આડોઅવળો તો થઇ ગયો પરંતુ એટલો બધો ભય પ્રાપ્ત થયો
કે ધોતીયામાંજ પેસાબ થઇ ગયો તેનો પ્રવાહ ચાલ્યો. તે વખતે
સ્ત્રીયે તેના પતિપર વક્રદ્રષ્ટિ કરી કહ્યું કે તમે મૂર્ખા છો કે થયું છે
શું ? તમારા બાપદાદાએ કાશીની યાત્રાએ જઇ ત્યાંથી ગંગાજળ
આણેલું તે શીશો ફોડી નાંખી ગંગાજળ ઢોળી નાંખ્યું
આતે કેવું મૂર્ખપણું કહેવાય ? માટે એ તમામ ગંગા-
જળ પી જાઓ આ પ્રમાણે બોલી મારૂં મુત્ર પ્રાશન કરાવ્યું. તેનું
હસવું મને હજુસુધી આવ્યા કરે છે. આ હું બોલી પેટ પકડી
હસવા લાગ્યો, બ્રાહ્મણના મુખથી પોતાનાજ ઘરની વાત સાંભળી
સુખલાલજી શેઠને પેટમાં અગ્નીની માફક ભડકા ઉઠવા લાગ્યા. તથાપિ
શું કરે ! દ્રષ્ટિયે દીઠા વગર ઉપાય ચાલે નહીં. ક્રોધનો એટલો વસી
રહ્યો હતો કે આજ વખત બ્રહ્મદેવનું મસ્તક અને ધડ જુદાં કરી
નાંખે. પરંતુ વિવેક બુદ્ધિથી તેણે ક્રોધાગ્નિને શાન્ત પાડયો. મુત્રપ્રા-
શનની વાત કહી કે તુરત સુખલાલજીને વામીટ થયું. તથાપિ વિચાર
રૂપ ઓષધીથી વામીટની શંકા શાંત પાડી શરીરમાં શુદ્ધિ આણી.
અને મન સાથે કહેવા લાગ્યો કે, આ બ્રાહ્મણ મારી સ્ત્રીની સાથ

દરરોજ વિલાસસુખ ભોગવી મીઠું મીઠું ભાષણ કરી મારી સાથે દોસ્તી રાખે છે. વળી મને પોતાનું મુત્ર પણ પાઇ ચૂક્યો. શું આ વાત કાંઇ ન્હાની સરખી કહેવાય પણ કરવું શું ?

આ વાત આઠ દશ દિવસ વિસારે પાડી એક દિવસ ત્રીજે પ્રહર પોતાની દુકાન બંધ કરી પોતાની સ્ત્રીનું તથા તેના યારનું છિદ્ર પકડવાના હેતુથી ઘેર ગયો તો બ્રહ્મદેવ અને પદ્માવતી ઢોલી- યાપર બેસી પાનસોપારીની બીડીયો બનાવી એક બીજાના મું- ખમાં મૂકે છે, એટલામાં દ્વારની બહારથી તેના પતિનો સાદ સાંભળ્યો કે તુરત પદ્માવતીએ એક મોટી માટીની કોઠી કાનેથી ભાગી ગયેલી એક ખુણે નાખી મૂકેલી હશે તેમાં ઉતારી ઉપર ગોળો ઉંધો પાડી સંતાડી દીધો, અને નચીંત થઇ દ્વાર ઉઘાડી પતિને ઘરમાં લીધો તેણે ઘરમાં આવી ત્વરાથી મોટા દ્વારને તાળું મારી ચારે તરફના ખુણાખોચરા તરફ તપાસી જોયા પરંતુ બ્રાહ્મણનો પત્તો લાગ્યો નહીં પછી બારણાંને તાળુંજ રાખી પોતે બહાર ન જતાં આખો દિવસ અને રાત્ર ઘરમાંજ બેસી રહ્યો અને વિચાર કરતો મનમાં કહેવા લાગ્યો કે હવે ક્યાં થઇ જશે રાત્રે વાળુપાણી પણ કરવા દીધું નહી તેથી શું ખાય ? ક્ષુધાથી આપણ બન્નેના પ્રાણ વ્યાકુળ થયાં છે અને તમોયે રસોઇ કરવા દીધી નહી ને ત્રીજા પોહોરના ઘરમાં આવી બારી બારણાંને તાળાં દઇ ખુણાખોચરા તપાસી કોણજાણે શી ગડબડ કરવા માંડી છે તે સમજાતું નથી, તેમ તમારી હાલની પ્રકૃતી કેવા પ્રકારની થઇ ગઇ છે તેનો પણ ખુલાસો કરતા નથી તો ભલે તમારી ઇચ્છા. ગમે તેમ વરતો. મારે કંઇ તમારી વચમાં આવવાની જરૂર નથી પરંતુ એટલી વિનંતી છે કે, ભૂખ્યા રહેશો નહી. ભોજનની ઇચ્છા ના હોય તો બજારમાંથી મેવા મિઠાઇ લાવી ફરાળ કરી ક્ષુધાને શાંત કરો આ પ્રકારનાં પદ્માવતીનાં નમ્રતાનાં વચન સાંભળી બસેર બરફી તથા પેંડા બજારમાંથી લઈ આવ્યો અને હાસ્યવિનોદથી પોતાના પતિનું મન પોતા તરફ આકર્ષિત કરી તેની પાસે જઇ બેઠી. સ્ત્રીના મનમાં એવું કે મારો યાર પણ ક્ષુધાતુર હશે તેથી એને પણ ફરાળ કરાવવુંએ ઇરાદાથી પતિ સાથે ઠઠ્ઠામશ્કરી કરતાં કરતાં બોલી કે હે સ્વામીનાથ ! પેલી સામે ભાંગી ગયેલી મોટી કોઠી ઉભી કરી રાખેલી છે તેના નીચેના કાણામાં અંદર પડે એમ નિશાન તાકીને આપણ બન્ને જણે દશ વખત એક એક પેંડો નાખવો તેમાં જો તમારા પેંડા મારા કરતાં વધારે

અંદર પડે તો તમો જે હુકમ મને ફરમાવો તે મસ્તકે ચઢાવીં તમારી દાસી થઇ રહું, અને જો મારી જીત થાય અર્થાત્ તમારા કરતાં મારા પેંડા અંદર વધારે જાય તો આપે તમામ કંઠમાંથી મોતીની માળા મારા કંઠમાં આરોપણ કરવી આ પ્રકારની સરત કરી અને તે બન્નેયે બહાલ રાખી. સ્ત્રી પતિને ખવરાવતી જાય છે અને પતિ સ્ત્રીના મુખમાં મુકતો જાય છે તેમ અન્યો અન્ય સામેની કોઠીમાં પણ એક એક પેંડો ફેંકતાં જાય છે, આ પ્રકારની રમતગમત કરતાં કોઠીના બાકામાં સ્ત્રીના પેંડા વધારે ગયા. વશવાય જે પેંડા બહાર પડતા હતા તે પણ સ્ત્રી વીણી લાવી તેના ગોળા કરી પતિની નજર ચુકાવી અંદર નાખતી જાય એ રીતે પોતાના યારને પણ પતિની આંખમાં ધુળ નાંખી ક્ષુધાથી શાંત કીધે. આ સરતમાં સ્ત્રીની જીત થવાથી પતિયે પોતાના કંઠનો મોતીનો હાર અર્પણ કર્યો પછી ગમત કરતાં નિદ્રાવશ થવાથી બન્નો જણે શયન કર્યું. પ્રાપ્રઃતાળ થતાં પદ્માવતીયે સુંદર રસોઇ બનાવી તે જમી શેઠ દુકાને ગયા. ત્યારબાદ બ્રહ્મદેવને કોઠીમાંથી બહાર કાઢી ઇચ્છા ભોજન કરાવી રંગવીલાસનું સુખ ભોગવી સોના મહોર આપી ઘેર વીદાય કીધા.

ત્રીજે દિવસે સોમશર્મા પોતાના ઇષ્ટમિત્ર સુખલાલ શેઠની દુકાને ગયો એટલે શેઠે પુછ્યું કે ભટજી મહારાજ ? બે ત્રણ દિવસથી દેખવામાં આવતા નથી કોઇ ગામ ગયા હતા કે શું ? ત્યારે સોમશર્મા બોલ્યો, શેઠજી ? પરમ દિવસની ગમતની તો તમને શું વાત કહું તે દિવસ તો આખો દિવસ અને રાત્ર કોઠીમાં સંતાઇ રહેવું પડ્યું હતું. પરંતુ સ્ત્રી ચતુર તેથી પતિ પાસે સુંદર પેંડા તથા બરફી મંગાવી તે કોઠીના નીચલા ભાગમાં એક બાકું હતું તેમાં પાંચ દશ પેંડા સ્ત્રી પુરૂષે ખાતાં અને ગમત કરતાં મારા તરફ ફેંક્યાં તે ખાઇને આખી રાત કહાડી, પછી બીજે દિવસે તે આજ, એનો ધણી ખાઇપીને દુકાને ગયો એટલે બંદાને કોઠીમાંથી બહાર કાહાડ્યો પછી ભોજન જમાડી તથા એશઆરામ કરાવી વિદાય કીધો. તેવોજ આપના તરફ આવ્યો બે દિવસ તો ખરેખરા ગમ્મતનાં ગયા પણ હવે મારૂં મન જવાને હા કહેતું નથી. પરંતુ દરરોજ એક મોહોર આપેછે તથા શ્રીમાનના વૈભવ જેવા ભોગવાવે છે તેથી એ અપ્સરા જેવી સ્ત્રી છોડવી ગમતી નથી. તમો મારા પૂર્ણ વિ-

શ્વાસુ મિત્ર છો તેથી આ તમારા આગળ અંતરની વાત કરૂં છું. આ હકિકત શ્રવણ કરી તે પ્રસંગે શેઠના મનમાં તો એવી આગ ઉઠી કે, જાણે તરવારથી મસ્તક કાપી નાંખું કે કરૂં શું એવું થયું પરંતુ મુદ્દાવગર એકે ઉપાય એનાથી બની શકયો નહીં. પાંચ સાત દિવસ ત્રીસારે પાડી સુખલાલજીએ વિચાર કર્યો કે અરે દૈવ ? આ દુરાચરણી ચોર ઘરમાં છતાં પકડાતો નથી માટે જરૂર ઘરનેજ બાળી મુકું એટલે તે અંદરનો અંદર બળીને ખાખ થઇ જાય તો મનની બળતરા ઓછી થાય, શિવાય બીજો ઉપાય નથી. એવો નિશ્ચય કરી ઘરમાંની કિમતી વસ્તુઓ સમેટીને દુકાનમાં પહોચતી કરી, પછી એક દિવસ ઘેરથી દુકાને જઇ થોડીકવારે પાછો ઘેર આવી બહારથી સ્ત્રીને હાંક મારવા લાગ્યો, તે પ્રસંગે બન્ને જણ નમતમાં એઠાં હશે ત્યાં અવાજ પહોંચ્યો. એટલે સ્ત્રી ગભરાઇને બ્રાહ્મણને કહેવા લાગી કે મહારાજ ? આજની ઘડી પરમ સંકટ ભરેલી છે. કેમકે મારા પતિને મારાં કુકર્મો વિષેની સંપૂર્ણ ખબર પડી ગઇ છે એમાં શક નહીં. તથાપી જે બને એ ખરી, ઇશ્વર સર્વે સારાં વાનાં કરશે; પછી નજર પહોંચાડતાં એના મહીયેરથી લાવેલી કપડાં ભરવાની એક મોટી પેટી હતી તેમાં પંડિતજીને પોઢાડયા તે પેટીમાં વિચાર કરે છે કે આજ બચવાની આશા નથી છતાં જો ઇશ્વર આજે લાજ રાખશે તો ફરી અહીં કદી આવવું નહીં આ નિશ્ચય કર્યો. સ્ત્રીએ તાળું વાસી કુંચી પોતાના કબજામાં રાખી બારણું ઉઘાડી પતિને ઘરમાં લીધો. ક્રોધથી વિક્રાળ ચેહેરો થઇ ગયેલો અને સ્ત્રીના ઉપર દાંત પીસતો તથા આંખ્યો કહાડતો ઘરમાં ચારે તરફ જોવા લાગ્યો પણ જાર પુરૂષનો પત્તો લાગ્યો નહીં. તેથી ઘરમાંની કેટલીક ચીજ વસ્તુ બહાર કહાડી સ્ત્રીને કહેવા લાગ્યો કે તું તારા બાપને ઘેર જા મ્હારે તારો ખપ નથી. હું મ્હારૂં ઘર બાળી નાખું છું. એ સાંભળી સ્ત્રી પતિ પ્રત્યે કહેવા લાગી કે, તમારૂં કાળજું ફટકી ગયું છે તેથી તમોને આવી દુષ્ટ બુદ્ધિ સુઝે છે. મારા પિતાનું લેહેણું તમારી પાસે છે તે ડુબાવવાને આ કારસતાન માંડયાં છે, પાંચ હજાર રૂપૈયા બ્યાપાર અર્થે અને બે હજાર રૂપૈયાનું ઘર લઇ આપ્યું છે તે ઉપર પાણી ફેરવો એટલે ગંગા ન્હાયાં, પછી સુખેથી ફુંકી ફુંકીને ખાજો. સુખલાલ શેઠની ચોથી વખતની લાડકી સ્ત્રી તથાપિ દુષ્કર્મો શ્રવણ કર્યાથી ક્રોધ અંગમાં વ્યાપી ગયો,

તે પ્રસંગે સર્વ બોલને એક કોરે મૂકી ઘરને આગ લગાડવાને તત્પર થયો, એટલે પદ્માવતી બોલી કે તમો તમારૂં ઘર તોડી પાડો યા તો બાળી નાખો તે વિષે હું કાંઇ કહેતી નથી પરંતુ મારા પિયેરથી આણેલી કપડાની તથા દાગીનાની મુકેલી મારી પેટી તમારા ઘરમાં છે તે ઉપર તમારી સત્તા નથી માટે એ પેટી મારી બહાર કહાડવા દો પછી ઘરને સુખરૂપે સળગાવો; એટલું બોલી બે ચાર મજુરને બોલાવી પેટી બહાર કઢાવી પડોશીને ઘેર મુકી. બાદ ચાર સારા મગુર અને વિચારવંત વૃદ્ધ પુરૂષોને બોલાવી તેમના આગળ પોતાનો પતિ ઘર બાળવાને તૈયાર થયો છે તેને શિખામણ દઇ તેનો અંદેશો દુર કરવા ઘરમાં ભેગા કીધા તેમણે બહુ બહુ પ્રકારે તેને સમજાવ્યો પરંતુ પથ્થર ઉપર પાણી કોઇનું કહ્યું નહી માનતાં સ્વહસ્તે તે ઘરને બાળી દીધું. સુખલાલજી મનમાં સમજ્યા કે બ્રહ્મદેવનું બળિદાન ઘરમાં થઇ ગયું. સંધ્યાકાળના સમયમાં પદ્માવતિએ જે પેટી પડોશીને ઘેર મુકી હતી તેમાંથી લાગ જોઇ બ્રાહ્મણને બહાર કાઢી વિદાય કર્યો અને પોતે પોતાના પિતાને ઘેર જઇ પતિના કૃત્યનો સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો અને સાંજ રહી.

સુખલાલજી પોતાનું ઘર બળી જવાથી બીજા મહોલ્લામાં જઇ રહ્યા; બીજે દિવસે પોતાની દુકાને ગયા એટલે સોમશર્મા નિત્યના નિયમ પ્રમાણે આવીને બેઠો, તેને જોઇ સુખલાલજી વિસ્મય પામ્યા અને મન સાથે કહેવા લાગ્યા કે અરે આ કર્મના ભોગને કેવા કહેવાય ? જે પુરૂષનો ઘાટ ઘડવા સારૂં ઘરને બાળીને નાશ કર્યો તે પુરૂષ તો મારી દૃષ્ટિ આગળ સન્મુખ દેખું છું. એમ કહી ખેદ કરવા લાગ્યો. સોમશર્મા શેઠના આગળ પોતાને વિતેલી ગઇ કાલની હકીકત કહેવા લાગ્યો. શેઠજી ! કાલે તો મોટી ગમ્મત થઇ હતી તે એકે દરરોજ જે સ્થળે જતો હતો તે સ્થળે ગયો અને થોડી વારમાં તેનો પતિ આવી પહોંચ્યો અને ઘરનાં બારણાં ઠોકી સાદ કરવા લાગ્યો કે તુરત પદ્માવતીએ પોતાની પેટીમાં મને સંતાડી ઘર ઉઘાડી ઘરમાં લીધો. પછી એનો પતિ રીસનો ભર્યો આવેલો તેથી તેણે પોતાના ઘરને આગ લગાડી કે તુરત ને સ્ત્રીએ પોતાની પીયરથી આણેલી પેટી છે એમ કહી તે પેટી બહાર કઢાવી મારૂં રક્ષણ કર્યું અને ઘર બળી ખાખ થઇ ગયું. જો પેટી કઢાવી ન હોત

તો મારાં સો વર્ષ પુરાં થવાનાં હતાં પણ આવરદા લાંબો તેથી પ્રાણનું રક્ષણ થયું. પણ શેઠજી ? આજથી એ દિશાએ નહી જવાનો મેં સંકલ્પ મૂકયો છે. કેમકે કોઇ વખત જીવનો ઘાત થાય થાય એમાં સંશય નહીં. આ પ્રમાણે સુખલાલજીના આગળ વાત કરી એટલે શેઠ બોલ્યા, આ કેવું આશ્ચર્ય કહેવાય ? આ બ્રાહ્મણ દરરોજ મારી સ્ત્રી સાથે વિહાર કરી મારી આગળ સર્વ-કથા કહી સંભળાવે છે છતાં મુદ્દો હાથ આવતો નથી માટે એનો ઘાટ શી રીતે ઘડવો એ વિષે મોટા વિચારમાં પડયો.

પછી પોતે પોતાના સસરા આગળ આ બ્રાહ્મણથી થયેલા કૌતુક બ્રાહ્મણનીજ મારફતે અથેતિ કહેવડાવી તેની છોકરી પદ્માવતી કેવી ચાલની છે એની ખાત્રી કરાવી તેનાં કૃત્ય લક્ષમાં આણવા સારૂં અને ઘર બાળી નાખ્યાનો મતલબ સમજાવી મનનું સમાધાન કરવાથી સર્વ ક્રોધ દૂર થાય એવો મનમાં ઠરાવ ગોઠવી સસરાને ઘેર ગયો. અને હાથ જોડી વિનંતી કરી કે હું કેટલીક વાતે અપરાધી થયો છું. પરંતુ આવતી કાલે કૃપા કરી મારે ઘેર મધ્યાનકાળના સમયપર ભોજન કરવા પધારવું. આપણા આવવાથી મારૂં વર્તમાન સઘળું સમજવામાં આવશે. જમાઇનું બોલવું શ્રવણ કરી જમવાનું નિમંત્રણ સ્વિકાર્યું. પછી સુખલાલજી પોતાની સ્ત્રી પદ્માવતીને સાથે તેડી પોતાને નવે ઘેર ગયો. બાદ સોમશર્માને શોધી તેમને વિનંતી કરી કહ્યું કે, ભટજી મહારાજ ? આપે મારે ઘેર કોઇ દિવસ જમવા સારૂં કૃપા કરી નથી તો આવતી કાલે મધ્યાન સમયે મારે ઘેર પ્રસાદને નિમિત્તે પધારી મારૂં ઘર પાવન કરશો. સોમશર્માએ શેઠનું નિમંત્રણ કબુલ રાખ્યું અને તેમને રજા આપી. બીજે દિવસે બત્રીસી રસોઇ તૈયાર કરાવી ભોજનનો સમય થયો એટલે એક બાજુ શેઠનો સસરો અને બીજી બાજુથી બ્રાહ્મણ પણ જઇ પહોંચ્યો. જમવાનો સમય થયો કે ન્હાઇ ત્રણે જણ જમવાને બેઠા. ખુબ જમી પરવાર્યા બાદ સુખવાસ લઇ સામેના ઓરડામાં દુર પદ્માવતી મર્યાદાથી બેઠેલી છે તે પ્રસંગે પોતાની સ્ત્રીનાં પરાક્રમ પોતાના સસરાને સંભળાવી વાકેફ કરવાને બ્રહ્મદેવને વિનંતી કરી કે હે ભૂદેવ ? આપને જેની સાથે ઘણા દિવસથી દોસ્તી છે તેની ગમતની જે જે વાત રોજ મારા આગળ કરતા તે વાત ફરી ફરી સંભળાવો જોઇએ ? સસરાજી ? આ માણસ અને તે માણસને

એવી તો દોસ્તી બંધાયલી અને તેણે એટલું તો બ્રાહ્મણનું શ્રેય કર્યું છે કે કોઇ બીજી સ્ત્રીથી થઇ શકે નહીં. પરંતુ હવે તો એ દોસ્તી કમનસીબે તુટી ગયા સરખી થઇ ગઇ છે આ બ્રાહ્મણ મોટો વિદ્વાન ને ચતુર છે. ઇત્યાદિ તેનાં વખાણ કરી સ્વર્ગ સુધી ચઢાવ્યા તેથી ફુલાઇ ગયા. એટલે વાત કરવી શરૂ કીધી. તેનો અવાજ કાને પડતાં સામે પદ્માવતી બેઠેલી હતી તેણે લાજ સ્હેજ દુર કરી જોયું તો પોતાનો યાર પતિ સાથે વાત કરતો બેઠેલો જોયો. તેથી ખાત્રી થઇ કે, મારા યારને અને પતિને દોસ્તી છે તેથી તેણેજ એના આગળ સર્વ વાત સંભળાવેલી છે તેનાંજ આ નઠારાં પરિણામ છે અને હમણાં પણ અથથી ઇતિ સુધી બનેલી વાત મારા પિતા પાસે કહેવરાવે છે તેથી વિશેષ નઠારાં પરિણામ નીપજશે. આ વિચાર મનમાં લાવી બ્રાહ્મણને ચેતાવવા પોતાનું વદન ખુલ્લું કરી તેના તરફ દૃષ્ટિયે જોયું અને ચપટી વગાડી આંખની સમસ્યાથી લાગ ઉપર પોતાના જમણા હાથનો પંજો રાખી તેને સમજાવ્યો કે બ્રાહ્મણ તરત ચેતી ગયો તેમ પોતાને પણ ખાત્રી થઇ કે એ સ્ત્રી શેઠનીજ છે. અને એનીજ વાત દરરોજ કર્યાજ કરતો હતો અને પાછી એજ વાત એના સસરાને અર્થાત તે સ્ત્રીના પિતાને કહેવા બેઠો છું માટે પરીણામ ખોટું નીપજશે એમ ધારી તુરત ચેતી ગયો. તથાપિ બીન ધાસ્તીયે સઘળી વાત કહી છેવટ ચતુરાઇથી બોલ્યો શેઠજી ! આ પ્રમાણે હમેશ સ્વપનામાં ગમત જોયા કરૂં પરંતુ જાગીને જોઉં તો કશું દેખવામા આવે નહીં. એ સાંભળી સુખલાલજી બોલ્યા, ભટજી ! તમો દરરોજ જે જે વાર્ત્તા કહેતા તે ખરી બનેલી કે સ્વપનાની ? સોમશર્મા કહે શેઠ ખરી તે હોય ? સર્વે સ્વપનાની કેમકે મનુષ્ય જે જે વાત દિવસે શ્રવણ કરે છે અથવા દૃષ્ટિયે દેખે છે તેનો ભાવ રાત્રિયે સ્વપનામાં અનુભવ પૂર્વક સાચેસાચો તાદૃશ્ય દેખાય છે એ વિલક્ષણ ભેદ કુદરતથી બને પણ પડેલી છે. સુખલાલજીયે બ્રાહ્મણનું આ પ્રકારનું સંભાષણ શ્રવણ કરતાંજ પોતે મુર્ખપણું કર્યું તેથી સસરાના આગળ ઓશિયાળા સરખો બની જઇ મૂગો રહ્યો પછી તેના સસરાયે જમાઇને ઘણો તિરસ્કાર કરી ઠબકો આપી ઘેર ગયો. ત્યાર બાદ સુખલાલજીને પોતાની સ્ત્રી પદ્માવતી ઉપર પૂર્ણ વિશ્વાસ બેઠો અને નિશ્ચય કર્યો કે સ્ત્રીમાં કાંઇ પણ અપલક્ષણ નથી તેથી પોતાના ક્રોધને શાન્ત પાડી ગૃહસ્થાશ્રમ ચલાવવા લાગ્યો.

સોમશર્માને ઘર છોડયાને ઘણા દિવસ થઇ ગયેલા તેથી પોતાને વતન જવાનો નિશ્ચય કરી સંપાદન કરેલી સઘળી દોલત પોતાની સાથે લઇ સ્વદેશ તરફ પ્રયાણ કર્યું. લગભગ ગામની નજીક આવી પહોચ્યો ત્યારે વિચાર ઉત્પન્ન થયો કે, દશહજાર રૂપૈયામાંથી માત્ર એક હજાર સાથે રાખી બાકીના નવ હજાર રૂપૈયા કોઇ સ્થળે વગડામાં દાટી રાખવા કે ભીડની વખત કામ લાગે. એવો નિશ્ચય કરી એક મોટું વડનું વૃક્ષ હતું ત્યાં નિશાની રાખી તે રૂપૈયાને ઉંડો ખાડો ખોદીને દાટયા, અને એક હજાર રૂપૈયા લઇ પોતાને ઘેર ગયો.

આઠ દશ દિવસ વિત્યા બાદ સોમશર્માની સ્ત્રી કુલટા એકાન્તે પૂછવા લાગી કે, પ્રાણનાથ, આપ બે ત્રણ વર્ષે પ્રદેશથી આવ્યા તથાપિ દ્રવ્ય તો છેક થોડું આણ્યું એ શું ? ત્યારે સોમશર્મા પોતાની કુલટા પ્રત્યે બોલ્યો, હે પ્રિયા ? દ્રવ્ય અમુક રકમ દાટી થોડું અહિં વાપરવા સારૂં લાવ્યો છું. આ પ્રમાણે ઠેકાણું તથા પુંજી ચોકસ બતલાવી દીધી. પરંતુ તે જારિણી સ્ત્રીએ પોતાના યારને વાત કરતા તે સ્થળ નિશાની બંધ દર્શાવી દીધું. એટલે જારે રાત્રની વખતે તે સ્થળે જઇ સર્વ ધન ખોદી લાવી પોતાના ઘરમાં મુક્યું. કેટલાક દિવસ વિત્યા બાદ સોમશર્મા દ્રવ્ય લેવા સારૂ મુકેલ ઠેકાણે ગયો અને ખોદી જોયું તો એક કોડી દેખવામાં આવી નહીં તથી રૂદન કરતો અને મસ્તક પછાડતો નિરાશ થઇ ઘેર આવ્યો તે સમયે તેનો જીવજાન વિશ્વશર્મા નામે મિત્ર તેણે આસનાવાસના કરી દીલાસો દઇ છાનો રાખ્યો. અને પૂછ્યું કે હે ભાઇ ? તેં દ્રવ્ય કોને ઘેર અને કેટલું મુકયું હતું અને તે વાત કોના આગળ કરી હતી કે નહી ? ત્યારે સોમશર્મા બોલ્યો કે મારી સ્ત્રી કુલક્ષણી આગળ કહી હતી. એ વાત સાંભળી મિત્રને કુલક્ષણા જારિણી છે એ બાબતની ખબર હતી તેથી નિશ્ચય કર્યો કે જરૂર તેણે પોતાના યારને વાત કરેલી તેથી એજ આશામી લઇ ગયો એમાં સંદેહ નહીં. પછી ગયેલું દ્રવ્ય કઢાવવા સારૂં એક યુક્તિ શોધી કહાડી પોતાના મિત્ર સોમશર્માને સમજાવી. તે એ કે, આપણા ગામમાં સો બ્રાહ્મણની કુલ વસ્તી છે તેમાંથી દરરોજ વારાફરતી દશ દશ બ્રાહ્મણ જમાડવા પણ આજના બ્રાહ્મણ માંનો બિજે દિવસ જોવામાં આવે નહીં અને દરેકને અર્ધો રૂપૈયો દક્ષણા આપી વિદાય કરવા. જે જે બ્રાહ્મણો રોજ જમે તેની

યાદી નામવાર લખી મને આપતાં જવી, વળી એ બ્રાહ્મણોને નિમંત્રણ કરવાનું કામ કુલક્ષણાને સોંપવું, આ રીતે એક માસ પરીયંત કરવું. એ કામમાં પૈસાની અગત્ય પડે તો રૂપીયા મારી પાસેથી માંગી લેવા, આં યુક્તિ બતલાવી મિત્ર પોતાને ઘેર ગયો, બીજે દિવસે બ્રાહ્મણ જમાડવાનું કામ ચાલું કીધું. કુલક્ષણાને વારા ફરતી બ્રાહ્મણને નિમંત્રણ કરી જમાડવાનું કહેલું છતાં દરેક વખતે નોતરામાં પહેલું તથા દક્ષણામાં પણ બીજા કરતાં અધિક આ પ્રમાણે મહિનાની ગણતરી કરતાં તેના યારનું નામ વધારે વખત આવેલું, એ ઉપરથી એના મિત્ર વિશ્વશર્માને ખાત્રી થઇ છે કે સોમશર્માની નવ હજારની રકમ ખોદી જનાર એના શિવાય બીજો નથી. પછી કુલક્ષણાનો ચાર જે બકોલભટ તેને પોતાને ઘેર બોલાવી ઘરમાં ઘાલી ઘણો મારવા લાગ્યા તેથી ખોદી આણેલું સર્વે દ્રવ્ય સોમશર્માને ઘેર પોહોચતું કર્યું અને ક્ષમા માગી. સોમશર્માયે હિકમત બતાવનાર પોતાના મિત્ર વિશ્વશર્માને તેમાંથી રૂપૈયા એક હજાર બક્ષીસ કર્યા અને બાકીના ઘરમાં મૂકી પોતાની સ્ત્રીનું નાક. કાન કાપી પોતાના ઘરમાંથી કાઢી મૂકી, પોતે બીજી વખત લગ્ન કરી સંસાર સુખ ભોગવવા લાગ્યો.

આ પ્રમાણે સુકોમળાયે રાજપુત્ર ચૂડામણીના આગળ વાર્તા કહી સંભળાવી અને બોલી, હે રાજકુમાર સ્ત્રી લંપટ થવાથી સોમશર્માને સાથે કેવાં કેવાં દુઃખ આવી ગયાં, વળી તે સ્ત્રીયે પોતાના યારનો બચાવ કરવા સારૂં પતિની સાથે કેવા કેવા છળભેદ અને પ્રપંચ કર્યા માટે સમજુ પુરૂષે સ્ત્રીના પ્રપંચથી હમેશાં છેટું રહેવું. મૃદુ વચનથી પ્રિય લાગે એવી વાત કરે તો પણ લાગ આવેથી તે સાહસ કામ કરવાને ચુકતી નથી તે ઉપર એક વાત કહું છું તે સંભાળ.

## કામદેવીની વાત.

પુરણાવતી તાબામાં પુનમચંદ નામે એક વણીક રહેતો હતો, તેની સ્ત્રીનું નામ કામદેવી. તે પરમ રૂપવાન, નવયૌવન અને વિદ્વાનોયે વર્ણવેલી એવી ઉપમાને લાયક હતી, કે જેનું વર્ણન નિચે પ્રમાણે છે.

वक्रं चन्द्र विकासि पङ्कजरी हासक्षपे लोचने ।
वर्णः स्वर्णमयाकरिष्णु गलिनी जिष्णुः कचानां चयः ॥

वक्षोजाविभकुम्भविभ्रमहरो गुर्वी नितम्बस्थली।
वाचां हारी च मार्दवं युवतिषु स्वाभाविकं मण्डनम् ।३८१।

" ચંદ્રમા જેવું તો ખીલેલું મુખ, કમળથી પણ ઉત્તમ નેત્ર સુવર્ણ કરતાં પણ શ્રેષ્ટ શરીરનો વર્ણ, ભ્રમરના જેવા શ્યામ કેશ, હસ્તિના ગંડસ્થળથી પણ સરસ સ્તન, ભારે નિતંબ મનોહર વાણી અને કોમળપણું એ સઘળા ગુણો એનામાં ખુદરતેજ મૂકયા હતા. પરંતુ જાર કર્મનો એનામાં મોટો દોષ હતો, જેથી તેના પતિ ઉપર શુદ્ધ ભાવ નહી રાખતાં પરપુરૂષથી રમણ કરતી હતી." એક દિવસ પુનમચંદે પોતાની સ્ત્રીના આગળ વાત કરી કે મારે કાલે સવારમાં કમાવા માટે ગામ જવાનો વિચાર છે તેથી રસ્તા માટે ભાતું તૈયાર કર, કામદેવીયે પ્રવાસ જવાની વાત પતિના મોઢાથી સાંભળતાંજ ઘણો આનંદ પામી અને મનમાં કહેવા લાગી કે હવે નિર્ભયપણે જાર કર્મ કરવાતુ થઇ શકશે. પછી પોતે પાપ બુદ્ધિથી પતિનો સમુળો ભય ટાળવા સારૂં રસ્તાનું ભાતુ તૈયાર કરવા બેઠી તેમાં હળાહળ ઝેર નાખી જાતજાતના મિષ્ટ પદાર્થો બનાવી તેને વાસણમાં ભરી મુકયા, અને બીજા વિષ વગરના તેટલાજ પોતાના યારને સારૂં બનાવ્યા તેને પણ બીજા ઠામમાં ભરી બન્ને વાસણ શીંકા ઉપર ઉપરાઉપરી મૂકી દીધાં. સુહવારમાં પુનમચંદે પ્રયાણને માટે ત્યારી કરી સ્ત્રીની પાસે ભાતુ માગ્યું ત્યારે તેણે પથારીમાં સુતાં સુતાં કહ્યું કે શીકામાં ઉપરાઉપરી બે તપેલાં મુકયા છે તેમાંના ઉપરના તપેલામાંથી લઇ લ્યો. આ સાંભળી પુનમચંદે ઉપરનું તપેલું ઉતાર્યું પણ તેનું પ્રારબ્ધ બળવાન તેથી મનમાં વિચાર સુજ્યો કે સ્ત્રી જ્યારે ઉપરના તપેલામાંથી લેવાનું કહે છે ત્યારે નીચેના તપેલામાં કંઇક સારા પદાર્થો હશે, પછી નીચેનું તપેલું ઉતારી જોયું તો પદાર્થો પણ શ્રેષ્ટ અને ઉપરના તપેલા કરતાં વધારે માલમ પડયા તેથી નિચેના તપેલાને ખાલી કરી ઉપરના તપેલાને અકબંધ રાખી શીંકામાં મૂકયુ. ગાંસડી પોટલી બાંધી રસ્તાનાં થયા. વિષથી યુક્ત પદાર્થોનું તપેલું શીંકા ઉપરજ રહ્યું. દિવસ ઉદય થયો એટલે કામદેવી જાગૃત થઈ નહાઇધોઇ પોતાના માનીતાઓને ઘેર જઇ અને પોતાના પતિના સમાચારથી વાકેફ કરી રાત્રીએ પોતાને ઘેર આવવાનો દરેકને સંકેત સમજાવી ઘેર આવી પછી સૂર્યઅસ્ત થયો એટલે ઠરાવ પ્રમાણે પહેલો યાર આવી પહોચ્યો, તે પ્રસંગે પોતે

રસોઇ બનાવતી હતી તેથી તેને કહ્યું કે બે ઘટીકા વીલંબ લાગશે માટે તેટલીવાર કૃપા કરો અને ફરાળ કરી સામેની રવેશની ઓરડીમાં બીછાતુ નાખેલું છે ત્યાં આરામ લ્યો એમ કહી તપેલામાંથી પકવાન લાવી રકાબીમાં પકવાન તેના મોં આગળ મૂકયાં તે તેણે સ્નેહથી ખાધું અને બીછાનાપર જઇને સુનો. ત્યાં તેને અંગોઅંગ વિષ ચઢી જવાથી થોડીવારમાં મરણ પામ્યો. આ વાતને પુરી બે ઘડી થઇ નથી તેટલામાં એક બીજો યાર આવી પહોચ્યો. તેણે યારને જોયો કે તરતજ સ્નેહથી બોલાવી કહ્યું કે, પ્રાણનાથ ? મને રસોઇ કરવાને ત્રણ ઘડી વખત આપવો હવે આપણને કોઇનો ભય નથી. મેં પતિ પાછો ન આવે એવો પક્કો બંદોબસ્ત કરી રવાનાં કીધો છે. હવે આપ પાછા નહી જતાં અહિઆંજ નાસ્તો કરી લ્યો; એમ કહી કરેલા પદાર્થો લાવી તેમની આગળ મૂકયા તે તેણે ખાધા અને બીજી ઓરડીમાં સૈયા પાથરી રાખેલી ત્યાં જઇને નિંદ્રાવશ થયો. થોડીવારે તેની પણ પહેલાના જેવી દશા થઇ. તેટલામાં પહોર-રાત્ર ગઇ કે ત્રીજો યાર આવ્યો તેને પણ ઘણો સત્કાર કરી બોલી કે મારે માત્ર બે ઘડીનું કામ છે એમ કહી મીઠાઇ લાવી તૃપ્ત કરી ત્રીજા ઓરડામાં સુવાડયો. એ પણ વિષવાળા પકવાન ખાધાથી મરણ પામ્યો. આ ત્રણેની કામદેવીને ખબર નથી. એક રાત્રીમાં ત્રણ પુરૂષોથી રતી સુખ ભોગવવાને ઘણા હર્ષથી બોલાવ્યા છતાં પણ તેઓની આ માઠી દશા થઇ.

કામદેવી સર્વ કાર્ય પરવારી સોળે સણગાર સજી પ્રથમ બોલાવેલા યારને ઓરડામાં સુવાડયો હતો તેની પાસે ગઇ અને જુવે છે તો તેને મૃત્યુવત્ પડેલો દીઠો તેથી ભય ભીત બની બીજા ઓરડામાં ગઇ તો એને પણ તેજ સ્થીતિમાં દીઠો. પછી ત્રીજા ઓરડામાં ગઇ યારને ઢંઢોળવા લાગી તો તેની પણ તેજ દશા જોઇ. આવો દુઃખદાયક બનાવ જોઇ લમણે હાથ દઇ અતિ ચિંતાગ્રસ્ત બની મનથી વિચાર કર્યો કે મનથી યુક્ત ભાતું પતિયે નહી જોતાં નિચેના વાસણમાંથી પોતે લઇ ગયો. અને આ ઝેરવાળું ભાતું રહ્યું એ કારણથી આ ત્રણેનાં મૃત્યુ થયાં અરેરે શું ઇશ્વરની ઇચ્છા ? હવે આ વાત લોકોમાં ફેલાશે અને જરૂરી ઘાત થશે તથા ઘર બાર લુંટી લેશે. તે પહેલાં શું કરવું ? એમ વિચારી એક યુક્તી શોધી તે એ કે આ સબ ગામ બહાર પોહોચતા કરી જમીનમાં દાટી દેવા કે એનો પત્તો જડે નહીં. પણ તે કેવી યુક્તિથી લઇ જવાય ? કારણ

કે તે સબને પોતાથી લઇ જવાય એમ નહોતું, તેથી એક મુસલમાન બહુજ બળવાન અને ભોળો હતો તેને ઘેર જઇ બોલાવી કહ્યું કે બહાર ગામનો કોઇ રસ્તે ચાલતો મારે ઘેર સેહેજ આવેલો તે અકસ્માત મારા ઘર આગળ મરણ પામ્યો છે તે પ્રેતને હમાને હમણાં ગામ બહાર લઇ જઇ ખડામાં નાખી તેના પર માટી વાળી કરી આવે તો રૂપૈયા દશ આપું. સૂર્યોદય થવાથી અનેક રીતથી સરકાર તપાસ કરે અને તેનો અટકાવ કરવાને સારૂં આ કામ તતકાળે કરી દેવું જાઇએ તેમ આ વાત ત્રીજાને કાને પણ જવી નહી જોઇએ. મજુર બિચારો ઘણોજ ગરીબ એટલે આખો દિવસ મજુરી કરતો ત્યારે બે આના ભાગ્યેજ પામતો; તે આ એકદમ દશ રૂપૈયાથી તેણે કબુલ કર્યું અને કામદેવી સાથે તેને ઘેર ગયો. સ્ત્રીએ પ્રથમની ઓરડીમાંનું પ્રેત દેખાડયું તેને ગાંસડીમાં બાંધી માથે મૂકી ગામ બહાર લઇ જઇ છેક દૂર એક ખાડમાં નાખી મજુરી લેવા આવ્યો અહિયાં કામદેવીયે એવી ગોઠવણ કરી રાખેલી કે દશ રૂપૈયામાં ત્રણે સબ પોહોંચતાં કરાવવાં એ કપટ મનમાં લાવી મજુરના આવ્યા પહેલાં બીજા ઓરડામાંનું સબ તેજ ઠેકાણે પ્રથમની મોફક લાંબુ કરી સુવાડી રાખ્યું હતું, એટલામાં મજુર સબને દાટી કામદેવી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે મને મજુરીના પૈસા આપો. એ સાંભળી સ્ત્રી બોલી કે. ભાઇ? તારા રૂપીઆ આ મૂઠીમાં લઇનેજ બેઠી છું. તારૂં કામ જોઇ કંઇ વધારે આપવું એવો મારો વિચાર છે, માટે જા, જે બિછાનાપર પ્રેત પડેલું હતું તે બીછાનું તુને બક્ષીસ આપું છું માટે લઇ આવ અને આ રૂપૈયા પણ લઇ જા; મજુર બિછાનાની લાલચે જેવો ઓરડીમાં જાય છે તેવુંજ તેની નજરે બીજું સબ જોવામાં આવ્યું અને આશ્ચર્ય પામી કામદેવી પ્રત્યે બોલ્યો કે આ બીજું પ્રેત શી રીતે આવ્યું? સ્ત્રી બોલી, તેં એને બરોબર જમીનમા દાટયું નહી હોય તેથી ઉઠીને અહિં આવ્યું હશે, માટે હવે એમ નહી કરતો, ખાલી ઉંડો કુવો હોય તેમાં નાખીને આવ એટલે એનાથી ઉપર ચઢીને અવાશેજ નહીં એ બિચારા ભોળા મજુરે સાચું માની ફરી પ્રેતને જકડીને બાંધ્યું અને ખભે ચડાવી પરાકાષ્ટાએ જંગલમાં લઇ વપરાસ વગરનો ખાલી કુવો હશે તેમાં નાખી દઇ ઝટ મજુરી લેવાને આવ્યો તો ત્રીજું સબ તેજ ઠેકાણે કોટડીમાં સુવાડી મૂક્યું હતું; મજુર કામદેવી આગળ આવ્યો અને મજુરી માગી

ત્યારે તેણે રૂપૈયા દેખાડી કહ્યું કે એ બીછાનું મારે કામમાં આવ-નાર નથી માટે તુંજ લઇજા અને આ દશ રૂપૈયા પણ લઇજા, પછી તે કોટડીમાં જઇ જુવે છે તો પાછું સબને પડેલું જોયું, કે તુરત મજુરે કામદેવી પાસે આવીને કહ્યુ કે બાઇ ? આશું આશ્ચર્ય!! પ્રેતને નાખીને આવતાં વાર નથી લાગી તે પહેલાં આંહી આવીને પડેલું છે એ તે શું કહેવાય ! ત્યારે તે સ્ત્રી બોલી, ભાઇ ! તારે અને એને કાંઇક પૂર્વનું વૈર હોય એમ મને લાગે છે, માટે હવે તું એની ગાંસડી બાધી જે કુવાની અંદર અથાગ પાણી હોય તેમાં નાખી આવજે એટલે તે ફરી આવી શકશેજ નહીં. પછી તેના કહેવા પ્રમાણે કપડાથી સબને જકડી બાંધીને અરણ્યમાં લઇ ગયો ત્યાં દૂર એક વાવ્ય પાણીથી સંપૂર્ણ ભરેલી હતી તેમાં તે પ્રેતના સઘળા ભાગને કચરી તે વાવ્યમાં નાખી દીધું. તેવામાં તે વાવ્યની પાસે કોઇક વણજારા પોઠ લઇ પડયા હશે તેમાંનો એક મનુષ્ય પાણી લેવાને અંદર ઉતરેલો તેણે સબનો મોટો અવાજ સાંભળ્યો, અને વાવ્યનું પાણી ઉછળવાથી આખે શરીરે ભીંજાયો, આ અકસ્માત બનાવથી ભયભીત થઇ દોડતો જેવો ઉપર આવે છે તેવોજ મજુરના દેખવામાં આવ્યો, તે જોઇ તેને મનમાં ખાત્રી થઇ કે વાવ્યમાં નાખેલું સબ પાછું કામદેવીના ઘર તરફ જાય છે. માટે એ બાઇ મને કહેતી હતી એ વાત સાચી, એમ સમજી દોડતો તેની પાસે જઇ પેલા ગાભરા થયેલા વણજારાના માણસને જોરથી પકડયો કે તુરત તેની જીભ વળગી ગઇ તેથી બોલી શકાયુંજ નહીં. મજુરે તેને મારી મારીને માર્યો અને કહેવા લાગ્યો કે, લુચ્ચા ? મારી મજુરી ડુબાવવાને વારેવારે બિછાના પર જઇ સુઇ રહે છે, હરામખોર ! તેં મને ત્રણ ત્રણ હેલપટ્ટા દીધા સેતાન ! હવે તને કદી છોડનાર નથી. તારા કટકે કટકા કરી તને વાવ્યમાં નાખી દઇશ. આ રીતનું મજુરનું તોફાન જોઇ વણજારાનું માણસ બોલ્યો કે હું તો વણજારાનું માણસ મારા શેઠને સારૂ પાણી લેવાને વાવમાં ઉતર્યો હતો એટલામાં પાણીમાં ઉપરથી કોઇએ કંઇ નાખી દીધું તેનો મોટો શબ્દ થવાથી અને ઘણુંજ પાણી ઉડવાથી બીનેલો તેથી દોડતો મારા મુકામ તરફ જાઉંછું હું ભૂત, પ્રેત કે પિશાચ નથી મને મરીજને શા માટે મારે છે, મજુર બોલ્યો અરે ચંડાળ ! મેં તને જ્યારે પકડયો ત્યારે તું બોલ્યો કે, વણજારાનો નોકર છું, પરંતુ પથ્થરપર પાણી. કંઇ

નિર્ભયપણે બન્નેજણાં રતિસુખથી આનંદ મેળવશું. આ પ્રમાણે ગોપાળને દિલાસો આપી વિદાય કીધો. અને ઘેર આવી પોતાના પતિને ગોપાળ વિશેની હકીકત તથા તેને કેઇ રીતે ફસાવવો. તે બધી યુક્તિ સમજાવી દીધી. પછી તે સાંજે ઘેરથી પોતાના મિત્રને ત્યાં ગયો અહિંયાં રાત્રિપહોર જતાં ગોપાળ ઉત્તમ પ્રકારનાં આભૂષણ તથા પોશાક ધારણ કરી ચંદ્રશેખરને ઘેર ગયો.તેણે સારી રીતે સત્કાર કરી પાન સોપારી આપી સુંદર આસનપર બેસાડયો અને નાના પ્રકારની વિનોદિત વાર્ત્તા સંભળાવી તથા અમૃત સરખા અનેક પ્રકારના પાક ખવરાવી દેશી વસ્તુઓથી તેનું ચિત્ત હરી લીધું. પછી તે કળાવતીનો સ્પર્શ કરવા જેવો જાય છે તેટલામાં બહારથી તેના પતિ ચંદ્રશેખરે દ્વારનાં કમાડ ઠોકી સાદ કર્યો આ અવાજ બન્નેના કાને પડવાથી ચંદ્રકળાયે ગભરાઇને તેને કહ્યું કે હવે શું કરવું? તુને બહાર વિદાય કરવાને બીજો રસ્તો નથી. માટે તું આ ઢોલીયા નીચે સંતાઇ જા. પછી લાગજોઇ તુને ઘરમાંથી વિદાય કરીશ એમ કહી તેને સંતાડી દ્વાર ઉઘાડી પોતાના પતિને ઘરમાં લીધો. અને પોતે એક બાજુએ બેઠી. ચંદ્રશેખરે ઘરમાં આવીને જોયું તો ખાવા પીવાનું કંઇ દીઠું નહિ તેથી ગુસ્સે થઇ ચંદ્રકળાપર ગાળોનો વરસાદ વરસાવતો ક્ષુધાતુર તેથી એકદમ મારવાને તેની પાછળ દોડયો અને જેવો ઢોલીયા આગળ લાકડી લેવાને વાંકો વળે છે તેવીજ તેની દૃષ્ટિ પેલા ગોપાળ ઉપર પડી. કમળાવતી તે પ્રસંગે આડી અવળી કોઇ ખુણામાં ભરાઇ ગઇ. ગોપાળ હાથમાં આવ્યો કે તરત બુમ પાડી બોલ્યો કે ઘરમાં ચોર કોણ પેઠો છે! એટલું બોલી ઢોલીયા નીચેથી ઘસડીને તેને બહાર કાઢયો અને સારી પેઠે મારમારી તેના અંગઉપરનાં સઘળાં આભૂષણો તથા કિમતી પોષાક ઉતારી લઇ બહાર કાઢી મેલ્યો.

બે ચાર દિવસ વિસાબાદ કળાવતી અને ગોપાળની ફરી મુલાકાત થઇ. તે પ્રસંગે કળાવતી બોલી કે આપણે ગોઠવણ પક્કી કરી હતી પણ દુશ્મન પતિ આવી ચડવાથી મને પણ પુષ્કળ માર પડયો અને તારા પણ તેવાજ હાલ કર્યા માટે તે પાપી ઉપર મને એવો દ્વેષ થયોછે કે તેનું મુખ પણ ના જોઉં. ત્યારે ગોપાળ બોલ્યો મને માર પડયો તથા અંગ ઉપરના અલંકારો ગયા તેની બળતરા નથી પરંતુ મને ઇચ્છા પૂર્ણ થઇ નહી. એ બળતરાથી મારૂં અંગ બળ્યાં

કરે છે. માટે હવે તારી મરજી શી છે? કળાવતી બોલી કે–હે ગોપાળ! મેં તુને વચન આપ્યું છે તે કદીપણ મિથ્યા કરનાર નથી. આ રીતે ફરીથી તેને લાલચમાં લપટાવી કળાવતીયે તેનું ચિત્ત આકર્ષિત કરી લીધું મહિના દિવસ પછી પાછો તેની પાછળ લાગુ પડયો ત્યારે કળાવતી બોલી કે આજે તારી ઇચ્છા પૂર્ણ કરવી. એવું મારા મનમાં નક્કી કરી રાખ્યુ છે. તથાપિ બન્નેને એકઠાં મળવા સારૂ કોઇ નિર્ભય અને એકાન્ત સ્થાન જોઇયે જેથી હું મારા પતિને ચૂલ ચાપ ખવરાવી ત્યાં આવીને બેસુ. હવે મારો એવો નિશ્ચય છે કે તારી મનકામના પૂર્ણ કરવાને હમ્મેશાં તારી પાસે રહેવું, માટે કોઇ ગુપ્ત જગ્યા શોધી દહાડ આથી તેનું મન અતિ પ્રસન્ન થયું. અને તલ્લીન થઇ તેની પ્રત્યે બોલ્યો પ્રાણવલ્લભા! એવી નિર્ભય જગ્યા મારી દુકાન શિવાય બીજી નથી. માટે તું ત્યાં આવીને ગુપ્ત પણે રહેજે. ત્યારે કળાવતી બોલી કે કદાચ હું મારા પતિનો ત્યાગ કરી તારી ખાતર તે સ્થળે આવીને રહીને કદાપિ તેં મારો અંગિકાર ન કર્યો તો પછી હું અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થાઉં ત્યારે મારો એક પણ આરો રહે નહિ માટે તારી સ્રીના અંગ ઉપર જે દશ હજારનો દાગીનો છે તે હું તારી દુકાને આવું કે તુરત મારા અંગ ઉપર ધારણ કરવાને આપી જઇશ તો હું તારો પક્કો ભરોંસો માનીશ. શિવાય બીજું કહેવાનું એટલું કે, તે જે ગુપ્ત જગા કહું છું તે મારા ધણીના જાણવામાં આવે નહિં જો કદાપિ તે તેના જાણવામાં આવશે અને મને ઘસડીને પાછો ઘેર લઇ જશે તો તારો આપેલો દાગીનો ફરીથી તુંને મળશે નહિં માટે જે બંદોબસ્ત કરે તે પકકો કરજે કે થોડા દિવસ સુધી નચિંતાઇથી સુખ ભોગવીયે ત્યાર બાદ જાણવામાં આવશે તો કંઇ ફીકર નથી. ત્યારે ગોપાળ બોલ્યો કે મારી દુકાનના પાછલા ભાગમાં પહેલે માળ એક સુંદર ઓરડી ખાલી પડી છે તે સ્થળે વર્ષોનાં વર્ષ શોધ્યા કરે તોપણ પત્તોજ લાગે નહિં, આજ રાત્રે તું નિશ્ચિંત પણે સુખેથી ત્યાં આવજે ત્યાં તું આવીશ એટલે પાંચ હજારનો દાગીનો તારા કંઠમાં આરોપણ કરીશ આમ બન્ને જણાયે ઠરાવ કરી જુદાં પડયાં.

કળાવતી લાગલીજ ઘેર આવી પોતાના પતિ પાસે ગોપાળ સાથે ઠરાવ થયાની વાતચિત કહી સંભળાવી. રાત્ર થતાં કળાવતી ગોપાળે બતાવેલ જગ્યાએ જઇ બેઠી. અને ગોપાળ પણ, પોતાની

કબુલાત મુજબ પોતાની સ્ત્રીના પહેરવાના દાગીના સમેટી બરાબર સમયે અહિં આવ્યો અને તરતજ સઘળા દાગીના ઘણાજ પ્રેમથી કળાવતીના કંઠમાં આરોપણ કર્યા. એટલામાંજ ગુણવતીનો પતિ ચંદ્રશેખર બે સિપાઇને લઇ તુરત ગોપાળની દુકાન આગળ આવી ઉભો રહ્યો. અને ગોપાળ, ગોપાળ, કહી મોટેથી સાદ કરવા લાગ્યો ચંદ્રશેખરે બે સિપાઇ આણેલા તેમાંથી એકને આગલે બારણે ઉભો રાખ્યો બાદ બીજા સિપાઇએ જોરથી ધમકી દઇ પાછળનાં બારણાં ભટકાવવા માંડયાં એ અવાજ કાને પડતાંજ કળાવતી બોલી કે-હું આપને ત્યાં આવવા સારૂ મારા પતિ સાથે કજીયો કરી છટકી આવી તો પણ તેણે મારો પીછો મૂકયો નહિ, અને શોધ કરતો સિપાઇઓને લઇ નીચે આવ્યો હોય તેમ જણાય છે; પણ હવે સંતાઇ રહેવાનું કોઇ સ્થળ છે કે નહિ. આમ ગડબડ ચાલે છે તેટલામાં ચંદ્રશેખર તથા સિપાઇ બારણાંને ધક્કો મારી ઉપર ગયા તો કળાવતી અને ગોપાળને ભયભીત બેઠેલાં જોયાં તે વખતે ગોપાળ સિપાઇને તથા તેના ધણી ચંદ્રશેખરને દેખી ઘણોજ ગભરાયો. ગોપાળને સિપાઇએ થોડોક માર મારી તેને પોલીસ સ્વાધીન કરવા અર્થે લઇ જવા પ્રયત્ન કરવા લાગ્યા ગોપાળ કાલાવાલા કરતો અને પગે લાગતો કહેવા લાગ્યો કે-મારો ગુન્હો ક્ષમા કરો હવે પછી કદી પણ આવાં દુષ્કર્મો કરીશ નહી. આ સ્ત્રીને હજુ સુધી હાથથી સ્પર્શ પણ કર્યો નથી. તમો મને છોડી દેશો તો હું એમજ માનીશ કે મને જીવિત દાન આપ્યું. હવેથી તે કૃત્ય મારે કરવું ઉચીત નથી કેમકે—

> कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो ।
> व्रणी पूयक्लीन्नकृमिकुल शतैरा वृततनुः
> क्षुधाक्षामो जीर्णः पिठरककपाला र्पितगलः ।
> शुनीमन्वेति श्वाहतमपि च हन्त्येव मदनः ॥ २९२ ॥

સુકાઇ ગયેલો, કાણો, લંગડો, બુચો, બાંડો, પરૂ વહેતો વ્રણવાળો હજારો કીડા પડેલા શરીર વાળો, ભુખથી દુર્બળ થયેલો જીર્ણ અને જેને ગળે કચરાની હાંડીનો કાંઠલો ભરાઇ રહ્યો છે એવો કુતરો પણ વિકળ માફક કુતરી પાછળ ભમ્યા કરે છે ત્યારે ખરેખર મદન મરેલાને પણ મારે છે.

અર્થાત્ મેં બીજી વખત કર્યું આગળ પણ મેં સારી રીતે

શિક્ષા ભોગવી હતી. " હાર્યો જુગારી બમણું રમે " માટે મને રજા આપો.

કળાવતીની ચતુરાઇ જોઇ ચંદ્રશેખર બહુજ પ્રસન્ન થયો. પતિના વેરીનું વેર વાળનાર પવિત્ર પત્નીને ધન્ય છે.

## તસ્કર બનેલો વિદ્વાન બ્રાહ્મણ.

ધારા નગરની નજદિક ચંપાપુર કરીને એક ન્હાનું ગામડું હતું. તે ગામમાં વિવેકશર્મા નામનો વિદ્વાન પણ દરિદ્રી બ્રાહ્મણ વસતો હતો. તે જેવો વિદ્વાન્ હતો તેવોજ નિર્ધન હતો. એક સમયે તેને ત્યાં ચોરી કરવામાં ચતુર એવા ચાર તસ્કરો કે જેઓ તે વિદ્વાન બ્રાહ્મણના જુના વખતના સોબતી હતા તે આવ્યા; અને કહ્યું "હે ભાઇ તું ઘણો વિદ્વાન છે. વળી અમારો ભાઇબંધ છે માટે કૃપા કરી અમારી દયાની ખાતર તું અમને લાભ ચોઘડીયું જોઇ આપ કે જેથી ખાતર પાડતાં નિર્ભયપણે ભોજનો ખજાનો ખાલી કરાય–આ સાંભળી પેલા વિદ્વાન બ્રાહ્મણે કહ્યું કે ભાઇઓ? મારે તથા તમારા વચ્ચે ઘણા જુના વખતથી સ્નેહ બંધાયો છે જેથી મને તમારી સાથે લઇ આ જઇ આ મારા નિર્ધનપણાને દૂર કરશો આથી વિવેકશર્માની વાત કબુલ રાખી સારૂં ચોઘડીઉં જોઇ તે બ્રાહ્મણ તથા ચાર તસ્કરો વિદાય થયા. ખરેખર! ભૂદેવ પણ સંગતથી તસ્કર બન્યા કહ્યું છે કે–

दुष्टतां दुष्टसंसर्गा ददुष्टमपि गच्छति ।
सुरा बिन्दुनिपातेन पञ्चगव्यघटी यथा ॥ २९३ ॥

અદોષિત વસ્તુ પણ દોષિતના સંસર્ગથી દુષ્ટતાને પામે છે. જેમ પંચગવ્યનો ઘડો એક દારૂના બિંદુથી દૂષિત થઇ જાય છે.

अणुरप्यसतां संङ्गो सद्गुणं हन्ति विस्तृतम् ।
गुणरूपान्तरं याति तक्र योगाद्यथा पयः ॥ २९४ ॥

દુર્જનનો સંગ થોડો હોય તો પણ તે વિસ્તાર પામેલા સદ્દગુણને હણે છે. જેમ થોડા છાસના સંસર્ગથી દુધના ગુણ અને રૂપ ફરી જાય છે તેમ.

आनन्द मृग दावाग्निः शील शाखिमदद्विपः ।
ज्ञानदीप महावायुरयं खल समागमः ॥ २९५ ॥

દુર્જનનો સમાગમ, આનંદરૂપી મૃગને બાળવામા દાવાનળ સમાન

કબુલાત મુજબ પોતાની સ્ત્રીના પહેરવાના દાગીના સમેટી બરાબર સમયે અહિં આવ્યો અને તરતજ સઘળા દાગીના ઘણાજ પ્રેમથી કળાવતીના કંઠમાં આરોપણ કર્યા. એટલામાંજ ગુણવતીનો પતિ ચંદ્રશેખર બે સિપાઇને લઇ તુરત ગોપાળની દુકાન આગળ આવી ઉભો રહ્યો. અને ગોપાળ, ગોપાળ, કહી મોટેથી સાદ કરવા લાગ્યો. ચંદ્રશેખરે બે સિપાઇ આણેલા તેમાંથી એકને આગલે બારણે ઉભો રાખ્યો બાદ બીજા સિપાઇએ જોરથી ધમકી દઇ પાછળનાં બારણાં ભટકાવવા માંડયાં એ અવાજ કાને પડતાંજ કળાવતી બોલી કે—હું આપને ત્યાં આવવા સારૂ મારા પતિ સાથે કજીયો કરી છટકી આવી તો પણ તેણે મારો પીછો મૂકયો નહિ, અને શોધ કરતો સિપાઇઓને લઇ નીચે આવ્યો હોય તેમ જણાય છે; પણ હવે સંતાઇ રહેવાનું કોઇ સ્થળ છે કે નહિ. આમ ગડબડ ચાલે છે તેટલામાં ચંદ્રશેખર તથા સિપાઇ બારણાંને ધક્કો મારી ઉપર ગયા તો કળાવતી અને ગોપાળને ભયભીત બેઠેલાં જોયાં તે વખતે ગોપાળ સિપાઇને તથા તેના ધણી ચંદ્રશેખરને દેખી ઘણોજ ગભરાયો. ગોપાળને સિપાઇએ થોડોક માર મારી તેને પોલીસ સ્વાધીન કરવા અર્થે લઇ જવા પ્રયત્ન કરવા લાગ્યા ગોપાળ કાલાવાલા કરતો અને પગે લાગતો કહેવા લાગ્યો કે—મારો ગુન્હો ક્ષમા કરો હવે પછી કદી પણ આવાં દુષ્કર્મ કરીશ નહી. આ સ્ત્રીને હજુ સુધી હાથથી સ્પર્શ પણ કર્યો નથી. તમો મને છોડી દેશો તો હું એમજ માનીશ કે મને જીવિત દાન આપ્યું. હવેથી તે કૃત્ય મારે કરવું ઉચીત નથી કેમકે—

> कृशः काणः खञ्जः श्रवणरहितः पुच्छविकलो ।
> व्रणी पूयक्लीन्नकृमिकुल शतैरा वृततनुः
> क्षुधाक्षामो जीर्णः पिठरककपाला र्पितगलः ।
> शुनीमन्वेति श्वाहतमपि च हन्त्येव मदनः ॥ ३९२ ॥

સુકાઇ ગયેલો, કાણો, લંગડો, બુચો, બાંડો, પર વહેતો વ્રણ-વાળો હજારો કીડા પડેલા શરીર વાળો, ભુખથી દુર્બળ થયેલો જીર્ણ અને જેને ગળે કચરાની દાંડીનો કાંઠલો ભરાઇ રહ્યો છે એવો કુતરો પણ વિકળ માફક કુતરી પાછળ ભમ્યા કરે છે ત્યારે ખરેખર મદન મરેલાને પણ મારે છે.

અર્થાત્ મેં બીજી વખત કર્યું આગળ પણ મેં સારી રીતે

શિક્ષા ભોગવી હતી. " હાર્યો જુગારી બમણું રમે " માટે મને રજા આપો.

કળાવતીની ચતુરાઇ જોઇ ચંદ્રશેખર બહુજ પ્રસન્ન થયો. પતિના વેરીનું વેર વાળનાર પવિત્ર પત્નીને ધન્ય છે.

## તસ્કર બનેલો વિદ્વાન બ્રાહ્મણ.

ધારા નગરની નજદિક ચંપાપુર કરીને એક ન્હાનું ગામડું હતું. તે ગામમાં વિવેકશર્મા નામનો વિદ્વાન પણ દરિદ્રી બ્રાહ્મણ વસતો હતો. તે જેવો વિદ્વાન્ હતો તેવોજ નિર્ધન હતો. એક સમયે તેને ત્યાં ચોરી કરવામાં ચતુર એવા ચાર તસ્કરો કે જેઓ તે વિદ્વાન બ્રાહ્મણના જુના વખતના સોબતી હતા તે આવ્યા; અને કહ્યું: હે ભાઇ તું ઘણો વિદ્વાન છે. વળી અમારો ભાઇબંધ છે માટે કૃપા કરી અમારી દયાની ખાતર તું અમને લાભ ચોઘડીયું જોઇ આપ કે જેથી ખાતર પાડતાં નિર્ભયપણે ભોજનો ખજાનો ખાલી કરાય–આ સાંભળી પેલા વિદ્વાન બ્રાહ્મણે કહ્યું કે ભાઇઓ ? મારે તથા તમારા વચ્ચે ઘણા જુના વખતથી સ્નેહ બંધાયો છે જેથી મને તમારી સાથે લઇ આ જઇ આ મારા નિર્ધનપણાને દૂર કરશો આથી વિવેકશર્માની વાત કબુલ રાખી સારૂં ચોઘડીઉં જોઇ તે બ્રાહ્મણ તથા ચાર તસ્કરો વિદાય થયા. ખરેખર ! ભૂદેવ પણ સંગતથી તસ્કર બન્યા કહ્યું છે કે–

दुष्टतां दुष्टसंसर्गा ददुष्टपापि गच्छति ।
सुरा बिन्दुनिपातेन पञ्चगव्यघटी यथा ॥ २९३ ॥

અદોષિત વસ્તુ પણ દોષિતના સંસર્ગથી દુષ્ટતાને પામે છે. જેમ પંચગવ્યનો ઘડો એક દારૂના બિંદુથી દૂષિત થઇ જાય છે.

अणुरप्यसतां सङ्गो सद्गुणं हन्ति विस्तृतम् ।
गुणरूपान्तरं याति तक्र योगाद्यथा पयः ॥ २९४ ॥

દુર્જનનો સંગ થોડો હોય તો પણ તે વિસ્તાર પામેલા સદ્‌ગુણને હણે છે. જેમ થોડા છાસના સંસર્ગથી દુધના ગુણ અને રૂપ ફરી જાય છે તેમ.

आनन्द मृग दावाग्निः शील शाखिमदद्विपः ।
ज्ञानदीप महावायुरयं खल समागमः ॥ २९५ ॥

દુર્જનનો સમાગમ, આનંદરૂપી મૃગને બાળવામાં દાવાનળ સમાન

છે, શીલરૂપી વૃક્ષને છેદવામાં મદોન્મત્ત હાથી છે અને જ્ઞાનરૂપી દીપકને બુઝાવવામાં મહા વાયુ છે.

તે પાંચે પરાક્રમી પુરૂષ ધારામાં આવી પહોચ્યા, ભોજના મહેલ પાસે આવી તેની બારી ઉપર ચઢવા વિચાર કર્યો અને પોતાની પાસે તેની બારી ઉપર ઘોની કમ્મરે મજબુત દોરડું બાંધી બારી ઉપર ફેંકી જેથી ઘો ચૂડ ભરાવી ચોટી રહી. તે ચારે તસ્કરો પોતાના મહાવરાને લેઇને એકદમ એક પછી એક મહેલમાં ગયા. આ વિદ્વાન બ્રાહ્મણ પણ માંડ માંડ ઉપર તો ચઢયા પરંતુ તેનું ચિત્ત તે બધી સમૃદ્ધિમાં ચોટયું; તમામ વસ્તુઓ જોતાં જોતાં ખજાના જોણી ગયા. ત્યાં જઇ સોનું લેવા મનમાં ધાર્યું. થોડી વારે વળી એમ થયું કે સોનું ચોરવું એ મહા નિષેધ છે. તેમજ રૂપું, તથા સઘળા પદાર્થો (જવાહીર, હીરા, માણેક, મોતી, અને એવા અસંખ્ય ઉમદા પદાર્થો) હાથમાં લેઇ છોડી દે આખરે તેની નજર ખુણામાં પડેલા શાળના ઢગલા પર પડી જેથી તે લેવા વિચાર કર્યો. અને પ્રસન્નતાથી કહેવા લાગ્યો કે એ વસ્તુમાં કોઇ પણ પ્રકારનો દોષજ નથી. એમ કહી એક મોટી ગાંસડી બાંધી, બહાર નિકળવા અર્થે તૈયારી કરે છે એટલામાં ભોજરાજા નિંદ્રાથી જાગૃત થયા. અને પોતાના નિત્ય નિયમ મુજબ નિચે પ્રમાણેનું પદ બોલ્યા કે—

आगता स्वागतासारं निद्रा सारंच जाग्रता ।

એટલામાં પેલા તસ્કર બનેલા વિદ્વાન બ્રહ્મદેવ બોલી ઉઠયો કે—

भोजनार्थे घृतंसारं भार्या सारंच माटका ॥ ३९६ ॥

આ નૂતન અવાજ સાંભળતાજ ભોજરાજા એકદમ ભયભીત થઇને બોલ્યો કે-અરે આ રાત્રીને વિષે મારા મહેલમાં નવું માણસ ક્યાંથી?-એમ કહી દૂતોને બોલાવી તે વિદ્વાનને પકડયા. ભોજે તેને પુછયું કે અરે તું કોણ છે? અને આટલી મોટી રાત્રે શી રીતે આવ્યો? વળી તેં આ ગાંસડીમાં શું બાંધ્યું છે આથી તે ભૂદેવે અથથી ઇતિસુધી પોતાની સઘળી વાત કહી બતાવી આ સાંભળી ભોજ બોલ્યો કે-મિત્ર મારે કાં ભુલાવે. ખરૂં છે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

न मातरि न दारेषु न सोदर्ये न चात्मनि ।
विश्वास स्तादृशः पुंसां यादृङ्मित्रे स्वभावजे ॥ ३९७ ॥

પુરૂષને જેવો સ્વભાવિક રીતે મિત્રમાં વિશ્વાસ છે તેવો માતા,

સ્ત્રી, સહોદર અને પોતાની જાતનો પણ વિશ્વાસ આવતો નથી.

તેથીજ આ બ્રાહ્મણને ચોર લોકોને વિશ્વાસ આવ્યો છે તે ચોરો નાસી ગયા છે એ વાતથી આ બિચારો હજુ સાવ અજાણજ છે. પણ ઠીક છે આ બ્રાહ્મણને નિર્ધનપણાને લઇને આવું કાર્ય કરવા જરૂર પડી. નહિંતર તે બ્રાહ્મણની વિદ્વતા કંઇ જેવી તેવી નથી. પણ ઠીક છે. પછી ભોજરાજાએ એ સાચવકતા ભૂદેવ ઉપર દયા લાવી તેના અપરાધ ઉપર ક્ષમા આપીને તે શાળની ગાંસડી ફેંકાવી દીધી પછી તેને બંધનથી મુક્ત કર્યો તે ઉપરાંત તેને તેની વિદ્વતા જોઇ કેટલુંએક ધન તથા કેટલુંક જવાહીર આપી તેના નિર્ધનપણાને નિર્મૂળ કરી દીધું પછી તે બ્રાહ્મણે નિચેના શ્લોકથી ભોજને પ્રસન્ન કીધા-અને તે બદલે દશ લાખ ધન તથા એક હસ્તી લઇ પોતાના વતન તરફ વિદાય થયો.

चिरायत्कौतुकाविष्टं कल्पवृक्ष मुदीक्षितुम् ।
तन्मे सफल मद्यासीन्नेत्रं त्वय्य वलोकिते ॥ ३२८ ॥

હે રાજા ! મારૂં નેત્ર કલ્પવૃક્ષ જોવામાં કૌતકવાળું ઘણો સમય થયાં હતું; તે આપના દર્શન થયાથી આજે સફલ થયું.

## ભોજરાજાનો પૂર્વભવ.

ધારાધિપતિ ભોજની સભાના પંડિતોમાં કાલિદાસ અતિ ઉત્તમ ગણાતા હતા. તેથી બીજા પંડિતોના ઉરમાં ઇર્ષ્યાનો અંશ પ્રાપ્ત થતો. જેથી વખતો વખત ભોજરાજાને કાલિદાસનાં છિદ્રો ખોળી બતાવતા. એમ અનેક જાતનાં છિદ્રોથી ઘણી વખત કાલિદાસને દેશનિકાલ કરાવ્યા. તો પણ કાલિદાસ પોતાની સરસ્વતિના પ્રતાપથી પાછા આવતા.

એક દિવસ ભોજરાજા પોતાના રાજ્ય બાગમાં આમ તેમ ફરતા હતા એટલામાં વિદ્યાનિધિ નામના કોઇ પંડિત તેની પાસે ગયા. આશિર્વાદ આપી તેને કહ્યું કે—ધારાધિપતિ ભોજ! આપની સભાના અસંખ્ય પંડિતોમાં કાલિદાસ શ્રેષ્ટ મનાય છે. તોપણ આપે તેની ખરી કસોટિ હજુ કોઇ વખત કરીજ નથી. કરવું નરવું એ આપનાજ હાથમાં રહ્યું છે પણ આપ કાલિદાસ પંડિતને એટલુંજ પૂછો કે આપના પૂર્વભવનું વૃત્તાંત કહે. આ વાત ભોજના મનમાં એટલી બધી ઉતરી કે તત્કાલ એક સભા ભરી સઘળા પંડિતોને તેડાવ્યા-ખરેખર! દુર્જન શું ન કરે. કહ્યું છે કે—

बहुनिष्कपटद्रोही बहु धान्योपघातकः ।
रन्ध्रान्वेषी च सर्वत्र दूषको मूषको यथा ॥ २५९ ॥

દુર્જન અને ઉંદર બન્ને સરખા છે. ઉંદર ઘણા નિષ્ક (અલંકાર) અને પટ (વસ્ત્ર)નો દ્રોહ કરનાર (કાપી નાંખનાર) છે. અને દુર્જન પુરૂષ ઘણા નિષ્કપટે ઉત્તમ પુરૂષોનો દ્રોહ (ઇર્ષ્યા) કરનાર છે. ઉંદર બહુ ધાન્યનો નાશ કરનાર છે અને દુર્જન પુરૂષ અનેક પ્રકારે બીજાનો ઘાત કરનાર છે. ઉંદર છિદ્ર શોધનાર છે અને દુર્જન પારકાં છિદ્ર શોધનાર છે. તેથી દુર્જન અને ઉંદર સમાન છે.

त्यक्त्वापि निजप्राणान्परहितविघ्नं खलः करोत्येव ।
कवले पतिता सद्यो वमयति खलु मक्षिकान्न भोक्तारम् २६०

દુર્જન પુરૂષ પોતાનાં પ્રાણ છોડીને પણ બીજાના હિતમાં વિઘ્ન કરે છે. ગ્રાસમાં આવેલી મક્ષિકા પોતે મૃત્યુ પામીને પણ ભોજન કરનારને વમન કરાવે છે,

ભોજની સભાના વિદ્વરો તત્કાલ ભેગા થયા. સભા ભરાઇ કે તરત ભોજરાજાએ કહ્યું કે–કવિવરો! તમોએ મારા હાથથી અગણિત ધન મેળવ્યું. આજે તમોને પ્રશ્ન પુછુંછું તેનો ઉત્તર મને સઘળાથી તત્કાલ મળવોજ જોઇએ. કાલિદાસ સામું જોઇ કહ્યું કે— કાલિદાસ! આજ દિવસ સુધી મેં તને જે જે પ્રશ્નો પુછયાં તેના યોગ્ય ખુલાસા પણ તારા તરફથી મળ્યા છે. તે પ્રમાણે હવે મારા પૂર્વભવનું સવિસ્તર વર્ણન કહે. કાલિદાસે ઉત્તર આપ્યો કે––નરેંદ્ર! આપ પૂર્વ ભવનું વૃત્તાંત પૂછો છો પણ તે કાંઇ શાસ્ત્ર કે પુસ્તકમાં લખેલુ હોતું નથી. તેથી જવાબ કેમ અપાય? ભોજે કહ્યું–હોય કે ન હોય મને તો મારો પૂર્વભવ જાણવો છે. માટે ગમે તેમ કરી છ માસની અંદર તે શોધી આપજે નહિ તો તારા દહાડા ટુંકા સમજવા.

કાલિદાસ ઉદાસ ચહેરે ત્યાંથી ઉઠી ઘર તરફ ગયા. ઘેર ગયા પછી ઉદાસ ચહેરે હમેશાં બેશી રહેતા, કોઇ વખતે સભામાં જતાજ નહિ. આથી તેના હેતુમિત્રથી કહેવાયું કે–અરે! તેમાં તે શું. એતો જેમ આવે તેમ સાચો ખોટો જવાબ આપી દીઓ ક્યાં ભોજરાજા જોવા જાય છે કે મેં પૂર્વભવ આવી રીતે વિતાવ્યો હતો કાલિદાસે જવાબ આપ્યો કે "જીવ જતાં સુધી પણ હું જુઠું

બોલીશ નહિ” ભોજરાજા ભલે મારો શિરચ્છેદ કરે તમારે કોઇ પણ વાતે મારી બાબતની ચિંતા કરવીજ નહિ. આખરે બધા લોકોએ કંટાળી તેને સમજાવવું છોડી દીધું. આમ કરતાં ૪-૫ માસ વિતી ગયા. થોડા દિવસ પછી કાલિદાસ ભોજન કરવા બેઠા. તે વખતે તેને વિચાર થયો કે-હવે થોડા દિવસમાં છ માસ પુરા થશે. રાજા મારો જીવ નહિ લે, પરંતુ છેવટ મારૂં અપમાનજ કરશે જેથી વગર જીવ લીધે મુવા જેટલું થશે. તે કરતાં પહેલાંથીજ ઝેર ખાઇ મરવું ઘણે દરજજે સારૂં છે. આથી પુરૂં જમ્યા વગરજ હાથ ધોઇ ઉઠી ગયા. કાલિદાસની પત્નિ તથા પુત્ર પહેલાંથીજ મરણ પામ્યાં હતાં. માત્ર એક વિધવા વહુ હતી. તેણે કાલિદાસને અધુરૂં જમવાથી તથા મોઢું પડી જવાથી વિનયથી કહ્યું કે-પુજ્ય સસરાજી ! મારી આખી જીંદગી આ ઘરમાં ગઇ પરંતુ મેં કોઇ દહાડો તમારી સામો એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નથી. અને આજ આ બોલવું પડે છે જેથી ક્ષમા કરશો. આજ ચાર પાંચ મહિના થયા તમે ઉદાસ જણાઓ છો તેનું કારણ કંઇ જણાતું નથી તો કૃપા કરી મને તેનું કારણ દર્શાવો. કાલિદાસે દિલગિરીથી જવાબ આપ્યો કે વહુ દિકરા ! તે વાત તમારે જાણવા જરૂર નથી જેથી કહીશ નહિ. એ વાત જવાદો. વહુએ કહ્યું- સસરાજી ! આ વખત મારાં સાસુજી, તમારા પુત્ર અથવા પુત્રી કોઇ પણ હયાત હોય તો તે વાત કહો કે નહિ. તો તેજ મુજબ મને આપની પુત્રી ગણી સઘળી હકિકત કહો. પુત્ર વધુના આવા શબ્દોથી કાલિદાસનું હૃદય ભરાઇ આવ્યું. જેથી કાલિદાસ છાતીફાટ રડવા લાગ્યા. આથી પુત્ર વધુએ જાણ્યું કે આ કંઇ હદ ઉપરાંતનું દુઃખ હોય તેવું જણાય છે. જેથી નમ્રતાથી બોલી કે—સસરાજી ! આપ છેક બાળકની પેઠે રડો છો એ કંઇ યોગ્ય લાગતું નથી. છેવટે તેણે વધારે તાણીને પણ કહ્યું અને અંતે જતાં કાલિદાસનો હાથ પકડી કહ્યું કે, તમે મારા પિતા છો. અને હું તમારી પુત્રી છઉં. મારી લાજ મર્યાદ છોડીને આજ કહું છું કે આપનું જે દુઃખ હોય તે મને સત્વર કહો. વધારે વખત છુપાવવામાં સાર નથી એમ ધારી કાલિદાસે કહ્યું કે, પુત્રી ! આજ પાંચ માસ ઉપર રાજાએ પોતાના પૂર્વ ભવની વાત જાણવા પ્રશ્ન કર્યું. આ વાત શાસ્ત્રદ્વારા મારાથી જણાવાઇ નહિ. મેં ના પાડી તેથી રાજાએ પાછી છ માસની

મુદત આપી છે; જો એટલા વખતમાં એ વાત ન મળી તો રાજા મારા ખુરા હવાલ કરશે. હું મરવાથી બ્હીતોજ નથી પરંતુ અપમાનથી વધારે ત્રાસું છું. અપમાન મારાથી સહન નહિ થાય જેથી મરવું પડશે. અને અપમાન ખમી મરવાના કરતાં પહેલાંજ ઝેર ખાઇ મરવું મેં ઉત્તમ માન્યું છે. ભોજન કરતો મને એ વિચાર આવવાથી એકદમ ઉઠી અફીણ લાવવાના વિચારમાં છું. ત્યારે વહુએ હસતાં હસતાં કહ્યું, લ્યો તેમાં તે શું તે તો હું પણ કહી શકું તેવું છે. કાલિદાસે કહ્યું કે, દિકરા ! તે તમે શી રીતે કહી શકશો ? વહુએ કહ્યું કે જયારે રાજા તમને પુછે કે મારા પૂર્વ ભવનું વૃતાંત મળ્યું ? ત્યારે ઉત્તર આપજો કે, હું તો શું પણ મારી વિધવા વહુ છે તે પણ જવાબ આપી શકે છે. પછી રાજા જયારે પુછશે ત્યારે હું જવાબ આપીશ. માટે પુરૂં જમી રાજમાં જઇ આનંદથી બેસો.

વહુના વિનય વાક્યોથી કાલિદાસ પેટ ભરી કચેરીમાં જઇ આનંદિત ચહેરે બિરાજ્યા. પાંચ મહિના થયા ઉદાસ હતા અને આજેજ આનંદિત ચહેરો જોઇ ભોજરાજાએ પૂછ્યું કે કેમ કાલિદાસ ! પેહેલી વાત જડી કે શું ? કાલિદાસે હસતે ચહેરે કહ્યું કે, મહારાજ ! હું તો શું પણ મારી વિધવા વહુ પણ એ વાત જાણે છે. આ વાતથી ભોજરાજાને નવાઇ લાગી અને વિચાર કર્યો એવી ઉમદી વાત જયારે કાલિદાસની પુત્રવધુ જાણે ત્યારે તો તે કોણ જાણે કેવીક વિદ્વાન હશે ? આ વાત પણ ખાસ મારે તેનીજ પાસેથી સાંભળવી જોઇએ. આમ વિચારી પોતાના વિશ્વાસુ એક વૃદ્ધ પ્રધાનને કહ્યું કે સારી રીતે માન આપી કાલિદાસની પુત્રવહુને બોલાવી લાવ. આથી વૃદ્ધ પ્રધાન કાલિદાસને ઘેર ગયા. ત્યાં ભોજરાજાના કહેવા પ્રમાણે કહ્યું. કાલિદાસની વિધવા વહુએ કહ્યું કે, ભોજરાજા મારા પિતા છે. પણ અહિં આવ્યા શિવાય તેની વાત મળવાની નથી. ભોજરાજા પોતે ખાસ અત્રે પધારશે તોજ તે પોતના પૂર્વ ભવની વાત સાંભળશે. આ વાત પ્રધાને રાજા પાસે જઇ કહી. જેથી ભોજરાજા, વૃદ્ધ પ્રધાન અને કવિવર કાલિદાસ ત્રણે જણા કાલિદાસને ઘેર ગયા. વહુએ રાજાને સારી રીતે માન તથા આવકાર આપી બેસાડયા. પછી વહુ બોલી કે, હે રાજાધિરાજ ! આપને આપના પૂર્વ ભવની વાત પૂરી સાંભળવી છે કે અધુરી ? રાજાએ ઉત્તર આપ્યો કે અધુરી સાંભળવાથી શું ફળ ? વહુએ કહ્યું, જો આપને પુરીજ વાત

સાંભળવી હોય તો અહિંથી ઉત્તર દિસા તરફ જતાં છ દિવસના રસ્તા ઉપર એક ગામ છે, તે ગામના એક ખેડુતને ત્યાં બીજો ખેડુત ચાકરી રહ્યો છે; તેની ઉમ્મર આશરે ૨૦ વર્ષની છે. જે દહાડે આપ ત્યાં પહોંચશો તે દહાડે તે ખેડુતની ગાયો ચોરાશે. બીજો ખેડુત તે ચોરોની પાછળ જશે. પણ ચોરો તેને કાપી નાંખશે. તમો તેની મદદે જઇ તેને બચાવજો. તે છોકરો આપને આપના પૂર્વ ભવની સઘળી વાત કહેશે. આટલું સાંભળી રાજા ત્યાંથી ઉઠી પોતાના મહેલમાં આવ્યો. રાજનું કામ પોતાના વિશ્વાસુ વૃદ્ધ પ્રધાનને સોંપી છાની રીતે મુસાફરનો સ્વાંગ પહેરી ઉત્તર દિશાએ ચાલતો થયો. અર્ધ રસ્તે રાજાને યાદ આવ્યું કે ઉતાવળ થઇ તેથી તે છોકરાનું નામ પૂછવું રહી ગયું. પણ હવે પાછું ફરાય તેમ નહોતું. તે આગળ ચાલ્યો. આખરે છઠે દહાડે સામા એક નાના ગામડા આગળ આવી પહોચ્યો. રાતવાસો ક્યાં કરવો તે વિચારમાંજ ઉભો હતો એટલામાં એવો બનાવ બન્યો કે એક ખેડુતનો છોકરો ગાયો ભેંસો ચરાવતો હતો તેની રાજા ઉપર નજર પડી. તેથી તેણે કહ્યું કે કેમ રાજા ભોજ! તું આવ્યો. ભલે આવ્યો ભલે આવ્યો.

આ સાંભળી ભોજરાજાએ કહ્યું કે, ભાઇ? હું તો તને ઓળખતો પણ નથી કે તું કોણ છે? બોલ મને તું શી રીતે ઓળખે છે? કાલિદાસની વિધવા વહુએ તને જેની પાસે મોકલ્યો છે તેજ હું પોતે. જે જગ્યામાં પોતાનું રાજ ન હતું અને પોતે પહેલ વહેલો જ આવ્યો હતો ત્યાં પોતાને આ પ્રમાણે પેલા ગામડીઆ ખેડુતથી ઓળખાયલો જોઇ રાજા અજબ થયો. તેણે વિચાર્યું તે સારૂં થયું જે આ છોકરો અત્રેજ મળી ગયો. નહિ તો વળી તેને શોધી શી રીતે કાઢવો, તથા રાતવાસો ક્યાં રહેવું એ વિચાર થઇ પડત. પેલા ખેડુતે કહ્યું, રાજા! હું તને તુકારે બોલાવું છું જેથી તારે ઓછું ન આણવું. ચાલ મારે ઘેર. રાજાએ કહ્યું જે કામને માટે અત્રે હું આવ્યો તે મને કહે. ખેડુતે કહ્યું કે એ વાત હું તને પછી કહીશ. હમણાં તો મારી સાથે ઘેર આવી વિસામો લે. આજે પરોડીયું થતાંજ મારા શેઠની ગાયો ચોરવાની બુમ પડશે. તે વખતે હું પાછળ દોડીશ. ચોર લોકો મને મારી નાંખશે પણ મારો જીવ તો દશ ઘડી દહાડો ચઢશે ત્યાં લગી રહેશે. માટે ત્યાં આવજે એટલે વાત કહીશ. પછી રાજા તે ખેડુતની સાથે ગામમાં ગયો. અને તેને ઘેર જઇ જમી જરા આરામ લીધો.

મુદત આપી છે; જો એટલા વખતમાં એ વાત ન મળી તો રાજા મારા બુરા હવાલ કરશે. હું મરવાથી બ્હીતોજ નથી પરંતુ અપમાનથી વધારે ત્રાસું છું. અપમાન મારાથી સહન નહિ થાય જેથી મરવું પડશે. અને અપમાન ખમી મરવાના કરતાં પહેલાંજ ઝેર ખાઇ મરવું મેં ઉત્તમ માન્યું છે. ભોજન કરતાં મને એ વિચાર આવવાથી એકદમ ઉઠી અફીણ લાવવાના વિચારમાં છું. ત્યારે વહુએ હસતાં હસતાં કહ્યું, લ્યો તેમાં તે શું તે તો હું પણ કહી શકું તેવું છે. કાલિદાસે કહ્યું કે, દિકરા! તે તમે શી રીતે કહી શકશો? વહુએ કહ્યું કે જ્યારે રાજા તમને પુછે કે મારા પૂર્વ ભવનુ વૃતાંત મલ્યું? ત્યારે ઉત્તર આપજો કે, હું તો શું પણ મારી વિધવા વહુ છે તે પણ જવાબ આપી શકે છે. પછી રાજા જ્યારે પુછશે ત્યારે હું જવાબ આપીશ. માટે પુરૂં જમી રાજમાં જઇ આનંદથી બેસો.

વહુના વિનય વાક્યોથી કાલિદાસ પેટ ભરી કચેરીમાં જઇ આનંદિત ચહેરે બિરાજ્યા. પાંચ મહિના થયા ઉદાસ હતા અને આજેજ આનંદિત ચહેરો જોઇ ભોજરાજાએ પૂછ્યું કે કેમ કાલિદાસ! પેહેલી વાત જડી કે શું? કાલિદાસે હસતે ચહેરે કહ્યું કે, મહારાજ! હું તો શું પણ મારી વિધવા વહુ પણ એ વાત જાણે છે. આ વાતથી ભોજરાજાને નવાઇ લાગી અને વિચાર કર્યો એવી ઉમદી વાત જ્યારે કાલિદાસની પુત્રવધુ જાણે ત્યારે તો તે કોણુ જાણે કેવીક વિદ્વાન હશે? આ વાત પણ ખાસ મારે તેનીજ પાસેથી સાંભળવી જોઇએ. આમ વિચારી પોતાના વિશ્વાસુ એક વૃદ્ધ પ્રધાનને કહ્યું કે સારી રીતે માન આપી કાલિદાસની પુત્રવધુને બોલાવી લાવ. આથી વૃદ્ધ પ્રધાન કાલિદાસને ઘેર ગયા. ત્યાં ભોજરાજાના કહેવા પ્રમાણે કહ્યું. કાલિદાસની વિધવા વહુએ કહ્યું કે, ભોજરાજા મારા પિતા છે. પણ અહિં આવ્યા શિવાય તેની વાત મળવાની નથી. ભોજરાજા પોતે ખાસ અત્રે પધારશે તોજ તે પોતના પૂર્વ ભવની વાત સાંભળશે. આ વાત પ્રધાને રાજા પાસે જઇ કહી. જેથી ભોજરાજા, વૃદ્ધ પ્રધાન અને કવિવર કાલિદાસ ત્રણે જણા કાલિદાસને ઘેર ગયા. વહુએ રાજાને સારી રીતે માન તથા આવકાર આપી બેસાડયા. પછી વહુ બોલી કે, હે રાજાધિરાજ! આપને આપના પૂર્વ ભવની વાત પૂરી સાંભળવી છે કે અધુરી? રાજાએ ઉત્તર આપ્યો કે અધુરી સાંભળવાથી શું ફળ? વહુએ કહ્યું, જો આપને પુરીજ વાત

સાંભળવી હોય તો અહિંથી ઉત્તર દિસા તરફ જતાં છ દિવસના રસ્તા ઉપર એક ગામ છે, તે ગામના એક ખેડુતને ત્યાં બીજો ખેડુત ચાકરી રહ્યો છે; તેની ઉમ્મર આશરે ૨૦ વર્ષની છે. જે દહાડે આપ ત્યાં પહોંચશો તે દહાડે તે ખેડુતની ગાયો ચોરાશે. બીજો ખેડુત તે ચોરોની પાછળ જશે. પણ ચોરો તેને કાપી નાંખશે. તમો તેની મદદે જઇ તેને બચાવજો. તે છોકરો આપને આપના પૂર્વ ભવની સઘળી વાત કહેશે. આટલું સાંભળી રાજા ત્યાંથી ઉઠી પોતાના મહેલમાં આવ્યો. રાજનું કામ પોતાના વિશ્વાસુ વૃદ્ધ પ્રધાનને સોંપી છાની રીતે મુસાફરનો સ્વાંગ પહેરી ઉત્તર દિશાએ ચાલતો થયો. અર્ધ રસ્તે રાજાને યાદ આવ્યું કે ઉતાવળ થઇ તેથી તે છોકરાનુ નામ પૂછવું રહી ગયું. પણ હવે પાછું ફરાય તેમ નહોતું. તે આગળ ચાલ્યો. આખરે છઠે દહાડે સામા એક નાના ગામડા આગળ આવી પહોચ્યો. રાતવાસો ક્યાં કરવો તે વિચારમાંજ ઉભો હતો એટલામાં એવો બનાવ બન્યો કે એક ખેડુતનો છોકરો ગાયો ભેંસો ચરાવતો હતો તેની રાજા ઉપર નજર પડી. તેથી તેણે કહ્યું કે કેમ રાજા ભોજ! તું આવ્યો. ભલે આવ્યો ભલે આવ્યો.

આ સાંભળી ભોજરાજાએ કહ્યું કે, ભાઇ? હું તો તને ઓળખતો પણ નથી કે તું કોણ છે? બોલ મને તું શી રીતે ઓળખે છે? કાલિદાસની વિધવા વહુએ તને જેની પાસે મોકલ્યો છે તેજ હું પોતે. જે જગ્યામાં પોતાનું રાજ ન હતું અને પોતે પહેલ વહેલો જ આવ્યો હતો ત્યાં પોતાને આ પ્રમાણે પેલા ગામડીઆ ખેડુતથી ઓળખાયલો જોઇ રાજા અજબ થયો. તેણે વિચાર્યું તે સારૂં થયુ જે આ છોકરો અત્રેજ મળી ગયો. નહિ તો વળી તેને શોધી શી રીતે કાઢવો, તથા રાતવાસો ક્યાં રહેવું એ વિચાર થઇ પડત. પેલા ખેડુતે કહ્યું, રાજા! હું તને તુંકારે બોલાવું છું જેથી તારે ઓછું ન આણવું. ચાલ મારે ઘેર. રાજાએ કહ્યું જે કામને માટે અત્રે હું આવ્યો તે મને કહે. ખેડુતે કહ્યું કે એ વાત હું તને પછી કહીશ. હમણાં તો મારી સાથે ઘેર આવી વિસામો લે. આજે પરોડીયું થતાંજ મારા શેઠની ગાયો ચોરવાની બુમ પડશે. તે વખતે હું પાછળ દોડીશ. ચોર લોકો મને મારી નાંખશે પણ મારો જીવ તો ૪ ઘડી દહાડો ચઢશે ત્યાં લગી રહેશે. માટે ત્યાં આવજે એટલે વાત કહીશ. પછી રાજા તે ખેડુતની સાથે ગામમાં ગયો. અને તેને ઘેર જઇ જમી જરા આરામ લીધો.

પરોઢીયું થયું કે ગાયો ચોરાયાની બુમ પડી. જેથી તે ખેડુત ચોરો પાછળ દોડયો કે રાજા ભોજ પણ તેની પાછળ જવા તૈયાર થયા કે મોટા ખેડુતે કહ્યું, આપ પરદેશી મુસાફર છો. અત્યારમાં ક્યાં જશો. જશો તો રસ્તો ચુકી ભૂલા પડશો. જેથી સવાર થયે જજો. આ પ્રમાણે ભોજરાજાને અત્રે રોકી પાડયા. સવારે નવ ઘડી પછી ભોજને ત્યાંથી જવાની રજા મળી. રાજા તો તરતજ જયાં પેલો છોકરો કપાઇ પડયો હતો ત્યાં ગયો. છોકરાએ કહ્યું કે અરે રાજા! આટલો મોડો કેમ આવ્યો? હવે તો મારો જીવ જવાનો વખત પાસે છે. માટે મારાથી વધારે બોલાતું નથી. અહિંથી એક મહિનાના રસ્તા ઉપર પાટલીપુત્ર (પાટણ) શહેર છે. ત્યાં તું આવજે. તે ગામના નગરશેઠને ત્યાં હું જન્મ લઇશ. મારે તારા ચાલીસ હજાર રૂપીઆ દેવા છે તે દિધા પછીજ હું દુધ પીશ ત્યાં સુધી હું દુધ પીવાનો નથી. માટે જો તું એક મહિનાની અંદર તે ગામમાં ન આવે તો તને બ્રહ્મહત્યાનું પાપ છે. આમ બોલતાંની સાથેજ તેનો પ્રાણ પરલોકનો પ્રવાસી થયો. ભોજ ત્યાંથી ચાલતો થયો. ચાલતાં ચાલતાં બરોબર એક માસે તે શહેરને સીમાડે પહોંચ્યો. સાંજ પડી ગઇ હતી જેથી ગામ બહાર ભીલ લોકોનાં ઝુપડાં પાસે ગયો તેવામાં ભીલની સ્ત્રી ભોજની સામી આવી અને બોલી કે, આવ રાજા ભોજ! તું અત્રે કયાંથી? ભોજરાજાએ કહ્યું કે, બાઇ! તેં મને શી રીતે ઓળખ્યો કે હું ભોજ છું? ભીલડીએ ઉત્તર આપ્યો કે મારા પતિવ્રતપણાના પ્રતાપથીજ મેં આપને ઓળખ્યા છે. રાત્રિ પડી ગઇ છે જેથી આજની રાત્રિ તો અત્રેજ રહો. આમ કહી ભોજને પોતાને ત્યાં રાખ્યો. રસોઇ કરી જમાડયા. પછી તેને ઝુંપડીમાં સુવાડયા. ભીલડીનો પતિ ભીલ ભોજના ઘોડાની ચોકી રાખવા ઝુંપડી બહાર હાથમાં તીર કમાન લઇ બેઠો. થોડી રાત્રિ ગયા પછી તે ભીલને નિંદ્રા આવવા લાગી કે હાથમાંથી તીરકમાન છુટી ગયાં કે તરતજ સિંહોએ આવી તે ભીલને ઉંચકી લઇ જઇ મારી નાંખ્યો. આથી ઝુંપડીમાં સુતેલી ભીલડીએ એકદમ ચીસ નાંખી કહ્યું કે,રાજા ભોજ! ઉઠ ઉઠ મારા પતિને સિંહે મારી નાંખ્યો. મને ચિતા ખડકી આપ. મારે મારા પતિ સાથે બળી સતી થવું છે. ભોજે આજીજી કરી કહ્યું કે, બાઇ! હવે મારાથી વધારે વખત રોકાઇ શકાય તેમ નથી માટે મને રજા દે. ભીલડીએ કહ્યું કે, ભોજ! તને શું કામ છે તે

હું યથાસ્થિત જાણું છું પરંતુ મારૂં કહેવું નહિ માને તો હું તને શ્રાપ આપીશ. આથી ભોજ મુંઝાયો. અને વિચારવા લાગ્યો કે હત્યા લાગશે તેને તો પુન્યથી કરી પહોંચાશે પરંતુ સતીના શ્રાપનું નિવારણ થઇ શકશે નહિ. રાજાએ કહ્યું કે, ભલે હું ખુશીથી રહીશ. પછી ભોજરાજાએ વગડામાંથી લાકડાઓ એકઠાં કરી ચિતા ખડકી આપી. અને ભીલડીને પૂછ્યું કે હવે મને રજા છે?

ભીલડીએ ઉત્તર આપ્યો કે, રાજા! એમ તારાથી જઇ શકાશે નહિ. ત્રણ દિવસ મ્હારી ચીતાની ચોકી કરતા રહે ત્રણ દિવસ સુધી મારી ચિતા બળવા દેજે અને પછી ચોથે દિવસ સ્હવારમાં જજે. રાજાએ બાનું બતાવી કહ્યું કે, અત્રે મને વાઘ, વરૂ અને સિંહોનો ભય રહે છે માટે તેનું કેમ? ભીલડીએ કહ્યું રાત્રિને વખતે હું (મારી) ચોકી કરીશ રાજા નિરૂપાય થયો. ભીલડી ચિતામાં બેઠી અને રાજાને ચિતા સળગાવવા કહ્યું. ચિતા પુર જોસથી બળતી હતી અંદર ભીલડી હરતે સુખે વગર આંચ આવે બેઠી હતી. આ જોઇ ભોજરાજા વિસ્મય થયો અને તેથી પણ વધારે વિસ્મય રાત્રિને વખતે થયો. રાત પડી કે ઝુંપડાંનું બારણું બંધ કરી અંદર બેઠો. થોડી વારે તેણે કમાડની ફાટમાંથી જોયું તો ભીલડી હાથમાં તીર કામઠું લઇ ચોકી કરતી જણાણી. આ પ્રમાણે ત્રણ દિવસ તથા ત્રણ રાત આશ્ચર્યકારક દેખાવ જોયો. સતીનું સત્ય જોઇ રાજાને અદ્ભુત આનંદ પ્રાપ્ત થયો. ત્રણ દિવસ સુધી તો ચિતામાં બેઠેલી સતીને જરા પણ આંચ આવી નહિ. ચોથે દિવસ સ્હવારમાં બળતી જણાઇ. અને થોડી વારે બળીને ખાખ થઇ ગઇ. રાજાએ ચિતા ઉપર પાણી નાંખી ચિતાને ઠારી. અને ઝુંપડાને તાળું ખીડી તેની કુંચી ઝુંપડાના છજા ઉપર મુકી ચાલતો થયો. જંગલમાં ભોજે પોતાનો પોશાક ઉતાર્યો. અને ભભુત લગાવી અદ્ભુત જોગીનો સ્વાંગ ધારણ કર્યો. આ જોગીરાજ ગામમાં જઇ ફરવા લાગ્યા. કેટલાએક લોકો તેને ભાવથી પૂજવા લાગ્યા. તે ગામમાં ફરતાં નગરશેઠના ચાકરની નજર તેના ઉપર પડી. ચાકરે તેની પાસે જઇ નમસ્કાર કરી તેને કહ્યું કે, જોગીરાજ! મારો શેઠ આ ગામનો નગરશેઠ છે. તેને આજ ત્રણ દહાડા થયા પુત્ર રત્નની પ્રાપ્તી થઇ છે. પણ તે બાલક આજ ત્રણ દિવસ થયા પોતાની માતાને ધાવતો નથી. મારે શેઠે તો ઘણા ઘણા ઉપાયો, ભુવા, જોગી અને વૈદ્યોના ઉપચારો પણ કર્યા પણ બધા નિષ્ફળ થયા હવે તો આપ ગમ્યા છો જો કાંઇ આપ કરો તો

જોગી વેષમાં રહેલા ભોજે કહ્યું કે, એ ઉપાય હું પૂરો જાણું છું પરંતુ મારી મહેનત બદલના રૂપીઆ ૧ એક લાખ લઇશ. નોકરે કહ્યું, મહારાજ! એક લાખ તો ઘણા કહેવાય. કંઇક રકમ ઓછી લ્યો. જોગીએ કહ્યું, તારો શેઠ કેટલા રૂપીઆ આપવા ખુશી છે. નોકરે ઉત્તર આપ્યો કે મારો શેઠ ત્રીસ હજાર રૂપીઆ આપશે. જોગીએ કહ્યું કે, હું તો ઓછામાં ઓછા ચાલીસ હજાર રૂપીઆ લઇશ તેમાં એક દમડી પણ ઓછી લઇશ નહે. છેવટ ચાકર પોતાના શેઠ પાસે લઇ ગયો. નગરશેઠે આ યોગીને જોતાં વેંતજ આસન નાંખી સામો જઇ સન્માનથી તૃપ્ત કર્યો. પછી કહ્યું કે, મહારાજ! આ મારો પુત્ર જન્મથી ધાવતો નથી તેનો ઉપાય આપ પાસે હોય તો બતાવો. પછી શેઠે ચાકરને પૂછ્યું કે, આ જોગીરાજ સાથે તેં શી બોલી કીધી છે ચાકરે ઉત્તર આપ્યો કે મેં તેને ચાલીસ હજાર રૂપીઆ આપવાની બોલી કરેલી છે. શેઠે રાજાને કહ્યું કે મહારાજ આપજો મારા દિકરાને સારૂં કરી આપશો તો આપના ૪૦ ચાલીસ હજારને બદલે ૫૦ હજાર રૂપીઆ આપીશ. જોગી રૂપ રાજાએ કહ્યું કે–શેઠજી! મારા તમારા રૂપીઆ લઇ કંઇ રાખી મેલવા નથી પરંતુ મારા બ્રાહ્મણો જમાડવાના કામમાં વાપરવાના છે તમારા પુત્રને એક એકાંત ઓરડામાં લઇ જાવ. ત્યાં મને પણ બોલાવો. સુવાવડના બાજુના ઓરડામાં દાઇ પેલા છોકરાને લઇ ગઇ. બાવાજીએ બધાને બહાર કાઢી દરવાજો બંધ કરી છોકરા પાસે ગયો કે છોકરો બોલી ઉઠયો. હે દુષ્ટ રાજા આજ ત્રણ દહાડા થયા મેં કાંઇ ખાધું પીધું નથી તેનો કંઇ વિચાર કર્યો? રાજાએ જંગલમાં બનેલી સઘળી હકીકત કહી માફી માગી; અને કહ્યું કે હવે મને પેલી વાત કહે. છોકરો બોલ્યો કે. અરે ભલા માણસ કાંઇક તો વિચાર કર આજ ત્રણ દિવસ થયાં હું ભુખે ટળવળું છું. મને પ્રથમ ધાવવાની રજા આપ. રાજાએ બહુ સારૂં કહી દરવાજો ઉઘાડયો. નગરશેઠ તથા દાઇને બોલાવીને કહ્યું–જાઓ છોકરાને તેની માને હવાલે કરો. જુવો ધાવે છે કે નહિ? દાઇ છોકરાને તેની મા પાસે લઇ ગઇ માએ છાતી આગળ લીધો કે છોકરો ધાવવા મંડી ગયો. શેઠે પોતાને પુત્રને આ પ્રમાણે જ્યારે ધાવતો દીઠો ત્યારે તેના હર્ષનોપાર ન રહ્યો. જોગી રૂપી રાજાને તે વારંવાર પગે લાગવા મંડયો પોતાની વૃદ્ધાવસ્થામાં પુત્ર રત્નની પ્રાપ્તી થઇ પણ ધાવતો ન હોવાથી

શેઠને ખેદ થતો હતો તે ધાવ્યો ત્યારે તેના હર્ષનું પુછવુંજ શું ? શેઠે હુકમ કર્યો તેથી યોગીરૂપ રાજાને શેઠના માણસોએ ગરમ પાણી કરી ખુબ નવરાવ્યો. તેના શરીરપર અતરાદિ સુગંધી છાંટી, પીતાંબર પહેરવા આપ્યું. શેઠ અને તેના ઘરનાં માણસો રાજાને ઇશ્વરના જેટલું માન આપવા લાગ્યા. સોના રૂપાના થાળોમાં ઉત્તમ ભોજનો આરોગાવ્યાં. જમી રહ્યા પછી પાન, સોપારી અને એલચી આદિ ઉમદી ચીજો પાસે ધરી, નગરશેઠ તેની સામા હાથ જોડીને બેઠા શેઠે તેનું નામ પુછ્યું જેથી તેણે ઉત્તર આપ્યો કે-મને કેટલાએક લોકો સુખાનંદના નામથી ઓળખે છે મારૂ ખરૂં વતન ઉજ્જનમાં છે પરંતુ હાલ તો જ્યાં રાત્રિ પડે ત્યાં મારૂં વતન છે આમ યોગીરૂપ ભોજ તે શેઠને ત્યાં પંદર દિવસ રહ્યો. પંદરમે દહાડે તે છોકરો ફરીથી ધાવતો બંધ થયો. દાઇ તેને યોગી પાસે લઇ આવી રાજા ભોજે જધાને બહાર કહાડી ઓરડો બંધ કરી ધીમેથી છોકરાને કહ્યું કે કેમ ધાવતો બંધ થયો? રાજાને છોકરે ઉત્તર આપ્યો એતો હું તારૂં માન વધારૂં છું. ભોજે કહ્યુ એ બધું ઠીક પણ મને પેલી વાત કહે. છોકરે ઉત્તર વાળ્યો. બીજી વખત ધાવતો બંધ રહીશ ત્યારે તે વાત તને કહીશ. રાજાએ દાઇને બોલાવી છોકરાને તેને સ્વાધીન કર્યો છોકરો ધાવ્યો. વળી પાછો છત્રીસ દિવસનો થયો તે દહાડે છોકરો ધાવતો બંધ કે પાછો ભોજ પાસે લાવવામાં આવ્યો. તેણે ભોજને એકાંતમાં કહ્યું કે હવે તું તારા ઠરાવેલા ૪૦ હજાર રૂપીઆ લઇ રસ્તે પડી જા કારણ કે હવે મારૂં આયુષ્ય આવી રહ્યું છે; રાજાએ કહ્યું પણ તું મને પેલી વાત કહે છોકરે કહ્યું કે. હાલ તને તે વાત કહી શકતો નથી. પણ આજથી ચોથે દહાડે સવારમાં હું મરી જઇશ તે વખતે લોકો મને આ ગામના સ્મશાનમાં દાટી આવશે. ત્યાં તું પણ આવજે. દાટી લોકો જાય કે પછી પાછો ખાડામાંથી કાઢજે એટલે તારી પાસે હું વાત કરીશ. રાજાએ છોકરાને દાઇને સોંપ્યો. અને ધાવ્યો. પછી શેઠને કહ્યું કે હવે મારાથી અહિં વધારે વાર રહી શકાય તેમ નથી તેથી મારા ઠરાવેલા રૂપીઆ આપો તેથી બ્રહ્મણો જમાડી બીજે દેશ ચાલ્યો જાઉં. શેઠે કહ્યું મહારાજ ! આજના દિવસમાં આપથી કાંઇ બની શકવાનું નથી જેથી આવતી કાલ રૂપીઆ લઇ બ્રાહ્મણ જમાડી પ્રેમ દિવસ બીજે દેશ સુખેથી સિધાવજો ભોજરાજાએ ઠીક છે એમ જવાબ આપી બીજે દહાડે બ્રાહ્મણ જમાડવાની બધી તૈયારી કરી અને ચાલીસ હજાર રૂપીઆ તેમાં ખ-

રચી નાંખ્યા. બીજે દહાડે સવારે બ્રાહ્મણોને ઘણી સારી દક્ષિણા આપી પોતે આપેલા રૂપીઆ જોગીરાજે ખરચી નાંખ્યા એ જોઇ શેઠના મનમાં ખાત્રી થઇ કે જોગીરાજ મારાં કોઇ પુર્વ જન્મના પુન્યથીજ અહિં આવી ચઢયા.રાજા જાણતો હતો કે આવતી કાલે સવારમાં છોકરો મરી જવાનો છે. માટે આજેજ સાંજના જવું, સાહુકાર પાસે પોતાનો આ વિચાર કહિ સંભળાવ્યો શેઠે બીજે દહાડે ન જવા ઘણી ઘણી પ્રાર્થના કરી પણ તે સઘળી વૃથા. યોગીરૂપ ભોજ ચહતો થયો. શેઠ તથા તેનાં સગાંવહાલાં અને ગામના તમામ માણસો ખરા ભાવથી તેને બે ગાઉ સુધી વળાવવા ગયા. પછી રાજાએ તમામને પાછા વળવા કહ્યું. પછી બધાં માણસો ગયા પછી ભોજે યોગીનો સ્વાંગ કાઢી નાંખી એક મુસાફરનો સ્વાંગ ધર્યો એ પછી પાછો ગામમાં આવી કુંભારણને ત્યાં ઉતારો કર્યો. તે દહાડે કુંભારણે એક હાંલ્લું આપ્યું અને કહ્યું કે તમો આમાં ખીચડી રાંધી ખાજો. હું હમણાંજ બહાર જઇને આવું છું. રાજાએ પૂછયું બાઇ ! તું કયાં જાય છે કુંભારણે ઉત્તર આપ્યો કે ભાઇ ! આ ગામના નગરશેઠનો એકનો એક છોકરો મરી ગયો છે ત્યાં આખું ગામ જાયછે તેથી હું પણ જાઉં છું. આમ કહી કુંભારણ તો ચાલી નીકળી.પછી મુસાફર રૂપ રાજાએ પોતાનાં કપડાંની બાંસડી બાંધી લીધી. જમીન ખોદવા માટે પાવડો લઇ એક બાજુ જઇ બેઠો. પેલા છોકરાને ખાડો દાટીને પાછા ફર્યાં કે તરત ભોજે પાછળથી પાવડા વતી ધુળ ખસેડી છોકરાને બહાર કાઢયો. છોકરાના મડદાંએ રાજાને જોતાંજ કહ્યું—રાજા તારે જો તે વાત અધુરી સાંભળવી હોય તો મને પુછજે. પણ જો પુરી સાંભળવી હોયતો અહિંથી છ દહાડાના રસ્તા ઉપર કનકપુર નામનું નગર છે ત્યાં એક ઢેડી રહે છે તે તને બધી વાત કહેશે. માટે મને પાછો ખાડામાં નાંખી ઉપર ધુડ નાંખી ચાલ્યો જા. આ સાંભળતાં રાજા તેને ખાડામાં નાંખી ચાલતો થયો. થોડા દિવસે કનકપુર નામના નગરમાં આવી પહોંચ્યો કનકપુરના દરવાજામાં તે વિચાર કરવા બેઠો કે પેલી ઢેડીને કેવી રીતે શોધી કહાડવી. એટલામાંજ એક ઢેડીએ સામેથી આવીને હસતે મહોઢેથી કહ્યુ કે—કાં રાજા ભોજ તું આવ્યો. આ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો અને બોલ્યો કે—બાઇ ! તું કોણ છે. તે હું જાણતો નથી. તું મને કયાંથી ઓળખે છે ? ઢેડીએ જવાબ આપ્યો કે પેલા છોકરાએ તને જેની પાસ મોકલ્યો છે તેજ હું ઢેડી. રાજા બોલ્યો—જો એમ હોય તો મને પેલી વાત કહે

ઢેડીએ ઉત્તર વાળ્યો. રાજા ! હજી તું હમણાંજ આવે છે. ખા, પી, અને વિશ્રાંતિ લે. પછી બધી વાત કહીશ. રાજાએ કહ્યું કે-તારે ત્યાં મારાથી કેમ જમાય ? હું તમારે માટે આ ગામના દિવાનને ત્યાં સઘળો બંદોબસ્ત કરી આપીશ. પછી ઢેડીએ દિવાનને ત્યાં જઈ ભોજને જમવા વાસ્તે સઘળો બંદોબસ્ત કર્યો. અને પછી ભોજને ત્યાં લઇ ગઇ. દિવાને તેની મુખમુદ્રા ઉપરથી આગતા સ્વાગતા અને પરોણા ચાકરી કરી. પછી બીજે દિવસ સવારે ભોજ ઢેડીને ઘેર આવ્યો. ઢેડીના ધણીએ તેને બાજોઠ ઢાળી આપી બેસાડયો. પછી ઢેડીએ આવી તેનું પૂરે વૃત્તાંત કહેવું શરૂ કર્યું.

ઢેડી—રાજા ! સાંભળ. પૂર્વભવમાં તું કઠિયારો હતો. હું તારી સ્ત્રી હતી. ખેડુતનો છોકરો જે મરી ગયો. તે તારો પુત્ર હતો. અને કવિ કાલિદાસની વિધવા વહુ તે તારી પુત્ર વધુ હતી. તમે બેઉ બાપ દિકરો મહેનત મજુરી કરી આપણું ચારે જણનું ભરણ પોષણ કરતા હતા. તેવામાં બાર વરસનો મોટો દુકાળ પડયો તેથી આપણું ગુજરાન માંડ ચાલી શકતું હતું એક દિવસ આપણે એક એક રોટલો લઇ ખાતાં હતાં તે વખતે એક અતિથી આવ્યો. આ અતિથી દશ દિવસનો ભુખ્યો હતો. તેથી અન્ન માટે કેટલા એક કાલાવાલા કરવા લાગ્યો જેથી તેં તારા રોટલામાંથી અડધો આપ્યો. તે ખાઈ રહ્યા પછી બીજીવાર માગ્યો જેથી તેં તારા પુત્રના રોટલામાંથી અર્ધ આપ્યો. તે પણ ખાઇ રહ્યાથી પાછો કાલાવાલા કરી રડવા લાગ્યો જેથી તેં પુત્રવધુના રોટલામાંથી અડધો આપ્યો અને પછી મેં જાણ્યું કે આતો મારામાથી પણ અડધો આને આપી દેશે જેથી હું મારો રોટલો લઇ દૂર દોડી. વહુનો અડધો રોટલો ખાઇ રહ્યાથી અતિથીએ વધારે માગ્યો. જેથી તમે બધો આપી દીધો. પુત્ર અને વહુએ જાણ્યું કે અમારો પણ બાકીનો લઇ આપી દેશે જેથી તેઓ લઇ નાશી ગયાં. હું આખો રોટલો ખાઇ ગઇ અને પુત્ર તથા વહુએ અડધો ખાધે.

વધારે રોટલો નહિ મળે જાણી પેલો અતિથી રસ્તે પડયો. આપણને દુષ્કાળને લીધે કામ નહિ મળવાથી રોટલા વગર અંતે રીબાઇ રીબાઇને મરણ પામ્યાં. હે રાજા ! તેં પેલા ભુખ્યા યતીને આખો રોટલો આપ્યો તેથી તું રાજા ભોજ થયો તુ આખા ભવનું સુખ ભોગવશે. તારો પુત્ર જેણે અડધો રોટલો આપ્યો હતો તેણે

અડધું સુખ ભોગવ્યું એટલે વીશ વર્ષની ઉમરે મરણ પામ્યો. તારી પુત્ર વધુ જે કાલિદાસની પુત્ર વધુછે તે જુવાનીમાં વિધવા થઇ અને મેં કે જેણે દયા કરતાં પેટને વધારે ગણ્યું હતું તે આ ચાંડાલ યોનીમાં અવતરી આખા ભવનું દુઃખ દીઠું.

આથી ભોજરાજા ખેદીત થયો. કયાંને કયાં મેં મારો પૂર્વભવ જાણ્યો હવે આ ઢેડીને સુખી કરવી જોઇએ આ વિચાર કરી તે ઢેડીને કહ્યુ કે બાઇ! તું અને તારો ધણી મારે ઘેર રહેવા આવો. હું તમને ત્યાં આગળ એક મહેલ બંધાવી આપીશ. જેમાં સુખેથી રહેજો. આમ કહી રાજા તે બન્નેને ધારાનગરમાં તેડી લાવ્યો. અહિં આવી ભોજે કાલિદાસની પુત્રવધુને કહ્યું કે પુત્રી! આપણા પૂર્વભવના વૃતાંત વિ તમો ત્રણેને ખબર છે પણ મને ખબર નથી તેનું શું કારણ? તેણીએ ઉત્તર આપ્યો કે અમોને પૂર્વ ભવયાદ છે તેનું કારણ એટલુંજ કે અમે આભવમાં વધારે સારી રીતે વરતીએ.

## રાજ્યદાન અને પ્રધાનની ચાતુર્યતા.

ભોજરાજા વિદ્વાનોનો ખરો ભક્ત હતો. રાજસભામાં વિદ્વાન વગર કોઇપણ માણસ દાખલ થઇ શકતો નહિ. દ્વારપાળોને પણ ખાસ હુકમ આપ્યો હતો કે જે કોઇ માણસ વિદેશીય હોય અને અંદર આવવા માગતો હોય તો તેની મુખમુદ્રા ઉપરથી (એટલે કે તે વિદ્વાન છે એમ જણાય તો) તેને બીન રજાયે ભોજની રાજસભામાં દાખલ કરવો એ પ્રમાણે એક દિવસ ભોજરાજ વિદ્વાનોની વચ્ચે સૂર્ય સમાન શોભતા બેઠા હતા. આ વખતે દ્વારપાળે આવી કહ્યુ કે– મહારાજ! એક વિદ્વાન બ્રાહ્મણ સભામાં પ્રવેશ કરવા આજ્ઞા માગે છે. ભોજે ઉત્તર આપ્યો કે તમોને ખાસ પરવાનગી છે કે જે કોઇ વિદ્વાન હોય તેને ખુશીથી આવવા દેવો. તેને માટે રજાની જરૂરીયાત નથી. દ્વારપાળે કહ્યું કે, મહારાજ! મેં ઘણું કહ્યું પણ તેણેજ કહ્યું કે ભોજરાજની આજ્ઞા હોય તો હું અંદર દાખલ થાઉં. આથીજ મારે આવવું પડયું. ભોજે કહ્યું, ભલે હવે આજ્ઞા છે. આમ કહી તે વિદ્વાનને અંદર તેડી લાવ્યો. વિદ્વાને આવતાં વેંત આશિર્વાદ આપ્યો.

राजन्! दौवारिका देव मामत्रानसिम वारणम्।
मद् वारण मिच्छामि त्वत्तोऽहं जगतीपते ॥२६१॥

હે રાજન્. + "મેં આપના દ્વારપાલ પાસેથી તો વારણ માગી ચૂક્યો છે પણ હવેથી હું તો તમારી પાસેથી મદોન્મત્તવારણ (હાથી) મેળવવાની ઇચ્છા રાખું છું."

આ શ્લોકથી ભોજ અત્યાનંદ પામ્યો. પોતે પૂર્વ દિશા તરફ મુખ કરી બેઠો હતો. તે બ્રહ્મપુરને મનથી કરીને આપી દીધું. પછી રાજા દક્ષીણ દિશા તરફ મુખ ફેરવી બેઠો આથી પેલો બ્રહ્મણ આશ્ચર્ય પામ્યો. રાજાના મનની વાત તે પામી શક્યો. તે રાજાના મુખ તરફ જઇ બીજો શ્લોક બોલ્યો.

अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षितो कथम्।
मार्गणौ घस्समायाति गुणोयाति दिगन्तरम् ॥ ३६२ ॥

"આ અપૂર્વ ધનુર્વિદ્યાથી માર્ગણનો સમૂહ પાસે આવે છે અને ગુણ દૂર જાય છે. તે તમે ક્યાંથી શિખ્યા! (ધનુષને ખેંચવાથી માર્ગણ કહેતાં બાણ તે દૂર જાય છે અને ગુણ કહેતાં દોરી તે આગળ આવે છે.)" આ સાંભળી ભોજ વધારે આનંદ પામ્યો તેણે પોતાના મનથી કરીને દક્ષિણ દિશાનો દેશ પણ તેને અર્પણ કર્યો અને પોતે પશ્ચિમ દિશા તરફ મોઢું કરીને બેઠો. તે જોઇ કવિ તે તરફ જઇ બોલ્યો.

सर्वज्ञ मिति लोकोऽयं भवन्तं भाषके मृषा।
पदमेकन्न जानीषे वक्तुं नास्तीति याचके ॥ ३६३ ॥

"અમે સઘળું જાણીએ છીએ. એમ આપનું કહેવું ખોટું છે, કારણ કે નથી શબ્દ તમો યાચકોને કદી જાણતા નથી."

આ સાંભળી આનંદ પામી કવીને પશ્ચિમ દિશાનો દેશ પણ મને કરી આપી દીધો અને પોતે ઉતર દિશા તરફ મોઢું ફેરવી બેઠો. તે તરફ જઇ બ્રાહ્મણ બોલ્યો.

सर्वदा सर्वदोऽसीति मिथ्यात्वं स्तुयसेबुधैः।
नावयोले मिरे पृष्टं, न वक्षः परयोषितः ॥ ३६४ ॥

કવિઓ અને પંડિતો તમને સર્વદા વખાણે છે કે "તમે હમેશ બધું આપોછો" પણ તેમનું એ કહેવું ખોટું છે. કારણ કે આજ સુધી તમે શત્રુઓને પુઠ અને પરસ્ત્રીઓને વૃક્ષ સ્થળ આપ્યું નથી.( અર્થાત પરસ્ત્રી આપે ભોગવી નથી, તેથી આપની કીર્તિનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે )

પોતાની બધી પૃથ્વી આ કવિને અપાઇ જાણી રાજા સિંહાસન ઉપરથી ઉભો થયો. પણ તે કવિ તેના મનનો અભિપ્રાય સમજી ન શકવાથી બોલ્યો,

**राजन् कनक धाराभि स्त्वयि सर्वत्र वर्षति ।**
**अभाग्य छत्र सछन्ने मयिनो यान्ति बिंदवः ॥ ३६८ ॥**

હે રાજન્ ! આપ બધી જગોએ સોનાનો વરસાદ વરસાવો છો! પણ મારા ઉપર અભાગ્ય રૂપી છત્ર છે, તેની ઉપર થોડાં ટીપાં પણ પડતા નથી

ભોજરાજા જવાબ ન આપતાં ત્યાંથી ઉઠી અંતઃપુરમાં ગયા. ભોજની રાણી લીલાદેવીએ રાજાને અને અત્યારે અચાનક આવતા જોઇ આશ્ચર્ય પામી કહ્યું—મહારાજા અત્યારે એકદમ આવવું શાથી થયું? ભોજે ઉત્તર આપ્યો--મેં મારૂં આ રાજ્ય એક કવિને આપી દીધું છે. માટે આ દેશ મૂકીને ચાલો. આપણે બીજાના રાજ્યમાં જઇએ. બીજી તરફ પેલો કવિ પોતાને રાજાએ કાંઇ ન આપ્યું જાણી દિલગીર થયો. તે દરબારમાંથી બહાર નિકળવા લાગ્યો તે વખતે બુદ્ધિસાગર પ્રધાને પુછ્યું હે કવિરાજા! રાજાએ તમને શું આપ્યું કવિએ ઉદાસ દિલે ઉત્તર આપ્યો કે રાજાએ મને કાંઇ પણ આપ્યું નથી. બુદ્ધિસાગરે કહ્યું તમે રાજાને જે શ્લોકો સંભળાવ્યા તે મને કહી સંભળાવો કવિએ ઉત્તર દીધો હવે ફરી તે શ્લોકો બોલવામાં શો સાર? બુદ્ધિસાગરે કહ્યું પણ મને સંભળાવો તો ખરા. આથી તે કવિએ પાંચ શ્લોક સંભળાવ્યા. ચતુર પ્રધાન સમજી ગયો કે રાજાએ તેને બધું રાજ્ય સોંપી દીધું છે પછી તે બ્રાહ્મણને કહ્યું પંડિતજી તમને રાજાએ જે કાંઇ આપ્યું હોય તેના હું લાખ ટકા આપું છું. બોલો તમો તે મને વેચાણ આપો છો ? પોતાને રાજાએ આપ્યું નથી છતાં પ્રધાન એક લાખ ટકા આપવા કહે છે એથી કવિને આશ્ચર્ય થયું અને કહ્યું કે પ્રધાનજી! મારે તે કબુલ છે. રાજાએ મને જે કાંઇ આપ્યું છે તે તમને એક લાખ ટકે મેં વેચ્યું. આ સાંભળી વૃદ્ધ પ્રધાને ખજાનામાંથી એક લાખ ટકા ગણાવી આપ્યા. કવિ આનંદ પામી ઘેર ગયો. પછી વૃદ્ધ પ્રધાન રાજાની પાસે ગયો. રાજા ધારાનગર છોડી અન્ય દેશમાં જવાની તૈયારી કરતો હતો. તે જોઇ પ્રધાને કહ્યું કયાં પધારવાની તૈયારી કરવા માંડી? રાજાએ ઉત્તર આપ્યો. પ્રધાનજી! મેં મારૂં સર્વ રાજ્ય એક કવિને દાનમાં આપી દીધું છે જેથી કરી બીજે ગામ જાઉં છું. પ્રધાને કહ્યું કે મ-

હારાજ. હવે તેમ કરવાની જરૂર નથી. તે કવિએ એક લાખ ધન લઇ આ રાજ્ય વેચાણ કર્યું છે તેનાં નાણાં મેં ખજાનામાંથી ચુકવી આપ્યાં છે. માટે હવે આપને જવાની જરૂર નથી. આમ કહી ભો- જરાજને વિનવ્યા. ભોજરાજે તેની ચાતુર્યતાથી તેને શાહાબાશી આપી કેટલુંએક ધન ઇનામમાં આપ્યું પ્રધાન જોઇએ તો એવાજ જોઇએ. કહ્યું છે કે--

कमण्डलू पमोऽमात्यस्तनुस्त्यागो बहु ग्रहः ।
नृपतिः किंक्षणो मूर्खो दरिद्रः किंवराटकः ॥ ३६६ ॥

મંત્રી કમંડલું જેવો જોઇએ. એટલે કાહાડે થોડું અને લે ઘણું, એવો જોઇએ. કેમકે રાજા તો મોજ મજાક કરવામાંજ તત્પર ગપ્પાહો શોધ્યા કરતો, મૂર્ખ, દરિદ્ર અને ધનને કશા હિશાબમાંજ ન ગણે એવો હોય છે.

## હિંડોળાનો શબ્દ.

એક દિવસ ધારાધિપતિ ભોજરાજ પોતાની રાણી લિલાદેવી સાથે હિંડોળાપર બેસી આનંદ લેતો હતો એવામાં હિંચકાના જો- રથી સોનાની સાંકળનો એક બાજુનો આંકડો તુટયો. તેથી કરી કડી એકદમ તુટી ગઇ અને કડડ ધપ્પ એમ અવાજ થયો. તે શબ્દ ઉપરથી રાજાએ એક નવિન ચરણ જોડી કાઢયું.

## तव कडीकडाड धप्प.

થોડીવાર પછી રાજા દરબારમાં પધાર્યા. દરબાર ભરવાને થોડો વખત હતો જેથી તે પાસેથી અગાસીમાં ફરવા લાગ્યા. થોડી- વારે તમામ પંડિતો એકઠા થયા. એટલે રાજાએ આવી પંડિતોને કહ્યું કે-- આજ મને એક નવિન કાવ્યનું પદ યાદ આવ્યું છે. જેનાં આગલાં ત્રણ ચરણ તમારે બતાવી આપવાનાં છે. સાંભળો નીચે મુજબ.

## तव कडीकडाड धप्प.

બધા પંડિતો તેનાં આગલાં ત્રણ ચરણો ગોઠવવા લાગ્યા. તેમને થોડીવાર થઇ પણ કોઇ બરાબર જવાબ આપવા શક્તિમાન ન થયા. એટલે કાલિદાસે ઉભા થઇ જવાબ આપ્યો કે--મહારાજ ! મારૂં કાવ્ય શ્રવણ કરોજી.

**भोजराज भूजंगभयो लीपटगयो कामिनी कंठ ।**
**जबआयो प्रेमरसमो तब कडीकडाड घप्प ॥२६७॥**

કાલિદાસ કવિનું કાવ્ય સાંભળી ભોજરાજ બહુ પ્રસન્ન થયા અને તેને દશલાખ ટકા ધન આપ્યું.

## હાથે તેજ સાથે છે.

ભોજરાજા વિદ્વાનોની સભા ભરી આનંદથી વિદ્વાનો સાથે વિનોદ કરતા સભામાં બીરાજી રહ્યા છે. એટલામાં તેના હાથ ઉપર એક માખી બે હાથ તથા માથું ઘસતી જોવામાં આવી તેથી તેને તર્ક ઉપજ્યો કે જેમ કોઇ દુઃખી માણસ ફરિયાદ કરવા હાથ ઘસતો અને માથું કુટતો આવે તેમ આ માખી કરે છે તેનું શું કારણ હશે એમ વિચારી પંડિતોને પુછ્યું કે- આ માખી મારા હાથ ઉપર બેસી બે હાથ ઘસતી માથું અફાળે છે તેનું શું કારણ છે. આથી પંડિતવર્ય કાલિદાસ બોલ્યા કે-રાજન્! આ મધ માખી એક મોટા જંગલમાં રહેતી હતી. તેણે જંગલમાં રખડી રઝળી એક મોટા ઝાડ ઉપર પોતાનો પુડો બાંધ્યો હતો તે પુડો વધારવાની આશાએ તે પોતાનાં બચ્ચાં કચ્ચાં અને બીજાં સગાં વહાલાં સાથે હજારો જીવોને લઇ તેમાં રહેતી હતી. તેમાંનું મધ તેઓથી ખવાયું નહિ તેમ સચવાયું પણ નહિ. એટલે કે કોઇ એક વાઘરી ત્યાં આવી પહોંચ્યો તેણે મધનો પુડો જોઇ જંગલમાંથી છાણાં લાકડાં એકઠાં કરી એક મોટો ઢગલો કરી સળગાવી અતિશે ધુંવાડો કરવાથી તમામ માખીઓ ત્યાંથી જીવ લઇ નાઠી અને કેટલીક તો અંદરજ ગુગળાઇને મરણ પામી. અને પેલા વાઘરીએ મધપૂડો લઇ રસ્તો લીધો. આથી તે માખીનું સર્વસ્વ જતું રહ્યું; એટલુંજ નહિ પરંતુ તેણે કરેલી મહેનતનો સઘળો નાશ થયો જેથી કરી આપની પાસે આવી એવું સુચવે છે કે-હે રાજન્ ? મેં અતિ સંકટ વેઠી ઘણું મધ એકઠું કર્યું હતું. પણ તેને ન મેં ખાધું કે મારાં બચ્ચાંને ખાવા દિધું. મારી આંખમાં ધુળ નાખી તે પારકો માણસ ખાઇ ગયો તેથી 'હાથે તેજ સાથે છે' આમ તે મધમાખીનુ કહેવું છે વળી-

**देयंभोज धनं धनं सुकृतिभिः र्नासंचितव्यंकदा ।**
**श्रीकर्णस्यबलेश्च विक्रमपते रद्यापिकीर्तिःस्थिता ॥२६७॥**

अस्माकं मधुदान भोगरहितं नष्टंचिरात्संचितम् ।
निर्वाणाद्दिपाणिपाद युगलं घर्षत्यहोमक्षिकाः ॥१६८॥

હે ભોજરાજ ! સારી કરણીથી ઘણું ધન આપ; કેમકે અ-સ્થિર ધન કોઇ વખત પણ સંચિત કરવાને યોગ્ય નથી. જુવો કે-કર્ણ-બળી, અને વિક્રમરાજ વિગેરેની અદ્યાપિપર્યંત કીર્તિ અચળ છે. આ મારૂં ઘણા કાળથી સંચેલું ધન (મધ) દાન ભોગ વિનાનું નાશ પામ્યું એજ માટે માખી બે હાથ પગ ઘસે છે.

આ પ્રમાણે કાલિદાસની ઉક્તિ સાંભળી ભોજરાજ અતિ પ્રસન્ન થયો. અને તે માખીનુ દૃષ્ટાંત હૈયામાં પૂર્ણ રીતે યાદ રાખી સુકૃતમાં વિશેષ ધન વાપરવા લાગ્યો.

## રામભટની વાત.

ભોજના દાનવીરપણાની વાતો સઘળી જગોએ ગવાવા લાગી. તેથી દુર્બળ સ્થિતીના પંડિતો ભોજની પાસે નવા શ્લોકો રચી જવા લાગ્યા. ગોદાવરી તીરે વસનાર રામભટ નામના વૃદ્ધ બ્રાહ્મણને નવો શ્લોક રચવા વિચાર થયો. જેથી તે શ્લોક રચવાના વિચારમાં બેઠો. નાહિને નદિ કિનારે બેઠો હતો એવામાં તેની સામેથી એક માણસ ગોદાવરીમાં પોતાનાં કોઇ મરણ પામેલાં સગાંવહાલાંનાં હાડકાં નાખવા જતો હતો. અને તેની પાછળ દહી વેચનારી એક અહિઆરી જતી હતી. આ ઉપરથી તેને પ્રથમ ચરણ યાદ આવ્યું તે આ પ્રમાણે-

अस्थिवत् दधिवत् चैव ।

આ પ્રમાણે પ્રથમ ચરણ બનાવતો ઉભો રહ્યો. એટલામાં એક સ્ત્રી હાથમાં ચોખાનો લોટ લઇને જતી હતી તે તથા બીજી બાજુએ કોઢથી શરીર સફેદ થઇ ગયેલો એક પુરૂષ તેની દૃષ્ટિએ પડયાં. તેમને જોઇ તેને બીજું ચરણ યાદ આવ્યું.

पिष्टवत्कुष्ठवत् तथा ।

આ પ્રમાણે અડધો શ્લોક તો તૈયાર થયો. હવે બાકીનો અ-ડધો શી રીતે પુરો કરવો. તે વિચારમાં ઉભો રહ્યો. થોડી વાર વિ-ચાર કરતાં તેને યાદ આવ્યું કે, આ શ્લોકમાં રાજાને કંઇ આશિર્વાદ આપું કે જેથી તે પ્રસન્ન થઈ લાખ રૂપિઆ આપે. આમ ધારી તેણે ત્રીજું ચરણ કહ્યું. राजंस्तवयशोभाति । પણ આગળ ચોથું

ચરણ યાદ ન આવ્યું. પછી થોડા દિવસ તેણે ચોથા ચરણ માટે કાઢયા. પણ કાંઇ યાદ ન આવ્યું, આખરે એક દિવસે તેને વિચાર થયો કે જેમ રાજાને આશિર્વાદ આપ્યો તેમ મારે પોતાને વિશે પણ કાંઇ અંદર જોઇએ. આ વૃદ્ધાવસ્થા થઇ પણ આ એક શ્લોક પૂરો કરવાની શક્તિ નથી. વૃદ્ધનું જીવતર ધુળ બરોબર છે આમ બોલતાં વિચાર કરી ચોથું ચરણ યાદ આવ્યું, वृद्ध ब्राह्मण शव्यवत् । હા. આખરે શ્લોક પૂરો થયો. બ્રાહ્મણ તો તે શ્લોક જોઇ આનંદ પામ્યો. ત્યાંથી તે ધારાનગર આવ્યો. ત્યાં તે ધર્મશાળામાં ઉતર્યો. કાલિદાસ જતાં આવતાંની સંભાળ રાખતો. તે આ નવા બ્રાહ્મણને ત્યાં આવેલો સાંભળી મળવા ગયો. વાતચીત કરતાં તેનો બધો હેવાલ જાણી ગયો. પછી તેનો શ્લોક જોઇ બોલ્યો કે મહારાજ, તમારા શ્લોકનાં પ્રથમનાં ત્રણ ચરણ તો ઘણાં સારાં છે પણ ચોથું ચરણ તેમને મળતું નથી. આ ચોથા ચરણથી તો અર્થ બધો ઉલટાઇ જાય છે. માટે આ ઠેકાણે તો આ પ્રમાણે હોય તો રાજા તુરત પ્રસન્ન થાય शरच्चंद्र मरिचीवत् ॥ માટે એ ચોથું ચરણ વાપરો. પેલા બ્રાહ્મણે કાલિદાસનું કહેવું માન્યું. અને તે પોતાના ચરણને બદલે કાલિદાસનું કરેલું ચરણ વાપરવા મરજી કીધી. બીજે દિવસે રામભટ પંડિત રાજસભામાં આવ્યો. અને પોતે નવિન શ્લોક લઇ આવેલ છે એમ જાહેર કીધું. તેને નવો શ્લોક બોલવાની રજા મળતાં તે બોલ્યો.

अस्थिवत् दाधिवत्चैव पिष्टवत्कुष्टवत्तथा ।
राजंत त्वय शोभाति शरच्चंद्र मरीचीवत् ॥ ३६९ ॥

બ્રાહ્મણનું બોલવું સાંભળી વિદ્વાન રાજાએ કલ્પના કરી કે પ્રથમનાં ત્રણ ચરણ આ બ્રાહ્મણનાં કરેલ છે પરંતુ ચોથું ચરણ કોઇ બીજાનું કરેલું છે. માટે કોઈ પણ રીતે તેની ખાતરી કરવી ઉચિત છે આમ ધારી રાજાએ કહ્યું બ્રહ્મદેવ! પ્રથમનાં ત્રણ ચરણ તો એક બીજાને મળતાં છે પણ આ ચોથું ચરણ તો તદ્દન જુદુંજ છે, તેનું શું કારણ? પોતનો શ્લોક ખોટો થયો જાણીને રામભટ ગભરાયો. પણ હિંમત રાખી કાલિદાસ તરફ આંગળી કરીને બોલ્યો કે, મહારાજ આ ચરણ તો આમણે કર્યું છે મારું ચરણ તો જુદું છે. આમ કહી પોતાનું કહેલું ચરણ બોલી દેખાડયું. તે સાંભળી હસીને રાજા બોલ્યો. હા હવે શ્લોક મળ્યો ખરો. આ કાલિદાસે તમને ફસાવવા ધાર્યું હતું કે શું? રાજા મનમાં તો સમજ્યો કે આ

બ્રાહ્મણ અતિ ભોળો છે. તેથી કાલિદાસે તેની ઉપર દયા કરી તેને શ્લોક ફેરવી આપી મારી પાસેથી કાંઇ દ્રવ્ય અપાવવા ધાર્યું છે. માટે એને આપવું. પછી ખજાનચીને બોલાવી તે બ્રાહ્મણને કેટલુંક દ્રવ્ય અપાવી ખુશી કર્યો. તે બ્રાહ્મણ ભોજરાજને પોતાના અંતઃકરણથી આશિર્વાદ આપી પોતાને શહેર પાછો ફર્યો.

## બનાવટી પુષ્પ.

ધારાધિપતિ ભોજની યુક્તિ અને રચનાને ઓળખવા કાલિદાસ શિવાય બીજો કોઇ પંડિત શક્તિ ધરાવતો નહિ. તેની પરિક્ષા જોવાને એક વખત ભોજરાજે પોતાના એક કારીગરને બનાવટી પુષ્પનો હાર બનાવવા હુકમ આપ્યો. એ હાર એવો બનાવવો કે ખરા પુષ્પના હાર જેવો જણાય. ખરા તથા ખોટાં પુષ્પના હારને દૂરથી બતાવ્યા હોય તો કોઇ ઓળખી શકે નહિ.

જ્યારે તે બનાવટી હાર તૈયાર થઇને આવ્યો ત્યારે ભોજે તેના જેવોજ એક ખરો હાર બનાવવા હુકમ કર્યો. બેઉ હાર એક સરખાજ બનાવવામાં આવ્યા (અર્થાત્ દૂરથી નજર કરતાં કોઇ જાણી ન શકે કે આ ખોટો હાર છે કે ખરો ?) પછી દરબાર ભરાવાનો વખત થયો કે એક માણસને બન્ને હારો હાથમાં રાખી ઉભો રાખ્યો. બધા પંડિતો આવી ગયા પછી ભોજરાજાએ કહ્યું કે, જુઓ, આ બે હાર છે એ હારોમાં એક ખરા પુષ્પનો છે અને એક બનાવટી પુષ્પનો છે એને હાથ લગાડયા વગર કહો કે કયો હાર ખરો છે ? અને કયો હાર બનાવટી છે ? આ પ્રશ્નનો શો ઉત્તર આપવો. બધા પંડિતો વિચારશૂન્ય બન્યા. થોડી વારે કાલિદાસે તે માણસને બારી પાસે ઉભો રાખી એકી નજરથી જોઇ પ્રકાશ બંધ કરવા વિનતિ કરી જેથી સઘળી બારીઓ બંધ કરી થોડીવાર પછી પાછી બારીઓ ઉઘાડવા હુકમ કર્યો. ઉઘડયા પછી તરતજ અસંખ્ય માખીઓ આવી ખરા પુષ્પના હાર ઉપર બેઠી. બનાવટી પુષ્પના હાર ઉપર એક પણ માખી બેઠી નહિ. બનાવટી પુષ્પ છુટાં હોત તો પરખવામાં કશી મુસીબત ન હતી પણ હવે તો તેની સ્થાનિક પ્રતિમા ઠરી. કેમકે તે દોરાના યોગથી હાર રૂપને પામ્યાં. જેમકેઃ—

> किंचिदाश्रयसंयोगाद्धत्ते शोभामसाध्वपि ।
> कान्ताविलोचने न्यस्तं मलीमसमिवाञ्जनम् ॥ १७० ॥

નઠારી વસ્તુ પણ કાંઇક આશ્રયના યોગથી શોભા પામે છે. જેમ મલીન કાજલ પણ કાંતાના નેત્રમાં રહ્યું હોય તો શોભે છે (કાજલ મલીન છે પણ કાંતાના નેત્રના આશ્રયથી શોભા પામે છે) કાલિદાસે કહ્યું, રાજન્! જે હાર ઉપર માખો બેઠી છે તે ખરા ફુલનો હાર છે. આથી ભોજરાજાએ કાલિદાસને ઘણુંક ધન આપ્યું.

## કાલિદાસનો સન્યાસ.

ધારાધિપતિ ભોજની સભાના ચૌદસો પંડિતોમાં કાલિદાસ શ્રેષ્ટ ગણાતા હતા. ચૌદસો પંડિતોમાંના કેટલાક વૃદ્ધ શાસ્ત્રીઓ તથા તેના પુત્રો વિધામાં કાલિદાસ કરતાં ઓછા ઉતરે તેમ નહિ હતા. પરંતુ કાલિદાસ શિવાય કોઇનું માન વધતું નહી. તેથી તે પંડિતોના પુત્રોએ એકઠા મળી વિચાર કર્યો કે આપણી વિધા કાલિદાસ હોવાથી દિપતી નથી. માટે ગમે તે યુક્તિ પ્રયુક્તિ ચલાવી કાલિદાસને અહિંથી દૂર કાઢીએ તો ભોજરાજા પાસે આપણું માન વધે. આમ વિચાર કરી એવો ઠરાવ કર્યો કે આપણા પિતા વૃદ્ધ છે તેમ કાલિદાસ પણ વૃદ્ધ છે. તેથી તેઓને સમજાવી મોક્ષપુરી શ્રી કાશિધામ મોકલી સન્યાસ લેવરાવવા વિચાર કર્યો. તેથી સૌએ પોતાના વૃદ્ધ પિતાને આ વાત કરી કહ્યું કે તમારા દેહનું સાર્થક થાય છે. અને અમારૂં કામ થાય છે આથી તે વૃદ્ધ પંડિતોએ કેટલાકે મિત્ર ભાવથી કાલિદાસ પાસે જઇ સંન્યાસ લેવાના ખબર કહ્યા. અને કહ્યું કે હવે આપણે મહારાજા પાસેથી રજા લઇને અત્રેથી વિદાય થઇએ.

ભેદ ભરેલાં મર્મ વચનો કાલિદાસ બરાબર સમજી ગયા. પણ પોતાના મનનો હાર્દ તેમને ન દેખાડતાં પોતે જાણે ઘણાજ ખુશી થયા હોય એવો દેખાવ કરી હા પાડી.

બધા પંડિતો પછી રાજા પાસે ગયા. રાજા આગળ જઇ પોતાના મનની વાત કહી રાજા ભોજ તે સાંભળી ખુશી થઇ બોલ્યા કે અહા! ઘણાજ આનંદની વાત છે. વૃદ્ધ થઇ પોતાના દેહનું સાર્થક કરવા જાઓ છો ત્યારે તમને કોણ અટકાવે! મારી દરબારમાં તમારા પુત્રો છે તે પણ સારા વિદ્વાન અને પરાક્રમી છે આ સાંભળી પંડિતો ખુશી થતા પોતાને ઘેર ગયા. જુવાન પુત્રો આ સાંભળી ઘણાજ ખુશી થયા.

બીજે દિવસે સઘળા પંડિતો જવાને તૈયાર થયા. અને કાલિદાસને ખબર આપી કાલિદાસે પોતાના મન સાથે કહ્યું કંઇ ફિકર

નહિ. મારે ખુશીથી જવું છે. અને ન જઉ તો કયા એ જોર જુ- લમ કરી લઇ જાય તેમ હતા. પણ કાંઇ વાંધો નહિ. તેને હું તેના ખોદેલા ખાડામાં ઉતારૂં ત્યારેજ ખરો. બીજે દહાડે સહુ ત્યાંથી રવાના થયા. થોડે દિવસે શ્રી કાશિક્ષેત્ર આવી પહોંચ્યા. ત્યાં એક નૃસિંહ ભારતી નામના મહાપુરૂષ પાસે હાથ જોડી કહેવા લાગ્યા કે—

अत्रत्य पापमपि पुन्यसमंमदीय ।
मत्रत्य दुःखमपि सर्वसुखा स्पदंमे ।
अत्रत्य वृत्तिरपि वैषयिकी समाधिः
श्री मन्नृसिंह गुरु दर्शन पूर्ण लाभात् ॥ २७१ ॥

અમને શ્રીમાન્ નૃસિંહ ગુરૂનો દર્શનનો લાભ થયો તેથી અમે સુખ દુઃખને સરખું ગણીએ છીએ અને તેથી અત્રે સમાધિમાં નિમગ્ન રહી નિરંતર વાસ કરવા ઇચ્છીએ છીએ.

આ સ્તુતિ સાંભળી શ્રી નૃસિંહ ગુરૂએ પુછયું કે તમારી શી ઇચ્છા છે. પંડિતોએ કહ્યું કે અમને સંન્યાસ આપી આપના શિષ્ય કરો. ગુરૂએ કહ્યું જો તમારી ઇચ્છા છે તો ઘણી ખુશીથી તેમ કરીશ પણ બધાને એક દિવસે સંન્યાસ આપી શકાય તેમ નથી. માટે એક એક જણને હું સન્યાસ આપીશ કાલે પ્રાતઃકાલે એક જણ આવજો એટલે તેની શી મરજી છે તે તેને પુછી સંન્યાસ આપીશ. ગુરૂને નમસ્કાર કરી સઘળા પંડિતો પોતાને ઉતારે આવ્યા. પ્રથમ કોણે સંન્યાસ ગ્રહણ કરવો એ વિચારમાં બેઠા પંડિતોએ પો- તાના સ્વાર્થથી કાલિદાસ પ્રથમ સંન્યાસ લે એવો વિચાર કર્યો. એક પંડિત બોલ્યો આપણા બધામાં કાલિદાસ શ્રેષ્ટ છે તો તેણે પ્રથમ સંન્યાસ લેવો. આ પંડિતના બોલવાને બીજા પંડિતોએ સંમતિ આપી. પણ કાલિદાસે ના કબુલ કરતાં કહ્યું કે આવી વાત કદી પણ બનવાની નથી. તમારી ઇચ્છાથી હું અત્રે આવ્યો છું, માટે તમે બધા સન્યાસ લેશો ત્યાર પછી હું લઇશ બધા પંડિતોએ કહ્યું અમે સંન્યાસ લઇએ અને આપ ન લ્યો તો પછી શું કરવું ? બધાને વિશ્વાસ આવે તે માટે પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી કહ્યું કે જો તે યતિ મને સંન્યાસ આપે ને હું ન લઉં તો મારો અને મારા બધા પૂર્વજોનો રૈ રૈ નામના નર્કમાં એક કલ્પ સુધી વાસ હજો કાલિદાસના આવા શબ્દોથી બધાને વિશ્વાસ આવ્યો બીજે

દહાડે એક પંડિતે નૃસિંહ ગુરૂ પાસે જઇને સંન્યાસ લેવાની ઇચ્છા દેખાડી. ગુરૂએ પુછયું તારી શી ઇચ્છા છે તે બોલ. પંડિતે હાથ જોડી કહ્યું કે.

कदावाराणस्या ममरतटिनीरोधसीवसन् ।
वसानः कौपीने सिरसि निदधानो जलिपुटम् ॥
अयेगौरीनाथ त्रिपुरहर शंभो त्रिनयन ।
प्रसीदे त्याक्रोशन्निमिषमिवनेष्यामिदि वसान् ॥ २७२ ॥

કોઇ વખત કાશિ વિશ્વનાથના મંદિરમાં જાઉં, દેવની અને ગંગાજીની સામો ઉભો રહી કોપીન પહેરી માથો ઉપર અંજલી પુટસ્થાન કરી. હે ભગવાન, હે ગૌરિનાથ, હે ત્રિપુહર, હે શંભુ, હે ત્રિનયન, પ્રસન્ન થાઓ એ પ્રમાણે શબ્દથી સ્તુતિ કરીશ.

આ પ્રમાણે તેના મનનો વિચાર જાણી લઇ તેને સંન્યાસ આપ્યો, બીજે દિવસે બીજે પંડિતે આવી વિનંતિ કરી કે મને સંન્યાસ આપો. તેની ઇચ્છા પુછતાં તેણે નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો.

कदावासाकेते विमलसर्युतीरपुलीने ।
चरंतं श्रीरामं जनकतनयालक्ष्मण युतं ॥
अये रामः स्वामिन् जनकतनयावल्लभाविभो ।
प्रसीदे त्याक्रोशन्निमिषमिवनेष्यामिदिवसान् ॥२७३॥

કોઇ વખત આયોધ્યાંમાં જઇ સ્વચ્છ સર્યુના કિનારા ઉપર, સીતા, અને લક્ષ્મણ સાથે રામચંદ્રનાં ચરિત્ર ગાતાં-હે રામ, હે સ્વામી, હે જાનકી વલ્લભ ! પ્રસન્ન થાઓ. એ પ્રમાણે કહી દિવસો ગાળીશ.

હેવી વાંછના પુર્ણ થયા પછી ત્રીજે દહાડે ત્રીજો વિદ્વાન સંન્યાસ લેવા માટે આવ્યો. તેની ઇચ્છા પુછતાં તેણે કહ્યું કે-

कदा श्रीमन्नीरा नरहरिपुरे सिंहवदनं ।
हरिं पश्यंन्तु चैर्मुदितमनसादीन दयिनं ॥
अये लक्ष्मीकान्तं श्रितजनभयारे नरहरे ।
प्रसीदेत्या क्रोशन्निमिषमिवनेष्यामिदिवसान् ॥२७४॥

નરસિંહપુરીમાં વસનારા અને સિંહના જેવું વદન છે જેનું

એવા, પ્રાણી ઉપર દયા કરનાર નૃસિંહ ભગવાનના દર્શન કરી હે લક્ષ્મીકાંત, હે નરહરી, પ્રસન્ન થાઓ. આ પ્રમાણે શબ્દથી દહાડા વિતાવીશ.

તેને સંન્યાસ આપ્યા પછી બીજે દહાડે બીજો પંડિત આવ્યો તેની ઇચ્છા પુછતાં તેણે આ પ્રમાણે કહ્યું.

कदाप्रेमोद्गारैः पुलकित तनुः साश्रुनयनः ।
स्मरन्नुच्चै मीत्या शिथिल हृदये गद्गदगिरा ॥
अये श्रीमन्विष्णो रघुवर यदुत्तं सनृहरे ।
प्रसीदे त्याक्रोशन्निमिषमिवनेष्यामिदिवसान् ॥३७५॥

કોઇ વખત પ્રેમના ઉદ્ગારથી રોમાંચિત થઇ આંખમાં આંસુ લાવી, ગદગદીત વાણીથી હે વિષ્ણુ, હે રઘુવર, હે યદુકુળ શ્રેષ્ટ, હે નરહરિ, હે નારાયણ પ્રસન્ન થાઓ. એ પ્રમાણે મોટેથી શબ્દ કરી મારા દિવસ નિર્ગમન કરીશ.

તેની ઇચ્છા પૂર્ણ થતાં બીજે દહાડે બીજો આવ્યો તેને પુછતાં બોલ્યો કે—

कदा सीता शोकाग्निशिख जलदंचांजनीसुतं ।
चीरंजीवं लोके भजकजनसंरक्षणकरम् ॥
अये वायू सूतो रघुवरपदा भोजमधुप ।
प्रसीदे त्याक्रोशन्निमिषमिवनेष्यामिदिवसान् ॥३७६॥

સીતાના શોકના અગ્નિને, મેઘ જેમ અગ્નિને શાંત કરે તેમ શાંત કરનાર અને ચિરંજીવી એવા અંજનીના પુત્રને, હે વાયુસુત, હે રામચંદ્રના ચરણરૂપી કમલના ભમરા, હે હનુમંત, પ્રસનથાઓ. આ પ્રમાણે કહી મારા આત્માને આનંદ આપીશ.

તેને પણ સંન્યાસ મળ્યો. આ પ્રમાણે વારાફરતી તમામ પંડિતોએ સંન્યાસ ગ્રહણ કર્યો. પછી આખરે કાલિદાસનો વારો આવ્યો. તેને નૃસિંહ ગુરૂએ પુછ્યું કે—બોલ ! તારી શી ઇચ્છા છે ? કાલિદાસે કહ્યું—

कदा कान्तागारे परिमल मिलत्पुष्पशयने ।
शयानः शामायाः कुचयुग महंवक्षसि वदन् ॥

अयेस्निग्धे मुग्धे चपल नयने चंद्रवदने ।
प्रसीदे त्याक्रोशन्निमिषमिवनेष्यामि दिवसान् ॥२७७॥

સ્રીના અંતઃપુરમાં સુગંધ યુક્ત પુષ્પની શય્યા ઉપર નિદ્રા કીધી હોય, પાસે સોળ વરસની સુંદર સ્રી સુતી હોય તેને હે પ્રાણુ-પ્રિયા, હે પ્યારી, હે ચપળ નયની, હે ચંદ્ર વદની, પ્રસન્ન થા, આ પ્રમાણે શબ્દ કરી હું મારા દિવસ કહાડીશ.

આ સાંભળી નૃસિંહ યતિએ કહ્યું કે-તારૂં મન હજી સુધી વિષય વાસનાથી તૃપ્ત થયું નથી. તારા મનને વૈરાગ્ય ઉત્પન્ન થયો નથી. તું સંન્યાસ લેવા યોગ્ય નથી. તેથી તને હું સંન્યાસ આપી શકતો નથી. આથી કાલિદાસે કહ્યું કે-મહારાજ ! એમ કેમ બોલો છો. આપની પાસેથી સંન્યાસ લેવાના આ બધા પંડિતો પાસે મેં પ્રથમથીજ સોગન લીધા છે. તેનું હવે કેમ કરવું ? કાંઇ રસ્તો બતાવો. ગુરૂએ કહ્યું તે હું કાંઇ જાણતો નથી. તારે સંન્યાસ લેવો હોય તો બીજા કોઇ યતિપાસે જઇ તે આપે તો લે. કુપાત્રને હું સંન્યાસ આપતો નથી. કાલિદાસે કહ્યુ જ્યારે આપ મને સંન્યાસ આપતા નથી ત્યારે બીજાની પાસે લઉં તો આપના ચરણના સોગન. પણ સોગન ખાધા છે તેનું કેમ ? યતિએ કહ્યું. તું સન્યાસ લેછે છતાં હું આપતો નથી તેથી એનો બાધ તને લાગવાનો નથી. આથી કાલિદાસે લાચાર બની ગયાનો દેખાવ કરી તે બધા પંડિતો અને અત્યારના યતિઓ પાસે આવીને કહ્યું કે-હે યતિઓ ! એમાં હવે મારો ઇલાજ નથી. ગુરૂ મને સંન્યાસ આપતા નથી. તેથી હવે અહિં ફોગટ બેસવામાં મારૂં શું વળશે. માટે હવે હું રજા લઉંછું. ૐ नमो नारायण.

કેટલાએક દિવસે ધારાનગર આવી પહોંચ્યા. બધા જુવાન પંડિતોને મળી સર્વે હકિકત જાહેર કરી. આથી સર્વે જુવાનો મન સાથે પસ્તાવા લાગ્યા. ભોજરાજાએ કાલિદાસની યુક્તિ જોઇ તેને સારો શિરપાવ આપ્યો.

परमारितापनकुतुकी गणयति नात्मीयमापतापम् ।
परहतिहेतोः पुशुनः संदंश इव स्वपीडनं सहते ॥२७८॥

દુર્જન પુરૂષ સાંણસાની પેઠે બીજાને તાપ કરવાના કૌતુકથી પોતાના તાપને પણ ગણતો નથી. અને બીજાને મારવાને માટે પોતે પીડાને સહન કરે છે.

## બ્રહ્મચર્યમાં ભંગ.

ધારાધિપતિ ભોજ જેમ વિદ્યામાં વખણાતો તેમજ પોતાની પ્રજાને સુખ આપવામાં ઉત્તમ ગણાતો હતો. પોતાની દરબારના પંડિતોમાં આપસ આપસ ઇર્ષ્યાથી કુસંપ ચાલતો; જેથી ખરૂં શું છે ? તથા ખોટું શું ? એ જોવાને રાત્રિએ છુપા વેશથી જતો. એક દિવસ પંડિત મણીભદ્રના ઘરમાંથી તેણે નીચે મુજબ અવાજ સાંભળ્યો.

" હું બ્રહ્મચર્ય વ્રત ભંગ કરીને ગૃહસ્થ સંસારી થયો છું, વિધાતાએ તે પાપનો શું દંડ આપ્યો ? તેતો નાનું પાપ છે. હું ભારે પાપનો ભાગી છું. હું મહા પાપી–છું. તે પાપનું શું પ્રાયશ્ચિત છે. "

બીજે દિવસે સવારે પંડિતો સહવર્તમાન ભોજ સભામાં આવ્યો. અને પંડિતોમાંના મણીભદ્રને કહ્યું કે–કાલિદાસ પંડિત જે જવાબ આપી શકે છે તે અતિ ઉત્તમ છે. તમારી બુદ્ધિ અને તર્કશક્તિનો એક નમુનો મને બતાવશો તોજ આ સભામાં આવવા ભાગ્યશાળી બનશો. મણીભદ્રે ઉત્તર આપ્યો કે– મહારાજ ! જે ફરમાસ હોય તે બતાવો. આથી ભોજરાજાએ ઉપલા શબ્દો કહી બતાવ્યા તેથી શરમાઇ નીચું જોઇ કહેવા લાગ્યા કે–

" જ્યારે મારી ફક્ત વીશ વર્ષની ઉમ્મર હતી ત્યારે સંસારમાંથી વિતરાગ થઇ ગૈરિક વસ્ત્રો ધારણ કરી, જીવન મુક્તિનું અમૃત ફળ ચાખવાથી અહેતુકી વાસનાથી ગુરૂદેવના આશ્રમમાં રહેતો હતો. ગીતાને મુખપાઠ કરી હતી. શ્રી શંકરભાષ્ય ઘણા પ્રેમથી જોયું હતું. અહો ! તે સુખદાયક દિવસો ! હમણાં પણ તે બ્રહ્મચર્યની વાત યાદ આવ્યાથી આનંદથી ઉત્ફુલ્લ થઇ પડું છું. તે સુખમયિ સ્મૃતિના ધ્યાનમાં હમણાં પણ આ ચિત્ત–મરૂ ભૂમિમાં સુખ આનંદની નદી કલવાદિની કલ્લોલિની થઇ તરતર અવાજથી પ્રવાહિત થાય છે.

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वांसर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥ ३७१ ॥**

આ અનુપમનીય શ્લોકના ભાવાવેશ રોમાંચિત થઇ કુશાસને બેસી તે એક માત્ર શરણ્ય, એક માત્ર વરેણ્યને હું જ્યારે શરણાગત થયો હતો, ત્યારે કેવા આનંદથી દિવસ ગાળતો હતો ? આજે

અમારા આશ્રમમાં કાંસાની થાળી તથા શંખ વાગતા. બીજું અમે બધા શિષ્યો મળીને આશ્રમની શોભારૂપ મંદિરની શિવમૂર્તિની સામે નાચતાં આરતિ કરતા હતા અને મહિમ્ન સ્તોત્રનો શ્લોક વાંચતા.

त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति ।
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ॥
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णवइव ॥ ३८० ॥

કોઈ દિવસે રાજઘાટપર બેસીને ગંગાના ઉછળતા મોજાંના તરંગોની શોભા જોતો હતો; તથા મહર્ષિ વાલ્મિકીએ રચેલા ॥ मातः शैल सुता सपत्नि वसुधाशृंगार हारावली ॥ આનંદ પામી ગદ્‌ગદ્‌ કંઠેથી પાઠ ભણુતો હતો. કેવા ચમત્કારિક શબ્દ ઝંકાર છે ? આવી કોઈપણ ભાષામાં એક પણ કવિતા હશે ?

तत्तत्तालतमालशाल सरलव्यालोलवल्लीलता ।
च्छन्नं सुर्यकर प्रतापरहितं शखेन्दुकुन्दोज्वलम् ॥
गंधर्वामरसिद्धकिन्नरवधूतुंगस्तनास्फालित ।
स्नानायप्रतिवासरं भवतु मेगांगं जलं निर्मलम् ॥३८१॥
गांगंवारि मनोहारि मुरारि चरणच्युतं ।
त्रिपुरारि शिरश्चारि पापहारि पुनातुमाम् ॥
पापहारि दुरितारि तरंगधारि दूरप्रचारि गिरिराज गुहाविदारि । झंकारकारि हरिपादरजोविहारि गांगं पुनातु सततं शुभ कारि वारि ॥ ३८२ ॥

એવામાં મારા ગુરૂદેવ–

यत्त्यक्तं जननीगणैर्यदपिन स्पृष्टंसुहृद् बांधवैद् ।
येपिन् प्रान्तदृगन्तसन्निपतितैतैः स्मर्यते श्रीहरिः ॥
स्वांकेन्यस्य तदीदृशं वपुरहो स्वीक्रियते पौरुषं ।
त्वंतावत् करुणापरायणपरा मातासि भागीरथि ॥३८३॥

આ ગંભાષ્ટક સુમધુર મોટે અવાજે ગાતા ગાતા મારી સામે

આવ્યા. ગુરૂદેવ હસીને બોલ્યા, તારૂં બ્રહ્મચર્ય પૂરૂ થયું છે. તારે ગૃહસ્થાશ્રમમાં જવું જોઇએ. મેં સવિસ્મય કહ્યું, તે શું ગુરૂદેવ ! આપણા પાદપદ્મ ત્યાગીને કયાં જાઉં ? તે પણ શું સંભવે છે ! મારી જીવન મુક્તિ ઘણી પાસે છે. ગુરૂજીએ હસીને ઉત્તર આપ્યો કે-દિલ્લી બહુત દૂર હૈ—अनेक जन्मससिद्धस्ततो याति परांगतिम् ! બેટા ! પ્રારબ્ધ બલવાન છે. ભાગ્યની પાસે કોનું અભિમાન ટકે છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર પોતે તેને હમેશાં તાબે છે. તારે ઘેર પાછું જવું પડશે. તારૂં શુભ લગ્ન નજીક છે. મેં બે કાનમાં બે આંગળી નાંખીને વિસ્મય સાથે કહ્યું લગ્ન ! ! ગુરૂએ ઉત્તર આપ્યો હા બેટા! આશ્ચર્ય પામીશ નહિ. પ્રજા પતિના લેખ કોનાથી ખંડાનાર છે, તે કહે ? આવું કહી ગુરૂજી હસતા હસતા ત્યાંથી આશ્રમ ભણી વિદાય થયા. હું તરત ગંગામાં સ્નાન કરી મારા શરીરનાં પાપ ધોઇ પાવન થવાની તૈયારીમાં હતો એટલામાં તો મારી દૃષ્ટિએ એકદમ સુંદર અને મહેલના ઝરૂખામાં બેઠેલી એક સોળ વર્ષની સુંદરી આવી થોડી વારે તેજ સુંદરી ૨૦-૨૨ યુવતીઓ મંગળ ગીતો ગાતી આવતી હોય તેમ જણાઇ અને ત્યાર બાદ તેજ સુંદરીએ મારા કંઠમાં પોતાનો કોમળ કંઠ નાંખી કહ્યું-બ્રહ્મચારી ! તમારી જોડે હું લગ્ન કરીશ. તરતજ તેણે વરમાળા પહેરાવી. થોડી વાર પછી આ સઘળો દેખાવ પાણીના પરપોટા માફક એકદમ નષ્ટ થઇ થઇ ગયો. પછી હું મોટે અવાજે બોલવા લાગ્યો અરે! ગુરૂજી ગુરૂજી આ શું? શા માટે આ ચમત્કાર મને બતાવ્યો. મારે લગ્ન નથી કરવું આમ કહી હું ગાયત્રીની માળા જપવા બેઠો એટલામાં એકદમ પાછળથી-મણિભદ્ર ! આ શું તું આ વેષ ધારી કેમ બેઠો છે? મેં તેની સામું જોયું તો તે મારા ગામની પાસેના ગામમાં વસનાર મારો જ્ઞાતિ બંધુ રામશર્મા હતો. તેની સાથે તેની સ્ત્રી તથા તેની એકજ પુત્રી નર્મદા હતી.

લાડમાં ઉછરેલી નર્મદા હરતી ફરતી વખતે મારી પાસે આવતી અને વખતે આનંદની ધુનમાં બોલતી કે હે બ્રહ્મચારી! તમારૂં મારી જોડે લગ્ન ! મારૂં મન આ સાંભળીને કેટલું બધું દુર્દશાને પામતું કે તેનું ચિત્ર અત્યારે નજ બને વખતે ઘેલો પણ બની જતો.

એક દિવસ ગંગાકિનારે રામશર્મા, તેની સ્ત્રી અને નર્મદા એમ ત્રણે જણાં ગંગા સ્નાન કરવાં પગથીયાં ઉતરી પાણીમાં પડયાં.

હું પણ બીજી તરફથી પાણીમાં ડુબકી મારી આઘેથી આવતો હોઉં એવો દેખાવ કરી નર્મદાનો પગ પકડી તાણી ગયો. ઘાટપર ઉભેલા માણસોએ મગરમચ્છ પકડી ગયો. મગરમચ્છ પકડી ગયો. એમ અવાજ કર્યો. થોડીવારે હું તેણીને પાછો લેઇ આવ્યો અને કહ્યું કે નર્મદાને ઘણી મહેનતે લાવ્યો. આથી તે રામશર્મા મારા ઉપર બહુ પ્રસન્ન થયા. ગુરૂજીના બોલવા ઉપરથી મારા શરીરમાં કામદેવની જ્વાલા જાજ્વલીન થઇ. તેથીજ મારા બ્રહ્મચર્યવ્રતમાં ભંગાણ પડયું. મારે મગરમચ્છ પણ કામદેવના કારણથીજ થવું પડયું નર્મદાના પિતા રામશર્માએ તથા તેની સ્ત્રીએ મારો ઘણો આભાર માન્યો. અને કહ્યું કે—આ નર્મદાનાં લગ્ન તમારી સાથે કરીશું. મેં ઘણી ઘણી ના પાડી પરંતુ આખરે મારૂં લગ્ન તેની સાથે થયું.

મારૂં બ્રહ્મચર્ય વ્રત ભંગ થયું. તેનો વિચાર અદ્યાપિ મારા મનથી દુર થયો નથી જેથી મારે તે વાક્યો કબુલ કરવાં પડે છે. આથી ભોજે તેને કહ્યું કે-તમે મારી જરા પણ લજ્જા રાખી નહિ અને સઘળી સત્યવાત કહી. જેથી એક લાખ ધન બક્ષ્યું.

## અવિદ્વાન પંડિતની વાત.

ધારાનગરની બાજુના ગામમાં કેશવશર્મા નામનો કોઇ ગરીબ બ્રાહ્મણ વસતો હતો. તેના ઉપર સરસ્વતી દેવીની એટલી બધી અકૃપા હતી કે વિદ્યા તે શું તે તે જાણતો નહોતો. એટલુંજ નહિ પણ તેને શુદ્ધ બોલતાંજ આવડતું નહિ. કહ્યું છે કે—

मांस भक्षा सुरापाना मूर्खाश्चाक्षर वर्जिताः ॥
पशुभिः पुरुषाकारे र्भाराक्रांताच मेदिनी ॥२८४॥

માંસ ખાનાર તથા મદ્યપાન કરનાર અને જેને એક પણ અક્ષરનું જ્ઞાન નથી તે મનુષ્યના આકારમાં પશું તુલ્ય છે અને આ પૃથ્વીને ભાર રૂપ છે. વળી—

अन्तः सारविहीनस्य सहायः किं करिष्यति ।
मलयेऽपि स्थितो वेणुरेव न चन्दनः ॥२८५॥

જેનામાં અંદર સાર નથી તેને સહાય શું કરી શકે? મલયાચલમાં પણ રહેલું પોલા વાંસનું વૃક્ષ તેવુંજ રહે છે તે કાંઇ ચંદનનું વૃક્ષ થઇ શકતું નથી.

આવો તે બ્રાહ્મણ હતો. ફરતો ફરતો ધારાનગર આવી પહો-

ચો; ત્યાં આવી કાલિદાસને મળી પોતાની બધી વાત કહીને પછી બોલ્યો–પંડિત મહારાજ—હું દરિદ્રતાથી પીડાઉં છું આપ સરખા પં-ડિત સિવાય મારૂં દુઃખ કોણ દૂર કરશે? માટે કૃપા કરી દયા આણી મહારાજા પાસેથી થોડું દ્રવ્ય અપાવશો તો ઇશ્વર આપનું કલ્યાણ કરશે. અને મારૂં દરિદ્ર દૂર થશે. તેનાં દિન વચનો સાંભળી કાલિ-દાસને દયા આવી તેણે પેલા બ્રાહ્મણને પોતાને ત્યાં રાખ્યો. તેની સારી રીતે બરદાસ કરી અને થોડા રોજમાં સતાવીસ નક્ષત્રોનાં નામ શિખવ્યાં

એક દિવસે કાલિદાસે વિચાર કર્યો કે આજ બ્રાહ્મણને મહારાજા પાસે લઇ જઇ થોડા દ્રવ્યની પ્રાપ્તી કરાવવી. તેથી પેલા બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી કહ્યું આજ મહારાજાની તરફથી તેડું આવશે. માટે તે વખતે તમે ત્યાં આવજો. તે વખતે બીજું કાંઇ ન બોલ-તાં તમને શિખવેલાં સત્તાવીશ નક્ષત્રોના નામ માત્ર બોલી જવાં બીજું કાંઇ બોલવું નહિ.

કેશવશર્માને શિખામણ આપી કાલિદાસ રાજદરબારમાં આ-વ્યા. ત્યાં વાત ચલાવતાં તેણે રાજાને કહ્યું કે—મહારાજ! મારે ત્યાં એક વિદ્વાન બ્રાહ્મણ આવેલ છે. તેની વિદ્વતા જોઇ મને ઘણો આ-નંદ થયો છે. મેં તેને મારે ત્યાં બે દિવસ રાખ્યો છે આથી ભોજે તે પંડિતને બોલાવા માણસો મોકલ્યાં.

થોડી વારે કેશવશર્મા કાલિદાસે આપેલાં સારાં કપડાં પહેરી પાલખીમાં બેસીને દરબારમાં આવ્યો. કેટલાક પંડિતો તેને સામે લેવા ગયા તેને માનથી લાવીને તેને માટે તૈયાર કરેલે આસને તેને બે-સાડયો. તે બિચારા બ્રાહ્મણે પોતાની આખી જીંદગીમાં કોઇ દિવસ પણ આવી દરબાર જોઇ ન હતી. આ દરબાર જોતાંજ તે ગભરાઇ પોતાને શિખવેલું બધું ભૂલી ગયો. સત્તાવીશ નક્ષત્રના નામમાંથી માત્ર ચાર નામ યાદ આવ્યાં તે ઉતાવળથી બોલી ગયો.

" अश्विनी, पुनर्वसु, रेवती, कृतिका. "

આ પ્રમાણે આ ચાર નામો તે બોલી ગયો. તે સાંભળી ભોજ આનંદ પામ્યો. તે કાલિદાસ તરફ જોઇ ધીમે સાદે બોલ્યો કે પંડિતજી ! તમેતો આ વિદ્વાનનાં હદથી પણ વધારે વખાણ કર્યા હતાં પણ આતો તદ્દન મૂર્ખ જણાય છે તેનું શું કારણ ? કાલિદાસે ઉત્તર આપ્યો મહારાજ ! એ વિદ્વાન પુરૂષે આ ચાર નક્ષત્રનાં નામ

બોલી આપને આશિર્વાદ આપ્યો છે. એનો અર્થ આપના સમજવામાં ન આવ્યો. સાંભળો.

**अश्विनी वसतुते नृप मंदिरे मंदिरे वसतुते पुनर्वसु ।**
**रेवती पति कनिष्ट सेवया कृतिका तनय विक्रमोभव ॥३८६॥**

અશ્વિની કહેતાં ઘોડા તે તારા ઘરમાં નિરંતર હોજો. પુનર્વસુ કહેતાં લક્ષ્મી તે પણ તારા ઘરમાં નિરંતર વસજો. રેવતિના પતિ જે બળરામ તેના નાનાભાઇ શ્રીકૃષ્ણ તેની સેવા વિષે તારૂં નિરંતર ચિત્ત રહો. અને કૃતિકાના પુત્ર જે કાર્તિક સ્વામિ તેના જેવું તારૂં પરાક્રમ થશે.

આ પ્રમાણે કાલિદાસથી ખુલાસો મેળવી રાજા આનંદ પામ્યો. અને કેશવશર્માને નમસ્કાર કરી કેટલુંક ધન આપી મોટા માન સાથે તેને પોશાક આપ્યો.

## મૂર્ખ બ્રાહ્મણનો આશિર્વાદ.

ચંદ્રશંકર નામનો દરિદ્રતાથી પિડાતો કોઇ બ્રાહ્મણ કેટલાએક ગામોમાં ભીખ માગી લાવી પોતાનું ગુજરાન ચલાવતો હતો. કેટલાએક દિવસ પછી ભોજરાજાના દાનવીર પણાના ગુણાનુવાદ તેને કાને પહોંચ્યા. આથી તે બ્રાહ્મણ ધારાનગર તરફ રવાનાં થયો. ધારા નજીક આવી પહોંચ્યો કાલિદાસ સામા મળ્યા. આથી કોઇ વટેમાર્ગુ જાણી તેણે તેને પૂછ્યું કે ભાઇ ! આ ગામમાં કાલિદાસ ક્યાં રહે છે ? કાલિદાસે કહ્યું કેમ ભાઇ ! કાલિદાસની તને શી ગરજ પડી ? ચંદ્રશંકરે ઉત્તર આપ્યો કે મહારાજ ! મારૂં દારિદ્ર દૂર કરવા માટે હું અહિં આવ્યો છઉં, હું કોઇપણ જાતની વિદ્યા કે કળા કાંઇપણ જાણતો નથી. જેથી હું તેની પાસે જઇ તેની સલાહ મુજબ કરૂં. કાલિદાસે કહ્યું કે એ તને ઉંધી સલાહ આપશે અને તને હેરાન કરશે. કારણ કે ભોજરાજાને તેના ઉપર એટલો બધો વિશ્વાસ છે કે બીજા પંડિતો તરફ નજર પણ કરતા નથી. માત્ર એક કાલિદાસને ધન આપે છે માટે કાલિદાસ પાસે તારૂં કંઇ વળવાનું નથી. કેમકે તને અપાવે તો તેના ઘરમાં ખાડો પડે ( અર્થાત તેને ઓછું મળે. ) ચંદ્રશંકરે જવાબ આપ્યો કે ભલે ગમે તેમ હો પણ કાલિદાસ પરોપકારને જાણે છે કાલિદાસ પરોપકાર કરવામાં પૂરેપૂરા પ્રવિણ છે. માટે હું તો ત્યાંજ જઇશ.

આમ કહી ઉતાવળો ઉતાવળો ચંદ્રશંકર ગામમાં આવ્યો

બીજે તરફથી કાલિદાસ પણ ઘેર આવ્યા. કાલિદાસનું ઘર શોધી ચંદ્રશંકર ત્યાં આવ્યા. કાલિદાસને મળી પોતાના દારિદ્રની સર્વે હકીકત કહી બતાવી. પછી કાલિદાસે કહ્યું કે ભાઇ ! તમારામાં એવો કોઇપણ જાતનો એકપણ ચમત્કાર નથી કે જેથી ભોજરાજા તમારૂં દારિદ્ર દુર કરે માટે એકવખત જે આપે તે લઇ રસ્તે પડી જશો. ચંદ્રશંકરે આ વાત કબુલ કરી અને કાલિદાસને ઘેર રહ્યા. કાલિદાસે તેને કહ્યું કે ભોજની દરબારમાંથી જે વખતે તમને તેડું આવે તે વખત દરબારમાં આવી "आशिर्वादगांराया" આ પ્રમાણે બોલજો. પછી મારે જે કાંઇ કહેવું હશે તે કહીશ. આમ કહી તે દરબારમાં ગયો. દરબારમાં જઇ તેને વિષે વાત ચલાવી અને ઘણી ઘણી પ્રસંશા કરી જેથી ભોજરાજાએ અધીરપણે કહ્યું કે તે વિદ્વાનને એકદમ અત્રે તેડી લાવો. જેથી મંત્રી તથા કેટલાએક પંડિતો કાલિદાસને ઘેર જઇ પાલખીમાં બેસારી દરબારમાં તેડી લાવ્યા. સામા આવેલા એક પંડિતે ઉંટ જોયો તેથી તેણે उष्ट्रउष्ट्र આમ ઉચ્ચાર કર્યો. જેથી ચંદ્રશંકર જે કાલિદાસે શિખવેલો આશિર્વાદ ગોખતા હતા તે ભૂલી જઈ બીજુંજ પદ ગોખવા લાગ્યા. અને રાજા આગળ આવી શ્રીફળ મૂકી આશિર્વાદ આપ્યો उष्ट्रट गारायां.

પેલા વિદ્વાન અને શાસ્ત્રિ કહેવાતા બ્રાહ્મણને મોઢે આ શબ્દો નિકળતા સાંભળી રાજા અને બધા પંડિતો આશ્ચર્ય પામ્યા. રાજાએ કાલિદાસની સામુ જોયું. આથી કાલિદાસે કહ્યું મહારાજાધિરાજ ! તેનું કહેવું આ પ્રમાણે છે.

उमया सहितो रुद्रः शंकरः शुल पाणिना ।
रक्षतु त्वांहि राजेंद्र टकारो घन गर्जनः ॥ ३८७ ॥

શંકર ( મહાદેવજી ) તે પાર્વતિ સહિત તારૂં રક્ષણ કરો. અને મેઘ ગર્જના કરીને તારા રાજ્ય ઉપર વૃષ્ટિ કરો.

આ સાંભળી રાજા આનંદ પામ્યો. અને ચંદ્રશંકર નામના બ્રાહ્મણને દ્રવ્ય આપી સંતુષ્ટ કર્યો. અને તે કાલિદાસને આશિર્વાદ આપી પોતાને દેશ ગયો.

કાલિદાસ પરોપકાર કરવામાં સમર્થતા બતાવનારા હતા જેથી સરસ્વતી આનંદ પામી પોતાનો પ્રસાદ પરિપૂર્ણ રીતે પુરા ભાવથી આપતી.

## દરિદ્રીની દુર્દશા.

એક દિવસ ભોજરાજા છુપા વેશથી શહેરચર્ચા જોવા ગયા હતા. ત્યાં એક ગરીબ બ્રાહ્મણના ઘરમાં તેના દરિદ્રપણાની વાત થતી હતી થોડીવાર ત્યાં ઉભા તેણે સાંભળ્યું કે—' क्वयामः किं कुर्मो गृहिणि गहनो जीवनविधिः "।

બીજે દિવસ સવારમાં કવિમંડળમાં આ સમસ્યા મુકાઇ તેથી કાલિદાસે તેનો જવાબ આ પ્રમાણે આપ્યો.

**न भिक्षा दुर्भिक्षे मिलति दुरवस्थाः कथमृणं लभन्ते कर्माणि द्विजपरिवृढान्कारयतु कः। अदत्त्वैव ग्रासं ग्रहपतिरसा-वस्तमयते क्व यामः किं कुर्मो गृहिणि गहनो जीवनविधि॰**

હે ગૃહિણી સ્ત્રી ! આવા દુર્ભિક્ષ ( દુષ્કાળ ) ના વખતમાં ભિક્ષા મળતી નથી, નઠારી સ્થિતિને લીધે કરજે નાણું પણ કેવી રીતે મળે ? ઉત્તમ બ્રાહ્મણની પાસે કામ પણ કોણ કરાવે ? અને ગ્રહોનો પતિ સૂર્ય પણ આપણને ગ્રાસ આપ્યા શિવાય અસ્ત પામે છે. તો હવે ક્યાં જઇશું અને શું કરવું ? આ જીવિકાનો વિધિ ઘણો ગહન થઇ પડ્યો છે.

ભોજરાજાએ પોતાનો અનુચર મોકલી તે બ્રાહ્મણને રાજસભામાં બોલાવ્યો. બ્રાહ્મણે આશિર્વાદ આપી કહ્યું કે—

**अये लाजानुच्चैः पथि वचनमाकर्ण्य गृहिणी शिशोः कर्णौ यत्नात्सुपिहितवती दीनवदना। मयि क्षीणोपाये यद-कृत दृशावश्रुशबले तदन्तःशल्यं मे त्वमिह पुनरुद्धर्तुमुचितः**

અરે ? કોઇ ધાણી લેશે' એવું માર્ગમાં વેચનારનું વચન સાંભળીને દીન મુખવાળી સ્ત્રીએ આવીને મારા બાળકના કાન યત્નથી ઢાંકી દીધા. અને મારો ઉપાય ચાલ્યો નહિ. એટલે મેં મારા નેત્રમાં આંસુ ભર્યાં આવી રીતનું મારા હૃદયનું શલ્ય છે તેને કાઢવાને તમે યોગ્ય છો.

તે ઉપરથી ભોજરાજાએ એ બ્રાહ્મણને પુષ્કળ ધન આપ્યું. અને બ્રાહ્મણને વિદાય કીધો.

## વામદેવ અને રૂપદેવની વાર્ત્તા.

કનકાવતી નગરીમાં ચંદ્રશર્મા અને કૃષ્ણશર્મા નામના બે બ્રાહ્મણો વસતા હતા. તે બંને પોતાનું ગુજરાન ભિક્ષાવૃત્તિથી ચલાવતા હતા. એક દિવસ કૃષ્ણશર્માયે ચંદ્રશર્માને કહ્યું કે–હે મિત્ર આપણે વિદ્યાહીન તેથી આપણી જીંદગી ભિક્ષા વૃત્તિમાંજ ગુજારવી. ધનનાં તો દર્શનજ ક્યાંથી ? આ સ્થિતીમાં જીવવા કરતાં મરવું એજ હિતકર છે કેમકે–

> दारिद्र्यान्मरणाद्वा मरणं संरोचतेन दारिद्रम् ।
> अल्पक्लेशमरणं दारिद्र्यमनन्तकं दुःखम् ॥ ३९१ ॥

દારિદ્ર અને મરણ એ બેમાંથી મરવું ગમે છે. પણ દારિદ્ર ગમતું નથી; કારણ કે મરણમાં અલ્પકલેશ છે. પણ દારિદ્રમાં અનંત દુઃખ છે. માટે તે અસહ્ય દુઃખમાથી, મુક્ત થવાય તો ઠીક એમ વિચાર કરી વળી બોલવા લાગ્યા કે અત્યારે ભીખ માગીએ છીએ તો માંડ પાંચશેર અનાજ થાય છે તો પછી આપણા છોકરાઓને તો મળશે કે નહિ. માટે છોકરાઓનો આપણ જીવતાં છતાં સ્વાર્થ બગાડીશું તો ખચીત ઇશ્વરના ગુન્હેગાર થઇશું.

> माता शत्रु पितावैरी येन बालो न पाठितः ।
> न शोभते सभामध्ये हंस मध्ये बकोयथा ॥ ३९२ ॥

જે માતા પિતા પોતાના પુત્રને ભણાવતાં નથી તે તેનાં ખરાં શત્રુ છે. અને એવાં અભણ પુરૂષો જેમ હંસના ટોળામાં બગલાં શોભતાં નથી તેમ તે સભામાં શોભતા નથી.

પછી બન્નેજણાએ વિચાર કરી પોતાના પુત્રોને કાશિ તરફ વિદાય કર્યા. વામદેવ અને રૂપદેવ કનકાવતીથી ચાલ્યા પછી થોડા દિવસે શ્રી કાશિક્ષેત્ર આવી પહોંચ્યા. ત્યાં તે દિવસે એક ધર્મસાળામાં ઉતારો કિધો. બીજે દિવસે વિદ્યામંદિર શોધી ત્યાં ગયા. વિદ્યાગુરૂને નમસ્કાર કરી પોતાની અત્રે આવ્યાની સઘળી હકિકત કહી બતાવી જેથી તે ગુરૂએ ઘણી ખુશીથી તેને ત્યાં રહેવાનું કહ્યું અને રહેવાને સ્થાન આપ્યું.

રૂપદેવ ઘણોજ ચાલાક અને મહેનતુ છોકરો હતો. તેથી તે માત્ર દોઢજ વર્ષમાં વ્યાકરણ, ન્યાય, કાવ્યશાસ્ત્ર, અને અષ્ટાદશ પુરાણોનો પાઠી બન્યો અને વામદેવ આળસુ અને વળી નઠારા વિદ્યાર્થી–

ઓની સોબતમાં પડી જવાથી તે કેવળ અભણ હતો. રૂપદેવ ઘણે ઘણે પ્રકારે બોધ આપે પણ તે સઘળું તેને ધુળ ઉપર લીંપણુ બરાબર હતું.

એક દિવસે એજ નગરના રાજાની રાજકન્યા લગ્ન મંડપ વખતે ઘણા ઘણા દેશના વિદ્વાનો, પંડિતો અને રાજાઓ આવ્યા હતા. ઘણા માણસોની મેદનીથી મહોટો મેળાવડો મચ્યો હતો. રાજસભામાં અનેક પ્રકારના શાસ્ત્ર સંબંધી વાદવિવાદ ચાલ્યા. તેમાં રૂપદેવ કે જે માત્ર પંદર સોળ વર્ષની ઉમ્મરનો હતો તે સર્વ પંડિતો કરતાં શાસ્ત્રાર્થમાં, ભાષણ આપવામાં અને પ્રતિપક્ષીઓને પાછા પાડવામાં તથા સઘળાઓની શંકાનું સમાધાન કરવા સમર્થ નિકળ્યો. આથી લગ્નમાં આવેલા અનેક રાજવીરોએ તથા અમીર ઉમરાવોએ હજારો રૂપૈયાનો શિરપાવ આપવા માંડયો તે પ્રસંગે રૂપદેવે સર્વ સભાની વચમાં રાજાઓને કહ્યું કે-હે રાજેન્દ્રો ! મને આપ જે માન તથા શિરપાવ આપો છો તે સઘળો પ્રતાપ આ મારા ગુરૂવર્યનોજ છે. માટે આ સઘળો શિરપાવ અને સઘળું માન તેને સોંપો કે મને આપના તરફથી ઘણુંજ મળ્યું છે એમ માનીશ. આથી ગુરૂને ઘણું માન આપી સંતોષ્યા. ગુરૂદેવને હજારો રૂપિયાનો શિરપાવ મળ્યો. તે રાજા તરફથી પણ એક અત્યુત્તમ હિરાનોહાર બક્ષ્યો.

બીજે દિવસે સવારમાં નિત્યકર્મ પરવારી રૂપદેવ આગલે દિવસે પોતાને મળેલો સઘળો ઉપસ્કર લઇ ગુરૂને ઘેર ગયો અને સવિનયપણે તે ઉપસ્કર સ્વિકારવા વિનતિ કરી; પણ ગુરૂએ ખુશીથી અને સંતોષ બતાવી કહ્યું કે-ભાઇ ? તું મારો શિષ્ય એ મારા પુત્ર તુલ્ય છો. માટે તારી પાસેથી એ ઉપસ્કર નહિં લેતાં મારે તને બીજો ઉપસ્કર આપવો જોઇએ કેમકે તેં મારાં નામને પ્રકાશિત કર્યું છે ( અર્થાત્ મારી પાસેથી વિદ્યાસંપાદન કરી સારો સશાસ્ત્રી નિવડયો છે ) આમ કહી તેને કેટલોએક માલ આપી તેને દેશ જવા આજ્ઞા આપી.

થોડા દિવસ ત્યાં રહી ગુરૂનો આશિર્વાદ મેળવી રૂપદેવ માતાપિતાની સેવા કરવા પોતાના વતન ભણી તૈયાર થયો. વામદેવની શોધ કરી વતનમાં તેડી જવા આગ્રહ કર્યો જેથી તે પણ સાથે જવા તૈયાર થયો. ત્યાંથી નિકળી મજલ દરમજલ ચાલતાં એક નિર્જન અરણ્યમાં જઇ પહોંચ્યા. ત્યાં પાણીની તરસ લાગવાથી એક સુંદર જલાશય (વાવ) ઉપર ગયા. પાણી પીને થોડીવાર વિસામો

ખાવાને એક વૃક્ષની શિતળ છાયા તળે આરામ લેવા બેઠા. ત્યાં રૂપદેવ થાકવાથી નિદ્રાવશ્ય થયો અને વામદેવે વિચાર કર્યો કે-આ લાખો રૂપિઆની મિલ્કત લઇને જાય છે માટે તેને જો મારી નખું તો એ સર્વ મિલ્કતનો માલિક થાઉં. એ ઇરાદો કરી વામદેવે પોતાની પાસેની છરી કહાડી, અને રૂપદેવની છાતી ઉપર ચઢી બેઠો. પછી જેવો રૂપદેવને મારવા જાય છે તેવોજ રૂપદેવ બુમ પાડી જાગ્યો, અને નમ્રતાથી કહેવા લાગ્યો કે-હેભાઇ ! મને શા માટે મારી નાખે છે ? જો હજી તને વધારે ધન જોઇએ તો આપું; અથવા સઘળું આપું પણ મારા પ્રાણનો ઘાત ના કરીશ. પરંતુ વામદેવ ક્રોધથી અગ્નિવત્ તપી રહેલો તેથી તેણે ન માનતાં એક બે છરીના ઘા કર્યા. ત્યારે પેલા અનાથ અને ઘાયલ થયલા રૂપદેવે કહ્યું કે-ભાઇ ! હવે તારી મરજી પ્રમાણે કર પણ એક કાગળના કટકા ઉપર ચાર અક્ષર લખી આપું તે મારા બાપને પહોંચાડીશ તો મારો જીવ સદ્દગતીને પામશે, વળી તે મારો હસ્તાક્ષર દેખીને રાજી થશે અને જાણશે કે દિકરો કુશળ છે. તેથી થોડા દિવસમાં આવશે. અને તારા વિષે કંઇ અંદેશો આવશે નહિ. જો આ વાત ધ્યાનમાં આવતી હોય તો લખી આપું પછી તેણે હા કહ્યાથી કાગળના ટુકડામાં " वा, रू, वो, ल, " આ ચાર અક્ષર લખી આપ્યા પછી પેલો બિચારો રૂપદેવ તેને પેલા જાલિમ વામદેવે મારી નાંખ્યો અને એક મોટા વૃક્ષ નીચે ઘણોજ ઉંડો ખાડો ખોદી તેમાં દાટી દીધો. તેનો સરસામાન અને સઘળા દરદાગિના સમેટી પોતાને વતન આવ્યો. વામદેવ સારી સ્થીતિમાં આવ્યાથી આખા ગામનાં માણસો ખબર અંતર પૂછવા અને મળવા આવતાં તે પ્રમાણે રૂપદેવનાં માબાપ પણ વામદેવ પાસે આવી કહેવા લાગ્યાં કે ભાઇ ? મારો રૂપદેવ ખુશીમાં છેના ! તે કેમ હજીના આવ્યો અને તું તરત આવ્યો ? વામદેવે ઉત્તર આપ્યો કે-તે ઘણો તોફાની અને રખડુ છે તેને નઠારાં માણસોની સોબત થઇ જેથી વિદ્યાગુરૂએ વિદ્યા મંદિરમાં આવવા મના કરી. જેથી ગામમાં રખડી રઝળી જેમ- તેમ કરી પોતાનું પેટ ભરે છે. તેમ વળી આચારમાં પણ ઉતરતો જાય છે. બનતાં સુધીતો કોઇ સારો માણસ તેને બોલાવતો પણ નથી. રૂપદેવના માબાપે કહ્યું કે-અહિં તું આવતી વખતે તેને મળ્યો હતો ! તેણે કંઇ કાગળ પત્ર આપ્યો છે ? વામદેવે ઉત્તર આપ્યો કે હા. મને તે ગામ બહાર ગુણિકાના ઘરથી ગામમાં આવતો સામો મળ્યો

હતો. તેને મેં મારી સાથે ચાલવાના ખબર કહ્યા, પણ તે બાઇશ્રી ના વિષયમાં એટલા બધા તો અંધ બની ગયા છે કે પોતાના સગાં વહાલાં તેમ માબાપનું નામ પણ સંભારતો નથી બહુ કહ્યું ત્યારે લો. આ કાગળમાં ચાર અક્ષર લખી આપ્યા છે, વાંચો આ સાંભળી તે દિલગિર થતા પોતાને ઘેર ગયાં.

કાગળ માત્ર ચારજ અક્ષર છે તે શું છે તે જાણવા તેઓ આતુર રહ્યાં. પણ તે ચાર અક્ષરનો શો ભાવાર્થ છે કોઇ કહી શ-ક્યુ નહિ, અને કોઇ સારા માણસે ભોજરાજાની સભામાં જઇ તે કાગળ બતાવવા કહ્યું. જેથી તેણે તે વિચાર નક્કી કિધો અને ધારા નગર તરફ પ્રયાણ કર્યું.

ચાલતાં ચાલતાં તે પતિપત્નિ થોડા દિવસમાં ધારા નગર આવી પ્હોંચ્યા. અહિં આવી રાજસભામાં ગયાં ત્યાં રડતે રડતે કૃષ્ણશર્માએ કહ્યું કે-મહારાજ ? આપની સભામા ચૌદસો પંડિતો છે તેમાં કોઇ પણ આ કાગળમાંના શબ્દો વાંચી આપે તો અમારૂં દુ:ખ દૂર થાય. આથી ભોજરાજાએ બધા પંડિતોને તે ચાર અક્ષરો વાંચવાનું કહ્યું પણ તેનો તાત્પર્ય કોઇ પણ કવિને સુઝયો નહિ. આખરે તે અક્ષરો કાલિદાસે વાંચ્યા વાચી વિચારમાં પડયા. આથી તે બન્ને વૃદ્ધો અધીરાં થયાં અને તરત કહેવા પ્રાર્થના કરવા લાગ્યાં. કાલિદાસે કંપતે હૃદયે કહ્યું કે- હે બ્રાહ્મણ ! પ્રથમ વા અક્ષર લખ્યો છે એ ઉપરથી वामदेवेनमित्रेण એટલે વામદેવે પોતાના મિત્ર, બીજો અક્ષર रू એ ઉપરથી रूपदेवं वनान्तरे એટલે રૂપદેવને વનને વિષે, ત્રીજો અક્ષર घो એ ઉપરથી घोरनिद्रांतरे प्राप्ते એટલે ઘોર નિદ્રામાં સૂતેલો તે વખતે, ચોથો અક્ષર ल એથી लक्षलोभेनमारीते એટલે લાખ રૂપૈઆના લોભને વાસ્તે મારી નાખ્યો. આં રીતનો ખુલાસો કર્યો કે તરતજ તે બન્ને વૃદ્ધ ( પતિપત્ની ) મૂર્છા ખાઇ ભોંયપર પડયાં તેમને આસના વાસનાથી સાવધ કરી, તેની ખાત્રી થવા સારૂ રાજાએ પ્રથમથી હકિકત પુછી જોઇ તો કાલિદાસનો કહેવાનો ભાવાર્થ બરાબર મળતો આવ્યો કેમકે એનો સોબતી જે વામદેવ છે તે વગર બીજો કોઇ હતોજ નહિં પછી ભોજરાજાએ તે મારનાર ગુન્હેગારને પકડી મંગાવીને બધળી હકીકત પુછી તો રૂપદેવને વિષે જે શબ્દો તેણે યોજયા હતા તેજ શબ્દો પોને પોતાનાં મ્હોઢેથી પોતે કબુલ કર્યો અને બધા ગુન્હા કબુલ કર્યા. પછી વામદેવે જે

જગોએ રૂપદેવને મારી શબને દાટયું હતું તે જગોએ આવી સબને બહાર કઢાવી અગ્નિ સંસ્કાર કરાવી ઘેર આવ્યા. પછી તે દુષ્ટ કર્મ કરનાર વામદેવને કેદ કરી તેની સઘળી માલ મિલ્કત કૃષ્ણશર્માને સોંપી કાલિદાસ કૃષ્ણશર્માનો પુત્ર શોક શાંત કરવા કેટલોક બોધ આપ્યો. અને પેલા દુષ્ટ કર્મ કરનાર વામદેવને દેહાંત દંડની શિક્ષા કરી

વાર્તાનો સાર—આ વાત ઉપરથી એટલુંતો યાદ રાખવું કે બહાર ગામ જતી વેળાએ પોતાનો સામાન અથવા જોખમ કોઈને ન બતાવતા ગુપ્ત રીતે શરીરપર રાખવું. વળી બે ચાર સારા માણસોના સંગાથ વગર જવુંજ નહિ ઉપકારનો બદલો ભૂલી જઈ અપકાર કરનારને શી શી શિક્ષા મળે છે એ પણ વાંચકના ધ્યાન બહાર નથી. માટે ચેતીને ચાલવું.

## લીલાવતીનું ચીત્ર.

એક વખતે ભોજરાજા કાલિદાસને સાથે લઈ સરોવરપર હવા ખાવા પધાર્યાં. અહિં વાત ચાલતાં કાલિદાસના મુખથી શંગાર રસની વાત નિકળી આથી ભોજરાજાએ કહ્યું કે—તમે લીલાવતીને પૂરી રીતે જોયેલ છે તો તેના મુખની શોભાનું વર્ણન કરો. આથી કાલિદાસે શ્લોક કહ્યો.

> तन्मंजु मंदहसितं श्वसितानि तानि ।
> सा वै कलंक विधुरा मधुराननश्रीः ॥
> अद्यापि मे हृदयमुन्मदयंति हंत ।
> सायंतनाम्बुजसहोदर लोचनायाः ॥ ६९३ ॥

સાયંકાળના ખીલેલા કમળ સરખા નેત્રવાળી સ્ત્રીનું તે, સુંદર હસવું, શ્વાસ લેવા, અને કલંક રહિત મધુર મુખની શોભા આજ દિવસ સુધી પણ મારા હૃદયને મોહ પમાડે છે.

આથી કાલિદાસના શંગાર માટે ઉંચો અભિપ્રાય મળ્યો. થોડીવાર પછી ભોજને પાણીની તૃષા લાગી. ભોજને એવો નિયમ હતો કે જ્યારે લીલાવતીનું મોઢું જુએ ત્યારે પાણી પીએ. તેથી ત્યાં તેનાથી પાણી પી શકાણું નહિ. આથી ભોજે કાલિદાસને કહ્યું કે—કાલિદાસ ! તમોએ લીલાવતીનું સ્વરૂપ બરાબર જોયું છે તો તમે તેનું એક ચિત્ર બનાવી આપો કે જે જોઈ મારાથી જળપાન થઈ શકે. આથી કાલિદાસે લીલાવતીની છબિ ચિતરવા માંડી. છબિ પુરી

થઇ રહ્યા પછી બરાબર થઇ છે કે નહિ ? તે તપાસવા માટે કાલિદાસે શ્રી જગદંબાની સ્તુતિ કરી કહ્યું કે–હે વિશ્વેશ્વરી ! આચિત્રમાં કોઇ પણ પ્રકારની ખોડ ખાંપણ હોય તો તે સુધારવા સ્હાયભુત થા. આમ બોલી કલમ શાહીમાં બોળી કાગળપર ઝાલી રાખી. એટલે તુર્ત તેના ગુહ્ય સ્થાનપર ( ઝાંગને વિષે ) એક લાખાનું ચિન્હ હતું તે જગાપર શાહીનું બિંદુ પડયું. જેથી કાલિદાસે જાણ્યું કે–એને તે ઠેકાણે લાખું હશે. પછી તે ચિત્ર ભોજને દેખાડયું. તો તેની સન્મુખ તાદશ ઉભી ન હોય. તેમ જણાયું. લાખું જોઇ ભોજના મનમાં કાલિદાસ વિષે શંકા પ્રાપ્ત થઇ જેથી પરિક્ષા કરવા માટે તે ચિત્ર ફરી વખત કાઢવાનો હુકમ કર્યો. બીજી વખત પણ તેજ મુજબ થયું. તે પણ ફાંડી નાંખી. એ પ્રમાણે આઠ દશ વાર કરાવી પણ બધી છબિઓમાં તે મુજબજ થયું. કાલિદાસ લીલાવતી સાથે પ્રીત રાખી બેઠો છે એવો વ્હેમ ભોજના હૃદય મંદિરમાં ભરાયો. અને કાલિદાસનો જીવ લેવા યોજના કરવા મનમાં રાખ્યું. લીલાવતીના ગુહ્ય ભાગની ખબર કાલિદાસને છે. એથી કાંઇક પણ ગોટો છે ખરો. કાલિદાસ વિષયી છે. ખરો એમ હું જાણતો હતો પરંતુ મારાજ ઘરમાં આ પ્રમાણે કરશે. તેમ નહોતું ધાર્યું. ઠીક છે હવે કોઇ વખત વૈર લઇશ—

## કાલિદાસને શિક્ષા.

ભોજરાજાનો કાલિદાસ ઉપરનો રોષ દિવસે દિવસે વધતો ગયો એક દિવસે મારાઓને પાસે બોલાવી કહ્યું કે તમારે કાલિદાસને કોઇ યુક્તિથી નિર્જન અરણ્યમાં લઇ જઇ ઠાર મારી નાંખવો આ હુકમ મુજબ મારાઓ કાલિદાસને જંગલમાં ઉંચકી લઇ ગયા. ત્યાં જઇ ભોજનો હુકમ સંભળાવ્યો. કાલિદાસે વિચાર કર્યો કે મેં ભોજનો એવો કંઇ ગુન્હો કર્યો નથી કે મને રાજા મરાવી નાંખે છે. પણ તે તો થવાનું હતું તે તો થયું. અને હવે પણ થવા કાળ હશે તે અવશ્ય થશેજ, પણ બનતા સુધી જીવ બચાવવો જોઇએ માટે આ મારાઓને કાલાવાલા કરી જોઉં; અને જો એ લોકોને દયા આવે તોજ હું જીવતો રહું. પછી મનમાં શ્રી મહાકાલિનું સ્મરણ કરી મારાઓને કહ્યું " મેં રાજાનો કંઇ અપરાધ કીધો નથી. છતાં તેણે મારા મોતની આજ્ઞા કીધી છે. હવે મને જીવિતદાન આપવું એ આપના હાથમાં છે. પેલા મારાઓ જેઓ કાલિ-

દાસને ઓળખતા ન હતા, તેઓ પોતપોતામાં વિચાર કરવા લગ્યા. આ બિચારા બ્રાહ્મણે કંઇ અપરાધ કર્યો નથી છતાં રાજાએ મુર્ખા-ઇથી તેને મારી નાખવાની આજ્ઞા કરી છે. આપણે એને જીવતો મુકી દઇએ અને રાજાને કહીશું કે અમે મારી નાંખ્યો. આથી આપણને ઘણુંજ પુન્ય થશે. આવો વિચાર કરી કાલિદાસને તેઓએ કહ્યું કે ભાઇ ! અમે તને છોડી તો દઇએ પણ જો તું પાછો ગામમાં આવે અથવા તું જીવતો છે એવી રાજાને જાણ પડવા દેતો રાજા અમને કુટુંબ સુદ્ધાં ઘાણીમાં ઘાલીને પીલી નાખે તેનો વિચાર કર્યો ? કાલિદાસે કહ્યું હું વેષ બદલી દૂર દેશાન્તરમાં નિકળી જઇશ. અને મારૂં નામ કોઇને પણ જાહેર નહિ કરૂં. આથી મારાઓએ કાલિદાસને છોડી દિધો.

કાલિદાસ પંડિત મારાઓ પાસેથી મુક્ત થયા પછી ધારા-નગરીમાં આવી ત્યાંની લાખી નામની ગુણિકાને ત્યાં દાસીનું નામ રાખી નોકર રહ્યો. કાલિદાસ લાખી ગુણિકાને ત્યાં પોતાની ચંચળાઇ અને ગુણથી તેનો માનીતો બન્યો. એટલુંજ નહિ પણ દાસી બની દિકરી સમાન સ્નેહ ધરાવ્યો. કાળીદાસે લાખીને એક દિવસ વચનથી બાંધી લઇ પોતાની હકિકત ખુલ્લી કીધી કે-લાખી ! હું સ્ત્રી નથી પરંતુ પુરૂષ છું. મારૂં નામ કાલિદાસ. આ શહેરના રાજા ભોજનો માનીતો પંડિત છઉં. પણ કોઇ કારણથી હું તારે ત્યાં છુપાવેશથી રહ્યો છું મારો વખત આવે હું છતો થાઇશ. અને તને કેટલું એક ધન અપાવીશ. આમ કહી તે કાલિદાસ ત્યાં રહેવા લાગ્યો.

મારાઓ પણ ભોજપાસે જઇ કહેવા લાગ્યા કે-અન્નદાતાર ! આપના કહેવા મુજબ કાલિદાસનો વધ કરી આવ્યા. કોઇ વખત ભોજને કાલિદાસની જરૂર પડી જેથી ફરી તે મારાઓને બોલાવી પૂછ્યું કે-તમે કાલિદાસને માર્યો છે કે જીવતો રાખ્યો છે. ? આથી મારાઓ થરથર કંપવા લાગ્યા. અને ઉત્તર આપ્યો કે કાલિદાસને અમે માર્યો છે. ભોજે કહ્યું કે-કાલિદાસ ઉપર મહાકાલિનો હાથ હતો જેથી મુવો નથી. તમે તેને જીવતો છોડી મુકયો છે. માટે ખરૂં કહો તમને અભય વચન છે. આથી મારાઓએ કહ્યું. હા મા-બાપ ! અમે છોડી મુકયો છે. આથી તેને ધન આપ્યું અને કાલિદાસને શોધવા માણસો મોકલ્યાં.

## કાલિદાસની શોધ.

ભોજરાજાએ મહાકવિ કાલિદાસને શોધાવવા માટે પોતાથી

બનતો પ્રયત્ન કર્યો પણ અંતે નિષ્ફળ થયા. આથી ભોજરાજાનું શરીર દિવસે દિવસ ક્ષીણ થવા લાગ્યું. એક દિવસ ભોજના વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરે કહ્યું કે–મહારાજ ! કાલિદાસ પાંચપચીસ કોસમાં વેષ બદલીને રહ્યો હશે. માટે તેને શોધવા માટે એક ઉપાય મને સુઝી આવ્યો છે. હજારો બકરાં એકઠાં કરી ઘેર ઘેર તેનું વજન કરાવી એકેક બકરૂં બાંધી આવવું અને કહેવું કે–આ બકરૂં તમને સોંપવામાં આવ્યું છે. તેને નહિ ભૂખ્યો કે નહિ જમેલો, તડકે કે નહિં છાંયે. અને નહિ પુરૂષ કે નહિ સ્ત્રી એવું મનુષ્ય બરાબર તેજ વજને અમુક દિવસે બકરાંને પાછું સોંપી જાય આથી ભોજરાજાએ તે પ્રમાણે કરાવ્યું.

આમ થવાથી ઘેરઘેર મનુષ્યના હૃદયમાં ચિંતારૂપી ચિતાની આગ પ્રજ્વળી ઉઠી. કોઇ કોઇ તો બકરૂં વજનમાં વધી જશે એવા ભયથી ખોરાક ઓછો ખવરાવે. આમ સહુ પોતાની બુદ્ધિ અનુસાર બકરાંને સાચવતા હતા. લાખી ગુણિકાને ઘેર બાંધી રાખેલું બકરૂં દાસીરૂપે રહેલ કાળીદાસની સાચવણી તળે હતું. તેને ખોરાક પૂરતો મળતો પરંતુ બકરાંને ઘડીભર હર્ષ અને ઘડીભર શોકમાં રાખવા માટે તેણે એક વાઘનું બચ્ચું રાખ્યું હતું કે તે પોતાના ખરા વજનમાજ રહે.

શહેરમાં ચોપાસ આ ગડબડ ચાલી રહી. ભોજરાજા આ શા માટે કરાવે છે એમ એકમેકને પુછવા લાગ્યાં પણ કોઇને તેની ખબર પડી નહિ. તે ખબર માત્ર કાલિદાસનેજ હતી. મુકરર દિવસ આવી પહોંચ્યો ગામનાં સહુ માણસો બકરાંને પહોચાડવા આવવા લાગ્યાં. એટલામાં એક વિચિત્ર મનુષ્ય સ્ત્રીનો વેષ ધારણ કરેલો પણ મર્દાની ચહેરાનો પોતાના સાડીના છેડાના ખોળામાં થોડાએક જુવારની ધાણી ફાકતો ફાકતો માથા ઉપર લોખંડના પત્રાનો એક મોટા છિદ્ર વાળો ચાળણો છત્રીની માફક ઓઢી બકરાંને દોરી દૂરથી આવતો તમામ કચેરી મંડળની નજરે આવ્યો. આ જોઇ વૃદ્ધ પ્રધાન બુદ્ધસાગરે ભોજને કહ્યું કે આ [illegible] સ્વરૂપ થી [illegible] જણાય છે તેના-થી કાલિદાસનો પત્તો લાગશે ખરો. એટલામાં તેણે સર્વને સલામ કરી બકરૂં વજનસર સંભાલવા કહ્યું. આથી બકરાંનો તોલ કર્યો, અને બકરૂં બરાબર વજનસર ઉતર્યું જેથી બુધસાગરે બકરૂં લાવનારને પુછ્યું કે તારા ખોળામાં શું છે? તેણે ઉત્તર દિધો જુવારની ધાણી. સવાલ–ફાકતો ફાકતો કેમ આવ્યો હતો. ? જવાબ આપની

હુકમ અનુસાર 'નહિ ભુખ્યો કે નહિ ધ્રાયો.' ધાણી ફાકવાથી ભુખ્યો પણ નથી તેમ ધ્રાગ્યો પણ નથી. સવાલ–માથા ઉપર આવડો ચાળણો કેમ ઉધો પાડયો હતો ? જવાબ આપનું ફરમાન કે નહિ તડકે કે નહિ છાંયે. વેહને લીધે થોડો તડકો પણ છે તેમ છાંયો પણ છે. સવાલ તું આવો વિચિત્ર વેષ ધારણ કરી કેમ આવ્યો છે અને તું પુરૂષ છો કે સ્ત્રી છો ? જવાબ આપનો હુકમ માનવોજ જોઇએ. આપે કહેવરાવ્યું હતું કે પુરૂષ પણ નહિ અને સ્ત્રી પણ નહિ. તદનુસાર મારે વ્યંઢલ (નપુંસક) બનવું પડયું. સવાલ–હજારો બકરાંઓ તોળી જોયાં પણ એક પણ બકરૂં સરખાં વજનમાં ઉતર્યું નહીં તેનું કારણ શું ! જવાબ–બકરાંને ખોરાક પુરતો આપ્યો હતો. પણ આપના ફરમાન મુજબ વજનમાં ન વધવા દેવાની કોશેપમાં ખાઇ રહ્યા પછી વાઘના બચ્ચાં પાસે બાંધવામાં આવતું-તેથી તે શોકગ્રસ્થ થતું જેથી ખાધેલ ખોરાકનો સત્વ (લોહી) એ બળી જતું. જેથી વજનમાં સરખું રહ્યુ છે. સવાલ–તું કોના ઘરનો માણસ છે. અને શું ધંધો કરે છે ? જવાબ–આઠ દશ મહિના થયા આપના ગામમાં એક લાખી નામની નવી ગુણિકા રહેવા આવી છે. તેને ઘેર આજ ચાર માસ થયા હું તબલચીની નોકરી કરૂં છઉં. સવાલ–આ હિકમત તેં તારા મનથી કરેલ છે કે કોઇના શિખવવાથી ? જવાબ–અન્નદાતાર ! મારી શેઠાણી પાસે મારા આવવા પહેલાં બે માસ અગાઉ એક ભરજુવાન સ્ત્રી આવેલી છે. તે ગુણિકા તેને પોતાની પુત્રી બરાબર રાખે છે એ બાઇ રાત્રિ દિવસ ઘરમાંજ પડી રહે છે તે પોતે પડદામાં રહે છે. પોતાના હાથનીજ રસોઇ જમે છે. અમારી શેઠાણી પણ તેને પુછીનેજ પાણી પીએ. અમે પણ તે સ્ત્રીનું સ્વરૂપ જોયું નથી. વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરને આ વાત ખરી જણાયાથી તેને જવાની રજા આપી.

મહાકવિ કાલિદાસની શકિત અગાધ હતી. લાખી ગુણિકાને તેણે કહી રાખ્યું હતું કે–આપણે ઘેર કોઇ રાજાના અનુચરો અથવા તો જાસુસો આવે તો પણ ભય પામવો નહિ અને કહેવું કે તે મારી ધર્મની પુત્રી છે તે કોઇ પરપુરૂષને પોતાનું મ્હોં બતાવતી નથી, માટે તમે સૌ પાછા જાઓ. આમ કહેજો પ્રધાન બુદ્ધિસાગરે બકરૂં મુકવા આપનારને રોકી પાછળ જાસુસો મોકલી ખબર કઢાવી. પરંતુ તેનો સઘળો ફેરો નિષ્ફળ ગયો. અંતે વૃદ્ધ પ્રધાન કચેરી-

મંડળ સહિત લાખી શુચિકાને ત્યાં આવ્યાં પણ તેઓ તે સ્ત્રીનું મુખ અવલોકવા ભાગ્યશાળી બન્યા નહિ.

## વિશ્વાસઘાત મહાપાપ.

એક સમય ભોજરાજા મૃગયા રમવા ગયા હતા. પણ કયાંય શિકાર હાથ આવ્યો નહિ. અને છેક રાત પડી ગઇ તેથી તે પોતાના અશ્વને સામાનસહ છુટો મૂકી પોતે એક મોટા ઝાડ ઉપર ચઢી ગયો. ત વનનો દેવતા ભોજરાજાની પરિક્ષા કરવા એક વાંદરાનું રૂપ લઇ તેજ ઝાડની એક ડાળી ઉપર બેઠો. અને ભોજ પ્રત્યે કહેવા લાગ્યો કે 'હે રાજન્! આ વૃક્ષ ઉપર હું બહુ દિવસ થયા રહું છું, દિવસે તો હું વનમાં ફરી શકું છું પણ હાલ થોડા દિવસ થયાં એક નવીન સંકટમાં સપડાયો છું. તે એ છે કે દરરોજ રાત્રિએ અહિં કેટલાએક સિંહો આવે છે તે મને સુખે સુવા પણ દેતા નથી અને મને મારવા યત્ન કરે છે. હું તેની બ્હીકને લીધે છેક ટોચ ઉપર ચઢી બેસું છું. તેથી તેની તલપ ખાલી જાય છે. અને એજ ત્રાસથી મને આજ કેટલાએક દહાડા થયા ઉજાગરા કરવા પડે છે પણ આજે તમારા દર્શનથી મોટો લાભ થયો માનું છું. કેમકે અર્ધ રાત સુધી તમો ઉંઘી જશો. તમારૂં રક્ષણ હું કરીશ. અને હું ઉંઘીશ ત્યારે મારૂં રક્ષણ તમો કરજો. એટલે નિશ્ચીંતપણે નિદ્રા સેવાશે. રાજાએ વાંદરાની વાત કબુલ કરી. પહેલી રાતે રાજા ભોજ વાંદરાના ખોળામાં પોતાનું માથું મુકી નિદ્રાવશ્ય થયો. એટલામાં ભયંકર ગર્જના કરતો અને મોટી તલપો મારતો એક મહા વનરાજ ( સિંહ ) આવ્યો. સિંહે ઉંચું જોયું તો વાંદરાના ખોળામાં કોઇ પુરૂષ મસ્તક રાખી સુતો નજરે પડ્યો. તેથી સિંહ વાંદરાને કહેવા લાગ્યો કે–હે વનચર ! જે પુરૂષનું માથું તું ખોળામાં લઇ બેઠો છે તે પુરૂષને નીચે નાખી દે એટલે તેનું ભક્ષણ કરી પ્રદિપ્ત થયેલી જઠરાગ્નિને શાંત કરૂં. તે વાક્યો શ્રવણ કરી વાંદરાએ સિંહને કહ્યું કે–હે વનરાજ ! જેને મેં પૂર્ણ વિશ્વાસ આપી નિદ્રા લેવા કહ્યું છે તેથી તેણે પોતાનું મસ્તક મારા ખોળામાં સોંપ્યું છે, છતાં જો હું તેને તારા કહેવાથી નીચે નાખી દઉં તો હું વિશ્વાસઘાતી કહેવાઉં. અને રૈરવ નામના મહાનર્કનું દુઃખ ભોગવવું પડે. માટે તે આશા તજી તું તારે રસ્તે ચાલ્યો જા. વાંદરાનું બોલવું સાંભળી સિંહે ઘણાં વલખાં માર્યાં પરંતુ કાંઇ વળ્યું નહિ. અને નિરાશ બની એક

બાજુ બેઠો. અર્ધ રાત થઇ ત્યારે વાંદરે રાજાને ઉઠાડી કહ્યું કે–હે રાજા ! હવે મારૂં સાવધાનપણે રક્ષણ કરજો. કેમકે વૃક્ષ હેઠે સિંહ બેઠેલો છે. તે તમને ઘણા પ્રકારે સમજાવશે અને મને નીચે ફેંકી દેવા તમને વિનવશે અને અનેક તડપો મારશે, ક્રોધ બતવશે, અને ઉપર ચઢવા પણ પ્રયત્ન કરશે તો પણ તમો તેથી ભય પામી અથવા લોભમાં ભુલાવો ખાઇ વિશ્વાસઘાત કરતા નહિ. આ પ્રમાણે ભલામણ આપી વાંદરો પોતાનું પુછડું ઝાડની ડાળી સાથે વિંટાળી રાજાના ખોળામાં માથું રાખી નિદ્રા કરવા લાગ્યો. થોડીવાર પછી સિંહે આવી રાજાને કહ્યું કે–હે પુરૂષ ! એ વાંદરાને નીચે નાખી દે નહિ તો તને અવશ્ય મારી નાખીશ એમ કહી ગર્જના કરવા અને તડપો મારવા લાગ્યો એટલુંજ નહિ પણ વૃક્ષને ધ્રુજાવવા લાગ્યો આથી ભોજ ભય પામ્યો અને જાણ્યું કે આ સિંહ ડાળ પકડી રખે અહિં ચઢી આવે નહિ. કદિ જો તે ઉપર આવશે તો તેના અને મારા બન્નેના જીવ લેશે. જેથી તેને એકનેજ નાખી દઉં તો પીડા ટળે. આમ ધારી બે હાથવતી ઉંચકી વાંદરાને હેઠે નાખવા પ્રયત્ન કર્યો. પણ વાંદરાનાં પુંછડાંની ગાંઠ સજ્જડ વળી હતી તેથી અધ્ધર લટકી રહ્યો, ને બોલ્યો કે–હે રાજન્ ! અધર્મ ન આદરતાં ક્ષત્રી ધર્મને યાદ કરી મારૂં રક્ષણ કર કેમકે–

> उपकारोऽपि नीचानामपकारो हि जायते ।
> पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥२९४॥

નીચ પુરૂષોનો ઉપકાર કર્યો હોય તો પણ તે અપકારરૂપ થાય છે. સર્પને દુધનું પાન કરાવવું તે કેવળ ઝેરનેજ વધારનાર છે.

વાંદરે એ પ્રમાણે કહ્યું તો પણ તેણે વાંદરાને ઉંચકી નીચે નાખી દીધો.રાજાએ વાંદરાને હેઠે ફેંકી દીધો કે તરતજ સિંહે મુખમાં પકડી લીધો. એટલે વાંદરો ખડખડ હસવા લાગ્યો. તે જોઇ સિંહે પૂછ્યું કે–તું કાળના મોમાં કોળીયારૂપે છો છતાં તું શા માટે હસે છે ? વાંદરે ઉત્તર આપ્યો કે–હે ભાઇ ! તારે તે સાંભળવા કંઇ જરૂર નથી તેમ તે કહેવામાં કંઇ માલ નથી. માટે તારે જે કરવું હોય તે સુખેથી કરી લે. એ પ્રમાણે વાંદરાનું બોલવું સાંભળી સિંહને વિશેષ આશ્ચર્ય જણાયું. તેણે વાંદરાને બે ત્રણ વખત ફરી ફરી પૂછ્યું તેથી વાંદરે ઉત્તર આપ્યો કે–ભાઇ ! જો તારે તે વાત સાંભળવી હોય તો મને તારી દાઢમાંથી છુટો કર. તો હું તે સઘળી વાત કહું. જેથી સિંહે

વાંદરાને મુક્ત કર્યો. સિંહના કાળમુખમાંથી મુક્ત થતાંજ વાંદરો તલપ મારી ઝાડ ઉપર ચઢી ગયો અને ટોચ ઉપર બેસી મોટેથી રોવા લાગ્યો. તે જોઇ સિંહે પૂછ્યું કે અરે ! જ્યારે કાળના મુખમાં મરવાની તૈયારી હતી ત્યારે હસતો હતો અને જ્યારે નિર્ભયસ્થાનમાં જઇ બેઠો ત્યારે રૂદન કરે છે તેનું કારણ શું? તે સાંભળી વાંદરે ઉત્તર આપ્યો કે—અરે ભાઇ ! હું મારા દુઃખને રોતો નથી પણ જે માણસો કુલીનના કુળમાં ઉત્પન્ન થયેલા તેઓની જે પ્રાણી પ્રીતિ, પ્રતિતી કરે છે તે માટે હું રોઉ છું. કે આવા અકુલીનજનોનો વિશ્વાસ કરશે તેઓની શી વલ્લે થશે. અર્થાત્ કુંભીપાકમાં પણ તેમનું ઠેકાણું નહિ થાય જો કે આ પુરૂષનું મેં રક્ષણ કર્યું હતું છતાં મારૂં રક્ષણ નહિ કરતાં તારા કાળના ચોઢામાં ફેંકી દીધો; તેથી તેણે વિશ્વાસઘાતનું મહા પાપ માથે લીધું. તેનો સંગ કરવાથી મારે પણ તારા મહામુખમાં સપડાવું પડ્યું. જો સાંભળ—

> आनन्दमृगदावाग्निः शील शाखिमदद्विपः ।
> ज्ञानदीप महावायु रयं खल समागम ॥ ३९५ ॥

દુર્જનનો સમાગમ, આનંદ રૂપી મૃગને બાળવામાં દાવાનળ સમાન છે, શીલ રૂપી વૃક્ષને છેદવામાં મદોન્મત્ત હાથી છે, અને જ્ઞાન રૂપી દીપકને બુઝાવવામાં મહાવાયુ છે.

તેને મારા શાપથી મહા કષ્ટ પડશે એ કારણથી હું આમ રોઉં છું. કે વિશ્વાસઘાતીની શી વલે થશે. આટલું બોલી તે વાનર અંતરધ્યાન થયો પ્રાતઃકાળ થતાં રાજાએ નગર ભણીનો રસ્તો લીધો.

ભોજરાજાએ પોતાના ઘોડાને સામાન સહિત છુટો મુકેલો તે ચાલતો ચાલતો ધારા નગરમાં પોતાનેજ સ્થાનકે જઇ ઉભો રહ્યો. અશ્વને એકલો આવેલો જોઇ સર્વ રાજસેવકો ગભરાયા ભોજરાજ ક્યાં હશે એ વિચારમાં પડ્યા. અને કેટલાએક રાજસેવકો ભોજરાજાને ગોતવા માટે ધારાનગર છોડી જંગલે જંગલ અને દેશ પરદેશ ભટક્યા. ભોજરાજા વિશ્વાસ ઘાતના સબળ કારણથી “ वि से मे रा ” એ ચત્વાર અક્ષરી શબ્દજ બોલવા લાગ્યા. ચાલતાં ચાલતાં ધારાનગરની નજીક આવ્યા ગામની ભાગોળે આવ્યા કે ભોજરાજા આવ્યાના ખબર વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરને પહોંચડાવ્યા જેથી બુદ્ધિસાગર સામા આવ્યા. ભોજરાજાને નમન કરી બોલ્યા કે—મહારાજ ! મધ્ય રાત્રીએ આપનો અશ્વ અહિં એકલો આવવા કેમ પામ્યો ? ભોજરાજાએ

मरोर्न पर्वताद्भार अभाराः सप्तसागराः ।
एक एव महान् भार अस्ति विश्वासघातिनः ॥ ३९८॥

મેરૂ પર્વત થકી પણ પૃથ્વીને ભાર લાગતો નથી તેમ સાત સમુદ્ર પણ ભાર રૂપ નથી પરંતુ એક વિશ્વાસઘાતી મનુષ્યનોજ પૃથ્વિને વધારે ભાર છે.

એ શ્લોક સાંભળતાં 'मे' અક્ષર છોડી દઇ માત્ર 'रा' શબ્દનુંજ રટણ રહ્યું.

राज्येच राजपुत्रत्वं यदि कल्याण मिच्छसि ।
गवां लक्ष सहस्त्राणि दत्वापापैः प्रमुच्यते ॥ ३९९॥

હે રાજપુત્ર ! રાજ્યને વિષે જો તું કલ્યાણની ઇચ્છા રાખતો હો તો લાખો ગાયોનું દાન કર કે જેથી તું પાપથી મુક્ત થઇશ.

આ શ્લોકથી છેવટે રહેલ 'रा' અક્ષર પણ તજી દીધો. એ પ્રમાણે લાખી ગુણિકાની પુત્રીએ એકેક શ્લોકથી એકેક અક્ષરે કરી ચારે અક્ષર એટલે 'वि, से, मे, रा' એ ઉન્માદ છોડાવી દીધો. અને પ્રથમના જેવા પંડિત બની ગયા. અને પુછવા લાગ્યા કે,

पुरे वससि हे बाले ! अरण्यं नैव गच्छसि ।
कपिव्याघ्रमर्त्यवार्त्तां, कथं जानासि सुंदरि? ॥४००॥

હે બાલે ! આ નગરને વિષે તું વસે છે અને કદી અરણ્યમાં ગઇ નથી તે છતાં હે સુંદરી ! તેં વાઘ, વાનરો અને મનુષ્યની વાત કેવે પ્રકારે જાણી. ત્યારે બોલી કે–

भाले वसति वै लक्ष्मीः जिव्हायांतु सरस्वती ।
जाने तयोः प्रसादेन वृत्तांतं निखिलं नृपः॥४०१॥

હે રાજા મારા લલાટમાં લક્ષ્મી વસે છે અને જીભ્હા ઉપર સાક્ષાત સરસ્વતી વસે છે તેના પ્રસાદથી આ સર્વ વૃત્તાંતની મને ખબર પડી છે વળી બોલી કે–

लीलावत्यांश्चते

कृतमासीचतेनोक्तं

હે ભો જેણે

હતું, તેણેજ વૃત્તાંત

બીના જાણું

આવ્યા લાખી ગુણિકાએ ભોજરાજાની ઘણી સારી રીતે આગતા સ્વાગતા કરી અને યોગ્ય આસન ઉપર બેસાડયા સામો એક મ્હોટો ચક નાખી પોતાની ધર્મની પુત્રી ( કાલીદાસ ) ને બેસવા કહ્યું ચકમાં બેઠેલી પુત્રીએ રાજાને કેટલાએક સવાલ પૂછયા તેના પ્રત્યુત્તરમાં 'વિ, સે, મે, રા,' શિવાય બીજું કંઇ કહ્યુંજ નહીં આથી તેણીએ પ્રધાનને કહ્યું કે–પ્રધાનજી ! પ્રથમ આ ચાર અક્ષરોનો ખુલાસો કરૂં છું. તે તમે સર્વ ગ્રહણ કરો.

'વિ' અક્ષર ઉપરથી એનાથી કોઇને વિશ્વાસઘાત થયો છે તેથી તેને શાપ લાગ્યો છે.

'સે' ઉપરથી એમ સમજવાનું છે કે સેતુબંધ આદિતીર્થો કરવાથી બીજા પાપથી મુક્ત થવાય છે. પણ વિશ્વાસઘાતનું પાપ છુટતું નથી.

'મે' એ અક્ષરથી એટલું સમજવાનું છે કે મોટા મેરૂ સરખા પર્વતો અને મોટા મોટા સમુદ્રો કરતાં પણ વિશ્વાસઘાતરૂપ પાપનો ભાર ધરણી માતાને વધારે છે.

'રા' એ અક્ષર ઉપરથી એમ સમજાય છે કે જો રાજા હજારો કામદુધાનું દાન અથવા પંડિતોનું સન્માન કરશે તો આ પાપથી મુક્ત થશે માટે ગાયોના દાન કરવાં શરૂ કરો અને વિદ્વાનોને દાન આપો.

ઉપર પ્રમાણે કહી એકેક અક્ષર ઉપરથી શ્લોક કહી બતાવ્યો.

विश्वास प्रति बन्धानाम् येच विश्वासघातकः ।
ते नरा नरके यान्ति यावश्चंद्र दिवाकरौ ॥३९६॥

વિશ્વાસથી બંધાયલા મનુષ્યનો જે વિશ્વાસઘાત કરે છે તે નર જ્યાં સુધી સુર્ય ચંદ્ર પ્રકાશે છે ત્યાં સુધી નરકાધિકારી સમજવો.

આ શ્લોક સાંભળતાંજ રાજાએ 'વિ' અક્ષરનો ત્યાગ કીધો.

सेतुबन्धे नरः स्नात्वा गंगा सागर संगमे ।
ब्रह्महा मुच्यते पापात् मित्र द्रोहि नमुच्यते ॥३०७॥

બ્રહ્મહત્યા કરનારો મનુષ્ય સેતુબંધ રામેશ્વરમાં અથવા ગંગાસાગરના સંગમાં સ્નાન કરવાથી મુક્ત થાય છે પરંતુ મિત્રદ્રોહનું પામ છુટતું નથી.

આ શબ્દ સંભળાવતાંજ 'સે' અક્ષર છોડી દીધો એટલે 'મેરા' એ બે અક્ષરજ રહ્યા.

मरोर्न पर्वताद्भार अभाराः सप्तसागराः ।
एक एव महान् भार अस्ति विश्वासघातिनः ॥ ३९८॥

મેરૂ પર્વત થકી પણ પૃથ્વીને ભાર લાગતો નથી તેમ સાત સમુદ્ર પણ ભાર રૂપ નથી પરંતુ એક વિશ્વાસઘાતી મનુષ્યનોજ પૃથ્વિને વધારે ભાર છે.

એ શ્લોક સાંભળતાં 'मे' અક્ષર છોડી દઇ માત્ર 'रा' શબ્દ-નુંજ રટણ રહ્યું.

राज्येच राजपुत्रत्वं यदि कल्याण मिच्छसि ।
गवां लक्ष सहस्राणि दत्वापापैः प्रमुच्यते ॥ ३९९॥

હે રાજપુત્ર ! રાજ્યને વિષે જો તું કલ્યાણની ઇચ્છા રાખતો હો તો લાખો ગાયોનું દાન કર કે જેથી તું પાપથી મુક્ત થઇશ.

આ શ્લોકથી છેવટે રહેલ 'रा' અક્ષર પણ તજી દીધો. એ પ્રમાણે લાખી ગુણિકાની પુત્રીએ એકેક શ્લોકથી એકેક અક્ષરે કરી ચારે અક્ષર એટલે 'वि, से, मे, रा' એ હૂંસાવ છોડાવી દીધા. અને પ્રથમના જેવા પંડિત બની ગયા. અને પુછવા લાગ્યા કે,

पुरे वससि हे बाले ! अरण्यं नैव गच्छसि ।
कपिव्याघ्रमर्त्यवार्त्ता, कथं जानासि सुंदरि? ॥४००॥

હે બાલે ! આ નગરને વિષે તું વસે છે અને કદી અરણ્યમાં ગઇ નથી તે છતાં હે સુંદરી ! તેં વાઘ, વાનરો અને મનુષ્યની વાત કેવે પ્રકારે જાણી. ત્યારે બોલી કે-

भाले वसति वै लक्ष्मीः जिव्हायांतु सरस्वती ।
जाने तयोः प्रसादेन वृत्तांतं निखिलं नृपः॥४०१॥

હે રાજા મારા લલાટમાં લક્ષ્મી વસે છે અને જીવ્હા ઉપર સાક્ષાત સરસ્વતી વસે છે તેના પ્રસાદથી આ સર્વ વૃત્તાંતની મને ખબર પડી છે વળી બોલી કે-

लीलावत्यांश्चते पत्न्याः येन वै पद्म लांछनं ।
कृतमासीच्चतेनोक्तं जानेहं भोजतेनवै ॥ ४०२ ॥

હે ભોજરાજા ! જેણે તારી પત્ની લીલાવતીનું પદ્મલાંછન લખ્યું હતું, તેણેજ આ સર્વ વૃત્તાંત મને કહ્યું હતું તેથીજ આ બધી બીના જાણું છું

આ પ્રકારનું તે છોકરીના ભોજ પ્રત્યેના ભાષણથી સર્વના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. ભોજને શંકા થઇ કે લીલાવતીની તસવીર કાલિદાસે ચિતરેલી તે વખતે હું અને કાલિદાસ બે જણા હતા તો એ લીલાવતીના પદ્મલાંછનની એને કેમ ખબર પડી ? માટે અવશ્ય આ છોકરી નથી પરંતુ કાલિદાસજ છે. આથી એકદમ ઉઠી વીરાવેશથી પડદો ચીરી નાખ્યો કે તરત કાલિદાસની મુખમુદ્રા નજરે પડી. તેમને ચરણે નમી પોતાને ઘેરથી લાખોનો પોશાક તથા અલંકારો મંગાવી સ્ત્રીનો વેષ બદલાવી દીધો. અને હજારો રૂપૈઆનો શિરપાવ આપી પોતાની સાથે હાથીપર બેસારી દરબારમાં મોટા માન સાથે તેડી લાવ્યા. લાખી ગુણિકાને પણ ઘણોજ શિરપાવ આપ્યો.

## રત્નોની શોધ—શેત્રંજની રમત.

ભોજરાજાની દિવ્ય કીર્તિના ડંકા દેશોદેશ વાગ્યા અનેક રાજવંશીઓ પણ પોતાનો ન્યાય કરવવાત્યાંજ આવવા લાગ્યા તે પ્રમાણે કોઇએક દિવસે ૪ ચાર રાજવંશિઓ ભોજની સભામાં દાખલ થયા. રાજ્યરીતિ મુજબ તેણે વિનયથી સલામ ભરી દૂર જઇ બેઠા. ભોજરાજા ઘણા ચંચળ અને હુશિયાર હતા તેથી તેઓને પાસે બોલાવી અહિં આગળ આવવાનું કારણ પૂછ્યું. ત્યારે તેઓએ કહ્યું કે અમો આપની કીર્તિ સાંભળી કોઇએક પ્રકારનો ન્યાય માગવા આવ્યા છીએ ભોજરાજાએ પુછ્યું કે તમારે શો ન્યાય કરાવવો છે ? ત્યારે ચારમાંથી વડાએ ઉત્તર આપ્યો કે અમે ચારે રાજપુત્રો છીએ અમારૂં રાજ્ય મોટું છે. અમારા પિતાએ મરતી વખતે અમારૂં રાજ્ય સરખે ભાગે વહેંચી આપ્યું છે તે રાજ્યની સાથે ઉમદા ચાર રત્નો પણ આપ્યાં છે એ ચાર રત્નો અમારા દેખતાં તેણે ભંડારમાં મુક્યાં અને તેને બરાબર રીતે સીલ સાખ કરીને તેની કુંચી અમને સોપી અને તે ભંડાર પોતાના મરણ વખતે ઉઘાડી એકેક રત્ન વહેંચી લેવા આજ્ઞા કરી ગયા, તેમના મરણની ક્રિયા કરી લીધા પછી અમે ચારે ભાઇઓ એકઠા મળી રત્ન લેવા ગયા તો તે રત્નનો ડાબલો ખાલી દેખાયો. કુંચીઓ અમારા ચારેની પાસે રહેતી હતી. અને તેની ઉપર વિશ્વાસુ માણસોની ચોકી હતી. વળી સીલસાખ પણ તેમનાં તેમજ હતાં તેથી અમારામાંના કોઇએ તે રત્ન ચોર્યાં છે, પણ તે ચોરી પકડતાં પહેલાં અમારી સરતો તમારે સાંભળવી જોઇએ. ૧લી અમારામાંથી કોઇને કોઇ સવાલ ન પુછવા. ૨જી અમને મારફાડ ન કરવી. ૩જી જેની

પાસેથી રત્ન નીકળે તેનું નામ અમને અથવા બીજા કોઇને જાહેર થવું નં જોઇએ ચોરી પકડનાર માણસે તે વાત ગુપ્ત રાખવી. આ પ્રમાણે અમારી ત્રણ સરતો છે તે જો તમારાથી બનેતો હા પાડો નહિતો અમે ચાલ્યા જઇએ. ભોજે ઉત્તર દીધો કે તમારો ન્યાય હું થોડા દિવસમાં કરીશ. ત્યાં સૂધી તમે અત્રે રહો ભોજરાજાએ તેને સારી રીતે માન આપી ઉતારા-અને માણસ વિગેરેની તમામ સગવડ કરી આપી.

ભોજરાજાએ પોતાના વૃદ્ધપ્રધાન બુદ્ધિસાગરને તે રત્નની ચોરી આઠ દિવસની અંદર પકડવા ભલામણ કરી વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરે તે હુકમને અનુસારે પોતાનો પ્રયત્ન શરૂ કીધો. પ્રધાને મહાકવિ કાલિદાસને પણ આ વાત કરી જેથી કાલિદાસે તે કામ માથે લીધું અને પ્રધાનના પુત્રની મદદ માગી.

ત્રીજે દિવસ પ્રધાન પુત્ર કાલિદાસ પાસે આવ્યો. બન્નેએ ઉત્તમ રાજવંશીનો પોશાક પહેર્યો. પ્રથમ તેઓ મ્હોટાને ઘેર ગયા. ત્યાં જઇ વાતચીત કરી. મ્હોટા રાજકુંવરે સેત્રંજ રમવા કહ્યું જેથી તેઓ સાંજે આવવાનું કહી ત્યાંથી વિદાય થયા. અને બીજાને ત્યાં ગયા ત્યાં પણ સેત્રંજ રમવા આવવાનુ કહી ત્રીજાને અને ચોથાને ત્યાં ગયા અને સર્વ સંઘળે તે પ્રમાણે કહી ઘેર ગયા.

તેજ દિવસ રાત્રે ન જતાં ચોથે દિવસ રાત્રીએ મોટા રાજકુંવરને ત્યાં ગયા અને સેત્રંજ રમવી શરૂ કીધી. પ્રધાનપુત્ર સેત્રંજ રમવામાં ઘણોજ હુશિયાર હતો તોપણ તે રાજકુંવરની બાજી જીતમાં હતી તેથી કાલિદાસે દિવો બુઝાવી નાખ્યો જેથી બીજે દિવસ રમવાનો વાયદો કર્યો. પાંચમે દિવસે બીજાને ત્યાં અને છઠ્ઠે દિવસે ત્રીજાને ત્યાં ગયા, પણ ત્યાં રત્નની ચોરી પકડાઇ નહિ. હવે એમજ નક્કી થયું કે સૌથી નાનોજ રત્નોની ચોરી કરનાર છે માટે હવે કંઇ ખાસ ઉપાય કર્યા શિવાય એ ચોરી પકડી શકાય તેમ નથી. આપણાથી જો તે ચોરી નહિ પકડાય તો પછે ભોજરાજા ક્રોધે ભરાશે આવો વિચાર કરી ઘેર આવી એક ઉત્તમ ચંપકી કે જે ઉગ્ર નિશાનીજ હતી તે સાથે લઇ જવા માટે તૈયાર કરી. સાતમે દિવસ રાત્રે સૌથી ન્હાનાને ત્યાં ગયા. વાર્તાવિનોદથી તે રાજકુમારનું મન દૃઢ અને નિઃસંશયી કર્યું. તે કાલિદાસને તથા પ્રધાનપુત્રને સારા ભાવથી માનવા લાગ્યો. સેત્રંજ રમતાં પ્રધાનપુત્ર

જેમ હુશિયાર હતો તેમ આ તેઓ ચારમાં ઘણો ઉત્તમ ગણાતો હતો. રમતાં રમતાં પ્રધાનપુત્રની બાજી તેજીમાં આવી. તે વખતે કાલિદાસ પાનનાં બીડાં બનાવવામાં રોકાયા હતા. બન્નેને તે બીડાંઓ આપતાં તેમાં આ રાજકુમારને નિશાવાળાં બીડાં આપતાં તેથી નિશાનું જોર વધવા લાગ્યું. રાજકુમાર પેલી રમતમાં હાર પામવાથી બીજી રમ્યા તેમાં હાર પામવાથી ત્રીજી, ચોથી એમ ચારવાર હાર પામ્યા. તેમ પાંચમીમાં પણ હાર પામવા પર આવ્યા. થોડીવારે કોઇ મીશથી કાળીદાસે દિવો પણ હોલવી દીધો. આથી રાજકુંવર ઉતાવળો બન્યો અને દીવો કરી લાવવા કહ્યું. પણ કોઇની પાસે ચકમક નુ હોવાથી દીવો થઇ શકયો નહિ. "હાર્યો જુગારી બમણું રમે " એ કહેવત અનુસાર આ રાજકુમાર સેત્રંજ રમવા બહુ અધીર બન્યો હતો જેથી પોતાની પેટી લાવી તેમાંથી પ્રકાશને માટે એક રત્ન કાઢયું તે રત્ન પ્રકાશમાં સામાન્ય દિવા કરતાં વીશગણું ચઢીઆતું હતું. થોડીવાર રમ્યા એટલામાં તે રાજકુમારને નીશો વધી ગયો જેથી તે પાસેના પલંગપર જઇ પડયો. થોડીવાર કાળીદાસ તથા પ્રધાનપુત્રે તે પેટીમાંથી ત્રણ રત્નો અને એક બહારનું મળી રત્ન ચાર લઇ પોતાને ઘેર આવ્યા.

રાજકુમાર બીજે દિવસ સવારમાં ઉઠી જુએ છે તો રત્નો મળ્યાં નહિં તે રત્નો પોતે ચોરેલ હતાં જેથી કહી પણ કોને શકે કે ફરીયાદ પણ કેમ થઇ શકે ? એટલે મતલબ કે "ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલી રૂએ." જેથી નિશ્વાસ નાંખી માથે હાથ દઇ બેઠો.

મુદત પુરી થતાં ચારે રાજકુમારો પોતાના રત્નો પ્રસિદ્ધ થયાં હશે એમ ધારી રાજસભામાં આવ્યા. અને તેમાંના એકે કહ્યું કે–મહારાજ ! હવે અમારો ન્યાય મળે તો ઠીક આપની મુદત થઇ ગઇ. આથી વૃદ્ધ પ્રધાનને રાજા ભોજે કહ્યું કે–પ્રધાનજી ! આપે શું કર્યું ! ત્યારે પ્રધાને પ્રધાન પુત્રને હુકમ કીધો જેથી તેણે તે ચાર રત્નો ભોજરાજાના હાથમાં મુકયાં. ભોજરાજાએ કહ્યું. તમારા રત્નોને તમે ઓળખો છો ? તે સર્વેએ હા પાડી તેથી આ રત્નો કોનાં છે ? ત્યારે તે રત્નો પોતાનાંજ છે એમ સાબીત કરી દીધું. અને તે રત્નો તેઓએ સંભાળી લીધાં.

ભોજરાજાએ તે ચારેને સારી રીતે પોશાક આપી સંતુષ્ટ

કર્યા. રાજકુમારો ગયા પછી રત્નોની ચોરી કેમ પ્રગટ થઇ એ વાત પુછવા માટે આકાંક્ષા જણાવી. જેથી પ્રધાન પુત્રે સર્વ હકીકત કહી સંભળાવી ભોજરાજાએ કાલિદાસને તથા પ્રધાન પુત્રને ગર્ભે શકટ ધન આપ્યું.

## રાજારૂપિ કલ્પવૃક્ષપર ઘોકાનો ઘા.

ધારાનગરની પાસેના ગામમાં એક ગ્રહસ્થ બ્રાહ્મણ વસતો હતો તેને ચાર પુત્રો હતા. બાપની ગૃહસ્થાઇને લીધે તે ચારેજણા કોઇ ધંધો શિખ્યા નહિ હતા તેની જ્ઞાતિમાં કન્યાઓની ઘણીજ અછત હોવાથી કન્યાવિક્રયનો જુલમી રિવાજ ઘણો હતો જેથી તેણે પોતાના ચારે પુત્રોને ઘણુંએક ધન ખરચ કરી પરણાવ્યા. જેથી ધન ખુટી ગયું તો પણ સાવ દુર્બળ સ્થિતી નહોતી. થોડા દિવસ પછી તે વૃદ્ધ પણ મરણ પામ્યો જેથી તે પુત્રોને પિતાની ઉત્તર ક્રિયાનું અવધાન સાચવવા જરૂર પડી જેથી તેમા પણ લાજ આબરૂ મુજબ કેટલુંક ધન ખરચ્યું આખરે તેની પાસે માત્ર ૧ એક માસ ચાલે તેટલું ધન રહ્યું તેથી તે ચાર ભાઇઓ જુદા થયા સૌને ખાવાને પણ સાંસા પડયા. બાપની વખતનાં કળો પણ સાવ ઇનકાર ગયાં જેથી એમ કેટલોક ધક્કો લાગ્યો.

સૌથી ન્હાનાની વહુ ઘણી ચંચળ હતી જેથી તેણે પોતાના પતિ ભીમશંકરને કહ્યુ કે–પ્રાણનાથ આપણી દુર્બળ સ્થીતિથી મને ઘણુંજ દુઃખ થાય છે છોકરાંઓ પણ ભુખથી દુઃખ પામે છે. માટે આપ કંઇ ઉદ્યમ કરો. સ્ત્રીનો ધર્મ છે કે કુળવાન સ્ત્રીએ પોતાના પતિને સારી મતિ આપવી જોઇએ.

> अर्द्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
> असहायस्य लोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥४०३॥

આ લોકમાં સ્ત્રી, એ પુરૂષનું અર્ધું અંગ તથા ઉત્તમોત્તમ મિત્ર છે. કારણ કે સહાય વિનાના પુરૂષને આ જગત વિષે લોક વ્યવહારમાં સ્ત્રી સહાયતા કરનારી છે.

માટે હે સ્વામી ? આપ કંઇ કમાવાનો રસ્તો શોધો. ત્યારે ભીમશંકરે કહ્યું કે મને કંઇ તથી આવડતું કે હું કયાંય નોકરી પણ કરી શકું મને ભીખ માંગતાં પણ ઘણી શરમ થાય છે જેથી હું નિરૂપાય થઇ બેસી રહું છું. તેની સ્ત્રી યશોદાએ કહ્યું કે નાથ !

ધારા નગરના રાજા બહુજ દાનેશ્વરી છે તેની પાસે તમે દરરોજ જતા આવો તમને ત્યાં જવાનું કારણ પુછે ત્યારે તમે બીજે દિવસ કારણ બતાવીશ એમ કહેવું. પોતાની સ્ત્રીના કહેવાથી ભીમશંકર દરરોજ ધારા નગરમાં ભોજરાજાની સભામાં જવા લાગ્યા. જેથી તેને સભામાં જવું સહેલું થઇ પડયું. એક દિવસ ભોજરાજાની દૃષ્ટિ તેની તરફ ગઇ ત્યારે તેણે આવવાનું કારણ પૂછયું. જેથી ભીમશંકરે તે કારણ આવતી કાલ બતાવીશ એમ કહ્યું. ને ભીમશંકર પોતાને ઘેર ગયા.

સાંજે ઘેર જઇ પોતાની સ્ત્રી યશોદાને સઘળી વાત કહી જેથી યશોદાએ ઘણીજ નમ્રતાથી બે હાથ જોડી કહ્યું કે સ્વામીનાથ ! હું જવાબ બતાવું છું તે તદ્દન અમોલપણાનોજ છે તેમાંથી આપને ઘણુંક ધન મળશે. આપ જરાપણ શંકાશીલ બનશો નહિ. જુઓ તમો ત્યાં જઇ આશિર્વાદ આપી સામા ઉભા રહી આ સાંબેલાનો બરાબર તાણીને તેના ઉપર ઘા કરજો એ ઘાથી ભોજરાજા તમોને ઘણુંક ધન આપશે. આપ તેનાથી જરા ભય પામશો નહિ. હું સત્ય કહું છું. ભીમશંકર તો થરથરવા લાગ્યો અને બોલ્યો કે અરે ! આ શું તું ખરૂં કહે છે ? જો ઘા કરૂં તો રાજા અવશ્ય મારીજ નાખેના. તેતો મારાથી કદિ નહિ બને તું મને મારી નંખાવવાજ પ્રયત્ન કરે છે. માટે જા ઘરમાંથી બહાર નીકળ. યશોદા સ્વામીનાથા સ્વામીનાથ ! હું સત્ય કહું આપનું દુઃખ એ મને પહેલું દુઃખ છે આપ મારા શિરછત્ર છો. આપથીજ હું સુખે ફરૂં છું. તો આપને એવાં દુઃખ કેમ અપાવું. જો આપ કદિ તેમ કરશો તો તેમાં આપને જરાપણ ઇજા નહિ થાય સત્ય માનજો એ પણ એક પ્રકારનું સાહસ છે સાહસ વગર સિદ્ધી પણ નથી

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तन्ते तत्र देवः सहायकृत् ॥ ४०४ ॥

ઉદ્યોગ સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ, અને પરાક્રમ એ છ વસ્તુ જ્યાં રહે છે ત્યાં દેવની સહાયતા છે એમ સમજવું.

ભીમશંકર બોલ્યો કે તું કહે છે તે ખરૂં પણ નશીબમાં જો ધન લખ્યું હશે તો મળશે નહિતર દુઃખનો થશેજ પણ લક્ષ્મી મળવી એ પ્રારબ્ધને આધીનજ છે કેમકે—

स्वयं महेशः श्वशुरो नगेशः सखा धनेशस्तनयो गणेशः ॥
तथापि भिक्षाटनमेव शंभोर्बलीयसी केवलमीश्वरेच्छा ॥ ४०५ ॥

શિવ પોતે મહેશ્વર છે, તેમનો સસરો હિમાલય પર્વત છે. કુબેરભંડારી મિત્ર છે, અને ગણપતિ જેનો પુત્ર છે, તો પણ શંક- રને ભિક્ષાટન કરવું પડે છે તેથી દૈવઇચ્છા બલવાન્ છે.

માટે તેવું સાહસતો મારાથી બની શકશે નહિ. સ્તી યશો- દાએ તેમ કરવા ઘણું ઘણું કહ્યું. તેથી માંડ વિશ્વાસ આવ્યો.

બીજે દિવસ સવારે ભીમશંકર ધારાધિપતિ ભોજની સભામાં આવ્યો આશિર્વાદ આપી સામે ઉભી પોતાના સઘળા જોરથી ધોકાનો ( સાંબેલાનો ) ઘા કર્યો. ભોજરાજાને માથે ન પડતાં તે ઘા ભોજ- રાજાની પડખે પડયો. ઘા કરવાથી અનુચરોએ ભીમશંકરને પકડયો તે તરફ ભોજની દૃષ્ટિ જતાં અનુચરોને કહ્યું કે-તે બ્રાહ્મણને દુઃખ આપો નહિ. જાઓ કોષમાંથી તેને અર્ધલક્ષ ધન આપો. હુકમ મળતાં તેને ભંડારપર લઇ ગયા. અને અર્ધલક્ષ આપી વિદાય કીધો. પ્રધાને તેને ધન આપવાનું કારણ પૂછ્યું ત્યારે ભોજરાજાએ ઉત્તર આપ્યો કે રાજા એ એક કલ્પવૃક્ષ સમાન છે. 'કેરી ખાવાની આશાથી વૃક્ષ ઉપર અનેક ઘા કરે છે અને ફળ મેળવે છે.' તેમ તેણે મને કલ્પવૃક્ષ ગણી મારા ઉપર ઘા કર્યો તે ઘા છટકી દૂર પડયો નહિતર મારે તેને એક લક્ષ આપવા પડત. કારણ કે આંબામાં બરાબર ઘા વાગે તો ઝાઝાં ફળ પડે છે તેમ મારા હાથપગમાં વાગ્યું હત તો તેને એક લક્ષ આપવા પડત.

## ભોજરાજાનો મસીઆઈભાઇ

ભીમશંકર અર્ધલક્ષ ધન લઇ આવ્યા પછી તેના ઘરનું તેજ અને ખરચ જોઇ ભીમશંકરથી મોટા ભાઇ રામશંકરની સ્ત્રી પાર- વતીએ આ આવકનું કારણ યશોદાને પુછી તેણે પોતાના પતિ રા- મશંકરને કહ્યું કે-નાથ ! જુઓ તમારા ભાઇ ભીમશંકરે ભોજરાજા પાસેથી ઘણુંક ધન મેળવ્યું. તમારે તો આખો દિવસ ઘરમાંજ બેસી રહેવું. એ કંઇ યોગ્ય ન કહેવાય. આપ કૃપા કરી દરરોજ રાજસ- ભામાં જતા જાઓ. આવવાનું કારણ જ્યારે પુછે ત્યારે બીજે દિવસે કારણ બતાવવાનું કહી આવજો. પોતાની પત્નીના કહેવા મુજબ તે દરરોજ ભોજની સભામાં જવા લાગ્યો. એક દિવસે ભોજરાજાએ તેને આવવાનું કારણ પુછ્યું. જેથી આવતી કાલ જવાબ આપીશ એમ કહી રામશંકર ભટ્ટ ઘેર આવ્યા.

એકદમ ઘેર આવી સ્ત્રીને કહ્યું કે રાજાએ આવવાનું કારણ પુછ્યું એમ કહી બેઠો ત્યારે સ્ત્રીએ કહ્યું કે–સ્વામીનાથ! આપ કાલ સવારમાં ભોજરાજા ઝરૂખામાં બેસી દાતણ કરતા હોય તે વખતે ત્યાં પછેડી ઓઢી રોતાં રોતાં જાજો. તમને એ છાના રાખી કારણ પુછશે જેથી કહેજો કે હું તમારો માશીનો દીકરો ભાઇ છું રામશંકરે કહ્યું કે–અરે આ શું કહે છે! મને રાજાને હાથે મરાવી નખાવવો છે! ખરેખર હું દરિદ્રી તુને ગમતો નહિ હોઉં પારવતીએ કહ્યું કે–સ્વામીનાથ! આપ ગભરાઓ નહિ. તમને તેમાંથી ઘણોક લાભ મળશે. હું સત્ય કહું છું. તમારા ભાઇ ભીમશંકર તો રાજા ઉપર સાંભેલાનો ઘા કરીનેજ ઘણુંક ધન લાવ્યા રામશંકરે કહ્યું કે એ વાત તદ્દન જુઠી છે તું મને મરાવવા ઇચ્છે છે. હે દૈવ! ખરૂં છે

किं चान्यैः सुकुलाचारैः सेव्यतामेति पुरुषः ॥
धनहीनः स्वपत्नीभिस्त्यज्यते किं पुनः परैः ॥ ४०६ ॥

બીજા સારા કુલના આચરો વડે પુરૂષ સેવામાં યોગ્યતાને પામેછે. અને ધન રહિત પુરૂષનો તેની ( પોતાની ) સ્ત્રીઓ પણ ત્યાગ કરે છે, તો બીજા ત્યાગ કરે તેમાં શું કહેવું.

આમ અફસોસ કરતો એક જગોએ બેઠો. તેની સ્ત્રી પારવતીએ બહુ કાલાવાલા કરી સમજણ આપી. ત્યારે નિશ્વાસ નાંખી બોલ્યો કે

किं करोमि क गच्छामि कमुपैमि दुरात्मना ।
दुर्भरेणोदरेणाहं प्राणैरपि विडम्बितः ॥ ४०७ ॥

દુઃખેથી ભરાય તેવા દુષ્ટ ઉદરે મારા પ્રાણ સુધી હેરાન કર્યો છે તેથી હવે હું શું કરૂં? કયાં જાઉં! અને કોની શરણે રહું.! સ્વામીનાથ! આપ આમ ડરોછો તો કેમ થશે માટે જો જાઓ તો ઠીક આમ કેટલુંક સમજાવી તેને પ્રાતઃકાળે ભોજની પાસે મોકલ્યો. ભોજરાજા ઝરૂખામાં ઉભા દાતણ કરતા હતા ત્યારે સામા આવી રામશંકરે મોટી પોક મુકી અને સામો આવી બેઠો રાજાએ રામશંકરને રોવાનું કારણ પૂછયું જેથી તેણે કહ્યું કે હું આપનો માશીનો દિકરો ભાઇ છું આ સાંભળી ભોજરાજાએ તેને એક લાખ ધન આપ્યું. પ્રધાને ભોજરાજાને પૂછયું કે– મહારાજા આપ આમજ ધન ઉડાવી દોછો તેનું તાત્પર્ય શું છે! તે અનિષ્ટ સૂચકને એક લાખ ધન આપવાનું કયું મહત્ કારણ છે. ભોજે ઉત્તર દીધો કે–તેનું

કહેવું એમ હતું કે હું તમારો માસીઆઇ ભાઇ છઉં. તો તે વાત સાચી છે. હું છતનો દિકરો છું એ અછતનો દિકરો છે. થોડા વખત પહેલાં એ છતના આશ્રયમાં રહેતો એ તેની છત મરી ગઇ (જતી રહી) જેથી હવે રોતો રોતો મારે શરણે આવ્યો એટલે મારે તેને એક લાખ ધન આપવું પડયું.

રામશંકર ભટ્ટ હર્ષમાંને હર્ષમાં ઘેર ગયા અને પારવતીને વધામણી આપી. (અને ધન લાવ્યાનું કહ્યું) પારવતીએ કહ્યું કે—સ્વામીનાથ! હું કંઇ ખોટું કહેતી હતી. રામશંકરે કહ્યું કે—ના તે ખરૂંજ હતું પણ મારા માનવામાં આવતું નહોતું, હવે તો હું દરરોજ ભોજ પાસે જઇશ અને ધન લાવીશ. હવે આપણું દારિદ્ર દૂર થશે હું હવે દારિદ્રને નમસ્કાર કરૂંછું.

हे दारिद्र्य नमस्तुभ्यं सिद्धोऽहं त्वत्प्रसादतः ।
पश्याम्यहं जगत्सर्वं न मां पश्यति कश्चन ॥ ४०८ ॥

હે દારિદ્રય! તને નમસ્કાર કરૂં છું. કારણ કે તારા પ્રસાદથી હું એવો સિદ્ધ થયેલો છું કે, બધા જગતને હું દેખું છું. અને કોઇ મને દેખતો નથી.

આશામાં બંધાયેલા રામશંકરે ભોજ પાસે જવાનું મન કર્યું જેથી તેની સ્ત્રી પારવતીએ કહ્યું કે સ્વામીનાથ! હવે મળ્યું છે, તેટલુંજ સંતોષથી સાચવો કેમકે—

गिरिर्महाग्निरेराब्धिर्महानब्धेर्नभो महत् ।
नभसोऽपि महद्ब्रह्म ततोऽप्याशा गरीयसी ॥ ४०९ ॥

સર્વથી મોટો ગિરિ, ગિરીથી મોટો સાગર, સાગરથી મોટું આકાશ, આકાશથી મોટું બ્રહ્મ, અને તે સર્વથી મોટી આશા છે.

માટે હે નાથ! હવે આપ ત્યાં જશો નહિ.

## પથરાને પાણી પર તરાવો.

દારિદ્રથી દુઃખ પામતું કુટુંબ દિવસે દિવસે શોક કરવા લાગ્યું. શીમશંકર તથા રામશંકરનો દાખલો જોઇ તેનો ભાઇ પ્રેમશંકર પણ દર રોજ જવા લાગ્યા. તેને પણ રાજાએ એક વખત આવવાનું કારણ પૂછયું ત્યારે તેણે પણ બીજે દિવસ જવાબ આપીશ. તેથી બીજે દિવસ સવારે પ્રેમશંકર માથે એક છીપરડી ઉપાડી રાજા પાસે

ગયા. રાજાને આશિર્વાદ આપી ઇસારેથી કહ્યું કે વરસાદ થયો પણ દુષ્કાળ પડયો જેથી અન્ન મળતું નથી. રાજાએ ઇસારેથી બતાવ્યું કે અંજલી ભરી પી જા. પ્રેમશંકરે ફટ માથેથી છીપરડી ઉતારી કહ્યુંકે આ તરાવી દ્યો. આથી મહારાજા ભોજે બે લક્ષ ધન આપ્યું. સૌ કચેરી મંડળે શું વાર્તાચિત થઇ એ જાણવા ઘણી વિનતિ કરી ત્યારે ભોજે ઉત્તર દીધો કે–તે બ્રાહ્મણે મને કહ્યું કે અન્ન નથી ત્યારે મેં કહ્યું કે તારા કુળમાં અગસ્ત થઇ ગયા તે સમુદ્રનુ પાન કરી ગયા તો તું પણ તેજ વંશનો છે તેણે કહ્યું કે–તમારા કુળમાં શ્રી રામચંદ્ર થઇ ગયા તેણે સમુદ્રમાં પાજ બાંધી તો આપ આ પથરો તરાવી દ્યો જેથી મેં તેને ધન આપ્યું.

## કાલિદાસે મચ્છ પકડયો.

ધારાધિપતિ ભોજની સભામાં અસંખ્ય પંડિતો હતા. તેમાં ભોજરાજની કાલિદાસ ઉપર ઘણીજ પ્રીતિ હતી. જેથી અન્ય પંડિતો કાલિદાસનો દ્વેષ કરતા હતા. દુર્જન શું ન કરે ?

यशः सौरभ्यलशुनः शान्तिशैत्यहुताशनः ।
कारुण्यकुसुमाकाशः खलः सज्जनदुःखद ॥३८८॥

કીર્તિના સુગંધમાં લસણ જેવો, શાંતિરૂપી શીતળતામાં અગ્નિ જેવો, અને દયારૂપી પુષ્પ તો આકાશરૂપ (અર્થાત્ જેમ આકાશમાં પુષ્પ કદિ થય નહિ તેમ દુર્જનને દયા કદિપણ આવે નહિ.) એવો દુર્જન પુરૂષ સજ્જનને દુઃખ આપનારો છે.

કાલિદાસ ભોજ પાસે માનવાળો છે એ જોઇ છિદ્ર ગવેષી દુષ્ટ પંડિતો પુષ્કળ ઇર્ષ્યા કરવા લાગ્યા. અને ગમે તે ખટપટ ચલાવી કાલિદાસને રાજસભામાંથી દૂર કઢાવી મેલવા એ યોજના નિશદિન કરતા.

એક દિવસ ભોજરાજ પ્રત્યે પંડિતોએ કહ્યું કે મહારાજ ! આપ કાલિદાસને અત્યંત ચાહો છો તે યોગ્ય છે. પરંતુ તેના એક અયોગ્ય આચરણ વિષે લોકોમાં ચર્ચા થાય છે માટે તે વિષે આપ જરા તેમને સુચના આપો તો આપની આજ્ઞા માથે ચઢાવી અનાચાર છોડી દેશે તેથી અધિક માનપાત્ર થશે. આ પ્રમાણે જ્યારે પંડિતોનું બોલવું સાંભળ્યું. ત્યારે આશ્ચર્ય પામી તેને પૂછ્યું કે કાલિદાસમાં શું અયોગ્ય આચરણ છે તે સાંભળી પંડિતો બોલ્યા કે વેશ્યાલંપટ હોવાથી પોતાના આચારને વિસરી ગયેલ છે એટલે જ્યારે ગંગા સ્નાન કરવા જાય છે ત્યારે માછલાં પકડી કપડામાં વીંટી વેશ્યાને

ત્યાં લઇ જાય છે. અને તેનું ભક્ષણ કરે છે. આવું પંડિતોનું બોલવું સાંભળી રાજા અતિ આશ્ચર્ય પામી બોલ્યો કે શું માંસ ભક્ષણ કરે છે ? અને વેશ્યાનો યાર છે ? નહિ નહિ કદાપિ તે એવાં આચરણો આચરેજ નહિ તેમ છતાં તમે કહો છો તે વાત સત્ય હોય તો તેની ખાતરી કરાવી આપો. જો એ વાત ખોટી ઠરશે તો હું જાણીશ કે તેના ઉપર દ્વેષ કરી મને ખોટી ખોટી વાતો ભરાવી તેનો અનાદર કરાવવા ચાહો છો. એમ ધારી તમોને યોગ્ય શિક્ષા કરીશ. તે સાંભળી પંડિતો બોલ્યા કે જો આ વાત ઓછી ઠરે તો જે આપને યોગ્ય લાગે તે શિક્ષા કરવી. આપ ખાતરી કરવા ચાહો છો તો પ્રાતઃકાળે ગંગાઘાટનો માર્ગ રોકી ગુપ્તપણે બેસો એટલે પ્રતીતિ થશે. ભોજ કૌતુક નિહાળવા પ્રેમવાળો હોવાથી પંડિતોના કહેવા પ્રમાણેજ કર્યું અને કાલિદાસને ગંગાસ્નાન કરી વેગળેથી આવતો જોઇ ભોજરાજાએ સામે જઇ પૂછ્યુ કે હે કવિરાજ कक्षेकिं ? બગલમાં શું છે ?

કાલિદાસે ઉત્તર આપ્યો કે ममपुस्तकं મારૂં પુસ્તક છે.

રાજાએ ફરી પૂછ્યું કે किमुदकं ? એમાંથી પાણી કેમ ટપકે છે ?

કવિએ ઉતર આપ્યો કે काव्येपुसारोदकं એ સર્વ કાવ્યનું સારરૂપ પાણી ટપકે છે.

રાજાએ પૂછ્યું કે गंधकिं ? ત્યારે ગંધાય છે કેમ ?

કાલિદાસે કહ્યું કે तनुरामरावणवधातसंग्रामगंधोत्करं હાલ રામ અને રાવણનું યુદ્ધ ચાલે છે તેમાં જે પ્રાણીઓ મરે છે તેના પ્રેતોની ગંધને લીધે ગંધાય છે

રાજાએ પૂછ્યું કે पुछंःकिं ? ત્યારે આ પૂછડાં જેવું શું દેખાય છે ? કાલિદાસે કહ્યું કે खलुतालपंत्रलिखितं તાડ પત્ર ઉપર લખેલું છે. તેથી પૂછડાંનાં જેવું દેખાય છે.

ભોજે પૂછ્યું કે जीवःकिं ? ત્યારે એ પુસ્તક જીવતું કેમ છે ? કાલિદાસે ઉત્તર આપ્યો ममगौडमंत्रलिखितात्संजीवकंपुस्तकं આ પુસ્તક મારા ગૌડમંત્રથી લખ્યું છે તેથી જીવતું છે.

આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી રાજાએ કહ્યું કે हाहागुणाढ्यो भवेत् વાહવા ! કાલિદાસ ! આપ ગુણવાન છો. એમ ભોજરાજે કાલિદાસની બગલમાં વિંટાળેલા વસ્ત્રને ખેંચ્યું તો શ્રી જગદંબાની કૃપાથી કાલિદાસના કહેવા મુજબ તાડપત્ર ઉપર લખેલું

પુસ્તક હતું, આથી કાલિદાસ સમજી ગયો કે આ વ્હેમ મારા દ્વેષી પંડિતોએ રાજાના ઉરમાં ઉતારી દિધો છે અને કહ્યું કે મહારાજ!

अन्त मलिन देहेन वहिराह्लाद कारिणा।

महाकाल फलेनेव के खलेन न वञ्चिताः ॥ ३८९ ॥

ધંતુરાના ફળની પેઠે અંદર મલિન દેહવાળા અને બાહેર આલ્હાદ આપનાર એવા દુર્જનથી કયા પુરૂષો ઠગાણા નથી? (અર્થાત્ દુર્જન સર્વને ઠગે છે.)

આ સાંભળી બીજા પંડિતો ભય પામ્યા અને કંપવા લાગ્યા. ભોજરાજાને પણ ખાત્રી થઇ કે કાલિદાસ સદા સત્યવાન અને ધર્મજ્ઞ બ્રાહ્મણ છે બીજા પંડિતોપર તેને એટલોબધો ક્રોધ ચઢયો કે જાણે શ્રી શંકર કામદેવને કેમ બાળતા ન હોય તેમ આંખોથી ક્રોધાગ્નિ ઝરવા લાગ્યો બીજા પંડિતો ભયથી નાસવા લાગ્યા. તેને દેશાનેકાલ કરવા હુકમ કર્યો પણ કાલિદાસે સમજાવી કહ્યું કે.

न यत्न कोटिशतकर्सप दुष्टः सुधीभवेत्।

किं मर्दतोऽपि कस्तूर्या लशुनो याति सारभम्॥३९०॥

સેંકડો કે કોટિ પ્રયત્નો કરો, તોપણ દુષ્ટ બુદ્ધિવાળો માણસ સારી બુદ્ધિવાળો થતો નથી. કારણ કે કસ્તુરીમાં મર્દન કરેલું લસણ શું સુગંધીને પામે છે?

સમાપ્ત.

---

# આ પુસ્તકમાં અગાઉ આશ્રય આપનાર ગ્રહસ્થોનાં નામો

## અમદાવાદ.

૦ પ્રોફેસર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ૨૦ પ્રોફેસર ઝવેરભાઇ ઉમેદભાઈ
પ્રોફેસર મોતીલાલ મગનલાલ ૩ ભાવસાર મુળચંદ કાળીદાસ
માસ્તર ગણપતરાવ ગોપાળરાવ બરવે ૧ જેસીંગભાઇ હાકરશીનાં નાજર
રા રા. મોહનલાલ પુરશોત્તમ ૧ રા. ઉમેદભાઇ નારણભાઇ પટેલ
,, સાકરલાલ પુરશોત્તમ શુક્લ ૧ ,, રણછોડલાલ ગંગારામ મેનેજર
,, હરીકૃષ્ણદાસ ડુંગરદાસ ૧ ભટ કેશવલાલ ભાગવાનજી મીઠાઇવાળા

## ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.

૧ માસ્તર દયાળજી લલ્લુભાઇ
,, નરસિંહ ટીકાભાઇ
૧ ,, ધનેશ્વર નાનાભાઇ
૧ ,, ગુલાબભાઇ ડાહ્યાભાઇ
૧ ,, પરસોતમ અચરતલાલ
૧ ,, છગનલાલ રણછોડલાલ
૨ ,, મનસુખરામ મોતીરામ
૧ ,, બાબરભાઇ ઉમેદભાઇ
૧ ,, દોલતરામ નરસિંહરામ.
૧ માસ્તર ખંડુભાઇ ભાગવાનજી
૧ ,, પરાગજી દાદાભાઇ
૧ ,, ગોવિંદજી કુંવરજી
૨ ,, મણીભાઇ વસનજી
૧ ,, દામોદર નાથાભાઇ
૨ ,, જટાશંકર સાળીંગરામ
૧ ,, ધનેશ્વર મોરારજી
૧ ,, સોમાભાઇ કાળીદાસ

## થર્ડ ઇયર કલાસ સને ૧૯૦૮

૧ સ્કોલર ઇશ્વરલાલ રામેશ્વર જોષી
૧ ,, ગોવરધનભાઇ ઝવેરભાઇ
૧ ,, છગનલાલ નરોત્તમદાસ
૧ ,, સુલેમાન આદમ
૧ ,, ચંદુલાલ ગીરધરલાલ
૧ ,, ચતુરભાઇ વાઘજીભાઇ
૧ ,, નર્મદાશંકર કાળીદાસ
૧ સ્કોલર મોતીલાલ લલ્લુભાઇ
૧ ,, દુર્લભભાઇ ફકીરભાઇ
૧ ,, કરસનસિંહજી ખોડાભાઇ ઝાલા
૧ ,, અલીમીયાં બાવામીયા
૧ ,, નરોત્તમદાસ ખુશાલદાસ
૧ ,, હરગોવિંદ પાનાચંદ
૧ ,, શંકરલાલ મુળજી

## સેકન્ડ ઇયર કલાસ.

૧ સ્કોલર શીવલાલ છગનલાલ
૧ ,, જેઠાલાલ પ્રભારામ
૧ ,, પ્રાણલાલ રણછોડ
૧ ,, માણેકલાલ બેચેચરદાસ
૧ ,, મણીશંકર નારણજી
૧ સ્કોલર કુબેરદાસ ગોકળદાસ
૧ ,, માણેકલાલ મગનલાલ
૧ ,, નાથાજી ત્રિભુવન
૧ ,, હીરાચંદ કમળચંદ
૧ ,, મથુર મનસુખ

### ફર્સ્ટ ઇયર કલાસ.

| | |
|---|---|
| ૧ સ્કોલર ચતુરભાઇ આશાભાઇ | ૧ સ્કોલર ખુશાલભાઇ કરસનભાઇ |
| ૧ ,, ગોકાભાઇ મકનજી | ૧ ,, હરખજી મુળજી |
| ૧ ,, છોટુભાઇ કુંવરજી | ૨ ,, કુંવરજી ભીમભાઇ |
| ૧ ,, સુરભાઇ ગોપાલજી | ૧ ,, શંકરભાઇ બાવાજી |
| ૧ ,, અંબાલાલ પ્રભાશંકર | ૧ ,, ગુલાબભાઇ ભીમભાઇ |
| ૧ ,, ગુલાબભાઇ ગોવિંદભાઇ | ૧ ,, કલ્યાણજી વિઠ્ઠલ |
| ૧ ,, હીરાલાલ ગીરધર | ૧ ,, મગનલાલ મનસુખ |
| ૧ ,, મનસુખ દયાળજી | ૧ ,, ધરમચંદ રામચંદ |
| ૧ ,, ખંડેરાવ ગણપતરાવ | ૧ ,, ભીમભાઇ ડાહ્યાભાઇ |

### ઉત્તરસંડા.

૧ રા. રા. નરહરભાઇ નાથાભાઇ

### કલ્યાણપુર.

| | |
|---|---|
| ૩૦ રા. નાગરદાસ મથુરાંદાસ માજીસ્ટ્રેટ | ૧ રા. પ્રેમશંકર દયારામ ડાકતર |
| ૧ ,, લાધા વલમજી વકીલ | ૧ ,, પોપટલાલ વિ. જગજીવન વકીલ |
| ૧ ,, નાનજી લીલાધર અવલકારકુન | ૧ ,, ત્રીભોવન દયાશંકર ફોજદાર |
| ૧ ,, વૈદ્ય રેવાશંકર કલ્યાણજી | |

### કાળવાડ.

૨ કવિ ગવરીશંકર ગોવિંદજી ૧ ભટ મદનજી લાલજી

### કરાચી.

૧ વૈદ્ય શાસ્ત્રી કેશવજી ઝીણા

### કચ્છ સુંદરા.

૧ સદાશંકર કૃપાશંકર ૧ ક્ષુ. વ્રજલાલ પાનાચંદ

### ખંભાળીયા.

| | |
|---|---|
| ૧ દવે સુંદરજી જાદવજી | ૧ શાસ્ત્રી વાલજી ઇચ્છારામ |
| ૨ તુલશીરામ જાદવજી | ૧ ગુગળી હીરજી ખીમજી |
| ૧ ભટ પોપટ મદનજી | ૧ રાવળ જીરાલાલ મોનજી હરીકથાવાલા |
| ૧ રાજગોર નકુ ગગુ | ૧ બ્યારા હરીલાલ આણંદજી |
| ૧ સુતાર ચત્રભજ ધેલા | ૧ રા. વર્ધનજી ત્રીકમજી |
| ૧ ચપર ખીમજી મોરારજી | |

### ગુરગઢ.

૧ ઠક્કર જમનાદાસ ગોકળજી

### ગાંધવી.

૨ મહંત ધર્મગરજી આણંદગરજી

